# Vithaldas Haridas Co. [1955] Limited

IMPORTERS, EXPORTERS, COTTON GINNERS

AND

PLANTERS

One of the Pioneer and Oldest

Firm in East Africa



Plantations at :

Namanyoni, Nagoje,





Registered Office : JINJA (Uganda)

Tele Add : 'VIHCO'  P. O. Box 191  Phone : 370

# કેશિજ યુવતીનું સૌંદર્ય દીપે છે

## કાળાવટ્ટ

કેશકલાપથી



પણ એવો આકર્ષક કેશકલાપ પ્રાપ્ત કરવા માટે સિદ્ધહસ્ત રામતીર્થ બ્રાહ્મી તેલનું જ સેવન જરૂરી છે. તે કેશને મોહક બનાવે છે એટલું જ નહિ પણ જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુને બળવત્તર બનાવે છે.

### રામતીર્થ બ્રાહ્મી તેલ

આ તેલ ખાસ નિષ્ણાતોએ આયુર્વેદિક પદ્ધતિએ બનાવેલ છે એટલે કે રૂપ અને ગુણ બન્ને દ્રષ્ટિએ બધાંને અનુકુળ આવ્યું છે.




**રામતીર્થ** બ્રાહ્મી તેલ રજી. નં. ૧ (૨૭૮૨૬) આયુર્વેદિક ઔષધ

મોટી બાટલી રૂ. ૩ાા નાની બાટલી રૂ. ૨

ટપાલથી મંગાવનારે (પોસ્ટેજ પેકીંગ ખર્ચ સાથે)

મોટી બાટલીના રૂ. ૫-૧૩ નાની બાટલીના રૂ. ૩-૧૩

મ. ઓ. થી મોકલવા. વી. પી. થી મોકલતા નથી.

**શ્રી રામતીર્થ યોગાશ્રમ, મુંબઇ-૧૪.**

ટેલીગ્રામ: 'PRANAYAM' BOMBAY-DADAR ટે. નં. ૬૨૮૯૯

COTY : SRY 4



# યોગાસનો

ના અભ્યાસથી

## નિરોગી

અને સશક્ત બનો

* * * *

રોગરહિત સશક્ત તેમજ હમેશાં તંદુરસ્ત રહેવા માટે સારા આર્ટ ગ્લેઝ પેપર ઉપર છપાયેલ ઘેર સહેલાઈથી કરી શકાય તેવાં અનેક આસનોનો યોગાસન ચાર્ટ તુરત મંગાવો.

કીમત રૂ. ૧-૧૨-૦ (પોસ્ટેજ સાથે) મનીઑર્ડરથી મોકલો. વી. પી. કરતા નથી.

* * * *

તા. ક. દરરોજ (રવિવારે બંધ) સવારના ૭ાા થી ૯ાા અને સાંજના ૬ થી ૭ાા શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગો ચાલુ છે. રવિવારે સવારના ૧૦ વાગે વ્યાખ્યાન હોય છે.

* * * *

શ્રી

**રામતીર્થ યોગાશ્રમ**

દાદર (સેન્ટ્રલ રેલ્વે)

મુંબઇ-૧૪

COTY : YOG

# હમણાં જ પ્રગટ થયેલાં નવાં પુસ્તકો

ફકીરો પન્નાલાલ પટેલ ૨-૮
ના છૂટકે ,, ૮-૧૨
યૌવન ૧-૨ ,, ૭-૦
ભીરુસાથી ,, ૫-૦
સુખદુઃખનાં સાથી ,, ૪-૦
માનવીની ભવાઈ ,, ૬-૦
જીવો દાંડ ,, ૨-૮
જમાઈરાજ ,, ૨-૮
લખચોરાસી ,, ૩-૮
પુણ્ય પરવાર્યું નથી (સંવર્ધિત ન. આ.) ગુલાબદાસ બ્રોકર ૩-૦
જ્ઞાનદીપ ધૂમકેતુ ૧-૦
જ્ઞાનકુંજ ,, ૧-૦
સાધુ તો ચાલતા ભલા ઈશ્વર પેટલીકર ૧-૪
ઘરદીવડા ,, ૧-૦
લખ્યા લેખ ,, ૪-૦
ધરતીનો અવતાર ,, ૨-૮
જીવનદીપ ,, ૩-૮
વિષચક્ર ચુનીલાલ વ. શાહ ૫-૮
અણોજો ,, ૦-૧૨
શેખચલ્લી ૧ થી ૪ જયમલ્લ પરમાર ૪-૮
ભૂદાન ,, ૨-૦
તંદુરસ્ત રહો ડૉ. ભૂ. દવે ડૉ શં દવે ૩-૧૨
કિંગ કૉંગ હેમેન્દ્રકુમાર રાય ૧-૮

લગ્ન મંગલ ભૂપત વડોદરિયા ૩-૦
આસ્તિક સાને ગુરુજી ૩-૦
પુનર્જન્મ ,, ૩-૦
કરુણાદેવી ,, ૧-૦
ક્રાન્તિ ,, ૫-૮
ગીતાહૃદય ,, ૧-૮
શ્યામની મા ,, ૪-૮
ચકમક રંભાબેન ગાંધી ૩-૦
પ્રણયના રંગ ,, ૨-૦
સ્વભાવદર્શન હર્ષિદા પંડિત ૩-૦
સરી જતી રેતી ૧-૨ યશોધર મહેતા ૧૦-૮
વહી જતી જેલમ ,, ૫-૦
ડૉ. નરેન્દ્ર કૃષ્ણપ્રસાદ ભટ્ટ ૩-૦
વિરહ ગીતો રમેશ પાઠક ૧-૪
વનની વાટે ડાહ્યાભાઈ પટેલ ૪-૮
પદ્માવતી ,, ૪-૦
આમ્રમંજરી ,, ૪-૦
એ આવજો બાબુભાઈ વૈદ્ય ૧-૮
ઝબૂક વીજળી ઝબૂક મકરન્દ દવે ૧-૪
ગાંધીગીતો સં વિનોદ શાહ ૩-૦
ગાંધીજી ને બાળકો પુરાતન બૂચ ૦-૧૦
ચીનનાં બાળકો પર્લ બક ૦-૬
ચતુર બીરબલ જીવરામ જોષી ૧-૦
સંત દેવીદાસ ઝવેરચંદ મેઘાણી ૧-૪

ચપટી ધૂળ ઝવેરચંદ મેઘાણી ૧ ૦
ડમરો ને તુલસી રતિલાલ-અનિલ ૨-૦
આત્મકથા ૧-૨ ઈન્દુલાલ યાજ્ઞિક ૯-૦
મારી અનુભવકથા નાનજી કા. મહેતા ૬-૪
ખીજલેખા જયન્ત પરમાર ૩-૪
ખેતરનો ખેડુ પુષ્કરચંદરવાકર ૨-૮
પલ્લી સમાજ શરદબાબુ ૩-૪
માનવીનાં રૂપ યશપાલ ૬-૧૨
ભરજોબન ગુણવંતરાય આચાર્ય ૪-૮
રજનીગંધા શિવકુમાર જોષી ૪-૦
કુર્યાત સદા મંગલમ્ સારંગ બારોટ ૪-૮
દંપતીશ્રેણીનો સેટ ૧-૨-૩ ૧૫-૦
સાહસિક રાજદૂત જુલે વર્ન ૪-૧૨
ભદ્રની કોશા મગનલાલ પરીખ ૩-૪
સંસ્કારજ્યોત ચંદ્રભાઈ ભટ્ટ ૫-૮
સ્પંદન ભાસ્કર વહોરા ૧-૮
પલાશપુષ્પ જેઠાલાલ ત્રિવેદી ૩-૦
લીલુડાં લેજો પુષ્કરચંદરવાકર ૪-૦
શ્રીકાન્ત ૧ થી ૪ શરદબાબુ ૧૨-૮
સચરાચરમાં બકુલ ત્રિપાઠી ૩-૮
જ્વલંત અગ્નિ ગુલાબદાસ બ્રોકર ૩-૮

આ નવાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો
ખરીદવા માટે જરૂર લખો અથવા રૂબરૂ મળો :

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ** ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ : પો. બૉ. નં ૭૩ **અમદાવાદ ૧**

જયન્ત પરમાર

# ઊર્મિ નવરચના

ॐ

## સર્વવ્યાપી

અમાનવમાંથી માનવ સરજાતા એ સ્થળે હમેશાં જ અમાનવો આવતાં એવું કંઈ નહોતું; ઘણીવાર માનવો પણ આવતાં. ત્યારે ભગવાન પણ જરા વિસ્મિત થઈ જતા: માનવને વળી માનવ બનવાનું મન થાય! પણ ત્યાં જ એવાં રહ્યાં ખડ્યાં માનવ બોલી ઊઠતાં: 'ભગવન્, આ અફાટ ધરતી ઉપર અમાનવમાંથી માનવ બનવા તો બધાં તલસે છે, પણ કેટલાંય માનવમાં પણ માનવતાનો જ અંશ ખૂટતો હોય છે, તેમનામાં માનવતા શોધીયે જડતી નથી. અને છતાં એ પોતાની જાતને માનવ ગણતાં હોય છે. એવાં માનવોને અહીં આવવાનું કોઈ આકર્ષણ ખરું?' ભગવાનની પણ થતી ભૂલ સુધારતા એક માનવને નિહાળી ભગવાન ત્યારથી એક જ સ્થળ પકડી રાખવાનું છોડીને દરેક માનવના હૃદયમાં ભળી ગયા—સર્વવ્યાપી બની ગયા.

★

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર

મામુલીઓની સરદારી વેઠવી પડે તે સમાજની દયા ના ઉપજે તો બીજું શું થાય?

### સ્ટાલીનનું જનતા ઉપરનું ઋણ

હવે જ્યારે સ્ટાલીનની કાર્યપદ્ધતિ રશિયામાંથી નાબુદ થવા માંડી છે અને એનાં સ્મારકોને રૂખસદ આપવામાં આવે છે ત્યારે સ્ટાલીનના દોષ ખોળવા નિરર્થક છે. પણ એના કાળ દરમ્યાન શ્રમિકો અને જનતાના નામ ઉપર વાઘા ચઢાવી કેવાં કપટ અને કેવા અત્યાચારો થયા—થઈ શકે તે તરફ ધ્યાન જાય એ સ્વાભાવિક છે. માટીના દેવ બનાવી જાણનારાઓ એમ જ દુનિયા ઝૂકાવે છે. અને જનતાના રાજ્યોમાં ગુલામીનાં આકરાં સ્વરૂપો નભે તો યે લાચાર જનતા કૈં ના કરી શકે એ હકીકત યાદ રાખવા જેવી છે. સ્ટાલીન ગયો, તે પછી એના કાવાદાવા ને ખુના-મરકીઓને રજા મળશે એવો વિશ્વાસ ઊભો થયો છે. ઈશ્વર કરે ને એ નામ સાથે જ રાજકીય ગુંડાગીરીના અવશેષો દફન થવા માંડે. એ સાથે જ જનતાની શક્તિ મર્યાદાઓ ઉપર વધુ ધ્યાન અપાય એમ ઇચ્છવા જેવું છે. સંખ્યાવાદમાંથી ગુણવાદ ઉપર આવવા કેવી શકયતાઓ રહેલી છે તેનું સંશોધન હવે થવું જોઈએ. શું રશિયાએ એની શરૂઆત ના કરવી જોઈએ?

સ્ટાલીનની નીતિરીતિ રશિયામાંથી નીકળશે પણ એનાં ભગ્ન અવશેષો દૂર દૂરના દેશોમાં પડ્યા છે ત્યાંથી કાઢતાં વાર લાગશે. એટલે ભાંગફોડીઆ ને ગળાકાપુઓ હજુયે જનતાના નામે કાવતરાંઓ કરતા જાય ત્યાં એના તરફ સુગ ફેલાવવી એ જ સારો માર્ગ છે. સ્ટાલીન પછી ખરું જોતાં અભણ જનતાને આક્રમક રાજકારણથી બચાવી લેવી જોઈએ અને કેળવાયા પછી જ એની પક્ષોમાં થતી ખેંચમતાણી વાજબી લેખાવી જોઈએ.

### યોજનાનું સાર્થક્ય

જ્યારે કરોડો રૂપીઆ ખરચીને બીજી પંચવર્ષીય યોજના પાર પાડવાની ઘડી આપણી સામે આવી છે ત્યારે કોઈને એની વિગતો કે ઉપયોગિતા માટે ઝઘડો નથી, પણ યોજના ઘડનાર એને પાર ઉતારનાર કે એમાંથી લાભ મેળવનાર વચ્ચે લાપરવાહી જોઈને દુઃખ ઉપજે છે. કોઈ મહાન કાર્ય માટે પ્રજાને તૈયાર કરવામાં આવી નથી, એનો હિસ્સો નહિ હોય તો યે કામ ચાલવાનું છે એવી બેફિકરાઈથી યોજના આગળ વધે છે.

લગ્ન મરણની એની એ જ જ્યાફતો, દાગીનાઓની એવી જ સજાવટ, આગેવાનોની એ જ સાહ્યબી, કોલેજમાં એ જ સમારંભો, ઉત્સવોના એ જ ઠાઠ, ઉદ્ઘાટનોમાં એ જ ભપકા,—ક્યાંય યોજનાને પાર પાડવાની ફિકર દેખાતી નથી, ભોગ આપવાનું તો હોય જ ક્યાંથી?

આ કરોડો જ્યાંથી આવવાના હશે ત્યાંથી ભલે આવે એ ખ્યાલના અનુસંધાનમાં એમાંના દશ ટકા જેનો હાથ પહોંચ્યો તે જમી જશે એમ છડેચોક સંભળાય છે. આવી મોટી ગફલતો રાજકારણમાં સ્થિર કરી આપવાની યોજના પણ જાણે સાથે સાથે જ સ્વીકારી લેવામાં આવી છે એ કેવી કરુણ ઘટના છે. ધણું ઉત્પન્ન કરી દેશને સમૃદ્ધ કરવાની આપણે જે ભવ્ય ઈમારત ચણવા માંડી છે તે અનાયાસે અને એમાં છૂપાયેલાં અનિષ્ટો સાથે જ લેવી હોય તો એ વારસો કેટલી પેઢી ચાલશે?

સીધા કે આડકતરા કરવેરામાં વધારો, રાષ્ટ્રીયકરણ અને પરદેશનાં દેવાં કે મદદને આધારે યોજનાઓ ભલે ઘડાય, અને છતાં આવા મોટા યજ્ઞમાં લોકોને કે અધિકારીઓને ઉમંગનું કષ્ટ વેઠવાનું ના આવે તો તેથી માનસિક ઘડતર ખામીભર્યું રહે એમાં નવાઈ નથી.

નવી હિંદી ઢબની સમાજરચનામાં લોકોને એવી નફટાઈ કેમ શીખવી શકાય? પરદેશનાં નાણાં હાથમાં લેતી વેળા દિલને પૂછવું જોઈશે કે એ વાપરતી વખતે આપણે ઘરમાં ભીડ અનુભવીએ છીએ કે નહિ, સુખ સગવડો ઉપર યોજના જેવડો કાપ મૂક્યો છે કે





દલીલો થતી તેમ સેવા સત્ય કે ઉદ્ધારની બાબતો રાજકારણથી અલગ રાખવાની વાતો શું ક્યારેય જોર નહિ પકડે, બધું ભેળસેળ જ રહેશે?

### એ પત્રો ગયેલાં જ હતાં

હરિજન પત્રો બંધ પડ્યાનું દુઃખ ફરીથી ગુજરાતમાં કેટલાકે જાહેર કર્યું તે દયાજનક ગણાય. જૂની એંધાણીઓ સાચવી રાખવાનું ગમે એ સ્વાભાવિક છે પણ દર અઠવાડિયે વિચારોની તાજગી લઈ પ્રજાને ખબરદાર કરવી હોય તો એમાં મમતા ઉપરાંત બીજી જરૂરીઆતો હોવી જોઈએ.

ગાંધીજીનાં પત્રોમાં કેવળ નવો વિચાર નહોતો, એ વિચારનું બળ વિકસાવે એવું આંદોલન એની પાછળ કાયમ રહેતું. દુનિયાના પ્રવાહો ઝીલવાની આવડત પણ ખરી અને ભૂલોવાળા અખતરા અજમાવવાની આદત પણ ખરી. હરિજન પત્રો જેમ દેશનું ઘડતરકાર્ય કરી રહ્યાં હતાં તેમ ખુદ ગાંધીજી પણ એમનાથી ઘડાતા. તૈયાર થતા હતા. એવું કાર્ય એમના વિના શી રીતે ચાલે?

જેમ ગાંધીજીની ભસ્મ અનેક નદીઓમાં વહેવડાવી, તેમ એમની જીવનપદ્ધતિ અનેક રીતે શોભી ઊઠે એવું એમના નિકટના સાથીદારોએ આપણને દેખાડ્યું. હરિજન પત્રોમાં નિડરતા હોત તોયે એનાં મનન કરતાં આ ઝળહળ દર્શનની લોકો વધુ કદર કરે એમાં શી નવાઈ!

કોઈ એમ રખે માને કે ગુજરાતે હરિજનપત્રોની કદર ના કરી. જીર્ણ વસ્ત્રો ઊતરે નહિ ત્યાં સુધી નવાં ચઢે નહિ—એ રીતે, અને દેખીતા વિસંવાદનું શોભાનું ઢાંકણું બની ના રહે—એ રીતે આ પત્રો બંધ કરવાનો જેમણે નિર્ણય લીધો તેમને અભિનંદન ઘટે છે.

### વાનપ્રસ્થીઓની પ્રવૃત્તિ

નિવૃત્ત અમલદારો સમાજને મન એક સમસ્યા જેવા છે. જ્ઞાન અને અનુભવ મેળવેલાં હોય, રાજ્યના કાનુનથી જાણકાર હોય, કુટુંબના કામકાજનો ભાર નવી પેઢીને સોંપી ચૂક્યા હોય, સ્વભાવે તટસ્થ થયો હોય—એ રીતે બહુ ઉપયોગી એવા આ સજ્જનો કાં તો નવી નોકરીઓની શોધખોળમાં રહે છે કે પછી નવરા બેસી રહી ટીકાકારો બને છે. પહેલાં ભોગવેલી સાહ્યબીની ઉણપ એમને સાલ્યા કરે છે ને તેથી જિંદગીમાં કડવાશ ને નિરાશા પણ અનુભવે છે.

વેપારધંધામાંથી લોક નિવૃત્ત થતા નથી ને સત્તાસ્થાને હોય તેમને માટે તો ઉંમર જેવી ચીજ નથી—મરણ પ્રસંગે પણ એમનાથી રાજીનામું આપી શકાતું નથી. એટલે સરકારી નોકરીઓમાંથી છૂટા કરેલાઓને જ વાનપ્રસ્થી થવાનું આવે છે. જ્યાં સમાજમાં ના છૂટકાની નવરાશ આવે ત્યાં એનું માન શી રીતે જામે? અને છતાં કેટલાક વાનપ્રસ્થી ભાઈઓ જાહેર કામને પોતાનું ગણી સેવા આપવા તૈયાર થયા છે તે આનંદની બાબત છે. બીજું કાંઈ નહિ તો અણઘડ જુસ્સાને અને સરતી સેવાને તેઓ હાંકી કાઢે તો પણ એ નિવૃત્તોની પ્રવૃત્તિ લેખે લાગે. આ વાનપ્રસ્થીઓ સમાજમાં નિડરતા અને તટસ્થતા જાળવવા મથશે એવી આશા શું વધારે પડતી છે?

### સાધુ સહુનો ભલો

વાનપ્રસ્થી જેમ સંન્યાસીઓ પણ આગળ આવવા લાગ્યા છે. ભણેલા સાધુઓ આગેવાની લઈ સંસ્થાઓ રચે અને જીવકલ્યાણ સાથે લોકકલ્યાણનો રસ વધારે એ સમયફેરની નિશાનીથી હિંદુ ધર્મે હરખાવું જોઈએ.

લોકકલ્યાણની સાધુ-સંસ્થાઓ વધારે સ્થપાય તો વિવિધ પંથો અને સંપ્રદાયો વચ્ચે નવા સંબંધો બંધાય. અને રાજકીય વાદ કે ચૂંટણીથી પર રહીને સ્વાર્થ વિનાના જાહેર કામની દેશને ટેવ પડતી જાય.

આપણે આશા રાખીએ કે ગૌશાળા—વેદપાઠશાળાનાં પાટિયાં મૂકી કેટલાક સાધુઓ લોકોના ધનને આકર્ષે છે એમ જનસંપર્કવાળી એમની નવી પ્રવૃત્તિઓમાં નહિ બને, સેવાના કાર્યમાં હિસાબોની ચોકસાઈ રહેશે પણ વેપારી ઢબે નફાની વૃત્તિ નહિ રહે તેમજ મોટાં ભંડોળો રચવાની વૃત્તિ પણ નહિ જામે.





બની જશે. અને એ રીતે હું તારે ચરણે સંપૂર્ણ મૃત્યુ પામીશ. સંપૂર્ણ મૃત્યુ, જેમાં આંહીંનું કાંઈ જ, મારે માટે કાંઈ જ નહિ હોય!

## [૨]

જ્યારે હું સુકાન છોડી દઉં છું—મારી હાર કબુલી લઈને—ત્યારે હું જાણું છું કે, તું તારે હાથે એ સુકાનને લઈ લે છે. એવી પળ, ત્યારે આવી પહોંચે છે.

તે વખતે, જે કરવા યોગ્ય હશે, તે થશે જ. એ વાત નિઃસંદેહ છે. પછી આ ગડમથલ નિરર્થક છે.

તો હે મારા હૃદય! તું તારા હાથ, સુકાન ઉપરથી ઉઠાવી લે. તારો પરાજય, મુંગા મુંગા શાંતિથી સહી લે.

જે સ્થાને તું મૂકાયેલું છે, ત્યાં શાંતિથી બેઠું રહેવું, એ પણ મહા ભાગ્ય છે, એમ તું સમજી લે.

પવનને એક એક નાને ઝપાટે, મારા દીપકો બૂઝાઈ જાય છે, અને એમને પ્રગટાવવાના યત્નમાં જ, હું બીજું બધું વારંવાર ભૂલી જાઉં છું.

પણ હવે, આ વખતે, હું ડહાપણ વાપરીશ. અને મારી સાદડીને જમીન ઉપર પાથરીને, ત્યાં અંધારામાં જ તેની રાહ જોઈશ. તો હે મારા સ્વામી! જ્યારે જ્યારે તારી ઇચ્છા થાય ત્યારે ત્યારે, તું છાને પગલે આવી, આંહીં તારી જગ્યા લેજે!

## [૩]

મારી વાસનાનો કોઈ છેડો નથી. એમને મેળવવા માટેની મારી ભિખાર જેવી કાકલુદી આજીજીઓનો પોકાર પણ દયાજનક છે. પરંતુ તેં મને હમેશાં ઉગારી લીધો છે—શી રીતે?—એમાંની એક પણ ભિખારવાસનાની તૃપ્તિ માટે તક ન આપીને; એની હલકટ તૃપ્તિ માટે, કાંઈ પણ આપવાની કઠોરતાથી, ના પાડીને.

અને તારી આ પ્રબળ કૃપા, મારા જીવનના અણુએ અણુમાં ઓતપ્રોત વણાઈ ગયેલી છે.

તારી સાદી પણ મહાન ભેટોનો અધિકારી બનાવવા માટે, તું મને રોજ ને રોજ જાણે, આ રીતે તૈયાર કરી રહ્યો છે.

આ મહાન ભેટો તો તું મને વગર માગ્યે આપે છે—આ આકાશ, આ પ્રકાશ, આ શરીર, આ જીવન, આ મન,—આ બધી મહાન વસ્તુઓ, વગર માગ્યે તેં આપી છે. અતિ દુર્દમ્ય વાસનાની ભયંકરતામાંથી મને ઉગારી લેવા માટે, આ કેટલી સાદી, સુંદર, મહાન વસ્તુઓ તેં તૈયાર રાખી છે!

એવો સમય આવે છે કે જ્યારે કેટલીક વાર હું નિષ્પ્રાણ આળસુ જેમ પડ્યો રહું છું, તો કેટલીક વાર મારા ધ્યેયની શોધ માટે ઉતાવળો બની જાઉં છું.

પણ તું તે વખતે, નિષ્ઠુરતાથી તારી જાતને મારી આગળથી છૂપાવી દે છે!

તારી એ નિષ્ઠુરતા, એ જ તારા મારા પ્રત્યેના મહાન પ્રેમની નિશાની છે! અધિકાર વિના હું કાંઈક મેળવી લઈને વધુ નિર્બળ બનું, ને વાસનાનો વધુ મોટો ગુલામ થઈ ન બેસું, એ માટે આ કેટલો જાગ્રત પ્રેમ!





જીવરામ જોષી

# બેડોળ

બાળકોના પ્યારા લેખક અને વિખ્યાત બાળ-સાપ્તાહિક 'ઝગમગ'ના તંત્રી અહીં બાળકોને ગમે તેવી જ સીધી સાદી ભાષામાં કેવી મોટી વિચાર-રજૂઆત કરી જાય છે? ઊર્મિના વાચકોથી ચિર પરિચિત આ લેખકનો આ લઘુ-લેખ ગમે તેવો તો છે જ, ઊર્મિના વાચકો પાસે ઘણે લાંબે ગાળે કલમ લઇને આવે છે.........

આખી દુનિયા બનાવનારા બ્રહ્માજી છે. ભગવાને ઈચ્છા કરી કે દુનિયા બને તો સારું. બ્રહ્માજી દુનિયા બનાવવા બેઠા.

ભાત ભાતના આકાર બનાવ્યા તેમાં એક આકાર માણસનો બનાવ્યો. જરા ઉતાવળ થઈ ગઈ. નાક ડબકા જેવું બની ગયું. કાન લાંબા ચામાચીડિયા—કાનકડિયા જેવા બની ગયા. આંખો, ચીબરી જેવી થઈ ગઈ. એમ આ માણસનો આકાર બ્રહ્માજીને ગમ્યો નહિ. તરત જ બીજો આકાર બનાવી દીધો. પહેલા આકારમાં ભૂલો થઈ ગઈ હતી. તે બધી સુધારી લીધી, બીજો આકાર ઘણો જ રૂપાળો બની ગયો. તેને જોઈને બ્રહ્માજી રાજી થયા.

પણ વળી બીજી ભૂલ થઈ ગઈ. પેલા બેડોળ માણસના માથામાં બ્રહ્માજી મગજ ગોઠવાવા લાગ્યા. આ બેડોળ માણસનું મોઢું જોઈને બ્રહ્માજીને ચીતરી ચડી. એટલે જરા આંખ મીંચી લીધી. બ્રહ્માજીએ, આંખ મીચી એટલે ભૂલ થઈ ગઈ. એ બેડોળ માણસના માથામાં ઊંધું મગજ ગોઠવાઈ ગયું.

બ્રહ્માજીએ માણસના બીજા આકારમાં કાળજીથી સવળું મગજ ગોઠવ્યું. ભૂલ ન થાય, તેની કાળજી રાખી.

બધાને જીવતા કરી દીધા. બ્રહ્માજીએ બધાને સમજાવ્યું કે, તમારે આમ ચાલવું અને આ કામ કરવું. પેલા બંને માણસોને કહ્યું કે, તમે પૂર્વ દિશામાં ચાલવા માંડો, તરત જ રૂપાળો માણસ ઊગમણી દિશામાં ચાલવા માંડ્યો. પેલો કદરૂપો માણસ આથમણી દિશામાં ચાલવા માંડ્યો. બ્રહ્માજી વિચારમાં પડ્યા કે, આ માણસ ઊંધો કેમ ચાલ્યો? વિચાર કરીને જોયું તો વાત સમજમાં આવી ગઈ. એનું મગજ ઊંધું છે. જે કહો તેનાથી ઊલટું જ કરે. તો તો ભારે પ્રંચાત થઈ જાય. જગતમાં જઈને એ તો ઊંધાં કામ જ કરવા માંડે.

તરત જ બ્રહ્માજીએ તેને પાછો બોલાવી લીધો. તેનો ભાંગીને ભુક્કો કરી નાખ્યો. પણ તેનો જીવ જુદો રહી ગયો. એનું નામ શેતાન.

આ જીવ હજી પણ પણ બધે ફરતો રહે છે. જે કોઈ વિચાર કરે ત્યાં દોડી જાય છે. અને તેને અવળી વાત ઝટ સૂઝાડી દે છે, સત્યને બદલે અસત્ય બતાવે, સદ્‌ગુણને બદલે અવગુણ પસંદ કરાવે, દયાને બદલે ઘાતકીપણું સમજાવે.

ત્યારથી આ જગતમાં મેળ નથી રહ્યો. જ્યાં જ્યાં એની સલાહ મનાય છે. ત્યાં ત્યાં કલહ, વિનાશ, વિવાદ અને કલેશનો વિકાસ થતો રહે છે.

*

## સૂચના

'ઊર્મિ-નવરચના'નો આવતો અંક ખાસ સ્વ. દાદાસાહેબ માવળંકર સ્મૃતિ અંક તરીકે દળદાર સ્વરૂપે પ્રગટ થવાનો હોઈને ૧ લી મેને બદલે ૧૦ મી મેના રોજ દરેક ગ્રાહકોને રવાના થશે.





જયપ્રકાશ નારાયણ

# સ્વાર્થત્યાગ

દરેક ચળવળમાં સક્રિય રસ લેનાર અને દોરવણી આપનાર આપણા એક પીઢ નેતા આ લેખમાં આપણા કામદારો માટેનું એક સરસ માર્ગદર્શન આપે છે. તેમનો ઊંડો અભ્યાસ અને વિચારશક્તિ પણ નજરે ચડે છે. તેમની દૃષ્ટિને સમરૂપ થવાની પ્રેરણા પામીએ તો........

દુનિયામાં મજૂર-ચળવળ આજકાલ કરતાં દોઢસો વરસથી ચાલે છે. સૌથી પહેલાં એ ઇંગ્લૅંડમાં શરૂ થઈ પછી જ્યાં જ્યાં મૂડીવાદ શરૂ થયો, કારખાનાં થયાં, ત્યાં ત્યાં મજૂર-ચળવળ પણ શરૂ થઈ અને એ આજે પણ ચાલે છે.

આ ચળવળને મજૂરીના દર વધારવામાં કે બીજી રીતે મજૂરોની દશા સુધારવામાં જરૂર થોડીઘણી સફળતા તો મળી છે, તેમ છતાં મજૂરો તો મજૂર જ રહ્યા છે. એમને મહિને ૫૦-૫૫ રૂપિયા મળે છે, જ્યારે કારખાનાંના માલિકોને તો ઘણો નફો મળતો હશે. આપણા દેશની જેમ બીજા દેશોમાં ટ્રેડ યુનિયનો— ધંધાવાર મજૂરસંઘો— બન્યા છે. અને એમણે ખૂબ ખૂબ તાકાત પણ જમાવી છે. ઇંગ્લૅંડમાં તો બે વાર મજૂરોની સરકાર પણ થઈ હતી. અમેરિકામાં હમણાં જ બધા મજૂરસંઘોનું એક મહામંડળ (ફેડરેશન) બન્યું છે, જેની સલાહ ત્યાંની સરકારને પણ માનવી પડે છે. કેટલાક દેશોના મજૂરસંઘોએ તો એવો ચીલો પાડ્યો છે કે એમની રજા સિવાય કોઈ પણ માણસને કારખાનેદાર નોકરીએ રાખી શકતો નથી.

આટલું થવા છતાં પણ મજૂરો મજૂરો જ રહ્યા અને માલિકો માલિકો જ રહ્યા. જ્યાં મજૂરોને નામે ક્રાંતિ થઈ, ત્યાં પણ મજૂર મજૂર જ રહ્યા, માત્ર માલિક બદલાયા. આપણા દેશમાં અગાઉ રેલવે મૂડીવાદીઓની હતી, હવે દેશની છે. પણ હજી રેલવે-મજૂર મજૂર જ છે. માલિક તો અમલદારો જ છે, અને અસમાનતા તેમજ શોષણ જેવાં ને તેવાં ચાલુ છે. રશિયામાં પણ મજૂર અને અમલદારના પગારો વચ્ચે એંશી ગણો ફરક છે. મજૂરને ૩૦૦૦ રૂબલ (લગભગ રૂા. ૧૫૦૦) મળે છે. જ્યારે અમલદારોને ૨૪૦૦૦ રૂબલ મળે છે. આ છે છેલ્લાં દોઢસો-બસો વરસનો ઇતિહાસ.

તો હવે મજૂરો અને મજૂર-નેતાઓ વિચાર કરે કે મજૂરોએ આટઆટલું કર્યું, એમની હાલતમાં થોડો ઘણો સુધારો પણ થયો, છતાં એમને જે જોઈતું હતું તે કેમ ન મળ્યું ? કારણ શું ? વિચારવા જેવી વાત છે. તમે જાણતા હશો કે મારે મજૂર-ચળવળ સાથે ઘણો લાંબો અને ગાઢ સંબંધ રહ્યો છે. મને મજૂર-ચળવળની ઠીકઠીક જાતમાહિતી છે. અને મજૂરોના દિલની વાત હું સમજતો રહ્યો છું. તે એ છે કે આટલી બધી ચળવળ પછી પણ મજૂરો ઉપર ફરતી ચક્કી તો કાયમ જ રહી. તો આ ચળવળની દિશા બાંધવામાં જરૂર કંઈક ભૂલ થઈ હોવી જોઈએ.

ભૂલ એ છે કે મજૂર જે વસ્તુ બીજા કરે તેમ ઇચ્છે છે તે કરવા પોતે જ તૈયાર નથી. મજૂર ઇચ્છે છે કે કારખાનાં, રેલવે વગેરે બધી સંપત્તિ સમાજની થવી જોઈએ. બધાંને બધાંના ધનમાં સરખો ભાગ મળવો જોઈએ. પણ આ વાતનો જાતે જ અમલ નથી કરતો. મજૂર કહે છે કે કારખાનેદારની જે મિલકત છે તે અમારી છે, બધા મજૂરોની છે. પણ એને પોતાને જે પચાસ-પોણોસો કે સો-દોઢસો રૂપિયા મળે છે તે વિશે તો એમ માને છે કે આ રૂપિયા તો મારા છે. એમાં બીજા કોઈનોયે ભાગ નથી. મજૂરોમાં એક-બે રૂપિયાની વસાત માટે અંદરોઅંદર ઝઘડા થાય છે. બેઉની વચ્ચે માત્ર બે રૂપિયાનો ફરક છે, તેટલો ફરક કાઢી નાખવા પણ એ તૈયાર નથી થતા.

આજે મૂડીવાદી સમાજમાં એક ચડઊતર પગથિયાવાળો પિરામિડ બની ગયો છે. એમાં ટોચ પર બેઠેલો કરોડપતિ કહે છે કે આ કરોડ રૂપિયા મારા છે. અને છેક તળિયે બેઠેલો મજૂર પણ કહે છે કે આ દસ રૂપિયા મારા છે. એ વધુમાં એમ પણ કહે છે કે ઉપર બેઠેલા માલિક વધારે છે તેથી મને એમાંથી ભાગ મળવો જોઈએ.





ડાહ્યાભાઈ પટેલ

# હીરાનો હાર

અદ્ભુત, અલૌકિક અને કૌતુક રસવાળી વાર્તાઓ ગુજરાતને આપનાર આફ્રિકાવાસી આ બૅરિસ્ટર લેખકની આ વાર્તા પણ એક એવી જ અલૌકિક સૃષ્ટિનું દર્શન કરાવે છે શ્રદ્ધા માનવમાં કેવું પરિવર્તન કરાવે છે તે આ વાર્તા આપણને ખૂબ સચોટતાથી કહી જાય છે......

આનંદની સીમા નથી. ઝરમર ઝરમર વરસાદમાં ભીંજાતાં સ્ત્રી–પુરુષો મેળામાં જઈ રહ્યાં છે. યુવાન–યુવતીઓનાં અંતર પ્રફુલ્લ બની થનગની ઊઠ્યાં છે, બાળકો અને કિશોરો મેળાના આનંદને લીધે શ્રમને વિસરી ગયાં છે.

ગગનચુમ્બિત મંદિર એનો સુવર્ણકળશ દૂર દૂરથી આવતાં જાત્રાળુઓને દર્શાવી બધાંને ખુશ કરે છે. મેળામાંથી ઊઠતો ઉત્સવઘોષ આકાશમાં પહોંચી મેળામાં આવતાં સ્ત્રી, પુરુષો તથા બાળકોને ઉત્સાહ અને નવું જોમ પ્રેરે છે. બધાં જ મેળાના ઉત્સાહમાં તરબોળ બની જાય છે.

માતાનું મંદિર વિશાળ તળાવને કિનારે છે. કહેવાય છે કે એ જગ્યાએ માતાની મૂર્તિઓ જડી આવી હતી. તે જમાનામાં બાજીરાવ પેશ્વાને સ્વપ્નું આવેલું કે જો તું એ મૂર્તિઓની જગ્યાએ મંદિર બંધાવશે તો તારી આશાઓ પૂરી થશે.

આશા અને પૂરી નામની બે બહેનો—દેવીઓની મૂર્તિઓ ત્યાં આવેલી છે. શ્રાવણ માસમાં શીતલા સપ્તમીને દિવસે એ મૂર્તિઓનું સંસ્થાપન થયેલું હોવાથી ત્યાં તે દિવસે મોટો મેળો ભરાય છે.

એ દેવ દેવીઓ છે તો પથ્થરો પરંતુ એમાં શ્રદ્ધાના દીપે તેજ પ્રગટાવ્યું છે: હજારો લાખ્ખો માણસોના આત્માઓએ આત્મા રેડી તેમાં આત્મા મૂક્યા છે.

મંદિરની બાજુમાં જ પૂજારીને રહેવા માટે શ્રદ્ધાળુ માણસોએ દાન કરી ઘર બંધાવ્યું છે. મંદિરને ફરતી ચારેય બાજુ સરસ ધર્મશાળા છે. કહેવાય છે કે સેંકડો વરસથી હાલ પૂજારી છે તેના પૂર્વજોએ માતાની એકનિષ્ઠાથી સેવા કરી છે.

હાલનો પૂજારી શિવાનંદ પવિત્ર અને માતાનો પરમ ભક્ત માણસ છે. માતાની ભક્તિ એ એના જીવનનો આદિ અને અંત છે. એને દુન્યવી સ્પૃહા નથી. એને જગતની કોઈ માયા નથી.

માતાની પૂજામાં ખામી રહે તે દિવસે એને ચેન આવતું નથી. ફૂલ–માળાઓ લાવવામાં વહેલો મોડો થતાં એ ક્રોધિત બની જાય છે. માતાની ચૂંદડી સહેજ પણ ગંદી થાય તો એનો મીજાજ હાથમાં રહેતો નથી. માતાનાં ઘરેણાં એ પોતે જ સંભાળે છે.

ભારતવર્ષના ખૂણે ખૂણે એવાં પવિત્ર સ્થળો છે. એવાં સ્થળોએ ધૂતારાઓ, પાખંડીઓ અને દેવોના નામે જાત્રાળુઓને ધૂતી લેનારાં પાપી મનુષ્યો ઘણાં ભરાયાં છે. એ સાથે ભારતવર્ષની સંસ્કૃતિના પ્રતીક સમા શિવાનંદો પણ અનેક વસે છે.

મેળાના દિવસે લોકોની ઠઠ માતી નથી. આનંદથી ફટાણાં ગાતા, યુવાન છોકરીઓની મશ્કરી કરતા યુવાનો પણ માતાના મંદિરમાં પગ મૂકતાં એમની અધમ વૃત્તિઓને ભૂલી ઘડીભર પવિત્ર બની જાય છે. એમની પાપ વૃત્તિઓ ભૂલી એ બધા ગદ્‌ગદ્ કંઠે સ્તુતિ–નુતિ ઉચરે છે: 'હે માતાજી, અમારાં પાપને ભૂલી અમારા દોષને ભૂલી અમને કલ્યાણ પ્રવૃત્તિમાં પ્રેરજો. અમારું હિત થાય, અમારી ઉન્નતિ થાય અમે સુખ શાન્તિ પામીએ એવી આશિષ માગીએ છીએ. અમારાં સગાં સ્નેહીઓ સુખી નીરોગી અને આનંદિત બને એટલી જ અમારી પ્રાર્થના છે. હે માતા! હે જગદંબા! અમારી આશાઓ અને ઇચ્છાઓ પૂરી કરો.'

આ પ્રમાણે પ્રત્યેક યાત્રાળુ માતાને પ્રણિપાત કરતાં ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થે છે આશાપુરી માતનાં દર્શને એમને એમ જ લાગે છે કે માતા એમને આશિષ આપી રહી છે.





જગજીવન ઘણી વખત તો ક્યાંથી ચોરી કરવી એની તરકીબ પણ તળશીને બતાવતો. ચોરીના માલના લગભગ વીસેક ટકા તળશીને મળતા. પરંતુ એની દારૂ પીવાની આદતે એ હંમેશ પૈસાની તંગીમાં જ રહેતો.

એક દિવસ તળશી પાસે રાતી પાઈ નહોતી. ઘણા દિવસથી દારૂ પીધો નહોતો. આથી એને દારૂ પીવાની તાલાવેલી લાગી હતી, તરત જ એ જગજીવન શેઠને ત્યાં ગયો.

'શેઠ! ઘરમાં ખાવાની પણ એક પાઈ નથી. તમારાં ઘણાં કામ મેં કર્યાં છે. આજે મારું એક કામ કરો. મને થોડા પૈસા ધારો.'

'તળશી! હમણાંનું તું કાંઈ લાવતો પણ નથી. આજકાલ તારો ધંધો બરાબર ચાલતો લાગતો નથી.'

'શેઠ! આજ સુધી તમારું જ ઘર ભર્યું છે. તો મને થોડા પૈસા આપો.'

'તળશી! પૈસા આપવાનો વાંધો નથી. પરંતુ મેં સાંભળ્યું છે કે આજકાલ તું મુખી સાથે વધારે લેતીદેતી કરે છે. જગજીવન હવે તને યાદ આવતા નથી. હવે તારે અમારી ક્યાં પડી છે?'

'અરે શેઠ! એમ હોય. એ તો મુખીનુંય મન સાચવવું પડે, એક જગ્યા જોઈ રાખી છે. સોનાનો હાર છે. મહીં રતન અને હીરા જડયા હોય એમ લાગે છે.'

'અલ્યા એવી તે કઈ જગ્યા જોઈ?' શેઠના મોં ઉપર કંજૂસ અને લોભી માણસને નફો થતાં જેવો આનંદ થાય એવો આનંદ થયો.

'આશાપુરીના મંદિરમાં માતાના ગળામાં માળા જોઈ. પણ એક જાતનો સંકોચ–ભય ઉત્પન્ન થાય છે.' તળશીનો જવાબ સાંભળી શેઠનો ચહેરો ગંભીર બની ગયો.

'અલ્યા મંદિરનાં ઘરેણાં ચોરવાં સારાં તો નહિ. જોકે શ્રદ્ધાની વાત છે.' શેઠે ગોળ ગોળ ભળતી વાત કરવા માંડી. 'જો કે તમારી દેવી તો ખોડિયાર. અમારે ને માતાને કાંઈ લેવા દેવા નહિ. અમે તો જૈન તીર્થંકરમાં માનીએ.'

શેઠના કહેવાની મતલબ તળશી તુરત સમજ્યો નહિ. પણ થોડી ક્ષણ પછી એ સમજી ગયો કે શેઠનો ઇરાદો ચોરીનો હાર લેવાનો છે.

'શેઠ! સાચે જ એ હીરા માણેક હશે?'

અરે ગાંડા! એ દેવળનો હાર તો પેશ્વા અને મરાઠા લોકોએ આપેલો, આ બધા પૂજારીઓને ખબર નથી નહિતર એ બધા જ હજમ કરી જાત. હું તો ગમે તેમ તો ય વેપારીનો દીકરો. એ હાર રૂપિયા પાંચ દસ હજારનો' એના કહેવાની શી અસર થઈ તે જાણવા તળશીના ચહેરા સામું શેઠ જોઈ રહ્યો. એના કહેવાની ધારી અસર થઈ છે એ જાણી ખુશ થતો શેઠ આગળ બોલ્યો:

'તળશી! તારા ને મારા ધરમમાં માતાની પૂજા આવતી નથી તો ય ધરમનું સ્થાન તો ખરું જ. એ તરફ નજર ના કરતાં બીજે ક્યાંક નજર દોડાવે તો.'

'શેઠ બીજે જોખમ અને મળે કાંઈ નહિ. આ કાંઈ લાવું તેમાં મુખીને પોલીસવાળાને થોડું ઘણું આપવું પડે. બાકીમાં તમે અને સોની હીરાલાલ, હું તો થનથન ગોપાલ જ રહેવાનો પણ આ વખતે આ હારના ઠીક ઠીક પૈસા આપવા પડશે.'

'હવે જોઈશું તું શું કામ ફીકર કરે છે, લે આજે વીસ રૂપિયા તો લઈ જા.' શેઠના ચહેરા ઉપર બંધીલું બીજાનું પડાવી લેવાના હલકટ આનંદનું સ્મિત રેલાયું છે: જેના હૃદયમાં લાલસા અને લોભે સામ્રાજ્ય ફેલાવ્યું છે એવો એ જગજીવન ખુશ થતો બોલ્યો.

વીસ રૂપિયા મળતાં તળશી ખુશ થયો. શેઠને ત્યાંથી ચાલ્યો. એણે આશાપુરી માતાના મંદિરમાં





આ તો જાણે માતાનું રક્ષણ કરનાર સાપ ના હોય એવું મને લાગ્યું.

'જા જા તળશી! એવી બનાવવાની વાતો છોડી દે. સીધું કહી દે કે દારૂમાં પૈસા વાપરી નાખ્યા છે અને બીજા જોઈએ છે.'

'શેઠ રૂપિયા તો ખલાસ થઈ ગયા અને પીવાની આદત પડી ગઈ એટલે શું થાય! દસેક રૂપિયા આપો તો ઠીક.'

'હવે રૂપિયા બુપિયા માર્યા ફરે. પેલા વીસ પાછા આપવાના તો ક્યાં રહ્યા અને ઉપરથી બીજા રૂપિયા લેવા આવ્યો છે.' જમજીવને એમ કહી તળશીના મોં ઉપર એના કહેવાની શી અસર થાય છે તે જોવા નજર નાખી.

'શેઠ! આટલો વખત દસ રૂપિયા આપો. જો તમને આ વખતે ન્યાલ ના કરું તો મારું નામ તળશી નહિ. એ મંદિરનો હીરાજડિત હાર ના લાવી દઉં તો કહેજો. આટલો વખત દસ રૂપિયા આપો તો તમારો ઉપકાર કદી નહિ ભૂલું.'

'તળશી! આ છેલ્લી વખત તારા કહેવા ઉપર વિશ્વાસ મૂકું છું. હવેથી ફરીથી પાછો ખાલી હાથે કદી આવતો નહિ.'

'ના શેઠ! કદી નહિ. આ વખત તમે જોશો કે તળશી નાગના બાપથી પણ ડરે તેવો નથી.' દસ રૂપિયા લેતાં તળશી બોલ્યો.

તળશી ઘેર જઈ સીધો દારૂના પીઠામાં ગયો. તેણે દારૂ ને ભજિયાંને ન્યાય આપ્યો. એના સાગરીતોને પણ એની ઉદારતાનો લાભ મળ્યો. એના આ ઉડાઉ અને ઉદાર સ્વભાવનો કોઈને રંજ હોય તો એની પત્ની જમનીને. જમની એને ચોરીનો ધંધો છોડી કામ ધંધે લાગવા વિનંતિ કરતી પરંતુ પથ્થર ઉપર પાણી.

તળશીએ ફરીથી નિશ્ચય કર્યો કે પહેલી વખતે એ જેમ ડરીને આવ્યો હતો એ રીતે એ ફરીથી ડરશે જ નહિ. ગમે તેમ થાય પણ એ પોતે હાર લઈને જ આવશે. તસ્કરોની વિદ્યામાં એ પારંગત હતો. આથી પૂજાના બહાને એ વારંવાર મંદિરમાં જતો, ગદ્‌ગદ્‌ કંઠે એ પ્રાર્થના પણ કરતો. મંદિરમાં કામ કરતા નોકર ચાકરો સાથે એ વાતો કરતો. બુદ્ધિ વાપરી એણે જાણી લીધું કે જે ઘરમાં પૂજારી રહે છે તે જ ઘરમાં માતાનાં બધાં ઘરેણાં રાખવામાં આવતાં.

એક રાત્રિએ તળશી ઊપડ્યો. દેવાનંદ એની યુવાન પત્ની સાથે ઘસઘસાટ ઊંઘતો હતો. ચારેય બાજુ અંધારું ઘોર હતું. તળશીને માણસનો તો કાંઈ જ ભય નહોતો. માનવોથી એ સાવચેત રહેતો એટલું જ. એને આત્મામાં એક વખત ભય ઉત્પન્ન કરી ગયેલાં પેલા નાગનો જ ભય હતો. જેવો એ દેવાનંદના ઘરની બારી તોડી અંદર પેસવા જતો હતો તેવો જ તેને ભયંકર ફૂંફાડો સંભળાયો, તરત જ એ દેવાનંદના ઘરમાં કૂદી પડ્યો, એક ક્ષણ માટે એને વિચાર આવ્યો કે માતાનો હાર ચોરવો સારો નથી. પરિણામ સારું આવશે નહિ. બીજી ક્ષણે એને દારૂની લત, એની અવશ પરિસ્થિતિ, જગજીવનનું લેણું યાદ આવ્યાં. તરત જ ક્ષણ પહેલાં આવેલો વિચાર ચાલ્યો ગયો.

એ મક્કમ પગલે આગળ વધ્યો. એના હાથમાં નાની એવી ટોર્ચ બત્તી હતી. એની મદદથી એણે લોખંડની પેટી જેમાં ઘરેણાં રહેતાં તે શોધી કાઢી. પેટીનો નકુચો બાળીને કાપ્યો. સહેજ પણ અવાજ ના થાય એ રીતે તેણે હાર ઉપાડી ખિસ્સામાં મૂક્યો.

હરહંમેશ ચોરીનો માલ ખિસ્સામાં મૂકતાં એને એક પ્રકારનો આનંદ થતો. ચોરીનો માલ ખિસ્સામાં પડતાં ત્યાંથી નાસી છૂટવાનો જ એ પ્રયત્ન કરતો. આજે પહેલી જ વખત એને એમ લાગ્યું કે જાણે એણે ઝેરી નાગ એના ખિસ્સામાં મૂક્યો હોય. એના શરીરમાંથી એક ગહન ભીતિને પરિણામે કંપારી છૂટી. એ બારીમાંથી બહાર નીકળવા જેવો જતો હતો તેવો જ એને નાગનો ફૂંફાડો સંભળાયો. એને પ્રતીતિ થઈ કે માતાનું રક્ષણ કરનાર નાગદેવતા એને સજા કરવા નીચે રાહ જુએ છે. એ પાછો દેવાનંદના ઘરમાં આવી એક ખૂણામાં ડરતો ઊભો.





કસોટી છે. આજે જોઉં છું કે તમે કેવા હીરા માણેક પારખી શકો છો?' જગજીવને મંદ મંદ હસતાં કહ્યું. જગજીવનના બોલવા ઉપરથી હીરાલાલ સમજી ગયો કે આજે જગજીવન શેઠ સારો માલ લાવ્યો લાગે છે. કાંઈક ઠીક ધાપ લાગી ગઈ લાગે છે.

'શેઠ! આ આખા શહેરમાં હજી હીરાલાલની તોલે આવે એવો બીજો ઝવેરી નથી. એવા તે કેવા હીરા મોતી લાવ્યા છો કે જેથી મારી પરીક્ષા કરવાની વાત કરો છો!' મગન થઈ ડોલતાં હીરાલાલ સોની બોલ્યો.

'લ્યો જુઓ આ હાર. છે ને અજોડ અને અદ્ભુત!' જગજીવને હાર ખિસ્સામાંથી કાઢતાં કહ્યું.

હીરાલાલે હાર હાથમાં લેતાં ધ્રૂજારી અનુભવી. એ જાણે સર્પદંશ થયો હોય તેમ ચમક્યો. 'શેઠ આ હાર ક્યાંથી લાવ્યા? આ તો માતાનો હાર! શિવાનંદ પૂજારી અહીં ગઈ સાલ સાફ કરાવવા લાવેલા. આ હારને તમે હાથ લગાવ્યો તે સારું નથી. આ હાર પેશ્વાઓના દરબારનાં ઝવેરાતથી મઢાયલો છે. બાજીરાવ નામના પેશ્વાના સરદારને માતાએ દર્શન દીધેલાં ને કહેલું તું, અમુક જગ્યાએ મારી મૂર્તિ છે તેનું સ્થાપન કરીશ તો તારી આશા પૂરી થશે.'

'એ બાજીરાવે માતાનું સ્થાપન કર્યું. કિંમતીમાં કિંમતી ઝવેરાતમાંથી આ હાર બનાવી માતાના શણગાર માટે ભેટ આપ્યો. એ હારને માતાના પૂજારીઓ સાચવે છે. મેં તો એમ પણ સાંભળ્યું છે કે નાગદેવતાઓ એનું રક્ષણ કરે છે. માટે હું તો સલાહ આપું કે આ હાર પાછો સોંપી દો.' સોનીની વાત સાંભળી જગજીવન એક ક્ષણ માટે વિચારમાં પડી ગયો. બીજી ક્ષણે લોભ અને મોહ એની ઉપર સવાર થયા. 'હીરાલાલ, આ બધી તો અજ્ઞાનની વાતો છે, માતાના નાગ હારને સાચવતા હોય તો પછી આ હાર પેલો આપણને જે માલ પૂરો પાડે છે તે તળશી ચોરી શી રીતે લાવ્યો? એને નથી નાગ દેખાયો કે નથી કરડ્યો. આ તો લોકોને ડરાવવા આ બ્રાહ્મણ લોકોએ જોડી કાઢેલું તુત છે છે. એ પ્રમાણે જો તુત ના જોડી કાઢે તો એમનો ભાવ પણ કોણ પૂછે! આખો દિવસ માલ મલીદા ખાઈને માતાના નામે એ બધા ધૂતી ખાય છે. આપણે તો આવું કેટલુંય સોનુ ખાધું છે. આ તમારી અને મારી હવેલીઓ એમ ને એમ નથી બંધાઈ. આ રોજ રોજ પોલીસનો ભય, મળવાતું કાંઈ નહિ. આજે તો કિસ્મતે આપણને મહેર કરી છે કે આ હાર આપણી પાસે આવ્યો છે. એક વખત મુંબઈ જઈ એના હીરા વેચી દઈએ એટલે લીલા લહેર. કોઈ જાતનો વાંધો નહિ. તમે નહિ ખરીદો તો બીજા સેંકડો માણસો ખરીદનાર છે વળી આપણે ક્યાં ચોરી કરવા ગયા છીએ.' આમ જગજીવને લાંબુ ભાષણ કર્યું.

જગજીવનના ભાષણથી હીરાલાલનો લોભ જે માતાની અદૃશ્ય બીકથી સુષુપ્ત હતો તે જાગૃત બન્યો. એ વિચારી રહ્યોઃ 'હું નહિ ખરીદું તો બીજો સોની તો ખરીદશે જ. વળી આપણે ક્યાં ચોરી કરવા ગયા છીએ, આ પૂજારી લોકો નાગની અને એવી બીક દેખાડે છે તે તુતેય હોય. એમને એમ ઢોંગ કરીને જ લોકો પાસેથી ખાવાનું છે ને? આવું ના કરે તો એમનો ભાવ પણ કોણ પૂછે? વળી આ એક વખત સોદો કરી લઈએ તો જિંદગીની માથાકૂટ મટી જાય. છોકરાનાં છોકરાં ખાતાં ના ખૂટે એટલા પૈસા આ એક સોદામાંથી મળે તેમ છે.'

'જુઓ જગજીવન! મારો તો વિચાર નથી પણ તમે આવ્યા છો એટલે ના નથી પાડતો. જો કે આ હાર છે તો સાચા હીરાનો. એની ખરી કિંમત તો મુંબઈના ઝવેરીઓ જાણે. છતાં વીસ હજાર રૂપિયામાં આપવો હોય તો હું લેવા તૈયાર છું.'

જગજીવને ધાર્યું જ નહોતું કે એ એક હારના વીસ હજાર રૂપિયા મેળવશે. એની ખુશીનો પાર ના રહ્યો.





શાંતિ થઈ. એણે એના પિતાના પવિત્ર અને એકનિષ્ઠ ભક્તિના રાહ ઉપર જવાનો નિર્ધાર કર્યો.

શીતલા સપ્તમીનો તહેવાર નજીક આવે છે. આજુ. બાજુનાં ગામોના લોકો . મેળામાં જવાની તૈયારીઓ આગળથી કરવા લાગ્યા છે. દુકાનદારો એમની દુકાનો ગોઠવવાની ધમાલમાં છે. મીઠાઈવાળા માતાના મંદિરની સામે આવેલા મેદાનમાં એમની દુકાનો અને મંડપો બાંધવામાં મશગુલ છે. ચકડોળ અને રમત ગમતોની સજાવટ થઈ રહી છે. હવે એ જ દિવસ બાકી છે.

પરંતુ આ શું ?! શા માટે એ વેપારીઓ: મીઠાઈવાળાઓ, એ મેળાની રમતોમાં ભાગ લેનારાઓના ચહેરાઓ ભયભીત ભાસે છે. જાણો છો ? ફૂંફાડા સંભળાય છે. આવતાં અને જતાં નાગના દર્શન થાય છે, વાતાવરણમાં કોઈ ગુહ્યતા ભયંકરતા ભરી છે. તે દિવસે જગજીવને હીરાલાલ સોની પાસેથી એકવીસ હજાર રૂપિયા મેળવ્યા. રૂપિયાના રૂપમાં એ પાપ હતું. એના ગુના જગત ના જાણતું હોય પરંતુ આ જગદંબાને એની ખબર હતી. તેણે એ એકવીસ હજારમાંથી તળશીએ એક હજાર રૂપિયા આપ્યા. તળશીના આનંદનો પાર ના રહ્યો. પીશાચો ગુનેગારો ચોર લોકો અને લૂંટારાઓનો આનંદ એ જીવનને અધઃપતન તરફ દોરનારો આનંદ છે. એમ ઊંડા ગર્તમાં ફેંકનાર આનંદમાં ગરકાવ થઈ એ ડોલતો ડોલતો એના ઘર ભણી ચાલ્યો.

આવતી કાલે તો શીતલાસપ્તમીનો મહા મેળો છે. માતાના દર્શને આવનાર દરેક વર્ષે જે હારની શોભા જોતા તે આ વર્ષે શી રીતે જોશે ?

જીગજીવન શેઠ પોતે વાણિયો અને તેમાં ડાહ્યો દુરંદેશી વાણિયો. વીસ હજારની નોટો ઘરમાં રાખે જ નહિ ઘરની પાછળ વાડો હતો. વાડાની ચારેય બાજુ ભીંત હતી. એક પેટીને તાળુ મારી તેણે એ પેટી ભીંતની બાજુમાં જમીનમાં દાટવાનો વિચાર કર્યો. એ અંધારું થતાં પેટી લઈ વાડામાં ગયો.

જેવો તે વાડામાં ગયો તેવો જ તેણે ભયંકર અવાજ સાંભળ્યો. એ ચમક્યો. તેણે ફાનસ ઊંચું કરી જોયું તો વિશાળકાય નાગ એની બાજુમાં જ એની ફણા ઊંચી કરી ગુસ્સામાં ફૂંફાડા મારી રહ્યો છે. જાણે કહેતો ના હોય કે હવે પાપનો ઘડો ભરાઈ ચૂક્યો છે. તેં ઘણાં નિર્દોષ માણસોના માલ ચોરવામાં મદદ કરી છે. એ પાપ પ્રભુ સાંખી રહ્યો હતો. પરંતુ દેવસ્થાનનો હાર ચોરવામાં તેં અઘોર પાપ કર્યું છે. એ મહામાયા, મહાચંડી, મહારૂદ્રા, માતાજી સહન કરી શકે તેમ નથી. તારા જેવા પાપીઓને લીધે જગતનો ભાર વધે છે.

જગજીવન નાગને જોઈ થરથરી ઊઠ્યો. એના હાથમાંની પેટી નીચે ગબડી પડી. એ ઘરમાં દોડવા ગયો. પરંતુ એના પગમાં અશક્તિ આવી ગઈ. એ ઉંબર નજીક જતાં જ ગબડી પડ્યો. જેવો એ ગબડ્યો કે એની ઉપર સાપ ફરવા લાગ્યો. જગજીવનના શરીર અને આત્મામાં એટલી બધી બીક ઉત્પન્ન થઈ, મૃત્યુએ એની ઉપર હૂમલો કર્યો હતો. એ કારમી ચીસ પાડી ઊઠ્યો. પરંતુ આ શું ? બીકના માર્યા એનાથી એક શબ્દ પણ નીકળ્યો નહિ. એણે સાપને પકડી દૂર કરવા હાથ ઊંચો કર્યો પરંતુ એ પકડવા આવતા હાથ સાથે ઝેર ઓકતી સાપની જીભ જ્વાળા સમી ડોલી રહી. એણે હાથ પાછો ખેંચી લીધો.

જાણે સાપ રીબાવવા—વેર લેવા માગતો હોય તેમ જગજીવનના શરીર ઉપર ફરવા લાગ્યો. એટલામાં પોતાના પિતાને આ સ્થિતિમાં જોતાં જગજીવનનો દીકરો રમણિક ત્યાં આવી પહોંચ્યો. રમણિકે એના પિતાના શરીર ઉપર ફરતા નાગને જોઈ બૂમો પડવા માંડી. એ શેરીમાં દોડ્યો.

લોકો દોડતા આવી પહોંચ્યા. પરંતુ જ્યારે લોકો આવ્યા ત્યારે પેલો વિશાળકાય નાગ ત્યાં નહોતો. બધાએ રમણિક સામું જોયું પરંતુ આ શું જગજીવનના બન્ને હાથમાંથી તેમ જ હૈયામાંથી થોડું થોડું લોહી વહેતું હતું. એનું શરીર શ્યામલતા ધારણ





અરે પણ એના પગમાં આ શું સુંવાળું સુંવાળું અથડાયું. હીરાલાલે નીચે વળી હાથ ફેરવ્યો. અરે એનો હાથ તો સાપ ઉપર પડ્યો. હીરાલાલ છળી ઊઠ્યો. એ ત્યાંથી દૂર જવા ઉતાવળો ચાલ્યો. પરંતુ એના રાહની સામે પેલી બત્તી નજીકમાં જ પેલો ફૂંફાડા મારતો સાપ નજરે પડ્યો. એ રસ્તા ઉપર હીરાલાલ કેટલાય વર્ષોથી એ રસ્તે આવ્યો ગયો છે પરંતુ તેણે એ રસ્તે કદી સાપ જોયો નથી. એને મનમાં ભીતિ પેઠી.

વિશાળકાય ભયંકર ફેણ માંડેલો નાગ જોઈ એના હાજા ગગડી ગયાં. એણે મ્યુનિસિપાલિટીની બત્તીમાં સાપની આંખોમાં વસેલી વેરવૃત્તિ જોઈ. એ ન તો આગળ જઈ શક્યો કે ન તો પાછળ જઈ શક્યો.

એટલામાં મૂશળધાર વરસાદ વાદળોના ગડગડાટ સાથે વરસવા લાગ્યો. હીરાલાલે છૂટકારાનો દમ ખેંચ્યો. એ મૂઠીઓ વાળીને ઘરભણી પાછો દોડ્યો.

થોડે ગયો ત્યાં પાણી ઉપર તરતો પાણીના વહેણ સાથે આવતો સાપ વીજળીના તેજમાં દેખાયો, હીરાલાલના શરીર ઉપર એ ઝેરીલો નાગ વીંટાયો.

હીરાલાલે નાગને શરીર ઉપરથી દૂર કરવા વ્યર્થ પ્રયત્ન કર્યો. નાગને પકડે તે પહેલાં એના હાથ ઉપર નાગનો ઝેરી દંશ વાગી ગયો હતો. એના કોટના અંદરના ખિસ્સામાંથી નાગે પેલો હીરાનો હાર એના મજબૂત દાંતમાં પકડી ખેંચી કાઢ્યો.

હીરાલાલ મૃત્યુ પામતા પહેલાં આ અદ્ભુત અને આશ્ચર્ય પમાડનાર ઘટના જોઈ રહ્યો. નાગ હાર લઈ અલોપ થઈ ગયો.

એના શરીરમાં અસહ્ય વેદના થવા લાગી. એના અંતરમાં પ્રકાશ પડ્યો, ચોરીનો માલ અને તે પણ માતાનો શૃંગાર જાણ્યા પછી વેચવાનો વિચાર! કેટલું મોટું પાપ, કેવડો મોટો! લોભ એનો બદલો તો આ જ હોઈ શકે માતા! હવે મૃત્યુ પામતા પહેલાં એક વખત માફી માગું છું.'—એમ બબડતાં હીરાલાલ પાણીમાં ગબડી પડ્યો. એનું શબ તણાતું તણાતું નદીમાં ચાલ્યું ગયું. જગતને ખબર ના પડી કે હીરાલાલ ક્યાં અને કેવી રીતે મૃત્યુ પામ્યો—ગુમ થયો.

શીતલા સપ્તમીનો મેળો છે. વહેલી સવારે લોકો માતાના મેળામાં દર્શન માટે જવા તૈયાર થયા છે. ખુશાલીનો પાર નથી. એક દુઃખી અને નિરાશ છે દેવાનંદ પૂજારી અને એની પત્ની અનસુયા. માતાનો હીરાનો હાર આજે નથી. એના વિના જ માતાનો શૃંગાર સજવાનો છે. નિરાશ અને દુઃખી ચિત્તે દેવાનંદ અને અનસુયાએ માતાના શણગારની સામગ્રી મંદિરમાં આણી 'અનસુયા! મારા બાપુજી કહેતા કે એ હાર સેંકડો વર્ષોથી માતાને પહેરાવવામાં આવે છે. પરંતુ આજે એ હાર આપણી બેદરકારીને લીધે ગુમ થઈ ગયો. માતાના શૃંગારનો હાર ચોરી એ પાપી લોકો શું સુખી થશે? પાપ કરવામાં પણ માનવ જેવો માનવ હદ કરે છે.' એમ કહી દેવાનંદે નિસાસો નાખ્યો.

બીજી પળે તો બન્નેના આશ્ચર્ય વચ્ચે નાગના ફુંફાડાનો અવાજ સંભળાયો. બન્નેની નજર તે તરફ ગઈ. માતાની મૂર્તિના ચરણમાં એક ભયંકર નાગ જાણે પ્રાર્થના કરતો હોય તેમ ઊભો છે.

'અરે અનસુયા! જો તો ખરી આ શું? માતાના ગળામાં હાર છે.' બન્ને આનંદથી મસ્ત બની ગયાં. દેવાનંદે નાગની આંખો જોઈ. જાણે એ આંખોમાં એના પિતાની—પૂજારી શિવાનંદની વત્સલતા ના નીતરતી હોય એવો તેને ભાસ થયો! દેવાનંદે એને નમસ્કાર કર્યા. બીજી પળે તો નાગ મંદિરની પાછળ આવેલા જંગલમાં ચાલ્યો ગયો.

મેળામાં એ જ આનંદ હતો. એ જ બાળકોનો કિલકિલાટ હતો. મંદિરમાં ભક્તો એ જ ગદ્ગદ્ કંઠે પ્રાર્થના કરતા હતા, માતાના મુખારવિંદ ઉપર એ જ સ્મિત હતું. એ જ કલ્યાણકર આશિષ નેત્રોમાંથી નીતરતી હતી. અને માતાનો એ જ શૃંગાર એ જ હીરાનો હાર ગ્રીવામાં પહેરેલો શોભામાં અભિવૃદ્ધિ કરી રહ્યો હતો.







પન્નાલાલ પટેલ

# કેમ અને શા માટે ?

આપણા જાણીતા વાર્તા–નવલકાર અહીં તેમના સર્જનની નાની છતાં મોટી વાત કહી જાય છે. મુંબઈમાં લેખક-મિલનમાં કરેલી આ વાતો દરેકને વાંચવી ગમે તેવી હોવાથી અહીં મૂકી છે. સર્જકના મનોભાવો આટલા વિશાળ જ હોઇ શકે........

હું કેમ લખું છું, એટલે કે લખતી વેળા મારા ચિત્તમાં શી પ્રક્રિયા થાય છે, અમુક પ્રસંગ અમુક રીતે જ કેમ યોજું છું, અમુક પાત્રને અમુક રીતેજ શા માટે વર્તવા દઉં છું એની મને કશી ખબર નથી. સર્જનની એ પ્રક્રિયાથી હું સાવ અજ્ઞાન છું. એટલું ખરું કે હું કથાનો અન્ત મારા મનમાં અગાઉથી નક્કી કરું છું. વાર્તાનાં પાત્રોને શરૂઆતમાં હું મારી મરજી મુજબ આકાર આપું છું. પણ એ પાત્રો વાર્તાના પટમાં બરાબર જામી જાય, અને પોતાનું વ્યક્તિત્વ પ્રાપ્ત કરે પછી એ મારા હાથમાં નથી રહેતાં. એ પોતાને મન ફાવે તે રીતે અથવા વધારે સાચી રીતે કહું તો પોતાની પ્રકૃતિ પ્રમાણે જ વર્તે છે. ક્યારેક તો એ પાત્રો જ મને વાર્તાવિકાસની દિશામાં દોરી જાય છે. મારી છેલ્લી નવલકથા 'ના છૂટકે'નો નાયક રૂમાલ છે. પ્રકૃતિએ એ આગ જેવો અને ખૂની છે. એના પાસે ખૂન કરાવડાવવું જ એવું કંઈ મેં ધારેલું નહિ. પરંતુ એવી પ્રકૃતિનો માણસ સંજોગવશાત્ ખૂન કર્યા વગર રહે જ નહીં, એનાથી રહેવાય નહીં એ સત્ય પણ ઉવેખાય શી રીતે? પ્રસંગ પણ એવો યોજાયો જેમાં રૂમાલ જેવી પ્રકૃતિનો માણસ ખૂન કરે જ કરે. અને એણે ખૂન કર્યું. અસદકાર તરફ વળ્યો છતાં એણે ખુન કર્યું. તેને, પાત્રો પોતાની પ્રકૃતિને આધીન થઈને જ વર્તે છે. એ સિવાય બીજું ઘટાવવું પણ શું? અલબત્ત રૂમાલે ખૂન કરીને એ ક્રૂરતા એણે પોતાના પર જ વાપરી એ એક એનું પરિણામ થયું પણ એનું વર્તન એની પ્રકૃતિને આધીન હતું.

હું શા માટે લખું છું એ પ્રશ્નનો જવાબ આમ તો બહુ સહેલો છે. પૈસો મળે છે. પ્રતિષ્ઠા મળે છે. લોકોમાં આપણો ભાવ પુછાય છે. અને એમ કહું તો એ કંઈ ખોટો જવાબ નથી. પણ મને લાગે છે કે કંઈક મારામાં જ એવું તત્ત્વ છે જેને સર્જન કર્યા વગર ચેન પડતું નથી. સર્જનનું પરિણામ શું એનો વિચાર કરું છું, ત્યારે 'પૈસો અને પ્રતિષ્ઠા' એ કંઈ બંધબેસતો જવાબ લાગતો નથી, એ તો અલબત્ત છે જ. પણ એના કરતાંય એક વિશિષ્ટ પરિણામ સર્જનનું છે. મને લાગે છે કે સર્જન કરતાં કરતાં જ આપણે આપણી જાતને વધારે ઓળખતા થઈએ છીએ. આપણને જેમાં શ્રદ્ધા ના હોય, વિશ્વાસ ના હોય, પ્રતીતિ ના થઈ હોય એ વસ્તુ કંઈ સર્જનમાં મૂકવાનું દિલ તો થતું નથી. સર્જક પોતે સારી લાગતી વસ્તુ સર્જનમાં મૂકે અને પછી એ એના જીવનમાં દૃઢ થતી જાય એવુંયે બને. આપણે આપણો સ્વાનુભવ સર્જનમાં ગૂંથીએ છીએ પણ ઘણી વાર મને તો એમેય લાગ્યું છે કે એક અનુભવ આપણને શું આપી જાય છે તે આપણે કહી શકતા નથી. તમે કહો છો કે મારી નવલકથામાં માનવીના મનની વાત પણ આવે છે. મનેય માનવીના મનમાં હાથ નાખવાનું ઘણું ગમે છે. પણ મેં જોયું છે કે માનવીના મનમાં બહુ ઊંડે હાથ નાખો, ઘણે ઊંડે હાથ નાખો તો હાથમાં કંઈ આવતું નથી.

★

જોબનની તાલાવેલી, આલમ અલબેલી,
અમે રંગ છાંટયો ને સહુ કોઈ ઘાંઘા,
હવે રહો આઘા.

ટસરો ફૂટે છે, એનું હૈયું ઊઠે છે,
જોબન જાગે છે આજે મધુમાસ માઘા.
હવે રહો આઘા.

★



આ અભિપ્રાય સાથે હું સોએ સો ટકા મળતો થાઉં છું. અલબત્ત, હિજડા કરતાં ગુંડો સારો છે, પણ સદ્‌ગૃહસ્થ સૌથી ચડિયાતો છે. મહાત્માજીએ વર્ણવેલી પરિસ્થિતિમાં ખાસ કશો ફેરફાર થયેલો હું જોતો નથી. આજે જે મુસલમાનો ડાહ્યાડમરા થઈને બેઠા છે, તેઓ કેવળ પરિસ્થિતિના કારણે દબાઈ ગયા છે, બાકી એમનું હૃદયપરિવર્તન થયું છે એવું માનવા જેટલો મૂર્ખ હું નથી. બાકી તો ઘણા ગાંધીભક્તો મારા અંગત મિત્રો છે અને એ જ રીતે ઘણા મુસ્લિમો પણ મારા અંગત મિત્રો છે.

હવે આપણે હિન્દુ–મુસ્લિમ સંબંધ વિષેના પ્રશ્નો જરા વિગતવાર જોઈએ. એને માટે છેક શરૂઆતથી નજર કરવી પડશે. ઇસ્લામ વિષેના મારા ખ્યાલો નીચે મુજબ છે –

(૧) ઇસ્લામના સ્થાપક મહમ્મદ સાહેબ એક મહા પુરુષ થઈ ગયા છે અને તેઓ એક મહાન કાર્ય કરી ગયા છે. જો એમ ન હોત તો આજે વીસ કરોડ મુસ્લિમોના હૃદયોમાં એમનું જે ઉચ્ચ સ્થાન છે તે કદી હોત નહિ. એમના પછીથી આજ સુધી જીવનના દરેક ક્ષેત્રમાં કીમતી ફાળો આપનારા અને એ રીતે મુસ્લિમ સંસ્કૃતિને અને વિશ્વસંસ્કૃતિને સમૃદ્ધ કરનારા અનેક ખલીફાઓ, રાજાઓ અને વિદ્વાનો થઈ ગયા છે, તેમના માટે મને માન છે. આજે પણ મહમ્મદ સાહેબના અને એમના અનુયાયીઓના કેટલાય ઉપદેશો કેવળ મુસ્લિમો માટે જ નહિ પણ જગતની બીજી પ્રજાઓ માટે પણ અમલમાં મૂકવા જેવા છે.

(૨) પણ જગતનો દરેક મહાપુરુષ પોતાના દેશકાળને લક્ષમાં રાખીને નંખાય એટલી ભાવિષ્યમાં નજર નાખીને પોતાના ઉપદેશો રચે છે, પછીથી જેમ જેમ દેશકાળ બદલાતા જાય તેમ તેમ ડાહ્યા માણસોએ એ ઉપદેશો અને આચારોમાંથી ચલ, અચલ અને ચંચલ તત્ત્વોને જુદા તારવી કાઢી, ધર્મ, સંસ્કૃતિ, સમાજ અને જીવનનો સમગ્ર રીતે વિચાર કરી, તેમાં દેશકાળ મુજબ ફેરફાર કરવા જોઈએ, નહિ તો સડેલાં તત્ત્વો સારાં તત્ત્વોને ખાઈ જાય છે. એક જમાનો એવો હતો કે જ્યારે કાફરની કતલ કરવાથી ગાઝી થવાતું. એ જમાનામાં એ કતલ પુણ્યરૂપ હશે, આજે એ પાપ-રૂપ છે—મહાપાપરૂપ છે.

(૩) ભૂતકાળમાં આવા ફેરફારો અવશ્ય થયેલા જ છે. મહમ્મદ સાહેબે જ્યારે કુરાન રચ્યું ત્યારે એમના લક્ષમાં ખ્રિસ્તી, યહૂદી અને પારસી ધર્મો હતા. ભારતવર્ષના હિન્દુ, બૌદ્ધ અને જૈનધર્મ—એ આર્ય ધર્મો વિષે એમને લગભગ કશું જ જ્ઞાન ન હતું. પરિણામે હિન્દુ–મુસ્લિમ સંબંધો વિષે કુરાનમાં કશા જ ઉલ્લેખો નથી. અલબત્ત, કુરાનમાં બુતપરસ્તીનો નિષેધ છે, પણ હિન્દુ ધર્મના કેટલાય સમ્પ્રદાયો એવા છે કે જે બુતપરસ્તી નથી કરતા. આ સંબંધોની સૌથી પહેલવહેલી શરૂઆત મહમ્મદબિન કાસિમે જ્યારે સિંધ જીત્યું ત્યારે થઈ. મહમ્મદબિન કાસિમે જોયું કે કુરાનના આદેશ પ્રમાણે તો સિંધના તમામ હિન્દુઓની કતલ કરવી જોઈએ, પણ એ વસ્તુ અશકય હતી. આવડી મોટી પ્રજાને નેસ્તનાબૂદ કરવી એ કંઈ બચ્ચાંના ખેલ ન હતા, તેમજ તલવારના ત્રાસથી બધાને એકદમ વટલાવી શકાય જ નહિ. આ મુંઝવણભરેલી પરિસ્થિતિમાં એનું રાજકીય ડહાપણ એની મદદે આવ્યું. એણે ના તો હિન્દુઓની કતલ કરી કે ના તો એમને જોરશોરથી વટલાવ્યા, પણ એણે એમના ઉપર જજિયાવેરો નાખ્યો. અને એ રીતે એણે હિન્દુઓને, ખ્રિસ્તીઓ અને યહૂદીઓની સમાન ભૂમિકા ઉપર મૂકી દીધા. ત્યાર પછી એણે સ્થાપેલા ચીલે ઔરંગઝેબ સુધીના ધર્માંધ બાદશાહો ચાલ્યા. પણ આ રાજકીય વિકાસ આટલેથી અટકયો નહિ. ઝૈન–ઉલ–આબિદીન અને અકબર જેવા મહા બુદ્ધિશાળી સુલતાનો અને સમ્રાટોએ કુરાનના અનેક આદેશોનો છડેચોક ભંગ કર્યો અને સાહિત્ય, સંગીત તથા કલાને અને એમાંય ચિત્રકલાને ખૂબ ઉત્તેજન આપ્યું. ધર્મની બાબતમાં સર્વધર્મસમભાવનો મહાન હિન્દુ, બૌદ્ધ અને જૈન સમ્રાટોનો આદર્શ એમને સ્વીકાર્યો અને તે મુજબ જીવ્યા. એમની તીવ્ર બુદ્ધિને એ વસ્તુ





એની સૌએ ખાતરી રાખવી. તદ્ઉપરાંત મધ્ય એશિયામાં કે ગુલાબ, ગઝલ અને મુશાયરાને ઈરાનમાં મોકલી આપવા જેટલા મૂર્ખ માણસો આ દેશમાંથી નહિ જ નીકળે. ઇસ્લામી સંસ્કૃતિની સારી ચીજો આ દેશમાં સર્વવ્યાપી થઈ જ ગઈ છે. અને જો કેટલીક ન થઇ હોય તો થવી જોઈએ.

(૩) ઇતિહાસની બાબતમાં નવી પેઢીના મુસ્લિમ બાળકોને એ રીતના જ સંસ્કાર આપવા જોઈએ કે આ દેશનો ઇતિહાસ મહમ્મદ સાહબથી શરૂ થતો નથી પણ છેક દસ હજાર વર્ષથી શરૂ થાય છે. જેમ યુરોપની પ્રજાઓ ખ્રિસ્તી થઈ ગઈ હોવા છતાં રોમન અને ગ્રીક સંસ્કૃતિ જેવી મૂર્તિપૂજક સંસ્કૃતિઓ માટે અત્યન્ત અભિમાન ધરાવે છે અને પોતાનાં સંસ્કાર-મૂળ એ સંસ્કૃતિમાં શોધે છે, તેજ રીતે હિન્દી મુસ્લિમોએ પોતાનાં મૂળ અરબસ્તાનમાં શોધવાનાં પડતાં મૂકી ભારતવર્ષમાં શોધવાં જોઈએ. અને હિંદુ સંસ્કૃતિ માટે અભિમાન ધરાવવું જોઈએ. પૃથ્વી ગોળ છે અને તેમાં ગુરુત્વાકર્ષણની શક્તિ છે—એ શોધ યુરોપ કરતાં હિન્દુસ્તાનમાં પહેલી થઈ હતી એને માટે રાષ્ટ્રવાદી હિન્દુઓ જેટલો ગર્વ ધરાવે તેટલો જ ગર્વ રાષ્ટ્રવાદી મુસ્લિમોએ પણ ધરાવવો જોઈએ. મુસ્લિમ યુગ પહેલાંના તમામ હિન્દુ મહાપુરુષો વિષે જેટલો આદર હિન્દુઓને હોય તેટલો જ આદર મુસ્લિમો, ખ્રિસ્તીઓ. પારસીઓ, યહૂદીઓ અને કમ્યુનિસ્ટોને હોવો જોઈએ. તો જ આપણામાં સાચી રાષ્ટ્રીયતા છે એમ કહી શકાય.

(૪) મુસ્લિમ સંસ્કૃતિને પોતાનાં મહાકાવ્યો નથી એટલે એણે રામાયણ. મહાભારત અને ભાગવત જેવાં મહાકાવ્યો સ્વીકારી લેવાં જોઈએ, અને એનું શિક્ષણ તમામ મુસ્લિમ બાળકોને અપાવું જોઈએ. હા, મુસ્લિમો પાસે પોતાનું મહાકાવ્ય છે. અને તે શાહનામા, પણ એમાં તો પારસી વીરોનાં પરાક્રમો છે. એટલે એ ઈરાનના મુસ્લિમોને ગમે એટલું ઉપયોગી હોય તોપણ ભારતીય મુસ્લિમો માટે નકામું છે. રામાયણ, મહાભારતને મહાકાવ્યો તરીકે સ્વીકારી લેવાનું કહેવામાં હું જરાય ક્રાન્તિકારી સૂચન કરતો નથી ભૂતકાળમાં અનેક મુસ્લિમ સુલતાનો, નવાબો અને સમ્રાટોએ એ વસ્તુ કરેલી જ છે. અત્યારે લોકશાહીનો યુગ છે, એટલે રાજાશાહીના યુગમાં જે રાજાઓએ કર્યું તે લોકશાહીના યુગમાં લોકોએ કરવું જોઈએ.

(૫) હોળી, દિવાળી જેવા હિન્દુ તહેવારોને રાષ્ટ્રીય રૂપ આપી મુસ્લિમ આમજનતાએ એને અપનાવી લેવા જોઈએ.

(૬) ભાષાની બાબતમાં ઉર્દુનો આગ્રહ હું સમજી શકું છું, ઉર્દુ એક ઘણી સુંદર ભાષા છે. અને અન્ય ભાષાઓ સાથે સમાન સ્થાન મળે એમાં જરાય ખોટું નથી. પણ અરબી, ફારસી, ઉર્દુ વગેરેમાં વપરાતી અશાસ્ત્રીય લિપિ પડતી મૂકવી જોઈએ અને એનું સ્થાન શાસ્ત્રીય નાગરી લિપિને આપવું જોઈએ.

(૭) ઇતિહાસ પ્રત્યેના વલણમાં મૂળભૂત ક્રાન્તિકારી ફેરફાર થવો જોઈએ. એ વર્ષ ઉપર મને એક જાણીતા ગુજરાતી મુસ્લિમ કવિ મળેલા; એમણે કહ્યું કે ઔરંગઝેબ ધર્માંધ હતો વગેરે બધો ખોટો ઇતિહાસ આપણને અંગ્રેજોએ ભણાવ્યો છે.—એ સાંભળીને મને ખરેખર મનમાં હસવું આવ્યું. આશ્ચર્યની વાત તો એ છે કે ગુજરાતના એક ઘણા જ જાણીતા ગાંધીવાદી હિન્દુ લેખકે મને આની આ વાત કહેલી. એમણે કહેલું કે મુસલમાનોના જુલ્મો વગેરેની વાતો અંગ્રેજોએ આપણને અંદર-અંદર લડાવવા માટે ઉપજાવી કાઢી છે.

મુસલમાનોએ જો આગળ વધવું હોય તો 'તમે કેવા સારા છો કે અમને સારા કહો છો, અને અમે કેવા સારા છીએ કે તમને સારા કહીએ છીએ.'—એ જાતની વેવલી મનોવૃત્તિ પડતી મૂકીને સત્યને સત્યરૂપે સ્વીકારવું જોઈએ. આજે જેમ કોઈ પણ સુશિક્ષિત હિન્દુ એ વાતનો ઈન્કાર કરતો નથી કે હિન્દુઓએ ભૂતકાળમાં હરિજનોને ઘણા જ ભયંકર અન્યાયો કર્યા છે. એ અમારી સંસ્કૃતિનું કલંક છે અને અમે એને ભૂસી નાખીને જ જંપીશું તેજ રીતે મુસ્લિમોએ સાફ સાફ સ્વીકારવું જોઈએ કે ધર્માંધતા એ અમારી





પડતી મૂકી ધર્મપરિવર્તનની પ્રવૃત્તિને હાલ તુરત પૂરતી મોકૂફ રાખવી જોઈએ, જેથી ગૂંચવાયેલી પરિસ્થિતિ વિશેષ ગૂંચવાય નહિ, પણ કમનસીબે દેશ સ્વતંત્ર થયા પછી મુસલમાનો અને ખ્રિસ્તિઓની વટાળ પ્રવૃત્તિએ બહુ જ જોર પકડ્યું છે અને દર સાલ લાખોની સંખ્યામાં હિન્દુઓ ધર્મપરિવર્તન કરી રહ્યા છે. હિન્દુ સંસ્કૃતિ જો નમાલી સંસ્કૃતિ હોય તો એ ભલે નાશ પામે, એને માટે કોઈએ હરખ-શોક કરવા જેવું નથી; પણ જો આ જાતની વટાળ પ્રવૃત્તિ આવી રીતે ચાલુ રહેશે તો એનું પરિણામ એ આવવાનું કે હિન્દુસ્તાનમાં મુસલમાનો અને ખ્રિસ્તીઓના ઝઘડા વધી પડશે. એટલે એકતા બાજુએ રહેશે. રાષ્ટ્રીયતા ઊગતી જ મરી પરવારશે અને દેશ ફરી પાછો પરદેશીઓનો ગુલામ બનશે. મહાત્માજીને ધર્મપરિવર્તન વિષે ભારે ચીડ હતી, પણ એનું પરિણામ એ આવ્યું કે એમનો હિન્દુસમાજ ઉપર અતિશય પ્રભાવ પડતો હોવાને કારણે હિન્દુઓએ ધર્મપરિવર્તન પડતું મૂક્યું. આર્યસમાજ જેવા લડાયક સમુદાયોને ટેકો ન મળ્યો અને એમનું કહ્યું ના કરનારા મુસલમાનો તથા ખ્રિસ્તીઓનું ચડી વાગ્યું. હમણાં જ પં. નેહરુએ ત્રાવણકોર કોચીનમાં મુસ્લિમ લીગને ફરીથી નવજીવન આપવા સામે ધમકી ઉચ્ચારી હતી પણ ત્યાંના મુસ્લિમો એટલા ઉસ્તાદ છે કે આવી કંઈક ધમકીઓને ઘોળીને પી જઈ શકે એમ છે. છેલ્લાં સાત-આઠ વર્ષમાં જ દસ લાખ મોપલાઓ વટલાઈને મુસલમાન થયા છે અને એમનું જોર વધતાં ભવિષ્યમાં ત્યાં એક મોટું પાકિસ્તાન તરફી જૂથ થવાનું જ.—આવા આવા કંઈક અનિષ્ટોને અંકુશમાં રાખવા માટે શ્રી. જેઠાલાલ જોશીએ પાર્લામેન્ટમાં ધર્માંતર વિરુદ્ધ બિલ આણ્યું હતું, પણ વડા પ્રધાને ખાસ અપીલ કરીને એ પાછું ખેંચી લેવડાવ્યું. આ પ્રકારની રાજનીતિનાં વિપફળો તો બિચારી ભવિષ્યની પ્રજાને લણવા પડશે.

આ પરિસ્થિતિ એકલા મુસ્લિમોની બાબતમાં છે એમ નહિ પણ ખ્રિસ્તીઓની બાબતમાં પણ છે. સ્વ. સયાજીરાવ ગાયકવાડે બહુ જ ડહાપણપૂર્વક પોતાના રાજ્યમાં ખ્રિસ્તિ ધર્મોપદેશકો માટે મનાઈ કરી હતી. કમ્યુનિસ્ટ ચીને એ જ રીતે પરદેશી પાદરીઓને હાંકી કાઢ્યા છે. જ્યારે આપણા દેશમાં આજે પરદેશી પાદરીઓ પુષ્કળ નાણાં લઈને આવી રહ્યા છે, અને પોતાની વટાળ પ્રવૃત્તિ દ્વારા અમેરિકા તરફી જૂથ ખડું કરી રહ્યા છે. માણસ અંતઃકરણપૂર્વક ઇસુખ્રિસ્તના ઉપદેશોમાં માનતો થાય અને ખ્રિસ્તિ થાય એ એક વાત છે અને ટુકડા રોટલા માટે ખ્રિસ્તી થાય એ બીજી વાત છે. એક બાજુ આપણે કહીએ છીએ કે અમારે રશિયા કે અમેરિકા કોઈ પણ જૂથમાં ભળવું નથી, અને એમ કહીને અબજોની પરદેશી મદદને ઠોકરે ચડાવીએ છીએ, તો બીજી બાજુ આ ખ્રિસ્તી બનાવે છે એનાથી મોટું રાષ્ટ્રીય અપમાન કયું હોઈ શકે? મહમ્મદના કે ઇસુના ધાર્મિક ઉપદેશો સામે ભાગ્યે જ કોઈને કંઈ વાંધો હોઈ શકે. જે કઈ વાંધો છે તે આ પ્રકારના ધર્મપરિવર્તન સાથે સંકળાયેલા ડીનેશનલાયઝેશન (રાષ્ટ્રઘાતકતા) સામે છે.

(૧૧) ભૂલાભાઈ-લિયાકતઅલીખાન કરારની પેઠે નેહરુ-લિયાકતઅલીખાન કરાર એ પણ એક પાકિસ્તાની મુત્સદ્દીગિરીનો મહાન વિજય હતો. જે વખતે પૂર્વ પાકિસ્તાનના સીમાડે આપણાં લશ્કરો ખડકાયાં હતાં તે વખતે લિયાકતઅલીખાને આવીને નેહરુ-લિયાકત કરાર કરીને આવતી આફતને ટાળી દીધી અને ત્યારથી આજસુધી હિન્દુઓને મારી કૂટીને હાંકી મૂકવાની પ્રવૃત્તિ ચાલુ રહી છે. અણી ચૂક્યો સો વર્ષ જીવે એ ન્યાયે પાકિસ્તાન બચી ગયું, તે વખતે પં. નેહરુએ ઢીલું વલણ ધારણ ન કર્યું હોત તો જૂનાગઢ, હૈદરાબાદ ને ભોપાલની પેઠે પૂર્વપાકિસ્તાનના ગૂમડાનો પણ ભેગોભેગો ઉકેલ આવી જાત. પણ કમનસીબે તે ન થઈ શક્યું. પરિણામે ત્યાંથી આવતા નિરાશ્રિતો પાછળ એકલી પશ્ચિમ બંગાળની સરકાર જ દર મહિને ૫૦ લાખ રૂપિયા ખર્ચે છે. હિન્દુસ્તાનના





દુબળો. કે બાપુએ ઉદ્ધારેલો હરિજન હવે લખે એની જાણે વાટ જોવાતી હોય એમ લાગે છે. કારણ, લોકભાષામાં હજુ ગાંધીજીનું મૃત્યુ અમર બન્યું નથી, લોકોમાં બન્યું છે.

લોકેનું હૃદય રડે છે, ત્યારે લોકકવિઓ આપમેળે આગળ આવે છે. એ ઘણીવાર કવિ પણ નથી હોતા. પણ આવી પડેલા પ્રસંગની ઊર્મિવશતા હેઠળ એમનાથી એવું કંઈક લખાઈ જાય છે કાવ્ય રૂપે, જે પછી એમની માલિકીનું રહેતું નથી, જનતાની જમાનતનું બની જાય છે. ને પછી સંશોધનકારો એને 'લોકસાહિત્ય' નામ આપી છાપામાં પોતાની વિદ્વતાભરી ટીકા સાથે છપાવી લોકસાહિત્યનો ઉદ્ધાર કરવાનાં યશ ખાટે છે!

બાપુ ગયા ત્યારે ગૂજરાતને લાગ્યું હતું કે આજે મેઘાણીભાઈ હોત! તો કેવું બિરદાવ્યું હોત આ અમર શહીદના મૃત્યુને? મેઘાણીભાઈ ગયા પછી લોકસાહિત્ય જાણે વૈધવ્ય પાળે છે. ખૂણો પાળે છે, એવું લાગે છે.

રાજસ્થાન ભલે મરુભૂમિ હો, પણ નવા જમાનાની શહેરી કુટીલ હવા ત્યાં હજુ ગામડે ગામડે નથી પહોચી, તેથી ગીતો–ભજનો, ને લોકગીતોની તો એ સરવાણી જ રહ્યું છે.

રાજસ્થાનમાં જ્યારે બાપુના નિર્વાણના સમાચાર પહોંચ્યા ત્યારે આખો પ્રાન્ત રડી ઊઠ્યો, આક્રંદ કરી ઊઠ્યો. ને એ આક્રંદે ગીતનું રૂપ લઈ લીધું. જેમનાં નામ પણ જડતાં નથી એવા માણસો દ્વારા લખાયેલાં અનેક સરલ ગાંધીગીતો મરૂભૂમિનો એ સરવાણીમાંથી, વંરડીમાંથી, આપમેળે સરવા લાગ્યાં. એક ગીત લઈએ. એમાં બાપુ અને એમની માતા—ભારતમાતા—ની, મા–દીકરાની, વાત છે. ઘરગથ્થુ સરલ બાનીમાં ગીત કહે છેઃ

> 'મ્હેં તો વારિયા એ ગાંધીજી થારા બોલાને
> લડાયો મ્હારો સો ઘરબાર,
> મ્હેં તો વારિયાં ભારતમાં થારી કોંખને
> થેં તો જાયા મોહનદાસ.'

એટલે કે મા કહે છેઃ 'હે પુત્ર, ધન્ય છે તારા વચનને, ધન્ય છે તારા પણને તેં મારા આખાયે કુટુંબને જગતમાં કીર્તિને કળશે ચડાવ્યું.'

એટલે પુત્ર ઉત્તર આપે છેઃ 'બા, એમાં મેં શું કર્યું કે આટલાં વખાણ કરે છે? ધન્ય તો તારી કુખને છે જેને પેટે મેં જન્મ લીધો ને ધન્ય થયો.'

ભારતની સંસ્કૃતિ અને સંસ્કારનો જે સરળ શિષ્ટાચાર, મા–દીકરાનો પરસ્પર એક બીજાના ગુણ વર્ણવવાનો, તે આમાં ગવાયો છે, સચવાયો છે. કારણ કે, આ ગીત કવિઓમાંથી નથી આવ્યું, લોકોમાંથી આવ્યું છે.

ગીતની છેલ્લી કડીઓ માતાં વાત્સલ્યથી બીજી દીકરાના મહાપ્રયાણની ગાથાના દુઃખ દર્દને લઈને આગળ વધે છે :–

> 'હાં જી, બિદરંગ હો ગઇ મેરી દેહ
> ગાંધી તોર વિરહ અધેરે ઘરરા ચ નણ જે.'

'દીકરા, તારા પાછા થવાના સમાચારથી તો મારી કાયા ફિક્કી પડી ગઈ, કથળી ગઈ, ને તારા જવાથી મારા ભર્યાં ભર્યાં ઘરમાં ઘોર અંધારું છવાઈ ગયું છે.'

૧૯૪૨માં સરકારે ગાંધીજીને કેદ કર્યા હતા ત્યારે પહેલી દિવાળી આવી. 'વંદે માતરમ્'ની દીપોત્સવી પૂર્તિમાં શ્રી. બાદરાયણે કાવ્ય લખેલું તેની યાદ આ અપાવી જાય છે :–

> માડી! તારો દીવડો પૂરાયો કારાગાર,
> દિવાળી કેણે ઊજવું?
> માડી! તારાં અંધારે અટવાતાં સહુ બાળ
> દિવાળી કેણે ઊજવું?

પણ અહીં તો ખુદ માડીને જ હવે લાગે છે કે અંધારું છવાઈ ગયું. ત્યાં દીકરાઓના દુઃખનું તો પૂછવું જ શું? એટલી વ્યથા લોકકવિએ ગીતમાં મૂકી છે.

બીજા એક ગીતમાં બાપુના ઐતિહાસિક મૃત્યુને આ રીતે બિરદાવવામાં આવ્યું છે :–





એટલું જ નહિ પણ

'પાગલ પરિજન, પુરજન પાગલ
પાગલ હરિજન, હરજન પાગલ
બચ્ચા બચ્ચી, બુઢ્ઢા બુઢ્ઢી
નારી-નારી, નર-નર પાગલ'

પરિજન એટલે કે પારકો, અંગ્રેજ, અમેરિકન, જર્મન પણ, હે ગાંધીબાબા, તારી પાછળ ગાંડા છે. ને સ્વીડનની યુવતી તો 'મીરાં' બનીને તારી સેવા ખડે પગે કરે છે.

'પગલનકે ટોલી દઊર ચલલિ
હર ગાંવ-નગરમેંજઊર ચલલિ
સાગર સે નૂન બટોરે કે
ગોલી બરખા મેં બઢરિ ચલલિ'

'દાંડીકુચ કરવા હે ગાંધીબાબા, તારી ટોળી પગે ઊપડી છે, ને દરેક ગામ ને નગર ઝડપથી પસાર કરતી જાય છે. તારે નક્કી દિવસે સાગર કિનારે જઈ મીઠું લૂંટવું છે; તને ઢીલ કરવી પોસાય એમ નથી. પણ જેટલી ઝડપથી તું પગ ઊપાડે છે તેટલી જ ઝડપથી સરકાર બંદૂક પણ ઊપાડ છે ને ગોળીઓનો વરસાદ વરસાવે છે.'

'હર ડગર ડગર મેં નૂન બનલ,
હર નગર નગર મેં નૂન બનલ,
ગાંવનકા ગલિયન, ગલિયન મેં
સબહર ઘર ઘર મેં નૂન બનલ.'

'તારે ડગલે ને પગલે બાપુ! મીઠું બનશે; તારે પગલે પગલે પદ્મિનીની જેમ મીઠું ઝરશે, (શી ઉત્તમ કલ્પના લોકકવિની!!) હરેક નગરમાં મીઠું પકાવાશે ને કાયદો તોડાશે, ગામની શેરીઓમાં અગર મંડાશે ને મીઠું ઘર આંગણે બનતું થશે.

આમ ભોજપુરી લોકકવિએ બાપુને ભારે 'મીઠા'શ ભરી અંજલિ આપીને એમને પગલે પગલે મીઠું ઝરશે એટલું બધું અતિ ઉત્સાહમાં પણ કહી દીધું છે. ને લોકકવિની ભાવના કંઈ ખોટી ન ઠરી. દાંડીકુચના એ દિવસો યાદ કરો તો જણાશે કે ઘેર-ઘેર નિમક પકાવવા ગૃહિણીઓ તૈયાર થઈ ગઈ હતી. બહેનો અને બાળકો ચોપાટીને સાગર કિનારે ભેળ પુરી ખાવા જવાને બદલે એ દિવસોમાં પોલીસની લાઠીઓ ખાઈને પણ દરિયામાંથી બાલદી ને ઘડા ભરી આવતા ને ઘેર મીઠું બનાવી સરકારના કાયદાનો ભંગ કર્યાનો આનંદ પામતા.

લોકકવિએ ભલે મુંબઈ ન જોયું હોય પણ કવિ આર્ષદૃષ્ટા હોય છે. એણે ગાંધીમા એ બધું જોઈ લીધું.

પંજાબીઓને કમાવા ખાતર દેશ-વિદેશ વેઠવો પડે છે એટલે ત્યાં વિરહ-વેદના-સંવેદનાના સૂર લોકગીતોમાં ઢળે છે ને જનતા વચ્ચે રાત્રે આપણાં ભજનો અને રાસની જેમ ગુંજી ઊઠે છે.

આવું એક ગીત ગાંધીજી વિષે પણ એક અજ્ઞાત લોકકવિએ રચ્યું છે. ને જનતા વચ્ચે વારંવાર ગવાય છે. એમાં પત્ની પતિને ઠપકો આપતી કહે છે:—

'બારી બરસી ખટણ ગિયાસી ખટકે લીઆંદી ચાંદી
ગોરે ન્હાસ જાઊંગ રાજ કરેગા ગાંધી.'

'હે વ્હાલમા, તું તો બાર બાર વરસના પરદેશ વેઠીને કમાવા ગયો હતો પણ કમાઈને લાવ્યો શું! તો ચાંદી! રૂપિયા! નાણાં! ધન! પણ દેશ માટે તેં શું કર્યું? કમાવા સિવાય? હવે તો થોડા દિવસોમાં ગોરો ટોપીવાળો અહીંથી નાસી જવાનો છે, ને ગાંધી રાજ કરવાનો છે.'

આ જ રીતે આવો જ એક બીજો અજ્ઞાત કવિ ભગતસિંહને પણ અમર કરે છે:—

'બારી બરસીં ખટ્ટણ ગિયા તેં
ખટ્ટકે લિઆંદી માયા;
બારે થઈયેં ભગતસિંહદે
જીન એસેંબલીચ બંબ ચલાયા.'

મારા પ્રિયતમ, તું તો બાર બાર વરસના વિયોગ વેઠી પરદેશ કમાવા ગયો હતો ને ત્યાંથી ખૂબ ખૂબ માયા એકઠી કરી લાવ્યો છે. પણ અમે તો અહીં ભગતસિંહ પર વારી જઈએ છીએ જેણે





કિશનસિંહ ચાવડા

# નર અને નારી

પુરુષનું પુરુષત્વ જીતવામાં છે, હારવામાં નથી. પછી તે માનવ-પુરુષ હોય કે પશુ પુરુષ અહીં એવી જ એક સાચી મર્દાનગીની કથાને જાણીતા શબ્દ-શિલ્પીએ શબ્દદેહ આપ્યો છે. નરની મહત્તા નારી પાસે હલકી પડે ત્યારે એ ઘવાયેલો નર કયો માગ લે એ તો આજ સુધી કોઇથી અજાણ્યું નથી...

લૂ વરસી રહી છે રહી રહીને વાતા ઊના વાયરાથી તરસનાં અને તપતાં ઊભેલાં સ્થિર વૃક્ષો કંપીને હાલી ઊઠે છે. આટલા મોટા વનમાં એક્કેય પશુ કે પક્ષી નજરે પડતું નથી. એક બાજુ દુઃખથી જર્જરિત થઈ ગયેલા વૃદ્ધ જેવો એક મોટો પહાડ પડ્યો છે. અને બીજી બાજુ સંસારના તાપથી શોષાતી અને સંકોચાતી હિંદુ વિધવા જેવી એક નદી ખબર ન પડે એમ વહે છે. પહોળો પટ છે. પણ પાણીનો તો એક નાનો શો રેલો જ વહે છે. વિશાળ પટ અને ઊંચી ભેખડો જોઈને કલ્પના કરી શકાય છે કે વરસાદના દિવસોમાં આ સરિતાનો જીવનપ્રવાહ કેવો ભર્યો ભર્યો, વેગવંતો અને મલપતો હશે!

આવા નઠોર અને જિદ્દી બપોરે આજે પાંચ દિવસ થયા અમે સિંહના શિકારની આશાએ અમારા માંચડા પર તપ્યાં કરીએ છીએ. અમારા છયે જણની પાસે શિકારનાં બેવડાં-ત્રેવડાં સાધનો છે, પણ એ બધાં સાધનો જંગલમાં ભૂલા પડેલા અને ભૂખથી વલવલતાં માણસની પાસેના રૂપિયા જેવાં નકામાં લાગે છે. આજે તો અમે નિશ્ચય કર્યો હતો કે આજે શિકાર ન મળે તો કાલે સવારે જ ઘર ભણી ચાલી નીકળવું. અમારી નિરાશા અને એ નિરાશાથી થતું દુઃખ ઢાંકવા અમે અમારા ભૂતકાળનાં પરાક્રમોની વાતે ચઢ્યા. ભૂતકાળમાં કરેલાં કાર્યોનો સ્મૃતિસંતોષ એ વર્તમાનમાં થતી પરાજય કે નિરાશાની વેદનામાં મોટું આશ્વાસન છે. અમારે માટે આવી જ સાંત્વના અત્યારે એક માત્ર ઉપાય હતી. દરેક જણે બને એટલી સરસ અને સુંદર રીતે પોતપોતાની કથા કહેવા માંડી.

એક જુવાન શિકારીએ કહ્યું: 'મેં મારેલા એક હરણની કરુણ ચીસ હજુ મને સાંભરે છે. ત્યાર પછી મેં એક પણ હરણનો શિકાર કર્યો નથી. આઠદસ હરિણીઓથી ઘેરાયલો એ કાળિયાર ગોપીઓમાં કૃષ્ણ શોભે એમ દીપતો હતો. એને કલ્પનાય નહિ હોય કે આ જંગલમાં એના પ્રણયરંગમાં વિઘ્ન નાખવા કોઈ અકર્મી આવી પહોંચશે. પહેલાં એને હરિણીઓથી જુદો પાડવા જ્યારે બે ખાલી બાર કર્યાં ત્યારે આખું ટોળું એકી સાથે નાઠું. ત્રણચાર હરિણીઓ આગળ, એકબે સાથે અને ત્રણચાર પાછળ; એમ પોતાની પ્રિયતમાઓથી રક્ષાયેલો એ હરણ જુદો પડ્યો જ નહિ. અમે એને કંટાળીને વચમાં જ વીંધવાનો નિરધાર

---

પોતાની જ્યોતિ ઝબકાવી ઈતિહાસને સદાય ઊજમાળો કરતો જાય.'

'અહિંસા રે હિંસા ઠગાયા
હિન્દુરો ખૂણ બહાવણ મેં
પામર મરાઠા ન ડિગ ગ્યા.'

'અહિંસાના પૂજારીને હિંસાએ આખરે ઠગી લીધો. પોતાની જાળમાં સપડાવી લીધો. દુશ્મનો જેને ન મારી શક્યા, ઉલટા, ચાહના થઈ ગયા, તેને એક જાતભાઈએ મારી નાખ્યો. એક હિન્દુનું ખૂન કરવામાં એ પામર મરાઠો જરાય અચકાયો નહિ.'

આમ છેવટે ખૂની પર ફીટકાર વરસાવતું, ને એ રીતે લોકગીતની પરંપરાને અનુસરતું ગીત ગાંધીજીને બિરદાવતું પૂરું થાય છે.

દેશ અને દુનિયાભરના કવિઓએ ગાંધીજીને કાવ્યાંજલિ આપી હશે. પણ રાજસ્થાનના આ અજ્ઞાત લોકકવિની અંજલિ આગળ એ બધી ઝાંખી લાગશે. કારણ, એ લોકગીત બની ગઈ છે, જ્યારે પેલી બધી પુસ્તકોની શોભા!





ફાડી ખાવો એ એને મન રમત વાત છે. અમે સાહેબનો માંચડો દેખાય એ રીતે જ બીજા માંચડા ઉપર બેઠા હતા. અમારી સૂચના પ્રમાણે સાહેબે બંદૂક તાકી હતી. વાઘ ધીરેધીરે પાસે આવતો હતો, છતાં સાહેબ ગોળી છોડતા ન હતા. વાઘ જેમ જેમ માંચડા નજીક જતો હતો તેમ તેમ અમારી ચિંતા વધતી જતી હતી. આખરે એ પ્રાણી સાહેબના માંચડા પાસે આવ્યું ત્યાં બંદૂકમાંથી ગોળી છૂટી. ગોળી કોઈપણ જાતના નિશાન વિના સીધી હવામાં ચાલી ગઈ. વાઘ ચમકયો અને કૂદીને અમારા માંચડા તરફ આવ્યો. એવામાં સાહેબની મડમડના પોકારો સંભળાયા. એકાએક શું થયું અને શું કરવું તેની ચિંતા થઈ પડી. નાના મહારાજાએ કહ્યું : 'વાઘને ઠાર તો કરવો જ જોઈએ.' ને નિશાન તાકયું અને એ જંગી જનાવર વીંધાઈને નીચે પડયું. ખાતરી કરવા બીજી ગોળી મારીને એને જમીનદોસ્ત કર્યું. સાહેબના માંચડા પાસે જઈને જોયું તો સાહેબ માંચડા પરથી નીચે બેશુદ્ધ હાલતમાં પડયા છે. અને મડમ ઉપરથી મદદના પોકારો કરીને વલખાં મારી રહ્યાં છે! બંદૂક એક તરફ પડી છે. અને પાટલૂનમાં જ ઝાડો–પેશાબ થઈ ગયાં છે. મડમને સંભાળીને નીચે ઊતાર્યાં. સાહેબને કપડાં બદલાવીને મોટરમાં નાખી અમે હોસ્પિટલમાં લઈ ગયા. ચારપાંચ દિવસે જ્યારે સાહેબ સારા થયા ત્યારે મહારાજા સાહેબે ફરીથી પૂછ્યું : 'શિકાર માટે જશો ?' સાહેબે ઉત્તર વાળ્યો : 'હવે તો બીજી વખત આવીશું ત્યારે. આ વખતે તો ઘણું મોડું થઈ ગયું છે.'

સૌ વાત સાંભળવામાં મશગૂલ હતા ત્યાં મારી નજર નીચે નદીના પટમાં પડી. જોયું તો સિંહ અને સિંહણ એક મરેલી ગાયનું મુડદું ઘસડતાં આવે છે. મેં સૌનું ધ્યાન દોર્યું. બધાએ પોતાનાં હથિયાર સજ્જ કર્યાં પણ અમારા પેલા અનુભવી મુરબ્બીએ કહ્યું : 'હમણાં કોઈ ગોળી ન ચલાવશો. જરા થોભો. એમને પાણી પી લેવા દો. એ તરસ્યાં છે.'

અને સાચે જ અમારી બરાબર સામે ગાયના મુડદાને એક તરફ નાખીને બન્નેએ પેટ ભરીને પાણી પીધું. પછી સિંહે પેલા મુડદાને લઈને પટમાંથી ભેખડ ઉપર આવવાનો પ્રયત્ન કર્યો. અમારા સૌને માટે આ દેખાવ તદ્દન નવો અને પહેલો હતો. પોતાના મુખમાં મુડદાની ગરદન પકડી આગલા બન્ને પગની બરાબર ચૂડ ભરાવી સિંહે બળ કરીને કૂદકો માર્યો. ભેખડ પંદરસત્તર ફૂટથી વધારે ઊંચી નહિ હોય. સિંહ મુડદા સાથે લગભગ દસબાર ફૂટ ઊંચે જઈને નીચે ગબડી પડયો. મોઢામાંથી અને પગની ચૂડમાંથી મુડદું છૂટી ગયું. દૂર જઈને પોતાની યાળ ખંખેરીને, એક વખત મોઢું પહોળું કરીને, જાણે અટલ નિશ્ચય કર્યો હોય તેમ મુડદાને પકડીને ફરીથી એ કૂદયો. અમને લાગ્યું કે આ વખતે તો એ જરૂર ઉપર આવી જશે, પણ પહેલાં કરતાં બેત્રણ ફૂટ ઉપર સુધી આવીને પાછો નીચે ઘસડાઈ પડયો. આ વખતે એને જાણે ખૂબ અપમાન લાગ્યું. સિંહણ બાજુએ ઊભી રહીને આ બધું જોયા કરતી હતી. પોતાની સ્ત્રી આગળ એને આવો પરાજય સાલ્યો એટલે ત્રીજી વાર એણે મરણિયો પ્રયત્ન કર્યો. ખૂબ કસીને એણે આ વખતે તો ચૂડ ભરાવી અને હતી એટલી તાકાત એકઠી કરીને કૂદકો માર્યો. ભેખડ પૂરી દોઢબે ફૂટ નહિ રહી હોય અને ગાયને લઈને એ પાછો પટમાં જઈને પછડાયો મુડદાના ભારથી અને ધક્કાથી એક મોટું માટીનું ઢેફું પણ તૂટીને સાથે પડયું. મુડદું ધૂળવાળું થઈ ગયું. સિંહનું શરીર પણ રગદોળાઈ ગયું. મુડદાની પાસેથી દૂર હઠીને એ પોતાની સિંહણ પાસે આવ્યો. સિંહણે એને ચાટયો, પંપાળ્યો પણ એનું એણે ધ્યાન ન દીધું. વિકરાળ મોઢું કર્યું અને આંખો ફાડીને એણે ગુસ્સો વ્યક્ત કર્યો.

થોડી વાર ન થઈ ત્યાં તો સિંહણ આગળ આવી અને પોતાના આગલા બન્ને પગની બરાબર મજબૂત ચૂડ ભરાવીને મોઢા વડે ગરદનનો બીજો ભાગ પકડી એણે જોરથી છલંગ મારી. અમારી અજાયબી વચ્ચે એ ગાયના મુડદા સાથે ભેખડ ઉપર આવી પડી.

ઉપરથી એણે વિજયનો વિચિત્ર નિનાદ કરીને સિંહને





પ્રથમ હિપ્નોટિઝમનો ઉપયોગ કરવામાં આવતો હતો પણ પાછળથી મુક્ત મનથી વાતચીત કરવાનો ઉપચાર સ્વીકારવામાં આવ્યો છે. આમાં યાદદસ્તી સાથે સંકળાયેલી દુઃખદાયક સંવેદનાઓનું પુનર્જીવન થતાં હિસ્ટેરીઆનાં ચિહ્નો અદશ્ય થાય છે. માનસ-વિશ્લેષણ ચિકિત્સામાં યાદદાસ્તી અને એની સાથે સંકળાયેલી સંવેદનાઓ વચ્ચે સંબંધ જોડી આપી ભૂલાઈ ગયેલા બનાવો સાથે સંવેદનાઓને કામ કરવા દેવામાં આવે છે. આ છે માનસવિશ્લેષણ શાસ્ત્રની રૂપરેખા.

વીસમી સદીમાં ત્રણ નામાંકિત મનોવિજ્ઞાન-વેત્તાઓ થઈ ગયા. ફ્રોઈડ આડલર અને યુંગ. પહેલા બન્ને અવસાન પામ્યા છે, યુંગ આજે વિદ્યમાન છે. એમણે આધુનિક વિજ્ઞાનના ચોકઠામાં રહી એમની ફિલસૂફીનું માળખું ઘડ્યું છે. હિન્દુ શાસ્ત્રોના આધારે ઘડાયેલાં માનસ-વિશ્લેષણનાં એમનાં વિધાનોમાં નાવીન્ય છે. એમણે પશ્ચિમના બુદ્ધિ-વૈભવભર્યાં મનને દ્વંદ્વનો નિયમ અને તે ઓળંગી નિર્દ્વંદ્વ થવાની જરૂરિયાત વિષે જાગૃત કર્યાં છે. પશ્ચિમી જીવનના દરેક પાસામાં અને ખાસ ધર્મમાં જૂના વિચારો અને આદર્શોને દફનાવી દઈ એમણે ક્રાંતિ ફેલાવી છે. એમણે વિરોધ જગાવ્યો છે. એ પાખંડી જાદુગર અને કીમિયાગર તરીકે ઓળખાય છે. પાદરીઓ એમનાં પુસ્તકોને અધર્મી લેખે ઓળખાવે છે.

ડૉ. કાર્લ ગુસ્તાવ યુંગ



આવો પ્રતિકાર હોવા છતાંય ઉચ્ચ પંક્તિના તદ્વિદ તરીકે એમની ખ્યાતિ છે. ગહન ધાર્મિક અને રહસ્યભર્યા પ્રશ્નો એમની સમક્ષ ધરવામાં આવે છે. અને એમનો ઉકેલ પશ્ચિમ માટે નિર્ણયાત્મક સ્વીકારવામાં આવે છે.

ડૉ. કાર્લ ગુસ્તાવ યુંગનો જન્મ સ્વિટ્ઝર્લૅન્ડમાં ૨૬ જુલાઈ ૧૮૭૫ના રોજ થયો હતો. એમની કારકીર્દિ દાક્તર તરીકે શરૂ થઈ પણ માનસચિકિત્સક તરીકે એમની બહોળી પ્રેક્ટીસ હતી. સિગમંડ ફ્રોઈડના એ આગળ પડતા વિદ્યાર્થી હતા પણ ફ્રોઈડના કેટલાક સિદ્ધાંતો સાથે એ સંમત ના થયા. જો કે ફ્રોઈડે ચીંધેલા માર્ગે આગળ ધપ્યા પણ જોયેલી ઘટનાઓ સમજવામાં તથા એનો અર્થ તારવવામાં બન્ને જુદા પડ્યા. ફ્રોઈડનો ‘ લિબીડો ’ (Libido, શબ્દ જાતીય વાસના અને ભૂખ દર્શાવે છે, જ્યારે યુગ એને વિશાળ અર્થમાં વ્યક્તિનાં વૃદ્ધિ વિકાસ ભૂખ અને બધાં કામકાજમાં જીજિ-વિષાના રૂપમાં સ્વીકારે છે. ઇ. સ. ૧૯૧૧માં પ્રગટ થયેલા એમના ‘ સાઈકોલોજી ઑફ અનકૉન્સી-યન્સ ’ નામના પુસ્તક અંગે ફ્રોઇડથી જુદા પડવું પડ્યું. યુંગે ઝુરીચમાં ‘ એનાલિટીકલ સાઈકોલોજી ’ નામની આગવી સંસ્થા સ્થાપી.

‘ દુનિયાના હાલહવાલ છે ’ ડૉ. યુંગનું આ કથન છે. આ થવાનું કારણ એમની માન્યતા મુજબ ‘ યંત્રયુગ, મોટાં શહેરો અને વૈદકીય વિજ્ઞાનના વિકાસથી





અને બહિર્મુખના વર્ગીકરણે નવો રાહ ચીંધ્યો છે. આવી એમની બીજી સિદ્ધિ મનના ચાર પ્રાથમિક વ્યાપારો જેવા કે વિચાર લાગણી સંવેદના અને પ્રેરણાને સૌ પ્રથમ ઓળખાવ્યાં છે.

ડૉ. યુંગે માનવસમાજને બે મનોવૈજ્ઞાનિક વર્ગોમાં વહેંચી નાખ્યા છે. એક બહિર્મુખ-(Extrovert) અને બીજો આંતર્મુખ (Introvert). આંતર્મુખ પોતાના આંતરિક માનસિક જીવન સાથે જોડાયેલો છે. થોડા મિત્રોથી સંતોષ પામી એકાંતી સ્વભાવનો હોય છે. એ લોકોનાં મોટાં ટોળાંમાં બેચેની ભોગવે છે. બહિર્મુખ માનવી બહારની દુનિયાનો ચાહક હોય છે. સદા માણસોથી ઘેરાયેલો રહેવાવાળો તે સમુદકાર્ય કે રાજકીય પ્રવૃત્તિ કરનારો હોય છે, આ બે વર્ગણીના માળખામાં માનવીઓ બરાબર સમાતા નથી. કોઈ પૂર્ણ આંતર્મુખ કે બહિર્મુખ નથી હોતું. મોટા ભાગના લોકો બેય વર્ગની લાક્ષણિકતા ધરાવનારા હોય છે. પણ તે એક વર્ગ તરફ વધારે પડતી ઢળની વૃત્તિવાળા તો હોય છે જ.

અંતર્મુખતા કે બહિર્મુખતા પ્રમાણે વ્યક્તિઓ.એમનાં લક્ષ્ય અને કામકાજમાં જુદી પડી છે. વળી એમના મનનાં વલણોમાં ફેર પડે છે. યુંગે ચાર પ્રકારની માનસિક કામગીરીઓ વર્ણવી છે. જેવી કે વિચાર લાગણી સંવેદના અને પ્રેરણા. આમાં વિચાર અને લાગણી બન્ને સામસામી વૃત્તિઓ છે. જ્યાં સુધી માનવી તર્કશુદ્ધ વિચાર કરતો હોય છે ત્યાં સુધી એને બાબતોનું ગમવું ના ગમવું કે પસંદ નાપસંદપણું નથી હોતું. બહિર્મુખ વિચારક બહારની બાબતો વિષે તાર્કિક રીતે વર્તે છે ત્યારે બહિર્મુખ લાગણી ધરાવનાર વસ્તુના ગમા કે અણગમામાં પડે છે. સામસામી વૃત્તિઓની બીજી જોડ સવેદના અને પ્રેરણાની છે. સંવેદનાથી વિગતમાં ઉતરાય છે જ્યારે પ્રેરણા વિશાળ અર્થલક્ષી છે. વ્યક્તિનાં મન બે પ્રકારનાં છે, જાગૃત અને અજાગૃત. આ બન્ને એકબીજાનાં પૂરક છે. જ્યારે માનવી જાગૃત નથી હોતો ત્યારે એનું અજાગૃત મન કામ કરે છે. જ્યારે તે બહિર્મુખ જાગૃત હોય છે ત્યારે અંતર્મુખ અજાગૃત હોય છે. જો તે જાગૃતરીતે વિચારક છે તો અજાગૃત પ્રકારનો લાગણીધારક છે. માનવીના બે વર્ગોની આ ચાર અને વચગાળાની માનસિક વૃત્તિઓને ગણનામાં લઈ યુંગે આઠ પ્રકારના માનવીઓ વર્ણવ્યા છે.

ડૉ. યુંગે અજાગૃત મનના પડોની ગણના કરી છે. આમાં ઉપલું પડ 'અંગત અચેતના'નું છે. આમાં વ્યક્તિએ દબાવેલી પણ ભુલાઈ ગયેલી બાબતો સંઘરાયેલી છે. આની નીચે 'સમુહ અચેતના'નો થર છે. આમાંથી દરેક વ્યક્તિને અંગત ચેતના અને અજાગૃત જીવન પ્રાપ્ત થાય છે. સમુહ અચેતના આપણને વારસાગત આદિવાસી પૂર્વજો તરફથી વારસામાં મળતી આવે છે. આમાં પ્રેરણાઓ (ફ્રોઈડ આને ઈડ કહે છે) અને આરકીટાઈપની (Archetype= અસલી) વૃત્તિઓનો સમાવેશ થાય છે. પ્રેરણાથી પ્રાથમિક અવસ્થાનાં કામ થાય છે. આરકીટાઈપથી અસલી રીતે વિચાર થાય છે. આ બન્ને જુદાં તો નથી કારણ કે પ્રાથમિક ધોરણે વિચાર અને કામ સાથે જોડાયેલાં છે. આરકીટાઈપ જાગૃત બનતાં વિચાર બને છે પણ તે સમુહ અચેતનામાં મોઘમ ધારણારૂપે હોય છે. સંસ્કૃત માણસોના જાગૃત જીવનમાં દબાઈ રહેલી આ ધારણા સ્વપ્નોમાં, બાળકોની કલ્પનામાં, ગાંડાઓના ભ્રમમાં, પુરાણો અને પરીકથામાં દેખા દે છે. પુરાણકાળથી ચાલી આવતી પુરાણો અને પરીની વાતો આપણા અંતરભાવને ગહન અસર ક્યાં નથી કરતી હોતી!

વ્યક્તિના ગુંજાશ અને સંભવિત લક્ષ્ય ને એના જાગૃત જીવનમાં વિકસ્યા ને વપરાયા વિના પડી રહેલાં હોય છે તે અજાગૃત મનમાં ગુપ્ત અભિલાષા તરીકે સંઘરાય છે. જીવનમાં ફત્તેહ મળતાં વ્યક્તિનો એકપક્ષી વિકાસ થાય છે. ચાલીસ વર્ષ પર્યંત આમ ઠીક રહે છે પણ આ વય બાદ વ્યક્તિને જીવનમાં નિષ્ફળતા અને ઉણપનું ભાન થતાં ઊંડાણમાં સંતાઈ રહેલી અભિલાષા જાગૃત મન પર ધસી આવી ઘર્ષણ ઉપજાવી મનની માંદગી આણે છે. આના નિવારણ





ઈશ્વરભાઈ પટેલ

# શીગી–શીગી [૪]

જંગલી સાહસોથી ભરપૂર આ સાહસકથાએ વાચકોનું જબ્બર આકર્ષણ જગાવ્યું છે. તેમાં જીવસટોસટનાં સાહસો આપણી ઊછરતી પેઢીમાં નવું જ જોમ પ્રેરે છે. અને તેમાંય આ બધાં સાહસો કાલ્પનિક નહિ પણ સત્ય છે એટલે અસરની સચોટતા વધે છે ..

મો સોના સાથ સિવાયની સીધી દક્ષિણની યાત્રા એણે શરૂ કરી, પંપાનાં ઘાસનાં મેદાનોમાંથી પસાર થવાનું હતું. માથાપૂર ઊંચા ઘાસમાં ચાલવાનું ને જમીન પર સાપનો પાર નહિ. કેટલાક તો એવા ઝેરી કે કરડે તો પાણી માગવા ન રહેવાય. મોતને તો આ બિરાદરે મૂઠીમાં જ રાખેલું એટલે ડર તો એનાથી દૂર રહ્યા પણ આખો દિવસ કોઈની સાથે બોલવાચાલવાનું નહિ—માત્ર પોતાના નિત્યક્રમ—ચાલવાનો ને પાણીનો વેંકળો આવ્યે આરામ કરવાનો—કયેં જવાનો—એ એને માટે ભારે ત્રાસરૂપ હતું. રહેતે રહેતે એણે પોતાના કૂતરા ને ઘોડી સાથે વાતો કરવાનું શરૂ કર્યું. ને એમ પોતાના મનને હળવું કરવાની એણે તરકીબ કરી.

એની આ યાત્રાના બીજા દિવસની બપોર થવા આવી હતી અને બાજુના ઘાસમાં ખળભળાટ શરૂ થયો. એણે નજર કરી તો દસેક હજાર સૂવરનું ટોળું. ભૂખ તો લાગી જ હતી અને આટલું સરળ ભોજન ક્યાં મળે? ખભેથી રાયફલ ઊંચકી એણે તો ફડાફડ બે અવાજ કર્યા ને ટોળાના સરદાર હોય એવાં બે ભૂંડ ભોંયભેગાં થયાં. આ તો આમને ઉપાડી લાવી શેકી ખાવાના વિચારમાં મગ્ન હતો ત્યાં તો પેલા ટોળામાં એક સળવળાટ થયો અને માથાં ઊંચકી બધાં ધસ્યાં એના તરફ. એનાં ખચ્ચર તો ભય દેખતાં જ ભાગ્યાં એટલે એણે ઘોડીને એડી લગાવી. લાંબી ફાળ ભરતી ઘોડી તો દોડી પણ આ અફાટ ઘાસના મેદાનમાં જંગલી સૂવર આગળ એનું શું ગજું! ને એ કેટલોક વખત દોડ્યા કરે! હવે તો ઝાડ પડે તો જ ઉગારો. પણ ઘાસના આ મેદાનમાં વૃક્ષદર્શન દુર્લભ હતું. કેટલુંય દોડ્યા પછી પાછળ નજર કરી તો ટોળું જરા દૂર હતું પણ એની ચીસો પ્રતિક્ષણ ભયંકર થતી હતી. એટલે એણે વળી પાછું મારી મૂક્યું ત્યાં દૂર એક વૃક્ષ દેખાયું. ઘોડીને એ તરફ દોરી પણ એનો દમ નીકળી જતો હતો. એ હાંફી ગઈ હતી. મહાપરાણે પેલા ઝાડની ડાળી નજદીક એ પહોંચ્યો ત્યાં તો કૂદતોકને ઉપર ચઢી ગયો ને નીચે પેલું હિંસક ટોળું આવી લાગ્યું. તે દિવસ ને આખી રાત એણે ઝાડ પર વિતાવી ને કેટલાય રાયફલના અવાજ હવામાં કર્યા ત્યારે પેલું ટોળું વિખરાયું અને નીચે ઊતરી પોતાનાં પ્રાણીઓ શોધી કાઢી એણે આગળ પ્રયાણ આદર્યું.

પછીની રાતે એક વૃક્ષ નજદીક સરસ મજાની વાળી–

---

પૂર્વ આફ્રિકા અને સુદાન વગેરે દેશોનો વિસ્તૃત પ્રવાસ ખેડ્યો છે. એમને પરદેશોની યુનિવર્સિટીઓ ઉપરાંત હિંદમાંની હિંદુ યુનિવર્સિટી, અલાહાબાદ અને કલકત્તાની વિદ્યાપીઠોએ માનદ પદવીઓ અર્પણ કરી છે.

ફ્રોઈડ આડલર અને યુંગ આ ત્રણેના માર્ગ જુદા હોવા છતાંય એમણે માનવ સમાજની માનસિક સમતુલા જાળવવાના ઉદ્દેશથી મહાન કામ કર્યાં છે. યુંગે મનોવિકૃતિઓથી મુક્તિ અને માનસિક સમતુલા જાળવવા માટે આધ્યાત્મિક ઉપચાર સર્વોત્તમ લેખ્યો છે. એમણે માણસ માટે બે ધ્યેય સ્વીકાર્યાં છે. એક તો કુદરતી ધ્યેય, બાળકો ઊછેરવાં, જીવનરક્ષણ કરવું, પૈસા અને સામાજિક દરજ્જો મેળવવાં. બીજું ધ્યેય આત્માની ઉન્નતિ માટેનું છે યુંગની માનસોપચાર પદ્ધતિ નથી ધાર્મિક કે નથી તત્ત્વજ્ઞાનની પણ માનવ મનના વિજ્ઞાનની છે.







ઝાડના ઝૂંડ નીચે વાંસ અને ઘાસનું બનેલું એ એક મોટું છાપરું શું હતું. આ લોકો આવી પહોંચ્યા તેમને વધાવવા તેમનાં જેવાં જ વસ્ત્રહીન બાળકોનો એક કાફલો, સાથે વાનર, અને ભૂંડના એવા જ ટોળા સાથે આવી પહોંચ્યો. ને રહેઠાણમાં પહોંચતાં સૌ પોતપોતાના કામે લાગી ગયાં. ટોન આમ તો ઊંચો ન ગણાય છતાં આ વામનોમાં એ રાક્ષસ જેવો ઊંચો લાગતો હતો.

થોડા વખત સ્થિર પગે ને સ્થિર નજરે જોઈ એણે ઘોડા, ખચ્ચર પરથી માલ ઉતારી લીધો ને હથિયાર સજ્જ થઈ ઘરની આજુબાજુ એ જોવા લાગ્યો. વાંદરાનાં ટોળેટોળાં ને એવાં જ ટોળાં ભૂંડનાં—એ 'ઘર'ની આજુબાજુ ભમતાં હતાં. આમ દેખતાં દેખતાં એક ખૂણે એ વળ્યો ને ભયથી સ્તબ્ધ બની ગયો. એક મોટો વાઘ ડોળા હલાવતો ઊભો હતો! પણ એવામાં જ એક વાંદરું એની પાસેથી કૂદતું ચાલ્યું ને એને સમજ પડી કે એય એક પાલક પશુ છે!

ત્યાંથી જ પાછા વળી એણે પોતાનાં પશુ પર નજર કરી તો એ ભૂખ્યાં હતાં. રસ્તામાં આવતું ઘાસ એણે જોયું હતું એટલે એમને લઈ એ ધીમેથી ચાલ્યો. પેલામાંથી સૌએ આ તરફ ઉપેક્ષાભરી નજર કરી અને એ ચાલી નીકળ્યો. એને એક વખત તો મનમાં એમ થયું કે એમ જ ચાલી નીકળવું. પણ એમાંયે જોખમ ક્યાં ઓછું હતું? બીજી કોઈ ટોળી સાથે એ ભટકાઈ પડ્યો તો! એટલે પેલાં ધરાયાં એટલે પાછા આવી એણે એમને બાંધી દીધાં. એટલામાં પુરુષો આવી પહોંચ્યા ને માંસનાં ટુકડા શેકી શેકી ખાવા લાગ્યા. આને કોઈએ આમંત્રણ સરખું ન આપ્યું એટલે એ તો ખીજાઈને હાથમાં રાયફલ ને ઝોળી લઈ એક કેડીએ નીકળી પડ્યો. થોડે જતાં જ એક નદી આવી. તેમાં નાહી, શિકાર કરી, ખાઈ પેલી ઝોળીમાં ઝાડે ચઢ્યો. સાંજ નમતાં એ આવી પહોંચ્યો ને ઝાડ પર ઝોળી બાંધી હાથમાં રાયફલ, છરી બધું સજ્જ રાખી, ઊઘાડી આંખે બેસી રહ્યો. પેલા ઘરમાં ઘોંઘાટનો કંઈ પાર નહોતો અને આના મનને નિરાંત નહોતી.

આખી રાત એમ જ વિતાવી વળતી સવારે એણે પોતાનું એક સરસ ખમીસ કાઢ્યું ને ટોળીના આગેવાન લાગતા ડોસાને એણે એ ઈશારાથી ભેટ આપ્યું. એને એ પહેરી બતાવ્યું પણ એમ કંઈ એને એ શરીરે નાખતાં આવડે! કેટલીયે મથામણને અંતે એ એના શરીર પર નંખાયું ત્યારે એ બૂમ પાડતો આનંદથી નાચી ઊઠ્યો. આખી ટોળી એને જોવા ઉમટી પડી અને સ્ત્રીઓ જેમ નાચે એમ એ નાચવા લાગ્યો, અને સૌ આનંદમાં આવી ગયાં.

ટોનની ગણતરી હતી કે હવે સૌ એને પોતાનો બનાવશે પણ એમની નિરપેક્ષવૃત્તિમાં તાત્કાલિક કંઈ ફેર ન જણાયો પણ થોડીવારમાં બધી બહેનો જંગલમાં જઈ પાછી ફરી ત્યારે મકાઈ જેવા ડોડા લેતી આવી તેમાંથી એના માનમાં એક પીણું તૈયાર થઈ ગયું.

તે દિવસે બપોરેતી એની નદીની મુસાફરી વખતે એણે નિશ્ચય કરી લીધો કે આ લોકોના જેવા જ થઈને એણે એ લોકોમાં ભળી જવું. પાછા વળતાં જ એણે આ ટોળીના કેટલાક કિશોરોને બાણવિદ્યા અને ભાલાવિદ્યા શીખતા જોયા ને એ એમની સાથે ઊભો. એ કિશોરોની બાણવિદ્યાથી તો એ દંગ રહી ગયો. દૂર દૂર ઝાડમાં છુપાયેલા એક એક પક્ષીને સરળતાથી એ વિંધી શકતા. એમની આ અજમાયશ ચાલુ હતી ત્યાં જ વાવટોળ સાથે વરસાદ તૂટી પડ્યો ને સૌ પ્રાણી, પક્ષીઓ ને માનવ પેલા વાંસના ઝૂંપડામાં ભરાઈ ગયાં. સૌની પાછળ હાથમાં એની ઝોળી ને રાયફલ લઈ ટોન પણ પેઠો. ખૂણામાં એક ખાલી જગાએ એણે પથારી પાથરી અને એ આજુબાજુ નજર કરવા લાગ્યો. ક્યાંય લગી બધું શાંત ન થયું પણ રાત્રિ વધતાં બધાં નિદ્રાદેવીને શરણ થયાં એટલે પોતાની છરી હાથવગી છે એની ખાત્રી થતાં એ જરા ઝોકે ચડ્યો ત્યાં સફાળો જાગી ઊઠ્યો. એની પાસે જ સૂતેલી બિહામણી એક ડોસી એના પગનાં

નાથાલાલ દવાણી

# વિનોબાનાં વિચારબિન્દુ [૧૨]

ઉત્તરાભિમુખ કેમ!—ઋષિઓનું સ્મરણ તથા હિમાલય અને ધ્રુવનું ચિંતન. (અહીં એ માની લેવામાં આવેલ છે કે આપણે ભારતમાં છીએ.)

*

ભક્તને કર્મયોગ પ્રત્યે રુચિ હોય છે. કારણ કે એમાં એની ઉપાસનાની ભાવના હોય છે.

*

કર્મઠ ઉપાસનાનુંય 'કર્મ' બનાવે છે; ભક્ત કર્મનીય ઉપાસના બનાવે છે.

*

અહંકારને લાગે છે કે જો 'હું' નહીં હોઉં તો દુનિયાનું કામ કેમ ચાલશે! સાચું તો એ છે કે હું તો શું પણ સારી દુનિયા ન હોય તો પણ દુનિયાનું કામ ચાલી શકે છે.

*

સ્વકર્મમાં ઉપાસના નહિ હોય તો પણ સ્વકર્મ અભ્યુદય સાધશે; ઉપાસનાની દૃષ્ટિ કાયમ રહી હશે તો પ્રત્યક્ષ મોક્ષ પ્રાપ્ત કરાવશે.

*

બુદ્ધિગત જ્ઞાન એટલે 'પરોક્ષ' જ્ઞાન, એ જ જ્યારે ઈન્દ્રિયોમાં ઊતરે છે ત્યારે 'અપરોક્ષ' કહેવાય છે.

*

જ્ઞાનાવસ્થામાં પણ ભેદની કલ્પના કરવી, એ રજોગુણની ચરમ સીમા છે.

*

આધુનિક વિજ્ઞાન કહે છે, સાત વર્ષના શ્વાસોચ્છ્વાસથી કાયાપલટ થઈ જાય છે.

ધર્મશાસ્ત્ર કહે છે, બાર વર્ષની તપશ્ચર્યાથી ચિત્ત વિશુદ્ધ બને છે.

અધ્યાત્મ કહે છે, બ્રહ્મજ્ઞાનથી એક ક્ષણમાં જીવ મુક્ત બની જાય છે.

*

સત્ત્વગુણને નિરહંકાર વડે 'નિઃસત્ત્વ' કર્યા પછી એ પરમશ્રેયરૂપ બને છે.

*

ઈન્દ્રિયો ન હોત તો દેહબદ્ધ પુરુષનો શ્વાસ રુંધાઈ જાત, મુક્તને ઈન્દ્રિયોની જરૂરત નથી. ઘરનું કામ બારીઓ વગર નહિ ચાલે. ખેતરને બારીઓ સાથે શું કામ?

*

એક અર્થમાં શરીરમાં ચાલનારી સઘળી ક્રિયાઓ પ્રાણ–ક્રિયાઓ જ છે; પરંતુ વાચિક ક્રિયા પ્રાણ–ક્રિયાનો વિશેષ અર્થ છે. એટલે પ્રાણાયામનું રહસ્ય વાક્સંયમમાં છે.

*

(૧) શ્રવણ–મનનાદિ
(૨) શમદમાદિ
(૩) યજ્ઞાદિ
(૪) પ્રાણાયામાદિ

---

છિનવવા યત્ન કર્યો. આ બધું મજૂરીનું કામ એ પત્નીની ફરજ! પતિને એવું કશું કરાવાય જ નહિ એ ભાવનાથી રંગાયેલી શીંગીએ ઘરના ખૂણામાં બધી ચીજો બરાબર ગોઠવી દીધી એટલે ડૉનને લાગ્યું કે હવે આ સૌના જેવા થવા માટે વસ્ત્ર એ એના શરીર પર નિરર્થક બોજો હતો એટલે શરીર પરથી સઘળાં વસ્ત્ર ઉતારી પોતાની રબર બેગમાં વ્યવસ્થિત મૂકી એ હરખભેર બહાર આવ્યો ને એ જંગલની દુનિયામાં, એનાં માનવ, પ્રાણી, પક્ષી, સૌમાં સૌના જેવો થઈ ભળી ગયો—એકરૂપ થઈ ગયો!

[ચાલુ]

*





અધ્યયનમાં લંબાઈ પહોળાઈ અને ઊંડાઈ ત્રણે આવશ્યક છે.

લંબાઈ–દીર્ઘકાળ
પહોળાઈ–નૈરન્તર્ય
ઊંડાઈ–સત્કાર

*

અર્જુન પૂછે છે : 'ઇચ્છા ન હોવા છતાં પણ મનુષ્ય પાપ કયા કારણે કરે છે?'
ભગવાન જવાબ આપે છે : 'ઇચ્છા કહે છે, એટલે કરે છે.'

*

વ્યાપક વિશ્વસંસ્થા, મર્યાદિત માનવ્ય–સંસ્થા તથા વિશિષ્ટ શરીર–સંસ્થા મનુષ્યની ત્રણ સહજ સંસ્થાઓ છે. એનાથી બંધન છે; એમાંથી મોક્ષનો માર્ગ છે.

*

'શ્રુતિવચનને અર્થનો બોજ નથી હોતો' આચાર્ય કહે છે. એનો અર્થ એ છે કે શ્રુતિવચન ચાહે એટલો બોજ સહી શકે છે, એ નહિ કે ચાહે એવો બોજ સહી શકે છે.

*

કદી સત્ય કાજે હિંસા અને કદી અહિંસા કાજે અસત્ય, એ રીતે બન્નેને ઉડાવી દેવા એ તાર્કિકોનો વ્યવસાય છે.

*

અહિંસાદિ હોવા છતાંયે આત્મજ્ઞાનનો ઉદય ન થયો, એ હું માની શકું છું. પરંતુ આત્મજ્ઞાનોદય થવા છતાંયે અહિંસાદિનો અભાવ છે, એ માનવામાં મને મુસીબત પડે છે.

*

ગૃહાભિમાન જતું રહેવાથી ગૃહબંધન છૂટી જાય છે. એ માટે ઘર છોડવું કે પડવું આવશ્યક નથી. એ જ પ્રમાણે દેહાભિમાન જતું રહેવાથી દેહબંધન છૂટી જવું જોઈએ. એ માટે દેહ છોડવાની કે પડવાની આવશ્યકતા નથી.

*

અપ્રતિકાર કહેતાં જ એમાં અપુરસ્કાર આવી જાય છે.

*

સાધુસંતોને પણ આપણે 'ભોગ્ય' બનાવવા માગીએ છીએ. કિન્તુ એ એો આપણને પચવા સહેલા નથી હોતા અને એનો આપણા પાસે કોઈ ઉપાય નથી હોતો.

*

મને બીજાની સ્થિતિમાં સંતોષ દેખાય છે. બીજાને મારી સ્થિતિમાં સંતોષ દેખાય છે. વાસ્તવમાં સંતોષ સર્વત્ર છે; કિન્તુ એને બસ પહેચાનવો જોઈએ.

[ ચાલુ ]



ગ્રીક પુરાણમાં ત્રણ બૂરી બહેનોની વાત આવે છે. ભારે જબરી મેલડીઓ હતી એ! પણ ત્રણેયની વચ્ચે એક જ આંખ હતી. એક જ આંખથી ત્રણેય વારાફરતી જોતી. ગ્રીક વીરપુરુષ પરસ્યૂઅસ એ ત્રણેય માયાઓ પર કબજો મેળવવા માગતો હતો પણ એમાં કેવળ બળથી કામ પાર પડે તેવું નહોતું એટલે એણે કળથી કામ લીધું. એક બહેન પાસેથી બીજી બહેન આંખ લેતી હતી તે વખતે એણે ઝપટ મારીને આંખ છીનવી લીધી. ત્રણેય બહેનો આંધળી થઇ ગઇ અને પરસ્યૂઅસ જીતી ગયો.

આજે વિજ્ઞાન, યંત્ર અને રાજસત્તા. એ ત્રણેય શક્તિઓનું પણ આવું જ થયું છે. લોકો કહે છે કે ત્રણેય એક આંખે જુએ છે. હું કહું છું કે આજકાલના પરસ્યૂઅસ એમની એકની એક આંખને છીનવી ગયા છે. કોણ છે એ વીરપુરુષો? જગતના સત્તાધારીઓ,—આઇઝનહોવર અને બુલ્ગાનિન!

વિજ્ઞાન, યંત્ર અને રાજસત્તા એ ત્રણેય આજે આંધળી શક્તિઓ છે. જગતના સત્તાધારી માંધાતાઓ એમને જે રસ્તે દોરવે છે તે રસ્તે એ જાય છે.

—દાદા ધર્માધિકારી



તંત્રીશ્રીના મુદ્દાનું સમર્થન કરવાના આશયથી વર્ણવી બતાવ્યો.

થોડી વાર પહેલાં મોજથી વાતો કરતા તંત્રી મહાશય મારી આ વાત સાંભળી પળવાર તો મારી સામે જોઈ રહ્યા અને પછી મને ગંભીર ઠપકો આપતા હોય તેમ બોલ્યા : 'તમને મેં તે દિવસે પૂછ્યું હતું કે દ્વારકાથી શું લાવ્યા ત્યારે આ વાત મને કેમ ન કહી ?'

'પણ...પણ' મેં થોથરાતાં કહ્યું, 'આવી વાત કંઈ દ્વારકાના સમાચારો કહેવાય ?'

'ત્યારે આ શું કહેવાય ?' તંત્રીએ કહ્યું, 'માનવ જીવનની અંતરતમ વેદનાને રજૂ કરતો પ્રસંગ એ જો સમાચાર નથી—છાપવાને પાત્ર વસ્તુ નથી, એમ આપણે માનીશું તો આપણાં છાપાં કાંટાની છાબ પીરસનારાં નરી ખોદણિયા વૃત્તિનાં સાધનો બની જશે. એ ભય-સ્થાનથી આપણે સદાય ચેતતું રહેવું જોઈએ. અત્યારે તમે જે પ્રસંગ કહ્યો તે આવતી કાલે જ મને લખી આપજો.'

'આટલો બધો સમય વીતી ગયા પછી, અને હવે તો લડાઈ બંધ પડી ગઈ. અરે ! ત્રીજી લડાઈ શરૂ થવાના ભણકારા વાગે છે—ત્યારે આ વાર્તામાં કોને રસ પડશે ?' મેં કહ્યું.

'કોઈ ને એમાં રસ પડશે કે નહીં તે મારે જોવાનું છે. તમારું કામ તો આખોય પ્રસંગ અત્યારે જે રીતે મને વર્ણવી બતાવ્યો એ રીતે તેને લખી આપવાનું છે.'

તંત્રીશ્રીનો એ હુકમ હતો. એની અવગણના થઈ શકે તેમ નહોતી.

*

અને આ રહી એ વાત.

તે દિવસે દ્વારકામાંથી કોઈ સનસનાટીભર્યા સમાચાર ન મેળવી શકવાને કારણે મને વહેલો ઉઠાડનાર ગાડી-વાળા પર, તેમજ માત્ર એક દિવસ દ્વારકામાં રોકાઈ ને ત્યાંની સામગ્ર પરિસ્થિતિનો નિચોડ તારવી લેવાનું કામ સોંપનાર તંત્રી પર મનમાં ને મનમાં ચિડાતો હું સવારના સાડાત્રણને ટકોરે દ્વારકાના સ્ટેશનમાં પ્રવેશ્યો. મારું શરીર અને મન થાકથી લોથપોથ બની ગયાં હતાં.

અધૂરામાં પૂરું સ્ટેશન પર પહોંચ્યા પછી થોડી વારે ખબર પડી કે ગાડી સવા કલાક મોડી છે. આ રીતે ગમે ત્યારે ગાડી મોડી કરવા માટે એન્થોલથી માંડી દ્વારકા સ્ટેશનના સાંધાવાળા સુધીમાં કોના પર ચિડાવું તે ન સમજાતાં, હું આરામ લેવાના આશયથી 'વેઇટીંગ રૂમ' તરફ વળ્યો, પણ ત્યાં તો કોઈ ચારેક જુવાનોએ ક્યારનો પોતાનો કબજો જમાવી દીધો હતો. સ્ટેશનમાં બહાર પડેલા બાંકડા પર ચારેક બેનો સંકોડાઈ ને બેઠી હતી. મારે થોડી વાર આંખનું ઝેર ઉતારવું હોય તો તેને માટે કોઈ સગવડ ન હતી. પ્લેટફોર્મ પર ચોમાસામાં વીજળીના દીવા પાસે ઝીણી જીવાત ઊભરાઈ પડે તેમ માણસો ઊભરાઈ પડ્યા હોય તેવું લાગતું હતું. બચ્ચાડો જીવ એન્થોલ સાહેબ ! જેમ જેમ લોકોને મુસાફરી ઓછી કરવાનું તે કહેતો હતો તેમ તેમ અવળચંડા લોકોને મુસાફરી કરવાનું તાન ચડતું હતું.

દ્વારકાનાથનાં દર્શન કાજે હજારો મારવાડી ખેડૂતો ઊતરી પડ્યા હતા. એન્થોલને એ લોકો ઓળખતા નહોતા. એ યાત્રીઓ તો એટલું જ કહેતા હતા, 'દ્વારકાનાથે સામું જોઈ ને સારો પાક નિપજાવ્યો છે. એ પૈસા પામ્યા છીએ એનો ઉપયોગ જાત્રામાં ન કરાય તો જન્મારો એળે જાય ને !'

*

નવરાશનો સમય વિતાવવા માટે મેં પ્લેટફોર્મ પર આંટા મારવા શરૂ કર્યા. જુદા જુદા ઢગલામાં બેઠેલાં ઉતારુઓનું નિરીક્ષણ કરતો હું આમતેમ ફરી રહ્યો હતો ત્યાં મેં એક દક્ષિણી કુટુંબ જોયું. પતિ–પત્ની અને ત્રણ બાળકો હતાં. સામાન્ય સંજોગોમાંય માસ્તરો સ્ટેશનના ગ્યાસતેલ પર જ પોતાની જરૂરિયાત માટે આધાર રાખતા હોય છે, તો ગ્યાસતેલની કાળી રાડના આ યુગમાં તો એ લોકો ગાડીના વખત પહેલાં





પ્રવચન કર્યું અને પછી એ ગૃહસ્થ પ્રવચનથી પીગળ્યા છે કે નહીં તેની દરકાર કર્યા વિના મારા શારીરિક બળનો ઉપયોગ કરી એ ભાઈને મદદરૂપ થતો હોઉં તેમ એમનો પલાંઠો છોડાવી તેમના પગ નીચે મૂકી દીધા.

ઉપરથી હું હસતો હતો, મીઠું મીઠું બોલતો હતો, વિનયપૂર્વકના વર્તાવનો દેખાવ કરતો હતો, પરંતુ એ ભાઈના પગ નીચે મૂકતાં મેં જે જોર બતાવ્યું તેથી એ સમજી ગયા કે મારી સામે થવું એ લોઢાના ચણા ચાવવા જેવું મુશ્કેલ હતું. એ બિરાદર પણ કાબેલ હતા, પરિસ્થિતિનું માપ તેમણે ઝપાટાબંધ કાઢી લીધું અને પોતે સામેથી જ એ બેન માટે જગ્યા કરી આપતા હોય તેવો દેખાવ કરવા લાગ્યા. એ બેનને બેસવાની જગ્યા મળી ગઈ, એનો પતિ આરામથી અમારી બારી પાસે આવીને ઊભો હતો. ગાડી ચાલી.

જે ભાઈનો પલાંઠો મેં છોડાવ્યો હતો તે મોઢું ફેરવીને બેઠા, પેલા મારવાડી ખેડૂતો મારી વાત સમજી શકે તેમ ન હતા અને પત્રકારત્વના ધંધામાં પારકી પંચાત કરવામાં નિષ્ણાત બનવા મથી રહેલો હું લાંબો વખત ચૂપ રહી શકું તેમ નહોતું.

આવી ભીડમાં મુસાફરી કરવા નીકળનાર દક્ષિણી કુટુંબને હું મનમાં ધિક્કારતો હોવા છતાં, મારે તેની સાથે વાતો કર્યા વિના છૂટકો ન હતો, મેં પૂછ્યું: 'ક્યાં જવું ?'

'અમે બધાં રત્નાગિરિ જઈએ છીએ.' એ ભાઈએ જવાબ આપ્યો. મેં જોયું કે તેને શુદ્ધ ગુજરાતી બોલતાં આવડતું હતું.

આવી ભીંસાભીંસમાં છેક રત્નાગિરિ સુધી મુસાફરી કરવાની મૂર્ખાઈ કરનાર પર હું મનમાં હસ્યો. આ ભીડાભીડમાં ક્યાંક છ મહિનાનું છોકરું ગુમાવી બેસશું, એવો વિચાર પણ આ લોકોને કેમ નહીં આવ્યો હોય, તેનું મને આશ્ચર્ય થયું.

'તમારું નામ ?' મેં કંઈકવારે પાછું પૂછ્યું.

'જોગલેકર.' જવાબ મળ્યો.

'દ્વારકાની જાત્રાએ આવ્યા'તા ? કોઈ માનતા હતી ?' મેં એક સામટા બે પ્રશ્નો પૂછી નાખ્યા.

'ના, હું અહીં નોકરી કરું છું.'

'રાજ્યના કયા ખાતામાં છો ?' દક્ષિણી માત્ર ગાયકવાડીમાં જ નોકરી કરતા હોય એવા કંઈક ખ્યાલથી મેં પૂછ્યું.

'ના ના, અહીંની સીમેન્ટ ફેક્ટરીમાં છું.'

'કેવડીક છે આ સીમેન્ટ ફેક્ટરી ?' ગઈ કાલે જે સીમેન્ટ ફેક્ટરી ન જોઈ શકાઈ તેને લગતી માહિતી અનાયાસે મળી જતી હોય તો મેળવી લેવા મારી પત્રકારવૃત્તિ સજાગ બની, એ ભાઈને અંતરથી તિરસ્કારતો હોવા છતાં હવે મને તેની સાથે વાતો કરવામાં રસ પડ્યો.

'મોટી છે. આઠસોક માણસો કામ કરે છે.'

'તમે રજા પર ઘેર જતા હશો ?'

'રજા તો શું... ?' કહી જોગલેકર તેની પત્ની સામે જોઈને હસ્યો. તેની પત્નીના મુખ પર આછી શી વિષાદની વાદળી પસાર થતી મેં જોઈ.

'નોકરીમાંથી છૂટા થયા છો ?' મેં પૂછ્યું

'ના છૂટો નથી થયો.'

'ત્યારે ?'

'અમારા કારખાનામાં રજાનો રિવાજ નથી.' જોગલેકરે સમજણ પાડી.

'એટલે ? કોઈને અનિવાર્ય કામ હોય તો પણ બહારગામ જવાની રજા ન મળે ?' મેં આછો એવો પુણ્યપ્રકોપ વ્યક્ત કર્યો.

'બહારગામ જવાની છૂટ જરૂર મળે પણ અમે તો રોજદાર માણસો, જેટલા દિવસ ગેરહાજર રહીએ તેટલાનું રોજ કપાય.'

'આવડી મોટી ફેક્ટરીમાં રજાનો કોઈ નિયમ નથી ?' મેં પૂછ્યું. એ વખતે મારાં મનમાં મૂડીવાદ અને





માટે નીકળ્યો હશે તે પ્રશ્ન તો મારા મનમાં ઘોળાયા જ કરતો હતો. કિશનની ઝીણવટભરી વાતો સાંભળતા કે રોજનદારી કામદારોને થતા અન્યાય પ્રત્યે રોષ દર્શાવતાંય હું જોગલેકરની મૂર્ખાઈ તો નહોતો જ વિસરી શકતો.

છેવટે મેં તેને પૂછી જ નાખ્યું, 'જો ચડતે પગારે રજા મળતી નથી—કપાતે પગારે જ રજા લેવી પડે છે તો તમને અત્યારના કપરા સંજોગોમાં બૈરા છોકરાં સાથે છેક રત્નાગિરિ જવાનું કેમ સૂઝયું ?'

'ત્યાં મારાં મા-બાપ, ભાઈ, ભાભી, બેન, ભત્રિજા, ભાણેજડાં બધાં છે,' જોગલેકરે મારી સામે સરળતાપૂર્વક જોઈ રહેતાં કહ્યું.

'એ તો હું સમજું છું.' જોગલેકરની વાત મને બાલીશ લાગી, એટલે મેં જરા તોછડાઈપૂર્વક કહ્યું: 'સગાંઓ તો બધાંના મૂળ વતનમાં જ હોય પણ અત્યારે આવા મુશ્કેલ સંજોગોમાં તેમને મળવા જવાનો ખોપ ન વહોર્યો હોત તો ?'

'તમારું કહેવું વ્યાજબી છે.' જોગલેકરના અવાજમાં ઊર્મિલતાનો આછો એવો કંપ હતો. 'મારા જેવા ટૂંકા પગારદારને વારંવાર સગાંઓને મળવા જવાના શોખ પોસાય નહીં. અત્યારની મોંઘવારીમાં તો ખાસ નહીં. કંપનીએ મોંઘવારીનું ભથ્થું આપ્યું છે, માત્ર પાંચ આના. અને ખર્ચ બધાં થઈ ગયાં છે બમણાં ત્રમણાં. એટલું સારું છે કે મકાનમાલિક બાલાભાઈ વકીલે હજી કંઈ ભાડું વધાર્યું નથી. પરંતુ અત્યારે એક પાઈ પણ બચવી મુશ્કેલ છે. તેમાં રત્નાગિરિ જવા માટે પોણોસો રૂપિયા મેં કેમ બચાવ્યા છે તે તો મારું મન જાણે છે. મારું ચાલે તો હું રત્નાગિરિ જવા ખુશી નહોતો, પણ લાચારીએ જવું પડે છે, ન છૂટકે જવું પડે છે.' કહી તેણે પત્ની તરફ મમતાપૂર્ણ દૃષ્ટિ ફેંકી. પત્નીની આંખમાંથી જાણે અમી વરસી રહ્યું હતું.

હું મૂંગો મૂંગો સાંભળી રહ્યો હતો. અત્યાર સુધી હું જોગલેકરને મૂર્ખ માનતો હતો, હવે તે વેવલો પણ લાગ્યો. આજના કટુ જીવન-કલહનાં કાળમાં વાતવાતમાં પોચટ ભાવો વ્યક્ત કરનારને મેં હમેશાં વેવલા માન્યા છે. જોગલેકર મને એમાંનો એક લાગ્યો.

'અમે તો રત્નાગિરિનાં બાળ,' જોગલેકરે પોતાની વાત ચાલુ રાખતાં કહ્યું, 'ચોખા મારો આહાર, રોટલી પણ અમે ચોખાની ખાઈએ.'

'ભાઈ, આપદકાળમાં આ મારો આહાર અને તે નહીં એવું બધું ન ચાલે, આ તો કઠિણ કાળ છે. જે મળે તેનાથી ચલાવી લેવું જોઈએ.' મેં બોધ દેવાનું શરૂ કર્યું.

'તમારી વાત સાચી છે. સામાન્ય રીતે અત્યારના સંજોગોમાં કોઈએ ચાગલાઈ કરવી ન જોઈએ. બંગાળની આફત જોયા પછી જેને જે કંઈ ખાવા મળે તેથી સંતોષ માનવો જોઈએ. પરંતુ કેટલીક અસામાન્ય પરિસ્થિતિ એવી હોય છે કે માણસને જૂની ટેવો યાદ આવે છે. એ વખતે થોડી ચાગલાઈ માટે કોઈનો વાંક કાઢી ન શકાય.' જોગલેકર હસ્યો. તેની પત્ની પણ મીઠું હસી.

એવી તો કઈ અસામાન્ય પરિસ્થિતિ ઉપસ્થિત થઈ હશે તે જાણવા હું ઉત્સુક હતો.

'દ્વારકામાં' જોગલેકરનો વર્તાલાપ ગાગડિયાની જેમ ચાલુ હતો, 'છેલ્લા છ મહિનાથી કોઈને ચોખા મળ્યા નથી. હું તો રહ્યો મજૂર માણસ એટલે આમાં કોનો વાંક છે એ ન કહી શકું, પરંતુ કોઈને સરકાર તરફથી ચોખા નથી મળ્યા એ હકીકત છે. ચોખા ન મળતા એટલે ફરજિયાત અમારે ફેક્ટરીમાંથી જે સડેલા ઘઉં મળતા તેનાથી સંતોષ માનવો પડતો. પરંતુ મારી પત્નીને સુવાવડ આવી અને તેને ઘઉં ખવડાવવાનું બંધ થયું. આવે પ્રસંગે રત્નાગિરિમાં તો અમે રોટલી પણ ચોખાની કરીએ. અહીં ચોખા ક્યાંથી કાઢવા ! મારી પત્નીએ બાજરો ખાવાનું શરૂ કર્યું. છ મહિનાથી એ બાજરો ખાય છે, પણ બાજરો ખાવાની તેને ટેવ ન હોવાથી તેનું મોઢું આવી





હતો. સાંજે મારી આંખો લાલચોળ બની ગઈ ત્યારે ગરમીથી જ તે ઊઠી આવી હશે તેમ મેં માની લીધું. પરંતુ બીજે દિવસે તો આંખ સૂજી ગઈ. દુઃખાવો પણ અસહ્ય હતો. હું ગયો કંપનીના ડૉક્ટર પાસે. તેમને મેં આંખ બતાવી. ડૉક્ટરે મને પૂછ્યું, 'આંખમાં કંઈ પડ્યું હતું?'

મેં કહ્યું: 'મને કંઈ પડ્યું હોય તેવું યાદ નથી, પણ આપ કૃપા કરીને આંખ જોઈ આપોને!' ડૉક્ટરે આંખ જોવાનો સહેજ ચાળો કરીને કંઈ ટીપાં લખી આપ્યાં. ડૉક્ટરે લખી આપેલાં ટીપાં હું જેમ જેમ નાખવા લાગ્યો તેમ તેમ મારી આંખ વિશેષ બગડવા લાગી. છેવટે કારખાનાના ડૉક્ટરથી કંટાળીને હું સરકારી દવાખાને ગયો. આંખનો દુઃખાવો અસહ્ય બનતો જતો હતો. મારે માટે જોવાનુ પણ મુશ્કેલ બન્યું હતું. સરકારી ડૉક્ટર પાસે પણ એના એ જ પ્રશ્નો અને એ જ રૂઢ સારવાર હતી. મારી આંખ વધુ ને વધુ બગડતી ચાલી ત્યારે સરકારી ડૉક્ટર કહે, 'મુંબઈ ડૉક્ટર બન છ પાસે જાઓ.' પણ હું મુંબઈ જવાના પૈસા ક્યાંથી કાઢું? કારખાનામાંથી પંદર દિવસ સુધી માંદગીનું અડધું રોજ મળ્યું. એ પછી રોજ બંધ થયાં. આંખનું તો ચાલ્યું ખાસ્સા બે મહિના. દરરોજ ગાડીમાં દવાખાને જવું પડે, કમ્પાઉન્ડરનેય ખુશ કરવાનો! એમ ખર્ચ તો ચાલુ જ હતું.'

'આવી વિષમ પરિસ્થિતિમાંય તમને ચડતે પગારે ન રજા મળે?' મેં વચ્ચે પૂછ્યું.

'ધોરણ ન હોય તેવું કાંઈ અમારા માલિકો ન કરે.'

'અને કદાચ તમે આંધળા થયા હોત તો તમને કંપની તરફથી કશો બદલો મળત કે નહીં?'

'ના–રે, બદલો કેવો?' જોગલેકરે કહ્યું.

'પછી તમારી આંખ સુધરી કેમ?' જેને મૂર્ખ અને વેવલો માન્યો હતો તેની વાતમાં મને રસ પડવા લાગ્યો હતો. પૂરી વાત જાણ્યા વિના ઉતાવળે નિર્ણય બાંધી લેવા બદલ મને અંતરમાં થોડો અફસોસ પણ થતો હતો. જોગલેકરે તેની પત્નીને અન્યાય કર્યો હતો, અગર આજે રત્નાગિરિના પ્રવાસે નીકળવામાં મૂર્ખાઈ કરી રહ્યો હતો એવો જે પૂર્વગ્રહ મેં મારા મનમાં બાંધી લીધો હતો તે બદલ મને શરમ લાગતી હતી. માનવ પોતાના ધમંડમાં બીજાને ઘણીવાર અન્યાય કરતો હોય છે.

'ડૉક્ટરોની સારવારથી કંટાળ્યો,' જોગલેકરે કહ્યું. 'મુંબઈ સુધી પહોંચવાના પૈસા ન હતા, એટલે એક દિવસ પડોશની ડોસીઓની સલાહ માની હું એક કણું કાઢવાના નિષ્ણાત ગણાતા રબારી પાસે જઈ ચડ્યો. રબારીને મેં મારી આંખ બતાવી, રબારી કહે: 'આંખમાં તો લોઢાની કરચ પડી છે. બંને આંખમાં છે.' પછી એ ડોસાએ એક ખજૂરીની સાવરણીમાંથી છોતો કાઢ્યો. એ છોતાને મોઢામાં નાખીને ભીનો કર્યો, પછી એ ભીના છોતાને ચોરણા પર દબાવીને તેની ભૂંગળી બનાવી, એ ભૂંગળી વડે મારી બંને આંખોમાંથી લોઢાની કરચ કાઢીને તેણે મારા હાથમાં મૂકી દીધી. એ દિવસે તો આંખ બહુ દુઃખી, રબારીએ આ સેવાના બદલામાં માત્ર સવાશેર ખાંડ લીધી. પરંતુ બીજા દિવસથી મારી દુઃખતી આંખને આરામ થવા લાગ્યો. થોડા દિવસોમાં તો આંખ પાછી હતી તેવી થઈ ગઈ. બરાબર આ દિવસોમાં મારી પત્નીને સુવાવડ આવે તેમ હતી મેં એમને કહ્યું: 'તમે બધાં રત્નાગિરિ જાઓ. હું મારું ફોડી લઈશ. આંખ-તો બે પાંચ દિવસમાં મટી જશે. પણ એ માને શાની? બોલો, એમાં મારો શો દોષ?' પછી જોગલેકરે પત્ની તરફ જોઈ ઉમેર્યું, 'જુઓ, તમે તે વખતે ગયાં નહીં અને આજે બાઈ મને ઠપકો આપે છે.'

'જાવ–રે,' જોગલેકરની પત્નીએ પહેલી જ વખત વાતમાં ભાગ લેતાં કહ્યું. 'તમને એવી સ્થિતિમાં મૂકીને હું રત્નાગિરિ જતી રહું? બાપ્પા મને ન ફાવે એટલે હું રત્નાગિરિ જતી રહું અને પાછળથી તમે ગમે તેને પનારે પડી દિવસ ને રાત દુઃખ ભોગવો એ કદી બની શકે કે? આ તો મારા





બળવંત નાયક

# આવતી કાલની પ્રજા

સૂતેલો ખંડ જાગે છે ત્યારે આજની જંગલી પ્રજામાંથી એક આઝાદ પ્રજા ઊભી થાય છે. એવી આવતી કાલની એક પ્રજાનો તલસ્પર્શી અભ્યાસ આ લેખમાં મળે છે. લેખક પોતે અત્યારે આફ્રિકામાં વસવાટ કરે છે એટલે એની મહત્તા પણ વધે છે...

આફ્રિકામાં મુખ્યત્વે બે પ્રજા વસે છે એક છે કોકેસોઈડ (Caucasoid) અને બીજી છે નીગ્રોઈડ (Negroid) પરંતુ આ બે પ્રજામાં પણ પાછી ભિન્ન ભિન્ન જાત છે. એમની ભાષા પણ ભિન્ન ભિન્ન છે અને સંસ્કૃતિ પણ ભિન્ન ભિન્ન છે ઉત્તર આફ્રિકા જે સમગ્ર આફ્રિકા ખંડનો ત્રીજો ભાગ રોકે છે ત્યાં હૅમિટિક (Hamitic) અને સેમિટિક (Semitic) પ્રજા વસે છે. હૅમિટિક પ્રજા રંગે ભૂખરા (બ્રાઉન) રંગની છે સહરાની દક્ષિણે નિગ્રો–હબસી પ્રજા વસે છે આ ૭ કરોડ હબસી બાંટુ ભાષાભાષી છે. જેમ સંસ્કૃત આપણી તમામ ભાષાની માતા છે તેમ બાંટુ એ આફ્રિકનોમાં બોલાતી જુદી જુદી ભાષાની માતા છે.

મિસરી અને આરબ પ્રજા જેવી આફ્રિકાની ઘણી જૂની પ્રજા પાસે પોતાની ખૂબ જ આગળ પડતી સંસ્કૃતિ છે જ્યારે કોંગોના જંગલમાં વસતી ઠીંગુજી (પીગ્મીઝ) અને બીજી વનવાસી પ્રજા હજી પણ પ્રાથમિક અવસ્થામાં જીવન ગુજારે છે. આફ્રિકનર (Afrikaners) અને હિંદીઓ વિદેશમાંથી આવી અહીં વસેલી પ્રજા છે. કેન્યાના કીકુયુ (માઉ–માઉ) અને મસાઈ જૂનામાં જૂના વતની છે જ્યારે કદાવર અને પોતાની ઊંચાઈ માટે અભિમાન ધરાવતા ટુસી (Tusi) જો કે જુદી ટોળીવાળા નથી પણ એ કોમ આફ્રિકનોમાં 'એરીસ્ટોક્રેટીક' કોમ ગણાય છે અને ખેડૂત વર્ગ પર એમનું વર્ચસ્વ છે. આ તમામ આફ્રિકનોમાં જુદા જ તરી આવતા આફ્રિકનો તે લાયબિરિયાના આફ્રિકનો. આફ્રિકાનું આ અત્યંત નાનું રાજ્ય વર્ષોથી સ્વતંત્રતા ભોગવે છે. અમેરિકનોએ પોતાના દેશના હબસીઓને ત્યાં વસાવ્યા છે. અઢારમી અને ઓગણીસમી સદીમાં ગુલામ તરીકે એ લોકોને અહીં મોકલવામાં આવ્યા હતા.

આફ્રિકાની તમામ પ્રજાનો ટૂંકમાં પરિચય મેળવ્યા બાદ હવે આફ્રિકનો વિશે—તમામ આફ્રિકાનો માટે સામાન્ય એવી—કેટલીક હકીકત જોઈએ. આફ્રિકનોમાં જેમ ભિન્ન ભિન્ન ભાષા બોલાય છે તેમ એમનામાં ભિન્ન ભિન્ન કોમ-ટોળી પણ છે. દર વીસ–ત્રીસ માઈલે જુદી કોમ અને જુદા ચહેરા જોવા મળે છે. એમના રીતરિવાજ પણ જુદા જુદા હોય છે. અને એટલે જ એમને ઓળખવામાં જો કે મુશ્કેલી નથી આવતી પણ એમને સમજવામાં તો અવશ્ય મુશ્કેલી

---

ગેલીપ્રૂફ વાંચું છું, ત્યારે મારા અંતરને કોઈ આછો પશ્ચાતાપરૂપી કીડો કોતરી રહ્યો હોય તેમ લાગે છે. એ કીડો પોકારીને કહે છે કે તુંય જોગલેકર છે, તારામાં જોગલેકરથી જુદું એવું શું છે? અને જો જોગલેકરને તું ભૂલી જઈશ તો જતે દહાડે તું પોતે ભુલાઈ જવાનો છે, ભુંસાઈ જવાનો છે.

ફટચ, ભૂંડા જીવ! તેં જોગલેકરનું સરનામું પૂછવાનીય દરકાર ન કરી એ બાઈ એ છ માસનું બાળક, એ આવતી કાલનાં આશા જેવા બે નાનાં ભાઈ–બેન, અને પેલો અકાળે ધોળા વાળની ભેટ પામેલો જોગલેકર રત્નાગિરિ પહોંચ્યાં કે નહીં, એ તેં કાગળ લખાને—અલબત્ત, રીપ્લાઈ પોસ્ટ–કાર્ડ—પુછાવ્યું હોત તો તારું શું જાત?

એમ કર્યું હોત તો જોગલેકરની સ્મૃતિ આજે અંતરમાં વિષાદ જગાવે છે, તેવું તો ન થાત! તેમનો હેમખેમ પહોંચ્યાનો કાગળ જોઈને કેટલી નિરાંત અનુભવી શકત! પણ ખરે મોકે યાદ ન રહે તે વાતનો પાછળથી અફસોસ કર્યે શું વળે?

☆



એનો ભારે પ્રભાવ હોઈ એની વિરુદ્ધ કોઈ કશું બોલી શકતું નથી. અને આ ભૂવાની દવા પણ કેવી? જંગલી ઝાડનાં મૂળિયાં, જંગલી વનસ્પતિ, કોઈ પવિત્ર લેખાતા ઝરાનું પાણી, કોઈ પર્વત કે ટેકરી પરનો પથ્થર કે માટી, કોઈ જંગલી પખીનું પીંછું, મરેલા માણસનાં હાડકાં કે ખોપરી, ચોખાના દાણા, જંગલી ફૂલ વગેરે એની દવાનાં સાધનો! વળી શસ્ત્રક્રિયામાં પણ એ એટલો જ નિપૂણ. કોઈને પગે કે હાથે ચાંદુ થયું હોય, પગમાં કે હાથમાં કાંટો, ખીલી કે એવી જ કોઈ ચીજ પેસી ગઈ હોય તો આ ભૂવો પોતાના કીશુ (ચપ્પુ)થી સહજમાં એ જગ્યાએ કાપ મૂકી, પોતાની પાસે તૈયાર રાખેલ 'મલમ' લગાવી દે. રડતો માણસ તરત જ હસતો થઈ જાય. અને એ જ રીતે મોટી શસ્ત્રક્રિયા પણ એ જ કરે છે. પગનો સોજો, માથાનો દુઃખાવો, પેટમાં આવતી ચૂંક વગેરે મટાડવા એની પાસે અકસીર દવા હોય છે. આ ભૂવાનો ઈલાજ લેખાય છે. એ જ રીતે ઢોરને કંઈ રોગ થયો હોય કે ઢોરના પગમાં ક્યાંક સોજો થયો હોય તો આ 'ડૉક્ટર' ત્યાં હાજર હોવાનો જ. એનો પેલો 'રામબાણ ઈલાજ' એ અજમાવવાનો.

આ લોકો ભારે એદી હોય છે. અને એશઆરામી પણ ભારે. જવાબદારીનું બહુ ઓછું ભાન છે. ચારિત્ર્યને નામે મીંડુ. ચોરી કરવી એ જાણે એમની સ્વભાવગત વૃત્તિ બની ગઈ હોય એવું લાગે છે. અને એને માટે અનેક કારણો જવાબદાર લેખાય છે. આ અંધારિયા ખંડમાં સૈકાપૂર્વે યુરોપીયન પ્રજા અને એશિયન પ્રજા આવી અને એમના સહવાસમાં આવ્યા બાદ ધરતીનાં આ બાલુડાંમાં ઉક્ત દુર્ગુણ પ્રવેશ્યા હોવાનું મનાય છે. વસાહતી પ્રજાના આગમન પહેલાં આ પ્રજા પાસે પોતાનું આગવું વ્યક્તિત્વ હતું. પોતાની આદિમ સંસ્કૃતિ હતી. પોતાની કુટુંબ-વ્યવસ્થા હતી. પોતાની જ રીતે જીવન જીવવાની કળા પણ એણે પ્રાપ્ત કરી હતી. પરંતુ પશ્ચિમની પ્રબળ સંસ્કૃતિ અને પ્રબળ પ્રવાહ સામે જેમ એક વખતની ભારતની પ્રજા પણ ટકી શકવા શક્તિમાન ન હતી, અને પશ્ચિમનું તેટલું બધું જ સારું એવું આપણા કેટલાક સુસંસ્કૃત વર્ગોમાં પણ મનાતું હતું તેવું જ આ અજ્ઞાન અબૂધ અને ભોળી પ્રજાની બાબતમાં પણ બન્યું. પણ પશ્ચિમે એમના પર તો ભારે અસર કરી. એમની જૂની આંખને ઘણું નવું નવું અને તેજસ્વી દેખાયું. એમને જે કંઈ કહેવામાં આવ્યું તે એમણે માની લીધું, જે કંઈ શીખવવામાં આવ્યું તે એમણે શીખવા માંડ્યું, જે કંઈ બતાવવામાં આવ્યું તે એમણે જોયું, જે કંઈ વંચાવવામાં આવ્યું તે એમણે વાંચ્યું. અને આમ એમના માનસની કોરી પાટી પર જે અક્ષર પાડવામાં આવ્યા તે સીધા કદમ સુધી પહોંચી ગયા. ત્યાં અંકિત થઈ ગયા. છતી આંખે માણસ આંધળો ભીંત બને તેમ *આ પ્રજા પશ્ચિમના નવા પ્રકાશથી* અંજાઈ ગઈ—અંજાઈને એમણે આંધળું અનુકરણ કરવા માંડ્યું. અને 'અનુકરણ એ મરણ છે' તેમ એમણે પોતે જ પોતાનો સર્વનાશ નોતર્યો. ગુલામીની પકડમાં એ પ્રજા વધુ જકડાઈ. અને ગુલામને ગુલામી પણ વહાલી લાગે એ માટેના તમામ પ્રયાસો થયા. એમાંથી આવ્યું એશઆરામીપણું. એમાંથી આવ્યું પેલું આળસ. પશ્ચિમના મોહમાં તણાઈ 'નવજીવન' જીવવા જતાં પેલી જૂની સમાજવ્યવસ્થા તૂટી પડી. અને એક વખત છિન્નભિન્ન થઈ ગયેલી એ સમાજ-વ્યવસ્થા પાછી સંધાતી નથી. સમાજવ્યવસ્થા ભાંગી પડતાં કુટુંબવ્યવસ્થા પણ ભાંગી. અને કુટુંબ-વ્યવસ્થા ભાંગી જતાં બાપ-બેટા, મા-દીકરી, ભાઈ બહેન, કાકા-મામા, માસી ફોઈ વગેરેના સંબંધ પણ પણ તૂટ્યા. બાળકના જન્મ પછી બાળક સાધારણ મોટું થાય પછી એ માબાપની છત્રછાયાથી દૂર થાય છે. અને એ રીતે મોટી ઉંમરે એ બાળક નથી ઓળખતું પોતાના પિતાને માતાને બહેનને કે ભાઈને. ભાઈ બહેન વચ્ચેનો પછી પેલો પવિત્ર સંબંધ પણ ક્યાંથી રહેવાનો! આવાં યુવક-યુવતી ઘર અને ગામ છોડી શહેરમાં કે નગરમાં નોકરીની શોધમાં નીકળી પડે છે. અને ગમે ત્યાં એને નોકરી પણ મળે છે. કોઈ જાતનું સામા-





બીયર પીવાની ટેવથી જીભ સળવળતી હોય, પૈસા વિના છોકરી મળે નહિ. ત્યારે કરવું શું ? કશી પણ મહેનત વિના પૈસા મેળવવાની પેલી બૂરી આદતનો એ ભોગ બની જાય છે. ચોરી કરતાં શીખે છે અને એની સાથે એ પોતાની બદનસીબને આમંત્રણ આપે છે. કયાં તો એની નોકરી છૂટી જાય છે અને એ રખડતો રઝળતો બની જાય છે અને કયાં તો એ જેલના સળિયા પાછળ ધકેલાઈ જાય છે. આવા અસંખ્ય બદનસીબ રસ્તા પર રખડતા ફરતા દેખાય છે. નહિ કામ, નહિ ધંધો એટલે 'નવરો નખ્ખોદ'જ વાળે. આવું જીવન જીવતા મોટા ભાગના યુવાનોની સર ખામણીમાં મીશનરી સ્કુલમાં શિક્ષણ લઈ નવજીવનના પંથે પડવા તૈયાર થતા યુવાનોની સંખ્યા આંગળીને વેઢે ગણાય એટલી છે. બીજું એમનું એક કમભાગ્ય એ છે કે પોતાની કોમને સદ્‌માર્ગે વાળે, એમને એમની ત્રુટિઓનું ભાન કરાવે, એમની જવાબદારીનો ખ્યાલ આપે એવા નેતા એમની પાસે નથી, એવા શિક્ષકો કે ધર્મગુરુ પણ નથી. જે શિક્ષકો અને ધર્મગુરુ એમને શિક્ષણ આપે છે તે મિશનરીઓ છે. એમને હૈયે પીડિત પ્રજાનું દુઃખ ઓછું કરવાની, એમને જ્ઞાન આપી નવતેજ આપવાનો સચ્ચાઈપૂર્વકનો પ્રયાસ ભલે એ કરતા હોય છતાં એમને હયે એમની સરકારનું હિત પણ એટલું જ આગવું સ્થાન ધરાવતું હોય છે એ ભૂલવાનું નથી. ગમે તેમ પણ એ ભાડૂતી ધર્મ-ગુરુ અને શિક્ષકો એમનું ભલું કરવા ગમે તેટલું ઇચ્છે પણ કરી શકે એમ નથી. પોતાની સગી મા પાસે બાળકને જે ધાવણ મળે તે સાવકી મા આપી શકે ખરી ?

વળી મિશનરીઓએ આ પ્રજાની સેવા કરવા જેટલું કર્યું છે તેટલું જ નુકશાન એમણે એ પ્રજાને પણ કર્યું છે. એમ ડૉ. લીકી જણાવે છે તે અવશ્ય સાચું છે. આ મિશનરીઓએ આ આદિવાસીઓને ખ્રિસ્તી-ધર્મના અનુયાયી બનાવ્યા ખરા પણ એમાની જ ઘણી કોમ ( કીકુયુ, મેરુ, એમ્બુ વગેરે માઉ–માઉ તરીકે ઓળખાતી કોમ ) આજે ખ્રિસ્તી ધર્મની ખિલાફ થઈ ગઈ છે. અનુભવથી એ લોકને ભાન થયું કે ધર્મ તો એમને કશું આપી શકતો નથી ઉલટાનું એમની પાસેથી કંઈક છીનવી લે છે. અને આવી ચિનગારી લાધતાં જ 'માઉ–માઉ' નો મોટો ભડકો થયો. એમણે ખ્રિસ્તી ધર્મનાં મંદિરો તોડી પાડ્યાં, મિશનરીઓની ઘોર હત્યા કરી, અને બાઇબલ જેવા પવિત્ર ગ્રંથ સુદ્ધાં બાળી મૂકયા. ધર્મ માનવીને નવી દૃષ્ટિ સાથે પેટનો ખાડો પૂરવાનું ન શીખવે, ઉન્નત મસ્તકે જીવવાનું ન શીખવાડે અને સચ્ચાઈ તથા શુભનિષ્ઠાના પાઠ ન શીખવે તો એ ધર્મ અને ધર્મગુરુઓની સામે જ મોરચો મંડાય છે એવું આ કોમે બતાવ્યું ડૉ. લીકીએ એ સમગ્ર પ્રશ્નની ગોરી પ્રજાની નારાજી વહોરીને પણ સરસ છણાવટ કરતાં જણાવ્યું છે કે : 'On this failure of the *education system that we have* intro-duced in place of the old tribal one, a heavy responsibility *for* the trou-bles of to day must rest.'

અને આવું નિરાશાજનક ચિત્ર જોઈ અહીંની વસાહતી પ્રજાએ એમને માટે કશું જ કર્યું નથી અને માત્ર પોતાનો જ સ્વાર્થ જોઈ એમનું ફક્ત શોષણ જ કર્યું છે એવો મત કોઈ બાંધી ન બેસે. વસાહતી યુરોપીય અને વેપારી હિંદી પ્રજાએ આ પ્રજાને અનેક ક્ષેત્રમાં કુશળ કારીગર બનાવ્યા છે અને એમને યોગ્ય જ્ઞાન આપ્યું છે. જંગલમાં જંગલી દશામાં રહેતી આ પ્રજાને બીજી માનવપ્રજા સાથે રહેતાં શીખવાડ્યું છે. ઝાડનાં પાન અને છાલથી શરીરનું રક્ષણ કરી જીવન વ્યતીત કરતી આ પ્રજાને વસ્ત્ર પહેરતા એમણે જ કર્યા છે. અનેક ઉદ્યોગધંધામાં એમને સાથે રાખી ઉદ્યોગધંધાનું કામકાજ શીખવ્યું છે. ખેતીનાં નવાં ઓજાર આપી ખેતીનું કામ સરળ અને સુગમ બનાવી આપ્યું છે. અક્ષરજ્ઞાન જ નહિ જીવનોપયોગી જ્ઞાન એમને આપવામાં આવ્યું છે અને અર્ધનગ્ન અર્ધજંગલી અવસ્થામાં રહેતા કરોડો આદિવાસીને સાચા અર્થમાં નાગરિક બનાવ્યા છે. આજે તો હવે એવી પરિસ્થિતિ





'જો, જો બા, પેલો ચંદ્ર, ને તેની આસપાસ પેલું કાળું ચક્ર. પેલું કાળું ચક્ર બા, બહુ જ ખરાબ કહેવાય હો. કોઈ મોટા માણસ મરી જવાના હોય ત્યારે આવું ......' ચમેલીને વચ્ચે જ અટકાવી મેં કહ્યું, 'કેવું બોલે છે? આવું ના બોલીએ હો બેન ...તને આ વાત કોણે કહી?'

તરત જ ચમેલીએ જવાબ આપ્યો. 'બા, પેલી સરોજ ને હું વાતો કરતાં હતાં.'

'ક્યારે? આજે?' મેં પૂછ્યું.

'ના, આજે નહિ. એક દિવસ વાતો કરતાં હતાં કે જ્યારે ચંદ્રની આજુબાજુ કાળું ચક્કર થાય ત્યારે કોઈ મોટું માણસ મરી જાય.' આમ કહેતાં ચમેલી મારી સામે એવી રીતે તાકી રહી કે જાણે તે મને પૂછતી હતી, 'તું આટલી સાદી વાત પણ નથી જાણતી? તેં આટલાં વર્ષોમાં પ્રકૃતિના વિષાદ ને હાસ્યને પણ ન ઓળખ્યાં? જો. જો ચંદ્રનો પ્રકાશ કેવો ઝાંખો લાગે છે! ધોળાં વાદળાં કેવાં કાળાં કાળાં થતાં જાય છે! જાણે નિરાશાની ચાદર ચંદ્રના પ્રકાશ પર પથરાઈ ગઈ છે.' ને મેં ધાર્યું કે ચમેલી ગાડુંઘેલું બકે છે. વળી ચમેલીએ પૂછ્યું: 'હેં બા, ખરી વાત છે કે?' ને કેટલી બધી આસ્થા સાથે પૂછાયેલા તે સવાલને મેં જરાયે મહત્ત્વ આપ્યું ન હતું! ને તેના સકંજામાંથી છૂટવા માટે જ મેં બેકાળજીથી 'હશે કદાચ ખરું' એવો જવાબ આપ્યો હતો! ને તે પ્રસંગની તે વખતે મારા પર જરાયે ગંભીર અસર થઈ ન હતી!!...

...પણ...હવે!! હવે ચમેલીના તે બધા જ સવાલો ને તે દૃશ્ય મારી સામે આવ્યું. ઓરડાની છત પર આકાશ છવાઈ ગયું. ને ધોળે દિવસે ત્યાં ઝાંખો પ્રકાશ આપતો ચંદ્ર ધીમે ધીમે સરકવા મંડ્યો. તેનાં લાખ લાખ કિરણો લાખ લાખ મુખે કહી રહ્યાં હતાં, 'જો, જો હું કેવો ઝાંખો પડી ગયો હતો! મારું મ્લાન વદન તો ચમેલી જ જોઈ શકી હતી! તે તને બતાવતી હતી. પણ પ...ણ તું તો પડી હતી તારા રોજના કાર્યક્રમમાં. શું તે વખતે હું રોજ કરતાં જુદો લાગતો ન હતો? એ જુદાઈ તારા વિચારને ખખડાવવા સમર્થ ન હતી શું? કે વિચાર-દ્વાર બંધ કરી તેની પાછળ સંવેદનાશીલ મનને તેં સંતાડી મૂક્યું હતું!' ને તેના ગઈ કાલના છાનાં ડુસકાં મને આજે અત્યારે સંભળાયાં. તેણે સંભળાવ્યાં ત્યારે જ!!

ચંદ્રના તે સવાલોનો ને રુદનનો મારી પાસે એક જ જવાબ હતો. ચમેલીના પ્રશ્નને મેં વિચાર કરવા જેવો ધાર્યો ન હતો! કારણ ચંદ્ર અને ચમેલીને મેં આંખોથી જ જોયાં હતાં...મનથી નહિ, લાગણીથી નહિ. કારણ તે બધા વિચાર કરવાની મનઃસ્થિતિમાં હું ન હતી. તેથી જ પેલી બધી જુદાઈનું અંકન સંવેદનાશીલ મન પર થયું ન હતું. તે મન જ ક્યાંક દટાઈ ગયું હતું. પ...ણ...પણ આજે હવે વિચારું છું. ને ગઈ કાલનો 'સીન' ચંદ્રે છત પર આવીને ફરી બતાવ્યો તેથી જ હું વિચારી શકું છું...'આ...હ ચમેલીને કેવી ચિંતા લાગી હતી! કોઈ મોટું માણસ જશે કે શું તે જાણે તે ચંદ્રને ને મને વારાફરતી પૂછતી હતી! ચંદ્ર તેને કંઈક કહેતો હતો! ચંદ્ર અને આકાશની વાતો તો તેની બહેનપણી સાથે ચમેલીએ ઘણીયે વાર કરી હશે. પણ આજે જ કેમ તે આકાશ ને ચંદ્રને વધારે મહત્ત્વ આપતી હતી! આજે જ કેમ તેના મનમાં પ્રશ્નો ઊઠતા હતા? આજે જ કેમ તેણે 'કોઈ મોટા માણસને 'કંઈક' થશે' એવી ચિંતા વ્યક્ત કરી!—

—સવારે મેં આકાશમાં ગડગડાટ સાંભળ્યો હતો. ત્યારે મેં સહજભાવે વિચાર્યું હતું...'આ શું! કવખતનો ગડગડાટ?' ને તરત જ બીજા મને જવાબ આપ્યો હતો, 'હોય, એ તો અણુબોમ્બનું પરિણામ હશે.' તે વખતે મેં જરાયે ચિંતા કરી ન હતી કે કેવી જાતનો અણુબોમ્બ પડવાનો હતો! ને ચમેલીને તો આગલી રાતથી જ ચિંતા પડી હતી!.....

...ને જ્યારે ચમેલી 'બા હું હમણાં જ પાછી આવું છું...રેડિયો ચાલુ કરજે' કહી નિશાળે ગઈ ત્યારે

એના વાચકોને સ્નાન કરવા નોતરે છે. પુસ્તકના ત્રણ ખંડમાંથી 'શીલ' નામક પહેલા ખંડમાં સૉક્રેટીસના સમયનું ગ્રીસ, સૉક્રેટીસનું વ્યક્તિત્વ, એની કાર્ય-પદ્ધતિ, એનું જીવન દર્શન, અને એનું ભવ્ય મૃત્યુ સુંદર આલેખન પામ્યાં છે. 'શીલ અને સમન્વય' નામક બીજો ખંડ રામકૃષ્ણ પરમહંસ અને તેમના પ્રતાપી શિષ્ય વિવેકાનંદનાં જીવન અને કાર્યની વિશિષ્ટતા વર્ણવે છે. લોકસંગ્રહ, સેવા અને સર્વ-ધર્મસમન્વયનો ઉભયનાં જીવનમાંથી મળતો બોધ તેમાં ઠીક તારવ્યો છે. દેશદાઝ અને દરિદ્રનારાયણની સેવાની ભાવનાથી રામકૃષ્ણ મિશનની સ્થાપના કરીને ગાંધીજી માટેની ભૂમિકા તૈયાર કરનાર સ્વામી વિવેકાનંદના કાર્યની નોંધ લીધા પછી 'શીલ સમન્વય અને સત્યાગ્રહ' નામક ત્રીજા ખંડમાં ગાંધીજીનો સંદેશ સ્ફુટ કરવાનું લક્ષ્ય લેખકે રાખ્યું છે. વિકેન્દ્રીકરણ, બુનિયાદી તાલીમ, અહિંસા, સત્યાગ્રહના ગાંધી-દર્શનના પાયારૂપ સિદ્ધાન્તો સંક્ષેપમાં સમજાવી લેખકે ગાંધીજીને મુત્સદ્દી રાજપુરુષ કરતાં સંતપુરુષ તરીકે સિદ્ધ કર્યા છે. શીલ અને સાધ્યસાધનની શુદ્ધિ પર ગાંધીજીએ મૂકેલો ભાર આ સિવાય બીજા નિર્ણય પર આવવા દે તેમ પણ નથી. એ ખંડના અંત ભાગમાં રાજસત્તાને જોરે પોતાના વિચાર ફેલાવવા સામે ગાંધીવાદીઓને લાલબત્તી ધરી લેખકે તેમને અત્યારના સંજોગોમાં કેમ કાર્ય કરવું તે વિશે માર્ગદર્શન આપ્યું છે. ભૂદાન અને સર્વોદય વિશે શ્રોતૃગમ્ય સમજ આપતાં પોતાનાં ભાષણોનો સાર લેખકે પૂર્તિરૂપે અંતે ધરી દીધો છે. તેમાં કશું અનુચિત નથી થયું. ત્રણે ખંડમાં ચરિત્રતત્ત્વ ક્રમશઃ ઓછું થતું જઈ વિચારતત્ત્વ વધતું જાય છે. ત્રીજા ખંડમાં ચરિત્ર-તત્ત્વ લગભગ લુપ્ત થઈ ગાંધીદર્શનની લોકગમ્ય રજૂઆત પર જ બધો ભાર આવ્યો છે. આ કારણે પુસ્તકના ત્રણે ખંડની લખાવટમાં થોડું જુદાપણું વરતાશે.

જિજ્ઞાસુ વાચકોને આ ત્રિવેણીતીર્થનું સ્નાન સંસ્કારદાતા નીવડશે.

## ઠક્કરબાપા

[ લે. કાંતિલાલ શાહ; પ્ર. ઠક્કરબાપા સ્મારક સમિતિ, દિલ્હી; પ્રાપ્તિસ્થાન, નવજીવન કાર્યાલય, અમદાવાદ-૧૪; ચાર રૂપિયા. ]

શ્રીનિવાસ શાસ્ત્રીએ જેમને 'માનવ સહાનુભૂતિની જીવંત મૂર્તિ' અને શ્રી. જગજીવનરામે જેમને 'આધુનિક યુગના દધીચિ' કહી બિરદાવ્યા છે તે 'ઠક્કરબાપા' નામથી જ પ્રેમાદરપૂર્વક આખા ભારતમાં ઓળખાયેલા સેવામૂર્તિ સ્વ. અમૃતલાલ ઠક્કરનું આ સુલિખિત માહિતીપૂર્ણ જીવનચરિત્ર છે. એ લખવા માટે ઠક્કરબાપા સ્મારક સમિતિએ યોગ્ય વ્યક્તિની પસંદગી કરી છે એમ એ વાંચ્યા પછી સ્પષ્ટ જણાય છે. એના લેખક શ્રી. કાંતિલાલ શાહે સ્વ. કિશોરલાલ મશરૂવાળાની સોનામૂલી શીખ ધ્યાનમાં રાખી સ્વ. ઠક્કરબાપાની જન્મભૂમિ ભાવનગર તથા એમની કર્મ-ભૂમિ મુંબઈ, પૂના, દાહોદ અને દિલ્હીની તેમજ એમની સંસ્થાઓની મુલાકાત લઈ, સ્વ. ઠક્કરબાપાના સંખ્યાબંધ સહકાર્યકરોને પણ મળી એમની પાસેથી ઠક્કરબાપાનાં સંસ્મરણો, જીવનપ્રસંગો તથા એમના કાર્યપ્રણાલી વિશે માહિતી એકઠી કરી, ઠક્કરબાપાની ડાયરી ને પત્રવ્યવહારનો તેમજ તેઓ જેની સાથે સંકળાયેલા હતા તે સેવાસંસ્થાઓના વાર્ષિક અહેવાલોનો પણ ઉપયોગ કરી, શ્રમ લઈ આ જીવનચરિત્ર પ્રેમપૂર્વક તૈયાર કર્યું છે. લખાવટમાં એમણે સાહિત્યિક છટા લાવવાના લોભથી મુક્ત રહી સર્વત્ર સીધી સરળ ભાષા પ્રયોજી છે તે પુસ્તકના હેતુને લક્ષમાં રાખીને. હેતુ હતો ઠક્કરબાપાનું કાયમી સંભારણું બની શકે એવી એમના જીવન અને એમના અમર સેવાકાર્યની અંકોડાબદ્ધ પ્રેરક કથા જનતા અને તેના આજના સેવકોના હાથમાં મૂકવાનો.

એ હેતુ આ ચરિત્ર-ગ્રંથે સારા પ્રમાણમાં સિદ્ધ કર્યો છે. ઠક્કરબાપાનાં માતા પિતા, બાળપણ, વિદ્યાભ્યાસ, લગ્નજીવન, સૌરાષ્ટ્ર આફ્રિકા સાંગલી ને મુંબઈ સુધરાઈની એમની નોકરી, એ નોકરી વેળાની એમની



મૂલ્યવંતો ભાગ અને કર્તાના દલપતકવિતાના પ્રશસ્ય અભ્યાસનું ફળ છે. દલપતરામનો કાવ્યાદર્શ, એમની પદ્યરચના અને એમના અલંકારની સોદાહરણ ચર્ચા સાથે 'દલપતકાવ્ય'ના બંને ભાગની કૃતિઓની તેમાં અભ્યાસપૂર્ણ સમીક્ષા કરવામાં આવી છે. દલપતરામની વિશિષ્ટ હાસ્યપ્રતિભાનું પણ અનુષંગે સારું ગુણદર્શન તેમાં કરવામાં આવ્યું છે. પુસ્તકનું સૌથી મોટું પ્રકરણ પણ એ જ છે. પાંચમા નાના પ્રકરણમાં દલપતરામના કાર્યનું મૂલ્યાંકન કરી તેમને આપેલા અર્ધ્યમાં શ્રી બૂચે કવિશ્રી ન્હાનાલાલની દલપતભક્તિ અને બીજા અનેકોની દલપત-ઉપેક્ષાને અંતિમ છેડે ગયા વિના સમતોલ કહી શકાય તેવું ગુણદર્શન કર્યું છે. પુસ્તકની ભાષામાં ખાસ કરીને આગળનાં બે પ્રકરણમાં વાતચીતિયા ને ન્હાનાલાલી રીતની વ્યુત્ક્રમ શૈલીનો અવારનવાર થયેલો ઉપયોગ બધી વખત સારો લાગતો નથી. પુસ્તક દલપતરામના ગદ્યને તો નહિ જ પણ તેમની કવિતાને નવા વાચકો મેળવી આપવાનું સત્કાર્ય જરૂર કરી જશે. એની સવા છ રૂપિયા કિંમત ઘણી ભારે કહેવાય.

## મહાત્મા ગાંધીજી

[લે. પ્ર. અંબેલાલ એન જોશી; મુખ્ય વિક્રેતા, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ-૧; પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધની દરેકની કિંમત દશ રૂપિયા.]

અત્યાર અગાઉ સરદાર, રાજાજી, મહાદેવભાઈ, રાજેન્દ્રબાબુ, પટ્ટાભી સીતરામૈયા અને ટંડનજીનાં જીવનચરિત્રો આપનાર શ્રી. અંબેલાલ જોશીનો આ નવો ચરિત્રગ્રંથ છસો છસો પાનાંના બે ભાગમાં વહેંચાયો છે. ગાંધીજી જેવી અનેક ચમકદાર પાસાંવાળી વિશ્વવંદ્ય વિભૂતિ ચરિત્ર-નાયક હોય અને શ્રી. જોશી જેવા ઉત્સાહી અને અભ્યાસી ચરિત્રલેખક હોય એટલે એમ જ બને. બે ભાગમાંથી પૂર્વાર્ધ જન્મથી માંડી તેમના નિર્વાણ સુધીની ગાંધીજીની જીવનકથા નિરૂપે છે. તેમાં ગાંધીજીની આત્મકથા ઉપરાંત અન્ય સામગ્રીનો પણ યથાવકાશ ઉપયોગ કર્તાએ કરેલો સ્પષ્ટ દેખાય છે. ઉત્તરાર્ધમાં કર્તાએ ગાંધીજીનાં લખાણોમાંના ઉતારા તેમજ બીજાઓએ એમને માટે કાઢેલા ઉદ્‌ગારોની સહાય લઈ તેને સ્વતંત્ર વિચારણા સાથે સાંધતા જઈ ગાંધીજીની ઈશુ, બુદ્ધ, સોક્રેટીસ, ટૉલ્સ્ટૉય, શ્રી. અરવિંદ, રવીન્દ્રનાથ, જવાહરલાલ અને જગતના અન્ય મહાપુરુષો સાથે તુલના કરી એમની જોડે તેમનું સામ્યવૈષમ્ય તારવી વૈશિષ્ટ્ય સ્ફુટ કર્યું છે. એ વાંચવું આહ્‌લાદક છે. આ ઉપરાંત, સાહિત્યકાર, પત્રકાર, કેળવણીકાર, લોકસેવક, સત્યાગ્રહી, ક્રાન્તિકાર રાજકીય નેતા, ચિંતક, જીવનકલાધર પતિ, કુટુંબ-વડીલ મિત્ર એવા ગાંધીજીના વિરાટ વ્યકિતત્વનાં જુદાં જુદાં સ્વરૂપોનાં વિશિષ્ટ ગુણલક્ષણોની જુદાં જુદાં પ્રકરણોમાં મીમાંસા કરી, કર્તાએ ગાંધીજી વિશે કશું જ કહેવાનું રહી જાય નહિ એવા લોભથી ગાંધીજીના પ્રવાસો, ઉપવાસો અને જેલ-યાત્રાઓનીય માહિતી આપી, ગાંધીવાદને આજના અન્ય વાદોની સરખામણીમાં ઉતારી, ગાંધીજીને ભારતીય સંસ્કૃતિના 'મૂર્તિમાન પ્રતીક' (! પ્રતિનિધિ) સિદ્ધ કર્યા છે. આર પ્રકરણમાં ગાંધીજીના જીવનના વિશિષ્ટ પ્રસંગો પણ તેમણે રજૂ કર્યા છે, જેનુ સ્થાન પૂર્વાર્ધની લગોલગ એટલે તેની તરત જ પછી તે જ ભાગમાં અથવા ઉત્તરાર્ધના આરંભમાં વધુ ઉચિત લાગત. ગાંધીજીના જીવન, જીવનકાર્ય અને વ્યકિતત્વની અનેક દૃષ્ટિબિંદુથી સમીક્ષા એમાં થયેલી હોવાને કારણે ગ્રંથનો ઉત્તરાર્ધ સવિશેષ મહત્વનો ને તેથી વાચનીય બન્યો છે. એમાં કર્તાએ ઉત્સાહમાં પ્રકરણો અને તેના વિષયો ઘણાં બધાં પાડી નાખ્યાં છે, એ કારણે એક વાત ફરીવાર રજૂ થતીય કયારેક દેખાય છે. કેટલાંક પ્રકરણો એક પ્રકરણમાં સમાવી શકાત એમ પણ લાગે છે. પણ કર્તાના ગાંધીજી માટેના પ્રેમાદરનું જ પરિણામ આ ચરિત્રગ્રંથનાં પ્રકરણોની વ્યવસ્થા છે. ગાંધીજીના વ્યકિતત્વ અને જીવનકાર્યને સાચી રીતે સમજવા અને મૂલવવાનો અભ્યાસપૂર્ણ સન્નિષ્ઠ પ્રયાસ તેમણે કર્યો છે એમાં શક નથી. ગાંધીજીને એમણે આપેલ પ્રશંસાર્ઘ્યમાં એમનો ગાંધીજી માટેનો પ્રેમાદર સ્પષ્ટ કળાય છે. તેમાં કયારેક



અંક ૨ : મે '૫૬

સળંગ અંક : ૩૧૪

સમાજમાં સંસ્કાર અને







'ઊર્મિ' : વર્ષ ૨૭

'નવરચના' : વર્ષ ૨૧

સાહિત્યપ્રેરતું સામયિક


## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.

ફ્રેન્ચીઝ બ્રીજ : ગાંધીરોડ

પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફ્રેન્ચીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧

મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# સ્વ૦ શ્રી ગણેશ વા. માવળંકર

સ્વ૦ દાદાસાહેબના જીવનની ટૂંકી રૂપરેખા અહીં આ સ્મૃતિ–અંકની શરૂમાં જ 'ગુજરાત સમાચાર'ના સૌજન્યથી મૂકી છે જે દરેકને જરૂરી વિગત આપી શકે........

શ્રી. ગણેશ વાસુદેવ માવળંકરનો જન્મ તેમના મોસાળ વડોદરા મુકામે તા. ૨૭-૧૧-૧૮૮૮ ના રોજ થયેલો. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ ગોધરા, મહાડ, સંગમેશ્વર, રાજાપુર, વગેરે સ્થળોએ જ્યાં જ્યાં તેમના પિતાની બદલી થઈ ત્યાં ત્યાં રહીને કર્યો. ગુજરાત કૉલેજમાં ઉચ્ચ કેળવણી માટે તેઓ જોડાયા ત્યાં સુધી તેમનું ગુજરાતીનું જ્ઞાન સાધારણ હતું. પરંતુ સમય જતાં વાચન અને ચર્ચાને પરિણામે તેમણે ગુજરાતી પર પ્રભુત્વ જમાવ્યું હતું. ૧૯૦૬માં તેઓ બી. એ. ના વર્ગમાં ગયા ત્યારે ઐચ્છિક વિષયો સંબંધમાં પ્રશ્ન ઊભો થયેલો. આ પ્રસંગે સ્વદેશીનું આંદોલન પૂર જોશમાં ચાલતું હોવાથી તેમણે આમાં સહાયભૂત થવાય એ હેતુસર પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર એમ બે ઐચ્છિક વિષયો લીધેલા.

૧૯૦૮ માં તેઓ બી. એ. થયા. અને કૉલેજના વિદ્યાર્થીઓમાં સરકારી નોકરી અને વકીલાત પ્રત્યે કશો પ્રેમ ન હોવા છતાં કુટુંબીજનોના આગ્રહને વશ થઈ તેમણે વકીલાતની પરીક્ષા આપવાનું સ્વીકાર્યું. તેમની ઈચ્છા તો દાક્તર થવાની હતી પરંતુ માતાની મરજી ન હોવાને કારણે તેઓ એ વ્યવસાય સ્વીકારી ન શક્યા.

૧૯૧૧ માં તેમણે વકીલાતની પરીક્ષા પસાર કરી. અભ્યાસ દરમ્યાન પણ તેમણે સેવાનું કાર્ય ચાલુ રાખ્યું હતું. તેઓ ગરીબ વિદ્યાર્થીઓને પોતાનાં પુસ્તકો આપીને મદદ કરતા. વળી મિત્રો પાસેથી પણ પુસ્તકો ઉધરાવી ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવાનું ચૂકતા નહિ.

૧૯૧૩ થી તેમણે અમદાવાદમાં વકીલાત શરૂ કરી. વકીલાત દરમ્યાન સરદાર વલ્લભભાઈ પટેલ સાથે તેમને પરિચય થયો. તેમનો પ્રથમ પરિચય ૧૯૧૪માં થયો. સરદાર પાસેથી તેમને જાહેર જીવનમાં દિક્ષીત થવાનું ભાગ્ય સાંપડ્યું.

જ્યારે તેમણે રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ કર્યો તે વખતે શ્રી. દાદાસાહેબ શ્રી. ગોપાળકૃષ્ણ ગોખલેએ શરૂ કરેલી આઝાદી માટેની રાજકીય ચળવળ પ્રત્યે આકર્ષાયા હતા.

ગાંધીજી અમદાવાદ આવીને પહેલવહેલા કોચરબ મુકામે રહ્યા ત્યારથી શ્રી. માવળંકર તેમની પાસે જવા માંડેલા.

મોતીહારી સત્યાગ્રહ બાદ જેમ વલ્લભભાઈએ ગાંધીજીનું શરણું સ્વીકારેલું તેમ દાદાસાહેબે પણ સ્વીકાર્યું. અને ૧૯૧૬ ની સાલથી ૧૯૩૦ સુધી ગાંધીજી અમદાવાદમાં રહ્યા ત્યાં સુધી નિત્ય એમને મળવા તેઓ જતા હતા. આ સમયથી વલ્લભભાઈ, સ્વ. બળવંતરાય ઠાકોર, અને શ્રી. માવળંકરની ત્રિપુટી એકસૂત્રે પરોવાઈ અને અમદાવાદના જાહેર જીવનનું એકે ક્ષેત્ર એવું નહિ હોય જ્યાં એ ત્રણેય સાથે ના હોય ! ખાસ કરીને સ્થાનિક સ્વરાજ્યના તંત્ર-સંચાલનમાં આ ત્રિપુટીનો ફાળો ઘણો મોટો છે. ૧૯૧૭માં મ્યુનિસિપાલીટીમાં પણ મહાસભાપક્ષ આ ત્રણેયે ઊભો કરેલો, અને સરદાર વલ્લભભાઈ પછી ૧૯૩૦ માં પ્રમુખપદે ચૂંટાઈને શ્રી. માવળંકરે વર્ષો સુધી અમદાવાદ મ્યુનિસિપાલીટીનું પ્રમુખપદ શોભાવી શહેરની ખૂબ સેવા કરી હતી. તેઓ સ્થાનિક સ્વરાજ્યને ખૂબ મહત્વ આપતા. ગુજરાતમાં કામ કરતી ગુજરાત સભાના ૧૯૧૬ માં તેઓ સહમંત્રી ચૂંટાયા હતા. એ વખતે ગાંધીજી આ સભાના પ્રમુખ હતા. ૧૯૧૮ ના ઈન્ફ્લુએન્ઝા વખતે અને ૧૯૧૯ માં દુષ્કાળ વખતે એમણે રાહત કાર્યની જવાબદારી સ્વીકારેલી. અને ૧૯૨૦ સુધી નભાવી હતી.





'કાકી પાઉલે' એ નામે મરાઠીમાં બહાર પડ્યો છે. જેલનિવાસ દરમિયાન એમણે લખેલાં 'માનવતાનાં ઝરણાં'માં માનવ અનુકંપાનો એમણે પહેલ વહેલો વહેવડાવેલો સ્રોત એમને એક મહાન માનવતાવાદી સાથે એક સુનંદા કલમબાજ પણ સિદ્ધ કરે છે.

પાર્લામેન્ટના પ્રમુખપદેથી લોકશાહીના દ્રઢીકરણ માટેના એમના પ્રયાસોનો ખ્યાલ સામાન્યજનને આપવો મુશ્કેલ છે. શૈશવાવસ્થામાં રહેલી આપણી લોકશાહીને એમના નેતૃત્વની હજી જરૂર હતી. પાર્લામેન્ટમાં જુદી જુદી મોખરાઓની વ્યક્તિઓ સાથે કામ લેવા છતાં પોતાના પદનું ગૌરવ એમણે જાળવી રાખ્યું હતું.

પાર્લામેન્ટમાં એમના આસન પર કોતરાયેલું 'ધર્મ ચક્રપ્રવર્તનાય' એ સૂત્ર એમને હમેશાં પ્રેરક હતું. આમ છતાં એમના અંગત જીવનનું સૂત્ર હતું 'કામયે દુઃખ તપ્તાનામ્ પ્રાણીનામાર્તિનાશનમ્' ગાંધીજી અને સરદારના ગયા પછી દેશને પોતાના સર્વશ્રેષ્ઠ પ્રદાન તરીકે ગુજરાત માત્ર આ એક જ વ્યક્તિને ગણાવી શકે તેમ છે.

પૂ. બાપુજીના શિષ્ય અને દેશની પાર્લા.ના સ્પીકર શ્રી. માવળંકરદાદાએ અનેકવિધ ક્ષેત્રોમાં, વકીલાતમાં, દેશપ્રેમી સામાજિક કાર્યકર તરીકે, પાર્લામેન્ટના સભ્ય તરીકે અને રચનાત્મક કાર્યકર તરીકે પોતાની સેવાઓ આપી અપૂર્વ નામના પ્રાપ્ત કરી છે.

આઝાદી મેળવ્યા બાદ શ્રી. દાદાસાહેબ ભારતની પ્રથમ હિંદી પાર્લામેન્ટના સ્પીકર બન્યા જે હોદ્દા પર તેઓ પોતાના જીવનના અંત સુધી રહ્યા હતા.

શ્રી. દાદાસાહેબ રાષ્ટ્રસમુહ (કોમનવેલ્થ) દેશોની પાર્લામેન્ટરી પરિષદમાં પણ રસ ધરાવતા હતા. રાજ્યની ધારાસભાઓમાં સ્પીકરોની વાર્ષિક પરિષદમાં પણ તેમણે એક બીજા વચ્ચે પોતાના અભિપ્રાયોની આપ લે કરવાની અને પાર્લામેન્ટની કાર્યવાહી અંગે ચર્ચા વિચારણા ચલાવવાની પણ શરૂઆત કરી હતી. શ્રી. દાદાસાહેબ સાબરમતી આશ્રમના ટ્રસ્ટીપદે પણ લાંબા સમય માટે રહ્યા હતા અને ત્યાર બાદ કસ્તુરબા રાષ્ટ્રીય સ્મારક ફંડના પ્રમુખપદે તેમની નિમણૂંક થઈ હતી. તેઓ ગુજરાતની કેટલીક કેળવણી વિષયક સંસ્થાઓ સાથે પણ સંકળાયેલા હતા. તાજેતરમાં છેલ્લા કેટલાક મહિનાઓ દરમ્યાન રાજકીય ક્ષેત્રનો ત્યાગ કરવાની અને રચનાત્મક ક્ષેત્રમાં સમગ્ર જિંદગી ગાળવાની તેમની વૃત્તિ વધુ જોરદાર બની હતી. ગત જાન્યુઆરી માસના અંતમાં તેમની આંધ્રની યાત્રા દરમ્યાન તેમણે એમ પણ જાહેર કર્યું હતું કે આગામી સામાન્ય ચૂંટણીઓમાં તેઓ ઝંપલાવશે નહિ. અને રચનાત્મક કાર્યક્ષેત્રમાં બાકીનું જીવન ગુજારશે. તેમની એવી માન્યતા પણ હતી કે, કસ્તુરબા રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટમાં જોડાઈ જવું. તેઓ એમ માનતા હતા કે દેશના સામાજિક અને સાંસ્કૃતિક ઉન્નતિ માટે દેશની સ્ત્રી જાતિની ઉન્નતિ અતિ આવશ્યક છે.

તેમણે કેટલીક કેળવણી વિષયક સંસ્થાઓ—ખાસ કરીને અમદાવાદની સંસ્થાઓને પોતાની અમૂલ્ય સેવાઓ આપી તેમના વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. તેમણે અમદાવાદની ગુજરાત વિદ્યાપીઠમાં પણ પોતાની સેવાઓ આપેલી હતી.

અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના તેઓ અગ્રણી હતા. આ સોસાયટી અત્યારે શહેરમાં આઠ કોલેજો ચલાવી રહી છે. મુખ્યત્વે શ્રી. માવળંકર દાદાના પ્રયાસોથી જ ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના થઈ હતી. ૧૦૮ વર્ષ પુરાણી ગુજરાત વિદ્યાસભા સહિત કેટલાંયે કેળવણી વિષયક સંસ્થાઓના તેઓ પ્રમુખ હતા: ગુજરાત વિદ્યાસભા સંશોધનના ક્ષેત્રમાં સારું કાર્ય કરી રહેલ છે.

શ્રી. માવળંકરદાદા શારીરિક શિક્ષણમાં માનતા હતા. અને તેઓ દરરોજ અમુક સમય કસરત કરતા હતા. તેઓ ધાર્મિક મનોવૃત્તિવાળા હતા. અને તેઓ દરરોજ પ્રાર્થના કરતા હતા. અમદાવાદના ગીતા મંદિરની સ્થાપના કરવામાં તેમણે અગત્યનો ફાળો આપ્યો હતો.







આજે લાગે છે.

૧૯૦૫ માં બંગભંગની ચળવળ શરૂ થઈ. સ્વદેશી, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ, સ્વરાજ્ય આ ચાર સૂત્રોની ઘોષણા અને ચળવળ લાલ–બાલ–પાલ એ ત્રિમૂર્તિએ પરાકાષ્ઠાએ પહોંચાડી. તેના જ પરિણામે આજીવન જનસેવા કરવાનાં સ્વપ્નો મારા મનમાં રમવા લાગ્યાં. ૧૯૦૭ની સૂરત કોંગ્રેસમાં હાજર હતો. અદ્વિતીય દૃશ્ય આંખ સામે જોયું. લોકમાન્ય, ગોખલે, લાલા લજપતરાય, ફીરોજશા મહેતા, ખાપર્ડે, સુરેન્દ્રનાથ બેનરજી, ચિદંબરમ્ પિલ્લે, અરવિંદ ઘોષ જેવા અનેક પૂજનીય અને મહાન પુરુષોનાં દર્શન ત્યાં થયાં. તેમના વિચારો સાંભળવા મળ્યા, તેમના અસીમ લાગની કલ્પના આવી અને સ્વરાજ્યના ધ્યેય તરફ મારું મન વધુ કેન્દ્રિત બન્યું.

તે પછી થોડા જ વખતમાં (૧૯૦૮માં) શરૂ થયેલું સરકારી જુલમગિરિનું સ્વરૂપ જોયું. બંગાળના ક્રાંતિકારીઓને થયેલી સજા, નાશિકનું જેકસન ખૂન, સાવરકરને થયેલી અમાનુષ સજા વગેરેનું પરિણામ કંઈ ઓછું નહોતું થયું. નોકરી કે વકીલાત ન કરતાં જનસેવા જ કરવી એવો મનનો નિર્ણય કંઈ આનુવંશિક કારણે બીજસ્વરૂપે હતો તેમાં આ પરિસ્થિતિએ ખાતર અને પાણી ઉમેર્યું. ભારત સેવક સમાજ (સર્વન્ટ્સ ઑફ ઈન્ડિયા સોસાયટી) મારફત જ લોકસેવા કરવી એવો વિચાર આવ્યો હતો, તો પણ છેવટે વકીલાતદ્વારા સેવાના ક્ષેત્રમાં જ કામ કરવું એવો યોગ હતો એમ કહેવું જોઈએ. ઇચ્છા પ્રમાણે ભારત સેવક સમાજમાં જવાયું નહિ, વકીલાત મળે પછી મુંબઈ પણ ન જઈ શકાયું. નશીબમાં હશે તે થશે, આપણું કામ સેવાબુદ્ધિથી કરતા રહેવું એવા વિચારે મનની આશા વધતી જ રહી. ઈશ્વરી સંકેત પ્રમાણે શ્રદ્ધા વધી. મુંબઈને બદલે અમદાવાદમાં વકીલાત માટે બે આપદ આવી. ૧૯૧૩ના માર્ચમાં મારી સગી નાની બહેનનું અવસાન અને જુલાઈમાં મારાં દાદીમાની ઓચિંતી બિમારી.

પણું ઈશ્વરી સંકેત પર દૃઢ વિશ્વાસ બેસવાને જીવનની પછીની ઘટના કારણભૂત બની. જનસેવા કરવા માટે વકીલાત, વકીલાત વધારવા માટે જનસેવા નહિ, એવી સમજથી વકીલાત અને જનસેવા ૧૯૧૩માં એકી સાથે શરૂ કર્યાં. ગુજરાતના મોટા નેતા અને વડોદરા હાયકોર્ટના નિવૃત્ત મુખ્ય ન્યાયાધીશ સ્વ. અંબાલાલ સાકરલાલના હાથ નીચે તેમણે શરૂ કરેલા નવા કેળવણી મંડળના મંત્રી તરીકે કામ કરવાની શરૂઆત કરી. બધું શિક્ષણ દેશી ભાષાઓમાં જ અપાવું જોઈએ એ આ મંડળનો હેતુ હતો. શિક્ષણના કાર્યમાં આ એક મહત્ત્વની ભૂમિકા હતી. આ કામને લીધે આ બન્ને વિચારોની છાપ મારા મન પર પડી. અનુભવે તે વધુ ને વધુ દૃઢ થઈ.

૧૯૧૩ની આખરમાં સરદાર વલ્લભભાઈ પટેલ અમદાવાદમાં બૅરિસ્ટરી કરવા આવ્યા. ૧૯૧૫માં મહાત્મા ગાંધી આફ્રિકાથી હિંદુસ્તાનમાં કાયમને માટે આવ્યા અને તેમણે અમદાવાદમાં વસવાટ કર્યો. મુંબઈ વકીલાત માટે જવાનો મારો નિર્ણય પાર પડત તો આ બે મહાન વ્યક્તિઓનો સહવાસ, ગાઢ પરિચય અને તેમના માર્ગદર્શન નીચે કામ કરવાની તક એ બધું મારે ગુમાવવું પડત એવું પાછળથી લાગવાથી ઉપર કહ્યા પ્રમાણે ઈશ્વરી સંકેત ઉપર મારો વિશ્વાસ વધુ દૃઢ થયો. આ વિશ્વાસનો અર્થ એવો નહિ કે આપણે મહેનત ન કરવી. આપણે મહેનત તો કરવી જ પણ તેનું ફળ મળે છે કે નહિ તે ભગવાનને સોંપવું.

પણ ફળ નથી મળતું તેમ કહીએ તે સાચું છે? ફળ ઘણીવાર દેખાતું નથી એટલું જ. કારણ, જ્યાં કારણ છે ત્યાં કાર્ય છે એ દુનિયાનો અબાધિત નિયમ છે. પણ આપણને કાર્ય દેખાય નહિ એટલે ફળ મળ્યું નહિ એમ આપણે કહીએ છીએ. આ આપણી સમજણ એકદમ ભૂલભરેલી નથી? અને આ સમજણ જો આપણે દૂર કરીએ તો જ ગીતામાં 'કર્મણ્યેવાધિકારસ્તે' કહ્યું છે તેનો મર્મ દેખાવા લાગશે.

૧૯૧૩ થી ૧૯૩૭ સુધીનો ચોવીસ વરસનો મહત્વનો







શ્રી માવળંકર—એક લાક્ષણિક પોઝમાં



શ્રી સુશીલાબહેન સાથે શ્રી માવળંકર (૧૯૫૧માં)



# શોકાંજલિઓ

૨૭મી ફેબ્રુઆરીએ તાર-ટેલિફોન-ટેલીપ્રિન્ટરો કાર્યરત બની ગયાં. દાદાસાહેબને અંજલિ આપતો વાયુ પણ જાણે ગુંગળાઈ જવા માંડયો. એ અંજલિઓમાંથી થોડીક અહીં આપી છે......

## તારથી

સ્વાતંત્ર્ય સંગ્રામની શરૂઆતથી જ જેમણે આગળ પડતો ભાગ લીધો છે એવા રાષ્ટ્રપ્રેમી અને સામાજિક કાર્યકરના જવાથી હિંદ શોકમાં ડૂબી ગયું છે. — રાજેન્દ્રપ્રસાદ

ખૂબ દુઃખી થયો છું. આપણે એક અદ્વિતીય જાહેર સેવક અને મહાન અધ્યક્ષ ગુમાવ્યા છે.

—રાધાકૃષ્ણન્

જાણીતા વકીલ, નિઃસ્વાર્થ જાહેર સેવક, પ્રથમ કક્ષાના માનવી અને લોકશાહી પાર્લામેન્ટના મુખ્ય ઘડવૈયાના અવસાને દેશને શોકમાં ડૂબાડી દીધો છે.

—કનૈયાલાલ મુનશી

આપણા દેશની ન પૂરાય તેવી ખોટ તેમના જવાથી પડી છે. —ત્રિવેદી (આંધ્રના ગવર્નર)

તેમના જવાથી દેશે એક મહાન પાર્લામેન્ટ્રીઅન સામાજિક કાર્યકર ગુમાવ્યા છે.

—લેફ્ટેનન્ટ ગવર્નર (હિમાચલ પ્રદેશ)

એ આપણું કમભાગ્ય છે કે જ્યારે તેમની ખાસ જરૂર છે ત્યારે જ વિનાશના વિકરાળ પંજાએ આપણી પાસેથી તેમને આટલા જલદી ખૂંચવી લીધા છે.

— મહારાજા સિંધીઆ

કુટુંબનું દુઃખ આજે આખા દેશનું સહિયારું બન્યું છે. સાચા પાર્લામેન્ટ્રીઅન ચિરશાંતિમાં પોઢયા છે. ભગવાન આપણને આ દુઃખ સહેવાનું બળ આપો.

—શ્રીપ્રકાશ (મદ્રાસના ગવર્નર)

ખૂબ મોટો અને કરુણ અંજામ આવ્યો—અને અંગત પણ એટલો જ.

—કૈલ અને શકધર (રાજસ્થાનના સ્પીકર)

દેશે આજે એક મહાન પાર્લામેન્ટ્રીઅન અને સ્પીકરને ગુમાવ્યા છે દેશને મળેલી તેમની સેવાઓ અને પાર્લામેન્ટનું તેમનું કામ અમર રહેશે.

—શીવાન (વિંધ્યપ્રદેશના સ્પીકર)

તમારી ખોટ આખી પ્રજાની બની છે. રચનાત્મક અને પાર્લામેન્ટરી ક્ષેત્રમાં દાદાસાહેબનું ચિહ્ન કદી નહિ ભૂંસાય.

—સુશીલા નૈયર (દિલ્હીના સ્પીકર)

જેમણે પોતાનું ઉચ્ચ ધ્યેય જાગવી રાખ્યું છે અને જે એક આદર્શ હતા તેમના જવાથી ખૂબ દુઃખ થયું છે. અમે તો એક મિત્ર અને નેતા ખોયા છે. બધા સ્પીકર માટે તે તાકાતનું ટાવર હતા.

—ફુલધર ચલીહા (આસામના સ્પીકર)

શ્રી માવળંકરનાં શોકજનક અવસાનના સમાચારે ભારે શોકમાં ડુબાડી દીધા. ભારતે લોકશાહીના એક પ્રખર શિલ્પીને ખોયો છે.

— રૈણુ (કાશ્મીરના સ્પીકર)

આખો દેશ અને ખાસ કરીને જેમને શ્રી માવળંકર સાથે કામ કરવાનું મળ્યું છે તેઓ તમારી ખોટમાં ભાગ પડાવે છે.

—અજીતપ્રસાદ જૈન

તેમના હજારો પ્રશંસકો અને મિત્રોને આઘાત લાગ્યો છે આદર્શ ચારિત્ર્ય સત્યપ્રિયતા અને વફાદારીના પ્રતીક તરીકે તેઓ અમારા સ્મરણમાં હંમેશ રહેશે.

—મહાવીર ત્યાગી

ભારે શોકપૂર્વક જણાવું છું કે હિંદે એક મહાન સપૂત ગુમાવ્યો છે અને મેં અંગત મિત્ર.

—અમૃત કૌર

*





જૂની વૃદ્ધ વ્યક્તિઓનાં મૃત્યુથી રાષ્ટ્રીય જીવનમાં પોકળતા આવે છે એવી દુઃખદ વાત મનમાં આવે છે એ વાત સાચી. પણ આ જાણે સમજીવી કરે અને રાષ્ટ્ર જીવનમાં વ્યક્તિત્વનાં પુષ્પો ખરવા લાગે તો જ લોકશાહીનો જીવનરસ રાષ્ટ્ર પુરુષના વિરાટ શરીરમાં રમે છે એવી સાક્ષી આપણે પોતાને અને દુનિયાને આપી શકીશું. સ્વ. દાદાસાહેબ માવળંકર જેવી મહાન વ્યક્તિના આત્માને આ વિશ્વમાંથી જતાં આવી જ સાક્ષી જોઈએ છે. એ સાક્ષીમાં જ તેમના આત્માને સદ્‌ગતિ અને શાંતિ છે.

—ગાંવકરી (નાશિક, ૨૮-૨-૫૬)

કેળવણી, રચનાત્મક કાર્ય, સમાજ સુધારણા વગેરે ક્ષેત્રોમાં અનેક કામ કરવાનાં બાકી છે. કેળવણીમાંથી જીવન મૂલ્યનો લોપ થયો છે. સંસ્થા છે પણ સ્થાપકોની જીવંત પ્રેરણા નષ્ટ થઈ છે એવી શ્રી માવળંકરની જ ટીકા હતી. બાકીનું જીવન આ દોષ દૂર કરવાના કામમાં વીતાવવાની ઇચ્છા પૂરી થતાં રહી ગઈ. તેમના વિષેનું માન અને શ્રદ્ધા બતાવવાની જેમને ઇચ્છા હોય તેમણે તેમની આ અપૂર્ણ ઇચ્છા માર્ગદર્શક નીવડશે એવો વિશ્વાસ રાખીને દાદાસાહેબને અમે નમ્રતાથી શ્રદ્ધાંજલિ અર્પીએ છીએ.

—મરાઠવાડા (દહાબાદ, ૧-૩-૫૬)

એક હિંદી તરીકે તે એક પ્રતિભાશાળી પેઢીની પ્રતિભાશાળી વ્યક્તિ હતા. તેમના રસ અનેક ક્ષેત્રોમાં હતા. તેમના માટે આવી મોટી તક હતી તેથી તેમનું જીવન ખૂબ વિશાળ બન્યું હતું અને તેમની પાસે મહત્તા આવી લાગી હતી. પ્રજા તેમના અવસાનથી લાંબા સમય સુધી શોકમગ્ન રહેશે અને ભારતીય પાર્લામેન્ટ તેમને હમેશ માટે યાદ કરશે.

—શ્રી પ્રેસ (૨૮-૨-૫૬)

*

## પત્રોમાંથી

ગાંધીજી આવ્યા ત્યારથી આજ સુધીમાં દાદાસાહેબે ઘણાં કામ કર્યાં છે. ગુજરાત સભાની સ્થાપના થઈ ત્યારથી માંડીને આજ સુધી બાપુજીનું એક પણ કાર્ય એવું નથી જેમાં એમણે ભાગ ન લીધો હોય. મ્યુનિસિપાલિટીનો બહોળો અનુભવ હોવા છતાં ને કોટી ત્યારે પણ આખા ગુજરાતના કોઈ શહેરને મ્યુનિસિપાલિટીમાં ગુંચ હોય તો તે શહેરના નાગરિકો તેમની પાસે સલાહ લેવા આવતા. છેલ્લે સાબરમતી જેલમાં એમની સાથે બહુ ગાઢ પરિચય થયો. ગરીબોની સાથે, તેમાંય જે ચોર ખૂની અને અનેક પ્રકારના લોકોની માણસો સાથે પણ એમણે આત્મીયતા કેળવી. કેટલાક ખૂનીઓની પાછળ તો એમણે પોતાના ઘરના પૈસા ખરચીને મદદ કરી છે. બહુ લાંબી ભોગવના બહારવટીઆ મોતી, જેને મારા કહેવાથી દાદાસાહેબે મદદ કરીને તેને છોડાવ્યો, જે આજે ઉત્તમ જીવન જીવે છે. આવાં ઘણાં કામ તેમણે કર્યાં છે.

—રવિશંકર વ્યાસ (ખાનપુર)

પૂ. દાદા ચરોતર એજ્યુકેશન સોસાયટીનું શિરછત્ર હતા. એઓ અમારા પરિવારમાંના એક બની જઈ છેલ્લાં ૧૬ વર્ષથી એક પિતાની માફક અમને હૂંફ આપી રહ્યા હતા. એક અચ્છા શિક્ષક અને રચનાત્મક સેવકની ઝીણવટભરી દૃષ્ટિ અને હૃદયથી અમને માર્ગદર્શન આપ્યું છે. ક્યારેય અમને લાગ્યું નથી કે એ મોટા સ્પીકર છે. એમાં જ એમની મહત્તા અમે જોઈ. દર સાલની એમની અમારી સંસ્થાની અચૂકપણે લેવાતી મુલાકાતો દરમ્યાનનું એમનું મંગલ દર્શન અમારી આંખો સમક્ષથી દૂર હટતું નથી. છેલ્લે છેલ્લે એઓશ્રી તા. ૫-૧-૫૬ ના રોજ અમારા સૌની ખબર લઈ ગયા અને પ્રેરક વાતોનું ભાથું આપી ગયા. હવે તો એમની પ્રેરણાનાં જ પાન કરવાં રહ્યાં. સ્થૂળ દેહે તો અમારી વચ્ચેથી ચાલી ગયા. સૂક્ષ્મ દેહે અમને પ્રભાવિત કરી રહ્યા છે.

પૂજ્ય દાદાને હું સામાન્ય માણસ શું અંજલિ આપું? એ તો મહામાનવ હતા. પળે પળે એમની માનવતા વિકસતી રહી છે. એમની પ્રકાશતી માનવતાએ ઘણાયે પામર અને સાવ નાના દેખાતા



જવાહરલાલ નેહરુ

# લોકસભાના પિતા

આપણા વડા પ્રધાને પણ જેમને વડીલ તરીકે, લોકસભાના પિતા તરીકે ઓળખાવ્યા અને ગદ્‌ગદ્ કંઠે લોકસભા સમક્ષ દાદાસાહેબના અવસાનને દિને જ આપેલી અંજલિમાંથી મહત્ત્વનો ભાગ અહીં રજૂ કરવામાં તેમનું મહત્ત્વ પણ જળવાય છે......

હું માનું છું કે મારા સુદ્ધાં આપણામાંના કેટલાકે આ સભાગૃહોમાં કામ કરવા માંડ્યું તેને આજે નવ વરસ થયાં છે. જૂની ધારાસભાના છેલ્લા દિવસોમાં, પછી બંધારણસભામાં અને ત્યાર પછી આ લોકસભામાં એમ એ આખા ગાળા દરમ્યાન—એ શરૂઆતના મુશ્કેલીભર્યા અને નવી પ્રણાલિકાઓ પાડવાના દિવસો દરમ્યાન શ્રી માવળંકર આપણા માર્ગદર્શક તરીકે હતા, અને આપણને મદદ કરતા હતા, ઠપકો આપતા હતા, આપણને સાચે માર્ગે રાખવા મથતા હતા, ચીલા પાડતા હતા અને જાળવતા હતા, અને ભારતમાં પાર્લમેન્ટરી જીવનના વિકાસને ઘાટ આપતા હતા.

મારે કબૂલ કરવું જોઈએ કે હું અને મને લાગે છે કે કદાચ બીજા પણ કેટલાક શ્રી માવળંકર આપણા પ્રમુખ હોય એ વાતને એવા ટેવાઈ ગયા હતા, ને અહીં જે કોઈ પરિસ્થિતિ પેદા થાય તેને શાંતિપૂર્વક, વિનયપૂર્વક અને સાથોસાથ દઢતાપૂર્વક હાથ ધરવાની તેમની રીત ઉપર એટલો બધો વિશ્વાસ રાખતા થઈ ગયા હતા કે તેમના વગરની આ લોકસભાનો આપણે ખ્યાલ જ કરી શકતા નથી. તેઓ એનું અવિચ્છેદ્ય અંગ બની ગયા હતા. તેઓ આપણા બધા વચ્ચે સંયોગી કડીરૂપ હતા, અને તેથી તેમના અવસાનથી થતા અંગત શોક ઉપરાંત જાણે અહીં વિકસેલી કોઈ પરંપરા, લગભગ કોઈ સંસ્થા સાથેનો આપણો સંબંધ તૂટતો હોય એવું લાગે છે.

બેશક, આ લોકસભા અને આપણે બધા પોતાનું કામ આગળ ચલાવીશું—દુનિયા તો આગળ ચાલ્યા જ કરવાની, લોકસભા તો ચાલતી જ રહેવાની, ભારત પણ આગળ વધતું જ રહેવાનું, અને માણસ ગમે એવો મોટો હોય તોયે તેના વિના જગત અટકી રહેતું નથી, તેમ છતાં જો કોઈ માણસ આ લોકસભાનો એટલો બધો અંતરંગ ગણાયો હોય કે એના કામકાજથી તેને ભિન્ન પાડી જ ન શકાય, તો તે શ્રી માવળંકર હતા—એ હકીકત છે. તેમના જવાથી આ લોકસભા આ ક્ષણે તો લગભગ માથા વિનાના ધડ જેવી થઈ ગઈ છે. એમના જવાથી એવો ખાડો પડ્યો છે જે પૂરવો ખૂબ મુશ્કેલ છે.

આપણામાંના ઘણા બીજી રીતે પણ શ્રી માવળંકરના સંપર્કમાં આવ્યા છીએ. સીધા રાજકીય ક્ષેત્રમાં નહિ, પણ લોકહિતનાં કામોમાં એમને જે ભારે રસ હતો તેને કારણે મોટાં મોટાં ફંડો સાથે એમને સંબંધ હતો. ગાંધી સ્મારકનિધિ, કસ્તુરબા સ્મારકનિધિ—જે બધાનો જ હેતુ લોકહિત સાધવાનો છે. આ બધાં મોટાં મોટાં ફંડોની સંભાળ રાખવી, અને તે બધાંનો લોકોના લાભમાં ઉપયોગ થાય એ જોવું—એનો બોજો એમને માથે કંઈ નાનોસૂનો નહોતો. એમણે પોતાનો ઘણો સમય અને શક્તિ એ જ કામ પાછળ ખર્ચ્યાં હતાં. સ્વાભાવિક રીતે જ એમને બીજા માણસોની મદદ મળતી હતી, પણ આ ફંડોના યોગ્ય ઉપયોગ થાય એ જોવા ખાતર તેઓ જાતે ઝીણામાં ઝીણી વિગતોમાં ઊતરતા હતા. આપણામાંના કેટલાક તેમની આ ઝીણવટથી કેટલીક વાર અકળાઈ જતા. કારણ કે તેમની ઝીણવટને કારણે નિર્ણયો ઉપર આવવામાં વિલંબ થતો, હું ફંડોના સંબંધમાં આ કહું છું અને તેમ છતાં એ ઝીણવટ એમનામાં હતી, અને એ હતી એ સારું હતું, અને આપણા બધામાં આવી અને બીજી બાબતોમાં એમના જેટલી ઝીણવટ હોય તો તેથી લાભ થવાનો સંભવ છે.

જો કે આપણે બધા એમની સાથે અનેક રીતે સંબંધમાં આવ્યા હતા, તેમ છતાં આપણા પ્રમુખ તરીકેનો, લોકસભાના પ્રથમ પ્રમુખ તરીકેનો—લગભગ





ડૉ. જીવરાજ મહેતા

# માર્ગદર્શક દાદાસાહેબ

નાના મોટા અનેકને માર્ગદર્શક થઈ પડવાની કુનેહ અને કુદરતી બક્ષિસવાળા દાદાસાહેબે અનેકને ઓથ વિનાના કરી દીધા છે. આ અંક માટે ખાસ લખાયેલો આ નાનો લેખ એવું ઘણું કહી જાય છે........

શ્રી. માવળંકર, વિશેષ કરીને દાદાસાહેબના હુલામણા નામથી જાણીતા છે, અને તે નામ તેમને અપાયું છે તે આપણા જાહેર જીવનમાં તેઓ કેટલા લોકપ્રિય બન્યા હતા તેની પ્રતીતિ કરાવી આપે છે. ગુજરાતની એક પણ જાહેર પ્રવૃત્તિ એવી ન હતી જેને દાદાસાહેબનું માર્ગદર્શન મળ્યું ન હોય. રાજકીય પ્રવૃત્તિથી માંડીને સાહિત્યની પ્રવૃત્તિ સુધીનાં જાહેર જીવનનાં સૌ ક્ષેત્રોને દાદાસાહેબે આવરી લીધાં હતાં અને એટલા માટે, તેઓશ્રીના અચાનક ચાલી જવાથી ગુજરાતને જે ખોટ પડી છે તે સહેજે પૂરી શકાય તેમ નથી.

દાદાસાહેબનો વ્યવસાય ધારાશાસ્ત્રીનો હતો અને તેઓ ધારાશાસ્ત્રી તરીકે ખૂબ જ સફળ બન્યા હતા. ધારાશાસ્ત્રી તરીકે સફળ બનવા માટે પ્રમાણિકતા અને સત્યનો ભોગ આપવો પડે છે એવી સર્વ–સાધારણ માન્યતાને તેમણે જૂઠી ઠરાવી હતી તેની નોંધ લેવી ઘટે. મહત્ત્વાકાંક્ષી ઉજ્જવળ ભાવિની દરકાર કર્યા વિના જેમણે ધારાશાસ્ત્રી જેવા વ્યવસાયમાં પણ પ્રમાણિકતા અને સત્યનો આટલો બધો આગ્રહ રાખ્યો હતો તેમણે જે કંઈ જાહેર પ્રવૃત્તિનો અંગિકાર કર્યો હશે તેમાં તેમણે આ બે મહાન ગુણો વિશે કેટલો આગ્રહ રાખ્યો હશે તે તો તેમની સાથે પરિચયમાં આવનાર સૌ જાણે છે. એમના આ ગુણને કારણે ગુજરાતની સૌ જાહેર પ્રવૃત્તિ એમનો આશીર્વાદ અને દોરવણી મેળવીને શુદ્ધતર બનવા પામી હતી.

પૂજ્ય મહાત્માજી અને સરદારશ્રીના તેઓ અત્યંત નિકટના સાથી અને સહકાર્યકર હતા. મહાત્માજીએ ભારતમાં આવ્યા બાદ રાજકીય પ્રવૃત્તિ ઉપરાંત અનેકવિધ પ્રકારની સામાજિક અને જાહેર પ્રવૃત્તિઓ હાથ

પ્રગતિ હાલની સ્થિતિએ ન હોત. આ રીતે તેમણે દરેક ક્ષેત્રમાં સેવાઓ આપી છે.

૧૯૩૭ માં મુંબઈ પ્રાંતમાં પ્રથમ પ્રધાન મંડળ રચાયું ત્યારે મુંબઈ ધારાસભાના તેઓ પ્રથમ સ્પીકર બન્યા હતા. તેઓ, શ્રી. મંગળદાસ પકવાસા અને હું પૂનામાં એક જ મકાનમાં રહેતા હતા. સ્પીકર તરીકે તેમણે ભારે સેવા બજાવી હતી, ત્યારબાદ ૧૯૩૯ માં મંત્રીમંડળે રાજીનામું આપ્યું અને ' ભારત છોડો 'ની લડત શરૂ થઈ. શ્રી. દાદાસાહેબે એમાં ભાગ લીધો અને જેલમાં ગયા. ત્યારબાદ વડી ધારાસભામાં ગયા અને સ્પીકર બન્યા. આઝાદી બાદ લોકસભાના પ્રથમ સ્પીકર બન્યા. આ કામ તેમણે એટલી સુંદર રીતે બજાવ્યું કે તેની ગણના પરદેશમાં પણ થાય છે. પાર્લમેન્ટરી લોકશાહી માટે એમણે જે આદર્શો આપણી સૌ સમક્ષ મૂકયા તેની કિંમત પરદેશમાં પણ થતી હતી. લોકસભામાં તેમના કામ અંગે વિદેશમાં ભારે ખ્યાતિ હતી. દુનિયાની પાર્લામેન્ટમાં તેમનું કામ સારામાં સારું હતું. બહુ જ થોડા સ્પીકરોએ આટલું સારી રીતે કામ કર્યું હશે.

પાર્લામેન્ટરી લોકશાહીમાં તેમણે પાડેલી પ્રણાલિકાઓ આપણને હમેશ કામમાં આવે એવી છે અને તે આપણી લોકશાહીને મજબુત કરવામાં ઉપયોગી થાય એવી છે.

દેશના નવયુવાનોએ એમના જેવું જીવન જીવતાં શીખવાનું છે અને તો આપણે આપણો ધર્મ સમજી અદા કરવા પ્રમાણિક પ્રયત્નો કરી દેશને ઊંચે ચઢાવી શકીએ એમ છીએ. એમણે જે આદર્શો આપણી સમક્ષ મૂકયા છે તેને અમલમાં મૂકી સફળ કરીએ.







સમજવા તેમને તૈયાર રાખતી. નાનામાં નાની વાત અને તેમને સોંપાયેલા નાનામાં નાના કામ માટે પણ ખૂબ ચીવટપૂર્વકનું ધ્યાન રાખવાની તેમની વૃત્તિએ તેમને ગાંધીજી અને સરદારના સાથી તરીકે પસંદ કરાવ્યા હતા. મને આશા હતી કે ગુજરાત યુનિવર્સિટિના પહેલા વાઈસ ચાન્સેલર તરીકે તે આવશે પણ તે પૂરી ન થઈ. પણ કેળવણી વિષયક દરેક પ્રવૃત્તિઓમાં તેમણે ખૂબ રસ લીધો હતો. તેમના વિશ્વાસે થયેલાં કેટલાય મોટાં મોટાં ફંડોના હિસાબો પાછળ તેમણે ખૂબ ધ્યાન આપ્યું છે અને તે બધાનું વિગતવાર તારણ રખાવવાનો તેમનો આગ્રહ પ્રશંસનીય હતો. તેઓ ખૂબ મક્કમ હતા અને અસહકારના મુશ્કેલીભર્યા દિવસોમાં પણ તેમણે અંગ્રેજ અફસરો સાથે કામ કરતી વખતે તેમનાં મન જીતી લીધાં હતાં. તેમની ખોટ આપણા જાહેર જીવનને ખૂબ સાલશે અને તે પૂરી કરવી ખૂબ મુશ્કેલ છે. અમારાં બન્ને કુટુંબો વચ્ચેનો સંબંધ ખૂબ ગાઢો હતો. તેઓ પ્રેમાળ પુત્ર, પિતા અને પતિ હતા અને તેમના કુટુંબને ખૂબ મોટો આઘાત લાગ્યો છે. તેમનું અંગત જીવન પણ પ્રશંસનીય અને વિશિષ્ટ હતું. ગયા ઓક્ટોબરમાં ઑફિશિયલ લેંગ્વેજ કમિશન માટે હું અમદાવાદ ગયો ત્યારે અમે છેલ્લા મળ્યા હતા. હું તેમને ઘેર સવારમાં તેમને મળ્યો હતો. તે એકલા હતા. એટલે અમારે અંગત અને જાહેર એવી અનેક બાબતો ઉપર કેટલીય વાતો થઈ હતી બપોર પછી તેમણે આવીને કમિશન પાસે પોતાનો મત પ્રદર્શિત કર્યો હતો—આ તેમને મળવાની મને છેલ્લી તક મળી હતી.

હું પ્રાર્થું છું કે તેમના આત્માને શાંતિ મળો.

★

સરોદ

## મૃત્યુનાં તીરથ

ઓતરા ખંડની માંડી અમે જાતરા
જોવા અલેકનો લોક,
વચમાં આવે મરત્યુનાં તીરથ,
એનો શાને કરીએ શોક?

પાલખી, પેદલ, હાથી ને હય,
એ તો જેવો પ્રવાસનો ઝોક;
ચાર કંધેય ચડી આગળ ધપવું,
એમાં શી રોક ને ટોક?
વચમાં આવે મરત્યુનાં તીરથ,
એનો શાને કરીએ શોક?

પૃથવી છે આ ચાર પગથિયાં ને
ચંદરમા છે ચોક;
સૂરજશૃંગની શાખે ચડવું
જીતવા દ્યોત–આલોક.
વચમાં આવે મરત્યુનાં તીરથ,
એનો શાને કરીએ શોક?

અજ્ઞાનીને ઓરતા આવે,
એ પાડે પ્રાણની પોક;
કરે સરોદ, જે જ્ઞાની એને
જિતાયું એટલું ફોક.

વચમાં આવે મરત્યુનાં તીરથ,
એનો શાને કરીએ શોક?

★




પંડિત સુખલાલજી

# સ્મૃતિશેષ દાદા

આપણા પ્રજ્ઞાચક્ષુ પંડિતજી આ લેખમાં સ્વ૰ દાદાસાહેબ માટેની તેમની માનવૃત્તિ, પડેલી ઊંડી છાપ અને વિશ્વસનીયતા રજૂ કરે છે 'બુદ્ધિપ્રકાશ' ના સૌજન્યથી આ લેખ ટૂંકાવીને અહીં રજૂ કર્યો છે......

હું અત્રે તેમના વિશે જે કાંઈ લખવા ધારું છું તે મારા ઉપર તેમના સીધા પરિચયથી ઊપજેલી અસર જ છે. તે પ્રમાણમાં મર્યાદિત અને લગભગ અંગત જેવી છતાં અનેક રીતે સૌને બોધપ્રદ થઈ પડે તેવી મને લાગી છે. ગાંધીજીએ સ્વરાજ્યનો શંખ ફૂંક્યો અને દેશના ખૂણે ખૂણે સૈનિકો ઊભરાવા લાગ્યા. અમદાવાદ એ તો મુખ્ય છાવણી હતી. ૧૯૨૧–૨૨ માં હું અમદાવાદ આવી રહ્યો અને જી. વી. માવળંકરનું નામ પ્રથમવાર જ સાંભળ્યું. ભણકારા સંભળાતા કે જી. વી. માવળંકર એક ઓજસ્વી તરુણ છે, વકીલ છે અને ગાંધીજીના ચુસ્ત અનુયાયી છે. એ સાથે એમ પણ સાંભળ્યાનું કાંઈક યાદ છે કે બીજા એક માવળંકર છે, તે કટ્ટર સનાતની છે અને ગાંધીજીની હિલચાલના વિરોધી પણ છે. આ બધું સાંભળવા પૂરતું હતું, પણ આગળ જતાં એક સમય એવો આવ્યો જ્યારે જી. વી. માવળંકરને સાંભળવાની તક મળી. ઘણું કરી ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ હડતાલ પાડેલી એ દિવસો હતા. સાબરમતીના ખુલ્લા આકાશમાં વિદ્યાર્થીઓ અને નાગરિકોનો મોટો સમુદાય મળેલો. સૌ રાહ જોતા હતા કે માવળંકર ક્યારે ઊભા થાય. તેઓ ઊભા થયા અને અંગ્રેજીમાં ભાષણ ચાલ્યું. હું અંગ્રેજી તે વખતે ન જાણતો, એટલે તેમના સ્વર અને આરોહ અવરોહથી જ કાંઈક કલ્પના કરતો. એ સ્વરમાં જેટલી મધુરતા હતી તેટલો જ અસ્ખલિત વેગ હતો. આથી વધારે પરિચય ત્યારે તો ન સધાયો, પણ ઘણે લાંબે ગાળે એવો અવસર અણધારી રીતે લાધ્યો. ઘણું કરી ૧૯૪૫ ની વાત છે. શેઠ શ્રી ભોળાભાઈ જેશિંગભાઈ દલાલને ત્યાં ગિરિકુંજ (મુંબઈ) માં મળવાનું બન્યું. ચર્ચાનો વિષય હતો શ્રી ભોળાભાઈ એ ગુજરાત વિદ્યાસભામાં આપવા ધારેલ રકમનો કેવી રીતે ઉપયોગ કરવો તે જે પાંચ–સાત જણ મળેલ તેમાં દાદા ઉપરાંત સદ્‌ગત રામનારાયણ પાઠક તથા ભાઈશ્રી રસિકલાલ માણેકલાલ દલાલ અને શ્રી રસિકલાલ છો. પરીખ પણ હતા. ચર્ચામાં દાદા-સાહેબે એક અગત્યની વાત કહી જે આગળ જતાં તેમની સાથે લંબાયેલ પરિચયને આધારે કહું તો એમનાં અનેક જીવનસૂત્રો પૈકી એક અફર જીવનસૂત્ર જેવી હતી. તે એ કે માત્ર વ્યાજ ઉપર જ સંસ્થાએ કામ કદી ન કરવું. જરૂર જણાતાં સંસ્થાની

---

પણ વિચાર કરવાનો. મને કહે એ Traffic Block તમારા મુંબઈમાં અહીં નહિ. અને ત્રણ દરવાજા આગળ ને સ્ટેશન પાસે અમને Traffic Block નડ્યો જ.

હવે છેલ્લો દુઃખદ બનાવ: તા. ૨૬ મી ફેબ્રુઆરી ને હું અમદાવાદમાં. તા. ૨૭ મીને સવારે હું ને વિદ્યાબહેન એમની તબીયતના સમાચાર પૂછવા જવા મોટરમાં બેસતા હતા ને સમાચાર આવ્યા કે એઓ તો રાત્રે ગુજરી ગયા. હમને બહુ દિલગીરી થઈ. પછી તો ભાઈ બાળકૃષ્ણ પાસે દિલાસો આપવા જઈ આવ્યો. ભાઈ કસ્તુરભાઈ ત્યાં હતા. તેમને મળ્યો. તમારો તો જમણો હાથ ભાંગી ગયો—એમ કહી શેઠ સાહેબને દિલાસો આપ્યો ને ઘેર આવ્યો. આવો એક નરકેસરી આપણે ગુમાવ્યો.

મારા મિત્રોમાંનું સાંકડું થતું જતું વર્તુળ તેમાંથી એક ખરો શુભેચ્છક ગયો. ઈશ્વર એમના આત્માને શાંતિ આપો અને બીજા અનેક માવળંકરો પેદા કરો એવી એની પાસે પ્રાર્થના.







તેમની ઉદારતામાં પણ જોયેલી. ઉદારતા પણ અનેકમુખી. સમ્પ્રદાય કે પંથનો સંકુચિત ચેપ તો હોય જ શાનો ? પણ સામાન્ય રીતે ઘણી મોટી વ્યક્તિઓમાં અનુભવાય છે તેવો સંસ્થા પ્રત્યેનો સંકુચિત દૃષ્ટિકોણ પણ કદી મેં ન જોયો. આમ તો તેઓ સીધી રીતે ગુજરાત વિદ્યાસભાના ને તેને આશ્રયે ચાલતી બીજી સંસ્થાઓના જ મુખિયા હતા, પણ તેઓ અવારનવાર સાચી રીતે કહેતા કે ગુજરાત વિદ્યાસભા હોય કે ગુજરાત વિદ્યાપીઠ, ગુજરાત વિશ્વવિદ્યાલય હોય કે વલ્લભવિદ્યાનગર, વડોદરા યુનિવર્સિટી હોય કે લોકભારતી ગ્રામવિદ્યાપીઠ (સણોસરા, સૌરાષ્ટ્ર) એ બધી સંસ્થાઓ મારે મન એક જ કામને પોતપોતાની રીતે આગળ વધારનારી હોઈ તેમાં હું મૂળગત એકતા જોઉં છું અને તેથી સીધી રીતે જ્યાં જોડાયો ન હોઉં પણ ત્યાંનું હિત મારા મનમાં વસે છે.

પટાવાળાથી માંડી શિક્ષક, અધ્યાપક અને અધ્યક્ષ સુધીના બધા જ કાર્યકર્તાઓ પરસ્પર સદ્ભાવનાથી કેવી રીતે સંકળાઈ રહે અને સંસ્થા પ્રત્યે સૌ કેવી રીતે વધારે નિષ્ઠાવાન રહે એ ધ્યેય મનમાં રાખી અનેક નિર્ણયો એઓ કરતા. એવા નિર્ણયો કરતી વખતે પાઈ પાઈનો હિસાબ ચોકસાઈથી તપાસનાર દાદા બહુ જ મોટું મન રાખી કામ કરતા. આને પરિણામે ભો. જે. વિદ્યાભવન અને બ્રહ્મચારીવાડીમાં કામ કરનાર શિક્ષક–અધ્યાપકનો મોટો વર્ગ નિષ્ઠાના અને સદ્ભાવના સળંગસૂત્રમાં સંકળાઈ આજ લગી કામ કરતો રહ્યો છે. ગાંધીજીની હયાતી વખતે તેમની દોરવણી પ્રમાણે કામ કરનારને જેમ ગાંધીજીમાં છેલ્લી હૂંફ અનુભવાતી તેમ ગુજરાત વિદ્યાસભાના આ વર્તુલમાં કામ કરનાર વિશે પણ મેં જોયું કે સૌનાં દિલમાં દાદાનું શું સ્થાન છે. આર્થિક અને બીજે કારણે જ્યારે ભો. જે. વિદ્યાભવનમાં કામ કરનાર મોટા અધ્યાપક વર્ગને સાથે રહી કામ કરવાનું મુશ્કેલ બન્યું ત્યારે જે કાર્યકર્તા વર્ગ એકત્ર થયો છે તે છૂટો પડી જ્યાં ત્યાં વીખરાઈ ન જાય, એવી દીર્ઘદૃષ્ટિથી દાદાએ રામાનંદ કૉલેજ શરૂ કરવાની સંમતિ આપી અને એમાં પોતે સક્રિય ભાગ લીધો.

એમની વિદ્યાકાર્યની મૂલવણી પણ અનોખી જોઈ છે. કોઈએ ઉત્તમ સંપાદન, સંશોધન કે ભાષાન્તર આદિનું કાર્ય કર્યું હોય અને પુરસ્કાર આપવાની વાત નીકળી તો તેમણે કદી વૈશ્યવૃત્તિથી નિર્ણય કર્યો હોય એમ મેં નથી જોયું. એ તો કહે કે જો કામ ઉત્તમ હોય તો બદલો પૂરતો આપવો જ જોઈએ. સારું કામ સમજનાર મળી રહેશે અને એ દ્વારા પૈસા આપનાર પણ મળી રહેશે, ઈત્યાદિ.

દાદા અમદાવાદમાં આવે ત્યારે હરિજન આશ્રમમાં જવાનું ન ચૂકે. એમનાં વૃદ્ધ માતુશ્રી હતાં ત્યારે તેમને પણ ક્યારેક આશ્રમમાં લઈ જાય. ત્યાં પ્રાર્થના થાય અને આશ્રમવાસી બધાંને હૂંફ મળે, જાણે કે ગાંધીજીની સજીવ છાયા જ આવી ન હોય !

જેમ ગાંધીજી પાસે અનેક કામોનો ઢગલો અને કામ કરનારાઓનો સંઘ સદા જોવા મળતો, તેમ જ એક પછી એક કામ ઉકેલાતું પણ જોવા મળતું; એ જ રીતે દાદા પાસે પણ જોવા મળતું. ગાંધી સ્મારકને લગતાં કામો હોય, કસ્તુરબા ટ્રસ્ટમાંથી ચાલતી અનેક સંસ્થાઓના કાર્યકર્તાઓ આવેલા હોય, શહેરના અને બીજા પ્રશ્નો હોય, કેટલાક જણ એમ ને એમ સલાહ લેવા આવ્યા હોય. પણ એ બધાનો ઉકેલ ધીરજ અને સમજપૂર્વક કરે અને કોઈને અણગમતો નિર્ણય સંભળાવ્યો હોય તો ય તેને હસતો કરી વિદાય કરે. આ તેમની સિદ્ધિ એ ગાંધીજીની સિદ્ધિની જ યાદ આપતી.



જો આંખ હોય તો માનવી નર્યા માનવી તરીકે કેવો સોહામણો લાગે છે, એનું મંગલ દર્શન કરાવતું 'માનવતાનાં ઝરણાં' ભાષાનું અમૂલ્ય ધન બની રહેવાનું.

—ઉમાશંકર જોશી




એક અનેરું સ્થાન હતું અને છે. માવળંકરદાદા પોતે સ્વભાવે બહુ જ કોમલ હતા. વર્ષો સુધી વકીલાતનો ધંધો કરેલો અને તે પણ સફળતાપૂર્વક કરેલો, એટલે મહાત્મા ગાંધીએ જ્યારે બ્રિટિશ સલ્તનતને પડકાર કર્યો ત્યારે સરદાર વલ્લભભાઈની માફક તેઓ તત્કાળ બાપુને પડખે ન ચડ્યા. એ સંસ્કારી મહારાષ્ટ્રી કુટુંબમાં જન્મેલા અને બ્રાહ્મણ-સંસ્કારની સાથે સાથે પશ્ચિમની વિદ્યાના પણ સંદેશા પામેલા, એટલે કોઈ પણ ઉતાવળિયું પગલું તેમનાથી ભરાય નહીં અને તેઓ ભરે પણ નહીં. પરંતુ જેમ જેમ તેમને બાપુનો પરિચય વધતો ગયો તેમ તેમ તેમણે બાપુના સમગ્ર જીવનને વધારે ને વધારે પારખવા માંડ્યું અને એ સમગ્ર પરખને પરિણામે બાપુની જેટલી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ હતી તેમાં તેમણે રસ લેવા માંડ્યો. અમદાવાદ આજ સુધી ગુજરાતનું સંસ્કારકેન્દ્ર રહ્યું છે. માવળંકરદાદાએ અમદાવાદના સંસ્કારપ્રેમી સજ્જનોને સંગઠિત કરીને તેમની શક્તિ ગુજરાતને ચરણે ધરવાનો ફાળો આપ્યો છે એમ કહી શકાય. પોતાના વકીલાતના સમય દરમિયાન દાદાસાહેબે અમદાવાદના શ્રીમંતો પાસેથી ઠીકઠીક દ્રવ્ય પણ સંપાદન કર્યું છે અને એ દ્રવ્ય સંપાદન કરવાની સાથે સાથે એવી મીઠાશ કેળવી કે પ્રસંગ પડે ત્યારે એ શ્રીમંતોના ગજવામાં હાથ નાખવાનો અધિકાર આપોઆપ એમને મળી ગયો. આ અધિકારના બળે તેમણે ગુજરાત વિદ્યાસભાની સ્થાપના કરી આ અધિકારના બળે તેમણે ગુજરાત યુનિવર્સિટીની ભવ્ય કલ્પના ગુજરાત પાસે મૂકી અને તેને મૂર્તિમંત પણ કરી, આ અધિકારના બળે કસ્તુરબા ટ્રસ્ટ અને ગાંધીસ્મારક નિધિમાં તેમણે આગળ પડતો ભાગ લીધો અને આ અધિકારના બળે ગુજરાતની નાની મોટી અનેક સંસ્કારપ્રવૃત્તિઓના તેઓ મોવડી બન્યા.

આજે માવળંકરદાદા જતાં આ બધી સંસ્કારપ્રવૃત્તિઓને એક રીતે ધક્કો લાગ્યો ગણાય.

પણ દાદાસાહેબની સેવા માત્ર ગુજરાતમાં જ સીમિત થઈ ન હતી. સ્વતંત્રતા મળ્યા પછી આપણા દેશની પાર્લામેન્ટમાં દાદાસાહેબે સ્પીકર તરીકે પોતાનું એક અનેરું સ્થાન ઊભું કર્યું હતું. માણસની જીભ જેમ બત્રીશ દાંત વચ્ચે પોતાની જાતને સંભાળીને અને છતાં પોતાનો અધિકાર લેશ પણ ગુમાવ્યા વિના રહે છે, તેમ દેશના જુદા જુદા પક્ષોના મહારથીઓની ટપાટપીની વચ્ચે સમતુલા જાળવીને પાર્લામેન્ટનું કામ ચલાવવું અને સૌની સાથે મીઠાશ રાખીને દેશની લોકશાહીને લેશપણ ઈજા પહોંચવા ન દેવી, અને આપણા લોકશાહીના નવાસવા પ્રયોગમાં ઊંચા પ્રકારની પ્રણાલિકાઓ ઊભી કરવી—આ કામ દાદાસાહેબે ઘણી જ કુનેહથી, ચાલાકીથી અને મીઠાશથી કર્યું છે એમ તેમના વિરોધીઓ પણ કબૂલ કરશે. એમની આવી કુનેહને લઈને કેટલાય પ્રસંગોએ ખુદ સરકારને પણ તેમણે બચાવી લીધી હશે અને એક તટસ્થ સલાહકારના નાતાથી સરકારને યોગ્ય માર્ગદર્શન પણ આપ્યું હશે. આજે દાદાસાહેબ જતાં આપણા દેશની પાર્લામેન્ટને પણ મોટી ખોટ પડી છે.

પરંતુ ઈશ્વરની સૃષ્ટિમાં માણસ આવે છે અને જાય છે, છતાં નદીના પ્રવાહની માફક સમાજનો પ્રવાહ કદી થંભી જતો નથી, એવો આપણો સૌનો અનુભવ છે. ઈશ્વર આ સંસારની લીલામાં કયે વખતે પટ ઉપર ફૂંકરીને મૂકે છે અને કયે વખતે આ ત્રણને ભર્યાં ને આને ઝર્યાં એ લોકોક્તિ મુજબ ફૂંકરીને ઉઠાવી લે છે તેની આપણને માનવીઓને ખબર પડતી નથી. પણ શ્રદ્ધાવાન પુરુષ સમજે છે કે જ્યારે કોઈ પણ માનવીનું જીવનકાર્ય પૂરું થાય એટલે બરાબર યોગ્ય ક્ષણે ઈશ્વર તેને ઉઠાવી લે છે, અને સમાજની આકાશગંગામાંથી નવી સૂર્યમાલા પ્રગટે તેમ નવા આદમી પ્રગટ થાય છે. આપણે સૌ પણ ઈશ્વરની આ મહાસંકલનામાં શ્રદ્ધા રાખીએ ને ગુજરાતના સમાજમાંથી નવા દાદા બહાર આવવાની રાહ જોઈએ.

આ બધી વાતોનો હું ડાહી રીતે વિચાર કરી શકું





સંગઠનકુશળતા પૂર્ણરૂપે પ્રગટ થઈ. અમદાવાદના બધા ઉદ્યોગપતિઓ શ્રી દાદાસાહેબને પોતાના હિતચિંતક અને મિત્ર સમજતા હતા. કેટલાંયે કુટુંબોને તેમણે તેમની વિષમ પરિસ્થિતિમાં અસાધારણ મદદ કરી છે.

સહાયતાનો વિચાર કરું છું ત્યારે શ્રી દાદાસાહેબ જેલમાં બેઠા બેઠા કેટલાયે ખૂની, લુટારા તથા અન્ય ગુનેગારોને સાચી સલાહ આપતા હતા અને બચાવતા પણ હતા એ દિવસો યાદ આવે છે. કેટલાયને તેમણે ફાંસીથી બચાવ્યા એટલું જ નહિ પણ તેમના હૃદયમાં સ્થાન પામીને તેમના જીવનમાં એવું પરિવર્તન કર્યું કે તેઓ નવા માનવીમાં પલટાઈ ગયા.

અને જેમને બચાવી ન શક્યા તેમને આ લોક છોડી પરલોકમાં જવા માટે શ્રી દાદાસાહેબે એવું માનસિક અને આધ્યાત્મિક બળ આપ્યું કે તેઓએ પૂરેપૂરી શાન્તિથી પોતાનો દેહ છોડ્યો. કસ્તુરબા સ્મારક નિધિ તથા ગાંધી સ્મારક નિધિના સંચાલનમાં તેમની એકાગ્રતા અને કાર્યકુશળતાનો પરિચય આખા રાષ્ટ્રને મળ્યો. દેશભરમાં વિવિધ પ્રવૃત્તિઓ ચલાવનારા અસંખ્ય કાર્યકર્તાઓને ઓળખવા, તેમની મુશ્કેલીઓ દૂર કરવી, તેમની ભૂલો સુધારવી અને પ્રત્યેક કાર્યને માટે અનુકૂળ પરિસ્થિતિ ઊભી કરવી એ બધાં દાદાસાહેબનાં જ કામ હતાં. ગુજરાત વિશ્વવિદ્યાલય ( યુનિવર્સિટી ) લાવવામાં સૌથી અધિક પરિશ્રમ શ્રી દાદાસાહેબનો જ હતો. બ્રહ્મચારી વાડી, ગુજરાત વિદ્યાસભા, રામાનંદ કૉલેજ જેવી અનેક સંસ્થાઓને શ્રી દાદાસાહેબ તરફથી દરેક પ્રકારનું સિંચન મળતું હતું. શ્રી દાદાસાહેબ જેટલા મહારાષ્ટ્રી હતા તેટલા ગુજરાતી હતા અને તેટલા જ ભારતીય હતા.

ચારિત્ર્યનો આવો ઉચ્ચ આદર્શ અને સેવાની આધ્યાત્મિક વૃત્તિ એ બન્નેનાં મૂળ તેમની માતૃભક્તિમાં મળે છે. એમની માતૃભક્તિ જ મને સૌથી વિશેષ આકર્ષક લાગતી હતી. માતૃભક્તિનો વિકાસ થયો અને એણે રાષ્ટ્રભક્તિનું સ્વરૂપ લીધું. માતૃસેવાએ જ એમને જનતાની સેવાના પાઠ ભણાવ્યા. મહાત્મા ગાંધીજીનું અનુયાયિત્વ અને સરદાર વલ્લભભાઈની મૈત્રી એ બન્ને શ્રી દાદાસાહેબના જીવનની વિશેષતા હતી. એમ છતાં પણ દાદાસાહેબે પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ કદી પણ ખોયું નહોતું. આ જ કારણથી તેમના વ્યક્તિત્વનો પ્રભાવ બધા લોકો પર અને બધાં કાર્યો પર આટલો ઘેરો પડતો હતો.

મનુષ્યના જીવનનાં જેટલાં પાસાં છે એ બધાંનો પ્રમાણસરનો વિકાસ શ્રી દાદાસાહેબમાં જોવામાં આવે છે. એમણે બધી રીતે ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થોનું યથોચિત સેવન કર્યું અને આપણને વિશ્વાસ પડે છે કે તેમણે આ રીતે પોતાને મોક્ષયાત્રાના અધિકારી બનાવ્યા.

જેવું ભાગ્ય દાદાસાહેબને પ્રાપ્ત થયું તેવું બહુ ઓછા લોકોને મળે છે અને તેમણે બધે પ્રસંગે પોતે એ ભાગ્યને લાયક છે એવું સિદ્ધ કર્યું છે.

સ્વરાજ્યના ઇતિહાસમાં શ્રી દાદાસાહેબનું નામ સુવર્ણ અક્ષરોમાં અંકિત થઈ ચૂક્યું છે.



‘ઊર્મિ–નવરચના’ અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો નવો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.





એ દાદાસાહેબ હતા. જુવાનિયાઓ એમની સાથે જોડાયા અને મોટર બહાર આવી. આ સેવાવૃત્તિએ એમને જેલમાં જનમટીપ અને ફાંસીની સજા પામેલા રીઢા કેદીઓ તરફ વાળ્યા હતા. જેનું કોઈ નથી એવા માનવીના જીવનમાં જરીક અમથી પણ મીઠાશ ઉમેરી શકાય તો કેવું એ જાણે એમની ઝંખના. ન હોય ! એમના મોટા દીકરાના લગ્નસમારંભમાં અનેક વિશિષ્ટ વ્યક્તિઓ હતી, પણ દાદાસાહેબને મન એમના જેલના સાથી મોતી ઝેણા એ કદાચ મુખ્ય હતા.

દાદાસાહેબમાં ગાંધીજીનાં—કહો કે આ દેશની સંસ્કૃતિનાં—કેટલાંક લક્ષણો અને એક આદર્શ અંગ્રેજનાં લક્ષણો જોવા મળતાં. સમાજની સંસ્થાઓ શુદ્ધ બને અને સામૂહિક પ્રવૃત્તિઓ તેજસ્વી બને, એકમેકનાં ગમે તેટલાં ભિન્ન દૃષ્ટિબિન્દુઓ સહાનુભૂતિથી બરદાસ્ત કરવાની પ્રજા તરીકે આપણે તાલીમ પામીએ એ તરફ એમની નજર હતી. તેઓ અંગ્રેજીમાં જેને man of wisdom કહે છે તેવા અનુભવડાહ્યા પુરુષ હતા. ' દાદાસાહેબ, તમારું પેલું જાહેરકામ કેટલે આવ્યું ? ' તો એમનો જવાબ હતો, ' આ તમારા સુધી આવી પહોંચ્યું. તમે પ્રશ્ન પૂછ્યો, તમે આટલોય રસ લીધો એટલે તમારા સુધી એ આવ્યું જ છે ' ' એક માણસ પાસેથી લાખ રૂપિયા લેવા કરતાં લાખ માણસ પાસેથી એકએક રૂપિયો મળવાથી જે કામ થાય તે વધારે સંગીન છે. લાખ રૂપિયાનો જ સવાલ નથી, લાખ માણસોને એક જાહેરકામ અંગે પ્રત્યક્ષ કેળવણી મળી એ મોટો સવાલ છે.'—આવાં દાદાસાહેબનાં અનેક વ્યવહાર સૂત્રો જાહેર જીવનમાં કામ કરનારાઓને સાંભરશે.

છેલ્લાં વરસોમાં દાદાસાહેબના પરિપક્વ વ્યક્તિત્વનો લાભ ઘણા બહોળા સમુદાયને મળ્યો હતો. કેટલીક વ્યક્તિઓ એવી હોય છે, જેમનું કુટુમ્બ, એમનાં સહવાસીઓને પણ કદાચ પૂરું ખ્યાલમાં ન હોય એટલું વિસ્તરેલું હોય છે. પાણી જેમ ખબરે ન પડે ને બધે ફેલાઈ વળે છે એમ આવી વ્યક્તિઓનું જીવન સમાજમાં ખૂણેખૂણે વ્યાપી વળે છે. દાદાસાહેબમાં આ જાતની જગતકુટુમ્બી થવાની શક્તિ હતી.

અમદાવાદના અને ગુજરાતના એક ઘડવૈયા, દેશના એક સપૂત ચારે ખૂણે સેવાનો સૌરભ મૂકી જનાર દાદાસાહેબનું જીવન સૌને પ્રેરણારૂપ બની રહો !



સ્વ. માનનીય માવળંકર સાહેબના પરિચયમાં હું ગોધરા ઇલેકટ્રીસીટીના કોન્ટ્રાકટ વખતે આવેલો. શ્રી. નંદલાલ-ભાઈ મને કંપનીના એગ્રીમેન્ટના કામકાજ અંગે તેમની પાસે લઇ ગયેલા. બીજી વખતે આણંદ સ્ટેશને તેમની અપૂર્વ સહનશીલતાનાં દર્શન થયેલાં. તેઓ ખંભાતથી આવી આણંદ સ્ટેશને સૌરાષ્ટ્ર એક્સપ્રેસમાં પોતાનો ડબો ઉતાવળમાં ખોળતા હતા. તેમનો સ્ટાફ અને પોલીસ અમલદારો જરા દૂર હતા. આપણા રેલમુસાફરોની મનોવૃત્તિ અનુસાર ડબ્બામાં બેઠેલા સારા દેખાતા પણ લટકમાં કમાઇને ફર્સ્ટ સેકન્ડમાં બેસી ફરવામાં જતા ઉતારૂઓ તેમને ઓળખી ન શકયા અને ' અહીં ક્યાં જવ્યા છે, જોતા નથી, આગલા ડબામાં જાઓ ' એમ કહીને તેમને ધૂતકાર્યા. પરંતુ મોં ઉપર અપૂર્વ શાંતિ રાખી હસતા મુખે ' ઠીક ભાઇ ' એવો જવાબ આપી અમારા ડબા આગળ આવ્યા. અમે તેમને ઓળખ્યા ને બારણું ઉઘાડી અંદર આવવા આગ્રહ કર્યો. પરંતુ એટલામાં તો તેમનો સ્ટાફ અને પોલીસ અમલદારો તેમજ સ્ટેશન માસ્તર દોડી આવ્યા અને તેમનો રીઝર્વ રાખેલો ફર્સ્ટ કલાસનો ડબ્બો ઉઘાડી આપ્યો. જે ભાઇઓએ તેમને હડધૂત કરેલા તેઓ તો ખસિયાણા પડી ગયા અને જઇને માફી માગવા લાગ્યા. પરંતુ તેમનાં મુખ ઉપર તો એ જ અપૂર્વ સહનશીલતાની શાંતિ અને પ્રસન્નતા છવાઇ રહેલાં હતાં. મહાપુરુષોમાં આવી અદ્ભુત શક્તિ રહેલી હોય છે. દેશમાં એક પછી એક આવા નરવીરો ઓછા થતા જાય છે. તેમની ખોટ પૂરાવવી અશકય છે. પ્રભુ ઇચ્છા હોય તેમ થયા કરે છે. કાળભગવાનની આગળ સૌએ નમવાનું જ છે.

—હાહાભાઈ રાવત (શ્રી ૨૦ મ૦ રાવળ પરના પત્રમાં ૨૮-૩-૫૬)




જેવી લાગે, બહુ ન સમજાય, ખ્યાલમાં ન આવે પરંતુ અંગત મિત્રો પર તો એવી અસર પડતી હતી. તેઓ કહેતા હતા કે અમદાવાદ શહેરની સેવા કરવાની મળે તો અન્ય કામો હું ન કરું. શિક્ષણ અને સંસ્કારનું કાર્ય, વિદ્યાસભાને આગળ વધારવાનું કામ વગેરે તેમને બહુ જ ગમતાં હતાં.

માંદગીના છેલ્લા દિવસોમાં તા. ૧૫મી ફેબ્રુઆરી બુધવારે સવારમાં તેમણે એકાએક મને મળવા બોલાવ્યો. મારો હાથ પકડી કહ્યું કે રાતે સંત તુકારામનું મેં ભજન સાંભળ્યું. મને થયું લોકો સંત તુકારામને કેમ યાદ કરે છે. તેમનું સાચું સ્મારક શું? ઈશ્વરભક્તિ શું? ગાંધીજીનું સાચું સ્મારક શું? સત્ય અને અહિંસાની ભાવના જીવનમાં પચાવીએ તો ગાંધીજીનું સાચું સ્મારક કર્યું કહેવાય. વાત આગળ ચાલી. ગાંધીજી માટે સત્ય અને અહિંસા આત્મજ્ઞાનનાં સાધન હતાં. આત્મજ્ઞાન મેળવવાની ગાંધીજીની ઈચ્છા હતી. મારા જીવનમાં આવી રીતે જ કાર્ય કરવાની મારી ઈચ્છા છે એવી મારી ભાવના છે. +કોઈ ગામડામાં રહી સેવા કરવી અને આત્મચિંતન કરવું, આ મારી ભાવના છે. મને યાદ કરાવજો...અને જાહેર પણ કરજો. પણ એ જાહેર કેમ કરવી? આજે સંજોગવશાત્ આ ભાવના તેમના અંગત તરીકે દેશ સમક્ષ રજૂ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

તેઓ કહેતા હતા કે શોક શાને કરવો? આત્મા તો જવાનો નથી. આત્માને લક્ષ્યમાં રાખીને સત્ય અને અહિંસાથી સેવા કરવી તે જ તેનો સાચો માર્ગ છે. આ સ્મરણ સિવાય અત્યારે બીજું શું સ્મરણ મૂકી શકાય! જેમણે સેવાની ઉપાસના સત્યનિષ્ઠ બની પરમાત્મા તરફ ધ્યાન આપી કાર્ય કર્યું તેમનું ઉચ્ચ સ્મરણ જીવંત પ્રેરણા છે. જેમણે આજીવન મહાત્માજીના સાન્નિધ્યમાંથી પ્રેરણા પ્રાપ્ત કરી છે તેઓ એ જ પ્રેરણા સહકાર્યકરો માટે મૂકતા ગયા છે. તેમણે મને છેલ્લે કહેલું કે બધા સેવકોને કહેજો કે હું તમારા બધાનો—સેવકોનો સેવક છું. આવા પુરુષ વિરલ મળે છે.

+પોતે હવે જે જે કાર્યક્ષેત્રામાંથી નિવૃત્ત થવા માગતા હતા તે જણાવ્યાં. પણ એકદમ બોલી ઊઠ્યા—'મને કસ્તુરબા ઉપર બહુ આદર છે, પ્રેમ છે, હું કસ્તુરબા ટ્રસ્ટનું સ્ત્રીઓનું કામ છોડવા માગતો નથી. દેશ અત્યારે અવળે રસ્તે જતો લાગે છે. તેને સવળે રસ્તે સ્ત્રી શક્તિ જ લાવી શકશે.



આ કાગળને સારું મને માફ કરજો. મારાથી નથી રહેવાતું તેથી જ લખું છું. કાલે સાંભળ્યું કે તમે પરણવાની તૈયારીમાં છો. મારાથી એ સહન જ ન થઈ શક્યું. તમે એક વર્ષનો શોક ન પાળો? જે સ્ત્રીને તમે તમારી અર્ધાંગના કહી, જેના શરીર સાથે તમારું શરીર મળી ગયું તેનું સ્મરણ તમે કેવી રીતે વીસરી શકો? આપણે કંઈ સંયમ પાળવા નહિ બંધાયા હોઈયે? તમારી મા ઘણો આગ્રહ કરે છે એમ સાંભળ્યું. આમાં માનો અવાજ પણ શું કામ આવી શકે? આપણે આપણી મર્યાદા કેમ ઓળંગીએ? આપણું ભણતર ક્યાં જાય? હવે હું વધારે નહિ લખું. તમને પ્રભુ સન્મતિ આપો. મારો અધિકાર અને મારી ફરજ એક મિત્ર તરીકે તમને ચેતવણી આપવાની છે. પણ કરજો તમારું ધાર્યું. તમે જો તમારા પગલામાં દોષ જોઈ શકો તો મારા જેવાની હિંમતથી, મદદથી તમે દોષમુક્ત થજો. જો તમારું પગલું તમને વ્યાજબી લાગે તો મારી અને આખા જગતની સલાહને કોરે મૂકજો. મને માફી તો દેશો જ ને?

—ગાંધીજી [ દાદાસાહેબ પરના પત્રમાંથી ]





ગુજરાત વિદ્યાપીઠના કામ અંગે શ્રી દાદાસાહેબની પાસે વારંવાર જવાનું થતું. તેમણે હંમેશને માટે કહી રાખેલું કે સરકાર અથવા સરકાર સાથે સંબંધ ધરાવતી બધી સંસ્થાઓ સાથે જે કાંઈ કામકાજ ઊભું થાય તે બધી બાબતોથી મને માહિતગાર રાખવો, એટલું જ નહીં, પણ બધો પત્રવ્યવહાર બને ત્યાં સુધી મને બતાવીને મારી સૂચના અનુસાર કરવો. મ્યુનિસિપાલિટીએ ટાઉન પ્લાનિંગ સ્કીમ દાખલ કરી તેમાં વિદ્યાપીઠનો વિસ્તાર સમાવાયો તે વખતે મ્યુનિસિપાલિટીને આપવાની રકમ નક્કી થયેલી તે બાબત એમણે પોતે મુંબઈ હોવા છતાં ઘટતી અરજીઓના મુસદ્દા ઘડી એક કરતાં વધુ વખત સુધારી આપેલા તેમજ કોર્ટમાં કેવી રીતે રજૂઆત કરવી તેની પણ તેમને વિગતવાર સમજ આપેલી. એ જ રીતે વિદ્યાપીઠની એક મોટી રકમ વસૂલ ન આવે તેવી સ્થિતિ ઉત્પન્ન થયેલી તેમાં તેમણે પૂરેપૂરી દરમિયાનગીરી કરીને લગભગ પૂરી રકમ મેળવી આપેલી. તે પ્રસંગો આજે પંદર વર્ષે પણ એવા ને એવા જ યાદ આવે છે.

અમદાવાદ મ્યુનિસિપાલિટીના તે પ્રમુખ હતા તે વખતે વિદ્યાપીઠની પાસે બકરાં બજાર ભરાતું હતું તે ખસેડવાનો સવાલ ઊભો થયો. વિદ્યાપીઠની જમીનને અડીને જેમની જમીન હતી તે લોકોએ તેમની જમીનની લગોલગ આવેલા બકરાં બજારને ખસેડવાની અરજી કરેલી. વિદ્યાપીઠ પણ તેમની અરજીમાં જોડાય એવી તે લોકોની ઇચ્છા હતી. આ અંગે શ્રી. દાદાસાહેબને પૂછતાં તેમણે કહ્યું કે પોતે જગા જોવા આવશે. ઠરાવેલા દિવસે તે જગા જોવા આવ્યા અને જગા જોઈને તેમણે તરત જ કહ્યું કે આ લોકોએ બકરાં બજારને લાયક ટેકરાવાળી જમીન રાખી છે. એવી જમીન તેમને અમદાવાદ મ્યુનિસિપલ વિસ્તારમાં ન આપી કે બતાવી શકીએ ત્યાં સુધી તેમને અહીંથી ખસવાનું શી રીતે કહી શકાય? તેમાં પણ આ જગાએ તો અઠવાડિયામાં બે જ દિવસ માત્ર બકરાં વેચવાનું કામ ચાલે છે, એટલે તેની સામે આપણે શી રીતે વાંધો ઉઠાવી શકીએ? આવી હતી તેમની સામા માણસો વિષે ન્યાયની ભાવના.

વિદ્યાપીઠના કામને અંગે અમદાવાદ મ્યુનિસિપાલિટીના એક ઊંચા હોદ્દેદારને મળવાનું તેમણે એક વખતે મને જણાવેલું; તે હોદ્દેદારને બીજાં કામોમાં અમારા કામના કાગળો જોવાનો વખત મળેલો નહિ, પરિણામે બે ત્રણ વખત ખાલી ફેરા પડેલા. એક વખત એક સ્થળે શ્રી દાદાસાહેબ, તે હોદ્દેદાર અને હું ભેગા થયા કે તરત જ તેમણે પેલા કામ વિષે પૂછ્યું. મેં તેના કાગળો જોવાયા નથી તેમ કહ્યું. તે સાંભળતાં જ તેમણે પેલા હોદ્દેદાર ભાઈને કહ્યું કે જાહેર સંસ્થાના કામ કરનારાઓને તમે જેટલા ધક્કા ખવરાવશો એટલું જાહેર સેવાનું કામ ઓછું થશે અથવા બગડશે, એટલે જરા વધારે શ્રમ લઈને તથા બીજેથી વખત કાઢીને પણ તમારે આવાં કામ પતાવવાં જોઈએ. આના પરિણામે વિદ્યાપીઠના કામનો એક અઠવાડિયામાં જ નિકાલ થયો.

ગુજરાત વિદ્યાસભામાં હું ૧૯૪૨ની સાલમાં જોડાયો ત્યાર પછી તરત જ આઝાદીની લડત શરૂ થયેલી. વિદ્યાપીઠ સાથેના મારા સંબંધને કારણે સરકાર મને લડતના કામને અંગે પૂછપરછ કરે તો કયું વલણ રાખવું એમ મેં એમને પૂછેલું. એમણે મને સ્પષ્ટ આદેશ આપેલો કે આપણે બધા ભલે ગુજરાત વિદ્યાસભામાં કામ કરતા હોઈએ પરંતુ આપણે પહેલા અને છેલ્લા રાષ્ટ્રીય મહાસભા તથા ગુજરાત વિદ્યાપીઠવાળા છીએ એટલે આપણા હાથે તેવું કાંઈ પણ ન થવું જોઈએ કે જેથી આપણા ધ્યેયને વાંધો આવે. આ પ્રકારની તેમની ધ્યેયનિષ્ઠા અને સંસ્થાનિષ્ઠા મને અનેક પ્રસંગોએ જોવા તથા અનુભવવા મળી છે.

સને ૧૯૪૮માં વિદ્યાસભાને સો વર્ષ પૂરાં થયાં તે વખતે જે સમારંભ રાખ્યો તેના પ્રમુખ તરીકે કોને લાવવા એની વાત નીકળતાં એમણે સ્પષ્ટ કહેલું કે બહારના માણસો વિષેનો આપણો મોહ વધારે પડતો અને ઘણી વખતે ખોટો હોય છે. આપણા પોતાના




યશપાલ જૈન

# દાદાસાહેબ માવળંકર

સ્વ. દાદાસાહેબની સ્મૃતિ અને ખોટ સૌને સાલે છે. તેમનો કાર્યશીલ સ્વભાવ અનેકનાં દિલમાં સ્થાન જમાવી ગયો છે. દિલ્હીના 'હિંદુસ્તાન'માં આવેલા આ લેખનો ગુજરાતી અનુવાદ 'પ્રસ્થાન'ના સૌજન્યથી અહીં રજૂ કર્યો છે........

વિશ્વાસ બેસતો નથી કે દાદાસાહેબ માવળંકર હવે આ દુનિયામાં રહ્યા નથી. લોકસભાની છેલ્લી બેઠક પૂરી થયા પછી જ્યારે તેમણે દિલ્હીથી વિદાય લીધી ત્યારે સ્વપ્નમાં પણ કોઈને કલ્પના ન હતી કે એ એમનો અંતિમ પ્રવાસ છે. હૃષ્ટપુષ્ટ શરીર, ચહેરા પર પ્રસન્નતા અને વાતચીતમાં એ જ ઉમંગ ને ઉત્સાહ, દિલ્હીથી ઊપડ્યા તેના થોડા જ દિવસ પહેલાં એક દિવસે સાંજે પૂર્વસૂચના વગર જ હું એમને ત્યાં જઈ પહોંચ્યો. એઓ ફરવા ગયા હતા. પાછા આવતા થોડું મોડું થયું. મને તેઓ પોતાની સાથે એમના ઓરડામાં લઈ ગયા અને ઉતાવળ હોવા છતાં ઠીકઠીક સમય વાતચીત કરી. વાતોના ભંડાર સમાં એમનાં સ્મરણોનો અખૂટ ખજાનો હતો. વાતવાતમાં મેં એમને એક સભામાં આવવાનું આમંત્રણ આપ્યું. તો કહે: 'સવારનો વાચન-લેખનમાં ઉપયોગ કરું છું. સભાનો સમય સવારને બદલે સાંજે રાખવાનું શક્ય નથી?' મેં કહ્યું: 'એ પ્રમાણે બની શકે એમ નથી.' એઓ ખુશ થઈ ગયા. નિયત દિવસે અને સમયે એઓ સભામાં આવ્યા અને ખાસો સમય આપીને કાર્યક્રમમાં રસ લીધો, પોતે બોલ્યા અને જ્યારે જવા માટે ઊપડ્યા ત્યારે હું એમને મોટર સુધી મૂકવા બહાર ગયો એ મારું એમની સાથેનું છેલ્લું મિલન હતું અને એ જ અંતિમ દર્શન પણ.

દાદાસાહેબની એક સૌથી મોટી વિશેષતા એ હતી કે

---

જાય છે તે અનુભવ સૌને થયો હશે આવા પ્રસંગોએ શ્રી. દાદાસાહેબ ખેંચાઈ નહોતા જતા, એટલું જ નહીં પણ એમની દૃષ્ટિ સ્પષ્ટ અને સચોટ હતી એનો દાખલો પણ દિલ્હીમાં જોવા મળ્યો. સને ૧૯૫૪ના એપ્રિલની ૧૧મી તારીખે તે 'મેના ગુર્જરી' નાટક જોવા આવ્યા હતા. ટિકિટોનું વેચાણ લગભગ ત્રણથી ચાર હજાર રૂપિયા જેટલું થયું હતું. તે રાત્રે તેમને અમૃતસર જવાનું હતું એટલે ગાડીનો સમય થવા આવ્યો ત્યારે દરવાજામાંથી બહાર નીકળતાં તેમણે કહ્યું કે નાટકની પ્રતિષ્ઠા અને પ્રગતિથી મને આનંદ થાય છે, પરંતુ હવે તમે આ નાટક બને તેટલું વહેલું બંધ કરી દેજો. આ વસ્તુ અમારે ગળે કેવી રીતે ઊતરે? તેમણે સમજાવ્યું કે તમે બધા અવૈતનિક કળાકારો છો. તમારા સૌના પરિશ્રમથી સારી પેઠે પ્રતિષ્ઠા અને પૈસા મળ્યાં છે, પરંતુ હવે પૈસાને માટે જ તમે આ નાટક કરવા પાછળ પડશો તો તમારા કળાકારોમાં એક એવી ભાવના જાગ્રત થશે કે આપણી મહેનતથી આ સંસ્થા જેટલું મેળવે છે તેટલો બદલો આપણને મળતો નથી, અને તે વખતે તમારું આખું કામ ખોરવાઈ જશે. તે દિવસે સમજમાં ન ઊતરેલી વાત આજે સ્પષ્ટ રીતે સમજાઈ છે.

ગુજરાત વિદ્યાસભાના તો તે વડીલ હતા. નાનાં મોટાં સૌની ખબર પૂછતા અને સંભાળ રાખતા. તેમના જવાથી વિદ્યાસભા અને તેના જેવી કેટલીયે સંસ્થાઓ તથા કાર્યકર્તાઓને એક વડીલ ગુમાવ્યાનું દુઃખ થાય એ સ્વાભાવિક છે; પરંતુ ખરી રીતે તો તે માનવપ્રેમી હતા અને તેમનો તે પ્રેમ સમાજની પ્રત્યેક વ્યક્તિ માટે હતો. તેમના જવાથી માનવપ્રેમની એટલી ભાવના વ્યક્ત થતી અટકી ગઈ જેની સૌને ખોટ લાગી છે. જો આપણે સૌ શ્રી. દાદાસાહેબની માનવપ્રેમની ભાવનાનો ઉતારી શકાય એટલો અંશ આપણા હૃદયમાં અને જીવનમાં ઉતારીએ તો જ આ ખોટ પૂરી થઈ શકે.







જે સાહિત્ય-જગતમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે. (૧) 'માનવતાનાં ઝરણાં'માં એમણે દેહાંતદંડની શિક્ષા પામેલા કેદીઓના જીવનના વાસ્તવિક પ્રસંગો આપ્યા છે. (૨) 'સંસ્મરણો'માં ગાંધીજી સાથેના સંપર્કની વાતો આવે છે. અને (૩) 'જ્યારે હું વકીલ હતો' માં વકીલાતના દિવસોના અનુભવો છે. પહેલું પુસ્તક ગુજરાતી ઉપરાંત હિંદી ને મરાઠીમાં પણ બહાર પડી ચૂક્યું છે દાદાસાહેબની લેખનશૈલી ખૂબ પ્રભાવશાળી છે.

એ પુસ્તકનું સારતત્ત્વ એ છે કે ઈશ્વરની આ દુનિયામાં કોઈ પણ માનવી, પછી તે કેટલોય મોટો પાપી કેમ ન હોય, ધિક્કાર કે દૂષણને પાત્ર નથી. ઈશ્વર સૌમાં છે ને સૌ ઈશ્વરમાં છે. એ વેદવાક્યનું દર્શન આપણે પ્રત્યેક મનુષ્યના ચારિત્ર્યમાં કરી શકીએ છીએ. શોધીશું તો બધે જ સોનું મળી રહેશે. જે ઊંડે ઊતરે છે તેને માટીમાંથી સોનું મળે છે. સોનાની ખાણમાં ઉતરનારની નજર માટી કે ગંદકી પર જતી નથી, માટીમાં જે છૂપું સોનુ છે તેના પર જ ઝવેરીની નજર ઠરે છે. ખૂની કે જે છૂપું સોનુ હતું તેના પર જ દાદાસાહેબની નજર ઠરી, જેનું વર્ણન રોચક શૈલીમાં એમણે આ પુસ્તકમાં આપ્યું છે. વાચકોને માટે એ પુસ્તક ઉશ્કેરણી સમું છે કે જે આહ્‌વાહન કરે છે કે પ્રત્યેક માણસ પોતાની ચારે પાસ પડેલા કીચડમાં રહેલા સોનાને શોધે. કેમકે જેમાં સોનું છુપાયું છે એ માટીની અવગણના ને તિરસ્કાર કરીને આપણે સોનું ગુમાવી બેસીએ છીએ ને પરિણામે પોતાની જાતને જ નુકસાન કરીએ છીએ.

લોકોના સદ્‌ગુણ જોવાની આ દૃષ્ટિએ જ દાદાસાહેબની કૃતિઓને આટલી લાગણીપ્રધાન અને ભાષાને આટલી બળવાન બનાવી છે. દાદાસાહેબની એ ઇચ્છા હતી કે હવે પછીની ચૂંટણીમાં એઓ ઊભા ન રહે અને પોતાના સમયનો વાચનલેખન તથા રચનાત્મક કામોમાં ઉપયોગ કરશે. પણ કુદરતને તો કંઈ બીજું જ પસંદ હતું.

દાદાસાહેબ દેહાંતદંડના ખૂબ વિરોધી હતા. તેઓ એમ માનતા કે 'ખૂનનો બદલો ફાંસી'નો કાયદો કોઈ પણ સભ્ય સમાજનો હોઈ ન શકે. ને બુદ્ધ, મહાવીર અને ગાંધીજીની ભૂમિમાં તો નહીં જ. એમની એ પણ માન્યતા હતી કે કોઈપણ ગુનાહિત કાર્ય વ્યક્તિ સંજોગોને તાબે થઈને કરતી હોય છે, એ માટે એને તક મળવી જોઈએ કે તે પોતાના કૃત્યની બુરાઈનો અનુભવ કરે અને હૃદયપૂર્વક પશ્ચાત્તાપ કરીને ફરીથી એ પ્રમાણે ન કરવાનો સંકલ્પ કરે. તેઓ માનતા હતા કે દુનિયાદારીના ખ્યાલથી વિચાર કરીએ તો ફાંસી માણસના જીવનને તરત જ પૂરી કરી નાખે છે ને તેથી ગુનેગાર પોતાના અપકૃત્યને લીધે જોઈએ તેટલું કષ્ટ પામતો નથી. તેથી જો આપણે ઇચ્છીએ કે એના અપરાધ માટે એ ભારેમાં ભારે સજા પામે તો તે લાંબી સજા દઈ શકાય છે. પણ દેહાંતદંડ તો કોઈપણ દૃષ્ટિએ યોગ્ય નથી જ. એક વખત મેં ફાંસી આપવાની ક્રૂરતાભરી રીત તરફ એમનું લક્ષ ખેંચ્યું હતું, તેના જવાબમાં તેમણે પોતાના ૧૩ મી ઑગસ્ટ ૧૯૫૫ ના લાંબા પત્રમાં લખ્યું હતું: 'આપને કદાચ ખબર મળી ગઈ હશે કે મૃત્યુદંડ બંધ કરાવવા માટે વ્યકિતગત એક ઠરાવ તૈયાર કરવામાં આવ્યો હતો મેં કેટલાક સભ્યો સાથે એ પ્રશ્નો પર ચર્ચા કરી હતી ને તેમની સુરુચિના પરિણામ રૂપે ઠરાવ તૈયાર થયો હતો. કમનસીબે એ રજૂ ન કરી શકાયો ને તેથી તેને છોડી દેવો પડ્યો પરંતુ આગળ ઉપર ફરીથી એ રજૂ થઈ શકે છે. લંડનના પ્રસિદ્ધ સાપ્તાહિક 'ધી ન્યુ સ્ટેટ્સમેન એન્ડ નેશન'ના ૬ ઠ્ઠી ઑગસ્ટ ૧૯૫૫ ના તાજા અંક તરફ હું આપનું લક્ષ ખેંચવા ચાહું છું કે જેમાં લેખકે અંતમાં જોન બ્રાઈટનું આ અવતરણ આપ્યું છે: 'ખૂનની બંધી માટે એક હજાર ફાંસીઓથી પણ કંઈક વિશેષ કિંમતી ચીજ એ છે કે માનવજીવન પ્રત્યે માનની ઊંડી ભાવના રાખવામાં આવે અને માનવજીવનનું એ જ સૌથી મોટું સંરક્ષણ છે. ફાંસીની હકીકત જો કે આ માનની લાગણીને સમર્થન કરવાની વાત કરે છે પણ વાસ્તવમાં તો એ એનો નાશ જ કરે છે.'





વાડીલાલ ડગલી

# સદ્‌ગૃહસ્થ દાદાસાહેબ

નાના માણસો સાથેનાં પણ મહાપુરુષોનાં મોટાં કહી શકાય તેવાં સંસ્મરણો અનેક હોય છે તેમાંથી અહીં રજૂ થતાં સંસ્મરણો આગળ તરી આવે છે. 'સંસ્કૃતિ'ના સૌજન્યથી અહીં ર કરવાં ઉચિત પણ લાગ્યાં છે........

સ્વ. ગંરથ દાદાસાહેબ માવળંકરના ભવ્ય જીવનની મોટામાં મોટી વિશિષ્ટતા એ હતી કે તેમણે રાજકીય સેવા કોઈ એકાંગી સંત કે વૈરાગીની જેમ ન કરી પણ પૂરા અર્થમાં ગૃહસ્થ રહીને તેમણે દેશના રાજકીય અને સામાજિક જીવન પર અસાધારણ અસર કરી. ૧૯૧૬માં તે ગુજરાત સભાના મંત્રી ચૂંટાયા ત્યારથી છેલ્લાં ૪૦ વરસ સુધી દાદાસાહેબે મૃત્યુપર્યંત એકધારા ઉત્સાહથી જાહેરજીવન શોભાવ્યું. જાહેરજીવનમાં ઘણા કામ કરે છે. પણ દાદાસાહેબની જેમ બધી કૌટુંબિક જવાબદારીઓ અદા કરતાં કરતાં, જાહેરજીવનમાં, બહુ થોડાએ ઉત્કટતાથી અને કાર્યકુશળતાથી, ભાગ લીધો હશે. આ જમાનાનું મોટું દૂષણ એકાંગી રાજકારણી પુરુષો છે. ચોવીસે કલાક રાજકારણમાં રચ્યાપચ્યા રહેતા આગેવાનો લોકશાહીનાં ભયસ્થાનો બની ગયા છે એ હવે રાજકરણના પંડિતો સ્વીકારે છે. એવી કોઈ પદ્ધતિ મળી શકે કે રાજકીય આગેવાનો દિવસનો થોડો સમય રાજકારણમાં રહે અને તેથી વધુ સમય જીવનનાં બીજાં ક્ષેત્રોમાં ગાળે? આ દેશના પ્રતિભાશાળી વિચારક શ્રી એમ. એન. રોયે આ પ્રશ્ન અંગે ઘણું વિચાર્યું હતું. દાદાસાહેબનું જીવન આ કોયડાના ઉકેલમાં ઠીક ઠીક સહાયરૂપ થશે એવું મારું માનવું છે.

દાદાસાહેબ સાથેનો મારો સંબંધ ખૂબ નિકટનો ન ગણી શકાય. તેમના ચિરંજીવી પુરુષોત્તમ મારા નિશાળના મિત્ર. દાદાસાહેબને આથી જાણું ખરો, પણ ખરો પરિચય છેલ્લાં ત્રણ–ચાર વરસમાં થયો. ૧૯૫૨ની શરૂઆતમાં પ્રેસ ટ્રસ્ટ ઑફ ઇન્ડિયાની અમદાવાદની શાખાનો હું મૅનેજર નિમાયો ત્યારથી વ્યવસાયથી અને બીજી રીતે ઘણી વાર મળવાનું થતું. છેલ્લા એક વરસ દરમિયાન દાદાસાહેબ જ્યારે જ્યારે મુંબઈ આવે ત્યારે પણ મળવાનું બનતું. ઉંમરમાં લગભગ ચાર દશકાનો તફાવત હોવા છતાં દાદાસાહેબનો સહવાસ બૌદ્ધિક રીતે અત્યંત ઉત્તેજક બનતો, પણ સૌથી મોટી છાપ તો દાદાસાહેબની કાર્યકુશળ અનુકંપાની પડતી.

વડાપ્રધાન નેહરુએ દાદાસાહેબને અંજલિ આપતાં કહ્યું કે તે લોકસભાના પિતા હતા. તેમના સિવાયની લોકસભા માથા વિનાના ધડ જેવી લાગશે. આ ઔપચારિક અંજલિ ન હતી. દાદાસાહેબને એવી તાલાવેલી વળગી હતી કે કઈ રીતે આ દેશમાં સાચી અને પૂર્ણ લોકશાહી સ્થપાય. તે ઘણી વાર કહેતા કે: 'આજે તો Formal Democracy (ઉપરછલ્લી લોકશાહી) છે. હું સ્પીકરની ખુરશી પર બેઠો બેઠો રોજ જોઉં છું કે પાર્લમેન્ટના સભ્યોમાં ટોળાવૃત્તિ છે. આગેવાને આંગળી ઊંચી કરી અને વીજળીની ચાંપ દાબી હોય તેમ બધી આંગળીઓ ઊંચી થઈ જવાની.' આ પરિસ્થિતિનો ઉપાય શો એમ પૂછતાં તેમનો જવાબ મળતો કે: 'મજબૂત અને જવાબદાર વિરોધપક્ષ સિવાય પાર્લામેન્ટરી લોકશાહી ટકી ન શકે' આ તો બહુ જાણીતી વાત છે. પણ દાદાસાહેબ એક બીજા મુદ્દા પર ખૂબ આગ્રહ સેવતા. તે ઘણી વાર કહેતા કે હિંમતપૂર્વક રાજકીય સત્તાનું વિકેન્દ્રીકરણ કરવાની તાત્કાલિક જરૂર છે. મનુષ્યસ્વભાવની મૂળભૂત સારપમાં સંપૂર્ણ ભરોસો રાખી ગ્રામપંચાયતોને લોકશાહીનું મહત્ત્વનું એકમ બનાવવાનું તે કહેતા. ન્યાય અને પોલીસનાં કાર્યો પણ ગ્રામપંચાયતને સોંપી દેવામાં આવે તે જરૂરી છે એમ તે માનતા.

એકવાર મેં તેમને પૂછ્યું કે ગ્રામપંચાયતોને કોર્ટ તથા પોલીસની બધી સત્તા આપવાનું આપ માનો છો એ અંગે એકાદ વિસ્તૃત નોંધ આપ લખી શકો

કારણે આ અંગે હું ચળવળ કરી શકતો નથી એનું મને દુઃખ છે. પણ એક લેખ લખી મોતની સજાનો વિરોધ કરી સંતોષ માન્યો છે. પણ મેં તો આ અંગે મારી રીતે ખૂબ ઊહાપોહ કર્યો છે. જરા ગેરસમજ થાય તો તેનો પણ ભય વહોરી, મેં તે સમયના ગવર્નર જનરલ રાજાજીને ખાસ વિનંતિ કરી હતી કે ગાંધીજીના ખૂની ગોડસેને આપણે ફાંસી ન આપવી જોઈએ. રાજાજીએ આનો સખત વિરોધ કર્યો અને પૂછ્યું કે જો તે ગોડસેને માફી આપે તો બીજા પંદર જણાની માફી માટેની અરજી આવી છે તેનું શું કરવું? મેં કહ્યું કે હિંદમાં ફાંસીની સજાની નાબૂદીની શરૂઆત ગોડસેથી કરીએ. ગાંધીજીએ પણ એ જ ઇચ્છ્યું હોત. પણ રાજાજીને મારી વાત સ્વીકાર્ય જ ન હતી.'

દાદાસાહેબ આ અંગે વડાપ્રધાન નેહરુને પણ મળેલા. શ્રી નેહરુએ કહ્યું કે મોતની સજાની નાબૂદી માટે લોકમતને તૈયાર કરવો જોઈએ. આ પ્રસંગનો ફરી વાર ઉલ્લેખ કરી, ગયા વરસે મુંબઈમાં મળવાનું થયું ત્યારે, દાદાસાહેબ કહે: 'તમે મોતની સજાની નાબૂદીની હિમાયત કરતી એક પુસ્તિકા (Phamplet) લખો. ઝીણવટપૂર્વક અભ્યાસ કરી જે છત્રીસ દેશોએ મોતની સજા નાબૂદ કરી છે તેમના અનુભવોનું વર્ણન કરો.'

તેમણે વકીલોની ચારિત્ર્યભ્રષ્ટતા વિષે લખેલું ને તેથી ઠીક ઊહાપોહ થયેલો. કેટલાંક વકીલમંડળોએ વિરોધ પણ નોંધાવેલો. આ અંગે દાદાસાહેબે એક વાર કહ્યું કે: 'વકીલ તરીકેની મારી કારકિર્દી દરમિયાન મેં જે નજરે જોયું હોય તેના પ્રત્યે આંખમિંચામણાં કેવી રીતે કરી શકું?' વકીલાતના અનુભવો એક વાર કહેતા હતા અને વાતવાતમાં કહ્યું કે તેમના અસીલોમાં સૌથી પ્રામાણિક પારસીઓ હતા. પારસીઓની પ્રામાણિકતા અને સ્વભાવની સરળતા વિષે તેમના ઉપર ઊંડી છાપ પડી હતી.

દાદાસાહેબ એમ પ્રામાણિકપણે માનતા કે સામાજિક સુધારા ધીમે ધીમે સમજાવટથી થવા જોઈએ. હિંદુ કોડ બિલ વિષે ઘણી વાર વાત થયેલી. મારો તાત્કાલિક કાયદા વિષેનો આગ્રહ જોઈ કહે: 'તમે કાયદાને જડીબુટ્ટી માનવાની ભૂલ ન કરશો. સેવા અને સમજાવટની પ્રણાલિકાને સ્થાને યંત્રવત્ કાયદા કરવાની પ્રણાલિકા આવશે તો લોકશાહી અને સુધારા બંને મરી જશે. હું સ્ત્રીઓના સમાન હક્કનો વિરોધ કરતો હોઉં તો કસ્તુરબા ટ્રસ્ટનો સક્રિય પ્રમુખ ન થયો હોત. પણ કાયદાથી જ સમાજ પલટવાની લાલચ સામે મારો વિરોધ છે.'

લાખો રૂપિયાના ફંડફાળા એકઠા કરનાર દાદાસાહેબ શ્રીમંતોનું સ્થાન શું છે એ બરાબર સમજતા હતા. એક વાર એક શ્રીમંત ગૃહસ્થને (જેમણે દાદાસાહેબના ફંડફાળામાં ઠીક ઠીક આપ્યું હોય એવું લાગ્યું) તેમના પુત્રને જર્મની મોકલવો હતો. દાદાસાહેબના એક પુત્ર જર્મની હતા. એટલે માહિતી મેળવવા માટે સમય માગ્યો. દાદાસાહેબે મીઠાશપૂર્વક કહ્યું કે તેમના મંત્રીને ટેલિફોન કરી જરૂરી માહિતી તે મેળવી શકે છે. મળવાની વાત જ ટાળી દીધી.

મુંબઈમાં એક ધનાઢ્યે, (જેમણે, દાદાસાહેબ જેના પ્રમુખ હતા તે સંસ્થાને સારી એવી સહાય કરેલી) એક વાર મને ફોન કરી કહ્યું કે દાદાસાહેબ તેમને ક્યારે મળે એ હું પૂછી શકું તો તે આભારી થશે. મારો એ ગૃહસ્થ સાથે સંબંધ હોવાથી મને આવું પૂછવામાં કાંઈ અડચણ ન જણાઈ. દાદાસાહેબે ટેલિફોન ઉપર કહ્યું: 'એમને મને સીધો ટેલિફોન કરતાં શું હરકત આવે છે? તમે આ લોકોને ઓળખતા નથી. મને સીધો ટેલિફોન કરવાનું તેમને કહો.' મળ્યા ત્યારે મેં આ ગૃહસ્થ વિષે પૂછ્યું ત્યારે કહે: 'તેમનો ટેલિફોન આવ્યો હતો. મેં કહ્યું કે જે કાંઈ કહેવાનું હોય તે ટેલિફોન ઉપર કહો. હું અહીં ગાંધીસ્મારકનિધિના કામ માટે આવ્યો છું.'

દાદાસાહેબ એમ માનતા કે રચનાત્મક કાર્યકર્તાઓએ રાજકારણથી સાવ અલિપ્ત રહેવું જોઈએ. આથી એક વાર મેં એક રચનાત્મક કાર્યકર્તા સાધુની હાડો-





ચુનીલાલ વર્ધમાન શાહ

# સૌજન્યમૂર્તિ દાદાસાહેબ

સ્વ૦ દાદાસાહેબનું સૌજન્ય કોઈથી ભૂલાય તેમ નથી. જીવનના સર્વ ક્ષેત્રે તેમની સૌજન્યભરી મૂર્તિ તરવરે છે. આ ખાસ અંક માટે આપણા પીઢ કલમસ્વામીએ લખેલા આ લેખમાંથી એવું ઘણું મળે છે........

જેનું વ્યક્તિત્વ જીવન-સુવાસથી મઘમઘતું હોય, તેવા પુરુષનો પરિચય થવો એ પણ મનુષ્યનું સુભાગ્ય લેખાય છે. સંત સમાગમ જેવું સજ્જન-પરિચયનું પણ મૂલ્ય હોય છે. દાદાસાહેબ માવળંકરનો પરિચય કરનારા ઘણા ખરા ગુજરાતીઓમાં હું કદાચ વધારે જૂનો હોઈશ એમ લાગે છે.

મને તેમનો પ્રથમ પરિચય સને ૧૯૦૮ માં થયો કે જ્યારે તે એક જુવાન કૉલેજિયન હતા તે વખતે હું મહારાષ્ટ્રના ઇતિહાસની એક નવલકથા લખતો હતો. એ ઇતિહાસનાં અંગ્રેજી પુસ્તકો હું અવલોકી ગયો હતો. પરંતુ મરાઠી 'બખર' કે જે તળપદાં મહારાષ્ટ્રીય સાધનોમાંથી તૈયાર થયેલા ઇતિહાસનાં પુસ્તકો હતાં તે અમદાવાદની તે વખતની કોઈ લાયબ્રેરીમાંથી મેળવી શકાયાં નહિ. છેવટે એ સાહિત્ય-રસિક મહારાષ્ટ્રીય યુવાનનું નામ એક મિત્રે મને આપ્યું અને હું તેમને મળવા ગયો. એ તેમની સાથેનો પ્રથમ પરિચય. કયા કાળનાં ઇતિહાસ સાધનોની મને જરૂર છે તે વિષેની વાત મેં તેમને કહી કે તુરત તેમણે ચાર પુસ્તકો પોતા પાસેથી કાઢી આપ્યાં. ભદ્રમાંની માવળંકરની હવેલીમાંની એમની 'સ્ટડી રૂમ'નું તે વખતનું દર્શન અને મારા મન પર પડેલી તેમના નિર્વ્યાજ સૌજન્યની પહેલી છાપ અત્યારે ચિત્તમાં તાજાં થાય છે.

એક વાર એક તાજા પાસ થયેલા વકીલ મિત્રે કહ્યું: 'માવળંકર દાદા અમદાવાદમાંના સારા વકીલોમાંના એક છે, તેમની સાથે તમારો પરિચય હોય તો તેને મારે માટે ભલામણ ન કરો? તેમને જરાયે તકલીફ આપ્યા વિના હું તેમના સંપર્કમાં રહી કામ શીખવા અને તેમનું બતાવેલું કામ કૃતજ્ઞભાવે કરી આપીને વકીલના ધંધાનો અનુભવ લેવા ઇચ્છું છું.'

માવળંકર દાદા સાથે મને સામાન્ય પિછાણ હતી અને મર્યાદિત પરિચય હતો. એ કરતાં વિશેષ કોટિની કોઈ આત્મીયતા નહોતી; એટલે હું એવી ભલામણ કરવાની હિંમત કરી શકું તેમ નહોતું, છતાં 'હું વિચાર કરીને જવાબ આપીશ' એમ મેં એ મિત્રને કહ્યું. બે દિવસ સુધી મનમાં એ વિચાર ઘોળાયા કર્યો. બે વાતો વિચારવાની હતી. મારી માગણીનો સ્વીકાર દાદાસાહેબ કરે કે ન કરે એ એક વાત, અને નવો વકીલ મિત્ર પોતાના વર્તન વડે દાદાસાહેબને સંતોષ આપશે કે કંટાળો એ બીજી વાત. મિત્રનું કાર્ય કરવા જતાં એક સજ્જન પુરુષને માથે અણગમતો બોજો નાખવાનું મને કેમ રુચે? છતાં એમના સૌજન્ય પરના વિશ્વાસની પ્રેરણાથી હું તેમની પાસે ગયો, મળ્યો, વાત કરી અને તેમણે મારી ભલામણ સ્વીકારી. તેમના તે વખતના સૌજન્યનીતરતા શબ્દો બરાબર યાદ છે: 'તમે ભલામણ કરો છો, પછી મારે ના કહેવાની ન હોય.'

એ પરિચય-પ્રસંગો અને ત્યારબાદ મોડે મોડે 'લોક-પ્રકાશન'ના ચેરમેન તરીકે તે આવ્યા તે પછી 'પ્રજાબંધુ'ના તંત્ર અંગે તેમનો વિશેષ પરિચય થયા કર્યો, તેથી તેમના સજીવ સૌજન્યનો મને જે સાક્ષાત્કાર થયો તે વિરલ પ્રકારનો છે.

એમના સૌજન્યનું ઉપાદાન કારણ મને તો એ સમજાયું છે કે તેમને માનવીની નૈસર્ગિક મહત્તા પ્રત્યે દૃઢ શ્રદ્ધા હતી. તે માનતા અને ઘણીવાર વાતચીતમાં પણ કહેતા કે 'જ્યાં સુધી અન્યથા સિદ્ધ ન થાય ત્યાં સુધી, દરેક મનુષ્યને સજ્જન માનીને જ તેની સાથે વર્તવું જોઈએ. નજીકથી અને દૂરથી જોયેલા ચાર-પાંચ પ્રસંગોમાં મેં એમની દૃઢ શ્રદ્ધાનું નિરીક્ષણ કર્યું છે. સામી વ્યક્તિ વક્ર હોવા છતાં દાદાસાહેબની સુજનતાના પ્રભાવથી તેને પોતાની વક્રતા છોડવાની અને સરલ બનવાની જરૂર સમજાઈ હોય એવા પણ




થઈ ગયા હતા. એટલે જ દાદાસાહેબે લખ્યું છે કે, એમનો ચરિત્ર્યનો ઉચ્ચ આદર્શ ને સેવાની આધ્યાત્મિક વૃત્તિ આ માતૃભક્તિમાંથી જન્મ્યાં હતાં.

મહારાષ્ટ્ર ને ગુજરાતના સાંસ્કૃતિક જીવનનો એમનામાં સુંદર સમન્વય થયો હતો. મહારાષ્ટ્રનાં ગૌરવ, ચીવટ ને સાદાઈની સાથે જ ગુજરાતનું ઔદાર્ય, વ્યવહાર-કુશળતા ને મીઠાશ દાદાસાહેબમાં હતાં. એમની આ ચીવટાઈને જ અર્ઘ્ય આપતા આપણા પંતપ્રધાને કહ્યું હતું, 'તેઓ જાતે ઝીણામાં ઝીણી વિગતોમાં ઊતરતા આપણામાંના કેટલાક તેમની આ ઝીણવટથી કેટલીક વાર અકળાઈ જતા. કારણ કે તેમની આ ઝીણવટને કારણે નિર્ણયો ઉપર આવવામાં વિલંબ થતો—હું ફંડોના સંબંધમાં આ કહું છું. અને તેમ છતાં આ ઝીણવટ એમનામાં હતી અને હતી એ જ સારું હતું અને આપણા બધામાં આવી અને બીજી બાબતોમાં એમના જેવી ઝીણવટ હોય તો તેથી લાભ થવાનો સંભવ છે.' કેટલી સાચી વાત! દાદાસાહેબ અનેક સંસ્થાઓ સાથે સંકળાએલા હતા. અને એ હરેકની આવી ઝીણવટભરી તપાસ રાખતા હતા. એમના ઔદાર્યના પણ અનેક પ્રસંગો નજર આગળ તરી રહે છે. ઈ. સ. ૧૯૪૬ માં ઠાકરસી વિદ્યાપીઠના પદવીદાન સમારંભ પ્રસંગે મુખ્ય વ્યાખ્યાતા તરીકે એમને આમંત્રવામાં આવ્યા હતા. બીજે દિવસે એમના માનમાં યોજાયલો ભોજનસમારંભ પૂરો થતાં એમણે ગૂપચૂપ રૂ. ૧૦૦૦ નો ચેક વિદ્યાપીઠ માટે આપ્યો. કોઈએ પણ દાન માટે એમની પાસે યાચના કરી નો'તી છતાં. આવો જ બીજો અનુભવ પૂના ગુજરાતી કેળવણી મંડળને થયો હતો. મંડળે ઈ. સ. ૧૯૫૨ માં પોતાનો રૌપ્ય મહોત્સવ ઉજવ્યો ત્યારે દાદાસાહેબ પાસે સંદેશો માગ્યો હતો. સંદેશો તો મળ્યો પણ સાથે રૂ. ૧૦૦) નો ચેક પણ મળ્યો. મંડળે ભીખ માગી હજારો રૂપીઆ મેળવ્યા છે. પણ વણમાગ્યે મળેલા આ સો રૂપીઆની કિંમત એમને લાખો રૂપીઆ જેટલી છે. દાદાસાહેબ આવાં ગુપ્તદાન ઘણાં કરતા.

કસ્તુરબા ટ્રસ્ટના ઉદ્દેશો ઘડ્યા, બાપુએ એને અમલમાં આણ્યા બાપાએ ને આ ઉદ્દેશો અનુસાર કામને વ્યવસ્થિત કર્યું દાદાએ. શરૂઆતમાં ટ્રસ્ટની કાર્યપ્રણાલી વિષે એમને થોડા વાંધા હતા. એમનાં સંસ્મરણોમાં એમણે આ વાતની વિગતવાર ચર્ચા કરી છે. પૂજ્ય બાપુ અને બાપા સાથે વાટાઘાટ કર્યા પછી એમના વાંધાનું સમાધાન થતાં એમણે ટ્રસ્ટના કામમાં ઝંપલાવ્યું તે એમની છેવટની ઘડી સુધી. એમની તો એવી ઇચ્છા હતી કે આવતી ચૂંટણીમાં ફક્ત કસ્તુરબા ટ્રસ્ટનું જ કામ કરવું. એમના પોતાના જ શબ્દમાં કહીએ તો 'મને કસ્તુરબા પર બહુ આદર છે. પ્રેમ છે. હું કસ્તુરબા ટ્રસ્ટનું—સ્ત્રીઓનું કામ છોડવા માગતો નથી. દેશ અત્યારે અવળે રસ્તે ચઢી ગયો લાગે છે. તેને સવળે રસ્તે સ્ત્રી-શક્તિ જ લાવી શકશે.

કસ્તુરબા ટ્રસ્ટનું બધું કામ એઓ જાતે જ જોઈ જતા. નાદુરસ્ત તબીઅતે પણ હિંદભરમાં વેરાયેલાં ટ્રસ્ટનાં બધાં જ કેંદ્રો ને વિદ્યાલયો એમણે જોયાં હતાં. કસ્તુરબા ટ્રસ્ટની એક વાર્ષિક સભા જુદાં જુદાં રાજ્યોમાં ભરવામાં આવે છે. આ પ્રસંગે ટ્રસ્ટની એક્ઝીક્યુટીવ કમીટીના સભ્યો ને પ્રત્યેક કેન્દ્રની પ્રતિનિધિ બહેન ભેળાં મળે છે. ને ટ્રસ્ટના વીતેલા વરસના કાર્યનું સરવૈયું કાઢી નવા વરસ માટે યોજનાઓ ઘડે છે. દાદાસાહેબ આ સભામાં ખાસ હાજર રહેતા. આ વખતે એમનો ઉત્સાહ જોવા જેવો રહેતો. વિશાળ વડલા જેવા એ પોતાની વડવાઈઓને આનંદથી નીરખતા. જાણે વિખૂટાં પડેલાં કુટુંબીજનો ઘણે વખતે પાછાં મળ્યાં હોય એમ સૌ મળતાં. કોઈ ને ઠપકો આપતા, તો કોઈ ને બીરદાવતા, કોઈની મશ્કરી કરતા તો કોઈ ને શિખામણ આપતા દાદાસાહેબ ત્યારે 'દાદા'ના ગુજરાતી અર્થને સાર્થક કરતા.

દાદાસાહેબ ધારેલું કરતા પણ એ હઠાગ્રહી નો'તા. ગાંધીજીના 'સત્ય' નો સિદ્ધાંત એમણે સરસ પચાવ્યો હતો. કોઈની યે શરમ રાખ્યા વિના એઓ સત્ય કહી





શક્તિનો લાભ નથી લીધો? ગુજરાત યુનિવર્સિટીના એ જનક જન્મે મહારાષ્ટ્રીય છતાં સ્વભાવે ગુજરાતી દાદાસાહેબે ગુજરાતને જ પોતાનું વતન બનાવ્યું હતું. પણ ગુજરાત જ શા માટે? સારું હિંદ જ એમનું વતન હતું. દાદાસાહેબ ને સ્પીકર એ બે શબ્દો પર્યાય બની ગયા હતા. 'સ્પીકર' તરીકેનું એમનું પ્રભાવશાળી વ્યક્તિત્વ ને કાયદાની બારીકીનું જ્ઞાન સૌ કોઈને ઠારતું. ગયા ડિસેંબરમાં જ સુશીલાબહેન સાથે બેસી અમે લોકસભામાં એમના આ વ્યક્તિત્વનો પ્રભાવ નિહાળ્યો હતો.

સુશીલાબહેનને યાદ કર્યા વિના મારી આ અંજલિ અધૂરી જ રહે. એઓ હમેશાં દાદાસાહેબને પડખે ઊભતાં. અને મને જાણીને સંતોષ થયો કે એઓ લોકસભામાં ચૂંટાઈ આવ્યાં છે. પોતાના પતિના કાર્યને અપનાવી એમનું ધ્યેય સાધ્ય કરવામાં જીવન ઘસી નાખવામાં જ સાચી પતિભક્તિ છે, એ આપણા સૃજનજૂના આદર્શને સુશીલાબહેને સજીવન કર્યો.

શ્રી દાદાસાહેબના જતાં કસ્તુરબા ટ્રસ્ટ તો સાચે જ પાંગળું બન્યું છે. હિંદ આજે પ્રથમ પંક્તિના નેતાઓ ને કાર્યકરો ઝડપથી ગુમાવતું જાય છે. પણ એઓ પોતાની કાર્ય-પ્રણાલીઓનો ભવ્ય વારસો મૂકી જાય છે. એવે સમયે જેમને સેવા કરવાનું ભાગ્ય સાંપડ્યું છે, તેમણે આ દિવંગત નેતાઓના જીવનમાંથી આદર્શ ગ્રહણ કરી એમના ધ્યેય ને એમના બાકી રહેલા કાર્યને પૂર્ણ કરવા પ્રમાણિક પ્રયત્નો કરવા જોઈએ. આમ થાય તો જ સ્વર્ગસ્થ માટેની આપણી વીરપૂજા સાર્થક થાય.

કસ્તુરબા ટ્રસ્ટ તરફથી પૂજ્ય દાદાસાહેબને હું આ અંજલિ અર્પું છું. એમના આદર્શોને પહોંચી વળવાની પ્રભુ અમને શક્તિ અર્પે. જો કે એમની ખોટ તો પૂરાવી મુશ્કેલ છે.



મારી તબિયત તો સુધારા ઉપર હતી, પણ નબળાઈ ચાલુ હતી; અને કેટલાક દિવસ તો મને તાવ પણ આવતો હતો, અને તેથી હું કેટલોક સમય પથારીવશ હતો. મારે વિશ્રાંતિની જરૂર હોવાથી ચાર છ મહિના ઇંગ્લેન્ડ જવું એવી ડૉક્ટરોની સલાહ હતી. હિન્દુસ્તાનમાં રહી જરૂરી આરામ ન જ મળે અને તેથી ઇંગ્લેન્ડ જેવા ઠેકાણે દૂર જવું એમ સલાહ હતી. મને ડાયેબિટિસ (મધુમેહ) નું દર્દ ઠીકઠીક પ્રમાણમાં હોવાનું પણ આ બિમારી વખતે જ પેશાબની તપાસ ઉપરથી જણાયું. ડૉક્ટરની સલાહને અનુસરી ઇંગ્લેન્ડ જવાનો મેં વિચાર કર્યો અને તેથી મારો ૧૯૨૮ નો પાસપોર્ટ ફરી તાજો કરાવવા માટે ઘટતી અરજી કરવા સારુ કલેકટરની ઓફિસમાં તપાસ કરી ફોર્મ મંગાવવાની મેં તજવીજ કરી. મારા તરફથી તજવીજ કરનારા ભાઈએ કલેકટરની ઓફિસેથી આવ્યા બાદ મને ખબર આપ્યા કે મારી સામે ઈમર્જન્સી પાવર્સ ઍક્ટ હેઠળ પગલાં લેવાનો વિચાર કલેકટરની ઓફિસમાં થઈ રહ્યો છે એમ લાગે છે. તે ઉપરથી મેં વિચાર્યું કે જો હું આ વખતે હિન્દુસ્તાન છોડી વિલાયત જવાની વાત કરું તો રખેને અધિકારીઓ તેમજ પ્રજા એમ માની બેસે કે 'દાદાને જેલમાં જવું નહોતું તેથી ડૉક્ટરની સલાહનું બહાનું બતાવી વિલાયત નાસી ગયા!' કોઈ આવું માને તો તેમાં નવાઈ જેવું નહોતું, તેથી મેં તરત જ વિલાયત જવાનો વિચાર માંડી વાળ્યો.

—ગ૦ વા૦ માવળંકર. 'સંસ્મરણો'માં





એમની દૃષ્ટિ જેમ કળાપારખુ હતી તેમ વ્યવસ્થાની વિગતો પણ ઝપાટાબંધ પકડી શકતા. ગુજરાત વિદ્યાસભાના શતાબ્દિ મહોત્સવ પ્રસંગે પંડિત નેહરુ આવવાના હતા અને અમે કેટલાક જણ પ્રેમાભાઈ હોલની સજાવટ કરતા હતા. મુખ્ય મહેમાનને બેસવાને શેત્રંજી પર ગાદીઓ અને તકીઆ ગોઠવ્યા હતા. રાત્રે મોડેથી દાદાસાહેબ બધું જોઈ લેવા આવ્યા.. એમણે એકદમ એક જણને આગલી ખુરશીમાં બેસાર્યો અને પોતે પાછળની ખુરશીએ જઈ બેઠા. તુરત કહ્યું: 'મહેમાનનું દર્શન બધાથી નહિ થાય. આગળનાનાં માથાં આડાં આવશે માટે બેઠક ઊંચી કરો. તાબડતોબ પાટો લાવી આખી બેઠક ઊંચી કરી નંખાવી.

અમદાવાદ મ્યુ. ના પ્રમુખ હતા એ અરસામાં એક વાર કંઈ કામસર કુમાર કાર્યાલયમાં આવ્યા. વાત કરતાં કરતાં એકદમ ઊઠ્યા અને તુરત જાજરૂમાં ગયા અને જલ્દી પાછા આવ્યા. અમે કારણ પૂછીએ તે પહેલાં કહ્યું: 'મેં ચાલુ ચકલીમાંથી પાણી પડવાનો અવાજ સાંભળ્યો અને લાગ્યું કે કોઈ બંધ કરવાનું ભૂલી ગયું છે અને નકામું પાણી વહી જાય છે. આમ બધે ચકલીઓ ચાલુ રહે તો મ્યુનિસિપાલીટીને કેમ પોસાય. આવી હતી તેમની હિતભાવના. કોઈને કહેવા કરતાં પોતે જ કામ કરીને દાખલો આપ્યો.

ભારત લોકસભાના પ્રમુખ થયા અને તેમના કાર્યની પ્રશંસા થવા લાગી તે વખતમાં દિલ્હીથી આવતાં ફુલેરા જંકશનથી ચાર પાંચ રેલ્વે ઑફિસરો મારા ડબ્બામાં આવી બેઠા. દેશના સમાચારો એ વખતે ખૂબ ચર્ચાતા હતા. એક જણ બોલી ઊઠ્યો: 'ભૈયા દેખો કૈસા સબ ચમતકાર હૈ. કહાં કહાં સે આદમી આ જાતા હૈ. એ 'માવિલંકર'કા નામ કભી સુના થા કૈસ અવલદરજ્જાકા આદમી હૈ' હું મનમાં હર્ષ પામ્યો- અને અમદાવાદ માટે ગૌરવ માન્યું.

અમદાવાદની દરેક સંસ્કાર સંસ્થા માટે દાદાસાહેબને કેટલી લાગણી હતી અને પોતાના માનેલા મિત્રનું માન કેવી રીતે વધારતા તેના દાખલા તો ઘણા છે. અમદાવાદની 'નિહારિકા' ક્લબને આંતરરાષ્ટ્રીય ફોટો પ્રદર્શન કરવું હતું તે માટે પરદેશના મિત્રો પર છાપ પડે માટે મધ્યસ્થ સરકારના કોઈ મોવડી મેળવવાની ઇચ્છા હતી. નિહારિકાના મંત્રીને લઈ હું દાદાસાહેબ પાસે ગયો એટલે દાદાસાહેબે સાફ સલાહ આપી: 'જુઓ ઠેઠ ઉપરના ગણાતા નામનો મોહ છોડી દ્યો. તેમનાં રોકાણ પણ ઘણાં છે અને તમારી સંસ્થા એટલી મોટી ન ગણાય. પણ પછીના કોઈ પાત્રની ગોઠવણ કરી આપું. તેમણે પબ્લીસીટી પ્રધાન શ્રી દિવાકરનું નામ દીધું. અમે તે કબુલ્યું અને તેમની સૂચના પ્રમાણે પત્રવ્યવહાર કર્યો. તેની નકલો તેમને મોકલતા રહ્યા અને શ્રી દિવાકરને અમે ઉદ્ઘાટન માટે મેળવી શક્યા.

એટલા બધા વ્યવસાયી હોવા છતાં નિયમિતપણાને લીધે સૌજન્યના વહેવારોમાં પણ તે અજબ રીતે પાર ઊતરી શકતા.

જેલમાં હતા તે વખતે તેમણે કુમારમાંથી મારી માંદગી અને કાર્યનિર્વેદના ખબર જાણી એક મિત્ર સાથે કહેવરાવ્યું કે રવિભાઈને મળો અને તેને શું મુસીબત છે તેની મને જાણ કરો અથવા તેને જોઈએ તે સલાહ આપો.

જેલથી બહાર આવ્યા પછી નિયમિત રીતે તેઓ સવારમાં એક ચડી પહેરણ અને લાકડી લઈ ફરવા નીકળતા અને રોજ ફરવાના માર્ગો બદલતા તેમાં કોઈ ને કોઈ મિત્રને તેના ઘરમાં મળી લેવાનો સંકેત હોય જ અને સમય કરતાં વધુ રોકાયા વિના તેને સ્વજનપણાનો ખ્યાલ આપી આગળ નીકળી જતા. એમ એક બે વાર મારી બિમારી પ્રસંગે આવી ગયેલા અને તેનો મને અનહદ આનંદ થયેલો.

વિદ્યાસભા તરફથી પં. શ્રી વાસુદેવશરણ અગ્રવાલ ભાષણો આપવા આવેલા અને મારે ત્યાં મુકામ કરેલો. તે વખતે પોતે અમદાવાદમાં હતા અને વિદ્યાસભાના પ્રમુખ તરીકે મહેમાનને સત્કારવા ખાસ મારે ઘેર આવી થોડી મિનિટો વાતચીત કરી ગયેલા.





બ્રિટનની આમની સભાના માજી સ્પીકર લૉર્ડ રફસાઇ, લૉર્ડ હેલિફેક્સ, શ્રી માવળંકર, શ્રીમતી હેલિફેક્સ અને શ્રી સુશીલાબહેન દિલ્હીમાં (તા ૧૨-૩-૫૩.)

ગટુભાઈ ગો. ધ્રુ

# દાદાસાહેબ માવળંકર

ગુજરાતના જાણીતા સમાજ-સુધારક આ લેખમાં સ્વ૦ દાદાસાહેબ માટે જે માનભર્યાં શબ્દો ઉચ્ચારે છે તે લખાણ 'જ્યોતિર્ધર'ના સૌજન્યથી અહીં ફરી રજૂ કરવા પાછળનો હેતુ દરેકને સમજાય તેવો છે........

દાદાસાહેબ માવળંકરના અવસાનથી ગુજરાતને અને સમસ્ત ભારતને પણ મોટી ખોટ પડી છે. જે જે અનેકાનેક સંસ્થાઓ સાથે એ જોડાયલા હતા તે તે સંસ્થાઓમાં માત્ર 'શોભાના ગાંઠીઆ' તરીકે નહિ, પરંતુ પૂરા મમત્વથી, કર્તવ્ય સમજીને અને સંસ્થાની ઉન્નતિ તથા પ્રગતિ લક્ષમાં રાખીને એકનિષ્ઠાથી એમણે કાર્ય કર્યું હતું, સંસ્થાઓની વ્યવસ્થા અને યોજના વિશે એ દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરતા અને જુદી જુદી સંસ્થાઓના ભિન્ન ભિન્ન આશયોનો સમન્વય કરવા, એકબીજાને પૂરક અને સહાયક બનાવવા એ સતત પ્રયત્ન કરતા હતા. આ જાતની એમની કાર્ય કરવાની પદ્ધતિનું રહસ્ય એમના સ્વભાવમાં રહેલી વિશાળ દૃષ્ટિ, સમભાવ, કાર્યની પાછળના ધ્યેયની પકડ અને સલાહ શાન્તિથી સર્વ કાર્ય પાર પાડવાની મનોવૃત્તિમાં રહેલું હતું.

આપણા શહેરમાંની અને ગુજરાતની અનેક પ્રવૃત્તિઓ અને સંસ્થામાં પ્રમુખ તરીકે અગર મંત્રી તરીકે દાદાસાહેબ જોડાયેલા હતા. એટલું જ નહિ પણ ગાંધી સ્મારક નિધિ અને કસ્તુરબા ટ્રસ્ટ જેવી સમસ્ત ભારતના હિતની પ્રવૃત્તિમાં પણ એ પ્રમુખ તરીકે જોડાયલા હતા. એમની કાર્યપદ્ધતિ તથા નાણાંના અણિશુદ્ધ પ્રમાણિક વહીવટ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાને લીધે ગાંધીજીએ અને સરદાર વલ્લભભાઈએ અનેક મોટી સંસ્થાઓનું આધિપત્ય એમને સોંપ્યું હતું.

દાદાસાહેબની સત્યનિષ્ઠા, અપ્રિય સત્ય પણ જણાવવાની નિડરતા અને પોતાના નિશ્ચયમાં અડગ રહેવાની દૃઢ મનોવૃત્તિ ખાસ નોંધપાત્ર હતાં. ગુજરાતની અનેક રાજકીય, સામાજિક, શૈક્ષણિક સંસ્થાઓમાં એમની સલાહ અને માર્ગદર્શન અતિ મૂલ્યવાન હતાં.

ગુજરાત યુનિવર્સિટીની આખી રચના એમની વિશાળ કલ્પનાશક્તિ અને કાર્યદક્ષતાનું જીવંત જાગ્રત પરિણામ છે. ગુજરાત કેળવણી મંડળને આશ્રયે ચાલતી કોલેજો એ દાદાસાહેબની યુનિવર્સિટીની યોજનાના પાયારૂપ હતી. ગુજરાત વિદ્યાસભા એ દાદાસાહેબની કદાચ સહુથી પ્રિય સંસ્થા હશે એમ મને લાગે છે. એ સંસ્થાનું કાર્યક્ષેત્ર વિસ્તારવામાં, એને પ્રતિષ્ઠા અપાવવામાં અને વિદ્યા અને જ્ઞાન વિસ્તારની વિશાળ દૃષ્ટિથી કરેલી એ મંડળની યોજનાઓ એ દાદાસાહેબનું અમર કાર્ય છે એવું મારું માનવું છે.

દાદાસાહેબનો રાજકારણનો અનુભવ લગભગ પચાસ વર્ષ જેટલો જૂનો હતો. ગુજરાત સભા, જેના પ્રયાસથી અમદાવાદમાં ૧૯૦૨ માં કોંગ્રેસનું અધિવેશન થયું હતું, તે સભામાં દાદાસાહેબે આગેવાન ભાગ લીધો હતો. એ સમયથી એમણે રાજકારણમાં તાલીમ મેળવી હતી.

આ બધી શક્તિ અને નિપુણતા ઉપરાન્ત દાદાસાહેબનો સૌમ્ય સ્વભાવ, શાંતગંભીર વૃત્તિ, નાના મોટા સહુની સાથે સરખો સમભાવી વર્તાવ, આપણા શહેરની પ્રગતિ અને ઉન્નતિ માટેની યોજનાઓનું નિત્યનું ચિન્તન એ એમના ખાસ ગુણોથી એ સર્વને પ્રિય થઈ પડ્યા હતા.

આપણી જાહેર સંસ્થાઓનાં ફંડ અને મૂડીનો વહીવટ કરનારા તો ઘણા છે, પરંતુ જે અણિશુદ્ધ પ્રમાણિકતા ચોખ્ખો હિસાબ અને ખર્ચમાં કરકસર તેમજ યોગ્ય માર્ગે ઉદારતા દાદાસાહેબે જીવનપર્યંત સાચવી હતી તેવી બહુ થોડા કાર્યકરોમાં જોવામાં આવે છે.

પરંતુ દાદાસાહેબ માવળંકર એક જાહેર પ્રતિષ્ઠિત અને સન્માનિત પુરુષ કરતાં મને પોતાને અંગત રીતે એમના સહવાસનાં જૂનાં સ્મરણોથી હૃદયમાં ઊંડો





ચાલતું હોય તો કોઈ ને કોઈ પ્રતિષ્ઠિત સજ્જન મને કહેનાર મળતા કે 'ભાઈલાલભાઈ, આ પૈસા શું કરવા-બગાડો છો?'

પછીથી દાદાસાહેબ સાથે મારે વધારે પરિચય થયો ત્યારે મેં એમને એક દિવસ વાત કરી કે 'દાદાસાહેબ, હું જ્યારે મહારાષ્ટ્રમાં હતો ત્યારે એક મહારાષ્ટ્રિયન મિત્રે મને વાત કરેલી કે મહારાષ્ટ્રમાં અમે બધાં લક્ષ્મીપતિ છીએ. જ્યારે ગુજરાતમાં તમે બધાં લક્ષ્મી-પુત્રો છો.' આ વાત મારે તમારી પહેલી મુલાકાત થઈ ત્યારે મને ખરી લાગી કે મહારાષ્ટ્રના લોકો ગુજરાતમાં લાંબો વખત રહે તો તેઓ પણ લક્ષ્મી-પુત્રો બની જાય છે.' એટલું કહી મંગળદાસ રોડ પરની અમારી પહેલી મુલાકાત થઈ તે વખતે થયેલી વાતચીત એમને યાદ દેવરાવી. દાદાસાહેબ ખડખડ હસી પડ્યા, અને કહ્યું કે 'તમે કરેલો આક્ષેપ તો સાચો છે. હું પણ અમદાવાદમાં રહીને લક્ષ્મીપુત્ર બની લક્ષ્મીની પૂજા કરતાં શીખ્યો છું, પણ હવે મારા વિચાર ફર્યા છે. તમે સડક પહોળી કરતા હતા તે બરાબર હતું.' પછીથી તો અમારે બહુ ગાઢો પરિચય થયો હતો. સરદારશ્રીની ગેરહાજરીમાં વલ્લભ-વિદ્યાનગરની યોજના કરી તેમાં હું દાદાસાહેબની સલાહ લેતો હતો, અને એ જીવ્યા ત્યાં સુધી જ્યાં જ્યાં એન્જીનીઅરીંગ કામમાં સલાહ લેવાની હોય ત્યાં ત્યાં તેઓ મને જ પૂછતા હતા.

ઈ. સ ૧૯૪૪ની સાલમાં ચોમાસામાં ભારે રેલ આવી. તે વખતે મહાત્માજીની પ્રાર્થના ભૂમિમાંથી દશપંદર ફૂટ જમીન ધોવાઈ ગઈ. ઈ. સ. ૧૯૧૭ની સાલથી નદીનો પ્રવાહ આશ્રમની જમીન દરવર્ષ ધોતો જ હતો. ૧૯૪૪ની સાલ સુધીમાં લગભગ ૪૫ ફૂટ પહોળાઈની જમીન ધોવાઈ ગઈ હતી, અને જો આ રીતે ચાલે તો મહાત્માજીની પ્રાર્થના ભૂમિ ઉપરાંત મહાત્માજી જે મકાનમાં રહેતા હતા તેની પણ સલા-મતી નહોતી.

ભાઈશ્રી પરિક્ષિતલાલે મહાત્માજીને આ હકીકત લખી જણાવી હતી, અને મહાત્માજીએ પ્રાર્થના ભૂમિને બચાવી લેવા શેઠશ્રી કસ્તુરભાઈને અને દાદાસાહેબને ભલામણ કરી હતી. આશ્રમના બચાવ માટેનો અંદાજ શેઠશ્રી કસ્તુરભાઈએ કરાવ્યો હતો, અને એ અંદાજ લગભગ રૂપિયા સાડાચાર લાખનો હતો. શ્રી. કસ્તુરભાઈ અને દાદાસાહેબ બન્નેને આટલી મોટી રકમ ખર્ચવી કે કેમ એ વિચાર થઈ પડ્યો હતો, અને જો આ રકમ ના ખર્ચાય, અને આશ્રમ ધોવાઈ જાય તો એ પણ મોટો ચિંતાનો વિષય હતો. એમને મન આશ્રમ એ તો જગતનું તીર્થક્ષેત્ર હતું. ઈ. સ. ૧૯૪૫ના માર્ચ માસમાં એમણે એમની ચિંતા મારા આગળ વ્યક્ત કરી. મેં આશ્રમનું સ્થળ તપાસી લીધું, અને દાદાસાહેબને વાત કરી કે 'ચાલુ સાલે બહુ મોડું થઈ ગયું છે, છતાં રૂપિયા ૩૦,૦૦૦ મંજૂર કરો તો પ્રાર્થના ભૂમિ અને મહાત્માના નિવાસસ્થાનને કોઈ પણ જાતની અડચણ ના આવે તેની હું જવાબદારી લઉં છું.' પછીથી બાકીના આશ્રમના રક્ષણ માટે લગભગ લાખ સવા લાખ રૂપિયાની જરૂર પડશે. એથી વધારે રકમની મારે જરૂર નથી.'

આ સાંભળીને દાદાસાહેબ બહુ જ ખુશ થયા, અને કહ્યું કે 'જો આટલામાં પતી જાય તો તો મારી હિંમત પહોંચે છે, અને આપણું એક મોટું કામ થઈ જાય.'

પછીથી તેઓ શેઠશ્રી કસ્તુરભાઈને મળ્યા પણ આટલા ઓછા ખર્ચમાં આ કામ થાય એ વાત શ્રી કસ્તુરભાઈને ગળે ન ઊતરી એટલે દાદાસાહેબે મારું નામ દીધું. કસ્તુરભાઈએ જવાબ આપ્યો કે 'જો ભાઈલાલભાઈ આવું કહેતા હોય તો મારે એમને મળવું પડશે.' દાદાસાહેબે આ વાતની મને ખબર આપી. હું ફરીથી એપ્રિલ મહિનામાં અમદાવાદ પાછો ગયો ત્યારે શેઠશ્રી કસ્તુરભાઈને મળ્યો, અને રૂબરૂમાં એમને મારી યોજના સમજાવી.

શેઠશ્રી કસ્તુરભાઈને સાબરમતીના પ્રવાહનું કેટલું જોર છે એનો અનુભવ હતો. ઇ. સ. ૧૯૧૭માં આશ્રમના સ્થાન ઉપર પબ્લીક વર્ક્સ તરફથી પીસ્તાળીસ હજારના ખર્ચે ગ્રોઈનો બાંધવામાં આવ્યા





સંતબાલ

# આત્માભિમુખ દાદાસાહેબ

આ ખાસ અંક માટે મુનિ શ્રી સંતબાલજી સ્વ૦ દાદાસાહેબ માટે જે સંસર્ગ–અનુભવો રજૂ કરે છે તે કેટલા બધા ઉચ્ચ અને ભવ્ય લાગે છે. દાદાસાહેબ દરેક કોટિના મનુષ્યો તરફ સમભાવી એક જ દૃષ્ટિ રાખતા......

સંવત ૧૯૯૪માં મારું ચાતુર્માસ વાઘજીપરામાં થયેલ, ત્યારથી હું વધુ પ્રમાણમાં છતાં પરોક્ષરીતે દાદાસાહેબ માવળંકરના પરિચયમાં આવ્યો. કારણ કે ભાઈ મફતલાલ ઊર્ફે જૂઠાભાઈ નલકાંઠામાં જે દુષ્કાળ અંગેની રાહતમાં કામ કરતા, તેમાં દાદાસાહેબની મદદ રહેતી. ગૂજરાત ખાદી મંડળમાં તેઓ મુખ્યત્વે કાર્ય કરી રહ્યા હતા અને ગૂજરાત ખાદી મંડળ માત્ર ખાદી સંસ્થા નહોતી રહી. તેણે ગ્રામોદ્યોગ અને બીજી દિશામાં ગતિ કરી હતી. ત્યારબાદ તો સાણંદ વિશ્વવત્સલઔષધાલય( કે જે હાલ પણ ભા. ન. પ્રા. સંઘના સંચાલન તળે ચાલે છે, તે )ની ઉદ્ઘાટનક્રિયા તેમને હાથે થઈ અને તેઓ મારી સાથે વધુ નિકટમાં આવતા થયા. પછી તો ભાલનલકાંઠા ખેડૂતમંડળની નૈતિક ભાવના પાયાથી શરૂઆત થઈ, આ વખતે ડાંગર ( નૈતિક ભાવથી ) ખરીદવામાં–ગાંધીહાટ મોખરે આવીને પ્રબળ મદદગાર બની રહ્યું. તે વખતે ગાંધીહાટના મુખ્ય કાર્યકર શ્રી લક્ષ્મીદાસ આશર હતા; પણ તેની પછવાડે દાદાસાહેબ માવળંકર હતા જ. આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે ભાલનલકાંઠા પ્રયોગનું આજનું જે કામ વિકસ્યું છે, તેમાં આ રીતે દાદાસાહેબ પણ એક નિમિત્ત હતા. ખેડૂતો કાલાંકપાસને સંઘરી શકે અને ઓછા ભાવે વેચવાં પડે, તે વખતે પણ હું દાદા માવળંકરને ભૂલતો નહીં, કારણ કે તેઓ કચડાયેલા વર્ગો પ્રત્યે હમદર્દ હતા અને સાથોસાથ કેંક સંસ્થાઓના ટ્રસ્ટી હોઈ નાણાંની સગવડ કરાવી શકે તેવા હતા. દુષ્કાળમાં ફંડ મેળવવું હોય તો પણ તેઓ હમેશાં મોખરે આવી ઊભા રહેતા. તેમની નમ્રતા અને સૌમ્યભાવ પણ અપાર દેખાતો.

એક વખત તેઓ વિદ્યાપીઠના કામે રાજકોટ આવેલા, રાજકોટમાં ખબર મળતાં જ તેઓ એટલાં કામો વચ્ચે આવીને નિરાંતે વાતો કરી ગયા હતા, એ પ્રસંગ હું ભૂલી ન શકું. પછી તો તેમની સાથે અને તેમના પુત્ર ચિ. શ્રી પુરુષોત્તમભાઈ સાથે પત્ર–વ્યવહાર સતત ચાલતો જ રહ્યો. તેઓ સ્પષ્ટવકતા છતાં સૌમ્યભાષી રહી શકતા. સમારંભમાત્રમાં લગભગ તેમનાં ધર્મપત્ની સાથે રહેતાં જાણી તેમનાં સ્ત્રી સન્માન સહેજે તરી આવતાં. દાદાસાહેબે 'માનવતાનાં ઝરણાં' મોકલી અભિપ્રાય માગ્યો. મને એ પુસ્તકે ઘણી ઊંડી અસર પહોંચાડી હતી. તેમણે એમાં સહેજે આવી પડેલા જટિલ પ્રશ્નોમાં પણ ખૂનીઓને સુદ્ધાં સત્ય સાથે કાનૂનના સમન્વયનો માર્ગ ચીંધ્યો આજની અદાલતોને, ધારાશાસ્ત્રીઓને તથા સમાજને સુંદર ચીલો પાડી બતાવ્યો છે; એ ઘણી મૂલ્યવાન વસ્તુ બની છે. આમ દાદાસાહેબમાં નારીસન્માન, કચડાયેલાંઓ પ્રત્યેની હમદર્દી, દરેક સંસ્થાઓમાં કાંઈ ને કાંઈ સહાય કરવાની તત્પરતા, સૌમ્ય છતાં સ્પષ્ટ વાણી અને નીતિસદાચાર પ્રત્યેનો આદર તથા બાપુમાંથી ઝીલેલાં વિરોધી વિચારો પ્રત્યેનાં સહિષ્ણુતા અને ઔદાર્ય વગેરે અનેક સદ્‌ગુણોને લીધે તેઓ પાર્લામેંટના સૌથી વધુ માનપાત્ર સ્પીકર બન્યા અને તે સ્થાન તેમણે શોભાવ્યું. તેમનામાં પ્રાંતીયવાદ જેવી સંકુચિત લાગણીઓ તો દેખાય જ ક્યાંથી ? મારા મનમાં રાયફલક્લબની તેમની હિમાયત ગળે નહોતી ઊતરી, કારણ કે બાપુના સહવાસમાં આવ્યા પછી તેમના જેવા સાધક પાસેથી સત્ય પ્રત્યેની કડક વફાદારીની સાથોસાથ સામુદાયિક અહિંસક પ્રતિકારના પ્રયોગની જ અપેક્ષા રાખી શકાય; અલબત્ત આજના માનવસમાજની કક્ષા જોઈ તેઓ અન્યાયના પ્રતિકારમાં સશસ્ત્રીયતાને ક્ષમ્ય માને, તે તો બરાબર જ ગણાય, પણ તેમના જેવા પુરુષ પાસે જાત પૂરતો મુખ્ય ટેકો તો સામુદાયિક અહિંસક શસ્ત્રીને જ હોઈ શકે, એમ મને લાગેલું, એમ છતાં તેમના અનેક સદ્‌ગુણો અને





મૂળદાસ ભૂ. વૈશ્ય

# નારી-હરિજનોદ્ધારક દાદાસાહેબ

ગાંધીજીની ભાવનાથી તરબોળ એવા સ્વ૦ દાદાસાહેબ હરિજન ઉન્નતિના પરમ પોષક હતા અને સ્ત્રી સન્માનના સાચા પુરસ્કર્તા હતા તે આ ખાસ અંક માટે લખાયેલ આ લેખમાં જોવા મળે છે........

સ્વ. દાદાસાહેબ માવળંકરને ગુજરાતના પ્રખર ધારાશાસ્ત્રી તરીકે અને પૂ. બાપુજીના સંસર્ગમાં આવ્યા બાદ દેશવ્યાપી લડતના લડવૈયા તરીકે આખું ગુજરાત ઓળખતું હતું. મુંબઈ રાજ્યની પ્રથમ ધારાસભાના સ્પીકર તરીકે તેમણે જે અનેરી છાપ પાડી હતી તેના પ્રભાવ વડે તેમની દિલ્હી પાર્લામેન્ટના સ્પીકર તરીકે વરણી થઈ હતી. તેમણે તે ઉચ્ચપદ ઉપર આવ્યા બાદ પોતાની શક્તિનો અને અનુભવનો લાભ અન્ય દેશોને પણ આપ્યો હતો.

સમસ્ત દેશમાં સને ૧૯૫૨ માં ધારાસભાઓ અને લોકસભાની ચૂંટણીઓ થઈ હતી તેમાં અમદાવાદ સીટી અને અમદાવાદ જિલ્લામાં પાર્લામેન્ટની બે સંયુક્ત જગાઓ મૂકવામાં આવેલી તેમાં હરિજન સીટ ઉપર ગુજરાત પ્રાંતિક સમિતિએ મારી પસંદગી કરી હતી અને સામાન્ય સીટ ઉપર સ્વ. દાદાસાહેબને ઊભા રાખવામાં આવ્યા હતા. હું તેઓશ્રીને ઘણા વરસથી ઓળખતો હતો, પણ ચૂંટણીના સમયે પણ તે બિમાર હોવાથી ડૉકટરી સલાહ પ્રમાણે કોઈ સ્થળે જઈ ને ચૂંટણી-પ્રચાર અંગે ભાષણ કરવાની પણ મનાઈ હતી. તેમના વતી કોંગ્રેસ કાર્યકર્તાઓ, ધારાસભાના ઉમેદવારો અને તેમનું બહોળું મિત્રમંડળ પણ પ્રચારકાર્યમાં લાગ્યું હતું. હું કોંગ્રેસ અને તેમના અદના સિપાહી તરીકે અમારા મત વિભાગમાં યથાશક્તિ પ્રચાર કરતો હતો, તે વખતે તેમણે પોતાની કસાએલી કલમ વડે જાહેર પેપરોમાં કોંગ્રેસના ધ્યેયને અનુલક્ષીને જાહેર નિવેદનો કર્યા જ કર્યાં હતાં. તેની સચોટ છાપ અમારા મત વિભાગમાં પડી હતી.

સમસ્ત દેશમાં કોંગ્રેસને જ મત આપવાનું વાતાવરણ સર્જાયું હતું, તે વખતે બાપુના ગુજરાત અને તેમાં અમદાવાદ શહેર અને જિલ્લાનું તો કહેવું જ શું ! અમારા મત વિભાગમાં બધા જ કોંગ્રેસ ઉમેદવારો ચૂંટાઈ આવ્યા હતા. તેમાં મારા જેવા કોંગ્રેસના એક અદના સિપાહીને પણ ઉજ્જ્વળ સફળતા મળી તેને હું ઘઉની સાથે ચીલને પણ પાણી મળ્યા બરાબર ગણું છું.

स्त्री शुद्रो ना धीयताम् । તે જૂના પુરાણા કલ્પિત વચનને લોકોની અંદરથી ભૂંસી કાઢવા માટે મહર્ષિ દયાનંદ સરસ્વતી અને મહાત્મા ગાંધીજીએ પોતાની અલૌકિક શક્તિ વડે પ્રચાર કર્યો હતો. ગાંધી અને કસ્તુરબા મેમોરિયલ ટ્રસ્ટના ચેરમેન તરીકે સ્વ. દાદાસાહેબ હરિજન અને સ્ત્રી ઉન્નતિના કાર્યને દેશભરમાં આગળ ધપાવવા માટે જીવનની છેલ્લી ઘડી સુધી પ્રયત્નો કર્યા જ કરતા હતા.

પોતાની નાદુરસ્ત તબિયત હોવા છતાં સ્વ. દાદાસાહેબ અમદાવાદમાં હોય ત્યારે અમદાવાદ હરિજન આશ્રમની સાંજની પ્રાર્થનામાં અચૂક હાજરી આપવાનું રાખતા હતા. તેમની ઉપસ્થિતિથી અમારી હરિજન કન્યાઓને ઘેર બેઠે ગંગાસ્નાન થતું હતું. કન્યાઓ પોતાના ધર્મપિતા અને માતાની ચારે તરફ વિંટળાઈ વળતી હતી અને પોતાનાં જન્મદાતા માતાપિતાઓને ભૂલી જતી હતી. તેમના સ્વર્ગગમનથી દેશને ભારે ખોટ પડી જ છે. પણ હરિજન અને નારી પ્રવૃત્તિમાં કામ કરતાં સેંકડો ભાઈ બહેનોને તેમની ખોટ વરસો સુધી સાલશે.

તેઓ સાદગીની મૂર્તિ સમાન હતા. નાની મોટી કોઈ પણ વ્યક્તિને તે પ્રેમપૂર્વક મળતા હતા, અને તેમના પ્રશ્નનો તોડ કરી આપતા હતા. તેમણે શરીરને સુદૃઢ બનાવવા અને નિરોગી રાખવા માટે પ્રાતઃકાળે નિયમિત ભ્રમણ રાખ્યું હતું. તે પોતાના શરીરને સંભાળવા માટે ઘણા સાવધાન અને પ્રયત્નશીલ હતા, પણ જનસેવાને પ્રભુસેવા ગણીને તેમણે દક્ષિણની છેલ્લી મુસાફરી ખેડી, જેમાંથી તેઓ ભયંકર રીતે પટકાઈ પડ્યા અને છેવટે તેમનો જીવનદીપ બુઝાઈ ગયો.

*





મગનભાઈ ભીખાભાઈ પટેલ

# દાદાસાહેબનાં સંસ્મરણો

વકીલાતમાં પણ ઉચ્ચ કારકીર્દિએ અનેક અસીલોનાં દિલ જીતી લીધાં હતાં. તેમાંથી તેમની સાથેનો કાયમી સંબંધ પણ બંધાયો હતો. એ સંબંધ દરેક સાથે સમાન રહેતો તેવો આ લેખનો ધ્વનિ નથી ઊઠતો ?……

દાદાસાહેબનો વિચાર સ્ફુરતા જ એ જ પ્રતિભાશાળી, ભાવનાશીલ, પ્રેમસંપન્ન અને લાવણ્યથી તેજોમય મૂર્તિ આપણી નજર સમક્ષ ખડી થાય છે.

ત્રણ અક્ષરનું ટૂંકું નામ–'ગણેશ.' નામ ફક્ત વ્યક્તિને ઓળખવા પૂરતું જ બસ નથી. પરંતુ નામ નામને સાર્થક કરી જવા માટે જ હોય છે. તેમનું નામ પાડનારને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે જે બાળકનું નામ ગણેશ પાડવામાં આવે છે તે, તેને સાર્થક કરી જશે. આ ત્રણ અક્ષરના નામે તો ભારતભરમાં પ્રકાશ-કિરણો ફેંક્યાં એટલું જ નહિ પણ સાથે સાથે સૌને પ્રેરણા આપી. દાદાસાહેબે ભારતની બહાર પણ માનવતા અને શિષ્ટાચારની પ્રણાલીઓ પાડી અને એ રીતે લોકશાસનના કસાએલા અનુભવીઓને પણ આંજી દીધા.

ગણેશ એટલે ગણના ઈશ—એટલે સમાજના નેતા. અને સાચે જ તે નેતા બન્યા. લોકોની સેવા કરી તેમણે તેમના હૃદયમાં સ્થાન પ્રાપ્ત કર્યું. દાદાસાહેબ એટલા જ વહેવારકુશળ પણ હતા. તેમણે સેવા કરવાનો નિશ્ચય કરીને સેવાક્ષેત્ર પસંદ કર્યું. તેઓ સ્વભાવે જ સેવાપ્રિય હતા ને તેમના તે સ્વભાવે જ તેમને સેવા તરફ વાળ્યા. જેમ શરીર નિભાવવા શ્વાસોચ્છ્વાસની જરૂર છે, તેવી જ રીતે સેવાક્ષેત્ર દાદાસાહેબના જીવન માટે અનિવાર્ય હતું. સેવા એ જ જીવન અને જીવન એટલે સેવા. આ એમની સ્વાભાવિક ભાવના હતી. લોકો ઉપર ઉપકાર કરવા ખાતર તેમણે લોકોની સેવા નથી કરી. એ કલ્પના પણ તેમનામાં હતી નહિ. તેમણે તો માત્ર સેવા ખાતર જ સેવા કરી છે.

એમના પરિચયમાં જે જે વ્યક્તિઓ આવી છે તે દરેકને એમ લાગતું કે દાદાસાહેબ મારા છે. આ રીતે બીજાઓને પોતાના કરી લેવાનો તેમનો ખાસ ગુણ હતો. માનવતાનું આથી વિશેષ માપ શું હોઈ શકે ? દાદાસાહેબ એટલે જ માનવતાની મૂર્તિ. માનવના એમનાથી કોઈ અલગ વસ્તુ કે ભાવના ન હતી. જે જે વ્યક્તિઓ દાદાસાહેબના પરિચયમાં આવી હશે તેમના મન ઉપર તેમણે માનવતાની અચૂક છાપ પાડી હતી. તેમના પરિચયમાં આવવાનું ભાગ્ય મને પણ પ્રાપ્ત થયું હતું. એ રીતે જોઈએ તો દાદાસાહેબની સાથેનો મારો સંબંધ વકીલ અને અસીલ તરીકેનો પ્રથમ સને ૧૯૧૭ થી શરૂ થયો હતો. ત્યાર બાદ પૂજ્ય બાપુજીના આફ્રિકામાંથી આવ્યા બાદ બાપુજીના આશ્રમમાં વારંવાર મળવાનો અને સહવાસમાં આવવાનો પ્રસંગ ઉપસ્થિત થતો. સને ૧૯૨૧ માં અમદાવાદમાં કોંગ્રેસનું અધિવેશન મળ્યું તે વખતે તે સંબંધ વધુ ગાઢ થયો હતો. સ્વયંસેવક (વોલંટીઅર) તરીકે મારું નામ મેં જ્યારે નોંધાવ્યું ત્યારે મને શું કામ સોંપવામાં આવશે તે પૂછવા દાદાસાહેબ પાસે ગયેલો. તે વખતે દાદાસાહેબે મને જે કહેલું તે હજુ પણ યાદ છે. દાદાસાહેબે જવાબ આપેલો કે સેવા કરવા આવો છો ને સેવા જડતી નથી! જે કોઈ કામ કરવા તૈયાર ના થાય તે તમારે કરવું. આ પછી મને જે કામ સોંપે તે કરવા નિશ્ચય કરેલો. પણ ત્યાર બાદ સ્વયંસેવકના નાયક સાથે મારે મતભેદ થયેલો એટલે તે ટુકડીમાં કામ ના કરતાં દાદાસાહેબના કોંગ્રેસનગરના દફતરમાં જ કામ કરવાનું રાખેલું.

દયામિશ્રિત ન્યાયના તેઓ અનન્ય ઉપાસક હતા. આ પ્રતીતિ મને ડગલે ને પગલે થતી. જો કે ધનપતિઓ જોડે તેઓનો મીઠો સંબંધ પહેલેથી જ હતો. પરંતુ ધનપતિઓથી તેઓ અંજાના નહિ. તેમ જ ગરીબોથી તેઓ દૂર હતા નહિ. આનું નામ જ મહાનુભાવ. માતૃસેવા એ તેમનો મુખ્ય મંત્ર હતો. તેમના જેવી માતૃભક્તિ જવલ્લે જ જોવામાં આવશે. તેઓ કહેતા





કારણો શોધી કાઢવા તેઓ પ્રયત્ન કરતા. તેઓ કહેતા કે, સમાજના ઊજળા અને આગળ પડતા વર્ગના માનસના કારણે જ આવા અનૈતિક ગુનાઓ કરવા સમાજનો નીચલો વર્ગ ના છૂટકે પ્રેરાય છે. અને આ જ તેમનો દૃઢ મત હતો. ગુનાખોરવૃત્તિ ધરાવનાર વ્યક્તિ પ્રત્યે તેઓ માનવતાથી જોતા અને ઉચ્ચ પ્રકારનું નૈતિક જીવન ગાળવા તરફ તેમને વાળતા. ફાંસીની સજા પામેલાઓ પ્રત્યે તેમનું દયાર્દ્ર હૃદય ઝરતું. આવા કેદીઓની મુલાકાત તેમણે ખાસ જરૂરી માની હતી—આ બધા કેદીઓના કેસો તેઓ વાંચી જતા અને અમુક કેસો અપીલ કરવા જેવા છે અગર તો દયાની માગણી કરવા જેવા છે તે નક્કી કરી, પછી તેઓ મને અપીલો કે અરજીઓ લખાવે ને હું લખું. ધીમેધીમે હું પણ આવાં કામો કરવા ટેવાઈ ગયો. વખત જતાં દાદાસાહેબ આવા બધા કેદીઓને મારી પાસે મોકલે. હું આવા કેસો વાંચી અપીલ કે અરજીઓ તૈયાર કરી તેમને વાંચવા આપું. જે પદ્ધતિ દાદાસાહેબે મને શીખવાડેલી તે જ પદ્ધતિથી કામ કરતો; દાદાસાહેબે એક વખત કહેલું કે જેલમાંથી છૂટયા બાદ વેપાર છોડી દઈ આ કામ સેવાભાવથી જો કરશો તો તમને માનસિક સંતોષ ને શાંતિ મળશે.

દાદાસાહેબ જ્યારે જેલમાંથી છૂટયા ત્યારે આવાં કામોનો હવાલો મને સોંપતા ગયેલા—તેમના છુટકારા બાદ સમાજવિરોધી ગુનાવાળા તથા કેટલાક રાજદ્વારી કેદીઓ પણ અપીલો, દયાની અરજી, અગર તો પેરોલની અરજી કે બીજાં આવાં કામ માટે મારી પાસે આવતા. ત્યારે દાદાસાહેબની હૂંફની ઊણપ મને લાગતી.

ગોધરાના એક ફાંસીની સજા પામેલા ભાઈ પાસે પણ હું ને દાદાસાહેબ દરરોજ સાંજના જઈએ. અને ગીતા વગેરેના ધાર્મિક ઉપદેશો દ્વારા ફાંસીને દિવસે તેને હસતે મોઢે ફાંસી ઉપર ચઢી જતાં જોયો. તેણે શાંતિ અને ધૈર્યથી સજા ભોગવી. દાદાસાહેબે કહેલું કે : 'મગનભાઈ, આપણે આ લોકો પાસેથી ઘણું શીખવાનું છે.' ફાંસીની સજા પામેલો કેદી કોઈ પણ નાત જાત કે ધર્મનો હોય તો પણ જે દિવસે તેને ફાંસી થવાની હોય તે દિવસ અમારા બધા માટે ઉપવાસનો હોય.

એક વખત અમારા જ વૉર્ડના અમારા ખાસ રાજદ્વારી કેદી મિત્ર (હાલ તેઓ હયાત નથી) સાથે ફ્રુટ્સ, પાઉં ને દૂધ અંગે તીવ્ર મતભેદ ઊભો થયો. તેઓ પોતાના ભાગમાંથી દરદીઓ માટે કાંઈ પણ છોડવા તૈયાર ન હતા. દાદાસાહેબ કહે કે, તે ભાઈએ બીજાઓની માફક પોતાનો હિસ્સો આપવો જ જોઈએ. પણ તે ભાઈ માને નહિ. દાદાસાહેબે કહ્યું કે, મારે આ માટે ઉપવાસથી પ્રાયશ્ચિત કરવું જોઈએ. મને પણ લાગ્યું કે આ બધું ઠીક થતું નથી. જાતે જઈ તે ભાઈને ઘણી આજીજી કરી, સમજાવ્યા પણ માને નહિ. છેવટે ઈશ્વરે તે ભાઈને પ્રેરણા કરી ને મારી પાસે આવ્યા ને કહ્યું કે, મારી ભૂલ મને સમજાઈ છે ને મારો બધો ભાગ હવેથી તમે દરદીઓને આપી શકો છો. આવા પ્રસંગોના સુખદ અંતથી ઈશ્વર ઉપરની અમારી શ્રદ્ધા અનેકગણી દૃઢ થતી. દાદાસાહેબે કહ્યું કે ઈશ્વરપ્રેરિત સદ્બુદ્ધિ આનું નામ. દાદાસાહેબે ઘણા ગુનેગાર કેદીઓને જેલમાંથી છોડાવ્યા હશે અને કેટલાકોને તો સેતાનમાંથી સજ્જન બનાવ્યા. તેમની આવી સેવાઓનો ઉલ્લેખ અનેક લેખો દ્વારા જાણીતો છે એટલે એ વિષે મારે વધુ કહેવાનું નથી. દાદાસાહેબની અનેકવિધ પ્રવૃત્તિઓ અને સેવાઓનું યથાશક્તિ બયાન આવા ટૂંકા લેખમાં આપવું એ મારા જેવાની શક્તિ બહારની વાત છે પણ એમની સેવાઓ ટૂંકામાં નીચે મુજબ ગણાવી શકાય. અમદાવાદના ઘડતરમાં મ્યુનિસિપલ સભ્ય તથા ખાસ કરીને પ્રમુખ તરીકે તેમનો ફાળો મુખ્ય છે. મ્યુનિસિપાલિટીની બહાર રહીને પણ સલાહ અને સૂચનો દ્વારા આજનું નવસર્જન તેમનું અનેક અંશે ઋણી છે. કેળવણી ક્ષેત્રમાં અથાગ શ્રમ લઈ ધનપતિઓ પાસેથી મિત્રતા દ્વારા આર્થિક મદદ પ્રાપ્ત કરી આજની ગુજરાત યુનિવર્સિટીના ઉદ્ભવમાં તેમનો ફાળો મહાન છે.



ધનવન્ત ઓઝા

# ઔદાર્યના પુરસ્કર્તા

સ્વ૦ દાદાસાહેબની ઉદારતા અને નીડરતા તો હંમેશ જાણીતી રહી જ છે. કોઈની પણ શેહમાં તણાતા એ શીખ્યા જ નહોતા. અહીં રજૂ થતી વાતો તેમના આ બન્ને સદ્‌ગુણોને પૂરવાર કરે છે ........

દાદાસાહેબ ગયા : સવા અડસઠ વર્ષની જીવનયાત્રા કરીને ગયા : તેંતાલીસ વર્ષનો સમાજસેવા યજ્ઞ કરીને ગયા. નગરની, પ્રદેશની, દેશની ને દુનિયાની સેવા કરતા કરતા ગયા. ગુજરાત એમની સ્મૃતિને દીર્ઘકાળ સુધી સાચવશે જ.

દાદાસાહેબ સૌજન્યમૂર્તિ હતા, સહિષ્ણુતામૂર્તિ હતા અને સર્વસારસંગ્રહવૃત્તિથી ભર્યાભર્યા હતા. ગુજરાતમાં પ્રગતિશીલ આંદોલનો તરફ એ સદાય સહાનુભૂતિ ધરાવતા. ગુજરાતના પ્રવર્તમાન રાજકારણના જાડ્યમાં એ ઔદાર્યના એક મહત્ત્વના અને અસરકારક પુરસ્કર્તા હતા. એમની છેલ્લી માંદગીના દિવસોમાં જ એમના આ ઔદાર્યનાં દર્શન તેમણે આપણને કરાવ્યાં છે. નૂતન ચીનનું સાંસ્કૃતિક પ્રતિનિધિમંડળ ગુજરાતયાત્રાએ આવ્યું ત્યારે પાટનગરમાં તેમના સ્વાગતનો કાર્યક્રમ યોજાયો હતો. એ કાર્યક્રમમાં નાગરિક સત્કાર સમારંભમાં અમદાવાદની કોંગ્રેસ નગરસમિતિએ સક્રિય સહકાર ન આપ્યો ત્યારે દાદાસાહેબે તો એ સમારંભનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું અને એ અસ્વસ્થ તબિયતના કારણે ન આવી શકયા ત્યારે તેમણે ભાવપૂર્વક સંદેશ મોકલ્યો હતો અને પોતાના નિવાસસ્થાને અતિથિઓનો સત્કાર કર્યો હતો.

દાદાસાહેબ સોવિયેત મિત્રમંડળના પ્રમુખ થયા હતા ત્યારેયે ઘણી ચર્ચાઓ થઈ હતી, પણ એ તો ગૌરવપૂર્વક પોતાની પ્રવૃત્તિ કરતા રહ્યા હતા. શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકના ગ્રામવિકાસમંડળના એ પ્રમુખ થયા ત્યારેયે ઘણા કોંગ્રેસી કાર્યકરોનો અણગમો તેમણે અનુભવ્યો હતો.

ગુજરાત યુનિવર્સિટીની સંસ્થાપનામાં પાયાનો પુરુષાર્થ એમનો હતો એમ ઈતિહાસકાર તો કહેશે જ. પણ, આજના એ મહાસંસ્થાના સૂત્રધારો વિનાવિલંબે દાદાસાહેબની સ્મૃતિને એ સંસ્થા સાથે સાંકળી લેવાનો કંઈક ઔચિત્યપૂર્ણ પ્રબંધ કરે તો ગુજરાતની ગુણજ્ઞતાનું ગૌરવ વધે.

ગુજરાત વિદ્યાસભાના તો એ શિરચ્છત્ર સ્વજન હતા. એ સંસ્થા તો નિઃસંદેહ દાદાસાહેબની સ્મૃતિને પોતાની પ્રવૃત્તિમાં ગૌરવપૂર્ણ રીતે સાચવવાનો નિર્ણય કરશે જ.

દાદાસાહેબે શ્રી. અંબાલાલ સાકરલાલ દેસાઈ પાસેથી પ્રેરણા લઈને જાહેર–જીવનમાં પ્રવેશ કર્યો, સરદારશ્રીના સંપર્કથી તો વધુ વ્યાપક પ્રવૃત્તિ કરી અને ગાંધીસ્પર્શે તો એમને સેવાયજ્ઞની દીક્ષા આપી.

અમદાવાદની નગરપાલિકાના પ્રમુખલેખે, મુંબઈ વિધાનસભા તેમજ ભારત લોકસભાના અધ્યક્ષ લેખે, કોમનવેલ્થ પાર્લામેન્ટરી યુનિયનના પ્રમુખ લેખે, સંખ્યાબંધ શિક્ષણ, સંસ્કાર ને સેવાની પ્રવૃત્તિઓના સૂત્રધાર લેખે જનસેવા કરીને દાદાસાહેબ ગયા છે તેથી એમણે તો પોતાનું કર્તવ્યઋણ પૂરેપૂરું ચૂકવ્યું છે—આપણને એ ઋણી બનાવી ગયા છે.

દાદાસાહેબ ગયા છે તેથી માનવતાએ એક પ્રથમ પંક્તિનો શાંતિચાહક ગુમાવ્યો છે, ભારતે તેની ઊગતી લોકશાહીનો રખેવાળ ગુમાવ્યો છે ને ગુજરાતે તો તેનો સમગ્ર નાગરિક ગુમાવ્યો છે.

અખંડ ગુજરાતની રચના ઈતિહાસમાં પહેલી જ વાર આવી રહી છે ત્યારે તો દાદાસાહેબની વિદાય વધુ વસમી લાગે છે. એ હોત તો ગુજરાતની સંસ્થાપના પછી તેના પ્રથમ રાજ્યપાલના પદે એમને મૂકવાની દરખાસ્ત થઈ શકત. હવે એ વિદાય થયા છે તો એ રચનાના પ્રસંગે જ—ને એ પ્રસંગ સાથે સંયોજીત—એવું દાદાસાહેબનું સ્મૃતિ-મંદિર ગુજરાત રચે એવી ભાવના સાથે એમની સ્મૃતિને સન્માનપૂર્વક પ્રણામ કરીએ.







શાનીના પગલાં ભરવા જણાવ્યું. શ્રી દાદાસાહેબ મીલના વકીલ હતા. તેમને લાગ્યું કે મીલ વેપારી પાસે કાયદેસર નુકશાની મેળવી શકશે ખરી, પરંતુ વેપારીનો મીલના શેઠ સાથેનો જૂનો સંબંધ મરી પરવારશે અને પરસ્પર વૈર બંધાશે. તેમના અંતરની સમાધાન વૃત્તિ જાગી અને તેમણે મને બોલાવીને કહ્યું કેઃ—'તમે તો જાણો છો કે આ વેપારીને અને તમારા શેઠને જૂનો સંબંધ છે, વેપારી વાંકુ બોલે છે એ વાત ખરી છે પરંતુ કોર્ટે જતાં પહેલાં, શેઠને કહીને કાંઈ સમાધાન થાય તો સારું. વકીલ તરીકે હું તો લડીશ પરંતુ પરિણામે બંને વચ્ચેનો સબંધ ધૂળધાણી થઈ જશે.' અને ત્યાર બાદ શેઠની સૂચનાથી તેમણે પોતે જ તે વેપારીને બોલાવીને સમજાવતાં ઝઘડો પતી ગયો હતો. વસ્તુતઃ, સમાજમાં સહકાર અને સંપ સચવાય એ ભાવના તેમના સ્વભાવમાં ઓતપ્રોત હતી અને તેવા પ્રસંગોમાં પોતાના સ્વાર્થની લેશ પણ પરવા કરતા નહિ.

આવો એક બીજો પ્રસંગ જણાવું તો અપ્રાસંગિક નહિ લેખાય. તે સત્યાગ્રહના આન્દોલનના દિવસો હતા. અમદાવાદની કેટલીક મીલોએ વિલાયતી મશીનરીના ઑર્ડર આપ્યા હતા. તે વખતે ખાસ કરીને બ્રિટિશ મશીનરી નહિ મંગાવવા માટે કોંગ્રેસ તરફથી દઢ આગ્રહ સેવાતો હતો. અને શ્રી મૃદુલાબહેન વગેરે બહેનો પણ તે રોકવા માટે ભારે પ્રયાસ કરી રહ્યાં હતાં. અત્રેની એક મીલે પણ બ્રિટિશ મશીનરીનો ઑર્ડર મૂક્યો હતો. આ મીલની સ્થાપના પાછળ, મારો પણ યત્કિંચિત્ ફાળો હતો એટલે શ્રી મૃદુલાબહેન મને મળ્યાં અને આખી પરિસ્થિતિ સમજાવી. પરંતુ તે મીલના એજન્ટ એમ માને તેમ નહોતા એટલે તેમની સામે કોંગ્રેસ તરફથી ભારે પ્રકોપ જાગ્યો. આ પ્રસંગમાં પણ દાદાસાહેબે વચમાં પડી કેવી સચોટ છતાં પ્રેમાળ ભાષામાં તે એજન્ટમાં દેશ પ્રત્યેની ભાવના જગાવી. મશીનરીનો ઑર્ડર રોકાવ્યો હતો. તે યાદ કરતાં આજે પણ શ્રી દાદાસાહેબની કર્તવ્યપરાયણતા અને દેશભક્તિનું સજીવ ચિત્ર દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે.

ત્યાર પછી તો સાબરમતીનાં નીર બહુ વહી ગયાં અને વરસોનો ગાળો વીતી ગયો. સ્વરાજ્ય આવ્યું અને તેઓ પાર્લામેન્ટમાં 'સ્પીકર' તરીકે ગયા. પરંતુ તેમના સ્વર્ગવાસ પહેલાં થોડા જ દિવસો પૂર્વે શેઠ મથુરાદાસને ત્યાં તેમની સાથે જમવાનો પ્રસંગ મળ્યો. મને જોઈને કહેઃ-'બંસીલાલ! મારે તમને અભિનંદન આપવાં જોઈએ. સ. ગ. શેઠ મંગળદાસનું જીવન ચરિત્ર આલેખીને તમે એક મહત્વનું કર્તવ્ય બજાવ્યું છે. સાધારણ રીતે શ્રીમંતોના જીવનચરિત્ર અતિશયોક્તિ વિના લખાતાં નથી અને તમે દાખવેલી સ્વતંત્રતા માટે મારા ધન્યવાદ છે' વસ્તુતઃ તે પુસ્તકની પ્રસ્તાવના પણ તેમણે જ લખી હતી અને તે પાછળ તેમનો એક જ સિદ્ધાંત હતો કે 'જ્યાં જ્યાં વિશિષ્ટતા, વિભૂતિ અને આદર્શ નજરે પડે ત્યાં ત્યાં તેની ફોરમ જગતને આપવી.' તે દિવસે જમી રહ્યા પછી પણ ભૂતકાળના અનેક પ્રસંગો યાદ કર્યા અને તેમના રમૂજી અને આનંદી સ્વભાવ અનુસાર Humour from the bench તેમના કોર્ટના અનુભવની કેટલીયે રસમય વાતો સંભળાવી, આખી મંડળીને ખૂબ આનંદ કરાવ્યો હતો.

કોણ કહેશે કે આવા મહાનુભાવ આત્મા મૃત્યુ પામે છે? તેમની જીવન સુવાસ તો સર્વદા પ્રસરતી રહે છે અને બીજા અનેકને પ્રેરણાદાયી નીવડે છે.

Lives of great men all remind us
We can make our lives sublime,
And departurg, leave behind us
Foot-prints on the sand of time.

— Long fellow.



દર્શન માટે હું તથા મારાં બાળકો જ્યાં સુધી હરિજનો જઈ શકે ત્યાં સુધી જ ગયાં હતાં. 'અમને હરિજન માનજો' એમ જ ટ્રસ્ટીઓને જણાવ્યું હતું. તેમાં કાંઈ ભૂલ હોય તો જણાવશોજી.

—ગ૦ વા૦ માવળંકર. (ગાંધીજી પરના પત્રમાં)





નટવરલાલ દવે

# માવળંકર સાહેબ

માવળંકર સાહેબ સાથેનો મારો સંબંધ લગભગ વીસેક વરસનો હતો. સૌથી પહેલાં આણંદમાં સમિતિનું કામકાજ કરવાને એક ભાડાનું મકાન રાખેલું તેની શુભ શરૂઆત એઓશ્રીના હસ્તે કરાવેલી. સાંજે આણંદમાં જાહેર સભામાં ભાષણ પણ રાખેલું. ત્યાર બાદ ઉત્તરોત્તર એમની સાથેનો સંબંધ જારી રહ્યો એટલું જ નહિ પણ મને ઉપકારક નીવડ્યો.

ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં એઓશ્રી પ્રમુખ તરીકે આવ્યા એ મારે મન, સોસાયટીની, કેળવણીની, અને આણંદની દૃષ્ટિએ એક મહત્ત્વનો બનાવ હતો. આવા પ્રખર ધારાશાસ્ત્રી, સમાજસેવક અને એ સહુની ઉપર એક નિર્મળ સદ્‌ગૃહસ્થ ચરોતરની એક આગેવાન સંસ્થાનો દોરીસંચાર હાથમાં લે તો આડકતરીરીતે ભૌગોલિક દૃષ્ટિએ વધારે તો નહિ પણ ચરોતરના કાર્યપ્રદેશમાં એની સુવાસ ફેલાશે એ નિર્વિવાદ હતું.

*

'ભારત છોડો'ની લડત વખતે સાબરમતી જેલમાં એમની સાથે રહેવાનો સંજોગ—સુભગ સંજોગ મળી આવ્યો. સ્વ. લોકમાન્ય ટિળક મહારાજને જે યાર્ડમાં રાખેલા ત્યાં જ અમે હતા. દાદાસાહેબ એમનાં સંસ્મરણો કહે, અને અલકમલકની વાતો કહે એમાં એમના જ્ઞાનનો, અનુભવનો, જીવનનાં અનેક ને વિધવિધ પાસાંઓના નિરીક્ષણનો એઓશ્રી નિચોડ આપતા. બહુશ્રુત હતા. વાંચેલું પણ પુષ્કળ. તેમાંય મહાત્માજીના સંસર્ગમાં આવવાથી જેમ ઘણાને વિષે બન્યું છે એમ એમને જીવનના તત્ત્વજ્ઞાનનું નવનીત જાણવા મળેલું જે મહાત્માજીના જીવનકાળ સુધી ચાલુ રહ્યું—જે દાદાસાહેબના જીવનનો એક અમૂલ્ય લહાવો જ કહેવાય.

બધી વાતો કરે, સંસ્મરણો કહે પણ ક્યાંય રંજ નહિ, દીવેલીઆપણું નહિ; પણ આનંદ, ઉત્સાહ, હસવાનું અને વાતોમાં રસ એવો જામે જ્યારે કે ઘણીવાર એમ સાંભળવાનું મળે : 'ચાલો ત્યારે હવે કાલે કરીશું' વાત સાંભળતાં રસ રહી જાય—સાંભળનારને રસ રહી જાય એ ત્યાં જોવા મળતું.

એમને મીંડાપેશાબનો રોગ એટલે ખાવાપીવામાં ખૂબ જ કાળજી રાખે, પેશાબમાં ખાંડ માપે, ઈંજે-

---

જ્યારે મળવાની જરૂર જણાતી ત્યારે હું સવારના ૧૦–૧૦॥ વાગ્યે જ જતો. હું પોતાને ભાગ્યશાળી માનું છું કે મને આ અમૂલ્ય સમયમાંથી કેટલોક સમય મળી શકતો.

મેં એકવાર દાદાસાહેબને વિનંતિ કરી કે તેઓશ્રી મુલાકાતનો સમય આપે, પોતાનાં કેટલાંક સંસ્મરણો લખાવે. તેમણે માગણી સ્વીકારી અને મને ૧–૧॥ કલાક આપ્યો. તેમણે પોતાનાં બચપણનાં સામાન્ય છતાં જીવન ઉપર અસર કરનારાં સંસ્મરણો રસપૂર્વક સંભળાવ્યાં. તેઓએ પોતે તથા પોતાના પિતાશ્રી ઘરનો હિસાબ લખતા તે ચોપડા પણ સુંદર અક્ષરે કાળજીપૂર્વક લખેલા બતાવ્યા. દાદાસાહેબનો તેમનાં મોટાં બહેન પ્રત્યે અપૂર્વ આદર અને પ્રેમ હતો. ઘરના નાનામોટા કુટુંબીજનો વિના સંકોચે તેમની જોડે છૂટથી વાતો અને ચર્ચા કરી શકતા. આ એક પિતા તરીકેનો તેમનામાં મોટો ગુણ હતો. દાદાસાહેબ પત્રોના ઉત્તર જરૂર આપતા અને પોતાના અંગત મંત્રી પાસે જરૂર અપાવતા. મને બરાબર યાદ છે કે એવો એક પણ પત્ર નહિ હોય કે જેનો ઉત્તર તેમના તરફથી નહિ મળ્યો હોય.

★





ઉપર આધાર રાખે છે.' આમ કહીને હસતા હસતા એ, એમનાં પત્ની, એમનાં પુત્રવધૂ અને તેમનાં બે બાળકો વિદ્યાનગર જવા ઊપડી ગયાં.

ફરી રાત્રે મળ્યા. શિયાળાની રાત હતી. ઠંડી પણ ઠીક ઠીક હતી. કપડાં ઉતારવા કરવામાં એમને મદદની જરૂર જણાતી હતી પછી પથારીમાં બેઠા અને આડે પડખે થયા. મેં એમને સ્વ સાને ગુરુજીનાં બે પુસ્તકો જે મેં ગુજરાતીમાં ઉતારેલાં તે આપ્યાં. જોઈને એમનાં પત્ની તરફ ફરીને કહે: 'શ્યામની મા અને ગીતા–હૃદય લાવ્યા છે. શ્યામની મા સુંદર પુસ્તક છે. મહારાષ્ટ્રમાં તો કોઈ કુટુંબ એને વાંચ્યા વિના નહિ રહ્યું હોય, સરસ.'

'આપે સાબરમતી જેલમાં જે મરાઠીના ગણેશ માંડી આપેલા એના કારણે આ બની શક્યું છે. હાલમાં મરાઠી સાહિત્યથી દૂર છું પણ આપ કંઈ સૂચવશો તો મંગાવું કે વાંચવા લાવું જેથી એ ભાષા ને તે પ્રદેશના વિચારો સાથે હું પરિચયમાં રહી શકું.' મેં કહ્યું.

જાણે કે પોતાની સ્મૃતિ જાગ્રત કરવા એમનાં પત્ની તરફ ફરીને મને કહે, 'હમણાં મેં ય. ગ. જોશીનું દૂધાચી ધાગર વાંચ્યું તે સારું લાગ્યું. એણે પોતાની માની વાત સરળ રીતે રજૂ કરી છે અને એને માટે એણે રોજીંદા નાના નાના બનાવો રજૂ કરીને માતાના ચિત્રને સુરેખ આંક્યું છે. વળી એ એક માસિક કાઢે છે જેનો થોડા વખતમાં એક અંક બહાર પાડનાર છે કે કદાચ પડ્યો હશે જેમાં ઘણી આત્મ-કથાઓ આપનાર છે.'

'આ વરસમાં સ્વ. ટિળક મહારાજની શતાબ્દિ ઉજવવામાં આવનાર છે. મારો વિચાર એમનાં સો સંસ્મરણો ચૂંટી કાઢીને ગુજરાતીમાં ઉતારવાનો છે. એમના ભાણેજે ત્રણ ભાગમાં સ્મરણો છપાવ્યાં છે જેમાં એમના ગાડીવાન સુથારથી માંડીને મહાત્માજી ને સેક્રેટરી ઑફ સ્ટેટે આપેલાં સંસ્મરણો છે.' મેં એમની સલાહ માગી.

પછી તો એ સ્વ. ટિળક મહારાજ વિષે વાતે વળગ્યા અને મને કહે, 'તમે એ સંસ્મરણોમાં એમણે જે ડેકન એજ્યુકેશન સોસાયટીમાંથી રાજીનામું આપ્યું એ લેવાનું ચૂકશો નહિ.'

'પણ એ તો ડેમી સાઈઝનાં કેટલાંય પાન થાય એમ છે.' મેં મૂંઝવણ જણાવી.

'તે એને ટૂંકાવીને લેજો, પણ લેજો ખરા.' એમણે મને મધ્યમ રસ્તો બતાવ્યો.

'પણ એને માટે આપને તસ્દી આપવી પડશે. એમાં 'બે બોલ' આપને લખી આપવા પડશે.' મેં માગણી મૂકી.

'તમારો હુકમ થાય તે મારાથી ના શી રીતે પડાય!' મને સ્વજનના હેતથી જવાબ આપીને મારા માર્ગને તદ્દન મોકળો કરી આપ્યો એટલું જ નહિ પણ મારા કામને સંગીન ટેકો પણ આપ્યો.

આ ઉપરાંત તેમણે એસેમ્બલીની કંઈ કંઈ વાતો કરી. શુષ્ક ચર્ચા નહિ પણ જાણે વાતો કહેતા હોય એમ એક પછી એક અનેક બનાવો જે રસપ્રદ ને જ્ઞાનપ્રદ હતા એ કહ્યા. વાતો સાંભળવાનો રસ ઘણો જામ્યો પણ એમની તબીયત પણ સાચવવાની એટલે અમે વીખરાયા.

બીજે દિવસે સવારે તેઓશ્રીને, શ્રીરામકૃષ્ણ સેવા મંડળને એક વરસ થવા આવતું હતું એટલે ત્યાં આવીને જોઈ જાય એટલા સારુ લેવા ગયો. એમનું કુટુંબ સાથે આવ્યું. મકાન આગળ ઊતરતાં કહે: 'મારાં પત્નીએ મને સાથે આવવા જણાવ્યું છે કેમકે ઉદ્‌ઘાટન વખતે એ સાથે હતાં.' આમ બન્ને મકાનમાં બન્ને ફર્યાં. કાર્ય વિષે સંતોષ વ્યક્ત કર્યો અને આશીર્વાદ આપી પાછા ફર્યા.

આણંદના સ્ટેશને દાદર ચઢવા ઊતરવાને એમને તકલીફ પડે એટલે પાટા ઓળંગીને મોટા પ્લેટફોર્મ ઉપર ગયા. ફાસ્ટને વાર હતી એટલામાં ટિકીટો આવી. પૈસા ગણી લીધા અને એક ત્રીજા વર્ગની ટિકીટ મંગાવી લીધી, જે ભૂલાઈ ગયેલું હતું. આ




સંસ્મરણોનાં પૃથક્કરણ કરી દેખાડીને અને અમારા કામમાં પ્રેરણા અને સાધનાનું શું સ્થાન છે એ વિષે એ અત્યંત ભાવનામય માર્ગદર્શન આપ્યું એ અવિસ્મરણીય છે. અમદાવાદની કોઈ પણ લિમિટેડ કંપનીના ચેરમેનને જો પોતાની કંપનીના કામમાં પ્રેરણા, ભાવના, સિદ્ધાંતનિષ્ઠા, લોકશિક્ષણ, અને ચોક્કસ કક્ષાએ પહોંચવા માટે જોઈતી સાધનાની વાતો કરવામાં રૂપિયા આના પાઈના હિસાબો કરતાં વધુ રસ પડતો હોય તો, તે મને લાગે છે કે, એકલા સ્વ. સુ. દાદાસાહેબ જ હશે!

સ્વ. દાદાસાહેબે કહ્યું હતું તેમ તેમના 'હૃદયની સહુથી નજીક' એવી પ્રવૃત્તિઓમાંની એકમાં કામ શરૂ કરવાનું ભાગ્ય મને સાંપડ્યું ત્યારે જો કે હું તેમના પરિચયમાં આવ્યો નહોતો. સ્વ. શ્રી. બલ્લુભાઈ ઠાકોરની જ્વલંત રાષ્ટ્રભાવનાએ વિકસાવેલી સંસ્થા ત્યારે હજી લિમિટેડ કંપની બની નહોતી, પરંતુ થોડાં જ વર્ષોમાં 'ગુજરાત સમાચાર' અને 'પ્રજા બંધુ' અખબારોના વધુ વિકાસ માટે લિમિટેડ કંપની કરવાની જરૂર અનિવાર્ય બની અને સુ. દાદાસાહેબ સાથે અમારો સહુનો પ્રત્યક્ષ સંબંધ જોડાયો. તેઓ લોકપ્રકાશન લિ. ના પ્રથમ ચેરમેન બન્યા અને થોડા મહિના બાદ કરતાં જીવનના છેલ્લા દિવસ સુધી તેમણે સંસ્થાને પોતાની જ ગણીને અમૂલ્ય માર્ગદર્શન આપ્યું, મુંઝવણોમાં હુંફ આપી, વિચારોના ગૂંચવાડાનાં પૃથક્કરણ કરી સ્પષ્ટતા કરવામાં ગુરુજન તરીકે સહાય કરી અને સહુથી વિશેષ તો લોકશિક્ષણના આ કામની જવાબદારી, પવિત્રતા અને ભયસ્થાનો વિષે સતત જાગૃત રહેવાની ભાવનાને સચેત રાખ્યા કરી.

સ્વ. સુ. દાદાસાહેબની ખાસિયતોમાંની એક એ હતી. કે તેઓ ઉમ્મરે તેમજ દરજ્જે નાના માણસોને તેમના નાનાપણા વિષે સભાન રાખવાનો કદી પ્રયત્ન કરતા નહિ, ઉલટું નાનાનો સંકોચ ભુલાવી દેનારી આત્મીયતાથી સામાના હૃદયને ભીંજવી નાખતા. જરૂર પડે ત્યાં કડક અને આગ્રહી બનતાં પણ એમને આવડતું, પણ તેનો કોઈને ભોગ બનાવવાની લાગણીથી તેમણે કદી એવી કડકાઈ કરી હોય એવું બન્યાનું યાદ નથી. તેઓ ભારત લોકસભાના સ્પીકર જેવા અતિ ઉચ્ચ દરજ્જે બિરાજતા હોવા છતાં આશ્ચર્યજનક સ્વાભાવિકતા, નિકટતા અને લાગણી બતાવી શકતા, એમનું જીવન વ્યક્તિગત રીતે ખૂબ જ સાદું હતું. સ્પીકરપદના ગૌરવની જાળવણી સંબંધે ખૂબ આગ્રહી છતાં વ્યક્તિ તરીકે નિરભિમાની દાદાસાહેબની એ નિરભિમાન નિકટતાનો લહાવો જેને મળ્યો હોય તે જ એનો આનંદ સમજી શકે.

સુ. દાદાસાહેબની માન્યતાઓ ઘણી સ્પષ્ટ હતી અને આગ્રહી પણ હતી, પરંતુ તેઓ બીજાં મંતવ્યો હોવાં જ ન જોઈએ એવું માનનારા નહોતા. જુદા મંતવ્યની કે કાર્યમાં દેખીતા દંભની સખત ટીકા કરતાં મેં એમને ઘણીવાર સાંભળ્યા છે, પણ એમની આખી મનોભૂમિ લોકશાહીની ભાવનાથી ભરેલી હતી તેથી પોતાનાથી જુદા પડવાનો, દલીલ કરવાનો અને તેમની દલીલ નહિ માનવાનો બીજાનો હક્ક તેઓ જરૂર સ્વીકારતા. તેમના આ લગભગ સ્વભાવગત લક્ષણને કારણે તેઓ સહુથી સબળ સ્પીકર થઈ શક્યા હતા. લોકસભામાં વિરોધપક્ષોને પણ એમનામાં પૂરો વિશ્વાસ હતો અને કોંગ્રેસ રાજકર્તા પક્ષ સામે વિરોધપક્ષના અધિકારોની જાળવણી ખુદ વિરોધપક્ષના નેતાઓ કરતાં પણ સ્પીકર દાદાસાહેબ વધુ આગ્રહથી કરતા એવો કોઈ અતિ–ચુસ્ત કોંગ્રેસી આક્ષેપ કરે તો હું માનું છું કે સુ. દાદાસાહેબ એ વાત હસી કાઢવામાં ઊડાવવા છતાં સ્વીકારવાની આનાકાની પણ ન કરે! તેઓની આ ભાવના સંસ્થાઓના કામમાં પણ જરા જુદે સ્વરૂપે દેખાતી. ગીતાનું આખું ઉપદેશાત્મક અને માર્ગસૂચક સંભાષણ પૂરું કર્યા પછી શ્રીકૃષ્ણે પણ અર્જુનને કહેલું કે આ બધું છતાં, *यथेच्छसि तथा कुरु!!* દાદાસાહેબનું લગભગ એવું જ હતું. શું કરવું જોઈએ, કેમ કરવું જોઈએ એ વિષે ખૂબ લાંબી સમજણ આપ્યા પછી લગભગ દરેક વખતે તેઓ તેમની લાક્ષણિક ઢબે કહેતા 'આ તો મેં મારા વિચારો કહ્યા. તમારે શું કરવું તે તમે નક્કી કરો, હું આમ કહું છું માટે એમજ કરવું એમ કહેતો




ડૉ. હરિ ગોવિંદ જાંભેકર

# આપણા દાદા

સ્વ૰ દાદાસાહેબ જાહેર જીવનમાં એટલા બધા ઓતપ્રોત થઈ ગયા હતા કે તેમના પરિચયમાં આવનાર દરેકને તેમને વિષે કંઈક ને કંઈક કહેવાનું હોય જ. અહીં આ ખાસ અંક માટે લખયેલાં સંસ્મરણોમાંથી પણ એવું ઘણું ન જણાયેલું જાણવા મળે છે………

સોમવાર તા. ૨૭–૨–૫૬ ના રોજ વહેલી સવારે જ્યારે શ્રી. દાદાસાહેબનો જીવનદીપ બુઝાયો અને ત્યાર પછી જે ઘોર અંધારું થયું એ અંધારામાં હજીયે કોઈ માર્ગ દેખાતો નથી. શ્રી દાદાના જીવન-દીપનાં કિરણોના તેજથી સૂર્યનાં પ્રખર કિરણો પણ ઝાંખાં પડ્યા અને સૂર્ય–પ્રકાશ થયો જ નહીં. કુદરતે પણ એની ગતિ બદલી અને પર્જન્યરૂપી અશ્રુ ઢોળ્યાં. આપણા, આપણા દેશના અને આ જગતના કેટલાયે લોકોનાં અશ્રુ હજીયે સુકાયાં નથી. શ્રી દાદાસાહેબનો પવિત્ર આત્મા આપણને સર્વેને છોડીને પરલોક ગયો. પરંતુ તે ખરેખર આપણામાંથી ચાલી ગયો હોય એમ લાગતું નથી કારણ કે તે એવો જ અમરવાસ આ જગતમાં રાખતો ગયો છે.

૧૯૪૨ ની ક્રાંતિ વખતે શ્રી દાદાસાહેબને સાબરમતી જેલમાં સરકારી મહેમાન તરીકે રાખવામાં આવ્યા હતા. એ જ વખતે અમદાવાદ સિવિલ હોસ્પિટલમાંથી મારી સાબરમતી જેલ ઉપર ડૉક્ટર તરીકે નિમણૂક થયેલી. એ સમય દરમ્યાન કેટલાયે સરકારી નોકરી-માંથી છૂટા થતા હતા ત્યારે મારે પરિસ્થિતિનુસાર સરકારી નોકરીમાં જોડાવાનું થયું. એટલે હું પણ નોક-રીમાંથી રાજીનામું આપવાની તૈયારી કરીને જ સાબ-રમતી જેલમાં ફરજ ઉપર હાજર થયો. ત્યાં પહેલી જ મુલાકાત વખતે શ્રી દાદાસાહેબે મને કહ્યું ‘Doctor, I know you are coming here with a resignation in your pocket but you have to take it back’ ખૂબ જ આત્મીયતાથી રાજીનામું ન આપવા મને સમજાવ્યું અને જેલના

---

મ્યુ ના નામનું કેટલું મહત્ત્વ તેઓ આંકતા એ તો તેમના પરિચયમાં આવેલા ઘણાખરા જાણતા જ હશે.

મુ. દાદાસાહેબના પરિચયમાં આવવું અને નિકટના મંડળમાં સ્થાન મેળવવું એ જેમ ઉમદા ખાનદાની અને પ્રેમાળ વડિલના વાત્સલ્યના સુખાનુ-ભવ જેવું હતું તેમ એક પ્રકારના સાંસ્કારિક શિક્ષણનો લ્હાવો મેળવવા જેવું પણ હતું. તેમનું સાદું, નિરભિમાન જીવન, બિલકુલ સ્વાભાવિક વર્તન, પુષ્કળ અનુભવ પછી દૃઢ થયેલાં મંતવ્યો, ઉચ્ચ સંસ્કારિતા, ધર્મદૃષ્ટિ, પ્રમાણિકતા, જાહેર કામકાજ માટેની આશ્ચર્યજનક ચીવટ એ બધું તેમના પરિ-ચયમાં આવનારને પણ મૂંગું શિક્ષણ અને સંસ્કાર અર્પ્યા કરતું. ઘણીવાર મને એમ થતું કે મુ. દાદા-સાહેબ એક મોટી કેળવણી સંસ્થાનું પ્રત્યક્ષ સંચાલન લઈને બેઠા હોત તો ગુજરાતની નવી પેઢીઓને કેટલો બધો લાભ થયો હોત? કેટલાં પ્રેરણા અને સંસ્કાર મળ્યાં હોત?

સ્વ. દાદાસાહેબ માવળંકર આજે સદેહે આપણી વચ્ચે નથી પરંતુ યશઃકાય મહાપુરુષોને માટે મરણ એ વિસ્મરણનો આરંભ નહિ બનતાં ઘણીવાર વધુ તીવ્ર સ્મરણનો આરંભ બની રહે છે. સ્વ. દાદા-સાહેબના જીવન દરમ્યાન એમણે કરેલાં અનેકવિધ કાર્યોદ્વારા જ નહિ પણ અનેક સંસ્થાઓદ્વારા અનેક વ્યક્તિઓના માર્ગદર્શક વડીલ તરીકેના સ્થાનદ્વારા તેઓ હજી તો જીવંત છે એમ કહેવામાં કંઈ ખોટું નથી. ઉલટું તેટલું તેઓ સદેહે આપણી વચ્ચે હતા ત્યારે થતું તેના કરતાં એમને અનેક સંસ્થાઓ તેમનું વધારે સ્મરણ કરતી હશે અને તેમણે આપેલા માર્ગ-દર્શનને વાગોળી વાગોળીને પચાવવા પ્રયત્ન કરતી હશે એમ માનું છું.

★

દિલ્હી પહોંચ્યા બાદ દાદાસાહેબના સેક્રેટરી સાથે ટેલીફોન દ્વારા વાતચીત કરી એમને મળવાની રજા અને સમય નક્કી કર્યો. સાંજે બરાબર ચાર વાગે ૨૦, અકબરરોડ ઉપર તેમના નિવાસસ્થાને અમે બધા એમને મળવા ગયા. બિમાર પથારી ઉપરથી જ અમારું બધાનું સસ્મિત સ્વાગત કર્યું અને આપણા ગામના માણસો મળવા આવેલા જોઈ ખૂબ જ આનંદ થયો એમ જણાવ્યું.

એમની તબિયતના સમાચાર પૂછી અમે એમની વિદાય લીધી. વિદાય લેતી વખતે અમારામાંના એક ડૉક્ટરે કહ્યું, 'Dada, we visited on Parliament House this morning, but we *very much fell your absence* in the Speaker's Chair.' શ્રી દાદાસાહેબે તરત જ હસતાં હસતાં કહ્યું, 'You doctors have kept me more comfortable here than there in that chair.'

દાદાસાહેબમાં દુઃખમાં સુખ માનવાની બહુ મોટી વૃત્તિ હતી.

'जातस्य ही ध्रुवो मृत्यु' એ હંમેશનું સૂત્ર આપણા સમાધાન ખાતર આપણે અપનાવીએ છીએ પરંતુ દાદાસાહેબની બાબતમાં એ ખરું લાગતું જ નથી. દાદાસાહેબનું મૃત્યુ થયું છે એ કલ્પના જ અસહ્ય લાગે છે. એમનો તેજસ્વી આત્મા જીવે છે એવો જ આભાસ થયા કરે છે.

છેલ્લી બિમારી પહેલાં થોડા જ દિવસ અગાઉ જયારે શ્રી. દાદાસાહેબ લાંબો પ્રવાસ ખેડી અમદાવાદ પાછા ફર્યા ત્યારે મેં એમની મુલાકાત લીધી. ખૂબ થાકેલા જણાતા હતા. એમણે ખૂબ આરામ લેવો એવી મેં વિનંતિ કરી પણ એમણે તો તા. ૧૩ મીએ દિલ્હી જવાનો નિશ્ચય મને જણાવ્યો : 'This is an important session, I must be present there.' એમ મને એમણે કહ્યું. દેશપ્રેમ અને કાર્યપ્રેમ એમને એમની તબિયત કરતાં વધારે વહાલાં લાગતા હતા.

એમના અવસાનના ચારેક દિવસ બાદ હું એમના હંમેશના બેસવાના ખંડમાં ગયો હતો પણ! ત્યાં પેલી ખુરશી ઉપર ગળામાં શુદ્ધ જનોઈ સાથે, અર્ધી ચડ્ડી પહેરેલો હાસ્યમુખ ચહેરો દેખાયો નહીં. એમનું લખવાનું ટેબલ, એના ઉપરનું ઘડિયાળ, ચોપડીઓ, ફાઈલોનો ખડકલો બધું જ સમેટાઈ લેવાયું હતું.

દિવસના ચોખ્ખા અજવાળામાં અંધકાર હોય એમ લાગતું હતું. ખૂબ જ શાંતિ લાગતી હતી. પરંતુ એ શાંતિ ભીષણતા ઉત્પન્ન કરનારી લાગતી હતી.

પણ ત્યાં એ ઓરડામાં એક જ્યોત સળગતી દેખાઈ. અને એનો પ્રકાશ નિરાશામાં આશા જન્માવતો હતો. એ જ્યોતનો પ્રકાશ એક પવિત્ર સંદેશો કહેતો હોય એમ લાગતું હતું અને તે એ કે આ પ્રકાશના આધારે જે જશે એને કોઈ ઠેકાણે કદીયે અંધકાર નહીં લાગે. મારા જેવા લાખો લોકોને આ 'અમરજ્યોત' સ્ફુર્તિદાયક અને માર્ગદર્શક થાવ એવી ઈચ્છા વ્યક્ત કરી એ મહાન આત્માને હું ખૂબ જ નમ્રતાથી પ્રણામ કરું છું!



સાયમન કમીશન (સન ૧૯૨૮) ના વિરોધમાં ગુજરાત કૉલેજમાં હડતાલ પડી હતી. પ્રિન્સિપાલ શિરાઝે વિદ્યાર્થીઓને કહ્યું—મિ. માવળંકરને ધંધો નથી એટલે તમને ચડાવીને એ પ્રસિદ્ધ થવા માગે છે.

શ્રી માવળંકરને કાને વાત ગઈ એટલે એ કહે : 'મને ધંધો ન હોત તો બહુ સારું થાત, કે પછી તો આ લડતમાં મારાથી પૂરેપૂરું ધ્યાન અપાત.'

એક વિદ્યાર્થી : 'આટલું થોડું ધ્યાન આપે છે તો પ્રિન્સિપાલ સાહેબની ઊંઘ ખોવરાવી, તો આથી વધારે ધ્યાન આપત તો શું થાત?'

સને ૧૯૫૧ ના મે માસમાં મારા કુટુંબ સાથે હું દિલ્હી ગયો હતો, ત્યારે અમે તેમને મળવા ગયા હતા. અમે ગયા ત્યારે તે બહારથી આવ્યા નહોતા. પણ પહેલેથી મુલાકાત ગોઠવી હતી એટલે અમને તેમના માણસે બેસવા કહ્યું. થોડીવારમાં તે આવ્યા. અમે બેઠા પછી કહે 'તમે જરા બેસો, હું આ કપડાં કાઢી આવું અને આપણો અમદાવાદી પોષાક પહેરી આવું.' તે વખતે તેમણે ટોપી, અચકન, સુરવાલ વગેરે પહેર્યાં હતાં. કપડાં બદલીને આવ્યા ત્યારે એ જ પેલી અર્ધી–પોણી ચડ્ડી તેમણે પહેરી હતી. બીજું કાંઈ નહિ! અમે બેઠા હતા તે સ્થળ, હિન્દની લોકસભાના સ્પીકરના નિવાસસ્થાનના કૅમ્પાઉન્ડમાં આવેલું મકાન પાછળનું ખુલ્લું મેદાન હતું! થોડીવાર પછી તેમની રજા લઈ અમે ઊઠ્યા. અમે ઊઠ્યા એટલે ટેબલ પર મૂકેલા ટેબલ પંખાની સ્વીચ તેમણે જ બંધ કરી– નોકર બંધ કરે તેવી રાહ ન જોઈ!

દાદાસાહેબ તેમના ચોવીસ કલાકનો પૂરો હિસાબ રાખતા. એક મિનિટ પણ એળે જવા દેતા નહિ. તેમને મળવા જવું હોય તો મુલાકાતનો દિવસ અને સમય પહેલેથી નક્કી કરવો જોઈએ. તે બધું તેમની ડાયરીમાં (કોરી—મુલાકાતો વગેરે નોંધવાની ડાયરીમાં) નોંધી લે અગર નોંધાવરાવે. આ ચીવટને લીધે જ તે હમેશાં નિયમિત અને ચોક્કસ કામ કરી શકતા. એટલું જ નહિ પરંતુ ઘણું વધારે કામ કરી શકતા. મળવા જનારને પણ પોતાના સમયનો સારા પ્રમાણમાં બચાવ થતો.

સાધારણ રીતે અગાઉથી નક્કી કર્યા વિના તેમને મળવામાં મુશ્કેલી રહેતી. પરંતુ જ્યારે જ્યારે કોઈ અતિ ઉતાવળનું કામ હોય ત્યારે ત્યારે તે તેને માટે વખત કાઢતા અને કામ ઉકેલતા.

આ ચોક્કસાઈ તેમણે જેલમાં પણ સાચવી રાખી હતી. કોઈ કહેશે કે જેલમાં તે એવું શું કામ હોય કે જેથી ત્યાં પણ સમય તોળી તોળીને વાપરવો પડે. અને એ વાત પણ ખરી છે કે કેટલાકને, જેલમાં શું કરવું તે સૂઝતું પણ નહોતું. પણ દાદાસાહેબે તો જેલમાંયે પોતાનું કાર્યક્ષેત્ર ઊભું કર્યું અને વિસ્તાર્યું. જે યાર્ડમાં તેમને રાખવામાં આવ્યા તે યાર્ડમાં રહેતા બીજા રાજકીય કેદીઓના તે ઓળખાણ કરતા. સામાન્યપણે બધા જ રાજકીય કેદીઓની સ્થિતિ વિષે વિચાર કરતા. તેમની મુશ્કેલીઓ દૂર કરવા–કરાવવા જેલ અધિકારીઓ સાથે ચર્ચા કરતા બિનરાજદ્વારી કેદીઓની સ્થિતિ તપાસતા. ફાંસીની સજા પામેલાઓના પરિચયમાં આવતા. તેમની વાતો સાંભળતા. તેમના કેસનાં કાગળિયાં તપાસી જતા. તેમાં કોઈ કાનૂની (કાયદાની દૃષ્ટિએ) છટકબારી હોય અને સજા ખાધેલાને પશ્ચાત્તાપ થતો હોય તો તેનો જીવ બચાવવા દયાની અરજીઓ ઘડી આપતા. તેમ ન હોય તો તેને આશ્વાસન આપતા. જો તે હિન્દુ હોય તો તેની આગળ ગીતાનું પારાયણ કરતા. જેલની હૉસ્પિટલની વ્યવસ્થામાં રસ લેતા. કેદીઓને ખાવા પીવા અને દવાદારૂ માટે બને એટલી આર્થિક મદદ બહારથી મેળવતા. સ્ત્રી કેદીઓને મળતા. જેલમાંના રાજદ્વારી કેદીઓની ટપાલ નિયમસર આવે અને જાય તે માટે જેલ અધિકારીઓ સાથે ગોઠવણ કરતા––આમ અનેક રીતે તે પોતાનાં સમય અને શક્તિનો ઉપયોગ કરતા.

અને છતાં વાચન માટે, ચર્ચા માટે, પ્રાર્થના માટે, રોજનીશી લખવા માટે અને કાંતવા માટે વખત કાઢતા.

આ બધું તેમની નિયમિતતા અને ચોકસાઈના કારણે શક્ય હતું.

કરકસરિયો સ્વભાવ ત્યાં પણ દેખાઈ આવતો. કોઈ પણ કાગળની બીજી બાજુ કોરી હોય તો તે સાચવી રાખતા. આવતાં છાપાં અગર સામયિકો પરનાં બારદાન (Wrappers) માંથી છાપાં અગર સામયિકો સાચવીને કાઢતા કે જેથી બારદાન ફાટે નહિ. પછી બારદાન ખોલે અને તેની અંદરની કોરી બાજુ કાચા લખાણ માટે વાપરે. બુકપોસ્ટ આવેલા પરબીડિયાં રાખી મૂકે અને પોતાને કાંઈ ચીઠ્ઠી ચપાટી




ણીના મતભેદો મિટાવવા અનેક વખતે તેમને લવાદ નીમવામાં આવ્યા હતા. ખૂબીની વાત તો એ હતી કે બંને પક્ષને તે, લવાદ તરીકે ગમતા.

મ્યુનિસિપાલિટીમાંથી નિવૃત્ત થયા પછી પણ તેના વિષે વિચાર કરવાનું ચાલુ રહ્યું હતું. મ્યુનિસિપાલિટીનો કાર્યપ્રદેશ શું તે વિષે તે ઘણી વખત લાગતા વળગતાઓ સાથે ચર્ચા કરતા. અનેક વખત બોલી ગયા છે કે શહેર મોટું થાય અને તેમાં અનેક પ્રકારનાં શોખનાં સાધનો વસાવવામાં આવે તેથી શહેરની સાચી સેવા થઈ એમ ન કહેવાય. પણ શહેરમાં કોઈ ભૂખ્યો ન રહે, કોઈ નાગો ન રહે, કોઈ ઝૂંપડી વિનાનો ન હોય, કોઈ માંદો ન હોય અને કોઈ અભણ ન હોય તો જ મ્યુનિસિપાલિટીએ શહેરની પૂરી અને સાચી સેવા કરી એમ કહેવાય.

સને ૧૯૪૯ માં આ દૃષ્ટિએ તેમણે અમદાવાદ મ્યુનિસિપાલિટીના ગાંધી હૉલમાં કેટલાંક વ્યાખ્યાનો પણ આપ્યાં હતાં. પહેલું વ્યાખ્યાન તા. ૧૯-૮-૧૯૪૯ ના રોજ આપ્યું હતું.

સને ૧૯૪૨ માં અમદાવાદ મ્યુનિસિપાલિટીને સરકારે બરતરફ કરી અને વહીવટ પોતાના હસ્તક લીધો. મ્યુનિસિપલ નોકરોએ આના વિરોધમાં બેઠી હડતાળ પાડી. સરકારે કેટલાક નોકરોની ધરપકડ કરી અને તેમને સજા કરવામાં આવી. તેમને તેમજ બીજા કેટલાકને નોકરીમાંથી રુખસદ આપવામાં આવી, અને તેમનાં હજારો રૂપિયાનાં પ્રોવીડન્ટ ફન્ડ જપ્ત કરવામાં આવ્યાં. દાદાસાહેબના કાને જેમ જેમ આ વાતો આવતી ગઈ તેમ તેમ તેમને દુઃખ થતું ગયું. તેમણે કહ્યું: 'આ જાતનો ભોગ એળે જતો નથી. હિન્દના આખા પ્રશ્નનું સમાધાન થાય ત્યારે આનું સમાધાન થશે. કદાચ સમાધાન ન પણ થાય. અને લડાઈનો (બીજા વિશ્વયુદ્ધનો) અંત આવે પછી જ બધું ઠેકાણે પડે. પણ મને તો એમ થાય છે કે જરૂર પડ્યે હું તો સ્પીકરની જગાનું રાજીનામું આપી મ્યુનિસિપાલિટીમાં આવું જેમણે જેમણે સહન કર્યું છે તેમને તેમને યોગ્ય બદલો આપું.' બીજી વખત બોલ્યા: 'મને તો થાય છે કે હું સરદારને કહી દઉં કે મારે મુંબાઈ ધારાસભાનું સ્પીકરપણું નથી જોઈતું. હું મ્યુનિસિપાલિટી સંભાળીશ.'

દાદાસાહેબે જેલમાં બેઠાં બેઠાં એક બીજું સરસ કામ કર્યું. તેઓ તો અમદાવાદના રાષ્ટ્રીય જીવનથી ખૂબ પરિચિત હતા. એટલે 'અમદાવાદ મ્યુનિસિપાલિટીનો રાષ્ટ્રીય ચળવળમાં ફાળો' એ નામનું એક પુસ્તક લખવાનો તેમણે વિચાર કર્યો. આને અંગે તેમણે કેટલાં ટાંચણો—જે સંક્ષિપ્ત સ્વરૂપમાં ઇતિહાસ જેવું જ હતું—તેમણે લખાવ્યાં અને મેં લખ્યાં. આ બધાં યાદદાસ્ત ઉપરથી લખવામાં આવ્યાં હતાં. હું જેલમાંથી છૂટ્યો પછી તેમની સૂચના મુજબ, મ્યુનિસિપાલિટીની કાર્યવાહીની નોંધો, છાપાં અને તેમની પોતાની ફાઈલો વાંચીને મેં આમાં જેટલા રંગો પૂરાય તેટલા પૂર્યા. કમનસીબે તેમના મૃત્યુ સુધી આ પુસ્તકને તેઓ આખરી સ્વરૂપ આપી શક્યા નહિ. છેલ્લી જીવલેણ માંદગીમાં, તેને અંગે થોડીક માહિતી તેમણે એકઠી કરાવી હતી અને એ માંદગીમાંથી પોતે ઊઠે તો આને પૂરું કરવા તેમની ઈચ્છા હતી. પણ તે બની શક્યું નહિ.

એક દૃષ્ટિએ જોતાં એમ કહી શકાય કે તેમનાં જાહેરજીવનનાં શરૂઆતમાં અમુક વર્ષો બાદ કરતાં પાછળનાં વર્ષોમાં તેઓ સક્રિય રાજકારણીય જાહેરજીવનમાંથી ખસતા ગયા હતા અને ધીમે ધીમે સામાજિક જાહેરજીવનમાં પોતાનાં સમય અને શક્તિ વાપરતા થઈ ગયા હતા. રાજકારણીય જાહેરજીવનમાંથી તેમનો રસ ધીમે ધીમે ઓછો થતો ગયો હતો. સત્તા નહિ, પણ સેવા, એ એમના જીવનનો મુદ્રાલેખ બન્યો હતો. રાજકારણીય જાહેરજીવનમાં જે હોંસાતોંસી કરવી પડે અને જે રમતો ખેલવી પડે, તે બધું કરવાની કાં તો તેમનામાં શક્તિ નહોતી, અગર હતી તો તે આમાં વાપરી નાખવાની તેમની ઇચ્છા નહોતી અગર તે કરવામાં તેમને રસ નહોતો—ગમે તે હો, પણ તે, તે જીવનમાંથી ખસી ગયા અને દૂર રહીને જ, તેનાથી




ઈશ્વર પેટલીકર

# દાદા માવળંકરને પ્રેમાંજલિ

સહેજ પરિચયથી પણ માણસ પ્રત્યેની સદ્ભાવના દાખવતા દાદાસાહેબને આપણા માનીતા વાર્તા–નવલકથાકાર અંજલિ આપે છે. 'સંસાર'ના સૌજન્યથી અહીં રજૂ થાય છે, પ્રેમસભર આવો સાથે........

દાદાસાહેબને હૃદયરોગનો હુમલો થયો એ સમાચાર મળતાં દેશ સચિંત બન્યો હતો. તેમાંય એમનો બહોળો સ્નેહીસમુદાય તો વિશેષ. એમના બે પુત્રો પરદેશથી ઊડીને આવી પહોંચ્યા હતા, એ હકીકત જ ગંભીરતાનો પારો કેટલો આંક બતાવતો હતો, તે જોઈ શકાતું હતું. નેહરુ, રાષ્ટ્રપતિ વગેરે દેશના સર્વોચ્ચ નેતાઓથી માંડી અદના માણસો સુધીના લોકો તારથી, ટપાલથી, રૂબરૂ અને છાપાં દ્વારા એમની તબિયતના સમાચારથી જાણકાર રહેતા હતા.

મૃત્યુ પણ ઘડીભર શરમિંદુ પડી ગયું. યમરાજ પણ બિચારો વિમાસણમાં પડી ગયો કે આટલી બધી નજર જેની ચોકી કરે છે તેને મારે ઉઠાવવો શી રીતે? અને એ નજરને ચૂકવીને ચાલી જવું શી રીતે? અને યમરાજે ચાલાકી કરી. દિવસે દિવસે તબિયત સુધરવા દઈ બધાને છેતર્યાં. રવિવારે સવારમાં દાદાસાહેબના સેક્રેટરી નર્મદાશંકરને મેં પૂછ્યું ત્યારે એમણે કહ્યું—હવે ઠીક છે. સોમવારના છાપામાં તો આવી પણ ગયું કે તબિયત સંતોષકારક છે એટલે હવે બુલેટીન બહાર પાડવામાં નહિ આવે! આમ બધાં કંઈક નચિંત બન્યાં ત્યાં યમરાજ બધાંની નજર બીજે વાળીને દાદાસાહેબને એ જ સોમવાર (તા. ૨૭–૨–'૫૬) ની સવારે ૭ કલાક ૫૦ મિનિટે આપણી વચ્ચેથી ઉપાડી ગયો!

દાદાસાહેબ સાથેનો મારો પરિચય છેલ્લાં સાડા છ વર્ષનો. અને એ કાળ એટલે એમની અનેકવિધ પ્રવૃત્તિઓ અને પાર્લામેન્ટની જવાબદારીભરી કામગીરીનો કાળ. એવા મોટા સ્થાને પહોંચ્યા પછી નવા નવા સંબંધો કેળવવાનો સમય અને આત્મીયતા બંધાવાનું મુશ્કેલ ગણાય. પરંતુ તા. ૨૪–૮–'૪૯ના દિને એમની સેવાકુટીરમાં હું પ્રથમ પરિચયમાં આવ્યો ત્યારથી એમના વત્સલ અને ઉદાર હૃદયે મારા હૃદયમાં એવો સ્નેહાર્દ્ર પડઘો પાડ્યો કે જાણે એ મારા મુરબ્બી મિત્ર છે! એમનું કાંડું પકડીને ધારું ત્યાં એમને લઈ જઈ શકું, ધારું તે કામ કરાવી શકું?

ભારતી સાહિત્ય સંઘ લિ. ના સંચાલક ઈશ્વરલાલ દવેની ઇચ્છાને વશ થઈ 'રેખા' માસિકના તંત્રી થવાનું મેં સ્વીકાર્યું અને તેમાં દર અંકે એક મહાનુભાવની મુલાકાત લઈ એમની જીવન સુગંધ ફેલાવવાનું વિચાર્યું. પ્રથમ કોની મુલાકાત લેવી તે પ્રશ્ન ઊભો થયો. દાદાસાહેબ તે વખતે અમદાવાદમાં હતા. ભારતી સાહિત્ય સંઘ લિ. ના એ અધ્યક્ષ હતા એટલે એમની મહાનુભાવનાનો રસાસ્વાદ ઈશ્વરલાલે સારી રીતે ચાખ્યો હતો. એમણે કહ્યું— દાદાસાહેબ અહીં છે. એમની મુલાકાત આજે ધારીએ તો આજે લઈ શકાય!

દાદાસાહેબ પાસે જઈને અમે એમની મુલાકાતથી એ શ્રેણીની શરૂઆત કરવા માગીએ છીએ એમ જણાવ્યું ત્યારે એમણે હસીને વિનોદ કરતાં કહ્યું: 'આપણાં બધાં કામ ગણેશથી શરૂ થાય છે. અને એક રીતે હું પણ ગણેશ (ગણેશ વાસુદેવ માવળંકર) જ છું ને!

આમ દાદાસાહેબની મુલાકાતથી 'રેખા'ની શુભ શરૂઆત થઈ અને એક પછી એક મુલાકાતો નિયમિત આવતી ગઈ તેમ વાચકો તરફથી આવકાર મળતો ગયો. સૂચનો આવતાં ગયાં. આ શ્રેણીમાં સરદાર સાહેબની મુલાકાત આવે તો રંગ રહી જાય અને ત્યાં સુધી આ શ્રેણી અધૂરી ગણાય. સરદાર સાહેબની મુલાકાત વાચકોને ગમે તો મારો હરખ તો સમાય જ શી રીતે? પરંતુ એવા અતિ વ્યવસાયી પુરુષ પાસે 'રેખા' જેવા નાના માસિક માટે મુલાકાત માગવી તે ધૃષ્ટતા જ કહેવાય ને? મણિબહેન વિષે અંગત પરિચય ન હતો, પરંતુ એમના કડક

સાહેબનાં સ્મરણો મારે લખવાં છે, પણ એનોય વખત મળતો નથી.'

મેં દલીલ કરતાં કહ્યું: 'સરદાર સાહેબ તો ઘણા મોટા પુરુષ, એમનાં સ્મરણો તો ઘણા લખનાર મળશે. એમનું લહેણું વસૂલ નહિ આપો તો ચાલશે, પણ સ્વરુપચંદ જેવા નાના માણસનું લહેણું જરૂર આપે અદા કરવું જોઈએ. એનું લહેણું ડુબાડશો નહિ.'

મારી દલીલનો સ્વીકાર કરતાં એ તરત બોલ્યા: 'સાચે જ તમે કહો છો તેમ એનું લહેણું મારે ન ડુબાડવું જોઈએ.' અને અદા કરવાનો નિર્ણય કરી દીધો હોય તેમ એમણે કહ્યું: 'નર્મદાશંકરને કહેતા જજો, મને કામની વચ્ચે વચ્ચે વખત મળે ત્યારે એ મારી પાસે આવીને લખતા જાય.' દસ–બાર દિવસ પછી દાદા પાર્લામેન્ટની બેઠક શરૂ થતાં દિલ્હી જવાના હતા. મેં ખાત્રી કરવા ઊઠતાં ઊઠતાં કહ્યું: 'જો લેખ નહિ મળે તો હું દિલ્હી ઉઘરાણી કરીશ.'

દાદા: 'દિલ્હી તો દૂર જ માનવી. ત્યાં કંઈ ન બને. અહીં લખાવ્યું તો લખાવ્યું.'

નર્મદાશંકરને મેં ભાળવણી કરી કે જરૂર સમય મળે ત્યારે આટલો લેખ તમે લખી લેજો. અને બીજે અઠવાડિયે લેખ તૈયાર થતાં, હું દર અઠવાડિયે અમદાવાદ આવું છું એમ જાણી ગુજરાત સમાચાર ઑફિસમાં ફોન કર્યો કે પેટલીકર આવે તો મોકલજો. અને હું એ અઠવાડિયે ગયો ન હતો એટલે પત્ર આવ્યો કે લેખ તૈયાર થઈ ગયો છે, આવો ત્યારે લઈ જજો. અને મને એ લેખ હાથમાં આપ્યો ત્યારે 'સંસાર' માસિકની શુભ બોણીમાં મળેલો એ સૌથી પહેલો લેખ હતો! મને તંત્રી તરીકે છૂટ આપતાં ઉમેર્યું: 'તમને એમાં કાપકૂપ કરવાની છૂટ છે. હું કાંઈ તમારા જેવો સિદ્ધહસ્ત લેખક નથી કે બધું માપસર જ લખાવ્યું હોય!'

આ નમ્રતા અને આ સુજનતા! પેટલીકરને પોતાના માન્યા એટલે એ 'રેખા' માટે માગે કે 'સંસાર' માટે. એ માસિક નાનું હોય કે નવું હોય, બારણે આવેલા સ્નેહીજનને ખાલી ન કઢાય, એ જ સ્નેહાર્દ્ર હૃદય!

માણસ મોટો થયા પછી જૂના સંબંધો જાળવી રાખે એ એક વાત અને મોટો થયા પછી નવા નવા સંબંધો અને તેય નાના માણસો સાથેના સમાનતાની કક્ષાએ બાંધ્યા કરે તે બીજી વાત. દાદાસાહેબ પાર્લામેન્ટના સ્પીકર તરીકે દેશના પ્રથમ પંક્તિના મહાપુરુષ થયા છતાં છેક છેલ્લી ઘડી સુધી એમણે એ સંબંધો–મૈત્રી બાંધ્યા કરી છે અને મિત્રભાવે એ બીજાને ઉપયોગી થતા રહ્યા છે.

મહાત્મા ગાંધી સ્મારક ફંડ અને કસ્તુરબા સ્મારકનિધિ જેવાં મોટાં ટ્રસ્ટોના અધ્યક્ષ તરીકે ચૂંટાનાર પુરુષ ભારતી સાહિત્ય સંઘ લિ. જેવી પ્રમાણમાં ઘણી નાની પેઢીના અધ્યક્ષ થાય, એ એમની સાચી મોટાઈ હતી. એ પેઢીની મુશ્કેલીમાં બને તેટલા મદદરૂપ થવું, એની કાળજી લેવી અને નવાં નવાં મોટાં દામ વધતાં ગયાં છતાં એની સાથેનો સંબંધ ચાલુ રાખવો, એ નાની વાત નથી. ઈશ્વરલાલ પુસ્તક વેચાણ માટે બર્મા, આફ્રિકા, એડન વગેરેના પ્રવાસે ગયા હતા ત્યારે હું એમને મળ્યો હોઉં કે તરત એ સામેથી પૂછપરછ કરે: 'ઈશ્વરલાલને પ્રવાસમાં કેવો આવકાર મળે છે?'

દાદાસાહેબ પહેલી વખત પાર્લામેન્ટના સ્પીકર ચૂંટાયા ત્યારે મોંઘવારી અને વસ્તુની અછતનો પાર ન હતો. લેખક નિરંજન વર્મા ક્ષયના દર્દની સારવાર લેવા દક્ષિણ ભારતના સેનેટોરિયમમાં રહેતા હતા. અમુક ઈન્જેક્શન મળતાં ન હતાં. ઈશ્વરલાલે દાદાસાહેબને દિલ્હી પત્ર લખ્યો અને ત્યાં એ ઈન્જેક્શન મળતાં હોય તો મેળવીને મોકલી આપવા જણાવ્યું. દાદાએ કેવળ ઈન્જેક્શન મોકલીને જ સંતોષ ન માન્યો, પણ સાથે સાથે સેનેટોરિયમના મુખ્ય ડૉક્ટરને ભલામણપત્ર પણ લખ્યો કે, ભાઈ નિરંજન ગુજરાતના એક આશાસ્પદ લેખક છે. એમની જિંદગી બચાવીને તમે એમની જ નહિ પણ ગુજરાતી સાહિત્યની સેવા પણ બજાવી ગણાશે!





પુષ્કર ચંદરવાકર

# માનવતા અને દાદાસાહેબ

મહાન પુરુષોની મહત્તા ગાવા કરતાં એને સિદ્ધ કરી બતાવવી અનેકગણી જરૂરી છે. આ ખાસ અંક માટે લખાયેલા આ લેખનું મહત્ત્વ સ્વ૦ દાદાસાહેબને વધુ મહાન ચીતરવામાં જ છે........

૬ઠ્ઠી જૂન ૧૯૪૬થી દાદાસાહેબના અતિ નિકટના પરિચયમાં આવવાની મને અનેક તકો સાંપડી, તેમાં ઘણી વખતે માત્ર અમે બે જ હોઈએ. અમદાવાદના સેવાકુટિરના મકાનમાં, મુંબઈ જતી ટ્રેનમાં, જૂનાગઢના નવાબસાહેબના મહેલમાં, રેલ્વે પ્લેટફોર્મ પર, કે એરોડ્રોમ પર. ઘણી વખતે દેશનેતાઓની વચ્ચે પણ તેમની સાથે ફરવાની અને રહેવાની તકો સાંપડી છે. અમદાવાદમાં કાકાસાહેબ ગાડગીલ આવે ત્યારે, ડૉ. કાત્જુ આવે ત્યારે, કે પરદેશી મહેમાનો આવ્યા હોય અને તેમને ગુજરાત વિશ્વવિદ્યાલય માટેની વિગતો જોઈતી હોય ત્યારે પણ મારા ઘેરથી બોલાવીને તે વાતો વખતે હાજર રાખ્યો હોય અને તે અંગેની બધી વિગતો તેઓ મારી પાસેથી માગીને પરદેશી મહેમાનને તે સમજાવતા હોય; પણ આ બધા પ્રસંગે તેમનું વર્તન માત્ર માનવનું જ લાગે, માનવ્યભર્યું લાગે, ઈન્સાન ઈન્સાન વચ્ચેના સરખાપણાનું લાગે.

૬ઠ્ઠી જૂને જ્યારે દાદાસાહેબની સામે 'ઇન્ટરવ્યુ' આપવા ગયો, ત્યારે પૂર્વ તૈયારીમાં ઠીકઠીક વિચારીને અને રાજકારણની વાતો વાંચી ગયો હતો. મારી નોકરી શૈક્ષણિક દરજ્જાની હતી અને તેમાં યુનિ. શિક્ષણ અંગેની જવાબદારી મારી પાસે રહેવાની હતી આથી કાર્ડિનલ ન્યૂમેનની ચોપડીથી શરૂ કરી આનંદશંકર ધ્રુવ સુધીના શિક્ષણશાસ્ત્રીઓના ગ્રંથો વાંચીને તેમની સામે સવારમાં ઉપસ્થિત થયો. તે વખતે દાદાસાહેબ સેવાકુટિરમાં પ્રવેશતા, જે પહેલો ખંડ ઉત્તર-પૂર્વ દિશા તરફની બારીઓવાળો છે તેમાં બેસતા. તે ખુરશી પાસે માત્ર ચડ્ડી પહેરીને ઊભા હતા. હું નમસ્તે કરીને તેમના ટેબલ સામેની ખુરશી આગળ ઊભો રહ્યો, ત્યારે તેમણે કહ્યું: 'ખુરશીમાં બેસો !'

વિવેક ખાતર તોય ઊભો રહ્યો ત્યારે તેમણે ફરીથી મને કહ્યું: 'હું મારા કાગળો કાઢવા માટે ઊભો થયો છું તમે એ ખુરશીમાં બેસો !' તેમના આ વાક્યમાં આગ્રહ હતો, તેથી હું ખુરશીમાં બેઠો.

તેમણે આગળ વાત કરી: 'તમે તો વિદ્યાસભામાંથી એમ. એ. થયા છો.' મેં હા ભણી.

'સારું, તમારું ગામ કયું ?'

મેં ચંદરવાનું નામ આપ્યું.

તરત જ દાદાસાહેબે મને પૂછ્યું: 'તમે લાખા ખાચરને ઓળખો કે ? ભોજ ખાચર સુંદરિયાણાવાળાને ઓળખો ?'

આ બંને કાઠીદરબારોએ લીંબડીરાજની સામે માથું ઊંચકીને બરવાળા ચોવીશીનાં ગામોની લીંબડીરાજ સામે માગ મૂકીને તે વખતની સરકારમાં લીમડીરાજ

---

છે કે એ મુખ ક્યારેય શી રીતે ભુલાવાનું હતું ? દેશના ઇતિહાસમાં એમનું નામ જેમ સુવર્ણાક્ષરે અંકિત થયેલું છે તેમ એમના કુટુંબીજનોના હૃદયમાંના સ્થાનનો તો મહિમા જ શી રીતે ગાઈ શકાય ?

આવા વયે, કર્મે, ગુણે મહાપુરુષની વિદાય આપણા સર્વને માટે, દેશને માટે અને એમના કુટુંબીજનો માટે અતિ દુઃખદ ગણાય. પરંતુ એમનો વિચાર કરીએ છીએ ત્યારે છેલ્લી ઘડી સુધી સુગંધ ફેલાવતાં વિદાય થવું કેટલાના ભાગ્યમાં લખાયું હોય છે ? એવા સદ્ભાગી મહાપુરુષને આપણાં વંદન હો !







છે. તે બધાં જ લોકોનાં કામો છે. મારાં નહીં', અંગત નહીં', તે માટે આ સ્વરૂપચંદ વગેરે છે.'

આ દિવસે જ મને તેમનો પ્રત્યક્ષ પરિચય થયો. ત્યાર પછી ગુજરાત વિશ્વવિદ્યાલય મંડળના કામ અંગે સામાન્યતઃ સવારમાં આખા દિવસના કામની યોજના કરવા તેમને મળી આવતો, જ્યારે તેઓ અમદાવાદમાં હોય ત્યારે.

પણ તેમની સાથે વધુ રહેવાના પ્રસંગો ગુજરાત યુનિ. કમિશન નિમાયું ત્યારે થયા. જસ્ટીસ ચાગલા તેના અધ્યક્ષ હતા, પણ તેમણે તે પદ સ્વીકારવાની સરકારને અશક્તિ બતાવી, ત્યારે દાદાસાહેબ તે પદ પર આવ્યા અને તે સમિતિના સંચાલકમંત્રી (office secretary) તરીકે સરકારમાં તેમણે મારું નામ મોકલ્યું. હું સમિતિનો, આથી પગારદાર નોકર થયો. આ કામ માટે મારી સાથે શ્રી રાંદેરિયા અને શ્રી તુળસી રહેતા. અમે સમિતિની બેઠકો ગુજરાતનાં જે જે શહેરોમાં ભરાતી ત્યાં સાથે જ જતા. આ કમિશનની વધુ બેઠકો મુંબઈમાં થઈ, પણ રાજકોટ, વડોદરા અને સુરતમાં પણ કેટલીક થઈ. આ વખતે પ્રવાસમાં બીજા વર્ગમાં પ્રવાસ કરતા. મારા માટે પ્રારંભમાં સરકારે પ્રવાસનિયમની ચોખવટ ન'તી કરી, પણ તેમણે આગ્રહ કરીને મારા માટે બીજા વર્ગની વ્યવસ્થા કરાવી દીધી. તેની પાછળ કારણો સમજાવતાં કહ્યું: 'તમે અમારા હાથ છો! તમને અમે ન સાચવીએ તો આખો દિવસ—સમિતિના કામે, સભ્યોના સમિતિ અંગેના કામ કરવા કોણ દોડાદોડ કરે? તમે થાકી જાવ કે માંદા પડો તો અમારી સમિતિ માંદી પડી જાય!'

આ પ્રવાસમાં મોટે ભાગે 'કૂપી' અમે રોકતા. તેમાં અમે બે હોઈએ. અમદાવાદથી રાત્રે ઊપડતી ટ્રેનમાં મુંબઈ જતાં ઘણી વખતે મહેમદાવાદ કે નડીઆદ સુધી તેઓ કાંઈ કાંઈ વાતો કહે તેમાં તેમના વકીલ તરીકેના અનુભવો આવી જાય, '૪૨ની લડતમાં સાબરમતી જેલમાં ગયા અને ગુનેગાર કેદીઓનો પરિચય થયો અને તેમનાં કામો કર્યાં તે વાત આવી જાય. ત્યારે જ મને પહેલવહેલા મહમદ મૂસા, બબલી અને શાહજાદો, ભવાન, મોતી ઝીણા, ગાંડો બાપુ; આ સૌ પાત્રોનો પરિચય થયો. આ બધાં પાત્રોએ મારાય મનમાં સ્થાન જમાવ્યું. ત્યારથી મને ભવાન પ્રત્યે ભાવ વધ્યો અને દાદાસાહેબ તેમનામાં પડેલ માનવતાને કવિની અને કથાકારની અદાથી કહે. તે રાતે તો વખત થતાં ઊંઘ આવતાં સૂઈ જતાં, પણ બીજા દિવસે વખત કાઢી ટાંચણપોથીમાં તેમના પર ટાંચણ કરી લેતો.

અને બીજા પ્રવાસમાં તે પાત્રોને યાદ કરીને દાદાસાહેબને કહ્યું: 'દાદાસાહેબ, પેલાં પાત્રોની વાતો કહી, તેના પર કાંઈ લખી નાખો ને!'

તે મજાકમાં હસી નાખતા અને કહેતા: 'તમે લખો છો, તો તમે લખી નાખો. મારા કરતાં સારું લખી શકશો!'

પણ મારા મનમાં થયા કરતું: 'મને ક્યાં તેમનો પરિચય છે, હું ક્યાં તેમને નજીકથી ઓળખું છું તે લખવા બેસી જાઉં? તેમાં સત્ય સિવાયનું સાહિત્ય આવે, જો લખવા બેસું તો!'

આ બધી વાતો મનમાં દાબીને હું દાદાસાહેબના ઘેરથી નીકળી ગયો. મને ત્યારેય તેમણે પૂછ્યું: 'તમારે તો પ્રોફેસર થવું છે, ખરું ને!'

મેં હા પાડી.

'તો આપણી સંસ્થામાં એક અધ્યાપકની જરૂર છે. તમે ત્યાં ગોઠવાઈ જાવ તેવી વ્યવસ્થા કરી નાખી છે. તમારે ભણાવવાનું હોય તેની શરૂઆતનું તૈયાર પણ કરી નાખો, અને આઠેક દિવસ પછી તમે તમારું કામ શરૂ કરો!'

અને ત્યાર પછી મેં કૉલેજમાં નોકરી સ્વીકારી. તે ગાળામાં તેમને અવારનવાર મળતો. તે દિલ્હીથી આવ્યા હોય અને મારાથી ન જવાયું હોય તો બાળાસાહેબને મારી યાદ આપે. તે પણ સરળ ભલા અને સજ્જન, મને આવીને તે વાત કરી જાય અને દાદાસાહેબને મળી આવું.




કર્યો, પણ તે કાઢી નાખવાનું સૂચવાયું ત્યારે તો તે કાઢી નાખેલ. પણ જ્યારે હું સેવાકુટિરમાં હોઉં અને આ ગ્રંથની બીજા આગળ વાત નીકળે ત્યારે મને બતાવીને કહે: 'આ ચોપડીના મૂળમાં તો તેજ છે!' અને આ કથન સત્યના રણકારવાળું હતું. 'માનવતાનાં ઝરણાં'ના મરાઠી ભાષાંતરનો દોર મારા હાથમાં ન'તો, તેથી તેમાં ગણેશ પર ખાસ્સો એક પેરો લખી નાખ્યો.

એની ફરિયાદ લઈને તેમની પાસે ગયો ત્યારે કહે: 'સૌને હું ક્યાં કહેવા બેસું? આ કહી નાખ્યું!' અને તેજ વલણ 'સંસ્મરણો' તૈયાર થયું ત્યારે બતાવ્યું. દિલ્હીથી પત્ર આવ્યો ને તેમાં લખેલું કે હું શ્રી. બબલભાઈ મહેતા કે શ્રી. નારાયણ દેસાઈને આ પુસ્તકની પ્રસ્તાવના લખવા માટે લખવાનું વિચારી રહ્યો છું.

તેના ઉત્તરમાં ચાર નામો મેં મોકલ્યા: શ્રી ઈન્દુલાલ યાજ્ઞિક, ડૉ. સુમંત મહેતા, સ્વામી આનંદ અને નરહરિભાઈ પરીખ આમાંથી કોઈ એકને વિનંતિ કરો. તેનાં કારણો આપતાં લખ્યું કે ઈ. સ. ૧૯૧૭થી દાદાસાહેબને પિછાનતા હોય તેમની પાસે તેની પ્રસ્તાવના લખાય તો તેજ ઉત્તમ લેખાય.

એ પત્રના જવાબમાં એટલું લખ્યું કે તમારી વાત સાચી છે. તેમને હું વિનંતિ કરી જોઈશ.

પછી તો દાદાસાહેબ વિલાયત જવાને તૈયાર થયા. ત્યારે બાળાસાહેબ અને હું વડોદરા હતા. રાત્રે અમે સ્ટેશન તેમને મળ્યા ત્યારે સૌથી પ્રથમ આ વાત કાઢી: 'તમે ચોવીશ કલાકમાં 'સંસ્મરણો' જોઈ જાવ, તો તમને એક ટાઈપ નકલ આપું. મારી ઇચ્છા છે કે તમે જોઈ જાવ. તેમાંના કેટલાય પ્રસંગો તમને મેં પ્રવાસમાં કહ્યા છે. વળી ભાષાકીય દૃષ્ટિએ પણ ફેરફાર કરવાની તમને છૂટ આપું. શ્રી. નરહરિભાઈએ પ્રસ્તાવના લખવાનું સ્વીકાર્યું છે!'

'સંસ્મરણો' એક દિવસમાં હું પૂરાં કરી નાખું તેવી મારી સ્થિતિ ન'તી, તેથી મેં ના પાડી. તેનો તેમને રંજ ન થયો.

તેમણે હસીને કહ્યું: 'પણ તોય 'સંસ્મરણો'ને તમારો લાભ મળ્યો છે. પ્રસ્તાવનાકારનું સૂચન તો તમારું ને!'

અને ત્યારપછી થોડા મહિને દાદાસાહેબના હસ્તાક્ષરવાળી સંસ્મરણોની નકલ ચપરાશી આવીને મારા ઘેર આપી ગયો.

આમ, ગણેશના ગણેશ થતાં દાદાસાહેબે મને તો માત્ર તેમનામાંની માનવતાનું પાન કરાવ્યું છે.

મહુવા, ૨૮–૪–'૫૬

★

## જીવનનું સરવૈયું

ઘડી જાગીને જોઉં છું તો જીવનમાં જ્યાં ને ત્યાં તિમિર પથરાયેલાં નિહાળું છું. જીવનનું સરવૈયું કાઢતાં જમાપક્ષે કશી જ સીલક દેખાતી નથી. મેં જીવનને આમ વેડફી નાખ્યું! મેં ભૂલ્યા ભૂલ્યા ભટકયા જ કર્યું! શા માટે પરમપિતાએ મને માનવદેહ આપ્યો? આમ વેડફી નાખવા માટે! આજે એ પસ્તાવો મોડો થયો છે. છતાંય સુપ્ત આત્મા તું જાગ્યો છે તો જો! જો! અત્યારસુધી કેવી ભૂલભૂલામણીમાં, કેવી અટવીમાં તું અટવાતો હતો! હવે તું નવા માર્ગે પ્રયાણ કર! તારા માર્ગે હવે નથી એ અમાવાસ્યાની ઘનઘોરી કાજળઘેરી રાતનો અંધકાર! તારા માર્ગે હવે નથી એ વાદળાંનો ગડગડાટ! તારા માર્ગે હવે નથી એ સૂસવાતો ગાંડોતુર સમીર! તારા માર્ગે હવે તો છે પૂર્ણિમાની ધવલ ચાંદની! તારા પર હવે તો છે પરમપિતાની કરુણાની પરમ ધારા! પિતાએ તારો હાથ પકડ્યો છે તો મારા આત્મા! તું જીવનની સંધ્યાએ સંતોષ ને શાંતિ મળે એ રીતે આગળ વધ! આગળ વધ!

—'આશા'





રા મો ધર્માધિકારી

# દાદાસાહેબ–મહાન કર્મયોગી

કેટલાયને આશ્રય આપનાર અને ઉત્તેજન આપનાર દાદાસાહેબ આજે નથી છતાં તેમની જીવન સુવાસની આવી મહેક અનેક પાસે સચવાઈ રહી છે તે ખરી જ........

પૂજ્ય વિનોબાજીએ ગીતાપ્રવચનમાં એક ઠેકાણે સ્વધર્માચરણનાં કર્મોને સહજધર્મ બનાવવા એ કર્મ-યોગની કૂંચી છે એમ કહી તેના સ્પષ્ટીકરણમાં સૂર્યનો દાખલો આપ્યો છે. સૂર્ય કેવળ ઊગે છે, પણ તેથી અંધકારનો નાશ થાય છે, દુનિયાને પ્રકાશ મળે છે, બધાં પ્રાણીમાત્ર પોતપોતાનાં કર્મમાં પ્રવૃત્ત થાય છે, ટૂંકમાં દુનિયાનો બધો વ્યવહાર સૂર્યને લીધે થાય છે. પરંતુ પોતે સૂર્ય શું કરે છે? તે કેવળ ઊગે છે. તેના ઊગવાથી જ દુનિયા પર ઉપકારોનો મહાન ડુંગર રચાય છે. તેના માટે સૂર્યને કશું જ કરવું પડતું નથી, કારણ કે પ્રકાશવું એ સૂર્યનો સ્વાભાવિક—સહજ ધર્મ છે.

જ્યારે સૂર્યનું આ વર્ણન હું વાંચુ છું ત્યારે સ્વ. દાદાસાહેબની મૂર્તિ મારી આંખની સામે ઊભી રહે છે. પ્રકાશ આપવો એ સૂર્યનો સહજધર્મ, તેમ પરોપકાર એ દાદાસાહેબનો સહજધર્મ બની ગયો હતો. તેથી જ તેમના સંપર્કમાં આવતા લોકોને તેમના કેવળ અસ્તિત્વથી જ આશ્વાસન, માર્ગદર્શન, સહાય જેને જે જોઈતું હોય તે પોતાની મેળે મળવું.

તેમણે પરોપકારરૂપ સ્વધર્માચરણને સ્વાભાવિક ધર્મ બનાવી પૂજ્ય વિનોબાજીની વ્યાખ્યા મુજબ કર્મયોગ અપનાવ્યો હતો એ જ મારી કલ્પના પ્રમાણે તેમના જીવનનું રહસ્ય હતું. તેમના આ કર્મયોગને લીધે જ તેઓ જ્યાં જતા ત્યાં બધાને આધારભૂત થતા. બીજી સામાન્ય વાત શું કામ કરું? આપણા મુખ્ય પ્રધાનના શબ્દોમાં તેઓ આપણી લોકસભાને પણ પિતૃતુલ્ય હતા.

દાદાસાહેબનું દુઃખદ દેહાવસાન થયું ત્યારથી માંડી દેશના દરેક ખૂણામાંથી નાના મોટા હજારો માણસોએ તેમને શ્રદ્ધાંજલિ સમર્પણ કરી છે અને તેમનાં જુદાં જુદાં સંસ્મરણો આપી તેમનાં જીવનનાં વિવિધ અંગોનાં દર્શન કરાવ્યાં છે. પરમેશ્વરનું વર્ણન કરવા પરમેશ્વરરૂપ બનવું પડે છે, તેમ દાદાસાહેબ જેવા મહાપુરુષનું વર્ણન કરવા પોતે તેમના સમાનધર્મી મહાપુરુષ બનવું પડશે. મારામાં આટલી બધી શક્તિ ક્યાંથી હોય? માટે જ પરોપકાર એ દાદાસાહેબનો સહજધર્મ બન્યો હતો. તેનો એક દાખલો હું જાણું છું. તે જ દાખલો હું શ્રદ્ધાંજલિમાં સમર્પણ કરું છું.

૧૯૩૫ ની એટલે વીશેક વરસ પહેલાંની વાત છે. અમદાવાદમાં એક અજાણ્યો માણસ આવ્યો. ખિસ્સામાં એક પાઈ નથી. ગામમાં સગાંસંબંધી તો શું પણ સહેજ પરિચિત પણ કોઈ નથી, એવી તેની સ્થિતિ હતી. તે અશિક્ષિત હતો એમ તો ન કહેવાય. કારણ તે થોડું ભણેલો અર્ધશિક્ષિત હતો. ઉંમર પચીસ કરતાં વધારે. અમદાવાદ આવ્યો તે પહેલાં જે વ્યવસાય કરવાના પ્રયત્નો કરેલા તેમાં નિષ્ફળ નીવડેલો અને તેથી જ જીવનમાં એટલી બધી નિરાશા ફેલાઈ ગયેલી કે તેનામાં હિંમત થાત તો આપઘાત જ કરત.

એવો આ માણસ એક ઠેકાણેથી બીજે ઠેકાણે એમ ફરતાં ફરતાં અમદાવાદ આવેલો. આજીવિકાનું કંઈક સાધન મળે તો ત્યાં રહેવાનું એના સિવાય બીજો કોઈ વિચાર તેના મનમાં ન હતો. અત્યાર સુધી દરેક ઠેકાણે મળ્યો તેમ અહીં પણ અપયશ મળશે અને બીજે ઠેકાણે જવું પડશે એવી તેની કલ્પના હતી.

પરંતુ અમદાવાદમાં તેનું પુણ્ય પાક્યું અને તે દાદાસાહેબના પરિચયમાં આવ્યો. કોઈનું ધ્યાન ખેંચે એવું કંઈ પણ તે માણસમાં ન હતું. નિશાળ છોડીને તેને કેટલાંક વર્ષો થઈ ગયાં હતાં. બહુ મોટો માણસ થવાની વાત તો દૂર રહી, પણ થોડું ઘણું ભણીને આપણે, સર્વસામાન્ય માણસો જીવે છે તેવું




મગનલાલ ભ. જોશી

# દાદાસાહેબનાં સંસ્મરણો

સૌરાષ્ટ્ર વિધાનસભાના અધ્યક્ષ અહીં દાદાસાહેબ સાથેનાં સંસ્મરણો આ ખાસ અંક માટે રજૂ કરે છે. તે દરેકને ઉપયોગી થાય તેવાં પણ બન્યાં જ છે........

હિન્દમાં જ્યારે ઈ. સ. ૧૯૧૬ માં મોન્ટ–ફોર્ડ સુધારાઓ આવ્યા ત્યારથી સામાન્ય રીતે લોકશાહી તંત્રના શ્રીગણેશ શરૂ થયા કહી શકાય. ઈ. સ. ૧૯૧૬ થી ૧૯૫૬ નો ૪૦ વર્ષનો ગાળો, એ ઇંગ્લેન્ડ જેવા બીજા દેશો, જ્યાં સેંકડો વર્ષો થયા લોકશાહી તંત્ર, રીત અને પદ્ધતિથી પ્રજા ટેવાયલ છે તેના પ્રમાણમાં હિન્દ જેવા મોટા દેશ માટે આ સમયનો ગાળો એ અત્યંત ટૂંકો ગણાય. પરન્તુ આ સમય દરમિયાનમાં લોકશાહીના જે મહાન તરફદારીઓ ધારાકીય ધડવૈયાઓ તથા પ્રતિભાશાળી પ્રજાતંત્રવાદીઓ આપણને મળ્યા છે, તે બીજા દેશોના પ્રજાવાદી નેતાઓની સરખામણીમાં જરાયે ઓછા ઊતરે તેવા નહોતા તેમ કહીએ તો અતિશયોક્તિ ભરેલું નહિ ગણાય. આ બધા પ્રજાતંત્રવાદી નેતાઓમાં સ્વ. શ્રી દાદાસાહેબ માવળંકરનું સ્થાન અનોખું છે, કારણ કે વર્ષો સુધી સેવેલાં સ્વરાજ્યનાં સ્વપ્નાંઓ સિદ્ધ થયા પછી આપણા દેશનું તંત્ર, આપણા પ્રતિનિધિઓ આપણી પાર્લામેન્ટમાં ચલાવે અને તેના અધ્યક્ષપદે આપણા જ ગણી શકાય એવા સમર્થ મહાપુરુષ સ્થાન લે, તે આપણા માટે એક ગૌરવનો વિષય ગણી શકાય. સ્વ. દાદાસાહેબ મહારાષ્ટ્રી હોવા છતાં વસવાટથી સંસ્કારિતાના સુભગ સુમેળથી એમના ચારિત્ર્યની પ્રતિભાનો ઉઠાવ થાય છે.

અમદાવાદમાં એક રાષ્ટ્રપ્રેમી, પ્રમાણિક અને સફળ વકીલ તરીકે ખ્યાતિ મેળવવામાં તેમના જીવનનો લગભગ અડધો અડધ સમય ગયો હતો. અમદાવાદ જેવા નક્કર અર્થકારણમાં માનનારા શહેરમાં હોંશિયાર અને છતાં પ્રમાણિક વકીલ તરીકેની છાપ મેળવવી મુશ્કેલ છે, ત્યાં વર્ષો સુધી એકધારું કામ કરી, પૂજ્ય મહાત્માજીનો પ્રેમ સંપાદિત કર્યો અને અમદાવાદ–ગુજરાતની અનેક સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક સંસ્થાઓના તેઓ એવા પ્રાણ બની ગયા હતા કે જ્યારથી મુંબઈની ધારાસભાના અધ્યક્ષપદે તેઓ ગયા ત્યારથી અમદાવાદમાં તેમનું સ્થાન હરહંમેશ ખાલી જણાતું હતું. આજે તેમના અવસાનથી આ સ્થાન સદાને માટે ખાલી પડ્યું હોય તેમ લાગે છે.

મુંબઈની ધારાસભામાં એક કુશળ અને તટસ્થ અધ્યક્ષ તરીકેની કારકીર્દિ મેળવ્યા પછી જ્યારે ૧૯૪૬ માં તેઓ દિલ્હીની મધ્યસ્થ ધારાસભામાં આવ્યા ત્યારે સદ્‌ગત વિઠ્ઠલભાઈ પટેલથી માંડી સર અબ્દુલા રહીમ જેવા અનેક બાહોશ અને બુદ્ધિશાળી અધ્યક્ષોની ઉજ્જવળ કામગીરી પડી હતી. આ બધાની સાથે સરખાવી શકાય, અગર તો તે બધાની હરોળમાં મૂકી શકાય તેવા પાર્લામેન્ટરી પદ્ધતિના વાકેફગારો આપણે ત્યાં ઘણા ઓછા હતા. એ પરિસ્થિતિમાં દાદાસાહેબ માવળંકરને જ્યારે અધ્યક્ષપદે નિયુક્ત કર્યા ત્યારે આખાયે હિન્દુસ્તાનમાં એક સંતોષની લાગણી ફેલાયેલી. ૧૯૫૧ માં જ્યારે નવી ચૂંટાયેલ પાર્લામેન્ટ આવી ત્યારે ઘણા ખરા સભ્યો પાર્લામેન્ટની પદ્ધતિ, પ્રણાલિકાઓ અને રીતરસમથી ટેવાયેલા અધિકારીઓને લોકશાહી ઢબના નવા તંત્રને અનુરૂપ થવું જરા મુશ્કેલ હતું. તેમજ ઇંગ્લેન્ડ પાસે જેવી રીતે પાર્લામેન્ટરી પદ્ધતિના જાણકારો અને નિષ્ણાતો કહી શકાય એવા વકીલો અને સલાહકારો છે તેવા વકીલો અને સલાહકારોનો અભાવ ઉપરાંત લોકસમૂહો સંબોધવાની ટેવવાળા લોકનેતાઓને પાર્લામેન્ટરી કાર્યપદ્ધતિના ચોકઠામાં બંધ બેસતા થવાનું શરૂઆતનું મુશ્કેલ કામ, લોકશાહી સ્વાતંત્ર્યને નામે સ્વચ્છંદતા ન ફેલાય તે જોવાની તકેદારી તથા નવી સરકારની નવી મુશ્કેલીઓ વગેરે બધા વિચારો ધ્યાનમાં લઈએ છીએ ત્યારે નવી પાર્લામેન્ટ અને ખાસ કરીને તેના અધ્યક્ષ





# શોક-ઠરાવો

ગુજરાત વિદ્યાસભા સાથે શ્રી. માવળંકરનો સંબંધ છેક ૧૯૧૩થી બંધાયો હતો. એક આપ્તજન તરીકે વિદ્યાસભામાં તેઓ આવતાજતા થયા ત્યારથી આજ સુધી તેમણે આ સંસ્થાને સતત પોતાની દૃષ્ટિમાં રાખી સાહિત્ય, શિક્ષણ અને સંસ્કારનાં અનેક નાનાં મોટાં કાર્યો કર્યાં છે અથવા દોર્યાં છે અને આ સંસ્થાની અનેક મહત્ત્વની પ્રવૃત્તિઓને વિકસાવી છે.

ઈ. સ ૧૯૪૨માં તેઓ આ સંસ્થાના પ્રમુખ થયા ત્યારથી તો તેઓ આ સંસ્થાના પ્રાણ બની રહ્યા હતા. આ સંસ્થાની પ્રગતિ અને પ્રતિષ્ઠા અને એ દ્વારા જનતા અને સાહિત્યની સેવા એ તેમનાં ધ્રુવ-બિંદુઓ હતાં. જે સંસ્કારપ્રવૃત્તિની લોકજીવનમાં ખોટ જણાતી હોય તે શરૂ કરવાનું સાહસ કરવું અને એ પ્રવૃત્તિ ફૂલેફાલે તથા સુયોગ્ય હાથમાં સોંપાઈ જાય એટલે બીજી નવી પ્રવૃત્તિ ઉપાડવી એ વિદ્યાસભાની સ્થાપનાકાળથી આજસુધી ચાલુ રહેલી પરંપરા એમના પ્રમુખપદ દરમિયાન ગૌરવપૂર્ણ રીતે અધિક વિકાસ પામી હતી, એટલું જ નહીં વ્યાપક અને સઘન બની હતી. જીવનના છેલ્લા શ્વાસ સુધી આ સંસ્થાના હિતની અને ભાવિની ચિન્તા પોતાના કુટુંબના હિત તથા ભાવિ કરતાં પણ અધિક પ્રમાણમાં તેમણે કરી હતી.

—ગુજરાત વિદ્યાસભાની કારોબારી સમિતિ

સ્વર્ગસ્થે કંપનીની સ્થાપનામાં ઊંડો રસ લીધો હતો અને અંતકાળ સુધી તેના ચેરમેનપદે રહી કંપનીના કાર્યને ખૂબ પ્રોત્સાહન આપ્યું હતું. સંસ્થાનો વિકાસ ઘણે અંશે તેમની દોરવણીને આભારી છે.

કંપનીના મુશ્કેલીભર્યા સંજોગોમાં તેમની સહાય, સલાહ, અને સૂચનો આ સંસ્થાને એક મહાન ટેકારૂપ હતાં. તેમનું આ ઋણ તો સંસ્થા કદી વિસરી શકે તેમ નથી.

દાદાસાહેબના સ્વર્ગવાસથી આખા દેશે એક મહાન નેતા ગુમાવ્યો છે પણ લોક પ્રકાશન સંસ્થા તો પાંગળી બની છે. સંસ્થાના, શહેરના અને દેશના ઉત્કર્ષમાં સ્વર્ગસ્થે ભારે જહેમત ઉઠાવી પોતાનું જીવન ધન્ય કર્યું હતું. સ્વર્ગસ્થના આત્માને ઈશ્વર શાશ્વત શાંતિ અર્પે અને તેમના કુટુંબીજનોને આ દુઃખ સહન કરવા ઈશ્વર શક્તિ આપે એવી આ સભા પ્રાર્થના કરે છે.

—લોક પ્રકાશન લિ. ના ડિરેક્ટરોનું બોર્ડ

શ્રી. દાદાસાહેબ માવળંકરે તેમની મ્યુનિસિપલ

ઘણી વખત એવા ક્લિષ્ટ મુદ્દાઓ ઉઠાવવામાં આવતા. ઘણી વખત સરકારી તંત્ર સામે પણ ઠીક ઠીક કહી શકાય એવી ચર્ચાઓ કરવામાં આવતી અને ઘણી વખત એમ પણ લાગતું કે અહીં રસ્તો બંધ થઈ ગયેલ છે અને આગળ જવાય તેમ નથી તે વખતે જે સહેલાઈથી, જે વિશદ દૃષ્ટિથી, જે તટસ્થતાથી અને જે દૂરદર્શીપણાથી દાદાસાહેબ ચર્ચાઓનો જવાબ વાળતા અને નિર્ણય કરતા તેથી ખરેખર આપણને તેમની બુદ્ધિ માટે માન ઉપજતું. જ્યારે હિંદની લોકશાહી પ્રણાલિકાઓના રક્ષણ માટે તેમની અત્યંત આવશ્યકતા હતી અને જ્યારે લોકશાહીના યોગ્ય સંચાલન માટે તેમનું માર્ગદર્શન અનિવાર્ય બન્યું ત્યારે તેમના જવાથી ખરેખર ન પૂરી શકાય તેવી ખોટ પડી છે. પરંતુ લોકશાહીના સાચા ધ્વજધારક તરીકે આપણે એમને બને તેટલા ધન્યવાદ આપીએ અને પ્રાર્થીએ કે આપણી પાર્લામેન્ટમાંથી એક નહિ પણ અનેક માવળંકરો પ્રાપ્ત થતા રહે.







# હમણાં જ પ્રગટ થયેલાં નવાં પુસ્તકો

ફકીરો પન્નાલાલ પટેલ ૨–૮
ના છૂટકે ,, ૮–૧૨
યૌવન ૧-૨ ,, ૭–૦
ભીરુસાથી ,, ૫–૦
સુખદુ:ખનાં સાથી ,, ૪–૦
માનવીની ભવાઈ ,, ૬–૦
જીવો દાંડ ,, ૨–૮
જમાઈરાજ ,, ૨–૮
લખચોરાસી ,, ૩–૮
પુણ્ય પરવાર્યું નથી (સંવર્ધિત ન. આ) ગુલાબદાસ બ્રોકર ૩–૦
જ્ઞાનદીપ ધૂમકેતુ ૧–૦
જ્ઞાનકુંજ ,, ૧–૦
સાધુ તો ચાલતા ભલા ઇશ્વર પેટલીકર ૧–૪
ઘરદીવડા ,, ૧ ૦
લખ્યા લેખ ,, ૪–૦
ધરતીનો અવતાર ,, ૨–૮
જીવનદીપ ,, ૩–૮
વિષચક્ર ચુનીલાલ વ. શાહ ૫–૮
અણોજો ,, ૦–૧૨
શેખચલ્લી ૧ થી ૪ જયમલ્લ પરમાર ૪–૮
ભૂદાન ,, ૨–૦
તંદુરસ્ત રહો ડૉ. ભૂ. દવે ડૉ શં દવે ૩–૧૨
કિંગ કૉંગ હેમેન્દ્રકુમાર રાય ૧–૮

લગ્ન મંગલ ભૂપત વડોદરિયા ૩–૦
આસ્તિક સાને ગુરુજી ૩–૦
પુનર્જન્મ ,, ૩–૦
કરુણાદેવી ,, ૧–૦
ક્રાન્તિ ,, ૫–૮
ગીતાહૃદય ,, ૧–૮
શ્યામની મા ,, ૪–૮
ચકમક રંભાબેન ગાંધી ૩–૦
પ્રણયના રંગ ,, ૨–૦
સ્વભાવદર્શન હર્ષિદા પંડિત ૩–૦
સરી જતી રેતી ૧–૨ યશોધર મહેતા ૧૦–૮
વહીજતી જેલમ ,, ૫–૦
ડૉ. નરેન્દ્ર કૃષ્ણપ્રસાદ ભટ્ટ ૩–૦
વિરહ ગીતો રમેશ પાઠક ૧–૪
વનની વાટે ડાહ્યાભાઈ પટેલ ૪–૮
પદ્માવતી ,, ૪–૦
આમ્રમંજરી ,, ૪–૦
એ આવજો બાબુભાઈ વૈદ્ય ૧–૮
ઝબૂક વીજળી ઝબૂક મકરન્દ દવે ૧–૪
ગાંધીગીતો સં વિનોદ શાહ ૨–૦
ગાંધીજી ને બાળકો પુરાતન બૂચ ૦–૧૦
ચીનનાં બાળકો પર્લ બક ૦–૬
ચતુર બીરબલ જીવરામ જોષી ૧–૦
સંત દેવીદાસ ઝવેરચંદ મેઘાણી ૧–૪

ચપટી ધૂળ ઝવેરચંદ મેઘાણી ૧–૦
ડમરો ને તુલસી રતિલાલ–અનિલ ૨–૦
આત્મકથા ૧–૨ ઈન્દુલાલ યાજ્ઞિક ૯–૦
મારી અનુભવકથા નાનજી કા. મહેતા ૬–૪
બીજલેખા જયન્ત પરમાર ૩–૪
ખેતરનો ખેડુ પુષ્કરચંદરવાકર ૨–૮
પલ્લી સમાજ શરદબાબુ ૩–૪
માનવીનાં રૂપ યશપાલ ૬–૧૨
ભરજોબન ગુણવંતરાય આચાર્ય ૪–૮
રજનીગંધા શિવકુમાર જોષી ૪–૦
કુર્યાત સદા મંગલમ્ સારંગ બારોટ ૪–૮
દંપતીશ્રેણીનો સેટ ૧–૨–૩ ૧૫–૦
સાહસિક રાજદૂત જુલે વર્ન ૪–૧૨
ભદ્રની કોશા મગનલાલ પરીખ ૩–૪
સંસ્કારજ્યોત ચંદ્રભાઈ ભટ્ટ ૫–૮
સ્પંદન ભાસ્કર વહોરા ૧–૮
પલાશ પુષ્પ જેઠાલાલ ત્રિવેદી ૩–૦
લીલુડાં લેજો પુષ્કરચંદરવાકર ૪–૦
શ્રીકાન્ત ૧ થી ૪ શરદબાબુ ૧૨–૮
સચરાચરમાં બકુલ ત્રિપાઠી ૩–૮
જ્વલંત અગ્નિ ગુલાબદાસ બ્રોકર ૩–૮

આ નવાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો
ખરીદવા માટે જરૂર લખો અથવા રૂબરૂ મળો :

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.** ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ **અમદાવાદ ૧**

વીમા પોલીસીનો સૌથી

વધુ ફાયદો ઉઠાવવા

તમારો વીમો.....



ઇન્ડીયન ટ્રેડ એન્ડ જનરલ

ઈન્સ્યુ. કું. લી. માં ઉતરાવો

જહાંગીર બિલ્ડિંગ, મહાત્મા ગાંધી રોડ, મુંબઇ.

ભારત, પાકીસ્તાન, મલાયા, પશ્ચિમ આફ્રિકા,

એડન, મોરેશ્યસ વિગેરે તમામ દેશોમાં

શાખાઓ અને એજન્સીઓ છે.



૧૯-૩-૫૬ના રોજ ૨૦, અકબર રોડ, દિલ્હી (સરકારી નિવાસસ્થાન)ના બગીચામાં અસ્થિ કુંભ કાયો તે વખતના ભજન વખતે પંડિત નેહરુ સાથે સ્વ૦ માવળંકરના ચાર પુત્રો અને શ્રી મણિબહેન



શ્રી માવળંકરનું અંતિમ દર્શન

# Vithaldas Haridas Co. [1955] Limited

IMPORTERS, EXPORTERS, COTTON GINNERS

AND

PLANTERS

**One of the Pioneer and Oldest**

**Firm in East Africa**



Plantations at :

Namanyoni, Nagoje,



Registered Office : JINJA (Uganda)

Tele Add : 'VIHCO' P. O. Box 191 Phone : 370

# હમણાં જ પ્રગટ થયેલાં નવાં પુસ્તકો



ફકીરો પન્નાલાલ પટેલ ૨–૮
ના છૂટકે ,, ૮–૧૨
યૌવન ૧-૨ ,, ૭–૦
ભીરુ સાથી ,, ૫–૦
વાત્રકને કાંઠે ,, ૩–૮
સુખદુઃખનાં સાથી ,, ૪–૦
માનવીની ભવાઈ ,, ૬–૦
જીવો દાંડ ,, ૨–૮
જમાઈરાજ ,, ૨–૮
લખચોરાસી ,, ૩–૮
પુણ્ય પરવાર્યું નથી (સંવર્ધિત ન. આ.) ગુલાબદાસ બ્રોકર ૩–૦
હરિનો મારગ ,, ૧–૪
દ્વિરેફનું વાર્તામધુ રા. વિ. પા. ૧–૪
જ્ઞાનદીપ ધૂમકેતુ ૧–૦
જ્ઞાનકુંજ ,, ૧–૦
સાધુ તો ચાલતા ભલા ઈશ્વર પેટલીકર ૧–૪
ધરદીવડા ,, ૧–૦
રામનામના વેવારિયા ,, ૧–૦
પાતાળકૂવો–પંખીનો મેળો ,, ૫–૮
જનમટીપ ,, ૩–૮
મધલાળ ,, ૩–૮

લખ્યા લેખ ઈશ્વર પેટલીકર ૪–૦
ધરતીનો અવતાર ,, ૨–૮
જીવનદીપ ,, ૩–૮
વિષચક્ર ચુનીલાલ વ. શાહ ૫–૮
અણોજો ,, ૦–૧૨
શેખચલ્લી ૧ થી ૪ જયમલ્લ પરમાર ૪–૮
ભૂદાન ,, ૨–૦
તંદુરસ્ત રહો ડૉ. ભૂ. દવે ડૉ શં દવે ૩–૧૨
કિંગ કૉંગ હેમેન્દ્રકુમાર રાય ૧–૮
લગ્ન મંગલ ભૂપત વડોદરિયા ૩–૦
આસ્તિક સાને ગુરુજી ૩–૦
પુનર્જન્મ ,, ૩–૦
કરુણાદેવી ,, ૧–૦
ક્રાન્તિ ,, ૫–૮
ગીતાહૃદય ,, ૧–૮
શ્યામની મા ,, ૪–૮
ચકમક રંભાબેન ગાંધી ૩–૦
પ્રણયના રંગ ,, ૨–૦
સ્વભાવદર્શન હરિંદ્ર પંડિત ૩–૦
ડૉ. નરેન્દ્ર કૃષ્ણપ્રસાદ ભટ્ટ ૩–૦
વિરહ ગીતો રમેશ પાઠક ૧–૪

બીજલેખા જયન્ત પરમાર ૩–૪
વનની વાટે ડાહ્યાભાઈ પટેલ ૪–૮
પદ્માવતી ,, ૪–૦
આમ્રમંજરી ,, ૪–૦
એ આવજો બાબુભાઈ વૈદ્ય ૧–૮
મા વિનાના ,, ૩–૦
રંગરંગ વાદળિયાં સુન્દરમ્ ૧–૦
ઉપમા બાબુભાઈ વૈદ્ય ૪–૮
ઝબૂક વીજળી ઝબૂક મકરન્દ દવે ૧–૪
ગાંધીગીતો સં વિનોદ શાહ ૩–૦
ગાંધીજી ને બાળકો પુરાતન બૂચ ૦–૧૦
ચીનનાં બાળકો પર્લ બક ૦–૬
ચતુર બીરબલ જીવરામ જોષી ૧–૦
સંત દેવીદાસ ઝવેરચંદ મેઘાણી ૧–૪
ચપટી ધૂળ ઝવેરચંદ મેઘાણી ૧–૦
ડમરો ને તુલસી રતિલાલ-અનિલ ૨–૦
આત્મકથા ૧–૨ ઈન્દુલાલ યાજ્ઞિક ૯–૦
સંસ્કારજ્યોત ચંદ્રભાઈ ભટ્ટ ૫–૮
સ્પંદન ભાસ્કર વહોરા ૧–૮
પલાશ પુષ્પ જેઠાલાલ ત્રિવેદી ૩–૦



આ નવાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો
ખરીદવા માટે જરૂર લખો અથવા રૂબરૂ મળો :

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.** કર્ણાવતી ઍજન્સી બીજ ગાંધીરોડ : પો. બો. નં. ૭૩ **અમદાવાદ, ૧**

નવરચના

## નિર્વાણ-નિર્માણ

મૃત્યુના વિચારે તથાગતે મૃત્યુને દીપાવ્યું. મૃત્યુ પહેલાં જ શિષ્યોને મૃત્યુથી ન ગભરાવા, મૃત્યુ પાછળ શોક ન કરવા તથાગતે સમજાવ્યું ત્યારે શિષ્યોને ગળે એ વાત ઊતરી જ નહિ !--ભગવાનને તે વળી મૃત્યુ હોય ? પણ તથાગતે પોતાના પરિનિર્વાણની એક મહામૂલી વાત કહી : મૃત્યુ હરેક જીવને માટે જરૂરી છે. અને ભગવાનેય ક્યાં માનવ નથી હોતાં ? માનવ પોતાના જીવનમાં કંઈક એવાં ઉચ્ચ કૃત્યો કરી જાય, કંઈક સંસ્કારની સુવાસ મૂકતો જાય, કેટલાયનો પ્રિયકર બની જાય—પછી એ મૃત્યુ પછી ભગવાન જ ગણાય. કોઈ જીવતો માણસ ભગવાન નથી—મર્યા પછી જ ભગવાન બની શકે. અને તથાગતનું પરિનિર્વાણ તેમને ભગવાન બનાવી ગયું. શિષ્યો ઉપર એ અંતીમ ઉપદેશે નવી જ અસર કરી. તેમના નિર્વાણમાંથી નવું નિર્માણ થયું.

*

તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે •• સંપાદકઃ જયન્ત પરમાર

અને વર્તન વચ્ચેનું અંતર વધી ગયેલું, આંતરિક અવાજની અવગણના થતી ગયેલી. ગાંધીજીએ બુદ્ધ કે ખ્રિસ્તીનો પ્રચાર ભલે ના કર્યો હોય પણ એમના ઉપદેશોને જીવનમાં ઉતારી લોકો આગળ નવા સ્વરૂપે પ્રગટ કર્યો. આજે દેશ વિદેશોમાં એ તરફ નજર પાછી વળી છે. સુવર્ણ ઉપરની માટી ખરવા માંડી છે.

ભલે બુદ્ધનાં નવાં મંદિરો ના રચાય ને એનો ધર્મ ફરી પ્રચલિત ના બને. છતાં એણે શોધેલાં સત્યોની કદર થવા લાગે, એના નિયમો નવા સ્વરૂપે પ્રજામાં ઉત્સાહ ફેલાવતા થાય અને એ રીતે વિશુદ્ધિ તરફ જીવન પલટો લે એવાં એંધાણ જોવા ઇચ્છનાર માટે દોહ્યલાં નથી.

### આગળ વધતાં પગલાં

બીજી પંચવર્ષીય યોજના મંજૂર થઈ અને તે સફળ થશે એવી આશા બંધાઈ એની વધામણી લેવી જોઈએ. ઉત્પાદનનાં સાધનો વધારવાનો આગ્રહ આવકારતાં એની ઊણપો કેટલાકના ધ્યાનમાં આવે છે, એમ છતાં દેશનો સૌભાગ્યયુગ શરૂ થઈ ગયો છે એ ભલે ઘણાના ધ્યાન બહાર રહ્યું હોય તોયે એક હકીકત છે ને વધારે લોકોને સમજાવવા જેવી એ બાબત છે. લાંબો કાળ એવો વીત્યો છે કે આપણી આશાઓને ફૂલ બેસે નહિ, નવું સૂઝે નહિ, એની નિરાશાજનક અસર તળે લોકોને હવે જે થઈ રહ્યું તે કદાચ જલદી સમજાય નહિ, ગળે પણ ના ઊતરે પણ ના, આ અવિશ્વાસ દૂર થવો જોઈએ.

દેખીતું છે કે જે થઈ રહ્યું છે તે બધુંય ઉત્તમ ના હોય. કારણ એની ઊણપો અને દોષ હોવા છતાં એ સારું છે કારણ કે એમાં આપણો પુરુષાર્થ ખરચાય છે અને એમાંથી આપણું ભાવિ ઊગે છે. જે વિચારાય છે, યોજાય છે ને રચાય છે—એમાં જે ત્રુટિઓ હોય તે શોધનારા પણ આપણે જ છીએ ને આવતા સમયમાં એ શોધીને વધારે ચોકસાઈ રાખવામાં આવી હોત તો સારું હતું. પણ જે રીતે કામ આગળ ચાલે છે તેથી નિરાશ થવા જેવું નથી.

જેમ આપણે વધારે વિચારતા થઈશું તેમ સમજાશે કે સમાજનું જીવનધોરણ કેવી રીતે ઊંચું લાવી શકાય. અને એ પછી કેવી શક્તિ મળે, કેવું સર્જન થાય, કેવી પ્રમાણિકતા આવે, કેવો માતૃભાવ ખીલે, કેવો આનંદ ફેલાય એની રૂપરેખા કે સમજ આજે આવે તોયે અધૂરી જ ગણાય કારણ કે વિકાસ અને પ્રગતિમાં આવતી કાલ માટે હમેશાં પૂરો અવકાશ રહેલો હોય છે.

### સ્ત્રીઓનો વારસાહક

સ્ત્રીઓના વારસાહકને સુધારવાનું માન્ય રાખી હિન્દુ સમાજે એક મોટો ઝોલો ખાધો છે.

કન્યાને પારકું ધન ગણીને હિન્દુ સમાજે એને બીજા કુટુંબમાં સમાસ કરવાનું સૂચવ્યું છે. લોહીના નવા સંબંધ પછી એને પિયેરનો સંબંધ ઘટાડતા જવાનું ઇષ્ટ મનાયું છે. એ ઉપરાંત, સ્ત્રીને પુરુષ કરતાં જે જુદી જવાબદારીઓ સોંપવામાં આવી છે તેમાં એમને ફાળે ધન ઓછું રાખ્યું હશે તો બહારની કે જીવન સંઘર્ષની જવાબદારીઓ પણ નહિ જેવી જ હશે. એમ કહીને હિન્દુસમાજે સ્ત્રીઓનું સ્થાન ગૌણ કર્યું નથી. વહેંચણીમાં અમુક ખાતાં પુરુષને અને અમુક સ્ત્રીને સોંપી જવાબદારી તો સંયુક્ત જ રાખી છે.

રાજકીય અંધાધુંધી ને અસ્થિરતાવાળા વચલા ગાળામાં હિન્દુ સ્ત્રીઓનું સ્થાન જોખમાયું. પણ વીસમી સદીનાં આંદોલનોથી એમાં ઝડપી સુધારો થતો આવ્યો છે. છતાં એક મત એવો છે કે સ્ત્રીઓને સમાન હક આપી ને કુટુંબની એમને સોંપાયેલી જવાબદારીઓથી વિમુખ કરી સમાજ ને કુટુંબની વ્યવસ્થા નાહક બગાડી રહ્યા છીએ. વારસાહકમાં સ્ત્રીઓનો વિસ્તાર વધારી સ્ત્રીઓના વર્ગ ઉપર જે અસર થવાની છે તેથી કાં તો તેઓ પુરુષના ક્ષેત્ર ઉપરની ત્રાપ સરખી ગણશે અથવા તો સમાનતાની ગણતરીએ પુરુષોની ઉપેક્ષા પામશે.

જ્યાં મિલકતો ઘસાવા માંડી છે, વારસાઓ ઉપર



## મુંબાઈને રામરામ !

ધારાસભાઓમાં ગુજરાતને અલગ પાડવાનો ખરડો આવ્યો ત્યારે પ્રાંતની કચેરીઓ પ્રાંતમાં ખસેડવાની—હાઈકોર્ટ પણ મુંબઈમાં ના રાખવી—અને મુંબાઈનો સંબંધ કાપી નાખવાની વાતો બહાર આવી, એ કેવું નવાઈભર્યું છે ?

આ વિચારની પાછળ એક કારણ એવું જણાય છે કે મુંબાઈ સાથેનો સંબંધ કાયમ રાખ્યો હશે તો વળી ગુજરાતનું હીર ત્યાં જઈને ઠલવાશે અગર જો એ રસ્તો જ ના રાખ્યો હોય તો પછી એવો સવાલ જ ના રહે. ગુજરાતનું શ્રેષ્ઠ હોય તેનો પૂરો લાભ એને મળે એ ખ્યાલ ઉપરથી આકર્ષક હોવા છતાં એકંદરે ગુજરાતને નુકશાન કરનારો છે.

મુંબાઈ એ દેશની બારી. ત્યાંથી પશ્ચિમના—આધુનિકતાના સારાનરસા વાયરા આવે, એના વડે દુનિયાનો પરિચય સરળ બને. દેશના બીજા ભાગો કરતાં મુંબાઈ વધારે વિશાળ દૃષ્ટિવાળું ને સુવ્યવસ્થિત. અહીં રહી માણસ વહેલો અનુભવી થાય, ખીલે- આવી મુંબાઈની ખીલવણીમાં ગુજરાતીઓનો ઐતિહાસિક ફાળો અને ગુજરાતીઓની રહેણીકહેણી ઉપર મુંબાઈની અસર. હવે એ સ્થિતિમાં તડ પડે છે.

જેની સાથે આટલો નિકટનો સંબંધ તે સ્વેચ્છાથી કાપી નાખી આપણે પ્રાંતિક સંકુચિતતા નોતરીએ છીએ. મુંબાઈનું તંત્ર બીજા પ્રાંત સાથે ના ભળે તેને માટે ઉહાપોહ કર્યા પછી મુંબાઈ સાથે ગુજરાતનો સંબંધ કઈ રીતે જળવાય ને વધે તે વિચારવાની જ્યારે ખરી જરૂર છે ત્યારે મુંબાઈને રામરામ કરવા જેવી ભાગેડુવૃત્તિ ઉપર તરી આવે એ ઉણી આગેવાનીનું ચિહ્ન છે, પાછું પગલું ભરવા જેવું છે.

### નવા શીતળાદેવ

મેટ્રિકની પરીક્ષામાં આ વર્ષે હજારો વિદ્યાર્થીઓ ગુજરાતમાંથી બેઠા. ગયા વર્ષ કરતાં આ સંખ્યા વધી. એટલે કેળવણી વધી, ઉચ્ચ કેળવણી પણ વધી. નાણાં પહોંચે એ સહુ મેટ્રિક સુધી તો છોકરાંને ભણાવવાના. મેટ્રિકની એવી છાપ છે. એ લીધા વિના જિંદગીમાં ઝંપલાવે તે ન છૂટકાથી ને એની ઉણપ ઠેઠ સુધી સાલવાની.

આ મેટ્રિકમાંથી અડધા ઉપર નપાસ થવાના, એક કરવત જ ફરી જવાનું. કોઈવાર બે ભાગના વેરાઈ જવાના ને ત્રીજો જ ભાગ પેલી ગમ સલામત નીકળવાનો. જે નીકળ્યા તે બધા પેંડા વહેંચવાના ને એનું ગળપણ દાઢમાં ઓગળે તે પહેલાં 'હવે શું ?' એની દોડધામમાં પડવાના. દસબાર દિવસના ગાળામાં એ સહુએ દોટ મૂકીને ઠેકાણે પાડવાનું—ગાડીઓની ભીડમાં ફાવે ત્યાં ઊભા રહેવાનું મળ્યું તોયે હસીને અંતર કાપવાનું હોય એમ.

છાપવાળા મેટ્રિકીયાનું ઘડતર, કહે છે કે વરસોવરસ કાચું ઊતરતું જાય છે. દુઃખદ છે કે આમ પરીક્ષાના પરિણામ વખતે કહેવાય છે ત્યાં જ ભૂલાય—પેલી ચક્કી તો ચાલુ જ રહેવાની, એમાંથી મીલના કાપડ જેમ દર વર્ષે વધારે ઉત્પાદન મેળવવાનું ને એવા આંકડા જ ગાજવાના.

આ મેટ્રિક જ એવી બારી છે કે ગામડાંના છોકરાંઓને કુદાવીને શહેરનાં સુખસગવડ હાથવગાં કરી આપે છે, એ પ્રલોભનો વડે એમને વતનમાંથી નસાડી મૂકે છે, કુટુંબવ્યવસ્થાનું માળખું હલાવી મૂકે છે, નાની ગાડી અટકી જાય ને ત્યાંથી મોટી ગાડી નીકળી પડે એમ જિંદગીનો અહીં પાટો બદલાઈ જાય છે.

મેટ્રિકમાં બીજું કાંઈ નથી, પણ એ પરીક્ષારૂપે આવે છે ને પરિણામરૂપે જાય છે ત્યારે એનો ખળભળાટ પ્રત્યક્ષ થઈ રહે છે. એની ટીકાઓ કરીને પાછો એ જ પંથ લેવાનો રહે છે. એ આપણા શીતળાદેવ જેમ કમનથીયે પૂજાય છે.





અને દોડીને ભગવાનને ચરણે વસ્ત્ર ધરી દીધું! વસ્ત્ર ધરી દીધું ને બહાર આવીને આનંદમાં મોટેથી બોલવા માંડ્યો: 'હું જીત્યો! હું જીત્યો! હું જીત્યો!'

હવે એ વખતે શ્રાવસ્તી નગરીનો રાજા પ્રસેનજીત ત્યાં હતો. તેણે આ સાંભળ્યું. રાજાને થયું કે આ બ્રાહ્મણ શું જીત્યો છે કે આટલો આનંદમાં આવી ગયો છે? જુગારીઓ તો હમેશાં જીતે છે ને હારે છે પણ આટલો બધો આનંદ પ્રગટ કરતા નથી. ને આ જુગારી જેવો તો લાગતો નથી!

એટલે એણે એક પરિચારકને બ્રાહ્મણની પાસે મોકલ્યો. પરિચારકે જઈને બ્રાહ્મણને પૂછ્યું: 'આ શાની જીત છે કે તું આટલો બધો આનંદ પ્રગટ કરે છે?'

બ્રાહ્મણે કહ્યું: 'હું મોટામાં મોટી જીત મેળવી શક્યો છું!'

'એવી શાની જીત છે?'

બ્રાહ્મણ કહે: 'મેં જાત જીતી છે. વસ્ત્રને માટે થઈને મારી જાત પાસે હું હારી જતો હતો; એક વસ્ત્ર એ કોઈ કિલ્લા જેવું દુર્જય નથી કે ભયંકર શસ્ત્ર જેવું ઘાતક નથી, છતાં એવું એક નાનકડું, નિર્બળ ને નિર્જીવ વસ્ત્ર મને હરાવી જતું હતું! ને હું એની પાસે મારી હાર કબૂલ કરતો હતો. પણ છેવટે હું જીત્યો. આ મારી જીતની વાત છે. બીજી કોઈ જીતની વાત નથી!' એમ બોલીને એણે આખી વાત પેલા પરિચારકને કહી.

જ્યારે આખી વાત પરિચારકે મેળવી ત્યારે તેણે રાજાને જઈને એ જ પ્રમાણે વાત કહી એ સાંભળીને રાજા પ્રસેનજીતને થયું કે આ બ્રાહ્મણે ખરેખર જાત જીતી છે. કારણ કે ધનિકમાં ધનિકના ધન કરતાં પણ એનું એક વસ્ત્રનું ધન એને માટે ખરેખર અમૂલ્ય હતું, અને વળી અનિવાર્ય હતું: એટલે એણે કરેલો ત્યાગ એ જેવો તેવો ત્યાગ નથી.

એટલે રાજા પ્રસેનજીને આજ્ઞા કરી કે એ બ્રાહ્મણને એકને બદલે બે વસ્ત્ર આપો!

હવે જ્યારે રાજા તરફથી બે વસ્ત્ર મળ્યાં ત્યારે બ્રાહ્મણને મનમાં વિચાર આવ્યો કે જો હું આ રાખી લઈશ તો પેલો મેં કરેલો ત્યાગ એ ત્યાગ નહિ રહે! એટલે એણે એ વસ્ત્ર પણ ભગવાન તથાગતને ચરણે ધરી દીધાં!

એ વાત રાજાને કાને આવી. એટલે એણે ચાર વસ્ત્ર આપવાનો આદેશ આપ્યો.

પણ બ્રાહ્મણે તો એ ચારે વસ્ત્ર પણ એ જ પ્રમાણે ભગવાનને ધરી દીધાં!

હવે તો પોતે જે ત્યાગ કર્યો હતો એ ત્યાગનું જાણે મૂલ્યાંકન વધતું હોય તેમ લાગ્યું! બ્રાહ્મણને ચાર, પછી આઠ, પછી સોળ વસ્ત્રો આપવાની રાજાની આજ્ઞા થઈ!

પણ બ્રાહ્મણને તો હવે લાગવા માંડ્યું હતું કે એનો ત્યાગ એ ત્યાગ રહેશે કે નહિ રહે, એનો આધાર આ નવી નવાઈ જેવી વસ્ત્રભેટોને આધારે છે! એક વખત એનો ત્યાગ જ ન રહે! એટલું જ નહિ, ભવિષ્યમાં જ્યારે જ્યારે કોઈ ત્યાગનો પ્રસંગ એના જીવનમાં આવે ત્યારે ત્યારે એના મનમાં એક વાત ઊંડે ઊંડે ડોકિયાં કરતી હોય, કે આનું ફળ તો વહેલે મોડે મળવાનું જ છે! એટલે એ તો જીવન જ હારી બેસે! એના દિલમાં સાચા ત્યાગની ભાવના વસે જ નહિ. પછી



પન્નાલાલ પટેલ

# કામચલાઉ

માણસનું મન જ્યારે ઘર છોડીને બીજે ભટકે છે, જ્યારે તે સુખ શોધવા કંઈક કામચલાઉ પ્રયત્નો કરે છે-ત્યારે એ શાશ્વતું સુખ નથી પામતો. એ ક્ષણિક સાગર કરતાં પોતાનું ઘર જે સુખ આપે છે તે નાનું ખુંદ હોય તો ય મહત્ત્વનું બને છે. જાણીતા કસબીને હાથે માંગલ્યની આ વાર્તા લખાઈ છે...

દાદર ખખડતાં જ ત્રીસેક વર્ષની રૂપાળી કહી શકાય એવી મેનાબાઈએ ખૂણાના સ્ટૂલ ઉપર મૂકેલા ઘડિયાળના ડબા તરફ જોયું. સવાદસ વાગેલા જોઈને હીંચકા ઉપરથી ઊઠવાની તૈયારી કરતાં બાજુમાં બેઠેલી એનાથી ઠીકઠીક મોટી આધેડ બાઈને કહ્યું: 'લો, સમી સાંજનો મારો સાહ્યબો જ લાગે છે!' ને આંખોમાં ઊમળકો લાવી એ તરફ તાકી રહી.

ને ત્યાં જ અડધી સફેદ મૂછોમાં યુવાની હજુ આંબળા લેતી હોય એવો એક સાફાધારી આધેડ દાદર ચઢી આવ્યો. ક્ષણેક થંભ્યો ન થંભ્યો, ને બારણા બહાર સરી આવેલી મેનાબાઈને ખભે હાથ મૂકી અગાસી ઉપર જતા દાદરે એ આગળ વધ્યો.

અલબત્ત રોજ તો એ અંદરની પેલી બાઈની—જો એ નવરી હોય તો જરૂર કંઈ ને કંઈ—આ વેશ્યા-જગતની વાણીમાં મશ્કરી કરતો હતો. પણ આજ તો એ, એ એકલી દેખાતી હતી તો ય કંઈ જ ન બોલ્યો.

પણ એ આધેડ બાઈ બોલ્યા વગર ન રહી શકી: 'કેમ સાહ્યબાજી! આજ આટલી ઉતાવળ?' આ લોકોએ એનું આ જ નામ પાડ્યું હતું.

સાહ્યબાજી સાચે જ આજ જોઈએ એવો ખુશમાં નો'તો છતાંય જવાબ તો એણે લહેરભર્યો જ આપ્યો: 'મીંકુ રમાબાઈ રંગમાં હશે ને ક્યાં વળી ભંગ પડાવું!'

'અરે આજ તો કોણ જાણે કયા હનુમાનનું મોં જોયું છે કે—પાનનાય ચાર આના આપને જ આપવા પડશે.'

'કાંઈ વાંધો નહિ.' સાહ્યબાજીએ કહ્યું.

દરમિયાન એ મેનાબાઈ સાથે દાદર ફરતી બાંધેલી પેલી નાનકડી ઓરડીમાં પહોંચી ગયો હતો. આ જ એમનું વિલાસ સ્થળ હતું.

સાહ્યબાજીએ સાફો ઉતારી રોજની માફક બહાર પડતી બારી ઉપર મૂકી દીધો. જ્યારે કોટ લઈને મેનાબાઈએ ખૂણાની ખીંટીએ લટકાવ્યો. ખીસા-માંથી સીગારેટનું પાકીટ અને દીવાસળી પણ એણે જ કાઢ્યાં અને બીછાવેલા ગાદલા ઉપર તકિયાને અઢેલી બેઠેલા સાહ્યબાજીની સામે મૂકી દીધાં.

તો પોતેય—સાહ્યબાજી તરફથી કંઈ ખેંચમખેંચ ન થતાં ડાહી બનીને સામે બેસી ગઈ. કંઈક અતડાશ અનુભવતી હોય તેમ ફિકર સાથે બોલી: 'કેમ આજ ઢીલા લાગો છો?'

સાહ્યબાજીય જાણે આ જ સવાલ ન ઇચ્છી રહ્યો હોય તેમ એ ભારે શ્વાસ સાથે પાકીટ તથા દિવાસળી લેતો બોલ્યો, 'એવું જ છે મેના, આજ આપણા આ છેલ્લા રામ રામ છે.'

'કેમ?' મેનાને સાચે જ ફાળ પડી. કારણ સાહ્યબાજી એનો આજકાલ કરતાં ચારેક વર્ષનો જૂનો ઘરાક હતો. એટલું જ નહિ રાતના દસથી અગિયાર વચ્ચેના એક કલાક સાટે માસિક રૂપિયા પચ્ચીસની એના તરફથી કાયમની એને કમાણી હતી. ઉપરાંત કોઈક-વાર ચાર આઠ આના અમસ્થા પણ મળી રહેતા હતા. ને આ બધા આર્થિક લાભ સિવાય માણસ પણ ફૂલગુલાબી! કોઈકવાર કોઈ ગુંડાઓનો ત્રાસ હોય તો સહારો થઈ પડે એવો પણ ખરો. સાથે સાથે પોલીસદાદાઓનો પણ પૂરો દોસ્ત.—

અને એ આમ અચાનક જવાનું કરે એ મેનાને કેમ કરીને પાલવી શકે?

'કેમ તે જવું પડે એમ છે.' સાહ્યબાજીએ કહ્યું. ક્ષણેક થંભી ઉમેર્યું, 'ઘેરથી બૈરાનો કાગળ આવ્યો છે.' નહિ તો ય મેનાને સ્ત્રી ઉપર ને તેમાંય 'બૈરી–પત્ની'



દીન બની બેઠેલા સાહ્યબાજીએ તો પચીક દિવસ પછી પેલી જ વિલાસ ઓરડીમાં કહ્યુંય ખરું, 'ગાદીને પૈસે મને આવડાં બધાં ગુલતાન કરાવવાનું કોઈ કારણ મેના?'

'કારણ કે સાહ્યબો મારો એને ઘેર જવાનો છે! એટલે ફરી પાછાં મળ્યાં ન મળ્યાં તો'—સાચે જ મેનાની પેલી કાજળભીની આંખો આંસુથી છલકાઈ ઊઠી હતી.

'પણ તોય શું? આપણે તો મલ્યા ભાઈની પ્રીત જ ભલી મેના—કામચલાઉ જ રાખવું બધું! નકર જો તું આવું આવું બોલીશ ને આમ કરીશ તો તો કાં તો તારા આ લાડવા અભોખે પડી જશે કે પછી કાં તો'—અને એ ચૂપ થઈ ગયો.

વળી આ જ મેના ગળે વળગી પડી. 'કાં તો શું વા'લા! બોલો! તમને મારી આ છાતીના સમ, જો પૂરું ન કરો તો'...

અને જે સાંભળવા માટે મેના અધીરી થઈને આમ આજીજી કરી રહી હતી એવું જ સાહ્યબાજીએય કહ્યું, 'કે કાં તો પછી જનમનો હું તારો થઈને રહીશ.'

પણ હજુય મેનાને કંઈક અધૂરું પડ્યું. પૂછ્યું, 'કેવી રીતે? મને ન કો' તો તમને'—

'કેવી રીતે તે ઘેર કાળોત્રી લખી દઈશ.'—અને જાણે પોતાની જાત સાથેય નક્કી ન કરી રહ્યો હોય તેમ સાહ્યબાજીએ ઉમેર્યું: 'કોકને નામે લખીશ કે મીલના પાટામાં આવી જવાથી મુકાદમ ફલાણા ફલાણા ખલાસ થઈ ગયા છે'—

અને આ સાંભળી મેનાના અંતરમાં આનંદનો એવો તો ઉછાળો આવ્યો કે એ આખીય સાહ્યબાજી સાથે પથારીમાં જાણે ઊછળી પડી. અવનવા અભિનય સાથે બોલવા લાગી: 'લખી દો વા'લા! ઓ તમે મુજ સરખી સલુણીના સાહ્યબા! બસ લખી જ દો. કો' તો અત્યારે જ કાગળ લઈ આવું. કારણ એ વગર મને નિરાંત નહિ વળે. જાણતા નથી? મધરાતે ભરનિદ્રામાંય હું ફાળ ભરી ઝંખી ઊઠું છું એ? રખેને સાહ્યબો ક્યાંક મને એકલી મેલીને સરકી જતો!—માટે'...

અને બીજે દિવસે સાહ્યબાજી પોતાની આ કાળોત્રી લખીય દેત કદાચ. પણ ત્યાં જ ઘેરથી વળી પત્નીનો કાગળ આવ્યો. જેમાં પોતાની એકલતા વિષે ઝાઝું કંઈ ન લખાવતાં યાદ દેવરાવ્યું હતું: 'માટે તમે આપણા પાડોશી પેલા મરઘાકાકા ગાતા'તા એ દો'રો—આખો તો મનેય યાદ નથી પણ, 'પંખિયાં રડે એકલાં' એવું કાંક છે એ જો યાદ આવે તો સંભારી જોજો ને સમજી લેજો કે મારાય અત્યારે એ જ હાલ છે!'

ને આ સાથે જ સાહ્યબાજીને એકલવાયું જીવન ગુજારતા પેલા બુઢ્ઢા વણિકને મોંએથી નિશ્વાસરૂપે ઘણીવાર બોલતો દોહરો આખોય યાદ આવી ઊભો:

'હસવા ટાણે સૌ હતાં, સાથી જોબન સોણલાં.
રડવા ટાણે હું કહું! પંખિયાં રડે એકલાં!'

ને બીજી સવારે—આજ તો મેનાએ એને માટે અલબેલો કાર્યક્રમ યોજ્યો હતો તોય—અરે એટલે જ તો એ એને મળવા જવાની હિંમત પણ ન કરી શક્યો. સાટે સીધો જ ગાડીમાં ચઢી બેઠો—

અલબત મેનાને એક ચિઠ્ઠી મોકલાવી હતી. જેમાં આટલું જ લખ્યું હતું: 'તારા લાડવા કરતાંય ઘરની ઘેંશ મને વધારે ખેંચી રહી છે!'

ને આ વાંચી મેના, જીવનમાં કોઈ મહા ભારે છક્કડ ખાઈ ગઈ હોય તેમ હતાશ બની ગઈ. બબડી પડી, 'હારતો! આખર તો આ બધું કામચલાઉ જ ને!'

★

બીજા માણસોને જીતવા કરતાં પોતાની જાતને જીતવી એ જ ઉત્તમ છે. જેણે આત્મવિજય કર્યો છે, અને જે સંયમી છે તેની જીતને પરાજયમાં ફેરવવા દેવ, ગાંધર્વ કે કામદેવ કોઈ સમર્થ નથી.

—બુદ્ધ

राहुल सांकृत्यायन

# લૂંટ ચાલી રહી છે!

એક અચ્છા અભ્યાસી અને વિચારક વિદ્વાન તરીકે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ મેળવી ચૂકેલા રાહુલજી આ લેખમાં આપણી સાશન-શિથિલતા અને ફરજ-ચૂક રજૂ કરે છે. **શ્રી જયન્તિકા પરમારે** આ લેખનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે........

એક દિવસે મારા મિત્રે એક વાત સંભળાવી: આજકાલ ભારતમાં તો એવી વાતો દરેક જગ્યાએ દેખાય છે. કોઈ જગ્યાએ ખૂબ વરસાદ થયો હોય તો કોઈ જગ્યાએ બિલકુલ નહિ. અને કેટલીક જગ્યાએ પૂરે તો મોટા પ્રલયનું સ્વરૂપ ધારણ કરી લીધું. એવા એક જિલ્લામાં પૂરને કારણે પીડાતા લોકોની મદદ માટે સરકારે ચાર લાખ રૂપીઆ આપવાનું મંજૂર કર્યું. સરકારે ખર્ચ કરવાની કોઈ પણ રકમ મંજૂર કરી હોય અને તેના ગુણગ્રાહકો સુધી એની ખબર ન પહોંચી હોય એવું બને ખરું! એક લખ-પતિ ભાઈને જેવી એની ખબર પડી કે તરત જ પોતાના મોટા પુત્રને ધમકાવ્યો—'કેવો બેવકુફ છે તું કે દેશ-દુનિયાની ખબર પણ નથી રાખતો. સરકાર રેલ-પીડિતોને મદદ આપી રહી છે, તેમાંથી આપણે પણ કઈક લેવાનું છે.' રેલ-પ્રકોપના ક્ષેત્રમાં એ સજ્જન ભાઈનું નહોતું કોઈ ઘર, કે જેના પાકને નુકશાન થયું હોય તેવું નહોતું કોઈ ખેતર. રંતુ એની વળી જરૂર જ ક્યાં છે? આજે તો સરકાર જેને માટે પૈસા કાઢે છે તેની પાસે એ જાય એ તો ન બનવા જેવી વાત થઈ ગઈ છે!

પિતા વૃદ્ધ અને વળી કંઈક કંઈક વાનપ્રસ્થ આશ્રમનું પાલન કરતા હતા એટલે પુત્ર જાતે જ બધું કામ સંભાળી લે તેમ ઇચ્છતા હતા. તેમની પાસે સુંદર મઝાની 'કાર' હતી. રેલ-સંકટી પુત્રને પિતાએ રસ્તો બતાવ્યો—'અરે બેવકૂફ, અમે રેલ-પીડિત છીએ એટલું મોંએથી ફક્ત કહેવાથી કોઈ નહીં માને. જા, કોંગ્રેસ કમીટીના મંત્રી પાસે જા. અને આપણા અરજીપત્રક ઉપર તેમની સહી કરાવી લાવ. પછી કોંગ્રેસી એમ. એલ. એ. અને સભ્યો પાસે પહોંચ. અને પછી જિલ્લાના ઑફિસર પાસે જા.' અને એ શાહજાદા પોતાની કાર લઈને નીકળી પડયા. જિલ્લા કોંગ્રેસના મંત્રી સહી કરવાની ના કેવી રીતે પાડી શકવાના હતા? એમને પણ એ રેલ-પીડિત સજ્જનનું કામ પડતું હતું. એટલું પૂછવાની પણ જરૂર નહોતી કે રેલ-સંકટ વિસ્તારમાં તમારું પણ કંઈ છે ખરું? આ ભેદ જાણતા હોત તો પણ હસીને સહી કરી આપત.

કાર તો જાણે હવાની સાથે વાતો કરી રહી હતી. શાહજાદામાં સ્ફુર્તિ પણ આવી ગઈ હતી. બધાંને ત્યાં તે પહોંચ્યા અને વાત વાતમાં તો પાંચ સાત મોટા નેતાઓની સહી અરજી ઉપર થઈ ગઈ! હવે અરજી લઈને જિલ્લા ઑફિસર પાસે પહોંચ્યા. તે પહેલેથી જ તેના પિતાને ઓળખતા હતા. એ કાંઈ ઓછું જૂઠું લખવાના હતા? અને ધારો કે એમણે ખોટુ લખ્યુ હોય, તો આ બધા મોટા માણસો કે જેના ઉપર સરકાર ચાલી રહી છે તેઓ બધા એમને ટેકો શું કામ આપે? એમણે પણ લખી આપ્યું 'एवमस्तु'. આવી રીતે ચાર લાખમાંથી સોળ હજાર રૂપિયા એ રેલ-પીડિત શેઠને મળી ગયા. છે ને રામ-નામની લૂટ!

એક બીજો બનાવ જોઈએ. સરકાર કરોડો રૂપિયા ઘર વગરનાને ઘર બંધાવવા માટે આપી રહી છે અને હજારો મકાનો દલાલ મારફતે પોતે બનાવી પણ રહી છે. તે કેવી રીતે બની રહ્યાં છે અને ત્યાં પણ કેવી લૂંટ ચાલી રહી છે તે તો બીજી કોઈ વખત સાંભળજો, મકાન બનાવનાર લોકોને સરકાર કરોડો રૂપિયાની મદદ આપી રહી છે. એક શેઠને તેમના પોતાના મકાનનું ભાડું મહિને બે હજાર રૂપિયા આવે છે. એટલા જ મકાનથી તેમનું કામ કેવી રીતે ચાલી શકે! તેમણે પણ પોતાના પ્રભાવ અને કારથી કામ લીધું. એ કરોડો રૂપિયામાંથી ૫૦-૬૦ હજાર રૂપિયા



**જયંન્ત પરમાર**

# તથાગતનો જય

ભગવાન બુદ્ધની પચીસસોમી જયંતી ભારતવર્ષે તો ઊજવી જ, પણ બૌદ્ધ ધર્મપ્રેમી સારાયે વિશ્વે પણ ઊજવી. એ મહા માનવના જીવનની ભવ્યતા મૂલવવા તો જેટલું લખાય તેટલું ઓછું છે. તેમનું જીવન જ એટલું જાહેર હતું કે બધાં પોતાની રીતે મૂલવે. આ કથા પ્રસંગો પણ તેમના જીવનના જ છે...

કઠોર તપશ્ચર્યાને અંતે જ્યારે સિદ્ધાર્થને વૈશાખી પૂર્ણિમાને દિવસે કેવળજ્ઞાન લાધ્યું ત્યારે તે બુદ્ધ કહેવાયા. તથાગત બુદ્ધના દેહદમન અને ઊંડી અસર ઉપજાવે તેવા સચોટ ઉપદેશે અનેકને તેમના અનુયાયી બનવા પ્રેર્યા. બૌદ્ધ ભિખ્ખુઓનો મોટો સંઘ થયો. તેમાં તથાગતના વૃદ્ધ પિતા રાજા શુદ્ધોદનથી માંડીને નાનો પુત્ર રાહુલ અને પત્ની યશોધરા પણ હતાં. એ જ સંઘમાં તેમના જ શાક્ય વંશનો દેવદત્ત પણ હતો.

દેવદત્ત તથાગતના શિષ્ય તરીકે સંઘમાં દાખલ તો થયો. પણ તેની હલકટ વૃત્તિએ તે આખા સંઘમાં અપ્રિય થઈ પડ્યો. છતાં ભગવાન તથાગતની તેના તરફની સમ્યક્ દૃષ્ટિ જરાય ન બદલાઈ.

તથાગત ભગવાનની કાયા વૃદ્ધત્વ પ્રાપ્ત કરી ચૂકી હતી. દેવદત્ત તેમના શિષ્યવૃંદમાં મોવડી તો નહોતો અને છતાં ભગવાન તથાગતના વારસ તરીકે ભિક્ષુ-નાયક થવાના કોડ તેનામાં જાગ્યા. અને એક દિવસ તક સાધીને ભગવાન તથાગત પાસે આવીને એ કહેવા લાગ્યો : 'તમે હવે ઘરડા થયા છો; માટે સર્વ ભિક્ષુઓનો મને નાયક બનાવો અને તમે હવે શાન્તપણે બાકીનું આયુષ્ય ગાળો.'

તથાગતે તેની માગણી સ્વીકારી નહિ અને તેને સામેથી કહ્યું : 'તું એ અધિકારને લાયક નથી.'

દેવદત્તમાં સૂતેલી સત્તાલાલસાને પ્રજ્વલિત કરવા આટલું વાક્ય જ બસ હતું. તેની ઈર્ષા ભભૂકી ઊઠી. આ અપમાનનો બદલો લેવા અને તથાગતનું કાસળ કાઢવા મન સાથે બરોબર નક્કી કરી લીધું.

એ જ અરસામાં મગધપતિ બિમ્બિસારના પુત્ર અજાતશત્રુને ફોસલાવી, ભોળવી દેવદત્તે પોતાના તાબામાં લઈ લીધો. તેની જ ભંભેરણીથી અજાતશત્રુએ પોતાના પિતાને કેદમાં નાખ્યા, અને રાજા બની બેઠો. દેવદત્ત બૌદ્ધમાંનો એક હતો છતાં ભગવાન તથાગત કરતાં પોતાનો બૌદ્ધ ધર્મ જુદો રજૂ કરવા લાગ્યો. કરાય તેટલાં તથાગત વિરુદ્ધ કાવતરાં કર્યાં.

> હે લોકો! હું જે કાંઈ કહું તે પરંપરાગત છે એમ જાણી ખરું માનશો નહિ, તમારી પૂર્વ પરંપરાને અનુસરીને છે એમ જાણીને પણ ખરું માનશો નહિ. આવું હશે એમ ધારી ખરું માનશો નહિ. તર્કસિદ્ધ છે એમ જાણી ખરું માનશો નહિ. સુંદર લાગે છે માટે ખરું માનશો નહિ. પ્રસિદ્ધ સાધુ છું, પૂજ્ય છું એવું જાણી ખરું માનશો નહિ. તમારા પોતાની વિવેકબુદ્ધિથી મારો ઉપદેશ ખરો લાગે, તો જ તમે તેનો સ્વીકાર કરજો.
>
> —બુદ્ધ

રાજકુમાર અજાતશત્રુનો દેવદત્ત ગુરુ હતો એટલે ગુરુવાણી ઉથાપવાની એનામાં તાકાત નહોતી—વિચારવાની શક્તિ નહોતી. દેવદત્તે તેને આપેલો તે વખતનો ઉપદેશ કેવી હલકટતા વ્યક્ત કરતો હતો ?—

'કુમાર! મનુષ્યદેહનો ભરોસો નથી. ક્યારે મરી જવાશે તે કહેવાય નહિ. માટે જે મેળવવાનું છે તે તરત જ મેળવી લેવું જોઈએ. તું પહેલો મરીશ કે તારો બાપ પહેલો મરશે એ નક્કી નથી. તને રાજ્ય મળે તે પહેલાં જ તારો કાળ આવવાનો સંભવ છે; માટે રાજાના મરવાની રાહ ન જોતાં એને મારીને તું રાજા થા અને બુદ્ધને મારીને હું બુદ્ધ થાઉં.'

ઓછી બુદ્ધિના અજાતશત્રુ ઉપર આ વાણીએ જબ્બર અસર કરી. રાજા બિંબિસારને કેદમાં ભૂખે માર્યો અને પોતે એશથી સત્તાવાહી બની બેઠો. આ રીતે આખા રાજ્યમાં દેવદત્તની વગ વધી ગઈ. રાજા બનેલો અજાતશત્રુ દેવદત્તનું બધું કહ્યું કરવા લાગ્યો.



માનવતાના દાસી બની ગઈ. એક પાળેલા કૂતરા કરતાં પણ વધુ નમ્ર થઈને પોતાની સૂંઢ નીચે ઢાળીને ભગવાન તથાગત પાસે લાડ કરતો હાથી શાંતિથી ઊભો રહી ગયો. ભગવાન તથાગતે હાથીની સૂંઢ ઉપર હાથનો પ્રેમળ સ્પર્શ કર્યો, લાડથી તેને બોલાવ્યો અને પ્રેમથી વશ થયેલો એ ઉન્માદી હાથી એક પાળેલા કૂતરા કરતાં પણ વધુ નમ્ર બનીને પોતાના રહેઠાણવાળી ગજશાળામાં પાછો ફર્યો. પશુથી રક્ષણ મેળવવા માટે હથિયાર, લાકડી, લગામનો ઉપયોગ તો બધા કરે પણ હથિયાર કે લગામ વિના જ્યારે રક્ષણ મેળવે ત્યારે એ તો મહર્ષિ જ કહેવાય ને? ભગવાન તથાગત માનવી હતા—મહામાનવ હતા તેનો પૂરાવો આ એક જ પ્રસંગ કેટલી ભવ્યતાથી આપે છે!

દેવદત્તનાં એક પછી એક કાવતરાંઓ નિષ્ફળ જવા લાગ્યાં એટલે એ વધુ ને વધુ પરેશાન થવા લાગ્યો. હવે આખો ભિખ્ખુ વર્ગ તોડવાની યુક્તિ તેને સૂઝી અને તેણે તથાગતની ભિક્ષુટોળીમાંથી થોડાક ભિક્ષુઓને ફોડીને પોતાનો પંથ જમાવવા પ્રયત્ન કર્યો. એ રીતે થોડાક ભિક્ષુઓને તેણે ભોળવ્યા પણ ખરા. પણ દેવદત્તનું શરીર કામ કરતું અટક્યું અને લાંબી માંદગીની પથારીમાં એ પડ્યો.

ભગવાન તથાગતને પોતે કરેલી કનડગત માટે ખૂબ પસ્તાવો કરવા લાગ્યો પણ તથાગત પાસે કયે મોએ માફી માગવા જવી? તેનું પાપી મન તેને જ કોરી ખવા લાગ્યું. અધૂરામાં પૂરું રાજા બનેલા અજાતશત્રુ પણ તથાગત ભગવાન પાસે જઈને પોતની કરેલી ભૂલો માટે માફી માગી આવ્યા અને બૌદ્ધ ધર્મના તથાગતને ગુરુપદે સ્થાપ્યા ત્યારે તો દેવદત્તની દૃષ્ટિ સાવ ઝંખવાણી પડી ગઈ. રહેતે રહેતે સાવ એકલો પડી ગયો. તેના શિષ્યો પણ બધા એક પછી એક ભગવાન તથાગતને શરણે આવીને પાછા રહેવા લાગ્યા. દેવદત્તના પસ્તાવાનો પાર ન રહ્યો ભગવાન તથાગતની અમીનજરે તેની વૈરવૃત્તિને સાવ બદલી નાખી. પલટી નાખી.

મરણ પથારીએ રહીને તેણે ભગવાનની માફી યાચવા પ્રયત્ન કર્યો. પણ તેના તરફ કોઈ ધ્યાન આપે તેવું રહ્યું નહોતું એટલે મૃત્યુની સમીપ પહોંચી ગયો. ભગવાન તથાગતને આંચ લગાડનારને જ આંચ લાગી ગઈ, જે તથાગત પ્રેમીઓને તથાગતમાં વધુ વિશ્વાસ જગાવતી ગઈ. લોકોએ ભગવાન તથાગતનો અને બૌદ્ધ ધર્મનો વિજય નિહાળ્યો—અનુભવ્યો.



અવિદ્વાન સામાન્ય મનુષ્ય પોતે ઘડપણના સપાટામાં આવવાનો છે તો પણ ઘરડા માણસ તરફ જોઈ કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે! પરંતુ હું ઘડપણના ફાંસામાં ફસાવાનો છું, માટે જો સામાન્ય મનુષ્યની જેમ જરાગ્રસ્ત માણસથી કંટાળું કે તેનો તિરસ્કાર કરું. તો તે મને શોભે નહિ, આ વિચારને લીધે મારો જુવાનીનો મદ સમૂળગો જતો રહ્યો.

અવિદ્વાન સામાન્ય મનુષ્ય પોતે વ્યાધિના સપાટામાં સપડાવાનો છે, છતાં વ્યાધિગ્રસ્ત મનુષ્ય તરફ જોઈને કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે! પરંતુ હું જાતે વ્યાધિના સપાટામાંથી છૂટયો નથી; અને વ્યાધિગ્રસ્તથી કંટાળું કે તેનો તિરસ્કાર કરું તો તે મને શોભે નહિ. આ વિચારથી મારો આરોગ્યમદ સમૂળગો જતો રહ્યો.

અવિદ્વાન સામાન્ય મનુષ્ય પોતે મરણધર્મી હોવા છતાં મૃત શરીર તરફ જોઈ કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે! પરંતુ હું પણ મૃતધર્મી છું, છતાં સામાન્ય મનુષ્યની પેઠે મૃત શરીર તરફ જોઈ કંટાળું કે તેનો તિરસ્કાર કરું, તો તે મને શોભે નહિ. આ વિચારથી મારો જીવિતમદ તદ્દન ગળી પડયો.

—બુદ્ધ



આમાં ગજા બહાર તણાતા નજરે પણ પડે છે.

દાખલા તરીકે આજે ડીગ્રીનું મહત્ત્વ નોકરી ધંધા ઉપરાંત પ્રતિષ્ઠામાં વધારો કરે છે. પરિણામે, મધ્યમ વર્ગના કેટલાય માબાપો ગજા બહારનું બાળકોની કેળવણી પાછળ ખર્ચ કરે છે. એ ખર્ચ ઊગી નીકળવાનું છે એ દૃષ્ટિએ જોખમ વહોરે તે સમજી શકાય તેમ છે. છતાં હું એવાં માબાપોને ઓળખું છું કે પોતાનો દીકરો ડૉક્ટર, એન્જિનીયર કે પ્રોફેસર હોવો જોઈએ, એ પ્રતિષ્ઠાની ધૂનમાં દીકરાની એટલી શક્તિ ન હોય છતાં ધકેલ્યે રાખે છે. ઉપરા ઉપરી નપાસ થતાં, માબાપો દેવાના બોજામાં આવી ગયેલાં જાણું છું. કેળવણી સંતાનોને આપવી તે જરૂરી છે, પરંતુ દીકરાની શક્તિ ન હોય છતાં અમુક લાઈનમાં પ્રતિષ્ઠા ખાતર ધકેલ્યા કરવાની વૃત્તિ, પેલા ગજાબહારના જમણવારની નવી આવૃત્તિ કહી શકાય.

સમાજમાં આજ સુધી અને આજે પણ પૈસાની બોલબાલા છે, છતાં ધનિકને જે પ્રતિષ્ઠા નથી મળતી તે જાહેર કામ કરનાર સેવકોને મળતી થઈ છે. ધનને બદલે સેવાની સમાજ પ્રતિષ્ઠા કરે, એ સારી ભાવના છે. પરંતુ સેવાને પ્રતિષ્ઠા મળે છે એમ જોતાં જેમનામાં હૃદયમાંથી સેવાભાવ જન્મ્યો નથી, એવા કેટલાય પ્રતિષ્ઠાના લોભે તેમાં આધાપાછા થતા જોવામાં આવે છે. આમાં કોઈ કોઈ કુટુંબના ભોગે એમ કરતા નજરે પડે છે. ગજા ઉપરાંતનું જમણવાર કે રૂઢિનું ખર્ચ કુટુંબની આર્થિક સ્થિતિ સરી ન હોવા છતાં, કમાવાને ભોગે સેવા ક્ષેત્રે ઘૂમીને એ પણ કુટુંબને પાયમાલ કરે છે.

મતલબ કે પ્રતિષ્ઠા ખાતર ઓછે વત્તે અંશે રૂઢિઓમાં કે બીજા ક્ષેત્રમાં માણસ તણાતો હોય છે. આ મનુષ્ય-સ્વભાવ છે. કુરૂઢિઓમાં એને તણાતો બચાવવો હશે તો રૂઢિઓમાં સમાજ જે પ્રતિષ્ઠા માને છે તે નાબૂદ કરવી પડશે. અને પ્રતિષ્ઠાના નવાં દેવ સ્થાપવા પડશે. જ્યાં સુધી એ નવી મૂર્તિને પૂજતો નહિ થાય, ત્યાં સુધી જૂની મૂર્તિને જનસમાજ નહિ છોડી શકે. નિરાકાર પ્રભુને પૂજવાનું એને પસંદ નથી. એટલે સમાજમાં ચાલતી કુરૂઢિઓને નાબૂદ કરવા માટે રચનાત્મક એવો માર્ગ, કુરૂઢિઓમાંથી પ્રતિષ્ઠાનું તેજ હણી લેવું અને નવી મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા કરવી જોઈએ. આજે સમાજમાં મરણ પાછળના પ્રેત–ભોજન બારમાં સાવ બંધ થયાં છે એમ નહિ કહી શકાય, છતાં અમુક વર્ગમાંથી એ સાવ નાબૂદ થઈ ગયાં છે. ઉપર જે ભાઈએ બહેનના લગ્નમાં ગજા ઉપરનું ખર્ચ કર્યું, તેમના સમાજમાં બારમાં થતાં નથી. એ ભાઈએ એમના પિતાનું બારમું કર્યું નથી. તો એ ભાઈ બારમાના ક્ષેત્રે કેમ સુધારક થઈ શક્યા ? કારણ કે, એ વરામાં એમને પ્રતિષ્ઠા દેખાતી બંધ થઈ છે. તો જે ભાઈ બારમાની કુરૂઢિ તોડી શક્યા તે ભવિષ્યમાં લગ્નના ખોટા ખર્ચો બંધ કરે તેવી સ્થિતિ પેદા કરવી હોય તો વરા પાછળની પ્રતિષ્ઠા હાલ એમને દેખાય છે, તે દેખાતી બંધ થાય તો જ બને.

એ દેખાતી બંધ ક્યારે થાય ? જે લોકો પ્રથમ બીજા ક્ષેત્રે પ્રતિષ્ઠા મેળવે છે અને તેમાં તૃપ્તિ પામતાં જીર્ણ રિવાજોમાં એમને રસ રહેતો નથી, એનો ત્યાગ કરે છે, જૂની પ્રતિષ્ઠામાં રાચતા બીજા સમાજને એમનું પગલું રૂચતું નથી, એ ઘેનમાં ચકચૂર હોવાથી શોરબકોર પણ કરે છે. પરંતુ નવી પ્રતિષ્ઠાની તૃપ્તિને આવા શોરબકોરને લીધે ભંગ કરનાર ગાંઠતો નથી. અને એમ નવી પ્રતિષ્ઠાને ક્ષેત્રે જનારની સંખ્યા જેમ જેમ વધતી જાય છે તેમ તેમ જૂના રિવાજની પ્રતિષ્ઠા નિસ્તેજ બનતી જાય છે. અને એક દિવસ એ રિવાજ ખંડેર બની જાય છે.

આજથી બાવીસેક વરસ ઉપર સરદાર વલ્લભભાઈના ભત્રીજીનું લગ્ન વીરસદ કરવામાં આવ્યું ત્યારે ગોળ બહારના એ લગ્ન સામે મુંબઈ જેવી નગરીમાં પણ પાટીદારોએ વિરોધ કર્યો હતો. 'સરદાર દેશના, કંઈ નાતના સરદાર નથી !' એવા ઉદ્‌ગારો પણ નીકળેલા. જાણે નાતનું સત્યાનાશ થઈ જવાનું હોય તેવો વિરોધનો વંટોળ ઊઠ્યો હતો. પરંતુ સરદારસાહેબે બીજા ક્ષેત્રે એટલી મોટી પ્રતિષ્ઠા મેળવી હતી કે નાતની પ્રતિષ્ઠાની એમને



જીતુભાઈ પ્ર. મહેતા

# આવજો, ગૌતમ બુદ્ધ

ભગવાન તથાગતને ને આ વાર્તાને કંઈ સંબંધ નથી એવી સ્પષ્ટતા આ મથાળાને કારણે કરી શકાય. શબ્દોને અજબ શિલ્પમાં કંડારનાર આ વાર્તાના લેખકની વાર્તા હોય એટલે તેના પર વાચકો વારી જાય જ એવી સ્પષ્ટતા પણ કરી લેવાય........

કુદરતે સાદ દીધો : 'કોઈ છે કે ?'

જવાબ મળ્યો : 'હા, હું છું રંગ.'

ઉત્તર મળ્યો : 'હા, હું છું સુવાસ.'

કુદરતે સવાલ કર્યો : 'વસંત છે કે ?'

દોડતી ચાલે પવન વસંત ઋતુને તેડી આવ્યો.

વસંતને જોતાં કુદરતે કહી દીધું : 'જા, તારે જવાનો સમય થઈ ગયો છે. નવજીવનની સામગ્રી સાથે લઈ જજે. પંખીના ગળામાં તું ગીત ભરી દેજે. ફૂલોના હૃદય પર રંગ ભરી દેજે. કુસુમને કાળજે અત્તર લગાવી આવજે. પાંખડીના રેશમી પારણામાં પરાગને ઝૂલાવજે. જા, જલદી જા. તારી વાટ જોવાય છે.'

અને વસંત આવી. કુદરતે એનું વચન પાળ્યું. જીવનની બંસી કુદરતે વસંતના કોમળ ફૂંકે બજાવી. નવજીવનની કહાણી કહેતાં કુદરત ધરાઈ જ નહિ.

પવનની પાંખે પરાગ ઊડ્યો ને નવી લીલી તરીનો જન્મ થયો. પતંગિયાંના પંખા જેવા શરીર પર કેસર ચોંટ્યું ને નવા ફૂલનાં ઘોડિયાં બંધાયાં.

પણ માનવીના પગ તળે વસંત કચડાઈ ગઈ. કુદરતે નવજીવનની રચના કરી. માનવીએ મૃત્યુના ઢગલાની રચના કરી. જીવન અને મોત વચ્ચે જબરી રસાકસી થઈ.

કુદરતે વસંત મોકલી એ જ ટાણે, માનવીએ વિગ્રહ મોકલ્યો. જગતના ટોડલાને અડકતો વિગ્રહ પ્રશાંતના માર્ગેથી, ઠેઠ બ્રહ્મદેશ સુધી આવી ગયો.

બ્રહ્મદેશ ખાલી થવા માંડ્યું. વહાણનો માર્ગ અટકી પડ્યો એટલે પગનો માર્ગ લેવામાં આવ્યો. હજારો માણસો પગે ચાલીને હિંદ ભણી ખેંચાવા લાગ્યાં.

જંગલમાં આ માણસો આવ્યાં ત્યારે જંગલમાં વસંતની સ્થાપના થઈ ચૂકી હતી.

આ ચાલી નીકળેલા સંઘમાં ગૌતમ પણ ચાલતો હતો. નવી જ રીતે આ યાત્રાને એના હૃદય પર છાંટતો હતો. સહુ સાથે ચાલતાં પણ વચ્ચે જુદા પડી જવાની વાત પણ બનતી.

પાણીના એક નાનકડા ઝરણ પાસેથી ગૌતમ ચાલતો હતો ત્યાં એના કાન પર શબ્દો અફળાયા :

'ગૌતમબુદ્ધ બ્રહ્મદેશમાંથી નાખુશ થઈ ચાલી જતા લાગે છે.'

ગૌતમના કાન નહિ, હવે એની આંખ એ બોલનારી પર પહોંચી. ગૌતમને ખ્યાલ ન રહ્યો કે, શારદા આ હહેકાથી વાત છેડશે. એમની ઓળખાણ આ પગપાળાની મુશીબતને કારણે આંહીં જ જાગી હતી.

બન્ને ચાલતાં હતાં. બન્નેને આછો શ્વાસ ચડ્યો હતો. પણ એ શ્વાસ સાથે વસંતનો શ્વાસ તાલ મેળવતો હતો.

ગૌતમને બોલવું પડ્યું : 'ભક્ત બોલે ત્યારે ભગવાને બોલવું જ રહ્યું. પણ ભક્ત કેસરીઆ દૂધનું નૈવેદ્ય લાવે તો જ ભગવાનને સરસ ભાષા બોલતાં આવડે.'

'કેસરી દૂધ ? ગૌતમ ! તમને શરમ નથી આવતી ? માથે તો લડાઈ ચઢી છે, બધી કમાણી રંગૂનમાં રાખી જઈ આપણે દેશ જઈએ છીએ.'

'કમાણી કરી શા માટે ? શારદા ! એના કરતાં અમે સારા ને ! જાપાનીઓના હાથમાં જો અમારું કાંઈ આવશે તો એ થોડાં બિલો. ચૂકવ્યા વિનાનાં જ એ રહી ગયાં, અફસોસ !'

જેમને ચાલવાની આદત નહોતી એમની પાની કળવા લાગી હતી. જેમણે વાહન સિવાય ચાલવાનું છોડી દીધું હતું એમને નવો અનુભવ મળતો હતો.



વસંતના પંખીઓએ આ બે નામોને એમના ફૂલેલા કંઠમાં ફેરવવા માંડયાં. કેસુડાના રંગો પર આ બે નામો અફળાયાં, છુંદાયાં.

હોઠ બહુ બોલ્યા નહિ. હૈયાં બહુ બોલ્યાં.

ફૂલ અને પતંગની આંખમાં અંજાયેલું વસંતનું ઘેન ગૌતમ અને શારદાને પણ ઘેરી વળ્યું.

આ સંઘ કાશીએ જવા નીકળ્યો નહોતો. જીવન એ જ આ સંઘ માટેની મોટામાં મોટી કાશી હતી.

નમણા, નાજુક, નક્કર, ખડતલ, સુંવાળા, નાના મોટા પગોએ ચાલ્યા જ કર્યું.

કરોડપતિને જંગલમાં મૂકી દેવામાં આવ્યો હતો, કંગાળને એની સાથોસાથ ચાલતો કરી દેવામાં આવ્યો હતો.

'દેશનું છાપરૂં કયારે દેખાશે?'

આ સવાલ શરીરનાં થાકેલાં અંગો પૂછતાં હતાં પણ પગને એ સવાલના જવાબ માટે ચાલ્યા જ કરવું પડતું.

ગૌતમ અને શારદાની વાત જુદી જ હતી. દિલના દેશે એ પહોંચી ગયાં હતાં. એ જ એમનો મોટામાં મોટો દેશ હતો.

ગૌતમ આ યાત્રા પૂરી થવાની વાત કરતો ને શારદા એ વાત અધૂરી રખાવી દેતી.

'આ' નહિ મળે અને 'તે' નહિ મળે એ તંગીના શબ્દો જાગી ગયા. પણ જ્યાં સુધી 'શ્વાસ' મળતો હતો ત્યાં લગી આ સમુદાય ચાલતો જ રહ્યો. ચાલતા પગ એ જ એમનું ધ્યેય બની ગયું.

ઘટાટોપ ઝાડ હેઠળ ગૌતમ અને શારદા ચાલતાં હતાં. ત્યાં એકાએક ચાસકો થયો. આકાશમાંથી ઘરેરાટી નીચે ઊતરી રહી. જંગલમાં ચીસ ઊઠી.

'જાપાની વિમાનો.' આગની જીભની જેમ આ ચીસ બધે ફરી વળી.

'મોત.'

'બોમ્બમારો.'

ચીસ તીખી બની. વિમાનોની ઘરેરાટી મોટી બની. માનવોની ચીસ સાંભળીને થોડાં પંખીઓનાં ગળાં પણ ઉથલી પડયાં. જંગલમાં પવન ફૂંકાયો.

'નાસો, ભાગો.' બૂમરાણ જાગી. સમુદાયના સાગરે ઘૂઘવાટ કર્યો, ગર્જના કરી.

આકાશની ધડબડાટી વધુ સંભળાઈ. પાસે ને પાસે સંભળાઈ.

'આહ' નીકળી પડી.

શારદા એકદમ ગૌતમની પાસે ઊભી રહી ગઈ.

શારદાને ગૌતમે એના બાહુથી ઢાંકી દીધી.

શારદાથી બોલાઈ જવાયું :

'મોત ભલે આવે પણ સાથે મરીએ તો સારૂ'.

મોતના આવા ખબરથી ગૌતમને ખુશી થઈ.

થોડી ક્ષણો પછી આ ઉશ્કેરાટ પાછો ફરી ગયો. જાપાની વિમાનો આવ્યાં, થરકયાં અને એમ ને એમ ચાલી ગયાં.

પણ આ સમુદાયમાં કેટલીયે સ્ત્રી પારવીઓની જેમ કાંપવા લાગી. વિમાન ચાલી ગયાં, ભય દૂર થયો તોયે આ પારવીઓનો કંપ અટકયો નહિ.

મોત! આ માણસોએ આ નામ સાંભળ્યું હતું. ખાટલા પર એ નામને 'જીવતું' થતાં જોયું હતું. સ્મશાનનો માર્ગ લેતાં એને જોયું હતું. પણ આ વિમાનમાંથી ઊતરતું મોત? સાજા સારા ઉપર ઊતરતું મોત?

ગૌતમને ખ્યાલ આવવા માંડયા કે આ મોત આવતું હતું કારણ કે, જગતનું અંતઃકરણ માંદુ પડયું હતું. આ મોત ઊતરતું હતું કારણ કે, થોડાઓને જગતમાં રૂડું જીવવું હતું.

ઝરણ પાસે થાક ખાવા ગૌતમ બેઠો. શારદા બેઠી. શારદા બોલી : 'ગૌતમ ભગવાનના પગ પખાળીને આ ઝરણ વહે છે.'



શારદાએ પણ સવાલની વાટ સળગાવ્યા કરી: 'શા માટે ચોરીમાં બેસી પુરુષે સ્ત્રીને ઘરમાં પૂરી? શા માટે માનવીએ વહેવારનાં બંધન કર્યાં?'

ગૌતમ અને શારદાનાં હૃદયે સામસામી તાળી લીધી. ચાંદનીના ચોકમાં આ તાળી લીધી. પર્વતનાં ઢોળાવ પર આ તાળી લીધી.

જંગલના લોકોએ પાવા વગાડ્યા, શહેરના માનવીઓએ એમને પાવલીઓ આપી.

જંગલના લોકોએ કલા પીરસી, શહેરથી ભાગી જનારા, પરાણે જંગલમાં આવનારોએ એ કલાને થોડી વસ્તુથી રીઝવી.

જંગલના લોકોએ જીવનની છોળ ઉડાડી, નગર છોડીને બહાર નીકળેલાઓએ જીવન સંતાડી મોતના ડરની ધ્રૂજારી પોતાની કરી.

'ગૌતમ! ચાંદાને પૂજ્યો છે, ચાંદાને નીહાળ્યો છે, પણ આજે ચાંદાને પૂરેપૂરો ઓળખ્યો.'

શારદા બોલી ગઈ. ગૌતમને ગાવાનું મન થયું. પણ એ બોલ્યો:

'ચાંદની આજે સાચેસાચી હૃદય પર સચવાણી છે. મારે તો આ લડાઈનો ઉપકાર માનવાનો છે.'

લડાઈનો ઉપકાર? ગૌતમના મગજમાં એક સાથે અનેક વિચારો ધસી આવ્યા. જે લડાઈ લાખોને હેડા નાખતી હતી. ચગદી નાખતી હતી, જીવ ખેંચી કાઢતી હતી એ લડાઈનો ઉપકાર? ગૌતમને એના સ્વાર્થ ઉપર જરાક કંટાળો આવ્યો.

પણ એનું મગજ નવી રીતે કામ કરી રહ્યું.

'લડાઈ આવી હતી શા માટે? સમુહે થોડા માણસોની શેખાઈ સહન કરી, થોડા માટે શ્રમ કર્યો, થોડા માટે મહેલાતો ઊભી કરી, થોડા માટે વાળીઝૂડીને ચોક સાફ કર્યો, થોડા માટે બગીચો બનાવ્યો, અને આ થોડાઓનાં મગજ ફાટી ગયાં. તેમણે જે આચરણો કર્યાં એમાંથી લડાઈ જન્મી.'

ગૌતમની નસ ઉપસી આવી. વધુ વિચારો આવવા લાગ્યા.

'લડાઈનો ઉપકાર? હા...લડાઈએ કેટકેટલાની આંખો ઉઘાડી નાખી! લડાઈએ કરોડપતિના હાથમાંથી ધન ઝૂંટવી લીધું. એને ધક્કો મારી કંગાળોની હારમાં ઊભો રાખી દીધો. લડાઈનો ઉપકાર? હા રંગૂનનાં કેટલાંક મોટાં નામોએ કેવાં કામો કર્યાં હતાં? સત્તાવાળાના જેમણે બૂટ ચાટ્યા હતા એ જ બૂટ એમની સામે ઊભા થયા. લડાઈએ ઉપકાર કરીને આ માણસોને ચોંકાવ્યા હતા...'

ગૌતમના મને બોલી દીધું:

'અને લડાઈએ શારદા જેવી સ્ત્રીને દીવાલની બહાર કાઢી. શારદાના દિલમાં જે સુવાસ હતી એ સુવાસને પમરવાનો પ્રસંગ મળ્યો. શારદામાં જે બુદ્ધિ હતી એ તેજ છાંટવાની શારદાને તક મળી.'

શારદા મૂંગી રહી. ગૌતમ કાંઈ બોલ્યો નહિ. તેમના પગ ચાલતા રહ્યા.

ચાંદની રાતનો ચાંદો લગભગ સવાર સુધી રોકાઈને રજા મેળવી ગયો.

સંઘનો પ્રવાસ અટક્યો નહિ. કરુણ પ્રસંગો આવ્યા અને ગયા. ભયાનક મુશ્કેલીઓ આવી અને ચાલી ગઈ. બાળકો કરમાયાં, યુવાન યુવતીઓ મુંઝાયાં, મોટેરાંઓના શ્વાસ ઊંચા થયા.

પણ કદમ અટક્યા નહિ. મોત પાછળ પડ્યું હતું. સલામત જમીન મળે નહિ ત્યાં સુધી કદમ અટકવાના નહોતા.

સહવાસનાં અમૃત ઘોળતાં ગૌતમ અને શારદાનાં હૃદયો ખીલ્યાં, ખૂબ ખીલ્યાં. ગૌતમે પ્રેમ શબ્દનો એકવાર પણ ઉચ્ચાર કર્યો નહિ. એ શબ્દની એને જરૂર પડી નહિ.

પણ ગૌતમ મોટી આશાનાં પિંજરમાં પૂરાઈ ગયો હતો. મણિપુર રાજ્યમાં દાખલ થયા પછી શું કરવું એની એણે ગણત્રી રાખી હતી. શારદાનો સહવાસ એ ગુમાવવા માગતો નહોતો. એને ખાત્રી હતી કે શારદા પણ એનો જીવન સહવાસ માગવાની હતી.



ગૌતમ શારદા પાસે ગયો પણ શારદાને ઘેરી લીધી હતી, સગાંવહાલાંઓએ. તોયે એણે આંખથી મળી લીધું. શારદાની આંખમાં ભયાનક દર્દ હતું. એ દર્દ શારદાએ ગૌતમની આંખને ધરી દીધું.

પછી તો થોડા કલાકો ગયા. મોટરબસ આવી અને ટ્રેન આગળ સમુદાય આવી પહોંચ્યો.

ગૌતમ પણ એમાં સામેલ હતો. શારદા પણ સાથે હતી. કોઈ બોલતાં નહોતાં. ગૌતમ હવે મુંઝાયો. ખોટી શરમ ભાંગી નાખવા એ તૈયાર થયો.

સ્ટેશન પર એક ટ્રેન આવી. એમાંથી થોડા માણસો ઊતર્યાં.

એક જણ શારદા ભણી ધસી આવ્યો. ગૌતમે એને ઓળખ્યો. રંગૂનનો એ તુચ્છ ધનવાન હતો. એણે ગૌતમ જેવા કેટલાયે જુવાનોને પેઢીમાં સપડાવી માર્યા હતા. ગૌતમને એ પણ ખબર હતી કે એ માણસ બ્રહ્મદેશ છોડી કામગીરી માટે હિંદ ગયો હતો. પથ્થરના બાવલાની જેમ એ ઊભો રહ્યો. જોઈ જ રહ્યો. રંગૂનનો એ નફાખોર નામચીન માણસ શારદાની સાવ પાસે ગયો.

'શારદા, ઠીક છે ને? હું તો આ બાજુ આવ્યો ને લડાઈ આવી. ચાલ, તું સુખરૂપ આવી પહોંચી ને?' ગૌતમના કાન પર એક વાક્ય બરાબર આવી ગયું. એ વાક્ય કાનમાં રોકાઈ ગયું. હૃદય પર જવાની એ વાક્યે ના પાડી. પણ એ વાક્ય બોલનારા ઘણા હતા. દુનિયાના વહેવારુ માણસો હતા. એ વાક્ય હતું 'શારદાનો વર શારદાને લેવા આવ્યો છે.'

રંગૂનનો એ નામચીન આદમી શારદાનો પતિ હતો! હિંદની ભૂમિ પાસે આવતી હતી એમ એમ શારદાનું મુખ મ્લાન પડતું હતું એનો ખ્યાલ હવે ગૌતમને આવ્યો.

પહેલાં એ ગુસ્સે થયો. પણ થોડી વારમાં એનો ગુસ્સો સ્મરણોમાં દબાઈ ગયો. સ્મરણોનાં હજારો ગુલાબો હેઠળ ગૌતમનું હૃદય ઢંકાઈ ગયું. એની સુવાસમાં એ પડી રહ્યું.

બધાં આગગાડીમાં બેસવા માંડ્યાં. ગૌતમે એ આગગાડીમાં જવાનો વિચાર માંડી વાળ્યો.

આગગાડીની ઊપડવાની ઘડી આવી. સીસોટી વાગી. ગૌતમે શારદાને જોઈ. ખાસ ડબ્બાની સગવડ શારદાને મળી હતી. પતિની લાગવગ મોટી હતી.

હિંમત કરીને ગૌતમ શારદાની બારી આગળ ગયો.

આગગાડી ઊપડી. શારદા આંખથી ઘણું બોલી ગઈ. પ્રવાહી બોલી એ બોલી ગઈ.

અને એ એટલું પણ બોલી ગઈ:

'ગૌતમ બુદ્ધ! આવજો.'



કોઈ ઝેરી બાણથી ઘવાયો હોય, તેના હિતચિંતકો તેના શરીરમાંથી એ બાણ કાઢવા તત્પર થાય ત્યારે પેલો ઘવાયેલ તેમને કહે કે મને પ્રથમ મારા નીચેના પ્રશ્નોના જવાબ આપો, પછી બાણ કાઢવાની વાત. મારા પ્રશ્નો એ છે કે બાણ મારનાર કઈ નાતનો છે? કયા ગામનો, કયા નામનો અને કેવા કદનો છે? તે જ રીતે એ બાણ શેમાંથી અને કેવી રીતે બન્યું તથા ધનુષ અને દોરી એ પણ શેનાં અને કોણે બનાવ્યાં છે? આ પ્રશ્નોના જવાબ ન મળે ત્યાં લગી જો વાગેલ બાણ તે પુરુષ કાઢવા ન દે તો શું એ બચી શકે?

—બુદ્ધ



અને બીજે ક્યાંય ન જવા માટે આગ્રહ રાખ્યો હતો. જયાબહેનને સાત મહિના, આઠ મહિના થયા. ગર્ભાધાન વખતનાં બધાંજ ચિહ્નો તેમને વરતાતાં હતાં. બાળક અંદર ફરે છે, લાત મારે છે વગેરે તે અનુભવતાં હતાં. અને આ કોઈ કાલ્પનિક હકીકત નહોતી પણ સત્યઘટના એમના પોતાના અનુભવની હતી, મનની શરીર ઉપર કેટલી બધી અસર થાય છે અને ત્યાં જ ઇચ્છાશક્તિનું (will powar) પ્રાબલ્ય જણાઈ આવે છે.

નવ મહિના પૂરા થવા આવ્યા અને એમને બાળકના જન્મ વખતનું દર્દ પણ શરૂ થયું. અને જયાબહેન હૉસ્પિટલમાં દાખલ થયાં. ડૉકટરે તેમની ખૂબ કાળજી લીધી. પીડ ઉપર પીડ આવવા માંડયાં. ડૉકટર સિવાય આ હકીકત કોઈ જાણતું નહોતું. હવે કરવું શું? જયાબહેનને ડીલીવરી–ટેબલ ઉપર લીધાં. એક પછી એક હિલચાલ બીજી સ્ત્રીઓની માફક તેમને ચાલુ જ હતી. ડૉકટર તેમના બીજા એક ડૉકટર મિત્ર સાથે અને નર્સ પણ તેમની સારવારમાં હાજર હતાં. છેલ્લી ઘડીએ તો ડૉકટર તેનને કંઈજ કહી શકે તેમ નહોતા. અને...ડૉકટરે તેમને મોર્ફિયાનું એક ઇંજેકશન આપી દીધું. અને જયાબહેન ઘેનમાં આવી ગયાં.

પાંચ છ કલાક બાદ જયાબહેનનું ઘેન ઊતર્યું. ડૉકટર એ સમયે હાજર થઈ ગયા હતા. જયાબહેને તરત જ, શું અવતર્યું છે તે જાણવા ઇંતેજારી બતાવી અને ડૉકટરે કહ્યું કે 'જયાબહેન, બાબો છે બાબો.' જયાબહેન ખૂબ હર્ષમાં આવી ગયાં અને તેને જોવા માટે માગ્યો. ડૉકટરે જવાબમાં કહ્યું : 'પણ જયાબહેન, બાબો શરીરે ખૂબ જ નબળો છે એટલે તેને રૂની ગાદીમાં રાખ્યો છે. તમને એ અત્યારે ન બતાવાય.' જયાબહેન સહેજ નિરાશ થયાં પણ એ તો એમને સહ્ય હતું. બરોબર ત્રણેક કલાક બાદ બાબાના મૃત્યુના સમાચાર જયાબહેનને મળ્યા. જયાબહેનને આઘાત—સખ્ત આઘાત લાગ્યો. પણ ડૉકટરે તેમને ખૂબ આશ્વાસન આપ્યું. અને ઈશ્વરી લીલા આગળ આપણું કંઈ ચાલતું નથી એમ મન મનાવી જયાબહેન ભવિષ્યની બીજી આશાએ હૉસ્પિટલના તેમના ખાટલામાં દશ દિવસ પસાર કરી ઘેર આવ્યાં. આજે જયાબહેનને માથે વંધ્યત્વનું મહેણું નથી રહ્યું. સમાજે તેમના મૃત્યુ પામેલા બાબાને વધાવી લીધો. માતૃત્વ ઝંખતાં જયાબહેન બીજા બાળકની આશાએ જીવન વિતાવી રહ્યાં છે. પણ પહેલા જેવી તીવ્ર ઝંખના હવે તેમને કોરી નથી નાખતી.

★

કોઈ યોગ્ય વેળાએ બોલે છે, તો કોઈ અયોગ્ય વેળાએ બોલે છે; કોઈ બનેલી વાત કહે છે, તો કોઈ ન બનેલી વાત કહે છે; કોઈ મધુર બોલે છે, તો કોઈ કટુ બોલે છે; કોઈ મિત્રભાવે બોલે છે તો બીજો કોઈ બુદ્ધિથી બોલે છે. આ સર્વ પ્રસંગે તમારું ચિત્ત વિકારવશ થાય નહિ, તમારા મુખમાંથી ભૂંડા શબ્દો નીકળે નહિ, તમારા અંતઃકરણમાં દયા અને મૈત્રી વસે, દ્વેષ રહે નહિ, અને જે મનુષ્ય પોતાની વિરુદ્ધ બોલ્યો હોય તેને આધાર બનાવી અખિલ જગત ઉપર તમે મૈત્રીની ભાવના કરી શકો, એવો તમારે અભ્યાસ કરવો જોઈએ.

—બુદ્ધ

**'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**



પાટલૂન ચઢાવી આવ્યો ને એની પાછળ આખી ટોળી પણ ગઈ. અને દરેક જણ ભાતભાતનાં પીંછાં, હાડકાં ને દાંતની આભૂષણમાળા સજી પાછું આવ્યું. ડૉન પણ અંદર ગયો ને શિગી-શિગીએ એને માટે તૈયાર રાખેલો એક પીંછા મુગટ ધારી આવ્યો તો બધી બહેનો પણ તરેહ તરેહનાં ઘરેણાં શરીરે લાદતી હતી ને એક પ્યાલામાંના કોઈ પ્રવાહીથી હાથ પર ભાતભાતનાં છૂંદણાં પાડતી હતી. પણ આ સૌ વેશભૂષામાં ધાતુનો સાવ અભાવ હતો.

અંધારું થયું ને જાણે હુકમ મળ્યો હોય તેમ વાજતે ગાજતે નૃત્ય શરૂ થયું. ડૉન પણ જોડાયો પણ અર્ધા કલાકમાં તો એની હેંફે હેંફે થઈ ગઈ ને એ આડો પડ્યો. પેલાઓએ તો અવિરત સાત કલાક એમનું નાચવા કૂદવાનું ચાલુ રાખ્યું. તાપણીના પ્રકાશમાં ઊઠતી એમની છાયા આકૃતિઓ બિહામણી હતી.

વચમાં જરાક ઊઠી ડૉને ચારે બાજુ નજર કરી તો આ ઘરનું આખું પ્રાણીવૃંદ પણ મિજબાનીનું ભાગીદાર બની રહ્યું હતું. પેલું માદક પીણું ચાટી ચાટી એમ ચાળા કરી રહ્યાં હતાં ને વધેલું માંસ તથા હાડકું ચાટી મિજબાનીની મોજ માણતાં હતાં. રાત્રિ પૂરી થવા આવી. ચંદ્ર ઝાંખો થયો. એ ખસિયાણો પડી ખસી જવાની તૈયારી કરતો હતો ત્યારે નૃત્ય અટક્યું ને બધા પાછા પેલા પીણા પર તૂટી પડ્યા. એક પછી એક ઘૂંટડા ઊતારવા લાગ્યા ને પીણાનો કેફ આંખમાં ચમકવા લાગ્યો. બધાંની આંખો જરાક ઘેરાઈ ત્યાં બાજુના જંગલમાંથી એક જણ ડૉનની ઘોડીને આગળથી પકડી ખેંચી લાવતો હતો.

ઘોડીને જોઈ બધાંના ચહેરા ચમકી ઊઠ્યા ને એની પીઠ બતાવી એના પર સ્વારી કરી બતાવવા ડૉનને ઈશારા કરવા લાગ્યા. જીન લેવા એ ઘરભણી ડગ માંડતો હતો. ત્યાં તો શિગી-શિગી એની આગળ દોડી ગઈ ને જીન લઈ આવી. એ સૌના સમક્ષ એણે ઘોડેસ્વારીના 'ખેલ' કરી બતાવ્યા ત્યારે સૌ મોંમાં આંગળાં નાખી ગયા. ઘોડો ને ઘોડેસવારી એમને માટે સાવ નવાં, તદ્દન માન્યામાં ન આવે એવાં હતાં.

ઘોડાને થાબડી વિદાય આપી એ બેઠા એટલે એમનો આગેવાન કંઈક બરાડી ઊઠ્યો ને એનો પડઘો ઝીલ્યો સૌએ. થોડીવારમાં અલમ બેઠેલાં સ્ત્રી-પુરુષો એકઠાં થઈ ગયાં ને બધાં ત્યાં ચોગાનમાં જ આડા પડ્યાં. ત્યાં હાજર પશુ પ્રાણી બધાં ઘેનાઈ ગયાં હતાં છતાં ભાણ ઊગતાં પહેલાં, જે જાગતાં હતાં તે બધાં નાચવા લાગ્યાં ને આ બધાથી થાકી, ડૉન શિગી સાથે સરોવરે જઈ નાહી, ખાઈ ઊંઘી ગયો. જાગી એ પાછો ફરતો હતો ત્યાં તો કોલાહલ એના કાને પડ્યો. એ માની જ નહિ શક્યો કે હજુયે આ નૃત્યોત્સવ રહી શક્યો છે. એ ઝૂંપડીએ આવ્યો તો તમરાની પેઠ સાંજના વળી પાછી સ્ત્રીઓ જંગલમાં ગઈ ને ઓર દારૂ લઈ આવીને ભડકો થયો. બધાં ચકચૂર અને મદમસ્ત છતાં નાચતાં કે કૂદતાં. પણ હવે હદ આવી. ઢોલી કેફના તાનમાં તૂટવા લાગ્યો ને કોઈ કોઈ ઓકવા લાગ્યા. છતાં એમનો ક્રમ તો ચાલુ જ રહ્યો. પૂરા ત્રણ દિવસ ને ત્રણ રાત્રિની ધમાલ પછી ચોથા દિવસનો પો ફાટ્યો તે સાથે જ આગંતુકોનો વડો ઊઠ્યો. ને કશીય વિધિ સિવાય આખી મંડળી જંગલમાં અદૃશ્ય થઈ ગઈ.

વળતી સવારે હજુ ડૉનના તો હાડકાં ભરાયેલાં હતાં ત્યાં આવી ટોળી શિકારે ઊપડી એ પણ બંદૂક ને છરી લઈ સાથે થયો. એનાં આ સાધનો ધારી ધારીને આંખથી અને સ્પર્શથી એમણે વારંવાર જોયાં ને કૌતુક વ્યક્ત કર્યું.

શિકાર કરતાં આ લોકો આવા ગાઢ જંગલમાંય દોડતા હોય છે. પગમાં પગરખાં નહિ, શરીર પર કપડું નહિ ને રક્ષણનું કશું સાધન નહિ છતાં તેમની ઈંદ્રિયો એટલી સતેજ હોય છે કે જરા સરખો આવકારો કે હિલચાલ એમના ધ્યાન બહાર જાય જ નહિ. નદી પાર કરી એ ચાલતા હતા ત્યાં



શિગીના મુખ આગળ ધર્યો ને એ ગાંડીતૂર થઈ ગઈ. એક સાંકળથી લટકાવી એ એણે એના ગળામાં નાખ્યો ને એ બાળકની જેમ રમવા લાગી. એવામાં વળી એને યાદ આવ્યું એટલે એ પોતાની બેગમાંથી એક તકતો લઈ આવ્યો. શિગી તો એમાં પોતાનું મોઢું જોઈ ગેલમાં આવી ગઈ ને વાનરાની જેમ મોઢાં કરી કરી કૂદવા લાગી. પાછળ હાથ નાખી જાણે કશુંક પકડવા મથતી હોય એમ ચાળા કરવા લાગી. એનો આ અપાર નિર્દોષ આનંદ પામી જઈ ડૉન એને માટે એક સ્પ્રિંગ લઈ આવ્યો. એને ખેંચી એણે છોડી દીધી અને શિગી એક આશ્ચર્ય-ગર્તમાં ડૂબી ગઈ. વારે વારે એણે ડૉનને એ ખેંચવા ને છોડવાની કસરત કરાવી ને અઠવાડિયા પછી પોતે જાતે કરવાની હિંમત એકઠી કરી શકી. આ સ્પ્રિંગે તો આખી ટોળીને વિસ્મયમાં નાખી દીધી. આ બધો સમય ટોળીની બધી સ્ત્રીઓ પાસે જ હતી પણ એ એટલી દબાયેલી હતી કે કોઈએ પુરુષોની જેમ, એને હાથ ફેરવી અડકવા જેટલીયે ઉત્સુકતા દાખવી નહિ. એ તો પૂતળીવત્ જોઈ રહેતી એટલું જ.

બહેનોને અહીં આખો દી કડાકૂટ રહેતી. એક દિવસ આવી કડાકૂટ કરતી કરતી એક બહેન ઊઠી ને પાસેના એક ઝાડને પકડી પોતાનું શરીર દબાવતી દબાવતી બોલવા લાગી. ડૉન તાકી રહ્યો હતો કે એ વળી નવું શું છે. ત્યાં તો પેલી બાઈએ નીચા વળી, કાતરની ગેરહાજરીમાં, દાંત વડે નાભિબંધ કાપ્યો ને પોતાની જીભ વડે ચાટતી અને સાફ કરતી એક નવા અવતરેલા બાળકને લઈ આવી. ડૉનને સમજ પડી કે એ તો 'જન્મ ઝાડ' છે. બાળકને લઈ એ ઘરમાં ગઈ ને દસેક મિનિટમાં પાછી આવી, સૌ ભેગી ભળી ગઈ. સંસ્કારી સમાજમાં જીવઘાત મનાતી પ્રસૂતિની ક્રિયા પંદર મિનિટમાં કોઈની ય મદદ સિવાય પતી ગઈ!

'પેરીનટીન' કબીલાનો એ નવો આગંતુક નર હતો એટલે સર્વત્ર આનંદ વરતાયો. આ કબીલામાં આઠ પુરુષ ને બત્રીસ સ્ત્રીઓ હતી એટલે પુરુષની કિંમત સ્વભાવિક સવિશેષ હતી. અહીં જુદાં જુદાં કારણોસર બાળ મરણ પ્રમાણ ઘણું રહેતું.

એવામાં એક નર માંદો પડ્યો. સ્ત્રીઓએ એની ખૂબ કાળજી લીધી ને કેટલાંય મૂળિયાં ઘોળ્યાં. ખૂબીની બિના એ છે કે આ માંદગીમાં એના મોંમાંથી કદી દુઃખનો કે પીડાનો હુંકારો નીકળ્યો નથી. પીડા દાબી કે મનમાં સમાવી એ પડી રહ્યો. અહીંના પુરુષો ખીજાય તો પત્નીની પીઠને સળગતા લાકડાથી એવી ખોખરી કરી નાખતા કે ચારેય બાજુ અંગારા ઊડતા છતાં કોઈ સ્ત્રીને હુંકાર કે રૂદન કરતી એણે કદી સાંભળી નથી! આંસુ સારવાનું જાણે અહીં સાવ અજાણ હતું.

એક દિવસ એક ઝાડ પાડતાં એકાદ ઈંચના વ્યાસ વાળી એક અણીદાર ડાળી એક પુરુષની જાંગમાં આરપાર પેસી ગઈ ને લોહીની ધારા વછુટી છતાં એ બબ-ડ્યોય નહિ! એને એમાંથી છૂટો કરી બીજા માણસોએ ઘામાં પાંદડાં ભરી લોહી બંધ કરી દીધું એટલે એ આપમેળે ખોડંગતો ઘરમાં જઈ પહોંચ્યો.

બે ચાર દિવસ બાદ પેલો માંદો માણસ મૃત્યુને આરે પહોંચી ગયો. એના દેહ નજદીક સૌ એકત્ર થયા ને એક હીબકી બાદ એ ટાઢો પડ્યો એટલે એને ઊંચકી ઘર પાછળ આવેલા એક બીજા ઝાડ પર મૂકી આવ્યા. એ હતું 'મૃત્યુ વૃક્ષ.' કેટલાય દિવસ પક્ષી-ઓએ ઉજાણી કરી. જ્યારે જ્યારે કોઈ બાળક મૃત્યુ પામતું ત્યારે ત્યારે બાપ બાળકને એ ઝાડ પર મૂકી આવતો ને કામ પતી જતું.

એક વખત એક બહેનને જોડકું જન્મ્યું. એના બાપે આવી એમાંથી એક છોકરી હતી તેને, ઉપાડીને પેલા 'મૃત્યુ વૃક્ષ' પર એ મૂકી આવ્યો! આ બાળકોના મૃત્યુ કે વિદાય પ્રસંગેય માના મોંમાંથી એક ચીસ કે એની આંખમાંથી એક બિંદુ આંસુનું ટપકતું નહિ! જીવનનાં જન્મ ને મૃત્યુને સાવ તટસ્થ વૃત્તિથી એ જોતાં.

એક દિવસ એની બેગમાં ખોળાબંભોળા કરતાં શિગીના



એ વાંદરા કે કુક્કરના બચ્ચાંને ધવડાવતી, આ લોકોની ભાષા પણ સાવ પ્રાથમિક. એમને લિપિ તો હતી જ નહિ પણ બોલીય રચના, કે ક્રિયાપદ વિહોણી ને ભાવ કે વિચારનું વાહન બનવા બિલકુલ અસમર્થ. તે દિવસે છાલ ભેગી કરતી બહેનોને જોતા જોતા એ વિચારે ચડ્યો ને નદીએ નહાવા ગયો. ત્યાં એણે આ લોકોનો ઘોંઘાટ સાંભળ્યો. આમ તો શિકારેથી પાછા વળતાં એમની જીભ ખૂબ જ ચાલતી પણ આજ તો અસાધારણ અવાજ હતો. અવાજની દિશામાં પગલાં માંડી એણે જોયું તો એક માનવશબ એ લોકો વહી આવતા હતા. એને પહેલાં તો એવો વહેમ પડ્યો કે એનામાંથી એકાદ મરણ પામ્યો હશે! પણ એ તો પૂરા સાત હતા. એવામાં એની નજર પડી તો મૃતદેહની છાતીમાં પેટીનટીન ફળીલાનાં બાણુ વાગેલાં હતાં અને પેલાનાં ધનુષબાણ લઈ ડોસો ચાલતો હતો. માનવ-માંસ પ્રાપ્તિના આનંદનો એ દ્યોતક હતો. એ ઘેર પહોંચ્યા તો બધાં સ્ત્રી બાળકો એટલા જ આનંદથી વીંટળાઇને અર્ધા કલાકમાં તો એ માનવ-શરીરના ભાગ એ સૌના પેટમાં પહોંચી ગયા. તે પછી પેલું પીણું પીરસાયું ને પેલા મહેમાન આવ્યા ને જેવી મીજબાની ને નૃત્ય ચાલ્યાં હતાં તેવાં જ આ માનવભક્ષ્ય પ્રાપ્તિ ઉત્સવમાં ત્રણ રાત્રિ ને દિવસ ધમાલ ધમાલ મચી રહી. આજસુધી આનંદ ને આળસમાં દિવસ નિર્ગમન કરતા ડૉને ભારે આંચકો અનુભવ્યો અને એનું મન આ લોકો પરથી ઊઠી ગયું. તે રાત્રિએ એકલા પડ્યા પડ્યા ચાંદનીમાં એના મન પર હજારો વિચારોએ હલ્લો કર્યો અને આ મનુષ્યભક્ષી લોકો અંગે એના મિત્રો, સ્નેહીઓ, પેલા જર્મન એલચી ને બીજા સૌએ જે જે વાતો કરેલી તે બધી વાતો ને સંવાદનું એક નાટક એના અર્ધનિદ્રિત, તંદ્રામાં પડેલા મન આગળ ભજવાઈ ગયું. એ પૂરું થયું અને એના મને પાકો નિશ્ચય કરી લીધો કે યોગ્ય પળ કે તક પ્રાપ્ત થતાં અહીંથી નાસી છૂટવું.

પહેલા માનવભક્ષની મિજબાનીને પૂરાં ત્રણ સપ્તાહ વીત્યાં તે પછી એક દિવસ પાછા બધા શિકારે ઊપડ્યા. ડૉન પણ સાથે થયો. આ વખતે રસ્તો જંગલનાં કળણોમાં થઈને હતો ને ઠેર ઠેર કાંટા દૂર કરવા ડૉનને પોતાના હાથ-ધારિયાનો ઉપયોગ કરવો પડ્યો. એમ આ બધાં વટાવી એ એક સરોવરતટે આવ્યા. એટલે એણે નિરાંત અનુભવી પણ એટલામાં પાણીમાં કશુંક પછડાયાનો અવાજ થયો ને એણે પાછળ નજર કરી તો એક જ રાક્ષસી જળ અજગરે આ ટુકડીના છેલ્લા આદમીને ભીંસમાં લીધો હતો. એનો જમણો હાથ તો એના શરીર સાથે દબાઈ ગયો હતો ને ડાબો હાથ ઊંચો રાખી પેલા અજગરનું મોઢું પકડવા એ મથતો હતો. ત્રણ જણ એની મદદે દોડ્યા ને પોતાની છરી વડે સાપના શરીર પર ઘા કરવા લાગ્યા પણ એમની છરી એના ત્વચાકવચને ભાગ્યે જ ભેદી શકી. ડૉનની ધારદાર છરી લઈ નાયક દોડ્યો પણ દરમિયાન અજગરે પેલા ફરતી વધુ આંટીઓ લગાવી ભીંસ મજબૂત બનાવી દીધી. એની પૂંછડી હજુ પાણીમાં હતી પણ એ બરાબર નીકળે કે તરત એક ઝાડ સાથે ભરવી એ છેવટનો ઝાટકો મારે એટલે પેલાના રામ રમી જાય એમ હતું. સાપની પૂંછડી પાણી ને કાદવ ઉછાળતી બહાર નીકળી ને એનું ડોકું ઢાળી પકડવા લંબાયું ત્યાં ડૉનની રાયફલનો ઘોડો દબાયો ને બળ કરતું એ જીવહીન ખોળિયું લંબાઈ પડ્યું. એ વીંટામાંથી બહાર નીકળેલો આદમી હલાવેલા અવયવોને જરા ઠીક કરતો હતો ત્યારે સૌની આંખ ડૉનની રાયફલ પર આશ્ચર્યમિશ્રિત નજરે મંડાઈ હતી!

રાયફલના અવાજે આખું વન જગત ખળભળી ઊઠ્યું ને એ શાંત થાય ત્યાં સુધી આ લોકોની શિકારની બાજી ઊંધી વળી ગઈ. એટલે વખત બતાવવા એ આમતેમ રખડતા હતા ત્યાં નાયક થંભી ગયો, અને કશુંક નજરે ચઢ્યું હોય તેમ વર્તવા લાગ્યો. બાકીના બધા એને અનુસર્યા અને કેટલીય ગૂંચવણ પછી ડૉનની નજરે એક બીજી ટોળીનો આદિમાનવ પડ્યો ત્યારે એને ભેદ સમજાયો. તે



પોતાના દાદાનું લાલ ધોળા પટ્ટાવાળું પાટલૂન સામાનમાંથી કાઢી આપી શિગીને તે પહેરાવ્યું. એના ગળામાં શોભતી હતી એના ઘડિયાળની 'ડાયલમાળા'. એના વાળ 'બૉબ્ડ' હતા ને તાપથી બચાવવા એના માથા પર ડૉને હૅટ મૂક્યો. આમ સવાર થયેલી શિગી ને ડૉનનું જોડું 'સાસરિયે' સંચર્યું. દિવસ આખો એ રસ્તો કાપતા. મોસો હતો ત્યારે તો ડૉન વાત કરી શકતો. શિગી સાથે વાતની ભાષા તો હજુ ખીલી નહોતાં. પણ શિગી પોતે ખચ્ચર સાથે ખૂબ વાતો કરતી. ચોથે દિવસે બપોરે એક વોકળા નજીક એ પહોંચ્યાં ત્યારે ડૉને શિગીને બાણ પકડી ઇશારત કરી એટલે એ કૂદતી નાઠી ને જરા વારમાં શિકાર લઈ પાછી ફરી. પણ એને ડૉન સાથે ખાણું લીધું જ નહિ. પતિ ખાઈ રહ્યા પછી જ ખાણું લેવાય એ પતિવ્રતાનો નિયમ એણે ન તોડ્યો તે ન જ તોડ્યો!

તે દિવસે સાંજના એ વિસ્તારમાં સાબરને જોઈ ડૉનને એને નોતરવાનું મન થયું. એટલે પટાનો ગાળો કરી પટો એના જીન સાથે બાંધી એણે ગાળો એક સાબરના ગળે નાખી દીધો પણ એ ડૉનને ભારે પડી ગયું. પેલું સાબર તો જે નાઠું તે ડૉનને ને ઘોડાને ખેંચીને વણ અટક્યું દોડતું જ રહ્યું ડૉનને બીક પેઠી કે જીન તોડી એ જતું રહેશે એટલે એ જીને વળગી રહ્યો. એના શરીરે કાંટા ભોંકાયા, ઉઝરડા પડ્યા ને એ ઢસરડાયો. એવામાં તડાક દેતો અવાજ થયો ને એ ઊછળ્યો— હવામાં અદ્ધર ને દડાની જેમ જમીન પર પડ્યો. પેલું સાબર તો ગળે પટા સાથે નાઠું તે નાઠું જ. જીન બચ્યું એટલે ડૉનને નિરાંત થઈ ને થોડી વારે કળ વળી.

આ બધી મુસાફરી દરમિયાન શિગી એનો ભોમિયો બની. કુદરતી રીતે જ એનું દિશાનું ભાન અતિ ચોક્કસ હતું ને જાણે કે કોઈ પૂર્વ જન્મમાં જોયેલ કેડીએ ન ચાલતી હોય તેમ એ સીધી ચાલતી જ રહી. પણ બિચારીએ કદી આખા જન્મારામાં તડકો અનુભવેલો જ નહિ એટલે એને લૂક લાગી ગઈ ને એ બિમાર પડી. તાવથી ફફડવા છતાં એણે કદી હુંકાર કર્યો નહિ. તાવે એને છોડી નહિ એટલે ડૉનને ભીતિ પેઠી કે એનો આ એક સાથી ને ભોમિયો જો એ ગુમાવશે તો એનું કર્યું કારવ્યું ધૂળ ભેગું થશે ને એ આ અટવીમાં અટવાઈ જશે. એક રાત્રિ તો ડૉને ભયંકર વિમાસણમાં ને ભીતિમાં વિતાવી. મોડી રાત્રે એની આંખ મીંચાઈ ગઈ ત્યારે શિગીની આશા એને નહોતી. સવારે એ જાગ્યો ત્યારે તો એ હસતી બેઠી એને આવકારતી હતી.

વાદળ ઘેરાતાં હતાં ને વરસાદ તૂટી પડે તો પ્રવાસ અશક્યવત્ બને છતાં એક વધુ દિવસ રોકાઈ આ યુગલ શિગીની રાહદારી નીચે ઊપડ્યું ને એકાદ સપ્તાહમાં તો એક વસાહત આગળ આવી પહોંચ્યું. એ વસાહતના સૌ આમને જોઈ ને આશ્ચર્યમાં ડૂબી ગયા ને શિગી ડૉનની પત્ની છે એ માનવા તો એ કદી તૈયાર થયા જ નહિ. અહીં મુકામ કરી આગળ વધ્યા ને યાલ્ટાના જંગલ આગળ પાછાં પહોંચ્યાં. શિગી–શિગી આ બધો સમય એવી સિફતથી રસ્તો કરતી ને એવી નૈસર્ગિક દૃષ્ટિથી કામ કરતી કે ડૉનને કંઈ કહેતાં કંઈ તકલીફ ન પડી.

એક દિવસ એમ ચાલતાં ચાલતાં એ કૂદીને નાઠી. એને ભયભીત જોઈ ડૉને નજર કરી તો ઝાડની ડાળીથી લટકતી તણછ હતી. આ તણછથી (વૃક્ષસાપ) આ બધા આદિવાસીઓ ખૂબ જ બીતા. એ કેટલું બીતા એનાં બે દૃષ્ટાંતો ડૉનની નજર આગળ તરવરી ઊઠ્યાં ને શિગીની બીક એને સાહજિક લાગી. એક વખત મગરથી ખદબદતા એક સરોવરમાં હોડકામાં બેસી એ જતા હતા ત્યાં એ હોડી પર એક ઝેરી સાપ દેખાતાં એ બધાં આદિવાસીઓ પાણીમાં કૂદી પડ્યા. મગર એમનો હાથ પગ તોડી લે તે માટે એ તૈયાર હતા પણ પેલા સાપનો ડંખ સહેવા એમની તૈયારી નહોતી. એવી જ રીતે એક નદી પાર કરતાં એક સ્ત્રી તેમના હોડકામાં બેઠી હતી. નદી પાર કરી એ કિનારે પહોંચ્યા ત્યાં તો પેલી બાઈ ચત્તીપાટ પડી ને ઠંમ થઈ ગઈ. એની છાતી પર પેલો સાપ હતો. એ બાઈ એ સાપની બીકથી મરી કે ડંખથી એ તો રામ.



આપની લાગણીથી તાકી રહ્યો. છતાં એનું મન માન્યું નહિ. ધારી ધારીને એણે ફરી જોયું ને એના મગજમાં સ્મૃતિ વિદ્યુત ઝબકી અને એ બોલી ઊઠ્યો, 'ભલા ડુક્કર, અંદર આવ ને કપડાં બદલ! અલ્યા લિયો, આ શું શક્ય લાગે છે! અમે તો માન્યું હતું કે તારા રામ ક્યારનાય રમી ગયા હશે!'

ડૉનના પુનરાગમનના સમાચાર વાયુવેગે પ્રસરી ગયા ને ધાડાં ને ધાડાં એમને જોવા આવ્યાં. બિચારી શિગીની દશા તો એવી થઈ કે એ જાણે મીણપૂતળી હોય એમ સૌ એને અંગ ઉપાંગેથી ધારી ધારીને જોવા લાગ્યા. એ બિચારી મુંઝાઈ. ગુસ્તાવે એને એક અલગ ઓરડી કાઢી આપી ને ડૉન પણ દિવસનો ઠીક ભાગ એની સાથે ગાળવા લાગ્યો. એના સફળ પુનરાગમનનો યશભાગી હોવા ઉપરાંત એ એની પત્ની હતી. પણ બિચારો ખૂબ સારેલી હતી. ડૉને એને એ મિત્રને ત્યાં પોતે રચેલું પ્રાણી સંગ્રહાલય બતાવ્યું ત્યારથી શિગી-શિગીનો અડધો દિવસ એ વાનર, કાચબા, પોપટ, મગર ને સાબર સાથે મૈત્રીમાં નિર્ગમન થવા લાગ્યો છતાં એની દશા જળવિહોણી માછલી જેવી હતી!

આસ્તે આસ્તે એ પેલા મિત્રની પુત્રીઓ સાથે હળી ગઈ પણ ઘર બહાર જવા એ તૈયાર ન થઈ. એક દિવસ ડૉન તેને માટે એક સુંદર ભૂરો રેશમી પોશાક ખરીદી લાવ્યો. એ જોઈ ને એક બાળકની માફક એ ખુશખુશાલ થઈ ગઈ ને એની સુંવાળપ માણવા એના પર બંને હાથ ફેરવવા લાગી. એની શરમાળવૃત્તિ પણ આ પોશાક સાથે એણે ફગાવી દીધી અને ડૉન સાથે શહેરમાં જતી આવતી થઈ. કેટલાય દિવસ સુધી એ બજારમાં જતી ત્યારે સૌ એના તરફ તાકી રહેતા પણ ધીરે ધીરે બધા ટેવાઈ ગયા. એટલે ડૉને જર્મની જવાનું વિચાર્યું. શિગીને સાથે લઈ જવાનું મન તો હતું પણ ત્યાંની આબોહવા તેને મારી જ નાખે એટલે એના મિત્રને ત્યાં શિગીને મૂકી ડૉન જર્મની ગયો. એ જ્યાં ગયો ત્યાં સૌ એને ફરી મળતા અને પોતાની સાહસકથા એ સ્વમુખે સંભળાવે તે પછી જ એને છોડતા છતાં એ જીવતો પાછો ફર્યો જ શી રીતે એ કોઈના ગળે ઊતરતું નહિ અને એને વારે વારે પૂછતા, 'પણ આમ બન્યું હોય તો કે કેમ બન્યું હોય તો! અરે! આ બધું આમ જોઈએ તેવું બરાબર ધાર્યું ગોઠવાયું જ શી રીતે!'

ડૉન માત્ર ખભા ઊંચા કરી જવાબ વાળતો, 'એ તો પ્રભુ જાણે!'

☆

## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**ઉપજાતિ :** સુરેશ હ. જોષી. પાનાં ૫૨. સવા રૂપિયો. આર્ય સુધારક પ્રેસ, વડોદરા. **ગાંધી કથા ગીતો :** ચિમનલાલ પ્રા. ભટ્ટ. પાનાં ૧૨૪. આઠ આના. સ્વરાજ આશ્રમ, વેડછી. **બહુરત્ના વસુંધરા :** ઈશ્વરભાઈ જે. પટેલ. પાનાં ૨૩૨. બે રૂપિયા. પુસ્તકાલય મંડળ, વડોદરા. **સ્ત્રીઓનો ગાયત્રી અધિકાર :** જટાશંકર નાંદી. પાનાં ૯૬. દોઢ રૂપિયો. પ્રો. અવધૂત, ગોરેગાંવ. **અચ્યુત :** ચિનુપ્રસાદ વૈ. જાની. પાનાં ૨૪૭ સાડાત્રણ રૂપિયા. **સોરઠની સંધ્યા :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૩૨. ત્રણ રૂપિયા. **પલકારા :** ઝવેરચંદ મેઘાણી. પાનાં ૧૯૮. પોણાત્રણ રૂપિયા.—ત્રણેયના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ. **ભગવાન બુદ્ધ :** સ્નેહરશ્મિ. પાનાં ૩૬. આઠ આના. બી. એસ. શાહની કંપની, અમદાવાદ. **ગુજરાતી પર અરબી ફારસીની અસર ભાગ ૨ :** ડૉ. છોટુભાઈ રણછોડજી નાયક. પાનાં ૨૫૪. અઢી રૂપિયા. **'અનાર્ય'નાં અડપલાં અને બીજા પ્રકીર્ણ લેખો :** જ. એ. સંજાના. પાનાં ૩૧૩. ચાર રૂપિયા. **યોગશતક :** હરિભદ્રસૂરિ. સં. ડૉ. ઈન્દુકલા હી. ઝવેરી. પાનાં ૧૭૪. ત્રણ રૂપિયા.—ત્રણેયના પ્રકાશક : ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.



દેવતાઓના સ્વરૂપ આધ્યાત્મિક હોય છે. જેમકે, સૂર્યદેવતા–પ્રેરણા, જલદેવતા–શ્રદ્ધા, ગૃહદેવતા–સ્થિરતા, વનદેવતા–સ્વતંત્રતા. આ જાણ્યા વગર શ્રદ્ધાપૂર્વક પૂજા કરનારને સામાન્ય ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થવાની, કિન્તુ વિશિષ્ટ ચિત્તશુદ્ધિ તો દેવતાઓના સ્વરૂપજ્ઞાન પર જ નિર્ભર છે.

*

વસ્તુનો આકાર એની અંતિમ કિનારીથી નિશ્ચિત થાય છે. ગર્ભવાસ અને મૃત્યુની દુઃખમયતા માની લેવામાં આવે, તો સંસારની દુઃખમયતા અનાયાસે જ સિદ્ધ થઈ, કારણ કે ગર્ભવાસ અને મૃત્યુ જ સંસારની બે કિનારી છે.

*

મનમાં વાસના જાગવા છતાંયે તન્મૂલક બાહ્યકર્મ જો નિશ્ચયપૂર્વક ટાળવામાં આવે, તો વાસના જોર નહિ પકડવાની.

*

શાશ્વત પ્રકારની સેવા કદી આંગળી ચીંધ્યા સમી નથી હોતી.

'अक्षरम् अनिर्देश्यम्।

*

જે અર્થ શબ્દ અને તત્ત્વ અનુસાર હોય એ જ વાસ્તવિક છે. એવો અર્થ 'शाब्दे परे च निष्णात' જ જાણી શકે છે.

*

છોકરો મરતાં બાપ વિનામર્યે જ મરે છે. રજસ્ નિઃશેષ થતાં સત્ત્વગુણ વિનામર્યે જ મરે છે.

*

ક્ષેત્રમાં વિદ્યમાન ક્ષેત્રજ્ઞને જે નથી જોઈ શકતો, એ ક્ષેત્રને પણ શું જુએ છે? દીપની જ્યોતિ જેણે ન જોઈ, એણે દીપ શું જોયો?

*

'સત્ બ્રહ્મ' સિદ્ધ હોય છે.
'ચિત્ બ્રહ્મ' ધ્યાનમાં આવે છે.
'આનંદ બ્રહ્મ' આંખોમાં સમાય છે.
(૧) વિશ્વ, (૨) જીવ, (૩) સંત.

*

આહાર્ય અન્નની વૃત્તિભેદ અનુસાર ત્રિવિધ પરિણતિ હોય છે—લૈંગિક, પ્રાણિક, અને આત્મિક.

*

કર્મયોગના યંત્રને સખ્ત રાખવું જોઈએ. ઘર્ષણના ડરે ઢીલ ન કરવી જોઈએ. ઘર્ષણથી બચવા માટે ભક્તિનું તેલ લગાવવું જોઈએ.

*

પરા—નેતિ.
પશ્યન્તી—ૐ
મધ્યમા—રામ.
વૈખરી—સત્ય.

*

સ્વપ્નમાં વિચાર સૂઝ્યો—મનુષ્યે હમેશાં દુગ્ધાહાર કરવો જોઈએ, એટલે કે 'સર્વ આહારોનું દોહન લેવું જોઈએ.' હજુ અર્થ પૂરેપૂરો બેઠો નથી, પણ વિચાર ટાંકી લઉં છું.

*

પારમાર્થિક સાધનાનો આરંભ આત્મ–વિષાદ વડે.

'विषादयोगो नाम प्रथमोऽध्यायः।'

*

સ્નાન સમયે 'સહસ્રશીર્ષ' કહેવાની પ્રથા છે. એ વખતે આ ભાવના સેવવી જોઈએ કે હજારો જલ-બિન્દુઓના રૂપમાં સહસ્રશીર્ષ પરમાત્મા હજારો હાથ વડે મને સ્પર્શ કરી રહ્યા છે જેથી જીવ–ભાવ ધોવાઈ જશે.

*

રામના ચરણોનો સ્પર્શ અયોધ્યાથી લંકા સુધીમાં પથ્થરોને થયો હશે, કિન્તુ એમાંથી કેવલ 'અહલ્યા-શિલા'નો જ ઉદ્ધાર થયો. વળી એ જ પ્રમાણે અહલ્યાને પણ અસંખ્ય લોકોના પગ અડ્યા હશે, કિન્તુ રામના જ પાદસ્પર્શે એ જાગૃત બની. આપણે સહુ સંતોના માર્ગમાં પથ્થર બની પડીએ, પછી અહલ્યા–રામ–ન્યાયે જેનો જ્યારે ઉદ્ધાર થવાનો હશે ત્યારે થશે.

*



મનેલા મારા મિત્રોને સંબોધન કરતો નીચે પ્રમાણે કાગળ ધસડી માર્યો :

છવ્વીસમી જુલાઈ ૧૯૫૫
ભા. સ. સાંજના સાડાસાત

ડિયર દોસ્તો,

સોળ હજાર પાંચસો ફીટની બુલંદી ઉપર ઊડી રહેલા વિમાનની અત્યંત luxurious seatમાં બેઠો બેઠો તમને આ કાગળ લખી રહ્યો છું. વિમાન કલાકની બસો એંસી માઈલની—બલકે તેથી પણ વધુ ઝડપે જઈ રહ્યું છે. મુંબઈથી એરોપ્લેન સાંજે છ વાગે ઊપડયું હતું. અત્યારે સાંજના સાડા સાત થવા આવ્યા છે છતાં બહાર સૂરજનો શ્વેત તડકો વિમાનની જડ પાંખોમાં ગલગલિયાં કરવાની વ્યર્થ કોશિષ કરી રહ્યો છે...... આ વિમાન, જેનું નામ Rani of chitlor છે, અત્યંત અદ્‌ભુત વિમાન છે: ઉતારુઓ માટે તમામ જાતની સાહ્યબીઓ છે... ...બારીની બહાર નીચે નજર નાખું છું તો દૂર—અતિ દૂર નીચે પૂનમની ચાંદનીમાં ઝબોળાયાં ન હોય તેવો ભાસ કરાવતાં વાદળો મદઘેલી અંગડાઈઓ લઈ રહ્યાં છે. વાદળો એટલાં નીચાં છે કે જોનારને એમ જ લાગે કે મસ્તીમાં આવેલાં ચોપગાં પ્રાણીઓની જેમ તે જમીન ઉપર આળોટી રહ્યાં છે! ઝીણી—ખૂબ ઝીણી આંખ કરીને વાદળોની નીચે આવેલી ભૂમિ જોવાનો પ્રયત્ન કરું છું તો કશું દેખાતું નથી. જેને આપણે આસ્માન કહીએ છીએ તેમ જ સમજીએ છીએ તે અમારે માટે જમીનનું કામ બજાવી રહ્યું છે.. ...

એઝ આઈ એમ ફીલિંગ ગિદ્દી આઈ ડોંટ ફીલ ટુ રાઈટ મોર, પણ કેરો પછીની 'ફ્લાઈટ' દરમિયાન લખવા કોશિષ કરીશ.

અચ્છા, બાય બાય! લિ૰
શેખાદમ

તા. ક.

આઈ મસ્ટ ટેલ યૂ કે મોરારજીભાઈની હદ પૂરી થઈ ગઈ હોવાથી અમારામાંના કેટલાક જણાએ તેનો લાભ ઉઠાવવો શરૂ કરી દીધો છે.—શે૰

*

આ 'અમારામાંના કેટલાક જણા' વિશે કાંઈક લખવાનું મન થાય છે. દેશના ચારે ખૂણામાંથી આવેલા માનનીય પ્રતિનિધિ સાથીઓમાં એક બિરાદરને માત્ર એક જ વાતમાં રસ હતો: વિમાન કયા ઑલ્ટીટયુડ ઉપર ઊડી રહ્યું છે. મિનિટે મિનિટે તે ઘંટડી દબાવી હોસ્ટેસને બોલાવતા અને ઑલ્ટીટયુડની ખબર કાઢતા—અથવા સાચી રીતે કહીએ તો ઑલ્ટીટયુડની ખબર લઈ નાખતા! ઑલ્ટીટયુડ અંગે પૂછેલા જાત જાતના સવાલો સાંભળીને હોસ્ટેસને ફેર આવ્યા હતા કે કેમ તેની તો ખબર નથી પણ તેના નાજુક અને નમણા ચહેરા ઉપર પરસેવો વળી ગયો હતો તે તો સ્પષ્ટ રીતે જોઈ શકાતો હતો.

*

અમારી સાથે એક ફાંકડો જુવાન હતો. માત્ર સ્ત્રીઓની નહિ પણ પુરુષોની પણ આંખ બે ઘડી ઠરે તેવો રૂપાળો એનો ચહેરો હતો. એક બહેન—સૉરી, બહેન નહિ, એક માનનીય પ્રતિનિધિ સાહેબાને 'પ્રથમ દૃષ્ટિએ પ્રેમ' તો નહિ પણ 'પ્રથમ દૃષ્ટિએ આવેશ' થઈ આવ્યો હશે કે એમણે પેલા રૂપાળા છોકરા સાથે બેસવાનો પોતાનો એકપક્ષી હઠાગ્રહ સીટે સીટે ફરી જાહેર કર્યો. આખા વિમાનમાં ફરી વળી એ છોકરો અને પોતે બેસી શકે તેવી બે સીટો ખાલી કરાવી ત્યારે જ તે જંપી શક્યાં. એ 'સાહેબા' પૂરેપૂરી રીતે તો જંપી નહોતાં ગયાં કારણ કે રાતે—મોઝમ રાતે એમણે એ છોકરાના હાથમાં એક ચિઠ્ઠી મૂકી. છોકરાએ એ ચિઠ્ઠી ખોલી અને વાંચી. એના ચહેરા ઉપર શરમ, સંકોચ, ભય હિંમતના ગુણાકાર-ભાગાકાર થવા માંડયા. ચિઠ્ઠી ખિસ્સામાં મૂકી છોકરો આખી રાત ચૂપ-ચાપ બેસી રહ્યો. પેલાં—પરણ્યાં હશે તો ચાર સંતાન ધરાવતાં હશે તેવી ઉંમર ધરાવતાં સાહેબા આખી



પ્રધુમ્ન કંચનરાય દેસાઈ

# આપણું કબૂતર કુટુમ્બ

આપણે રોજ ને રોજ જે પંખી ગમે ત્યાં જોઇએ છીએ તે કબૂતર વિષે પણ આપણું જ્ઞાન કેટલું બધું મર્યાદિત છે! અહીં આપણને પક્ષીવિશારદ લેખક કબૂતર જેવા સર્વવ્યાપી પંખીનો પરિચય આપે છે તે કેટલી બધી માહિતીથી ભર્યો છે....

## હરિયાળ

આપણા સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં ત્રણ પ્રકારનાં કબૂતર થાય છે. પહેલો પ્રકાર તે વનરાજીમાં વાસો કરવાવાળો અને ફળો ઉપર ગુજરાન કરવાવાળો. બીજો પ્રકાર તે ઘરો અને ભેખોમાં નિવાસ કરી દાણા ખાઈ જીવનનિર્વાહ કરવાવાળો. જ્યારે ત્રીજો પ્રકાર વનવગડા અને વસ્તીમાં વસી વધારે વખત ભોંય ઉપર વખત પસાર કરવાવાળો છે.

સૌ પહેલો પ્રકાર તે વનરાજી અને વનફળોનો ચારો કરનાર તે હરિયાળ. હરિયાળના નામ ઉપરથી સહેજે તેની સુંદરતા પરખાઈ આવે છે. વળી આ જાતમાં ગળાની મીઠાશ પણ છે. લીલા રંગની અધિકતા હોવાને અંગે તેને હરિયાળ નામ આપવામાં આવ્યું છે. આ લીલા રંગમાં બીજા રંગોની સરસ સજાવટ છે. પણ લીલો રંગ હોવાથી વૃક્ષની ઘટામાં તે આપણી આંખથી અદશ્ય રહે છે. વળી ઉડાનમાં તે પેલા બીજા પ્રકારના કબૂતર—જેને આપણે હોલાના નામથી ઓળખીએ છીએ તેના જેવી જ હોવાથી આપણે છેતરાઈ જઈએ છીએ.

તેઓનો વસવાટ વનવગડો અને બાગબગીચા છે. અને ખાસ કરીને જ્યારે વનફળો જેવાં કે વડના ટેટા, પીપરના પેપા અને પીપળાની પેપડી પાક આવે ત્યારે આવાં વૃક્ષો ઉપર તેઓનો ધસારો થાય છે. મોટાં વડબોર જ્યારે શિયાળામાં પાકે છે ત્યારે તેનો ઉપયોગ કરવાનું પણ હરિયાળ ચૂકતી નથી. આવાં વનફળો સામાન્યરીતે એક સાથે એક ભાગમાં એક સાથે જ પાકે છે. એટલે જેવાં તે ફળો ખલાસ થઈ જાય કે હરિયાળનો સમુદાય બીજાં ફળવાળાં વૃક્ષો શોધી લે છે. કારણ કે તે આવાં વનફળો સિવાય બીજું કશું ખાવા લલચાતી નથી.

હરિયાળો સાંજનો બસીરો બનતાં સુધી પસંદ કરેલા એક જ વૃક્ષ ઉપર કરે છે જે સમયે આસપાસની તમામ હરિયાળો ત્યાં જમા થાય છે અને સવાર પડતાં પાછાં તેવાં ટોળાં સૌ સૌની ચરવા ફરવાની જગ્યા તરફ નીકળે છે. બંદૂક ચલાવનારને હરિયાળ મારવાની ખાસ ઇચ્છા થાય છે અને તે આવા એકાદ વડલા કે પીપળાનો પાક થયો હોય એવા વૃક્ષને શોધે અથવા તો બસીરાનું વૃક્ષ શોધે છે. હરિયાળના શિકારીઓમાં એક એવા પ્રકારની માન્યતા પ્રચલિત છે કે બંદૂકની ગોળી કે છરા વાગેલી હરિયાળને વૃક્ષ ઉપરથી પડવા લાગે તેને અદ્ધરથી ઝીલી લે તો તે સવાશેર અને જમીન ઉપર પડે તો એક શેરની થાય છે. અને સ્વાદમાં પણ અદ્ધરથી ઝીલેલી હરિયાળ સારી લાગતી હોવા સંભવ છે. જો કે આ માન્યતામાં કેટલા અંશે સત્ય છે તે પારખી જોયું નથી. બીજી એક એવી લોકોક્તિ છે કે હરિયાળ પાણી પીવા ભોંય ઉપર ઊતરતી નથી અને જો ઊતરવું પડ્યું હોય તો પોતાના પગમાં સાઠીકડીનો કકડો લઈને ઊતરે છે. આ બાબત પણ ખાસ અવલોકન કરવા જેવી છે.

હરિયાળનો કંઠ ઘણો મધુરો છે અને બેઠી બેઠી બપોરને સમયે પોતાની સીટી કંઠમાંથી કાઢે છે ત્યારે ઘણી જ કર્ણપ્રિય જણાય છે. જ્યારે કબૂતર બપોરને સમયે આપણને 'ઘુ ઘુ' કરી કંટાળો આપે છે.

સંવનન સમયે નર પોતાનું ગળું અને છાતી ફુલાવી જાડી ડાળી ઉપર બેસી પાંખો ઢાળીને માથું નીચે કરે. તે સમયે પોતાના ગળાની મધુર સીટી બજાવ્યા કરે છે. માદા આ સંવનન તરફ થોડો વખત બેધ્યાન રહે છે. પણ પેલી સીટીની તેના ઉપર જાદુઈ અસર થાય છે અને સાથોસાથ તે પણ



નર અને માદા બન્ને માળો બનાવવામાં, ઇંડાં સેવવામાં અને બચ્ચાંને ઉછેરવામાં સરખે હિસ્સે ફરજ બજાવે છે. વળી એક વસ્તુ ખાસ ધ્યાન ખેંચે એવી એ છે કે કોઈ કૂવો, પછી તે પાણી વાપરવાનો હોય કે અવાવરૂ હોય પણ તેમાં કબૂતરોએ રહેણાક ન બનાવ્યું હોય એવું ભાગ્યે જ જોવા મળે છે. તેમાં તેને બચ્ચાં ઉછેરવાની ઘણી સગવડ રહે છે. આવા એક વગડાના અવાવરૂ કૂવામાં સાંજે દૂર દૂરથી આવતાં કબૂતરો જોવાની અને તેને તે કૂવામાં ઊતરતાં નીહાળવાની ઘણી મજા આવતી હતી. અને સવારનાં જે ટુકડીઓ જે દિશામાંથી આવી હોય તે દિશામાં પાછી ચરવા ફરવા ઊડી જતાં જોવામાં પણ એટલો જ રસ પડતો હતો.

કબૂતર સ્વભાવે અડ્ડાબાજ પંખી છે એટલે બનતાં સુધી એની જોડીએ પસંદ કરેલી જગ્યા તેઓ છોડતાં નથી. આ જંગલી ભૂરા કબૂતરને તેનાં કુટુમ્બી કાસીદ કબૂતર માફક પાછા આવે છે કે નહિ તેનો અખતરો કર્યો હતો પણ તેને આવતાં ઘણો સમય લાગ્યો. આ અખતરો માળામાં ઇંડાં સેવતી માદા ઉપર પણ કરવામાં આવ્યો હતો અને તે પણ જલદી આવી શકી ન હતી. આથી નક્કી કરી શકાયું કે Homing Pigeon જેટલી તેનામાં દિશા પારખવાની શક્તિ નથી.

કબૂતર ઉડાનમાં ઘણું તેજ હોય છે. સામાન્ય રીતે તેની ઉડાનની ઝડપ લગભગ આઠ માઈલ એક કલાકે જાય એટલી મપાઈ છે. વળી આ પંખીનું કૂવામાં ઊતરવું અને તેમાંથી છાતીભર બહાર આવવું તેની તાકાત માપવા માટે પૂરતો દાખલો પૂરો પાડે છે.

કબૂતરનું સંવનન કોઈકના જ ખ્યાલ બહાર હશે. આ સંવનનમાં એક વિશિષ્ટતા ખાસ ધ્યાન ખેંચે એવી છે કે માદા પાંખરે છે. આથી એક વિચાર સ્ફૂર્યા વગર રહેતો નથી કે આમ કેમ હશે? પણ લાંબા અવલોકન બાદ એમ નક્કી કરી શકાયું છે કે ઘણા લાંબા સમયનો બંધાએલ જોટો એક બીજા પ્રત્યે પોતાનો પ્રેમ આ રીતે વ્યક્ત કરે છે.

કબૂતરના રંગનું વર્ણન કરવા કરતાં તેને આપણે જોઈ લેવું એ જ વધારે સારું છે. છતાં જો રંગ જ બતાવવો હોય તો તે ખાસ કરીને સલેટીયો ભૂરો અને ગરદન તથા છાતી ચળકતા લીલા જાંબુડીયા અને લાલ જાંબલી રંગના હોય છે. બન્ને પાંખ ઉપર બે બે કાળા પટ્ટા, આંખ નારંગી પીળી અથવા નારંગી રાતી, ચાંચ કાળી, નાક રાખોડી સફેદ, પગ અને આંગળાં રાતાં ચોળ, તળિયા ઝાંખા રંગનાં રાતાં, અને નખો રાખોડી કાળા રંગના હોય છે.

આ જંગલી કબૂતરોમાંથી જ આપણે પાળવાની કેટલીક જાતો પેદા થઈ છે. તેમાં ખાસ કરીને કાસીદ (Homing), ગીરેબાજ, લોટણ, લંકા, નકાપોશ, મુખી, યાહુ વગેરે. આ બધી જાતો તો પાળેલી જ જોવામાં આવે છે.

અંગ્રેજીમાં કબૂતરને The blue rock pigion અને Columba livia intermedia એ એને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે વપરાતું નામ છે.



ગઈ વાતનો અધિક વિચાર કરવો નહિ, અને ભવિષ્યની વાતની આશા રાખવી નહિ. કેમકે ગઈ વાતો નાશ પામી છે, અને ભવિષ્યની વાત હજી બનવાની છે. પરંતુ પ્રસ્તુત વાતનો જ બરોબર વિચાર કરવો. જે કાંઈ કરવાનું હોય તે આજે જ કરવું. આવતી કાલના મરણની કોને ખબર છે? જેની પાસે અખૂટ સૈન્ય છે, એવા મૃત્યુની સાથે યુદ્ધ કરવું અમારે માટે શક્ય છે શું? આવો વિચાર કરીને જે સાવધપણે હોશિયારીથી વર્તે છે તેનો જ દિવસ સુખથી જાય છે.

—બુદ્ધ



છોટાલાલ મા૦ કામદાર

# જીવન-સૌરભ

દરેકના જીવનની નિરનિરાળી સૌરભ ભરેલી હોય છે. તેમાંય આપણને જાણવાનો રસ હોય તે વિશિષ્ટ વ્યક્તિની. પણ તે સિવાય વિશિષ્ટ પ્રદેશો માટે પણ આવું જ કંઈક બને છે. અહીં એવી કેટલીક સૌરભને પમરાવવા પ્રયત્ન થયો છે........

રશિયન લોકોના પ્રમાણિકપણાના તથા લોકો તથા સરકાર વચ્ચેના, મીઠા સંબંધના કેટલાક દાખલા શ્રી. એન. એસ. કૃષ્ણને આપ્યા છે. તે જણાવે છે કે, અમુક સ્થળે અમે એક કારખાનાના આગલા ભાગમાં વર્તમાનપત્રો વેચવાની દુકાને જાતજાતનાં વર્તમાન-પત્રો જોયાં. ત્યાં કોઈ વેચનાર માણસ નહોતો, પણ પાસે જ એક કબાટ હતો. અમે જોયું કે મજૂરો પોતાની પસંદગીનું વર્તમાનપત્ર લઈને પૈસા કબાટમાં મૂકી જતા હતા. અમને ખરેખર ખૂબ આશ્ચર્ય થયું.

તપાસ કરતાં એક મજૂરે અમને જણાવ્યું કે 'આ વર્તમાનપત્રની દુકાન અમારી સરકારની છે. અહીં વેચનાર માણસનો પગાર સરકાર આપે છે. પણ તેની ફરજ દિવસમાં ત્રણ વખત અહીં પત્રો લાવવાની તથા અહીં મૂકી જવાની તથા ન વેચાયેલ પત્રો તથા ભેગા થયેલ પૈસા લઈ જવાની છે.'

મેં તેને બોલતાં અટકાવીને પૂછ્યું: 'ધારો કે કોઈ મજૂર છાપું લઈ જાય અને પૈસા ન આપે તો?'

'વર્તમાનપત્રની દુકાનની માલિકી અમારી સરકારની છે. અને પરિણામે તેનો અમારો કબજો છે.'

'અમે કદી સરકારને છેતરીશું નહિ. અમારી સરકારને છેતરવાનો પ્રયત્ન કરવો તે અમારી જાતને છેતરવા સરખું છે.'

બીજો દાખલો. અમે ભૂગર્ભ રેલવેમાં મુસાફરી કરી રહ્યા હતા. અમારે જ્યાં જવું હતું ત્યાં જઈને અમે ઊતર્યા. પણ ત્યાં કોઈ ટિકિટ-કલેક્ટર નહોતો. બધા ઉતારુઓ સ્ટેશનેથી જવાની ધમાલમાં હતા. મેં રેલવેના અધિકારી પાસે જઈને પૂછ્યું: 'ટિકિટો પાછી લીધા વિના તમે ઉતારુઓને શી રીતે જવા દો છો?'

તેણે જવાબ આપ્યો: 'રશિયન લોકો કદી પોતાની સરકારને છેતરશે નહિ. રશિયામાં ખુદાબક્ષ મુસાફરીનું અસ્તિત્વ નથી.

*

મોસ્કોની ભૂગર્ભ રેલવેમાં એક વૃદ્ધ સ્ત્રીને માંડ માંડ જગ્યા મળતાં તે નિસાસો નાખી બોલી: 'પ્રભુનો પાડ.' લાલ લશ્કરના એક સૈનિકે તેને ઠપકો આપતાં કહ્યું, 'માજી. તમારે તેમ કહેવું ન જોઈએ. તમારે તો કહેવું જોઈએ કે મોસ્કોના ભૂગર્ભ માટે, સ્ટેલિન, તમારો આભાર.'

થોડીવાર તો મૌન પ્રસરી રહ્યું. પછી વૃદ્ધ સ્ત્રીએ કહ્યું, 'પણ સ્ટેલિન મરી જાય તો શું?'

સૈનિકે જવાબ આપ્યો, 'તો પછી તમે પ્રભુનો પાડ કહી શકશો.'

*

ભારતના વેપાર તથા હુન્નર ઉદ્યોગ ખાતાના પ્રધાન (અત્યારે મુંબઈના ગવર્નર) શ્રી. હરેકૃષ્ણ મહેતાબે લંડનમાં તેમના માનમાં કરવામાં આવેલ સમારંભ વખતે થોડાંક સ્મરણો કહ્યાં હતાં.

થોડાં વર્ષો પહેલાં દેશી રાજ્યની પ્રજાની ચળવળ ઓરિસામાં પણ ચાલી હતી. એક દિવસે લોકોના ટોળાએ પોલિટિકલ ઑફિસરના મકાનને ઘેરો ઘાલ્યો. પોલિટિકલ ઑફિસર લશ્કર ખાતામાંથી આવેલ હોઈ, તે બંદૂક લઈને બારણે આવ્યો, અને ગોળીબાર કરવાની ધમકી આપી. આથી ટોળું ઉશ્કેરાઈ ગયું. અને તેને મરતાં સુધી માર્યો.

શ્રી. હરેકૃષ્ણ મહેતાબ આ ચળવળના નેતા હતા. પણ તેમને આ બનાવ સાથે કશી લેવાદેવા નહોતી. તે આ બનાવના સ્થળથી માઈલો દૂર હતા. પણ લોકોનું ગુસ્સે થયેલ ટોળું ભેગું થયું છે તેમ ખબર પડતાં, તેને શાંત પાડવા તે ત્યાં ગયા. અધિકારીઓએ તેમને આમાં સંડોવવા યત્ન કર્યો.



દ. બા. કાલેલકર

# સદ્-અસદ્ગતિ

પુત્ર વિના પિતા મરે તો એ સદ્ગતિ ન પામે એવી આપણી પરંપરાગત માન્યતા છે. આ લેખમાં કાકાસાહેબે આપણી તે માન્યતાને વધુ સ્પષ્ટ કરી છે. સમજ્યા વગર શબ્દોને ન વળગી રહેવું જોઈએ એવા ધ્વનિવાળો આ લેખ 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને અહીં મૂક્યો છે……

'पुत्रम् अनुशिष्टम् लोक्यम् आहुः'

પુત્ર શબ્દની વ્યાખ્યા આપતાં શાસ્ત્રકાર કહે છે—'पुन्नाम् नरकात् त्रायते इति पुत्रः'—જે ગૃહસ્થાશ્રમીને સંતાન નથી તે 'પુત્' નામના નરકમાં જઈને પડે છે, તેમની સદ્ગતિ નથી થતી. આપણા પૂર્વજોની માન્યતા હતી કે સંતાનોત્પત્તિ વગર માણસનો ઉદ્ધાર નથી. ઉપનિષદ્કાળના ઋષિઓ પણ કહેતા હતા—प्रजातन्तुम् मा व्यवच्छेत्सीः' પ્રજાતન્તુ અથવા સંતાન-પરંપરાને તોડવી નહિ જોઈએ.

જે લોકો આજીવન બ્રહ્મચર્યનું પાલન કરીને અધ્યાત્મજ્ઞાનથી વિશ્વબંધુત્વ સુધી પહોંચતા હતા તેમને માટે લગ્નની જરૂર નહોતી. પણ જે લોકો આ રીતે બ્રહ્મ મેળવવાનો સીધો રસ્તો નહોતા લઈ શકતા, અથવા લેવા નહોતા ઇચ્છતા, તેમને આદેશ હતો કે ફક્ત અમર્યાદ ભોગવિલાસનું જીવન ગાળવાનો હેતુ લગ્નથી હરવું અને એકલા રહીને સ્વાર્થી જીવન ગાળવું એ ધર્મને માન્ય નથી. જો સ્ત્રી-પુરુષને અરસપરસ સહવાસનું સુખ લેવું છે તો પોતાની સામાજિક જવાબદારી સમજીને સંતાનને જન્મ આપવો અને કુળ-પરંપરા ચાલુ રાખવાની માણસની ફરજ છે.

પણ ફક્ત સંતાનો પેદા જ કરવાનો ધર્મ તો ઢોરનો કહેવાય. શ્રુતિ તો કહે છે કે પુત્રને જન્મ આપવાથી જ સદ્ગતિ મળતી નથી. જ્યારે બાપ પોતાના દીકરાને દરેક જાતનું જીવનોપયોગી જ્ઞાન આપે છે, તેને સંસ્કાર-સંપન્ન અને કાર્યકુશળ બનાવે છે, ત્યારે આવા પુત્રને લીધે બાપને સદ્ગતિ મળે છે, બાપનો ઉદ્ધાર થાય છે.

સ્વર્ગ-નરક, સદ્ગતિ-અસદ્ગતિ એ બધું શું છે! મૃત્યુ પછી માણસ આ દુનિયામાં જે સારી કે ખરાબ સ્થિતિ પ્રાપ્ત કરે છે તે જ તેની ગતિ છે. દરેક માણસ મૃત્યુ પછી પોતાના સમાજમાં અને લોકોને સ્મરણરૂપે કે પ્રેરણારૂપે રહે છે એ એની ગતિ છે. જો જીવનભરનું તેનું કાર્ય ખરાબ કે દોષવાળું હોય તો તેની સદ્ગતિ ન કહેવાય. એવા લોકોને નરકવાસી કહેવાય. જો કોઈ માણસ પરોપકાર કરે છે, સમાજમાં સારા સંસ્કાર રેડીને મજબૂત કરે તો તે માણસ સદ્ગતિએ પહોંચ્યો કહેવાય.

આ રીતે આપણે આપણાં ભલાં કે બૂરાં કર્મોથી સ્વર્ગલોક કે નરકલોક પામીએ છીએ. એ પ્રમાણે આપણા પુત્રને આપણે જેવું શિક્ષણ આપીએ છીએ તેવી જ ગતિ આપણે પામીએ છીએ. પુત્રને આપણે સમાજમાં આપણા પ્રતિનિધિના રૂપમાં છોડીને ચાલ્યા જઈએ છીએ, એ માટે સંતાનપ્રાપ્તિની સાથે માણસ ઇચ્છે કે તે તેને સારા સંસ્કાર આપે, સંકલ્પબળ આપે, ચારિત્ર્યબળ આપે તો લોકો કહેશે કે આ માણસે એની પાછળ પોતાનાં બાળકો દ્વારા

---

માન મેળવનાર તે પ્રથમ હિંદી હતા. કેમ્બ્રિજની ટ્રિનિટિ કૉલેજના ફેલો ચૂંટાનાર પણ તે પ્રથમ હિંદી હતા.

રામાનુજનના કાર્યની કદર કરવા માટે એટલું જાણવું જરૂરી છે કે તે સોળ વર્ષના થયા ત્યાં સુધીમાં તો તેણે ઉચ્ચ ગણિતશાસ્ત્રનું એક પણ પુસ્તક જોયું નહોતું…લંડનના ગણિત મંડળના પ્રમુખ તરીકેના ભાષણમાં ૧૯૪૦માં, પ્રોફેસર વૉટસને, રામાનુજને મૃત્યુ પહેલાં બે મહિને લખેલ ગણિત સંબંધીના નિબંધની ચર્ચા કરી હતી.

*



નાનપણમાં તમારા ત્રણે ભાઈઓમાં બુદ્ધિએ કોણ ચઢતું?' બાલકોબાજીએ કહ્યું: 'વિનોબાની બુદ્ધિ નાનપણથી જ અસાધારણ, ઘેર તો એમનું મૌન જ હોય! તે જાણે એમ લાગતું કે ગાઢ ચિંતનમાં જ રહે છે. શિવાજી વિનોબા જેવો પ્રખર બુદ્ધિવાદી નહિ પણ મારા કરતાં તો વધારે બુદ્ધિશાળી ખરો જ! ને મારી મા તો મને કહેતી બાળ તું ઢ છે! ત્યારે વિનોબા કહેતા કે મા તું એને 'ઢ' ના કહે, નહીંતર એ 'ઢ' થઈ જશે. અને છતાંય મારો શાળામાં બીજો નંબર તો રહેતો જ. ત્રણે ભાઈઓમાં મારી બુદ્ધિ તીવ્ર નથી. પણ મારું વલણ નાનપણથી જ આચરણ તરફ વળ્યું છે. બુદ્ધિમાન કરતાં આધ્યાત્મિક દૃષ્ટિએ પહોંચેલાનું આકર્ષણ મને વધારે રહે છે ને એ વસ્તુ જ મને સાચી લાગે છે.

'તમે નહિ માનો પણ મને મારી બાર વર્ષની ઉંમર થઈ ત્યાં સુધીનું વિનોબાનું એક પણ સ્મરણ યાદ નથી. કારણ હું નાનપણમાં ઘણી જ રમતિયાળ પ્રવૃત્તિનો હતો. ખોખો, આટાપાટા દરેક રમતો મને પ્રિય હતી. ને રમતાં હું કદી થાકતો જ નહિ ને ત્રણે ભાઈઓમાં મારું શરીર પણ સારું!'

મેં પૂછ્યું: 'બાલકોબાજી! આધ્યાત્મિક જીવનનું બી ક્યાંથી રોપાયું?'

બાલકોબાજીએ કહ્યું: 'ઘરમાં મોટો છોકરો હોય તે મોટો છે કહીને કામમાંથી છટકી શકે, નાનો હોય તે કામ કરે નહિ એટલે વચલો દીકરો જ વધારે પીસાય. વિનોબા તો એવા હોશિયાર કે ઘરમાં આવતાં જ મૌન પાળે. નાના શિવાજીને કશું કામ અપાય નહિ. એટલે ઘરમાં મારે ઘણું કામ કરવાનું આવતું. માના દેવપૂજાનાં ફૂલ તો મારે જ લાવવાનાં હોય, ઘણી વખત રાંધવાનું કામ પણ મારા માથે જ આવતું, માની ચંપી પણ મારે કરવાની આવતી. ને મેં માની ઘણી સેવા કરી હતી. નાનાં છોકરાંને પણ મારે રાખવાં પડતાં. એક વખત મા કહે હું દેવદર્શને જાઉં છું. આ છોકરાંને સંભાળજે. મા ગઈ તે ગઈ! સાડા ત્રણ કલાક સુધી ના આવી. ને છોકરાં પણ એવાં કે મા જતાં રોવા લાગ્યાં. ને કહે મને મા પાસે લઈ જા. હું એમને ઘણું સમજાવું, મારા ઘરના ક્રોસ પાસે લઈ જાઉં, કેડમાં લઈને ફરું પણ રોતાં અટકે જ નહિ ને! મેં મારી જિંદગીમાં આ ત્રણ છોકરાંને જ પ્રેમ કર્યો છે. છોકરાની માયા એનો જેવી જ હોય છે. માને જોતો ને થતું કે આ કેવી મોટી તપશ્ચર્યા છે. સંસાર તો કીચડ જેવો છે. એ સંસારનું યથાર્થ દર્શન, જીવનનું રહસ્ય મને આ નાનાં છોકરાંઓ દ્વારા જ થયું, જે મારા માટે મોટો લાભ હતો.' આમ બાલકોબાજીને બાલ્યવયમાંથી જ સંસાર તરફ અનુરાગ નહોતો ને વિનોબા, બાલકોબા ને શિવાજી ત્રણેય ભાઈઓ આજીવન બ્રહ્મચારી રહ્યા. વિનોબા ગાંધીજીના અવસાન બાદ બહાર આવ્યા. તે પહેલાં તો છુપાયેલા જ હતા. બાલકોબાજીનો પણ સ્વભાવ એવો જ. મૂંગા મૂંગા કામ કર્યે જવું. અહંકારમુક્તસેવા! કીર્તિની અપેક્ષા વિનાની સેવા!

સેવાનું શિક્ષણ, કર્તવ્યનું શિક્ષણ એમણે બાપૂના સાબરમતી આશ્રમમાંથી લીધું. અભ્યાસ બાદ ઈ. સ. ૧૯૧૯માં બાલકોબાજી સાબરમતી આશ્રમમાં ગયા. અલબત્ત પિતા મનથી ઇચ્છે કે પુત્ર ગૃહસ્થાશ્રમી થાય; પણ પિતાએ કદી પુત્રોને એમના જીવનવિકાસના માર્ગે જતાં અટકાવ્યા નથી કે અવરોધ્યા નથી. પિતા હમેશાં તટસ્થ રહેતા. જે બાલકોબાજી કહે છે કે 'અમારા માટે સારું નીવડ્યું' માતાએ તો ઈ. સ. ૧૯૧૬માં આ દુનિયાને છોડીને ચિરવિદાય લીધી હતી. આ માતાપિતાએ પોતાના પુત્રોને જીવનસંન્યાસી બનતા કદી અટકાવ્યા નથી. જે ઘણાં ઓછા માતપિતા આવો વિરલ ત્યાગ કરી શકે છે.

આજના યુવાનને રસોડામાં કામ કરવું એ તો સ્ત્રીઓનું કામ લાગે છે, એ કામ નીચું લાગે છે, હીણપતભર્યું લાગે છે, એ કામ કરતાં શરમ આવે છે. જ્યારે પૂ. બાપુના આશ્રમમાં સ્ત્રીપુરુષોનાં કાર્યોની કોઈ જુદી, નોખી દીવાલ નહોતી. ત્યાં બાલકોબાજી કસ્તુરબાના રસોડામાં બે બે કલાક પાણી ભરતા, વાસણો



પસંદ કરવાનું બાપુએ ડૉ. દીનશા મહેતાને જણાવ્યું પણ પછી વિચાર આવ્યો કે ગામડિયા ગરીબોની સેવા પૂના શહેરમાંથી મારાથી કેવી રીતે થઈ શકશે? એ માટે તો મારે ગામડામાં જ જવું જોઈએ. આ વિચારમંથન બાપુનું ચાલતું હતું ત્યાં બાલકોબાજી પૂનામાં ડૉ. દીનશા મહેતાની સારવાર લઈ રહ્યા હતા. ને એમની ઇચ્છા પૂનાની આસપાસના કોઈ ગામમાં રહેવાની હતી. તેમણે બાપૂને જણાવ્યું કે 'વર્ધા આવીશ તો પાછા એ હાલ થશે, એના કરતાં પૂનાની પાસે કોઈક ગામ શોધી કાઢું.' આબોહવાની દૃષ્ટિએ બાલકોબાજીને પૂનાની પાસે આવેલું ઉરુલી ગામ ગમી ગયું. ત્યાં તો બાપૂ પૂના આવી ગયા ને બાલકોબાજીને પૂછ્યું કે 'કેમ ગામ શોધી કાઢ્યું?' બાલકોબાજી ને બાપૂની વચ્ચેની વાતચીત ઉરુલીના એક ભાઈ મોતીલાલ કોઠારી સાંભળી રહ્યા હતા, એમણે બાપૂના છૂટા પડ્યા બાદ બાલકોબાજીને કહ્યું કે 'ઉરુલી તરફથી બાપૂને આમંત્રણ આપીએ તો?' બાલકોબાજીએ કહ્યું: 'આમંત્રણની સાથે દક્ષિણા પણ આપવી પડશે.' તેથી તેમણે રાતના સાડા-આઠ વાગે આ પરત્વેનો એક ખરડો તૈયાર કર્યો ને ઉરુલી આવ્યા. ઉરુલીમાં સાડાત્રણસો ગ્રામજનોની સહી લીધી ને સવારે બાલકોબાજી પાસે આવી ઊભા. ને બાપૂને રૂા. ૧૦,૦૦૦ના વચન સાથે ઉરુલીમાં પ્રયોગ કરવાની ઉરુલીની ઇચ્છા પ્રદર્શિત કરી. બાપૂને એ વિચાર ઘણો જ ગમી ગયો. બાપૂ ઉરુલી આવ્યા ને ગામના પ્રતિષ્ઠિત લોકોને મુલાકાત આપી. એમણે કહ્યું: 'મારે આઠ દિવસ છે. પ્રયોગ માટે જો ઉરુલી ગમશે તો પસંદ કરીશ.' બેત્રણ દિવસમાં જ બાપૂને લાગ્યું કે હવાપાણીની દૃષ્ટિએ ઉરુલી સુંદર ગામ છે. તેથી ઉરુલીને નેચર કયોરના કેન્દ્ર તરીકે પસંદ કર્યું. ઉરુલીના પણ ધનભાગ્ય છે ને કે તે બાપૂના હૃદયમાં ને નેણમાં તેના ગુણોથી વસી ગયું! બાપૂએ ઉરુલીને નિસર્ગપ્રચારનું કેન્દ્ર બનાવ્યું તેની સાંકળ હોય તો બાલકોબાજી. બાપૂએ બાર માસમાં ચાર માસ ઉરુલીને આપવાના નક્કી કર્યા હતા. પણ ભારતની અસાધારણ સ્થિતિ થતાં, ને પછી એમનો દેહવિલય થતાં ૧૯૪૬ બાદ બાપૂ ઉરુલી જઈ શક્યા નહિ.

આ દરમિયાન બાપૂએ નેચર કયોર ફાઉન્ડેશનની પણ સ્થાપના કરી. ઉરુલીમાં શરૂઆતમાં તો ઘણા દરદીઓ ઊભરાવા લાગ્યા. ૬ મહિનામાં ૫૬૦ જેટલા દરદીઓએ ભાગ લીધો ને બાલકોબાજી કહે છે કે 'ઘણાને ફાયદો થતો હતો, છતાં ગામડાના લોકોને એવું લાગતું કે અહીં તો દવા નથી અપાતી, ને વળી આ માટીના ને પાણીના વિચિત્ર ઉપચારો! તેથી લોકો તો આવતા બંધ થઈ જવા લાગ્યા.' તેથી બાપૂને આ પરિસ્થિતિથી વાકેફ કરવામાં આવ્યા. બાપૂએ જણાવ્યું કે નિસર્ગ ચિકિત્સાનો લાભ મધ્યમ વર્ગને પણ આપવો. આથી ૧૯૪૯ એપ્રિલની પહેલી તારીખથી (indoor) દરદીઓ રાખવાનું શરૂ કરવામાં આવ્યું ને આજે તો એનો લાભ સારો લેવાય છે. સરાસરી માસિક ૪૫ (indoor) દરદીઓ રહે છે.

'કર્તવ્ય આગળ સૌ તુચ્છ છે.' આ સૂત્ર બાલકોબાજીના જીવનમાં સંપૂર્ણ વણાઈ ચૂક્યું છે. ઈ. સ. ૧૯૪૮ ની સાલમાં પિતા મૃત્યુશૈયા પર હતા. ને આ વખતે બાલકોબાજી ઉરુલીઆશ્રમના ગૌશાળાના ફંડ માટે પ્રવાસમાં નીકળેલા. એમના પર પિતાજીને આખરી મળવા માટેના તાર પર તાર આવવા લાગ્યા. પણ બાલકોબાજીને થયું કે 'હું આશ્રમના ફંડ માટે નીકળ્યો છું, ને ત્યાં જઈને હું શું કરવાનો છું?' વિનોબા તો જાણે કે બાલકોબા અતિ પ્રેમાળ છે એટલે એ ત્યાં જશે જ! ને વિનોબાએ કહેલું તું મારા કરતાં વહેલો ત્યાં પહોંચી જઈશ જ એમ મેં તો માનેલું.' પણ બાલકોબાજી કહે છે કે કર્તવ્ય આગળ સૌ તુચ્છ છે ને આ માટે કશાનો મોહ ન રાખવો. એવું શિક્ષણ આશ્રમમાંથી મળ્યું છે.

વિનોબા ચાંડિલમાં માંદગીના બીછાને પડ્યા છે. બાલકોબાજી પર વિનોબાની માંદગીનો તાર આવે છે.



આશ્રમને સ્વાશ્રયી બનાવવો હોય તો એ લોકોને તો ઉપચાર આપવા જ રહ્યા ને જો બંધ કરી દઈએ તો પછી એમની પાસે અમે ક્યાંથી પહોંચી શકીએ ? એમની પાસે જવા માટે તો ઊભું રહેવાનું સ્થાન ને સગવડ જોઈએ ને ? પણ હા ! બાપૂના ઉદ્દેશને બર લાવવા અમે એક યોજના તૈયાર કરી છે. એ માટે હું કલકત્તા ને પછી મુંબાઈ એ રીતે ભંડોળ એકઠું કરવા ૬ માસના પ્રવાસે છું. દોઢેક લાખ ભેગા કરવાનો વિચાર છે જેથી યોગ્ય મકાનો બંધાઈ શકે. ને તેમાં ખાસ એક Training centre બંધાશે. જેનો પ્લાન ૧૯૫૭ માં અમલમાં આવશે. ઉરુલીની આસપાસના ૨૫ ગામડાં પસંદ કરીશું ને પચ્ચીસ ગામના પચ્ચીસ સ્થાનિક માણસોને પસંદ કરી તેમને અમારા ખર્ચે અહીં નિસર્ગચિકિત્સાનું શિક્ષણ આપીશું. સ્થાનિક કાર્યકર્તાઓ માટે અમે રૂા. ૧૦,૦૦૦ રાખીશું. તેમને એક વર્ષ રાખવાની અમારી યોજના છે. પણ છ માસ રહે તો ય ઘણું છે. તે લોકો તૈયાર થઈને જશે ને ગામમાં કામ કરશે. ભોંસલેને તો અમે એ માટે જ તૈયાર કરી રહ્યા છીએ. ને ભોંસલેને તો એ પણ વિચાર આવ્યો છે કે નિસર્ગચિકિત્સાની સ્લાઈડો ગામડામાં લોકોને બતાવવી જેથી લોકોને નિસર્ગચિકિત્સાના ફાયદા સમજાય. આ ચિકિત્સામાં ગામલોકોના શ્રદ્ધા ને વિશ્વાસ ઉત્પન્ન કરાવવાં એ ઘણું અઘરું કાર્ય છે. કારણ અહીં મુખ્ય સંયમ છે. એલોપથીમાં તો દવાય ચાલે ને સાથે ખાવાનુંય ચાલે. એટલે અહીં આવનાર લોકોને થાય કે ખાધા વિના કેવી રીતે જીવી શકીશું ? આ પદ્ધતિનો સંબંધ સંયમ સાથે છે. એથી એનો પ્રચાર વેગથી થવાનો નથી. આજે આશ્રમમાં દરદીઓ આવે છે. તે બધેથી થાકી થાકીને આવે છે. એટલે જ તેને ચોંટી રહે છે. નહીંતર વળગી રહે નહિ. ને ચાલ્યા જ જાય. ચાર વર્ષ પહેલાં એક વિદ્યાર્થી રજાઓમાં અહીં ઉપચાર અર્થે આવ્યો ને મને મળ્યો. મેં તેને આપવા જેવી સૂચનાઓ આપી. સાંજે અહીં જમ્યો ને પછી તેનો અહીં રહેવા માટેનો વિચાર ફેરવાઈ ગયો. તે મને આવીને કહે કે હું તો સવારે જવાનો છું. કેમ ? મને અહીંયાં ખાવાનું નહિ ફાવે ને ખરેખર ખાવા વિષે સંયમ પાળવો એ સહેલી વસ્તુ નથી. આ વખતે મને કૃષ્ણચંદ્રજીનું એક કથન યાદ આવ્યું કે 'અહીંઆ જે દરદીઓ આવે છે તે ખરેખર સાધના કરે છે ને મને તો થાય છે કે એ સાધકોની કદર કરવી જોઈએ.' ખરેખર મારા અનુભવે સમજાયું છે કે નિસર્ગચિકિત્સામાં સાધના તો છે જ ! ને સાથે સાથે માનવીના આંતરમનની પણ ઠીક ઠીક કસોટી થાય છે. મારા મનમાં આ વિચારતરંગ ઘડીવારમાં ચમકી ગયો ત્યાં તો બાલકોબાજીનું કથન આગળ ચાલ્યું : 'અહીં દર્દી ઇલાજ કરી કરીને છેવટે આવે છે એટલે એને વળગી રહે છે. ઇલાજ કરીને ના થાક્યા હોય તો તો આ ઉપચારોમાં એકદમ શ્રદ્ધા પેદા થતી નથી. કારણ ખાવાનો પૂરો સંયમ ! ૧૦૪ ડીગ્રી તાવ આવેલો હોય ને ચાદરસ્નાન આપીએ તો ઠંડીનો શરૂઆતમાં ચમકારો લાગતાં બૂમ જ પાડી ઊઠે ને ! તાવ ઊતરી જાય છતાં લોકોને તો લાગે કે ઇન્જેક્શન, ગોળી સારાં ! એલોપથીના ઉપચારો તકલીફકર્તા નથી. જ્યારે અહીં તો ઠંડા પાણીમાં બેસવાનું, તડકામાં બેસવાનું, ઉપવાસ પણ વસમા લાગે ! ને જો પછી Healing crisis આવે એટલે તો પાછા નાસવા જ માંડે. એટલે ગામડાના લોકોમાં શ્રદ્ધા ઉત્પન્ન કરવી એ ભારે વસ્તુ છે જ ! પણ અમારો આ પ્લાન છે ને મારી જરૂર લાગશે તો હું પણ મારો સમય ગામડામાં આપીશ. ને આ યોજના પ્રમાણે બાપૂએ વિચારેલી હિંદની ગ્રામ આરોગ્યની સમસ્યાને ઉકેલવા પ્રયત્ન કરીશું. આશા તો છે જ કે ઈશ્વર અમને અમારા કાર્યમાં સફળતા આપશે જ !'

બાલકોબાજી જ્ઞાની હોવા છતાં બાળકથી માંડી વૃદ્ધને એમ ના લાગે કે બાલકોબાજી એક પ્રખર વિદ્વાન છે. સૌ કોઈ એમને 'બાલકોબાજી' કહીને સંબોધે છે. આશ્રમવાસી બનતાં દરદીઓ એમના જ્ઞાનનો લાભ લેવાનું ચૂકતા નથી. ને બાલકોબાજીને એ ગમે પણ છે. ખાસ કરીને ગીતાનો અભ્યાસ કરવા એમની પાસે દરદીઓ જાય છે. આશ્રમની જવાબદારી તો બાલકોબાજીએ કૃષ્ણચંદ્રજીના ખભે





મનને કોણ સમજી શક્યું છે ? હું તો ચોક્કસ માનું છું કે, 'અમે અમુક વ્યક્તિના મનને ખરોખર ઓળખી શક્યાં છીએ' એમ કહેનારાઓ ખરેખર ભૂલ કરે છે. એ મનનો માલિક પણ પોતાના મનને ખરેખરું નીરખવા માટે અધૂરો હોય છે. પછી ભલેને તે સ્ત્રી હોય કે પુરુષ.

આજે એમ કહેવાય છે કે, 'સ્ત્રીના મનને પારખવું—સમજવું ખૂબ મુશ્કેલ છે. તે કેમે કર્યું કળાતું નથી. ભલભલાનાં અંધાણ એણે ખોટાં ઠરાવી દીધાં ! પરંતુ આવો ઘોર અન્યાય એકલી સ્ત્રીને શીરે જ શીદને ? શું પુરુષનાં મન ગાંજ્યા જાય તેવાં નથી હોતાં ? એ તો વળી એથી પણ એક એક પગથિયું ચઢે એવું હોય છે. મન તો બધાંનાં સરખાં. દેહ ઘડનારો તો ઉપરવાળો એક જ છે. બન્નેની જુદી જુદી જાતીયતા બતાવવાને કારણે અમુક અમુક અંગોનું જુદાપણું બતાવ્યું છે. કેટલીક મનની—સ્વભાવની માન્યતા બંધાયેલી છે ખરી.

ચાહે પુરુષ હોય યા સ્ત્રી—ગમે તેટલી નિખાલસતા તેમના સ્વભાવમાં હોય છતાં પણ કોઈક ખૂણો તેમનો એવો હોય છે કે જેને સમજવા કોઈ જ પ્રયત્ન કરતું નથી. ક્યારેક તો વ્યક્તિ જાતે બીજાને પોતાના મનની ખાસીયત સમજાવવા પ્રયત્ન કરે છે ત્યારે સામો response તેને નથી મળતો. મનની મનમાં રહી જાય છે. અને અણધારી આફત જાણે તેને ઘેરી વળી હોય તેમ તેનું મન પણ આવેલ વંટોળીઆમાં અટવાઈ જાય છે. ધીરે ધીરે પોતે વિરક્તતા અનુભવતાં પોતા પ્રત્યે બેદરકાર બને છે. અને પાછાં ચાલુ ચીલે ચઢી જાય છે.

વળી કોઈક મન બે બાજુ ફરતાં હોય છે. જેને કીર્તિનો અભરખો હોય છે તે તો વળી પાછું વાળી જોતો જ નથી. મહેનત ખૂબ કરે છે પણ એનું પરિણામ ખ્યાતિ મેળવવામાં ન આવે તો નિરાશ થઈ જાય છે. આમાં એવું થાય છે કે અંદરથી ખૂબ તૃષ્ણા હોય કીર્તિની, પણ બહારથી એમ બતાવે કે મારો તો સેવા એ જ ધર્મ છે અને સેવાને નામે ચાલતો ડોળ તો આપણે હંમેશ છેક નીચેના થરથી માંડીને તે ઉપરના (High command) થર સુધી જોઈએ છીએ.

આ છે આપણી મનોવ્યથા. જેને વ્યક્તિ પોતે પણ સમજવાને અસમર્થ છે.



ઘણાં નર્સ અને લેડી ડૉક્ટરની ટ્રેઈનીંગ લીધા પછી એ કામ છોડી દે છે. આપણી શક્તિનો વિકાસ આપણે જ અટકાવી દઈએ છીએ, જેથી આજે દેશને ખૂબ જરૂરી છે એ રીતે આપણે શિક્ષણને દીપાવવા ન માગીએ તો તો આપણા એ શિક્ષણ પાછળ ખર્ચાયેલું ધન અને સમય પણ વ્યર્થ જ ગયાં ને ? પોતાના આત્મવિશ્વાસને ન ડગાવતાં બેનોએ પોતાનું કામ ચાલુ રાખવું જોઈએ. દેશના હિતમાં શક્ય તેટલી મદદ દરેક બેને આપવી જોઈએ.

## બાળકની શક્તિ

બાળક માત્રને તોફાનની હરોળમાં તો મૂકીએ છીએ. કમલ એવો જ એક તોફાની છોકરો હતો. તોફાની તો ખરો પણ પોતાની એ પ્રખ્યાતીથી હંમેશ અળગો રહેવા પ્રયત્ન કરતો. બાલમંદિરમાં એ દાખલ થયો ત્યારે પણ તેની એ છાપ ચાલુ જ હતી. એની ફરિયાદ આવે અને શિક્ષક એને સવાલ પૂછે ત્યાં તો એ જવાબ આપી જ દેતો : 'ના, મેં કંઈ કર્યું જ નથી.' પોતાનો દોષ બીજા ઉપર ઢોળી દેતાં વાર ન લગાડે.

ધીમે ધીમે બાળમંદિરમાં રમાતી રમતો દ્વારા પોતાની કુશળતા, શક્તિનો તેને ખ્યાલ આવ્યો. ખાસ કરીને કુસ્તીની રમતો દ્વારા તેની બહાદુરી પરખાઈ. બાળ મંદિરમાં નવું બાળક દાખલ થાય છે ત્યારે જૂનાં બાળકો તેની સાથે ટીખળ શરૂ કરી દે છે. ક્યારેક ખૂબ ચીડવે છે. કમલના પણ એ જ હાલ થયા, પણ પોતે કંઈ જ કરી શકતો નહિ. મનમાં ને મનમાં ધુંધવાયેલા કમલને પોતામાં બળ છે એનો ખ્યાલ આવ્યો તેની સાથે તેને ચીડવતાં બાળકો ઉપર અખતરો શરૂ કરી દીધો. અને એ વખતે તો તે ગુસ્સામાં આવી ખૂબ મારવા માંડયો. છોકરાઓ બધાં જ તેનાથી ડરવા માંડયા.

રોજ શિક્ષક પાસે ફરિયાદ પહોંચતી. કોઈ પણ રીતે એને મારતો અટકાવવો તો જોઈએ જ. શિક્ષકે તેને એક લાકડી આપી અને કહ્યું કે 'કમલ તને મારવાનો ખૂબ શોખ છે ને, તો લે આ લાકડી અને જઈને પેલા મોટા ઝાડને ખૂબ માર, ખૂબ માર, લાકડી ભાંગી જાય ત્યાં સુધી માર્યા કર, તને ખૂબ આનંદ આવશે.' તરત જ કમલે જવાબ આપ્યો : 'નહિ, મને એ ઝાડને મારવામાં બિલકુલ આનંદ નહિ આવે. હું તો મારવાનો મારા જેવા છોકરાઓને અને તે પણ બાલમંદિરના છોકરાઓને જ.' સાચી વાત છે, નિર્જીવને મારવાથી ક્યાંથી મઝા આવે !

રમવામાં તે ખૂબ પાકો છે. એ ટુકડીનો કેપ્ટન બને છે અને એની જ ટુકડી હમેશાં જીતે છે. એટલે બાળકો એની ટુકડીમાં જવાનું વધુ પસંદ કરે છે. એક વખત ખૂબ ગુસ્સામાં આવી એક નાના બાળક પાછળ તેની ટુકડી સહિત તેને મારવા માટે દોડતો હતો. એક શિક્ષકનું એ તરફ ધ્યાન દોરાયું અને એકદમ તે બધાંને અટકાવ્યા. શિક્ષક તેમનું દોડવાનું કારણ સમજી ગયા હતા. તરત જ કહ્યું કે તમારે એને મારવો છે ને ? તો એમાં આટલી બધી દોડાદોડ શું કરો છો ? આવો, હું જ એને પકડી લાવું. પછી તમે તેને મારજો. ધીમે ધીમે વાત પલટાવી તેમનો ગુસ્સો ઓછો કરી નાખ્યો. અને પછી પૂછ્યું



જાતની ભૂખ ? એમાંથી એને શું મળવાનું !

## ભમતા ભટકતા ભક્તો!

વળી એક ધંધાધારી ભાઈ, સહેજે પાંત્રીસેક વર્ષનો હશે, એમના વર્તન ઉપરથી પોતે જ અપરિણીત હોય તેવું લાગે છે. કોઇ પણ અજાણી છોકરી સાથે વાત કરવાની તે તક જ શોધતો ફરે છે. ગમે તે સમયે કોઈપણ સ્થળે તે ભટકાઇ પડે છે. એનું સ્થાન એક જ છે એવું પણ નથી. All round—ફરતી વ્યક્તિ છે.

આની વૃત્તિ તો કોઈ ગજબ જ છે. લાલ-દરવાજાના બસ સ્ટેન્ડ ઉપર તે આવીને ઊભો રહે. ઇરાદાપૂર્વક એનું કામ ન બને તેમ હોય તો એક બે બસ જવા દે. અને જો યુવાન કૉલેજીયન છોકરીને લાઈનમાં જુએ તો ક્યુમાં પોતાનો નંબર લગાવી જ દે. અને એક વખત તો એવું બન્યું કે એ લાઈન ઘણી મોટી હતી. પાછળ પેલી બે છોકરીઓ અને એ ભાઈ આગળ. એ બસમાં પોતાનાથી નંબર બંધ થઈ જાય તેવી તેની ઇચ્છા હતી. એક નંબર આવ્યો એટલે ધીરે રહીને બાજુ પર ખસી ગયો.

એ ભાઈ એકવાર મને ભટકાઈ પડયો. કેવી રીતે તે તો મને ખ્યાલ નથી. બસમાં અમે સાથે થઈ ગયાં. બસ ઊપડવાને થોડી વાર હતી. એટલે એમણે તો તરત મારી સાથે ચલાવ્યું. કોઈ કારણ વગર એક અજાણી વ્યક્તિ સાથે બોલવાનું તેમનું પ્રયોજન સમજાયું નહિ. એની પાસે બોલવાની એક સ્ટાઈલ—પદ્ધતિ છે. અંગ્રેજી પણ સારું બોલી શકે છે. મને તો તેણે શું કરો છો થી માંડીને નામ સુદ્ધાં પૂછી લીધું.

બીજીવાર એ ભાઈ બસમાં બેઠો હતો અને હું બીજા સ્ટેન્ડથી ચઢી. મને તો ખબર પણ નહિ અને મને ચઢતાં જોતાં જ મારી ટિકીટ લઈ લીધી !

આવી રીતે એકલવાયી છોકરીઓને શોધે છે. અને તેમની સાથે વાત કરવાની તક મેળવી જે થોડીવાર મળ્યો તે આનંદ લૂંટે છે!

છોકરીઓ પાછળની આવી ઘેલછા ક્યારે શમશે! સરકાર કે સમાજ આનો કંઈ ઇલાજ કરી શકે ખરો ? કાયદો તો આને માટે કંઈ બહુ કામમાં આવે તેમ લાગતું નથી. પણ આખીય સમાજરચના, વાતાવરણ અને વ્યવસ્થા બદલવાથી આનો કંઈક ઉપચાર થઈ શકે તેમ લાગે છે.

★

જન્મને લઈને બ્રાહ્મણ કે અબ્રાહ્મણ થતા નથી. કર્મથી જ બ્રાહ્મણ થાય છે. ખેડૂત કર્મથી થાય છે, કારીગર કર્મથી થાય છે, ચોર કર્મથી થાય છે, સિપાઈ કર્મથી થાય છે, ભિખારી કર્મથી થાય છે અને રાજા સુદ્ધાં કર્મથી જ થાય છે. કર્મથી જ આ સઘળું જગત ચાલી રહ્યું છે. જેમ રથ ધરી પર અવલંબી રહે છે તેમ સર્વ પ્રાણી પોતપોતાના કર્મ પર અવલંબીને રહ્યાં છે.

—બુદ્ધ



અપાયું છે. ભાવીણ એટલે દક્ષિણની દેવદાસી જેવી ગોવા પ્રદેશની મંદિર સાથે સંકળાયેલી સામાન્યા, રૂપજીવિની. આ કથા ભાવીણજીવનની મર્યાદાઓ વચ્ચે એ મર્યાદાઓને વશ વર્તતાં છતાં ઊર્ધ્વમુખી રહેતી અને એમાં પોતાનું વિશુદ્ધ બલિદાન અર્પતી એક ભાવનાશાળી ભાવીણકન્યા શેવંતીની વાચકને કરુણાર્દ્ર બનાવે એવી જીવનલીલા રજૂ કરે છે. પોતાની નિષ્ઠા એકને જ અર્પવાની વૃત્તિમાં કુલીનતાના સામાજિક ખ્યાલો તેમ જ પુરુષની નબળાઈ ને કારણે અસફળ નીવડેલી ભાવીણ ફૂલવંતીની આ પુત્રી એના ભાવીણ ધર્મ વિરુદ્ધ એની માતાની એ અસફળ નીવડેલી ભાવનાને વધુ ઉત્કટતાથી સિદ્ધ કરવા મથે છે. એ પાત્રનો વિકાસ લેખકે કલાથી નિરૂપ્યો છે. ભાવીણ પુત્રી તરીકે ફ્રેડના દેહસંબંધમાં આવવું પડ્યું. તે પછી એનામાં જ નિષ્ઠા રાખવાનો એનો પ્રયાસ, શાંતા માતાની સુવર્ણ પ્રતિમા માટે અંતાજી પાસે પ્રતીકમૂર્તિ ( Model ) તરીકે બેસતાં અને સુવર્ણ પ્રતિમાની પ્રતિષ્ઠાને દિવસે શાંતા માતાની દિવ્ય પુત્રીના ભાવાનુભાવ કરતાં એનું થયેલું ઉર્ધ્વ-ગમન, ભાવનાશાળી લોકસેવક કેશવ પ્રત્યે જાગેલા ભક્તિભાવભર્યા પ્રેમ સાથે ફ્રેડના પૈસાનો એણે બંધ કરેલો સ્વીકાર, કેશવની પ્રેરણાથી એણે ઉન્માદી દષ્ટિની સારવાર અર્થે અજબ માનવ્યથી અંગીકાર કરેલો ભાવીણધર્મ, કુલીનતાએ ઊભા કરેલા સંઘર્ષમાંથી ઋષિને બચાવવા તેમ જ પોતાના અંતરમાં આરાધ્ય દેવ તરીકે બેસાડેલા કેશવ પ્રત્યેની નિષ્ઠાથી એણે લીધેલો મૃત્યુ દ્વારા આત્મવિલોપનનો માર્ગ—આ સર્વનું કથામાં થયેલું નિરૂપણ વાંચનારમાં શેવંતીના પાત્ર માટે પૂરી સહાનુભૂતિ જ નહિ, આદરભાવ પણ જગાડશે. કથામાં ફ્રેડ ઋષિ અને કેશવનાં પાત્રોને શેવંતીના જીવનપંથમાં લાવી એ સૌના તેમ સેવંતીના પાત્રને મનોવૈજ્ઞાનિક નિરૂપણનો લાભ લેખકે આપ્યો છે તેટલી જ પ્રીતિના પંથનું દોહ્યલાપણું તેમ જ વિરુદ્ધ પ્રીતિનો આદર્શ દર્શાવી પ્રણયત્રિકોણને લીધે નવલકથાઓમાં આવતું આકર્ષણ કથામાં લાવવાની તક પણ એમણે લીધી છે. કુલીન સમાજનું રૂઢિચુસ્ત માનસ અને ભાવીણ સમાજની કરુણ સમસ્યાઓ કથામાં ખૂબીથી નિરૂપાયેલ છે. લેખકની ભાવના-શાલિતા તેમ જ સુધારકવૃત્તિનું કેશવની પ્રવૃત્તિઓ દ્વારા તેમ જ ઋષિના ભાવીણ શેવંતીને કુલવધૂ બનાવવાના નિરધાર દ્વારા વાંચનારને દર્શન થાય છે. માનવહૃદયની ઉદાત્તતા અને સુંદરતાનું તો ઠેર ઠેર નિરૂપણ થયું છે. આ ભાષાંતર ભલે થયું.

'ગારંબીનો બાપુ' એ બીજા અનુવાદના મૂળ લેખક છે ગ્રામીણ જીવન અને વાતાવરણને કલાકૌ-શલથી નવલકથામાં નિરૂપી છેલ્લા દાયકામાં કીર્તિ કમાનાર મરાઠી લેખક શ્રી. શ્રી. ના. પેંડસે. કથા વાસ્તવાલેખનનો તેમજ તળપદા વાતાવરણના ઉઠાવ સાથેની ગ્રામકથાનો સુંદર નમૂનો બની છે. કોંકણ પ્રદેશના ગારંબીને તેમના આસપાસનો ભૌગો-લિક પ્રદેશ ત્યાંની પ્રકૃતિ શોભા, ત્યાંનો લોકસમાજ, રહેણીકરણી, લોકમાનસ, આ બધાનું વાસ્તવલક્ષી કલાથી શોભતું ચિત્ર કથાની મોટી વિશિષ્ટતા છે. કથામાં પ્રસંગરસ અને માનવરસ આવે છે તેના નાયક બાપુની ઘડતરકથાના આલેખનથી. મરતાને 'મર' ન કહે તેવા ગરીબીમાં વફાદાર નોકર તરીકે જ આયખું પૂરું કરનાર ભલા ભોળા વિઠોબાનો નાનપણથી જ સ્વમાની અને તીખો દીકરો બાપુ ગરીબી અને તેના ફળરૂપ અભણતા છતાં વાતાવરણ ને સંજોગોથી જ ઘડાતો અને આપહોંશિયારીથી જાતને ઘડતો બાપુ ગુંડાગીરીમાં થઈને જીવનસંગ્રામમાં કેવી રીતે આગળ આવ્યો, પૈસાદાર બન્યો, પિતાનાય શેઠનો બરોબરિયો બની આખરે વ્યાઘ્રેશ્વરનો સરપંચ બન્યો તેની કથા છે તો સાદી સીધી છતાં વાચકને છેક સુધી પકડી રાખી શકે એવી છે. જે એકાગ્ર ધ્યેયનિષ્ઠાથી બાપુએ આમ પોતાનો રસ્તો કર્યો તેને પ્રેરનાર હતાં અલ-બત્ત એનાં :સ્થિતિસંજોગો, પણ થોડોક આભાસી અદ્‌ભુત રસનો આશ્રય લઈ લેખકે બતાવ્યું છે કે શેઠની નોકરીમાં જ મરી ગયેલા તેના પિતા વિઠોબાની 'મહાન થજે' એ શીખ તેની મોટી પ્રેરણા બની. પિતાની કરુણ જીવનલીલાએ બાપુના ગૂઢ ચિત્તમાં જે વિચારમંથન ને સંવેદન જગાડ્યું હશે. બાપુ ઉપરાંત



રહીને તેમણે રંગભૂમિ પર કેમ ઝાઝું બતાવી શકાય એ નજર રાખી છે. રંગભૂમિ પ્રયોગ માટે જે સૂચનો લેખકને નાટકોના અભિનયની સૂઝ હોવાનું દેખાડી આપે છે. શ્વેતપટ પરના છાયાચિત્રનો પ્રયોગ નાટકની દૃશ્યતાને ઉપકારક છે. પણ જેને લીધે નાટક ન ભજવાઈ શક્યું એ નાટકમાં આવતો પવનના તોફાનનો બનાવ ફિલ્મમાં બતાવવો શક્ય પણ રંગભૂમિ પર સરળતાથી ને ઓછા ખર્ચે કેવી રીતે બતાવાશે ?

નાટકમાં સંગીત જોઈએ અથવા હોય તો સારું એમ માનતા લેખકે નાટકમાં કેટલાક ગીતો પણ મૂકયાં છે. સંગીતમાં બેસાડયે એ સારાં લાગે, પણ વાંચવે તો આજનાં ઘણા ગીતકવિઓનાં ગીતોની જેમ ગદ્યગીતો જેવાં લાગશે. અલબત્ત, એમાંની ભાવ વિચારસામગ્રી સારી છે, એની ના નથી.

લેખકની પ્રસ્તાવના (નામે 'ભૂમિકા') તથા આ નાટકને મુંબઈ સરકારનું પ્રથમ નાટયોત્તેજક પારિતોષિક મળ્યાની હકીકત નાટક માટે જે અપેક્ષા જગાડે છે તે એને વાંચ્યા પછી સંતોષાતી નહિ હોવાનો અનુભવ ઘણા વાંચનારાઓને થાય તો નવાઈ નહિ.

## સત્યં શિવં સુંદરમ્ :

[લે. પરમાનંદ કુંવરજી કાપડિયા; પ્રકા. ટી. જી. શાહ, મંત્રી, જૈન યુવક સંઘ મુંબઈ ૩; મુખ્ય વિક્રેતા, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ ૧; ત્રણ રૂપિયા ]

ગુજરાતના એક સંસ્કારપ્રિય સજ્જન અને 'પ્રબુદ્ધ જૈન' (હવે 'પ્રબુદ્ધ જીવન')ના વિવેકશીલ સંપાદક શ્રી. પરમાનંદ કુંવરજી કાપડિયા આપણા એક સારા ગદ્યલેખક પણ છે. આ પુસ્તક છેલ્લાં ચાલીસેક વર્ષમાં એમણે લખેલાં સંખ્યાબંધ લખાણોમાંથી શ્રી. યશવંત દોશીએ ચૂંટી કાઢેલાં આડત્રીસને ગ્રંથસ્થ કરે છે. લેખો સમાજદર્શન, તત્ત્વચર્ચા, ઋતુવર્ણન, પ્રવાસવર્ણન અને વ્યક્તિપરિચય એમ પાંચ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યા છે. સમાજદર્શન વિભાગના લેખો સટ્ટો, વર્ણસંકર, વ્યક્તિસ્વાતંત્ર્ય, બાળદીક્ષા, દેવદ્રવ્ય આદિ વિષયો પર લખાયા છે. તેમાંના કેટલાક જૈન સમાજને માટે લખાયા છે છતાં એ લેખોમાં સાંપ્રદાયિકતા નહિવત્ છે. એમાં રજૂ થતી એમની વિચારણામાં પ્રગતિશીલતા છે પણ આછકલી ઉદ્દંડતા નથી, સ્વસ્થતાનું ગૌરવ છે, સત્યલક્ષિતા અને વિવેકની પ્રતિષ્ઠા છે. 'તત્ત્વચર્ચા' વિભાગના લેખો માટે પણ આ જ વાત લાગુ પડે. એ વિભાગના ચારે લેખ શ્રી. કાપડિયાને એક સ્પષ્ટદર્શી વિચારક સિદ્ધ કરે તેવા છે તો ઋતુવર્ણન અને પ્રવાસવર્ણન વિભાગોના અનુક્રમે ચાર અને સાત લેખો એમનાં પ્રકૃતિપ્રેમ, સંસ્કારગ્રાહિતા, કલાભક્તિ, સાહિત્યરસિકતા, સંવેદનશીલતા અને વિચારશીલતા, જુદી જુદી રીતે છતાં કરે છે. એમનું ગદ્ય આ બધાથી કેવું પ્રેરિત થાય છે અને ક્યારે કેવી સાહિત્યિક છટા દાખવે છે એ આ આ લેખો પરથી જણાય છે. છેલ્લા વ્યક્તિપરિચય વિભાગના લેખોમાં અંગત લાગણીના ઉદ્ગાર છે ત્યાં પણ ચરિત્રવિષય વ્યક્તિનું ગુણદર્શી છતાં સાચું સ્પષ્ટરેખ પરિચયચિત્ર હોય છે એ એની વિશિષ્ટતા છે. "'સત્યં શિવં સુંદરમ્' એ કેવળ આ ચોપડીનું મથાળું નથી પણ શ્રી. પરમાનંદભાઈની જીવનસાધનાનાં ત્રણ મધુર તત્ત્વો એમાં સમાએલાં છે": આ શબ્દોમાં આ પુસ્તકનો અને તેના કરતાં તેના કર્તાનો મધુર પરિચય આપી કાકાસાહેબ કાલેલકરે અને આમાંના લેખો વાંચીને પોતે અનુભવેલ સાત્ત્વિક ઉલ્લાસને ખ્યાલમાં રાખી 'સમુલ્લાસ' નામથી ગુણદર્શી પ્રવેશક લખી પંડિત સુખલાલજીએ આ પુસ્તકમાં રજૂ થતી સામગ્રી અને તેના લેખકની ગુણસંપત્તિ પ્રત્યે વાચકોનું લક્ષ દોર્યું છે તે સમુચિત છે એમ પુસ્તકનો કોઈ પણ વાચક કહેશે.

## ગાંધીજીનું ગીતાશિક્ષણ :

[ સંપાદક, નરહરિ દ્વા. પરીખ; પ્રકા. પરીક્ષિતલાલ મજમુદાર; પ્રાપ્તિસ્થાન, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ ત્રણ રૂપિયા ]

સને ૧૯૨૬ના ક્ષેત્રસંન્યાસ વેળા સાબરમતી આશ્રમમાં



# નવી આવૃત્તિમાં પ્રવેશેલાં ચાર મહત્ત્વનાં પુસ્તકો

શ્રી પન્નાલાલ પટેલકૃત

## વાત્રકને કાંઠે

**મૂલ્ય : સાડાત્રણ રૂપિયા**
[ રજિ. પો. ચૌદ આના ]

શ્રી પન્નાલાલ પટેલની આ સંગ્રહની નામદાત્રી વાર્તાને હેરલ્ડ ટ્રીબ્યુન યોજિત હરીફાઈ માટેની ગુજરાતી વાર્તાઓમાં ઈનામ મળ્યું હતું. એના જેવી જ બીજી વાર્તાઓ સાથેનો આ સંગ્રહ બીજી આવૃત્તિમાં પ્રવેશે છે. શ્રી પન્નાલાલ પટેલની વાર્તાકલાથી ગુજરાત પૂરેપૂરું પરિચિત છે જ.

શ્રી સુન્દરમ્‌કૃત

## રંગરંગ વાદળિયાં

**મૂલ્ય : સવા રૂપિયો**
[ ટ. ખ. ત્રણ આના ]

બાળગીતોની આ નાની પુસ્તિકામાં નવાં અને મોટેરાંઓ માટેનાં પણ બીજાં ગીતો ઉમેરાઈને વધેલા કદ વાળી આ નવી સંવર્ધિત આવૃત્તિ દરેકને ઉપયોગી થાય તેવી છે. શ્રી સુંદરમ્‌નું સ્થાન આજે પણ આપણા કાવ્ય સાહિત્યમાં પ્રથમ કક્ષામાં છે એટલે તેમનાં આ ગીતો બાળકો હોંશે હોંશે મોટેરાં સાથે ગાવા પ્રેરાય જ.

શ્રી ઈશ્વર પેટલીકરકૃત

## પંખીનો મેળો
અને
## પાતાળકૂવો

**મૂલ્ય : સાડાપાંચ રૂપિયા**
[ રજિ. પો. સવા રૂપિયો ]

પંખીનો મેળો અને પાતાળકૂવો એ બન્ને નવલકથાઓ એકમેકના અનુસંધાનમાં હોવા છતાં અત્યારસુધી જુદા પુસ્તકરૂપે હતી. આ નવી આવૃત્તિ થાય છે ત્યારે એક જ પુસ્તકમાં બન્ને નવલકથાઓ ભેગી કરવામાં આવી છે જે વાચકોને આવકાર્ય લાગશે.

ફાધર કનાઈપકૃત

## મારો જલોપચાર

**મૂલ્ય : ત્રણ રૂપિયા**
[ ટ. ખ. ત્રણ આના ]

મૂળ જર્મનીમાં પચાસ આવૃત્તિઓ પામી ચૂકેલું આ મહત્ત્વનું પુસ્તક અમેરિકન અનુવાદ ઉપરથી શ્રી કાંતિલાલ શાહે ગુજરાતીમાં ઉતાર્યું છે. પાણીથી કેટલા બધા રોગો મટાડી શકાય છે તેનું તાદૃશ વર્ણન આપેલ છે. આ પુસ્તકની આ પ્રગટ થતી નવી આવૃત્તિ અનેક વાચકોને ઉપયોગી થઈ શકે તેમ છે જ.

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, પો. ઑ. નં. ૭૩
અમદાવાદ, ૧



સૌરાષ્ટ્રનું ગ્રામ્ય જીવન

ચિત્રકાર : વ્રજલાલ ત્રિવેદી

વર્ષ-૨૭ : સળંગ અંક ૩૧૬ : જુલાઇ '૫૬

તંત્રી: ઈશ્વરલાલ મો. દવે સંપા: જયંત પરમાર

# હમણાં જ પ્રગટ થયેલાં નવાં પુસ્તકો



ફકીરો પન્નાલાલ પટેલ ૨–૮
ના છૂટકે ,, ૮-૧૨
યૌવન ૧-૨ ,, ૭–૦
ભીરુસાથી ,, ૫–૦
વાત્રકને કાંઠે ,, ૩–૮
સુખદુઃખનાં સાથી ,, ૪–૦
માનવીની ભવાઈ ,, ૬–૦
જીવો દાંડ ,, ૨–૮
જમાઈરાજ ,, ૨–૮
લખચોરાસી ,, ૩–૮
પુણ્ય પરવાર્યું નથી (સંવર્ધિત ન. આ.) ગુલાબદાસ બ્રોકર ૩–૦
હરિનો મારગ ,, ૧–૪
દ્વિરેફનું વાર્તા મધુ રા. વિ. પા. ૧–૪
જ્ઞાનદીપ ધૂમકેતુ ૧–૦
જ્ઞાનકુંજ ,, ૧–૦
સાધુ તો ચાલતા ભલા ઇશ્વર પેટલીકર ૧–૪
ધરદીવડા ,, ૧–૦
રામનામના વેવારિયા ,, ૧–૦
પાતાળકૂવો–પંખીનો મેળો ,, ૫–૮
જનમટીપ ,, ૩–૮
મધલાળ ,, ૩–૮

લખ્યા લેખ ઈશ્વર પેટલીકર ૪–૦
ધરતીનો અવતાર ,, ૨–૮
જીવનદીપ ,, ૩–૮
વિષચક્ર ચુનીલાલ વ. શાહ ૫–૮
અણોજો ,, ૦-૧૨
શેખચલ્લી ૧ થી ૪ જયમલ્લ પરમાર ૪–૮
ભૂદાન ,, ૨–૦
તંદુરસ્ત રહો ડૉ. ભૂ. દવે ડૉ શં દવે ૩-૧૨
કિંગ કૉંગ હેમેન્દ્રકુમાર રાય ૧–૮
લગન મંગલ ભૂપત વડોદરિયા ૩–૦
આસ્તિક સાને ગુરુજી ૩–૦
પુનર્જન્મ ,, ૩–૦
કરુણાદેવી ,, ૧–૦
ક્રાન્તિ ,, ૫-૮
ગીતાહૃદય ,, ૧–૮
શ્યામની મા ,, ૪–૮
ચકમક રંભાબેન ગાંધી ૩–૦
પ્રણયના રંગ ,, ૨–૦
સ્વભાવદર્શન હરિંદા પંડિત ૩–૦
ડૉ. નરેન્દ્ર કૃષ્ણપ્રસાદ ભટ્ટ ૩–૦
વિરહ ગીતો રમેશ પાઠક ૧–૪

બીજલેખા જયન્ત પરમાર ૩–૪
વનની વાટે ડાહ્યાભાઈ પટેલ ૪-૮
પદ્માવતી ,, ૪–૦
આમ્રમંજરી ,, ૪–૦
એ આવજો બાબુભાઈ વૈદ્ય ૧–૮
મા વિનાના ,, ૩–૦
રંગરંગ વાદળિયા સુન્દરમ્ ૧–૦
ઉપમા બાબુભાઈ વૈદ્ય ૪–૮
ઝબૂક વીજળી ઝબૂક મકરન્દ દવે ૧–૪
ગાંધીગીતો સં વિનોદ શાહ ૩–૦
ગાંધીજી ને બાળકો પુરાતન બુચ ૦-૧૦
ચીનનાં બાળકો પર્લ બક ૦–૬
ચતુર બીરબલ જીવરામ જોષી ૧–૦
સંત દેવીદાસ ઝવેરચંદ મેઘાણી ૧–૪
ચપટી ધૂળ ઝવેરચંદ મેઘાણી ૧–૦
ડમરો ને તુલસી રતિલાલ-અનિલ ૨–૦
આત્મકથા ૧–૨ ઇન્દુલાલ યાજ્ઞિક ૯–૦
સંસ્કારજ્યોત ચંદ્રભાઈ ભટ્ટ ૫–૮
સ્પંદન ભાસ્કર વહોરા ૧–૮
પલાશ પુષ્પ જેઠાલાલ ત્રિવેદી ૩–૦



આ નવાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો
ખરીદવા માટે જરૂર લખો અથવા રૂબરૂ મળો :

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.** ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ: પો. ઑ. નં. ૭૩ **અમદાવાદ, ૧**

વીમા પોલીસીનો સૌથી

વધુ ફાયદો ઉઠાવવા

## તમારો વીમો.....



# ઇન્ડીયન ટ્રેડ એન્ડ જનરલ

ઇન્સ્યુ. કું. લી. માં ઉતરાવો

જીંદગી સિવાયના દરેક

પ્રકારના વીમા લેવાય છે

મુખ્ય ઓફિસ :-
જહાંગીર બિલ્ડિંગ, મહાત્મા ગાંધી રોડ,
મુંબઈ.

ભારત, પાકીસ્તાન, મલાયા, પશ્ચિમ આફ્રિકા,
એડન, મોરેશ્યસ વગેરે તમામ દેશોમાં
શાખાઓ અને એજન્સીઓ છે

# કૉલેજ યુવતીનું સૌંદર્ય દીપે છે

## કાળાઘટ્ટ

### કેશકલાપથી



પણ એવો આકર્ષક કેશકલાપ પ્રાપ્ત કરવા માટે સિદ્ધહસ્ત રામતીર્થ બ્રાહ્મી તેલનું જ સેવન જરૂરી છે. તે કેશને કહમો બનાવે છે એટલું જ નહિ પણ જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુને બળવત્તર બનાવે છે.



### રામતીર્થ બ્રાહ્મી તેલ

આ તેલ ખાસ નિષ્ણાતોએ આયુર્વેદિક પદ્ધતિએ બનાવેલ છે એટલે કે રૂપ અને ગુણ: બન્ને દ્રષ્ટિએ બધાંને અનુકૂળ આવ્યું છે.

## રામતીર્થ બ્રાહ્મી તેલ

સ્પે. નં. ૧ (રજીસ્ટર્ડ) આયુર્વેદિક ઔષધ

મોટી બાટલી રૂા. ૩॥ નાની બાટલી રૂા. ૨

ટપાલથી મંગાવનારે (પોસ્ટેજ પેકીંગ ખર્ચ સાથે)

મોટી બાટલીના રૂા. ૫-૧૫ નાની બાટલીના રૂા. ૩-૧૫

મ. ઓ. થી મોકલવા. વી. પી. થી મોકલતા નથી.

શ્રી રામતીર્થ યોગાશ્રમ, મુંબઇ-૧૪.

ટેલીગ્રામ: 'PRANAYAM' BOMBAY-DADAR ટે. નં. ૬૨૮૮૯

COTY : SRY 4



# યોગાસનો

ના અભ્યાસથી

# નિરોગી

અને સશક્ત બનો

* * * *

રોગરહિત સશક્ત તેમજ હમેશાં તંદુરસ્ત રહેવા માટે સારા આર્ટ ગ્લેઝ પેપર ઉપર છપાયેલ ઘેર સહેલાઈથી કરી શકાય તેવાં અનેક આસનોનો યોગાસન ચાર્ટ તુરત મંગાવો.

કીમત રૂા. ૧-૧૪-૦ (પોસ્ટેજ સાથે) મનીઑર્ડરથી મોકલો. વી. પી. કરતા નથી.

* * * *

ના. રૂ. દરરોજ (રવિવારે બંધ) સ ન ૧ થી ૯॥ અને સાંજના ૬ થી ॥ શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગો ચાલુ છે. રવિવારે સવારના ૧૦ વાગે વ્યાખ્યાન હોય છે.

* * * *

શ્રી

## રામતીર્થ યોગાશ્રમ

દાદર (સેન્ટ્રલ રેલ્વે)

મુંબઇ-૧૪

COTY : YOG

નવચેતના

## સંજોગ અને માનવી

કોઈપણ સંજોગોને સમજ્યા વિના જ વશ થઈ જવું એ આપણી નબળાઈ કહેવાય. માણસનું મન પોતાના તાબામાં રહે નહિ તોય રાખવા માટે પહેલેથી જરા કડક રહેવું જોઈએ. સંજોગોને આધીન થવામાં મોટો ભાગ ભજવનાર આપણું નબળું મન છે. સંજોગોને સમજવા પણ ત્યારે જ મુશ્કેલ પડે કે જ્યારે આપણે એકદમ મજબૂત મનના ન હોઈએ. સંજોગોનો માનવી ગુલામ છે એ ભલે કહેવત પડી ગઈ હોય. વિચાર કરનાર માણસને મન જેવું એક મહામૂલું અંગ મળેલું છે તેનાથી તે ક્યારેક તો જીતાઈ જવાનો, પણ પોતે મનને જીતે એટલે સંજોગોને પણ એ જીતી શકે. પછી તો સંજોગો એની ઇચ્છા પ્રમાણે જ આવવાના —સારા નરસા બન્ને પોતે જ ઊભા કરી શકે.

*

તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે •• સંપાદકઃ જયન્ત પરમાર




## પ્રેરણાદાયી પ્રદર્શન

'માનવ પરિવાર' રજૂ કરતું એક પ્રદર્શન અમેરિકાથી મુંબઈ આવ્યું છે. એમાં ફોટા મૂકયા છે. પૃથ્વી ઉપર કે' નહોતું એ બતાવી પ્રસૂતિની વેદના અને જન્મ બતાવતા કહ્યું છે: The universe resonnds with tbe joyful cry I am .. બાળકોનો ઉલ્લાસ, માતા સંતાનનો અનુરાગ, પિતા પુત્રનો પેઢીબંધ, યુવાનીનો પ્રેમ અને પરિવારનો આનંદ એમ જીવનના વિવિધ પગથિયાં પર પથરાયેલાં સંવેદનો દેશદેશમાંથી છબીકલા દ્વારા અહીં વ્યક્ત કર્યાં છે.

એ પ્રદર્શનમાં ધરતીનો સાદ સંભળાય છે ને પરિશ્રમનું ગૌરવ જણાય છે. ધરતી તે મા જે કદી મરતી નથી અને શ્રમ—જે ના હોય તો જગતનું કામ અટકી પડે એ સુંદર રીતે દર્શાવ્યું છે. દેશેદેશમાં ઉમંગો ને આશાઓ, લગ્ન ને મૃત્યુના હર્ષશોક, પ્રાર્થનાની નમ્ર તલ્લીનતા, પ્રવૃત્તિનો આનંદ, વિદ્રોહનો પડકાર, દુષ્કાળની ભયાનકતા, ન્યાયની ધગશ—આવો વિશાળ ફલક આવરી લઈ આ પ્રદર્શન સહુને ચકિત કરી જાય છે: એનો સંદેશોય છે કે હાથ મિલાવીને બીજા દેશના લોકોના પણ વિચારો સમજો. વળી એ કહે છે કે અભેદ્ય લાગે તે પણ હયાત છે. એટલું જ નહિ પરન્તુ શ્રેષ્ઠ જ્ઞાન અને ઝગમગતુ સૌંદર્ય પણ એ જ છે—એટલું શીખવા જેવું છે.

આ જ પ્રદર્શનમાં બતાવવામાં આવ્યું કે સત્યની પ્રકૃતિ જ એવી છે. એને પ્રગટ થતું રોકી ના શકાય. આવાં ભાવવાહી નિરુપણો છબીઓની મદદથી ઠસાવવાં એ કામને મુશ્કેલ ગણીએ તો યે એ એવું સુંદર છે કે આપણું મન હરી લે છે, એની ખુમારી દિવસો સુધી રહે છે, ત્યાં વહી રહેલા કાવ્યનું ઝરણું આપણી સાથે વહેવા લાગે છે.

આ કક્ષાનું પ્રદર્શન આપણે યોજવું હોય તો ?

જીવનને નવાં જ મૂલ્યો આપતાં હોય એ રીતે ઉદ્યમ, ઊર્મિઓ, સેવા ને ત્યાગ, સંતોષ, જ્ઞાનપીપાસા, અનુકંપા, પ્રાર્થના, પરસ્પરની સહાય, ઉત્કર્ષની ઝંખના, ઈશ્વર ઉપરની શ્રદ્ધા, એવું જીવનમાં, પ્રદેશમાં અને વર્તમાનમાં વેરાયેલુ શુભ આપણે જરૂર સંઘરી શકીએ. એવી સામગ્રી જોઈએ તેટલી છે

---

'પોતાની જાતને છેતરીને, કાયદો ઘડી કાઢનારા પ્રધાનો અને રાજાઓ મને જૂલમીના કરતાં વધુ જૂલમી જણાયા છે. જૂલમીને તો લોકો જાણતા હોય છે. પણ આ તો પોતે સારા હોવાનો દેખાવ કરે, કાયદો કરે, ને પોતે તો કરતા હોય તે કરે! આવું મારે કરવું નથી, માટે હું રાહ જોઉં છું. પણ આ પંથે મારી એક પગલાની ચાલથી પણ મને સંતોષ થાય છે તેજ મારી વાત સાચી હોવાની પ્રતીતિ છે.'

રાજાની આ ઊંડી સમજણ જોઈને સભાસદો તો છક્ક થઈ ગયા.

ખરેખર શાસન કરનારો કે સત્તા ચલાવનારો માણસ પોતાના વિષે હમેશાં વધુમાં વધુ કડક પરીક્ષા કરનારો હોવો જોઈએ. સાચી વ્યવસ્થા તો જ આવે.




સમયનાં ક્ષીર-નીર : ૯

વિવિધ જાહેર પ્રવૃત્તિઓમાં પણ ના થાય તે પૂછવા જેવું છે. કોઈક અવિવેક વહોરીને પણ જયપ્રકાશને સવેળા જણાવે કે ગુજરાતને એમની પ્રવૃત્તિઓમાં સંડોવે નહિ તો એમનો ઉપકાર.

### લગ્નમાં જાહેર ધામધૂમ

લગ્નની ધામધૂમની બાબતને બહાર લાવવામાં એક રીતે જયપ્રકાશે સારી મદદ કરી. આજે જ્યારે રાષ્ટ્રપતિ ગવર્નરો અને પ્રધાનો મોંઘા લગ્નસમારંભોમાં પ્રતિષ્ઠાની આપલે પરસ્પર વધારે છે અને જ્યારે ગાંધીપંથના પદયાત્રીઓ પણ લગ્નને ખાનગીમાંથી જાહેર પ્રસંગ ઠરાવવા જેવું કરે છે ત્યારે આપણે લગ્નોની સાદાઈ ઉપર અવશ્ય ભાર મૂકવો જોઈએ. કોઈ પૂછશે, સંયમિત રીતે ઉકેલ્યો હોય તો પ્રસંગને ઉજવ્યો કેમ કહેવાય? એમને જણાવવું જોઈએ કે અંગત કે કૌટુમ્બિક બાબતને જાહેર સમારંભમાં ધરાવવાની પદ્ધતિ વહેલી તકે બદલવા જેવી છે. અને આનંદ લેવાના પ્રકારોમાં સામુહિક ઢબ ત્યારે જ રાખી શકાય જ્યારે ઉત્સવનું કારણ ઘણા જણને સામુહિક રીતે સ્પર્શતું હોય.

દુઃખની વાત એ છે કે આપણે સહુ આવી ઉજવણીઓને વહેવારિક ગણીએ છીએ. બીજાને ત્યાં એવી ઉજવણીઓમાં ભાગ લીધો હોય એટલે ઋણ ચઢયું ગણી એનો બદલો વાળવાનો ધર્મ સમજીએ છીએ. એ ઋણમાંથી મુક્તિ અપાવવી એ નવા સામાજિક કાર્યકરોની ફરજ છે.

લગ્ન પ્રસંગને સમારંભનું રૂપ આપી આપણે કેટલાક ખોટાં મૂલ્યો પ્રચલિત કરી રહ્યા છીએ. વૈભવનું પ્રદર્શન કરવાનો તો ખ્યાલ આથી જોર પકડે છે અને લગ્નનો મર્મ ઢંકાઈ જાય છે. જે કદર સાદાઈની અને પ્રેમની થવી જોઈએ તે ધનની અને શિષ્ટાચારની થાય છે. એનાથી જે સંતોષ કે આનંદ મળે તેમાં ઊંડાણ હોતું નથી અને તે ગ્રહણ કરીને સમાજ ભૂલાવામાં પડે છે.

કોઈક મત્ત થયેલાઓ વળી એમ કહે છે: 'ગજુ હોય તો ધામધૂમથી લગ્ન ઉજવે એમાં કોનું બગાડયું? જેનું ગજું ના હોય તે નાની ફાળ ભરે. જોઈવિચારીને કામ કરે. એની મર્યાદાઓ ધ્યાનમાં લઈ બીજાઓ શા માટે છાકમછોળ ના ઊડાવે!' આ તે કઈ વાત છે! હીરા મોતી પહેરીને ફરનારા કરતાં જ્ઞાનસેવા વડે દીપી ઊઠવાનો જે દેશમાં વધારે મહિમા હોય ત્યાં વહેવારિકોની અતિશયતાને સ્થાન ના જ હોય.

જે વાંધો છે તે સમારંભની ધામધૂમના સ્વરૂપનો નહિ પણ એના અસ્તિત્વનો છે. હાલના ચિત્રવિચિત્ર બેન્ડ વગાડનારાઓની જગ્યાએ વીણાધારિણી કન્યાઓ રાખે તોયે અંગત આનંદને જાહેર ઉત્સવ ઠરાવવાની રીત આપણે મંજૂર રાખવા જેવી નથી.

સમાજની પ્રથાઓ એવી ન હોય કે એનાં બીજાં અંગોને એમાં સરસાઈ કરવાનું સૂઝે કે લાચારી અનુભવી સંતાપ વેઠવો પડે. કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે ગાંધીજીના ગુજરાતમાં ભપકા કરનારાઓના પક્ષે જઈને જે માનમરતબો વટાવશે તેમના તરફ માન થવાનું નથી, ઘટવાનું છે.

### રજાઓને રુખસદ

વલ્લભવિદ્યાનગરની કૉલેજ શાળાઓમાં ઊઘડતા સત્રે એક મહત્વનો ફેરફાર થયો. ૨૬ મી જાન્યુઆરી ને ૧૫ મી ઑગસ્ટ એ રાષ્ટ્રીય પર્વો અને રવિવાર સિવાયની તમામ રજાઓ એમણે રદ કરી. 'ધાર્મિક' તહેવારોયે ગયા. મહાપુરુષોની જયંતીઓ ઉજવવી હશે તો વિદ્યાર્થીઓ અને શિક્ષકો ભેગા મળીને ઉજવશે, ઘેર ઊંઘી જઈને નહિ. બેન્કની કે સરકારી રજાઓ માટે કલેકટર સામે દિવસો આગળથી જોઈ રહેવાનું આમ બંધ થયું, આ એક નવો અખતરો છે. ને એમાં નવીનતા અને હિંમત છે.

એ વાત ખરી છે કે જીવનનો થાક હળવો કરવાના પગથિયાં ગણી આપણે તહેવારોને વધાવતા આવ્યા છીએ.

હોળી દિવાળી જેવા ઋતુના તહેવારોની જીવન ઉપર ઘણી ઊંડી અસર પહોંચે છે. મહાપુરુષોની જન્મ–જયંતીઓ પ્રેરણાદાયી હોય છે. એ હકીકત હોવાછતાં આપણે ધાર્મિક તત્વ ઉમેરી એમને બગાડી મૂકયા છે. બીજા ધર્મના તહેવારોને હક્ક ગણી એમનેય ઠસાવી દીધા છે. રહી ગયેલા દેવો અને સંતો પણ તહેવારો કાજે હવે દબાણથી સામે મૂકાય છે. એ યાદીઓ લાંબી કરતા જવામાં સાર નથી. જે



જવાહરલાલ નેહરુ

# બીજી પંચવર્ષીય યોજના

આપણા દેશની આઝાદી પછીના વિકાસની તોલે એકેય દેશ ન આવે. આ ટૂંકા સમયમાં વિકાસની જે હરણફાળ ભરી છે તે વિશ્વના દેશોને વિચાર કરાવે છે. આપણા વડાપ્રધાનનું આ મનનીય પ્રવચન ભવિષ્યને ઊજળું બનાવે છે......

સંભવ છે કે તમારામાંના ઘણા કદાચ જ્યોતિષીઓ પાસે જતા હશે, આકાશના તારા જોઈને ભવિષ્યની પરિસ્થિતિ જોવા પ્રયત્ન કરનારા પણ હશે, પણ અહીં તમારી પાસે જે આ બીજી પંચવર્ષીય યોજના છે તે એ રીતે કોઈ એક વ્યક્તિની કે કોઈ વાત માટેની જન્મકુંડલી નથી. અહીં તો તમારી પાસે એક સમગ્ર દેશની જન્મકુંડળી છે. એ કોઈ તારા જોઈને કે કોઈ છૂપી બાબતો જોઈને તૈયાર કરેલી જન્મકુંડળી નથી. સમગ્ર ભારતના કુળ ને એના કરોડો માનવીઓના ચહેરાને જોઈને એમનાં શરીર અને મનમાં શી શક્તિ છે, સૌ સાથે મળીને સહિયારો પુરુષાર્થ કરવાની ને કામ કરવાની કેટલી યોગ્યતા છે, એમનામાં શી શી નબળાઈઓ છે, એ બધાનો વિચાર કરીને આ જન્મકુંડળી તૈયાર કરેલી છે. આ દૃષ્ટિએ તમે આ ચિત્રને—તસ્વીરને જુઓ—સમજવા પ્રયત્ન કરો એ જરૂરી છે. અહીં આપણા કેટલાક સાથીઓએ એમાં સુધારા રજૂ કર્યા છે. એની સામે વાંધો પણ નથી. પરંતુ આજે સમગ્ર ચિત્ર જોવાની સમજવાની હું તમને વાત કહું છું તે દૃષ્ટિએ આ યોજનાનું સમગ્ર ચિત્ર એમણે જોયું નથી. જો એ રીતે જોશે તો એમને ખાતરી થશે કે જે સુધારા એમણે રજૂ કર્યા છે તેની જરૂર નથી.

એક ભાઈએ કહ્યું કે ફુગાવો ન થાય તેમ કરવું જોઈએ. વાત ઠીક છે. પણ શું એ એમ માને છે કે આ વાત યોજના ઘડનારાએ જોઈ કે વિચારી જ નથી? એમ તમે જોશો તો તમને હજાર નાની નાની વાતો એમાં કહેવા જેવી લાગશે. પરંતુ તો પછી પેલી મેં જે મૂળભૂત સમગ્ર ચિત્ર જોવાની વાત કરી તે રહેશે જ નહિ.

અહીં આ યોજના કરતી વખતે તમે ને હું કંઈ હિંદુસ્તાનની વાર્તા લખવા નથી બેઠા કે જે કંઈ આ દેશમાં થઈ ગયું તેનો વાર્તા–ઇતિહાસ લખવા બેઠા નથી. કે માત્ર એક શાબ્દિક નાનો કે મોટો ઠરાવ કરવા પણ નથી બેઠા. આ તે એક એવી ચીજ છે કે જે ૩૬ કરોડ માનવીઓની યાત્રાનું ચિત્ર છે. જે ચિત્રમાં એક વીતી જતા યુગ ઉપર કાબુ લઈને જે ૩૬ કરોડ માનવીઓએ કામ કરવાનું છે તે પુરુષાર્થ-યાત્રાનું આ ચિત્ર છે. એક જબરજસ્ત વિચાર–ખ્યાલ એમાં રહેલો છે. એ માત્ર નાના મોટા હિસાબો કે આંકડા લખવાથી પૂરું થતું નથી.

તમે જ્યાં સુધી એ વાત સમજો નહિ કે આ ભવ્ય દેશમાં કરોડો લોકો આગળ ધપી રહ્યા છે, પડે છે, આખડે છે, ચડે છે. એક જબરજસ્ત પુરુષાર્થની કૂચ ચાલી રહી છે. એમાં એ ઠોકરો પણ ખાય છે, પણ એ બધા પછી સૌ સાથે ચાલી રહ્યા છે એ વાત તમે સમજો નહિ ત્યાં સુધી આખું ચિત્ર સમજ્યા નથી. તમે સમગ્ર ચિત્રને મનમાં બેસાડો. આ કોઈ અહીં-તહીં નાના મોટા સુધારા કરવાની કે થીગડાં મારવાની વાત નથી. આ તો એક સમસ્ત જનતાનું ચિત્ર છે.

ભૂતકાળ ઉપર જરા નજર નાખો, આપણી વિચાર ને વિકાસની શકિત અટકી ગઈ. આગળ ન વધી શકયા. શાથી? આપણે માત્ર ભૂતકાળને યાદ કરી એનું અભિમાન લેતા પણ નથી તે વાત ન સ્વીકારતા. જે દેશ કે કોમ પુરાણી વાતો ઉપર જ માત્ર વિચાર કર્યા કરે, અભિમાન લીધા કરે અને કશું કરે નહિ, નવી વાતને સમજે કે વિચારે નહિ તે કદી આગળ વધતા નથી. જે ભવિષ્ય તરફ જુએ નહિ તે આગળ વધે શી રીતે? અને આપણું આવું જ થયું હતું. આપણે સર્વત્ર દુર્બળ થઈ ગયા હતા. એ સંજોગોમાં પરદેશીઓએ આવી દેશનો કબજો કર્યો. જે કંઈ રહી



નની છે. એ વાતનો આનંદ છે કે પાર્લામેન્ટે છેલ્લા સેશનમાં સ્ત્રીઓના વારસાહક્ક અંગે એક કાયદો કર્યો છે. એ સાચી વાત થઈ છે એનો મને આનંદ છે. એક બંધનમાં ફસાયા હતા. તેમાંથી છૂટયા. લોકો કહે છે કે ઇલેકશનમાં એની ખરાબ અસર થશે. હું કહું છું કે અમારા અડધા સાથીઓને અમે બંધનમાં રાખીએ કે જ્યાં એ. દિલ ખોલીને વાત પણ ન કરે કે ન બોલે ને છતાં કશું અમે કરીએ નહિ? અને આમ કરવા જતા કહે છે કે કોંગ્રેસને મુસીબત આવશે. તો હું કહું છું કે એનો કોંગ્રેસ સામનો કરી લેશે. એ પડે, ઠોકરો ખાય, છતાં ખરી વાત કરશે જ કરશે. જે આ રીતે હમેશાં ડરે તે કદી ઊંચે ન આવી શકે. ચૂંટણી હારી જઈએ તો પણ શું? જેના માટે ઊભા છીએ એ અમારા વિચારોની શાન તો જળવાશે! જેની ઉપર ઊભા છો તેના ઉપર બરાબર શ્રદ્ધા ને વિશ્વાસ રાખીને ચાલો. આપણી જે ચીજ છે તે જીવંત છે, મજબૂત છે, સમગ્ર દેશને દૂર દૂર સુધી ઊંચે લઈ જનારી ચીજ છે.

બીજો આ થયું ને તે થયું એમ કહે છે. ઠીક છે. સારું હશે તે લઈશું પણ આપણે તો આપણી હાલત જોવી છે ને એમાંથી ઊંચે ઊડવું છે. રશિયાને આજની પ્રગતિએ પહોંચતા ૪૦ વર્ષ થયાં, અમેરિકાને ૧૫૦ વર્ષ થયાં. અને ૪૦ કે ૧૫૦ વર્ષ પછી એમની સાથે મુકાબલો કરવો હોય તો કરી જોજો. ના, હું તો કહું છું કે અમે એટલાં બધાં વર્ષ પણ લેનાર નથી. એથી ઘણાં ઓછાં વર્ષોમાં કામ કરવું છે ને છતાં આ કોઈ જાદુ નથી કે માળા જપીએ અને થઈ જાય. અહીં તો સમગ્ર સમાજ, કાયદો, કાનૂન, વિચાર, બધાને બદલીને કામ લેવું છે. આપણે વેલફેર સ્ટેટ કરવું છે, સમાજવાદ સ્થાપવો છે એ કંઈ ચોપડીઓથી કે કાપાકાપીથી નહિ થાય. એ માટે જરૂરી સાધનો આપણે દેશમાં પેદા કરવાની પ્રથમ જરૂર છે. સાધનો નહિ હોય તો એ કોનું વેલફેર કરશે? માટે સાધનો પેદા કરવા કારખાનાં થાય અને તે પણ એવાં કે જે એક કારખાનું પાછું બીજાં અનેક કારખાનાં પેદા કરે. એ મહત્વનું કામ કરવાનું છે.

સમાજવાદનો એક મુખ્ય અર્થ ને આશય એ છે કે સૌને સમાન રીતે વિકાસ કરવાનો પ્રયત્ન થાય. ઊંચ–નીચના ભેદ મોટા ન રહે. આ શી રીતે થાય? એક તો ઉપરથી નીચે ઊતરીએ. ને બીજી રીત તે નીચેથી ઉપર સૌને ઊઠાવીએ. અને એમાં પણ લોકોને નીચેથી ઉપર ઊઠાવવામાં પણ બે રીતો છે. એક એમની આવક વધારવી તે, બીજી રીત એમને સગવડો વધુ આપવી તે. એમને વીજળી–દવા–કેળવણી બધી સગવડો પહોંચાડવી, બને તેટલો એમને માથે બોજો ઓછો આવે તેમ કરવું.

પ્રશ્ન મુખ્ય એ છે કે આવક વધે કેમ? પૈસા કંઈ કોઈ યંત્રમાંથી થોડા જ નીકળવાના છે? મહેનતથી દેશની આવક વધે છે, સૌ વધુ ને બરાબર મહેનત કરે તો સૌની આવક વધે.

કેટલાક કહે છે કે આ યોજના નીચેથી બની છે. એ કેટલેક અંશે સાચું છે, અને ખોટું પણ છે. નીચેથી શું કરવું તે અંગે સલાહ લીધી છે, વિચારણા કરી છે પણ પછી આખું નિયોજન તો ઉપરથી જ કર્યું છે. અનેકના વિચારો ને અનુભવોનો નિષ્ણાતોએ એમાં નીચોડ નાખ્યો છે. ને આજે જે છે તે પણ આખરી નથી—હજી એમાં પણ અનેક નવી વાતો આવશે, નવા અનુભવ થશે, સુધારા થશે. ટૂંકમાં આજે તો એક ધ્યેય, એક વિચાર ને જેમાં સમગ્ર દેશનો પ્રાણ ધબકે છે, જાન છે એની રજૂઆત થઈ છે. તમારે પણ એમાં માત્ર વાતો કરવાની નથી, તમારો જાન એમાં રેડવાનો છે અને તો જ એ પાર પડનાર છે....



માનસિક મથામણો આશુ પાસે દિલ ખોલીને રજૂ કરી હોત તો ?...'

*

સ્મૃતિનાં સંવેદનો હવે આવશે જ એ આશાએ મને એ પાનાંઓ પ્રત્યે એક જાતનો વૈરાગ્ય આવી ગયો. સ્મૃતિને અને મારે કયારેય કલહનો પ્રશ્ન જ નથી ઊભો થયો એવા સરળ અને સહજ દાંપત્ય-જીવનમાં વળી માનસિક મથામણો હશે તેનો ખ્યાલ આજે, સ્મૃતિ સાથે વીસ વર્ષનું દાંપત્ય જીવન ગાળ્યા પછીય નથી આવતો. સ્મૃતિની લગ્ન વખતની એક મહદ ઇચ્છા લગ્ન પછી વીસ વરસ સુધી પાર ન પડી એ એક જ મથામણ તેના જીવનને કોરી નાખતી હોવી જોઈએ. અને મને પણ એ જ એક સાલતું હતું કે સ્મૃતિ ગઈ તે સાથે એવું કશું જ નથી મૂકતી ગઈ કે જેના સ્મરણમાં મને કંઈક સાંત્વન મળે. તેનાં આ સંવેદનાભર્યાં પાનાંઓ તો ઠીક પણ ઘરની દરેક ચીજ વસ્તુથી માંડીને દરેક જગ્યા સ્મૃતિની આછી આછી સ્મૃતિથી ભરી પડી છે. અને છતાંય એકાદ જીવંત સ્મરણ અહીં હોત તો ?

સ્મૃતિ નાની બાળકી હતી ત્યારથી વિચારતી હતી. ઘણીય વાર તો તે રમતાં રમતાં પણ બોલી ઊઠતી કે મોટી થયા પછી જ સ્ત્રીને બાળક જન્મે એવું શા માટે હશે ? અત્યારેય પેટમાં બાળક મળે કે નહિ ? અને અમે દાક્તર-દાક્તર રમતાં કે ઘર-ઘર રમતાં ત્યારે એ નાનકડી સ્મૃતિની કલ્પનાના આવા દોર તો માઝા જ મૂકી દેતા. મારે જવાબ આપવા એ વખતે આવું ઘડાયેલું મન હોત તો ? તો તેના એ કાલાઘેલા પ્રશ્નો તરફ કેટલી સંતોષાયેલી દૃષ્ટિ હું દાખવી શકયો હોત ! સ્મૃતિ જેટલો જ અબુધ હું હતો એ વાતની આજે મને રહી રહીને યાદ આવી જાય છે ત્યારે અફસોસેય થાય છે. અને મોટી થતી જતી સ્મૃતિની મહત્તા વધતી ગઈ તેની સાથે સાથે તેનામાં વવાયેલી પેલી બીજ-વૃત્તિએ મહાન વૃક્ષનું સ્વરૂપ પકડવા માંડ્યું. અને તે એટલી હદ સુધી કે—

'આશુ સાથે લગ્ન કરવાની મારી પ્રબળ ઇચ્છા વધુ તો એટલે દૃઢ બની કે મારો બાળ-સાથી આશુ છે એટલે તે મને પૂરેપૂરી ઓળખે છે, સમજે છે, જાણે છે. મારી ભૂખનો પણ એને એટલો જ અનુભવ છે. પણ લગ્ન થઈ ગયા પછી એક મહિનો ગયો તો ય તે આટલું જલદી માતૃત્વ લાદવા તૈયાર ન થયો તે ન જ થયો. મેં તેને ખૂબ સમજાવ્યો. માતૃત્વ માટે મારે જ સહન કરવાનું છે પછી તે શા માટે આટલો બધો વિરોધ કરતો હશે ? પણ તે ન માન્યો તે ન જ માન્યો. અને મારી એ ઝંખના વધતી જ ચાલી. હું કે આશુ કોઈ જાતનો એક નિર્ણય કરી ન શકયાં. મારી ઉંમર કે મારું શરીર એવાં તો કમજોર નહોતાં કે મારા પર ઠોકી બેસાડેલું માતૃત્વ મને હણી નાખે. એક વખત આશુ પાસે ડૉકટરને મેં બોલતા સાંભળેલા એટલે મને ડર હતો જ કે આશુ કયારેય મને માતા બનવા જ નહિ દે તો ? કોણ જાણે કયા કારણે ડૉકટરે એ ચેતવણી આપી હશે ! મને તો આજેય હજુ તેમાંનું કશું સમજાતું નથી.

'હું એક વખત કોઈપણ જાતના પ્રયોજન વિના જ દવાખાને ગઈ હતી. ડૉકટર આશુના મિત્ર હતા એટલે બને તેટલી ધીરજથી અને શાંતિથી શકય તેટલાં સાધનોનો ઉપયોગ કરીને મને તપાસી. અને તેમાંય એ વખતે આશુ હાજર હતો એટલે તો મને ડૉકટરે તપાસવી જ પડે ને ? એવી બે ત્રણ દિવસની તપાસ પછી જ્યારે આખો કેસ ડૉકટર તૈયાર કરતા હતા ત્યારે તેનું પરિણામ જાણવાની મને ઉતાવળ થઈ આવી. આશુ પહેલો જાણે તે કરતાં મને તેની સાથે વધુ નિસ્બત છે એમ સમજીને હું તો ડૉકટર પાસે ગઈ. પણ ડૉકટર અને આશુ ખૂબ ગંભીર બનીને વાતો કરતા હતા તે મેં બારણા સુધી જતાં સાંભળ્યું. બન્નેની પીઠ મારા તરફ હતી એટલે મને જોઈ નથી ગયા તેનું સાંત્વન મને મળ્યું એટલે હું બારણાના પડદા પાસે જ ઊભી રહી ગઈ.

'ડૉકટરની વાતચીત ચાલુ જ હતી, ન સાંભળી શકાય તેટલા ધીમા અવાજે તે બોલતા હતા. આશુ તો



તેણે જોઈ ત્યારે એ થોડો નિરાશ પણ થયો. અને તેમાંય આ ત્રણ વરસમાં મારામાંથી સમૂળગી અદૃશ્ય થઈ ગયેલી બાળક-ભૂખથી તો એ જાણે સાવ ડઘાઈ જ ગયો. આટલી બધી જહેમત ઉઠાવીને ભેગો કરેલો પૈસો મારી વૃત્તિને સંતોષવા કામમાં નહિ લાગી શકે એ વાતનો રંજ તેને હતો એટલો જ મને પણ હતો. મેં છતાં તૈયાર થવાનું સાંત્વન આપ્યું.

'અમે ગયાં. જઈને એકાદ મહિનો થયો હશે ત્યાં તો એ રળિયામણા સ્વીટ્ઝર્લેન્ડમાં રહેવાનું છોડીને મારે ત્યાંની હોસ્પિટલની ચાર દિવાલો વચ્ચે પૂરાવું પડ્યું. ત્યારે પણ આશુએ મને કશું કહ્યું નહિ કે શા માટે તે મને આવો આગ્રહ કરે છે. મને કોઈ એવી શારીરિક તકલીફ પણ નહોતી કે જે માટે મને પોતાને, પણ ઇલાજ માટેની ઇચ્છા થાય. અને છતાં મારે ખુશ થવાથી ફરજ પડી. આશુને ખુશ રાખવાની ફરજ પહેલી હતી તે હું સમજતી હતી.

'મારા પર સફળ શસ્ત્રક્રિયા થઈ. શરીરમાંથી કેટલાક અવયવો બદલવામાં આવ્યાં. મને સહેજ પણ તકલીફ જેવું ન લાગ્યું. અને ચારેક માસમાં હોસ્પિટલની એ બધી સગવડો સાથે મારે જાણે કંઈ લેવાદેવા ન હોય તેમ તે બધી છોડીને એ હરિયાળી ભૂમિના એક શાંત પ્રદેશમાં અમે રહેવા લાગ્યાં. મારું શરીર એ નિસર્ગની રળિયામણી ભૂમિ પર દિવસે દિવસે વધુ ને વધુ સુધરતું જ ચાલ્યું. અને એ મહાન શસ્ત્રક્રિયા મારા પર થઈ છે તેની ખબર મને પોતાને પણ ન રહી.

'આશુએ મારી ખુશી માટે લીધેલી— રાખેલી આ ધગશ આખરે સફળ થઈ તેથી તેના સંતોષનો તો પાર જ નહોતો. એ સંતુષ્ટ અને પ્રફુલ્લ આશુ સાથે અમે સ્વીટ્ઝર્લેન્ડની રમણીય ભૂમિ ઉપર ખૂબ લહેરથી હર્યાં ફર્યાં, લીલીછમ વનરાજીવાળા એ પ્રદેશના ડુંગરાઓ ખુંદ્યા, સરોવરોની સહેલગાહ કરી અને ગ્રામ્યપ્રદેશોની મહેમાની ચાખી.

'પાછાં ફરીએ તે પહેલાં બીજા થોડા દેશો ફરવાની ઇચ્છા હોવા છતાં આશુને મારા કરતાં જલદી ઘર સાંભર્યું હતું એટલે અમે સીધાં સ્વદેશમાં જ આવી પહોંચ્યાં. આશુ સાથે જીવનની મીઠી મોજ માણવાની મનેય હવે તાલાવેલી લાગી હતી એટલે ઘર મનેય સાંભર્યું હતું. અને ઘરની યાદ પણ એટલી જ તરબતર બની હતી.

'આશુને હતું કે હવે મારી બાળક-ભૂખ સંતોષાશે. પણ મારામાંથી એ વૃત્તિએ જાણે દેશવટો જ લીધો હતો ! મેં પણ ઘણા પ્રયત્નો કર્યા કે સ્ત્રી-સહજ મારી બાળક-ઝંખના કેમ અલોપ થઈ ગઈ? પણ તે ન જાગી તે ન જ જાગી. જે ઝંખના સંતોષવા આશુએ ત્રણ વરસનો વિદેશવાસ કર્યો, જાતની પણ પરવા કર્યા વિના, રાત દિવસ જોયા વિના મિલ્કતનો સંગ્રહ કર્યો, અને મને એ જ મિલ્કતને સહારે સફળ શસ્ત્રક્રિયા કરાવી, એ બધાંનું મૂલ્ય કંઈજ નહિ ?

'અને છતાંય બાળક માટેની મારામાં હતી એ તાલાવેલીનો એકેય અંશ મને ન દેખાયો તે ન જ દેખાયો. આશુ મારી એ ભૂખ જાગૃત કરવા અનેક પ્રયત્નો કરવા લાગ્યો. ક્યારેય બાળકો તરફ પ્રેમ ન ઉભરાવતો આશુ સગાંસંબંધીઓનાં નાનાં નાનાં ભૂલકાંઓને રમાડતો, તેડતો મને એ તરફ આકર્ષવા પ્રયત્નો કરવા લાગ્યો. પોતે પણ બાળકપ્રેમમાં તરબોળ બની ગયો. મારી પાસે હંમેશ બાળકની જ વાત કરવા લાગ્યો. અને આપણું પોતાનું એકાદ બાળક હોવું જ જોઈએ એવી એના મનની ઊંડી ઊંડી ઝંખના મારી પાસે વ્યક્ત કરવા લાગ્યો.

'છતાંય મારામાં બાળકની ઝંખના ન જ જાગી. એ બારી જ જાણે સાવ બંધ થઈ ગઈ હતી. બાળકો પ્રત્યે તિરસ્કાર નહોતો આવી ગયો, પણ બાળકને જોતાં જ ઘેલી ઘેલી થઈ જતી એ મારી વૃત્તિમાં એકાએક પલટો આવી ગયો હતો. કોઈનું પણ બાળક જોઈ ને મારા મનમાં થતી પેલી વૃત્તિ હવે રહી જ નહોતી. મારે પણ આવું જ બાળક હોય તો તેને કેવી સરસ રીતે ઉછેરું, વહાલ કરું વગેરે વિચારો ક્યારેય ઉદ્ભવતા જ નહોતા. અને હવે મારી જ વૃત્તિ આશુમાં પ્રબળ સ્વરૂપ પકડતી જતી હતી. આશુને પોતાના બાળક માટે ઊંડી ઝંખના જાગી હતી. અને તે એટલી



દ૦ બા૦ કાલેલકર

# આત્મસાધના

માણસના મનની શાંતિ માટે અધ્યાત્મ તરફ વળવાનું આપણી આર્યસંસ્કૃતિનું મહામૂલું શસ્ત્ર આપણને આ લેખમાં કાકાસાહેબ સમજાવે છે. મંગલ પ્રભાતમાંથી અનુવાદ કરીને અહીં આ લેખ રજૂ કરવામાં આવેલ છે.........

અમારા બાળપણમાં દીવાસળી સારી નહોતી આવતી. ક્યારેક ક્યારેક આઠ-દસ કે વધારે સળીઓ ઘસ્યા પછી એકાદ સળી સળગતી હતી. તે વખતે અમે કહી શકતા કે જે સળીને છેડે લાલ અથવા કાળો મસાલો નથી એ તો સળગશે જ નહીં, પણ જે સળીનો મસાલો નરમ છે અને જલદી ઉખડી જાય છે એ પણ નહીં સળગે. અને જો સળી ભેજવાળી હવાને કારણે નરમ થાય તો પણ સળગતી નથી. ન સળગવાનાં આવાં અનેક કારણો અમે આપી શકતા હતા, પણ ક્યારેય છાતી ઠોકીને એમ તો નહોતા જ કહી શકતા કે આ બધા દોષો નહિ હોય તો સળી સળગશે જ. અમે એટલું જ કહી શકતા કે દીવાસળી નહિ સળગવાનાં બધાં કારણો અમે શોધી કાઢ્યાં; એને લીધે દીવાસળી સળગશે નહીં, એટલું તો અમે છાતી ઠોકીને કહી શકીએ છીએ, પણ એ વિશ્વાસપૂર્વક નહોતા કહી શકતા કે બધા દોષો દૂર કરીને દીવાસળી સળગશે જ.

આત્મખોજનાં સાધનોની આજ સુધી આ જ સ્થિતિ છે. કયા કયા દોષને લીધે માણસને આત્મજ્ઞાન ક્યારેય નહીં થાય એ આપણે બતાવી શકીએ છીએ. એવા જ્ઞાનથી આપણને ખૂબ ફાયદો થયો છે, કારણ કે એટલી સાધના કર્યા વગર છૂટકો જ નથી એ તો આપણે સમજી ગયા. પણ એ જ્ઞાન છેવટે તો અધૂરું જ હતું.

આવી હાલતમાં આત્મખોજનો રસ્તો જાણવાવાળા સત્પુરુષોએ કહ્યું કે આત્મારામ અથવા આત્મ-ભગવાન જેને પસંદ કરશે, તેને જ આત્મદર્શન થશે. કોને આત્મદર્શન નહિ થાય તે આપણે જાણીએ છીએ. અને તેના દોષ દૂર કરવાની સાધના આપણે બતાવી શકીએ છીએ. પણ એવો વિશ્વાસ નથી આપી શકતા કે સાધના પૂરી થયા પછી આત્મદર્શન થશે જ.

એ તો એની દયા પર છવે છે. આ 'કૃપાવાદ' ને અંગ્રેજીમાં 'Doctrine Grace' કહે છે. ભૌતિક ક્ષેત્રમાં હો કે આધ્યાત્મિક ક્ષેત્રમાં હો, અનિશ્ચિતતાનું પ્રમાણ જેટલું ઓછું થઈ શકે તેટલું સારું. જે નિયમ પર આપણે અટલ વિશ્વાસ ન રાખી શકીએ તેના પર આપણે મુસ્તાક શી રીતે બની શકીએ?

આપણે રેલની કે વિમાનની મુસાફરી એટલા માટે કરીએ છીએ કે આપણને વિશ્વાસ છે કે એંજિન બરોબર કામ આપશે અને ઠેકાણે જ પહોંચાડી દેશે. જો કોઈ કહે કે વિમાનનું એંજીન અધવચ્ચે કદાચ બંધ થઈ જશે, એનો કાંઈ નિયમ નથી, તો એ વિમાનમાં કોઈ મુસાફરી કરશે કે કેમ તે ન કહી શકાય. સાધનમાં જેટલો ભાગ અનિશ્ચિત રહ્યો ત્યાં સુધી અધ્યાત્મનું વિજ્ઞાન અધૂરું જ છે. જે વાત આપણે પૂરી જાણતા નથી તેને 'માયા' કહેવી અને ભગવાનની 'કૃપા' પર છોડી દેવું તે ખોજની કમી જ કબૂલ કરવા બરોબર છે.

કઠોપનિષદમાં એક શ્લોકમાં ચોખ્ખું કહ્યું છે કે,

> नाविरतो दुश्चरितान् नाशान्तो नासमाहितः ।
> नाशान्त मनसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥

'જે માણસ દુરાચારથી ભાગતો નથી. જે અશાંત છે, જેની બુદ્ધિ સમાન ભૂમિકા સુધી નથી પહોંચતી, જેનું મન અશાંત-ચંચલ રહે છે, તે ફક્ત શાસ્ત્રજ્ઞાનથી, બુદ્ધિવાદથી, આ આત્માને નહીં પામી શકે.'

આ શ્લોકથી આત્મખોજની એ સાધના બતાવી, જેમાં દોષો દૂર કરવાના છે— દુરાચારને છોડવા જોઈએ, અશાન્ત પ્રવૃત્તિઓથી મુક્ત થવું જોઈએ, મનને પણ ચંચલતાથી મુક્ત કરીને સમાધિ સ્થિતિ સુધી પહોંચવું જોઈએ, એટલે કે બુદ્ધિને સ્થિર કરવી જોઈએ, સમાનાવસ્થા સુધી પહોંચવું જોઈએ.



કિશનસિંહ ચાવડા

# ચંદનનો સાબુ

બહારની સુગંધ પણ માણસના અંતરને કેવું સુગંધિત બનાવી દે છે તેની તાદૃશતા રજૂ કરતી આ એક સરસ કહી શકાય તેવી વાર્તા છે. માણસના મનને ચલાયમાન કરતી દુર્વાસનાને ચંદનની સુવાસ, તેની મહેક કેટલું નિર્મળ અને સુવાસિત બનાવી મૂકે છે તે આ વાર્તાના શબ્દશિલ્પીએ સરસ રીતે રજૂ કર્યું છે........

આજે ઘણે વખતે કુલીનને ઇચ્છા થઈ કે કોઈ મીઠી સુગંધભર્યાં સાબુથી નાહવું, તરત જ બૂમ પાડી : 'મેરી, એક ચંદનનો સાબુ જલદી લઈ આવ નીચેથી.' મેરી એના યજમાનના ઘરની વહાલસોઈ કામ કરનારી છોકરી છે. વિનમ્ર અને આજ્ઞાધારક. જન્મે-ધર્મે ખ્રિસ્તી. બ્રાહ્મણના કુટુંબમાં નિષ્ઠાપૂર્વક કામ કરી કરીને એણે સ્વજન જેવું પદ પ્રાપ્ત કર્યું છે. રૂપ ન મળે પણ અંતઃકરણ સ્ત્રીનું. સ્વભાવે કોમળ અને કોઈ પણ કામની ના નહીં. ગમે તે બોલાવે, ગમે ત્યારે બોલાવે, હસતી હસતી હાજર.

મેરી વિષે હજી કુલીનની વિચારમાળા ચાલે છે ત્યાં તો ચંદનનો સાબુ લઈને એ આવી પહોંચી. એના યજમાનનું કુટુંબ મોટું છે પણ સ્વચ્છતા તો એ કુટુંબની જ. એ સ્વચ્છતાનું નિર્મળ ધોરણ સાચવવા માટે સાધનો કરતાં સચ્ચાઈ અને નોકરો કરતાં જાત-મહેનત કેવું રૂડું પરિણામ લાવે છે તેનું આ કુટુંબ ઉદાહરણ છે. દરેકે દરેક માણસ પોતાનું કામ કરે અને દરેક માણસ બીજાનું કામ પણ પોતાનું જ સમજીને કરે. એ કુટુંબમાં ગોઠવાતાં અને સ્વાભાવિક થતાં કુલીનને જરા વખત લાગ્યો. પણ કુટુંબીજન થઈ ગયા પછી એને અનહદ આનંદ આવ્યો.

આ કુટુંબમાં પોતાને પૈસે કુલીને પહેલી વાર કોઈ વસ્તુ મંગાવી. તે દિવસે ચંદનના સાબુથી નિરાંતે નાહ્યો. એટલું જ નહીં, ચારપાંચ દિવસ રહ્યો ત્યાં સુધી રોજ એનાથી નાહવાનો આનંદ લૂંટ્યો અને કામ પૂરું થયું એટલે ચારપાંચ દિવસનું કુટુંબસુખ માણીને એણે વિદાય લીધી.

ઘેર આવ્યા પછી કુલીનના મનમાં એ કુટુંબ વિષે વિચારો આવ્યા જ કર્યા. આટલા બધા માણસો ! દરેકનો સ્વભાવ જુદો, દરેકનું બંધારણ જુદું, દરેકનો રસ અને પસંદગી જુદાં. છતાં કુટુંબમાં કેવો સ્વાભાવિક મેળ બેઠો છે ! અને એને કારણે પારકો મહેમાન પણ ત્યાં કેવો સ્વજન જેવો થઈને સ્વાભાવિક બની જાય છે ! દંભ તો ત્યાં દેખાતો જ નથી, કારણ નિખાલસતા છે, સેવાબુદ્ધિ છે, સ્વાર્થની ખેંચતાણ નથી. અવિભક્ત કુટુંબનું સૌન્દર્ય છે, આપભોગથી કોઈ ડરતું નથી. આ કુટુંબજીવનમાં રોપાયલો સંવાદિતાનો પાયો સ્નેહનીતરતી માણસાઈ છે.

કુલીનને એક બીજો વિચાર છોડતો નથી. સુખ, શાથી મળે? આ કુટુંબને જોયા પછી એને ખાતરી થઈ હતી કે પૈસાને તે સુખને આદવેર છે. ઘણાં ઐશ્વર્યવાન કુટુંબોને ઐશ્વર્યને કારણે એણે પામર બનતાં જોયાં હતાં. ઐશ્વર્ય આવે છે ત્યારે માણસને જીવનમાં અવનવો ઉત્સાહ આપે છે. પછી એને સાચવવા માણસ આકાશપાતાળ એક કરતો થઈ જાય છે. સ્વાર્થની પકડ જેમ જેમ જીવન પર ભીંસાતી જાય છે તેમ તેમ જીવનથી શ્રી ઓસરવા માંડે છે. એમાંથી પછી આખરે પામરતા જ જન્મે છે.

ત્યારે આ કુટુંબમાં તો કુલીને ઊલટું જ જોયું હતું. એક વખત ઐશ્વર્ય અહીં હતું ત્યારે પણ આ લોકો આવાં જ સ્નેહાળ અને સેવાબુદ્ધિવાળાં હતાં. આજે ઐશ્વર્ય નથી. પ્રમાણમાં ગરીબાઈ છે, છતાં જીવનના રૂપમાં કેમ ફેર પડ્યો નથી? કુલીનને થયું કે ઐશ્વર્યની ઇમારત જો ખાનદાનીના પાયા ઉપર ઊભી હોય તો પછી એના ખંડેરમાં પણ જીવન ટકે છે. બસ, જીવનના આ અત્તરથી જ કુલીન આ કુટુંબ તરફ આકર્ષાયો હતો અને એ જ્યારે આ કુટુંબમાં આવતો ત્યારે જિંદગીની તાજગી લઈને પાછો ફરતો.

ત્રણચાર મહિના પછી કુલીનને કામ માટે પાછું એ મોટા શહેરમાં આવવું પડ્યું અને વાત તો એમ હતી કે કારણ મળતાં જ એ અહીં આવવાનું ચૂકતો નહીં. એને પણ નિર્મળ સ્નેહનું વ્યસન પડ્યું હતું.



છે. એટલે એને જ્યારે પાછું મોટે શહેર જવાનું થયું ત્યારે આનંદ થયો. ફરીથી થોડો સમય સ્વજનો સાથે રહીને થોડી તાજગી મેળવી લેવાશે. સ્નેહની હૂંફથી નયનોમાં નવું નૂર આવશે. ચહેરાની જરી રોનક ફરી જશે.

કુલીન જ્યારે જતો ત્યારે માત્ર એને જ આનંદ નહોતો થતો ત્યાં ઘરના સર્વ માણસોને એકસરખો નિર્મળ આનંદ આવતો. આ નિર્મળતા જ નિખાલસતાને સ્વેચ્છાએ નિભાવતી અને એમાંથી જ સંવાદ સજીવન રહેતો.

મોટરમાંથી ઊતરીને કુલીને ઘંટડી વગાડી. બારણાં ઊઘડતાંની સાથે જ જાણે ખુશીની ખુશબો નીકળી પડી. ઘરમાં સ્મિતની સુરખીથી ખુશી હસી પડી. એ હાસ્યના સુગંધિત વાતાવરણમાં ગીતાએ સરસ ચા પીવડાવી. ચાના એ આખા સમારંભને ગીતાએ પોતાની હાજરી અને નિખાલસતાથી સ્મરણીય બનાવી દીધો. હજામતની સાથે સાથે પોતાના કામને બાજુએ મૂકીને ગજુભાઈએ વાર્તાલાપનો સ્વૈરવિહાર આરંભ્યો. જવાહરલાલ નેહરુથી માંડીને શેરદલાલ જીવણલાલ સુધીનો વિશાળ પ્રદેશ એમણે આસાનીથી આવરી લીધો અને કુલીનના સ્નેહલગ્નથી માંડીને પોતાની કુંવારી ગૃહસ્થી સુધી બિચારી પ્રીતિને રખડાવી. એ રખડપાટમાં કુલીનની હજામત સરસ થઈ ગઈ. પોતાના ગાલે હાથ ફેરવીને એની કુમાશ ઉપર પોતે જ મુગ્ધ થઈ ગયો.

નવ તો હજી વાગવાના હતા ત્યાં બાની બૂમ પડી, 'બાથરૂમ ખાલી છે.' કુલીન પોતાનો ટુવાલ ભૂલી ગયો હતો. માગતાંની સાથે જ બાએ એમના જૂના ઐશ્વર્યના અવશેષ સમો એક મોટો રૂંછડાંવાળો મખમલ જેવો કુમાશભર્યો ટુવાલ કાઢી આપ્યો. કુલીનને થયું કે આ ટુવાલનો સદુપયોગ કરવા માટે તો આજે માથું ચોળીને નાહવું જોઈએ. એને આ શહેરનું ઠંડું પાણી બહુ ગમતું. બાથરૂમમાં જઈને પહેલી મિનિટ તો એ લોટેલોટા પાણી માથે જ રેડતો. આજે પણ એણે એમ જ કર્યું. માથું ચોળવા જ્યાં સાબુ લેવા જાય ત્યાં તો 'લાઈફબોય'ને બદલે બીજો જ સાબુ હાથ આવ્યો. સૂંઘીને જોયું તો એ જ ચંદનનો સાબુ. ગઈ વખતે મૂકયો હતો તેવો જ—તે જ.

એની વિચારમાળા તરંગોના વિમાને ચઢી. ગઈ વખતે એ કહેવાનું ભૂલી ગયો હતો કે આ સાબુ પોતાને એકલાને માટે હતો જ નહીં. આ તો આખા ઘરને માટે હતો. એણે નાહવાનું બંધ કર્યું. ટુવાલ લપેટીને બહાર નીકળ્યો. ગીતાને બૂમ પાડી. મધુરીને બોલાવી. ગજુભાઈ દોડતા આવ્યા. કુલીને કહ્યું કે આઠ દશ મહિનાથી આ સાબુ, કેમ હું આવું છું ત્યારે મારી સામે જ હોય છે? બહેનો તો બન્ને કશું બોલી નહીં, પણ ગજુભાઈ સ્વાભાવિકતાથી બોલી ઊઠ્યા કે તમારો છે માટે. કુલીને જરા સંકોચાઈને, કંઈક શરમાઈને પણ દિલની સચ્ચાઈથી કહ્યું કે એ તો આખા ઘર માટે હતો. એટલામાં બા બોલી ઊઠી : 'લો ત્યારે, આ નાની માયાને નવડાવો. એને તમારા ચંદનના સાબુની વાસ બહુ ગમે છે.' વાત પૂરી થઈ. માયાને લઈને કુલીન પાછો બાથરૂમમાં ગયો. માયા છોકરી મીઠડી ને ગભરુ, રૂપાળી ને હોશિયાર. એને નવડાવીને પછી એ નાહ્યો. કુલીનને એમ લાગ્યું કે ચંદનના સાબુનો હવે સાચો ઉપયોગ થયો. એને કાળજે કંઈક ઠંડક પણ વળી.

પોતાનું કામકાજ પૂરું કરીને કુલીન સાંજે પોતાની મિત્ર સુનંદાની ખબર કાઢવા ડૉ. મહેતાની હૉસ્પિટલમાં ગયો. સુનંદાને ઘણે વખતે કુલીને જોઈ. હજી એની તબિયત જોઈએ તેવી સ્વસ્થ થઈ નહોતી. એનું મૂળ તેજ પાછું આવ્યું નહોતું. એના મુખ પર હજી પેલું પરિચિત નીરોગી નમણું સ્મિત ગેરહાજર હતું. પણ કુલીનને જોઈને સુનંદાને ખૂબ ખુશી થઈ. એના અંતરનો આનંદ એના ચહેરા ઉપર ઊપસી આવ્યો. બન્ને નિરાંતે બેઠાં. અલકમલકની ખૂબ વાતો કરી. સુનંદાના આગ્રહથી કુલીન જમ્યો પણ ત્યાં જ. મધરાતે સુનંદા ઉપર હૃદયરોગનો હુમલો થયો. કુલીને તરત જ ડૉક્ટરને બોલાવવાની વાત કરી. પણ સુનંદાએ કહ્યું કે એ તો ક્યારેક આવે છે ને શમી જાય છે.



ઈશ્વર પેટલીકર

# સેવાની તાલીમ

સામાજિક સેવા કરતાં આપણાં કેટલાંય સમાજસેવકો એ કાર્યને લાયક છે કે નહિ એવો આપણે ઠરીને વિચાર કરીએ તો સમજાય. એ માટે અભ્યાસ અને તાલીમ પણ જરૂરી હોવાં જોઈએ. એવી આવડત જ્ઞાન વિના ક્યાંથી થાય ? વડોદરા આકાશવાણીના સૌજન્યથી આ લેખ રજૂ થાય છે.........

સામાજિક સેવાની ધંધાદારી તાલીમનો વિચાર કરતાં મને મારા એક મુરબ્બી યાદ આવે છે. આજે એમની ઉંમર ૬૧ વર્ષની છે. છેલ્લાં ૩૫ વર્ષથી તેમણે સમાજનું જ કામ કર્યું છે. જુવાન વયે અસહકારની ચળવળમાં તણાયા અને એ રંગે રંગાઈને સ્વરાજ્યની લડતોમાં ભાગ લીધો, જેલમાં ગયા અને બીજા વખતમાં સમાજનું, ગામનું જે કામ આવી મળ્યું તે એમણે કર્યે રાખ્યું. આજે જિંદગીની ઉત્તરાવસ્થાએ એ સેવા બદલ એમને આત્મસંતોષ થવો જોઈએ અને લોકોએ એમને સેવા બદલ સન્માનવા જોઈએ. પરંતુ પરિણામ એથી ઉલટું આવ્યું છે. રાજાને પ્રજા જેમ પદભ્રષ્ટ કરે તેમ લોકોએ એમને સેવાક્ષેત્રેથી પદભ્રષ્ટ કર્યા છે. એમના પ્રત્યે જે માન હોવું જોઈએ તે લોકોમાં જોવા મળતું નથી. અને એમને પણ લોકો પ્રત્યે એટલો જ રોષ છે. ગામના લોકો તદ્દન નકામા છે. આ ગામમાં તો કંઈ કરવા જેવું જ ન હતું !

આવા પ્રત્યાઘાત એકાદ સેવકના હોય છે તેમ પણ નથી. સમાજક્ષેત્રે નાનું મોટું કામ કરવા નીકળનાર ઘણા સેવકોને કંઈ ને કંઈ સમાજ વિષે ફરિયાદ હોય છે. અને એ કારણે એવા સેવકો વહેલામોડા લોકોથી થાકીને સેવાકામ છોડી દે છે અને બીજા કોઈ ઉત્સાહી યુવકો સેવાક્ષેત્રે પડવા માગતા હોય તેને પોતાના કડવા અનુભવો કહીને નિરુત્સાહ કરી દે છે. તો સવાલ એ થાય છે કે શું સેવા કરવી એ ખોટું છે? લોકો નગુણા છે ? કે આ સેવકોનો કંઈ દોષ છે ? સેવા કરવી એ ખોટી છે એમ તો કોઈ કહી શકે તેમ નથી. વળી મનુષ્યસ્વભાવમાં નબળાઈ અને સબળાઈ પડેલાં છે એટલે એ નગુણા હશે તો તો સગુણા પણ એટલા જ છે. તો પછી દોષ સેવકનો જ રહ્યો ને ? જે સેવકો પોતાનો ધંધો છોડી, કમાવાનો સ્વાર્થ છોડી, લોકોનું કામ કરવા તૈયાર થયા હોય તેમને દોષિત તો કેમ કહેવાય ? પરંતુ જે મુરબ્બીનો મેં ઉલ્લેખ કર્યો અને એવા બીજા જે મિત્રો સેવાક્ષેત્રે પડ્યા પછી લોકો વિષે ફરિયાદ કરે છે, તેમના અનુભવ વિચારું છું ત્યારે મને થાય છે કે આ બધા સેવકોને જો સામાજિક સેવાની તાલીમ મળી હોત તો વિશેષ સારું પરિણામ આવી શક્યું હોત.

આપણો દેશ પરતંત્ર હતો ત્યાં સુધી તો પરદેશી સરકારને પ્રજાના વિકાસની પડી ન હતી એટલે દેશદાઝને વશ થઈ, સ્વરાજ્યની ચળવળમાં બીજા ક્ષેત્રે જે થોડા ઘણા નિસ્વાર્થી સેવકો મળ્યા તેમણે તેમનાથી બન્યું તે કામ કર્યું. પરંતુ આઝાદી પછી આખા દેશનો સર્વાંગી વિકાસ કરવાનું લોકશાહી સરકારનું ધ્યેય છે. અને તે ધ્યેયને પહોંચી વળવું હોય તો થોડા નિસ્વાર્થી સેવકો છે, જે સેવા બદલ કંઈ વેતન લેતા નથી, તેમનો જીવનનિર્વાહ વારસાગત તેમને મળેલી મિલકતમાંથી ચાલતો હોય છે. સમાજવાદી સમાજરચનામાં મૂડી ઉપર જીવવાને બદલે કામ ઉપર, સીધા પોતાના કાર્ય ઉપર જીવવાનો આદર્શ સ્વીકારવામાં આવ્યો છે, ત્યારે સામાજિક સેવા ધંધા તરીકે સ્વીકારનાર જુવાનો મળી આવે તો જ દેશના એ મોટા કામને પહોંચી વળાય. જીવનનિર્વાહ એમાંથી મેળવવાનું શકય બને તો સામાન્ય સ્થિતિનાં યુવકયુવતી એને કાર્યક્ષેત્ર તરીકે સ્વીકારે, તો જ સામાજિક વિકાસમાં ઝડપી ગતિ આવે અને ધંધા તરીકે સામાજિક સેવાને સ્વીકારે એટલે એની તાલીમ લેવી અનિવાર્ય બને. આથી તાલીમ પામેલા ધંધાદારી સેવકો સમાજને પૂરતા પ્રમાણમાં મળી રહે. પરંતુ આપણું લોકમાનસ સેવાને ધંધા તરીકે જોવા ટેવાયેલું નથી એટલે ધંધાદારી સેવકોને આદરથી જોતું નથી. એનો પ્રત્યક્ષ પુરાવો શિક્ષકોનું સમાજમાં માનભર્યું સ્થાન નથી તે છે. આપણા દેશમાં શિક્ષણ એ ધંધો



થઈશું ત્યારે ધંધા તરીકે સામાજિક સેવામાં પડનાર શકિતશાળી વ્યકિતઓ આપણને મળતી થશે.

સ્વ. મહાદેવભાઈ દેસાઈના સ્મારકમાં અમદાવાદ ગૂજરાત વિદ્યાપીઠમાં સમાજસેવાનું મહાવિદ્યાલય ચાલે છે. તિનિત સુધીની કક્ષાનો અભ્યાસ પૂરો કર્યો હોય તેને એ મહાવિદ્યાલયમાં દાખલ કરવામાં આવે છે અને ત્રણ વર્ષનો મહાવિદ્યાલયનો અભ્યાસ પૂરો કરતાં સમાજસેવાના સ્નાતકનું પ્રમાણપત્ર મળે છે. પરંતુ બીજી ધંધાદારી કૉલેજોમાં જવા માટે વિદ્યાર્થીઓ જેટલી પડાપડી કરે છે, તેનો ત્યાં લગભગ અભાવ જોવામાં આવે છે. બીજા વિદ્યાલયોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઉભરાઈ જાય છે ત્યારે તેમાં ઘણા થોડા વિદ્યાર્થીઓ હોય છે. સમાજસેવાને ધંધા તરીકે સ્વીકારવાનું વલણ જેમ જેમ જુવાનોમાં વધતું જશે, લોકો એ કામ પ્રત્યે આદરથી જોતા થશે તેમ એ મહાવિદ્યાલયમાં સંખ્યા વધશે. બીજાં એવાં મહાવિદ્યાલય ઉઘાડવાની જરૂર પડશે. એવી જ રીતે કસ્તુરબા સ્મારક નિધિમાંથી ચાલતાં કેન્દ્રોમાં બહેનોને સામાજિક સેવાની તાલીમ અપાય છે. એ કેન્દ્રોનો હેતુ ગામડાંની બહેનોને સામાજિક સેવા મળે તે છે. એ કેન્દ્રોમાં ગ્રામસેવિકાઓ તૈયાર કરવામાં આવે છે. કોઈ શિક્ષણનું કામ લે છે, તો કોઈ નર્સનું કામ લે છે. નાનાં ગામોમાં આવી તાલીમ પામેલી બહેનો બાલવાડી અને વૈદકીય કામ મુખ્ય કરે છે અને સાથે સાથે ગામની બહેનોમાં સામાજિક જાગ્રતિનું કામ કરે છે. હરિજન સેવકસંઘ તરફથી એના સેવકો અસ્પૃશ્યતા અને બીજાં એમનાં કામ હાથ ધરી એ સમાજની સેવા કરે છે.

ભારત સેવક સમાજ તરફથી અવારનવાર જુદા જુદા ભાગોમાં શ્રમશિબિરો અને અભ્યાસશિબિરો યોજવામાં આવે છે અને સમાજસેવાની થોડીઘણી તાલીમ મળે તે હેતુ લક્ષમાં રાખવામાં આવે છે. ટૂંકા સમયની આ શિબિરોની પ્રવૃત્તિ વરસો વરસ વધતી જાય છે; એ સામાજિક જાગ્રતિનું લક્ષણ બતાવે છે. પંચવર્ષીય યોજનાના એક ભાગ તરીકે સરકારે રાષ્ટ્રીય વિસ્તરણ યોજના તૈયાર કરી છે. એનો મુખ્ય હેતુ ગામડાંનાં સામાજિક જાગૃતિનો છે. પહેલી પંચવર્ષીય યોજના દ્વારા એનો લાભ હજુ થોડાં ગામોને મળ્યો છે, પરંતુ બીજી પંચવર્ષીય યોજનામાં તેનો લાભ બધાં ગામોને મળશે, તે લક્ષ રાખવામાં આવ્યું છે. ધંધા તરીકે સેવાનું કામ સ્વીકારાય છતાં એમાં ભાવના ભળે તો કેટલું સરસ કામ થઈ શકે, તેનો અનુભવ મને મહેમદાવાદ તાલુકાના ગામોમાં એ યોજના હેઠળ જે કાર્ય થયું છે, તે દ્વારા થયો છે. [ એ યોજનાના મુખ્ય અમલદાર તરીકે શ્રી. પરમાર મામલતદાર અને તેમના હાથ નીચે શ્રી. કમળાબહેને જે કામ કર્યું છે, તે સંતોષકારક છે, ઉત્સાહપ્રેરક છે. ]

મહેમદાવાદ તાલુકાના લાલી ગામની જાગૃતિ મને નજરે જોવાની મળી છે, તે ભુલાય તેવી નથી. ગામડાંઓમાં અસ્પૃશ્યતાનું જોર હજુ પણ ઘણું છે. તે સ્થિતિમાં હરિજનો સાથે ગામલોક પ્રીતિભોજન કરે, કૂવે–વોટરવર્કસના નળે સાથે પાણી ભરવા દે, ગૃહવ્યવસ્થા માટે આખા ગામમાં બહેનોની 'ગૃહિણી ગૃહ વ્યવસ્થા'ની હરીફાઈ થાય, તેમાં એકેએક ઘર ઉમંગથી ભાગ લે અને એક હરિજન બહેનને એનું પ્રથમ ઇનામ મળે, તે કેટલી ભારે જાગૃતિ? આજે શહેરોમાં પણ જાહેર સભામાં બહેનોની સંખ્યા અલ્પ હોય છે, તો ગામડામાં મુદ્દલ જોવા મળતી નથી, લાલીમાં બહેનો પણ સરખી સંખ્યામાં હાજર હોય તે વિસ્તરણ યોજનાના કામ સિવાય ભાગ્યે બને. બહેનોએ હજુ લાજ–ઘુમટો કાઢયો નથી, પરંતુ નવીન સ્થપાયેલા મહિલા મંડળમાં એક બહેન કાયમ કામ કરવા નિમાનાર છે. તે સિવણ, ગૃહવ્યવસ્થા, ગરબા, બાળઉછેર વગેરે શિક્ષણનું કામ કરશે તે સાથે ઘુમટો પણ ચાલ્યો જશે. થોડા દિવસ ઉપર ડૉ. જીવરાજ મહેતા એ ગામે પધાર્યા ત્યારે સભાનું આખું સંચાલન ગામની બહેનોએ કર્યું અને ભાઈઓને બતાવી આપ્યું કે અમે પણ તમારી સાથે ઊભાં રહીને જાહેર કામ કરી શકીએ તેમ છીએ!

રાષ્ટ્રના સર્વાંગી વિકાસ તરીકે રાજકીય, આર્થિક,



નાનુભાઈ દવે

# સ્નેહની ભૂખ

સ્નેહનું ભૂખ્યું કોણ નહિ હોય ? તેમાંય વિચાર કરતો, વિચારોને અમલમાં મૂકતો કાળામાથાનો માનવી તો સ્નેહ ન મળે ત્યાં કેવો આકળ-વિકળ થઈ જાય છે ? અહીં આ વાર્તામાં આવી જ એક વિચાર-રજૂઆત કરતી આ વાર્તાની નાયિકા અપણી નજરે ચડે છે........

'ભાગી ડોશી, ભાગ ભાગ !'

ગામના પાદરેથી આવતી ડોશીને જોઈ છોકરાંઓએ રમત બંધ કરી અને બૂમો પાડતા એની તરફ જવા લાગ્યા. કોઈકે રસ્તામાંથી કાંકરા ઊંચકયા તો કોઈકે ડોશીની ચાલની નકલ કરવા માંડી. બધા હસતા હતા, તાળીઓ પાડતા હતા. ડોશીએ જોયું-ના જોયું કરી એ એને રસ્તે જવા લાગી. ત્યાં છોકરાઓ એને ઘેરીને ઊભા રહ્યા.

'કયાં જઈ આવી ?' એકે પૂછ્યું.

'મસાણમાં રતો' બીજાએ જવાબમાં કહ્યું ને બધા હસ્યા.

'આમાં શું છે ?' કહેતાંને એક જણે એના હાથમાં બચકી હતી તે ખેંચી. 'બોર કોઠાં એવું બહુ વીણી લાવે છે' એ માન્યતાના આધારે આવી ખેંચમતાણી થઈ પણ ડોશી નીચે બેસી ગઈ. એના હાથમાં ઝાડની ડાળીની સોટી હતી છતાં એનું એણે શરણ ના લીધું. એટલામાં એક કાંકરો પડ્યો.

'ના મરાય, ભાઈ ના મરાય.' ડોશી માંડ સ્વગત બોલી. ને પછી છોકરાંઓને કહ્યું, 'જાવ હવે ઘેર જઈને ખાઈ લો.'

'તું શું ખાઈશ ?' કોઈકે પૂછ્યું.

'ખાઈશ રતો' કહી એણે બચકીને લપેટવા માંડી. એટલામાં દૂરથી ભસતો એક કૂતરો ત્યાં આવી ચઢ્યો અને આ ટોળામાં ફરતાં એણે ભસ્યે રાખ્યું. એને શું કહેવું હતું તે કોઈ સમજ્યું નહિ પણ કંટાળીને બધાં વેરાવા લાગ્યા ત્યારે જ એ શાંત રહ્યો ને ડોશીની સામે જોઈ પૂંછડી હલાવવા લાગ્યો. છોકરા ગયા એટલે ડોશી લાકડી લઈ ઊભી થઈ ને કૂતરો પૂંછડી હલાવતો આગળ દોડવા લાગ્યો.

પડી ગયેલા ઘરના કાટમાળને આઘોપાછો કરી, રહ્યા-સહ્યા છાપરા નીચે ડોશીએ મુકામ નાખ્યો હતો. બાજુમાં રોડાં વળીઓ તૂટી ગયેલાં બારણાં વગેરે પડયાં હતાં. ખૂણામાં એનાં એક બે માટીનાં ઠામ પડી રહેતાં. એની પડખે જૂના બારદાનના ગાભા પાથરી એ બેસતી. અંધારું થવા આવ્યું હતું. પણ એને દીવાની જરૂર ન હતી. કાખમાંથી છોકરું ઉતારે એમ એણે એનો લબાચો નીચે મૂક્યો. એમાંથી એણે વીણી આણેલાં છોડીઆં ને સૂકી ડાળીઓના કકડા કાઢ્યા. ને પછી ચૈડવો લઈ એ મંગીને ત્યાં પાણી પીવા ગઈ. પાછળ પાછળ કૂતરોયે ગયો.

મંગીએ એને પાણી રેડ્યું તે વડે હાથ મોં ધોઈ લીધાં ને થોડું પાણી પી લીધું.

'કશું ખાધું, ડોશી ?'

ડોશી હસી. એણે હાથના ઈશારે જણાવ્યું કે હવે કાલે વાત. 'તણખો આલીશ ?' એણે ચૂલા તરફ જોઈ કહ્યું.

મંગી નાળમાં દેવતા લાવી ને હાલ્લીમાં ઘેંશ વધી હતી તે પણ લાવી. 'જો હજી તો ઉની છે. જરા ખાઈ લે.' કહી એ નીચે ઊતરી. ને ડોશીના મુકામે જઈ એની તાવડી લૂછીને એમાં હાંલ્લી ઠાલવી આવી. 'જોજે પાછી રહેવા ના દઈશ.' જતાં જતાં એણે કહ્યું.

અંધારામાં ડોશી થોડી વાર બેસી રહી. પછી એણે બોખા મોંએ ફૂંકી ફૂંકીને ભડકો કર્યો ને ઉપર વધારે છોડીઆં મૂક્યાં. ને ઘેંશ પાસે લઈ એ અજવાળે ખાવા બેઠી. બેચાર કોળિયા ખાઈને એણે જોયું તો લાલીઓ એના તરફ મીટ માંડીને ઊભો હતો. ઊઠીને એણે પથ્થરની ચાટમાં ઘેંશ ઠાલવી ને લાલીઆને બૂચકાર્યો. કૂતરાએ ખાવા માંડ્યું એટલે વળી એ મંગીને ત્યાં જઈ ચૈડવો પાણી પી આવી.



એક કરીને સામાન જાળવીને પાછો ગોઠવી દીધો. બારીઓ ને બારણાં વાસી દીધાં. માત્ર રસોડું ને ખડકીમાં પોતાનો સમાસ રાખી એ બારણે આવીને બેઠી.

'બેઠાં કે, કાકી' કહેતો ગોર નીકળ્યો. એ જાણતો હતો તોયે સહુ ગયાંની વાત કાઢી. 'મેં તો ધાર્યું હતું કે રૂઢી કરાવશે, બે દહાડા તો જમાડશે પણ આ તો ખરા લોક. દક્ષિણા સરખીયે હાથમાં ના મૂકી ને હીંડ્યા ગયા!' એણે રોષ ઠાલવ્યો. ને પછી હળવેથી પૂછ્યું, 'તમને તો આલ્યું હશે, કાકી?'

'શું ભાઈ?'

'જતી વખતે પચાસ સો તો હાથમાં મૂકતા ગયા હશે.'

પણ કાકી તો એ લોકો ગયાં તે વાટ જ જોઈ રહી, કાંઈ ના બોલી. એના મનમાં સવાલ ઘોળાતો હતો— આવું જ કરવું હતું તો પછી અહીં આવ્યા શું કામ? આટલાં વરસ એનું નભ્યું તેમ નભી જાત. બે દહાડાનો સંસાર જોઈ એને હવે આ એકલતા આ તિરસ્કાર અસહ્ય લાગતાં હતાં.

એ પછીના દિવસોમાં બીજાઓ જોડે એણે બોલવાનું ઓછું કરી નાખ્યું. રાંધ્યું-ના રાંધ્યું કરી સવારસાંજ ખેંચવા લાગી. મળસ્કે તળાવે જઈ એ નાહી લેતી પછી ભાગ્યે જ બહાર નીકળતી. કામ લઈને કોઈ પાડોશી આવે તો એને મદદ કરવા લાગતી, એ વાત કાઢે તો સાંભળતી ને પૂછે તો જવાબ દેતી. પોતાનું દુઃખ ખુલ્લું કરી એ કોઈની સહાનૂભુતિ લેતી નહિ.

પણ બીજે વર્ષે આટલુંયે ના રહ્યું. તાલુકેથી અમલદાર આવ્યા એમની સાથે બીજા અજાણ્યા માણસો આવ્યા. ગામલોક કુતુહલથી ટોળે વળ્યું. શું હશે, હવેલીએ આટલા માણસ ક્યાંથી? ત્યાં થોડાં કાગળીયાં નીકળ્યાં, થોડી સહીઓ લેવાઈ. ને પછી ગોર એ કાગળીયાં લઈ ભાગીરથી પાસે ગયા.

'કાકી, આમાં સહી કરો.' એણે પાસે બેસીને કાગળીયાં બતાવ્યાં.

'મારી સહી? ભૂલતા હશો. સહી કરનાર અહીં ક્યાં રહે છે? તમે ક્યાં નથી જાણતા, ભાઈ!'

'એમણે તો ક્યારનીયે સહી કરી આપી છે, હવે તમારી એકલાંની સહી બાકી છે.'

'છે શું, તે કહોને મને.' એણે અકળાઈને પૂછ્યું.

'શું કહું કાકી! એ લોકોને શાથી સૂઝ્યું તે કોણ જાણે—પણ ગામની જમીન અને હવેલી બધું વેચી નાખ્યું. નવા માલિકો સરકારી માણસો લઈ કબજો લેવા આવ્યા છે ને હવે—'

'બીજું શું? બોલો ને ભાઈ—'

'તમારે આ જગા ખાલી કરવી પડવાની, બધું સોંપીને અહીંથી—' ગોરથી આગળ ના બોલાયું. એ કાગળીયાં ત્યાં મૂકી દઈ જતો રહ્યો. ને પછી તો ઘડીના છઠ્ઠા ભાગમાં સરકારી માણસોએ પોતાનું કામ પૂરું કર્યું. સહીઓ લેવાઈ ને તાળાં દેવાયાં.

'ભાગીરથી તું ક્યાં જઈશ?'

'હું શું જાણું?'

'પણ ખડકીએ તો તાળું દેવાશે ને પછી—'

ભાગીરથી બેબાકળી બની. એની આંખમાં પાણી ઉભરાયાં. એ અંદર જવા ગઈ પણ યાદ આવ્યું કે અંદર જવાનો યત્ન હવે ફોગટ છે. એને જવાનું તો બહાર છે. એણે પગ ઉપાડ્યો. નજર પાછી વાળીને ચોકમાં રહ્યા રહ્યા જેટલું દેખાય એટલું છેલ્લીવાર જોઈ લીધું. ને બીજી પળે પહેરેલે લૂગડે બહાર આવી એ ઊભી રહી.

ત્યાં નવા માલિક તરફથી કોઈ આવ્યું. એણે અધિકારીને કાનમાં કહ્યું ને એણે ભાગીરથીને જણાવ્યું: 'સારું, હમણાં ખડકીમાં રહો છો એમ રહો. મહિને બે રૂપિયા ભાડું આપજો, બસ.' એમ કહી બધા જવા ઊઠ્યા. પણ ભાગીરથી એમનાથી આગળ થઈ.



'ભલો મને ઓળખ્યો! ત્યારે મારો કાગળ આવ્યો છે ખરો. એમનેય ખબર તો છે ને?' બેસતાં ચન્દ્રકાન્ત બોલ્યો.

'છે સ્તો. પણ તમે કોણ હશો એ ડોશી નથી જાણતી. બિચારી કહે છે કે કોઈની ભૂલ તો નહિ થઈ હોય? એને કોણ સંભારે, હવે!'

'ખરું સ્તો, કેટલાં વરસ પહેલાંની વાત તે વખતે તો મારો જનમ પણ નહિ.'

'ક્યારે—ક્યારની વાત કરો છો?'

'અહીં એક મોટું ઘર છે ને, મોટી હવેલી—એ છોડીને ભાગીરથીબાઈને બીજે રહેવા જવું પડ્યું ત્યારની વાત કહું છું.' એમ કહીને એણે પસીનો લૂછ્યો.

'હા, એવું મેં પણ સાંભળ્યું'તું—ખરું-ખોટું કોણ જાણે. લોક હજુયે કહે છે કે આ હવેલી તો ડોશીની, પણ કોઈ માને!'

'ડોશી તો જાણે ને, એમને ના પૂછ્યું?'

'એ બાપડી શેની કહે?–એ તો કહે મારું તો એક જ ઠામ કે ઠેકાણું છે—'

'તે વળી ક્યું?'

'મસાણ–' મંગી હસી. 'ડોશી તો એવું જ બોલે છે. ને વાતેય ખોટી કેમ કહેવાય? એનું કોઈ નથી. આ પેલા ખંડિયેરમાં એકલી પડી રહે છે, ને સીમ આખીમાં રોજ ફર્યાં કરે છે. મોત–મોત કર્યાં કરે છે પણ એમ એ આઘું આઘું જાય છે.'

ત્યાં ભાગીડોશી આવતી દેખાઈ. માથે લાકડાંની નાની ભારી હતી, હાથમાં લાકડી હતી. શરીરે ફાટેલું એક વસ્ત્ર વીંટેલું હતું. મુકામ પર એનો અસબાબ મૂકી ચૈડવો લઈ એ મંગીને ઘેર આવી.

'લાવ બેન, રેડ પાણી—' એણે લાકડી ભીંતે ટેકવી.

'ભાગીરથીબાઈ, તમે જ ને —' ચન્દ્રકાન્ત બોલતાં ઊભો થયો.

'હા, ભાઈ, હું જ ભાગીડોશી, કોણ તમે?' એમ પૂછતી ડોશી જરા પાસે આવી.

ચન્દ્રકાન્તે એમને હેઠે બેસાડી પોતાનું ઓળખાણ આપ્યું. જેમણે પેલી હવેલી લીધેલી તેનો એ દીકરો. કાગળીઆં ઉકેલતાં એને ખબર પડી કે મકાનમાં જે બાઈ રહેતી તેની પાસેથી કબજો લીધેલો, એ બાઈ પાસે ખાલી કરાવેલું, એને કાઢી મૂકેલી. ક્યાં ગઈ હશે એ બાઈ? એણે પૂછપરછ કરી, ત્યારે એટલી ખબર મળી કે બાઈ હજુ હયાત છે, ગામમાં જ છે, પણ એનું કોઈ કરતાં કોઈ નથી. એટલે એ અહીં આવી ચઢ્યો.

'ચાલો હું હવેલી ખોલી આપું. તમે પાછાં એમાં રહેવા ચાલો.'

'ના, ભાઈ, મારે હવેલી શું કરવા જોઈએ?' ડોશીએ નન્નો વાસ્યો. પેલાએ બહુ સમજાવી જોયું. પણ એ એકની બે ના થઈ.

'ત્યાં ના રહેવું હોય તો તમને મારી જોડે લઈ જાઉં.' વળી આગ્રહ ચાલ્યો ને ખુલાસા થયા. પણ ડોશી વાત માને જ નહિ.

'તું પાછો જા, ભાઈ. શી વાત કે તેં મારી આટલી ખબર પૂછી. તું તે ભગવાનનો માણસ. પણ હવે આ ગામ, આ ઝાડ, આ મંદિરની ધજા, આ સીમ –એ બધું મૂકીને મારાથી બીજે ના જવાય. પાંદડું ખરી પડે ને આ માટીમાં મળી જાય એટલે પત્યું.' ડોશી મક્કમ હતી.

ચન્દ્રકાન્ત ઊઠ્યો ને ગાડી તરફ વળ્યો. મંગીએ એને સાદ પાડ્યો, 'ભાઈ જમીને જાવ, એમ ના જવાય.' ત્યાં તો ગાડીમાંથી એક પોટલું લઈને એ પાછો ફર્યો.

'તમે શીદને ફીકર કરો છો. નથી જવાનો હું. લ્યો ભાગીરથીબાઈ થોડાં કપડાં આણ્યાં છે તે તો લઈ લો.' એણે પોટલું ડોશીની પાસે મૂક્યું.

'ના રે, ભાઈ. હું ક્યાં રાખું? જે છે એ ઘણું છે.'



**ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી**

# દારૂનું વ્યસન

દારૂનું વ્યસન એટલું બધું વિશ્વવ્યાપી છે અને માનવજાતને ખરબાદીને પંથે લઇ જનારું છે કે તે વિષે આ તબીબી રીતે લખાયેલો લેખ ખૂબ માહિતી ભરપૂર થઇ પડે તેવો છે. એ વાંચીને વ્યસનીઓ પણ સાવ દારૂ છોડી દેવા તૈયાર થાય તો નવાઈ નહિ !........

જિંદગીની જંજાળોની ફીકરો, નાસીપાસી, બોજો અને માનસિક નબળાઈમાંથી છૂટવા ખાતર માનવી દારૂનો વ્યસની બને છે. આના ભોગ બનનારા નીચલા થરના માનવીઓની સાથે પૈસાદાર, સામાજિક પ્રતિષ્ઠાવાળા અને ભણેલા પણ હોય છે, પશ્ચિમના દેશોમાં સરાસરી દર ૭ વ્યસનીએ એક સ્ત્રી હોય છે.

અમેરિકાનાં કેટલાંક રાજ્યોએ દારૂડીઆ માટે ખરચો ભોગવવા કરતાં એમને નિર્વ્યસની બનાવવાનું સસ્તું જણાવાથી આ પ્રશ્ન પરત્વે ધ્યાન દોરાવ્યું છે.અમેરિકાની યુનિવર્સિટીઓ, પ્રયોગશાળાઓ અને ચિકિત્સાલયોએ દારૂના વ્યસન પરત્વે અભ્યાસ કર્યો છે, આવાં સંશોધનોના પ્રતાપે દારૂ વિષેનાં અવનવાં ગપાટાં ખુલ્લાં થયાં છે અને સત્ય જાહેર થયું છે.

મિતાહારી વ્યસનીને દારૂનું સેવન સહીસલામતીભર્યું અને લાભદાયી છે. આ વાંચી દારૂનો પૅગ ચડાવવા બેસશો મા ! કારણ કે વ્યસની દારૂ વધારે પ્રમાણમાં પીતો હોવા છતાંય પોતે મિતાહારમાં પીતો હોવાનું ધારતો હોય છે. દારૂ ઉત્તેજક નથી પણ ઘેન આણુનાર છે. ક્લોરોફૉર્મ અને ઈથરની જેમ બેભાનાવસ્થા આણુનાર છે. આ દવાઓની શોધ થતાં અગાઉ વેદના નિવારવા માટે દારૂનો વપરાશ થતો હતો. દારૂ પીવાથી મગજનો જાગ્રત કાબુ અને ન્યાયબુદ્ધિ નાશ પામવાથી દબાઈ રહેલી અજાગ્રત પ્રેરણાઓ અને વિચારો આગળ ધસી આવવાથી થાક દૂર થયાની ઉત્તેજના અને જોમની ભ્રામક લાગણી પેદા થાય છે.

જાતજાતના દારૂ એકઠા કરી પીવાથી ઘેન જલ્દી ચડતું નથી. આનો આધાર દારૂના પ્રમાણ અને એની ઘટ્ટતા પર છે. એકવડા બાંધાના માણસના શરીર કરતાં જાડા શરીરમાં વધારે લોહી હોવાથી એના લોહીમાં દારૂની ઘટ્ટતા આવવા માટે વધારે પ્રમાણમાં દારૂ પીવાની જરૂર છે. સાડાત્રણ મણનો માનવી ખાલી પેટે બેથી ત્રણ ઔંસ વિસ્કી પીએ ત્યારે લોહીમાં ·૦૫ ટકાથી ઓછો દારૂ થવાથી વ્યસની ગંભીર રહે છે. લોહીમાં ૦·૧૫ ટકાએ દરેક પીનારને થોડું ઘેન ચડવા માંડે છે. ૦·૨ ટકાએ પૂરેપૂરું ઘેન ચડે છે. ૦·૪ ટકા વખતે બેભાનવસ્થા આવી પડે છે, અને બશેર કડક વિસ્કી પીતાં લોહીમાં એનું પ્રમાણ ૦·૫ થી ૦·૯ ટકા જેટલું થતાં શ્વાસોચ્છ્વાસનું કેન્દ્ર કામ કરતું બંધ થવાથી મૃત્યુ આવી પડે છે.

દારૂથી જાતીયવાસના ઉત્તેજાતી નથી. ઉલ્ટું વધારે દારૂ પીવાથી આ શારીરિક ક્રિયા મંદ પડે છે. સ્ત્રીઓની જાતીય વાસના ઉપર પણ કશી અસર પડતી નથી. દારૂથી ઇચ્છાઓ મંદ પડે છે. થોડો પણ દારૂ પીવાથી બધાં કામકાજની કાર્યક્ષમતા મંદ પડે છે. દારૂ પીવાથી શક્તિ તો આવતી નથી. ઉલ્ટી માંસપેશીઓની કાર્યશક્તિ ઘટે છે. દારૂ પીધા બાદ થાક ઓછો લાગવાનું કારણ ફક્ત ઘેન જ છે. રાસાયણિક દૃષ્ટિએ દારૂ અને ઇથર સંબંધી છે. એનાથી મગજના જ્ઞાનતંતુઓ શાંત પડવાથી શારીરિક અને માનસિક ખેંચ ઓછી થાય છે. જો હકીકત આમ છે તો પછી દારૂ પીધા પછી કોઇક સારી રીતે વકીલાત કરી શકે છે એનું કારણ શું ? કારણ એટલું જ કે એ વ્યક્તિ ચીવટભરી અને જાગ્રત હોઈ એની નિષેધ ઇચ્છાઓ એ દાબી રાખી શકે છે.

થોડા પ્રમાણમાં પણ દારૂ પીવાથી કાર્યક્ષમતા ખોટકાય છે. આ માટે અમેરિકાની યેલ યુનિવર્સિટીના પ્રયોગોથી જાણવામાં આવ્યું છે કે ઔંસ બે વિસ્કી પીધાં બાદ એક કલાક સુધી અને ચાર ઔંસ પીધા પછી બે કલાક સુધી મોટર ચલાવવા બેસવું ના જોઈએ. લોહીના દબાણ ઉપર દારૂની અસર નથી પણ ચિંતા કે મનની એકાગ્રતા વખતે વધતું લોહીનું



પરમાત્માને શરણે લઈ જાવ.' ત્યારે મેક ગોલ્ડરીક કહે છે: 'જે તમારાથી જ થઈ શકે એમ છે તે ભગવાન નથી કરી શકતો.' 'વ્યસનના ફંદામાંથી છૂટેલા મેક ગોલ્ડરીકનું કહેવું છે કે 'વ્યસનના પાયામાં નાસીપાસી, અજ્ઞાનતા અને વિચારની અપરિપક્વતા સમાયેલાં છે. દારૂડીયાને ખરી રીતે વિચાર કરતાં શીખવવું જોઈએ. દારૂથી મનની કામગીરી બરાબર ના થવાથી મૂંઝવતા પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ આવતો નથી માટે દારૂ વિના મનને નિર્મળ રાખી કોઈપણ બાબતનો ઉકેલ લાવી શકાય છે.' મેક ગોલ્ડરીકની રીતમાં ભાષણો, ચર્ચા, ચિત્રો વતી સૂચનાઓ વગેરેનો સમાવેશ છે.

હમણાં રસાયણશાસ્ત્રીઓએ એક દવા બનાવી છે. ટેટ્રાઈથાયલથીયુરમ- ડાયસલ્ફાઈડ (Tetraethylthiuram Disulphide) એનું નામ છે. ટૂંકામાં (TETD) ટેટ્ડ કહેવાય છે. બજારમાં એન્ટાબૂઝ (Antabuse) અને ડાયસલ્ફુરેમ (Disulphuram) નામથી વેચાય છે. આ દવા ખાવાથી લોહીમાં એસીટાલ્ડે હાઈડનું કામચલાઉ પ્રમાણ વધે છે. જો આ વખતે દારૂ પીવામાં આવે તો વિપરીત અસરો થઈ આવે છે. પીનારનું મોં વારાફરતી ફિક્કું અને રતુમડું થઈ આવે છે. ચામડી ઠંડી અને ટાઢી બને છે. ગભરામણ અને કોક વખત બેભાનાવસ્થા થઈ આવે છે. બેચેની અને મરી જવાની બીક ઊભી થાય છે. કદીક રોગી મરી જાય છે તો ઘણીવાર તે ગાંડો બની જાય છે.

દારૂ અને વ્યસની વચ્ચે રાસાયણિક વાડ ઊભી કરનાર આ દવા ડેન્માર્કમાં ઈ. સ. ૧૯૪૬ માં અકસ્માતથી શોધાઈ છે. ડૉ. એરીક જેકોબસન અને જેન્સ હાલ્ડ બન્ને પેટના કૃમિ મારવાની દવાની શોધમાં હતા. તેમણે ટેટ્ડ નામનું દ્રવ્ય પ્રાણીઓ ઉપર બિનઘાતક જણાવાથી આની થોડી ગોળીઓ પોતાના ઉપર અજમાવી. થોડા દિવસો બાદ ડૉ. જેકોબસને પાર્ટીમાં દારૂ પીધો.તે એકદમ માંદા પડી ગયા. એમનું મોઢું રતુમડું થયું. હૃદય જોરથી ધબકવા લાગ્યું. હવા લેવા માટે ફાંફાં મારવા લાગ્યા. પથારીમાં સુવાડી દીધા તો ગાઢ નિદ્રામાં પડી ગયા. બીજા દિવસે દવા વળી. જેન્સ હાલ્ડની પણ આ જ દશા થઈ. બન્નેને ટેટ્ડ ઉપર વહેમ આવ્યો.

પછી તો આ દવાના ડેન્માર્ક સ્વીડન ને નોર્વેમાં હજારો વ્યસનીઓ પર અખતરા થયા. પરિણામ સંતોષજનક આવ્યું. ૧૯૪૭-૪૮ માં એનું નામ એન્ટાબુઝ આપવામાં આવ્યું. આના સેવનથી ગાંડપણ કે મૃત્યુ આવતું હોવાની બીજાને ગેરસમજ ગણવામાં આવે છે. હા, આટલું જાળવવાનું છે કે હૃદયરોગીને આ દવા આપવી સલાહભરેલી નથી. આવી રીતે ડાયબેટિસ, ફેફરું, કલેજા ને ગુરદાના રોગો અને માનસિક અસ્થિરતા વખતે પણ દવા વાપરવાની નથી. ડૉકટરની દેખરેખ નીચે દવા લેવાની છે. પહેલા દિવસે એક ગ્રામ, બીજા દિવસે દોઢ ગ્રામ, ત્રીજા દિવસે એક ગ્રામ ને ચોથા દિવસે અડધા ગ્રામ ડોઝમાં દવાની ગોળીઓ લેવાની છે. દવાની અસર ત્રણ કે ચાર દિવસથી માંડી પાંચ સાત દિવસ સુધી રહે છે. આ પછી દારૂ પીવાનો અખતરો કરવાનો છે, અખતરાની અસરો શમ્યા પછી રોગીને રોજ અડધા ગ્રામનો ડોઝ સાત દિવસ સુધી આપવાનો છે. આઠમા દિવસે ફરી દારૂ પીવાનો છે.

દવા પછી દારૂ પીધાથી પંદર મિનિટમાં તો માઠી અસરો દેખા દે છે. ચામડી રતુમડી બને છે. નાડીના ધબકારા વધે છે. લોહીનું દબાણ ઘટે છે. રોગી હવા માટે ફાંફા મારે છે. ઉપરા ઉપરી ઉબકા આવે છે. છેવટે તે થાકીને ઊંઘમાં પડે છે. જાગ્યા બાદ માઠી અસરો રહેતી નથી. આ દવા પછી દારૂ પીવા માટે અણગમો ઉત્પન્ન થાય છે. દારૂ નહીં પીવાય એની ચોક્કસ ખાતરી થાય છે. દારૂ પીવાશે તો થનારી માઠી અસરોની જબ્બર બીક ઊભી થાય છે. દવાથી ઘેન થાક માથાનો દુખાવો કે નપુંસકતા જણાય તો દવાનો ડોઝ ઓછો કરવાનો છે. લાંબો વખત દવા લેવાથી દારૂ પીધાથી થતી માઠી અસરોમાં વધારો થાય છે. આલ્કોહોલવાળી પેટન્ટ દવાઓ પીવાથી પણ થોડી માઠી અસરો થઈ આવે છે.



મળવાનો ગામડે સંભવ નથી. તેમ લોકો સામુદાયિક શ્રમ કરવા ટેવાયા નથી. આમ તો બધા જ શ્રમજીવી છે. મોટા ભાગની વસ્તી ખેતી કરે છે. ખેતીમાં કાળી મજૂરી કરવામાં આ લોકો પાછા પડે એવા નથી. મેં પ્રત્યક્ષ રીતે તેમને શિયાળાની કડકડતી ઠંડીમાં અને વરસતા વરસાદમાં કામ કરતા જોયા છે. કામ કરવામાં તો આ લોકો પાછા પડે તેવા નથી. શ્રમ એ જ તેમની મૂડી છે. પણ લોકોપયોગી કામમાં કે ગામના વિકાસનાં કાર્યોમાં શ્રમયજ્ઞ કરવાની વાત કરીએ તો એ લોકો આવો ઉત્સાહ બતાવતા નથી. જાણે એ પારકું કામ હોય એમ મોં બગાડીને ચાલતા થાય છે. ગામની આબાદીની પણ તેમને ગતાગમ નથી. દેશ કેવી રીતે નવરચના કરી રહ્યો છે તેની યે ખબર નથી. એટલે મને થયું કે આ લોકોને હું રાષ્ટ્રના નવઘડતરનો સંદેશો આપી પ્રોત્સાહિત કરી શકું તો જ મારી જાત્રા ફળે.

હું મનમાં આવી ગડમથલ કરતો હતો ત્યાં બે ત્રણ વિદ્યાર્થીઓ મને આમંત્રણ આપવા આવ્યા. કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીઓએ અહીંથી ચારેક ગાઉ દૂર શ્રમશિબિર યોજ્યો હતો. એક અઠવાડિયાનો કાર્યક્રમ રાખ્યો હતો. તેમાં તેમણે બે ગામને જોડતો ત્રીસ ફૂટ પહોળો રસ્તો બનાવવાનું સ્વીકાર્યું હતું. આજુબાજુના ગામના લોકો પણ શ્રમયજ્ઞ ચલાવતા હતા. આ શ્રમશિબિરની ઉદ્ઘાટનવિધિ આવતી કાલે થવાની હતી તેમાં હાજર રહેવાનું નિમંત્રણ આપવા એ વિદ્યાર્થીભાઈઓ આવ્યા હતા. વિદ્યાર્થીભાઈઓની વાતો ઉપરથી લાગ્યું કે તેમનો વિચાર તો કોઈક પ્રધાનને આ પ્રસંગે નોતરવાનો હતો. પણ એ ન બની શક્યું. એટલે જિલ્લા કોંગ્રેસના પ્રમુખને બોલાવ્યા હતા. સમારંભ શાનદાર બને તેની પૂર્વ તૈયારીઓ ચાલી રહી હતી. આવેલા ભાઈઓમાંથી એક જણે કહ્યું :

'સેવકરામ ! તમે તો આ પ્રદેશના ગ્રામસેવક છો. તમારે તો ખાસ હાજર રહેવું જોઈએ. અમે એવો કાર્યક્રમ કર્યો છે કે સવાર સાંજ શ્રમયજ્ઞ ચાલશે. બપોરના અમે થોડોક આરામ લઈ વ્યાખ્યાનો અને ચર્ચાઓ યોજવા માગીએ છીએ. બીજા દિવસે તમારે વ્યાખ્યાન આપવાનું રહેશે.'

મને વિદ્યાર્થીઓની આ શ્રમયજ્ઞની વાત ખૂબ ગમી. કૉલેજમાં ભણતો સુંવાળો વિદ્યાર્થી ઉનાળાના તાપમાં હાથમાં પાવડો અને ત્રિકમ લઈને માટી ખોદવા બહાર પડે એ જ મોટી વાત હતી. મને થયું કે આ શ્રમયજ્ઞ નિમિત્તે આજુબાજુનાં ગામડાંના લોકોને આપણે સામુદાયિક કાર્યોની જાણ કરી શકીશું. જો બધા લોકો કામે લાગી જાય તો કામ કેટલું વેગીલું અને રસદાયક બને છે તેનોયે ખ્યાલ આપી શકાશે. આ તો મને ગમતું કામ હતું પછી શા માટે ના પાડું ? એટલે તો મેં આ ભાઈઓને તેમની આ શ્રમયજ્ઞની ભાવના માટે બિરદાવ્યા. શ્રમશિબિરની વિગત જાણવા મેં થોડીક ઇચ્છા પણ કરી. તેમણે જણાવ્યું :

'આમાં મોટા ભાગના ગામડાના વિદ્યાર્થીઓ ભળે છે. શહેરના છોકરાઓ પણ જોડાય છે. પણ તેમને શ્રમ કરવા કરતાં ગામડાં જોવાનો વિશેષ શોખ છે. તેમ આવી પ્રવૃત્તિમાં તેમને મજા આવે છે. કેટલાકને સમુહ જીવન જીવવાની ઇચ્છા હોય છે. પણ એકંદરે ભાવનાશાળી વિદ્યાર્થીઓ આમાં ભળે છે.

હું આને શુભ ચિહ્‌ન ગણું છું. શ્રમનું ગૌરવ થાય, શ્રમ પ્રત્યેની સૂગ ઓછી થાય તે ખૂબ જરૂરી છે. દેશનું નવઘડતર માત્ર પેલી યોજનાઓથી ન થઈ શકે. તે સાથે પ્રજાનું માનસ બદલાવું જોઈએ. આ દેશ મારો છે. આ ગામ મારું છે. તેને માટે કામ કરવું તે મારો ધર્મ છે. લોકહિતનું કામ કરવું તે મારી ફરજ છે. આવી ભાવના કેળવાવી જોઈએ.' તે માટે આવી શ્રમશિબિરો જરૂરી છે. એમાંથી થોડાક પણ સાચા 'સેવકો' નીકળશે તો યે દેશનું ભલું થશે. આ ગણત્રીએ તો મેં એ ભાઈઓને મારા તરફથી હરેક પ્રકારે સહાય મળી શકશે એવી ખાત્રી આપી.



વારંવાર ઘડીઆળ સામે જોતા હતા. તો ગામલોકો સૂર્યનો તાપ પડશે તો કામ નહિ થાય એમ વિચારી ઉગમણી દિશામાં ઊંચે ચડ્યે જતા સૂરજ સામે તાકતા હતા. પેલો ઢોલ ત્રાંસાવાળો બિચારો ઘડીકમાં ઢોલ ખભા પર ચઢાવે ને પાછો થાકીને ઉતારે. પ્રમુખ સાહેબ ન પધારે ત્યાં સુધી કેવી રીતે ઢોલ વગાડી શકાય !

આખરે, સાડા આઠ પછી વકરેલા પાડાની પેઠે ધૂળ ઉડાડતી ધસમસતી, પૂરવેગે દોડતી જીપ આવતી દેખાઈ. દેખાઈ અને પેલા લોકલ બોર્ડના સભ્યમાં નવું જોમ આવ્યું હોય તેમ ટોળી ઠીક કરી હાથમાં હાર લઈ પ્રમુખશ્રીનું સ્વાગત કરવા આગળ આવ્યા. પેલા ઢોલીને ઢોલ વગાડવાનો હુકમ આપ્યો. વાજતે ગાજતે પ્રમુખશ્રીનું અને તેમની મંડળીનું સ્વાગત થયું. શ્રમશિબિરના નેતાએ સૂતરની આંટી પહેરાવી. પ્રમુખશ્રીએ પેલા સભ્યને કાનમાં કહી દીધું કે બધું જલ્દી પતાવવાનું છે. તેમને વચ્ચે એક કામ કરવાનું છે. જીપ ગાડીમાં જે હાર પડેલા હતા તે પરથી એમ લાગ્યું કે રસ્તામાં હારતોરા પહેરતા આવ્યા છે એથી જ આટલો વિલંબ થયો છે.

શરૂઆતમાં પ્રમુખશ્રીનું પ્રવચન યોજવામાં આવ્યું. પ્રારંભમાં શ્રમશિબિરના નેતાએ શિબિરની અગત્ય સમજાવી અને જિલ્લા કોંગ્રેસના પ્રમુખને શ્રમશિબિર ખુલ્લી મૂકવાની વિનંતી કરી. પ્રમુખશ્રી ઊભા થયા એવા પ્રમુખશ્રીના મુખમાં આવેલા ખબરપત્રીએ કૅમેરાની ચાંપ દબાવી. પ્રમુખશ્રી આ ખબરપત્રીને હમેશાં સાથે લઈને જ ફરતા. તે પોતાનો ફોટો પડાય અને બીજાનો ફોટો કે નામ પણ ન છપાય એની પણ ખાસ કાળજી રાખતા. પ્રમુખશ્રીએ શ્રમની અગત્ય પર રવિશંકર મહારાજ કે વિનોબાજી બોલતા હોય એવું સુંદર પ્રવચન કર્યું. તેમણે એ વાત પર ભાર મૂક્યો કે શ્રમ વગર ભારતનો ઉદ્ધાર નથી. દરેક માણસે શ્રમ તો કરવો જ જોઈએ. બેઠે બેઠે ખાવાના દિવસો ચાલ્યા ગયા છે. શ્રમ કરીએ તો જ ખ્યાલ આવે કે શ્રમજીવીઓને કેવી તકલીફો પડતી હશે. મજૂરી કરીએ તો જ ખ્યાલ આવે કે ખેડૂતો કેટલો પસીનો પાડીને ધાન પકવતા હશે. શ્રમના ગૌરવનું એ સ્તોત્ર સાંભળવા જેવું હતું. ત્યારે તો મને પણ થયું કે બુદ્ધિજીવીઓ વાણીથી નહિ પણ વર્તનથી શ્રમનું ગૌરવ કરે તો કેવું સારું!

પછી તો પ્રમુખશ્રી ઊભા થયા. તેમણે હાથમાં ત્રિકમ લીધો. પેલો ફોટોગ્રાફર સામે જોઈને ઊભો થયો. તેને તડકામાં ફોટો લેવાનો હતો એટલે પ્રમુખશ્રીનો ત્રિકમ સાથે પોઝ લીધો. પ્રમુખશ્રીએ એક બે વખત ત્રિકમ ઊંચક્યો. અને જમીન ખોદી. તાળીઓ પડી. વિદ્યાર્થીઓમાંથી બે ત્રણ જણા કૅમેરા લાવ્યા હતા તેમણે પણ ફોટા પાડ્યા. બસ પ્રમુખશ્રીનો શ્રમયજ્ઞ પૂરો થયો. પેલા 'સભ્ય' લોક આવ્યા અને પ્રમુખશ્રી આગળ નેપકીન ધર્યો. પ્રમુખશ્રીએ હાથ મોં સાફ કર્યાં. કપડાં ખંખેરી દીધાં અને બગલાની પાંખ જેવા સફેદ ખાદીનાં કપડાંને ધરતીની ધૂળનો ડાઘ ન પડે તેની તકેદારી રાખતાં તે જીપમાં બેસી ગયા. પેલા 'સભ્ય' ભાઈએ તેમના ઘેર ચા પાણીની વ્યવસ્થા રાખી હતી. પ્રમુખશ્રીની જીપ ગામમાં ગઈ. જતાં પહેલાં પ્રમુખશ્રીની નજર મારા પર પડી એટલે તેમણે વિવેકથી નમસ્તે કર્યાં. અને 'સેવકરામ ક્યારેક મળજો. મારે તમારું કામ છે.' કહી ચાલ્યા ગયા. તેમનું સ્વાગત કરવા ગ્રામ પંચાયતના સભ્યો અને આગેવાનો પણ ગયા. ત્યારે તો શ્રમયજ્ઞ કરતાં પ્રમુખશ્રીના સ્વાગતનો કાર્યક્રમ મુખ્ય બની ગયો.

મને થયું કે જો હું શ્રમયજ્ઞમાં આવ્યો જ છું તો મારે પણ શ્રમ કરવો જોઈએ. તેના મૂક-પ્રતીક ન બની શકાય. એટલે મેં હાથમાં ત્રિકમ લીધો. વિદ્યાર્થીઓ પણ જે હાથમાં આવ્યું તે લઈને કામે લાગી ગયા. ગામલોકો પણ કામે વળગ્યા. માટી તો ખોદાતી હતી. પણ કોણ ઉપાડે ? વિદ્યાર્થીઓ વાળ બગડે એ બીકે માથા પર માટીના ટોપલા ઉપાડતા ખચકાતા હતા. એટલે ગામલોકોએ એ કામ ઉપાડી લીધું. આ તો વિદ્યાર્થીઓ હતા. તેમણે ક્યારે આવું કામ કર્યું હોય? એટલે અડધા કલાકમાં

શું શું કર્તવ્ય હોઈ શકે એ વિશે પ્રવચન કર્યું. મેં જાણી બુઝીને તેમના જ દાખલા મૂક્યા. કેટલાકને લાગ્યું કે સેવકરામ ટીકા કરે છે. કેટલાકને લાગ્યું કે સેવકરામ વાંકાદેખા છે. સભા પછી એક–બેને તો એ વાતો કરતા પણ સાંભળ્યા :

'સેવકરામ તો વેદીઆ છે. અહીં કંઈ કપડાં ધોવા કે વાસણ સાફ કરવા આવ્યા છીએ...એ તો કહે, એવા જુનવાણી વિચારના માણસોને ભાષણ કરવા બોલાવવા જ ન જોઈએ.'

આજ સુધી મને સમજાયું નથી કે આમાં મેં કઈ જુનવાણી વાત કરી? ત્યારે મને થયું કે ખુદ કોંગ્રેસના પ્રમુખ જો શ્રમયજ્ઞનો આવો અર્થ કરતા હોય તો આ 'સેવકો'ને બીજી કઈ દોરવણી મળવાની હતી! દેશ પાસે કેટલું બધું યૌવનધન પડ્યું છે, પણ કેવું એળે જઈ રહ્યું છે! તેને કામે લગાડ્યું હોય તો!—આવા વિચારો કરતો હું મારા નિવાસસ્થાને, ગામડે આવ્યો ત્યાં બે ભાઈઓ મારી રાહ જોતા બેઠેલા હતા.



જટિલ

## ફૂલને

ફૂલડાં ઝૂલ, ઝૂલ, રે! ઝૂલ,
જીવન છે હસવાને કાજે રડવું એ છે ભૂલ,
ફૂલડાં ઝૂલ, ઝૂલ, રે! ઝૂલ.

જાણું છું, છે હૃદય સુંવાળું,
કંટક, તાપ મહિં જીવવાનું,
પીડનારને સુખ દેવાનું છે અદકેરું મૂલ,
ફૂલડાં ઝૂલ, ઝૂલ, રે ઝૂલ.

સહ્યા ન જાયે ડંખ ભ્રમરના,
પીંખાવું વંટોળ – વમળમાં.
ઉર સૌરભનાં દાન દઈને જીવન કરી દે ડૂલ,
ફૂલડાં ઝૂલ, ઝૂલ, રે ઝૂલ.

નવલ પ્રભાતે સુવર્ણ રંગે,
ઉષા આવશે તુષાર સંગે.
દલ દલમાં સીંચી જાશે એ પ્રણયામૃતનાં પૂર,
ફૂલડાં ઝૂલ, ઝૂલ રે ઝૂલ.

જીવન છે હસવાને કાજે, રડવું એ છે ભૂલ
ફૂલડાં ઝૂલ, ઝૂલ, રે ઝૂલ.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**મૂળરાજ સોલંકી :** ચુનીલાલ વ. શાહ. પાનાં ૩૧૬. પાંચ રૂપિયા. **ભક્તિસાગર :** સં. અભરામ ભગત. પાનાં ૧૬૦. બે રૂપિયા.—બન્નેના પ્રકાશક : લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ. **મણિલાલ નભુભાઈ સાહિત્ય સાધના :** ધીરુભાઈ ઠાકર. પાનાં ૩૯૮. ૭ રૂપિયા. **નિર્ગ્રંથ ભગવાન મહાવીર :** જયભિખ્ખુ. પાનાં ૨૯૯. ચાર રૂપિયા. **ભગવાન બુદ્ધ :** ધૂમકેતુ. પાનાં ૯૬. એક રૂપિયો. **નીતિકથાઓ (ભાગ ત્રીજો) :** જયભિખ્ખુ. પાનાં ૮૦. એક રૂપિયો. **ગોવિંદનું ખેતર :** ધૂમકેતુ. પાનાં ૪૮. આઠ આના. **અલી કોચમીન :** ધૂમકેતુ. પાનાં ૪૮. આઠ આના. **જુમ્મો ભિસ્તી :** ધૂમકેતુ. પાનાં ૪૮. આઠ આના. **તારણહાર :** ધૂમકેતુ. પાનાં ૪૮. આઠ આના. **સ્વાધીનતાની દેવી :** ધૂમકેતુ. પાનાં ૪૮. આઠ આના. **ભૈયાદાદા :** ધૂમકેતુ. પાનાં ૪૮. આઠ આના.—દશેયના પ્રકાશક : ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય. અમદાવાદ. **વિશ્વાંજલિ :** લે. પ્ર. અરવિંદચંદ્ર અં. ત્રિવેદી. પાનાં ૬૪. એક રૂપિયો. મુંબઈ. **છૂંદણા :** લે० પ્ર० કનૈયાલાલ જ. રાવળ. પાનાં ૧૩૮. ૨॥ રૂપિયા. ભાવનગર.



મહિના સુધી અખંડ જ્યોત પ્રગટયા કરે. અને ફક્ત છ મહિને એક વાર તેલ પૂરવાનું રહે. રંગરંગીન પશુ, પંખીઓ, પ્રાણીઓ અને ખાસ કરીને મોટા અજગરનાં ચિત્રો દિવાલો પર સુંદર રીતે આલેખ્યાં છે. આ સિવાય બીજા થોડા મઠ અમે જોયા. બધે જ બુદ્ધ જયંતીની તૈયારીઓ તડામાર ચાલી રહી હતી. લોકોનો ઉત્સાહ અપૂર્વ હતો.



**ધવલ હિમગિરિની વનશ્રી વચ્ચે સિક્કિમ મઠ**

જયંતી સુપ્રભાતે સામે જ ઊભેલાં હિમગિરિ 'કાંચન-જંઘા'નાં વહેલી સવારે અદ્ભુત દર્શન થયાં. તેમાં પાંચેય શિખરો બરફથી છવાયેલાં અને સોનેરી રંગમાં દેખાયાં. આજુ બાજુ વાદળાં દોડાદોડ કરી રહ્યાં હતાં. વહેલી સવારથી જ દાર્જીલીંગમાં ચાર રસ્તાવાળી મધ્ય જગ્યાએ અનેક લામાઓની હાર-માળાઓ જમા થવા માંડી હતી. તિબેટ, નેપાળ, ભૂતાન તથા સિક્કિમના અનેક લામાઓ હતા. તેમણે વિવિધરંગી વસ્ત્ર પરિધાન કર્યાં હતાં. વિશિષ્ટ પ્રકારના હાર અને અલંકારો પહેર્યાં હતાં.

કેટલાકે શ્યામ ઝરીના સુંદર ભરતકામવાળા મોટા અંગરખાઓ અને લાલ ચણોઠી જેવા રંગની મુગટ આકારની સુંદર ટોપીઓ પહેરેલી હતી. ઘણાંના હાથમાં જુદા જુદા પ્રકારનાં વાદ્યો હતાં, જેમાંથી સુરીલું મધુર સંગીત વહી રહ્યું હતું. વાદ્ય વૃંદોનો એકત્રિત મધુર સ્વર આપણને મંત્રમુગ્ધ કરી દે તેવો હતો. સરઘસ ગોઠવાયું ત્યારે જે અદ્ભુત દૃશ્ય સર્જાયું તેનું વર્ણન થઈ શકે તેમ નથી. લોકોનાં ટોળાંઓમાં અતિ આનંદ ફેલાઈ ગયો.

સરઘસમાં લામાઓ પછી સ્ત્રીઓ અને નાની મોટી બાળાઓ રંગબેરંગી વસ્ત્રો અને ઝળકતાં અલંકારોમાં સુસજ્જ બની ઉત્સાહભેર ચાલતી હતી. નાનાં રૂપાળાં ભૂલકાંઓ પણ હાથમાં ઊડતા ઝંડા લઈ બુદ્ધ સ્તુતિનાં મીઠાં ગીતો લલકારતાં હાસ્ય વેરતાં ઉત્સવ માણતાં હતાં. અનેક સ્ત્રીઓ અને બાલિકાઓ બુદ્ધધર્મના હસ્ત-લીખિત ગ્રંથો મસ્તક પર લઈ સરઘસમાં દબદબાથી ચાલતી હતી. રસ્તાની બંને બાજુ ઊભેલા પ્રેક્ષકો-માંથી અનેક સ્ત્રી-પુરુષો આ ધર્મગ્રંથોને સ્પર્શ કરી અને નમસ્કાર કરવામાં પોતાની જીવનની ધન્ય ઘડી અનુભવતા હતા. ઘણા લાંબા સરઘસમાં થોડા થોડા અંતરે જુદા જુદા મઠોમાંથી લાવેલ બુદ્ધની મૂર્તિઓ પુષ્પ અંબાડીમાંથી ડોકીયાં કરી રહી હતી. આ લાંબુ સરઘસ જોયા જ કરીએ તેમ થતું હતું. યુરોપ અને અમેરિકાનાં અનેક પ્રવાસીઓ તસ્વીરો અને ફિલ્મો ખેંચવા માટે અતિ હર્ષમાં દોડાદોડી કરી રહ્યા હતા. તેમના જીવનમાં આ દૃશ્ય ભારે વિરલ અને અદ્ભુત હતું.

આખા શહેરમાં આ સરઘસ ફર્યું અને નીચે મોટા મેદાનમાં મંડપ પાસે સભામાં ફેરવાઈ ગયું. બુદ્ધના સિદ્ધાંતો અને જીવન વિષે અનેક પ્રવચનો થયાં.

અમને ખબર મળેલી કે કાલીંગપોંગમાં સાંજે બુદ્ધ-જયંતી અંગેની સભામાં અનેક વિદ્વાનો આવનાર છે. દાર્જીલીંગથી કાલીંગપોંગ ૩૨ માઈલ દૂર થાય છે અને મોટરમાં બે કલાકમાં પહોંચી શકાય. એટલે અમે એક લેન્ડ રોવરમાં તરત જ ઊપડયાં. ઊંચા નીચા પહાડો અને ગાઢ જંગલો, કુદરતનો શું વિશાળ વૈભવ ! આકાશમાં શ્વેત વાદળાં આળસુ બની આરામ લેતાં હતાં. વૃક્ષોની ઘટા અનુપમ છાયા ફેલાવતી હતી. સૃજનહારે ખરેખર પોતાની સૌંદર્ય-પીંછી અહીં ખૂબ ફેરવી છે. કુદરતે રંગેલાં રંગબેરંગી પુષ્પો અમ જેવાં અજાણ્યાં પ્રવાસીનું પણ સ્મિતભર્યું સ્વાગત કરતાં હતાં. પ્રાચીન ઋષિઓ સમાં ગગનચૂંબી વૃક્ષો



ઈશ્વરચંદ્ર

# ચા

આ વિશ્વવ્યાપી પીણું આપણે રોજ પીએ છીએ પણ તે વિષે આવી રજેરજ માહિતી મેળવવા ક્યારેય પ્રયત્ન કર્યો છે ? આ લેખમા આપણને અભ્યાસુ લેખક એવો સરસ પરિચય આપે છે કે તે માટે આપણે ચા પીનારાઓ પણ કંઈક વિચારતા થઈ જઈએ......

આપણા રોજીંદા જીવનમાં ચાએ એવું તો ઘર કર્યું છે કે એની ઓળખ આપવી બિલકુલ અસ્થાને જ ગણાય. ભારતને ખૂણે ખૂણે ફરી વળી છે એટલું જ નહિ પણ એણે તો વિશ્વભરમાં પોતાનું સામ્રાજ્ય ફેલાવ્યું છે. ઇંગ્લેંડ, અમેરિકા, ચીન અને રશિયા બીજી બાબતોમાં ભલે એકમત ન થતાં હોય પણ ચાએ તો સૌની એકસરખી ચાહના મેળવી છે.

સૃષ્ટિના આદિકાળથી માનવ કુદરત સામે ઝઝૂમતો આવ્યો છે, કુદરતની બક્ષેલી સંપત્તિનો બને એટલો ઉપયોગ કરવા એ પ્રયત્નશીલ રહ્યો છે. જ્યાં વધુ તકલીફો હતી ત્યાં એ ખૂબ ઉદ્યમી બન્યો ને એટલે જ પુરાતન કાળમાં જે થોડાઘણા દેશો પ્રગતિશીલ હતા તેમાં ચીન ઘણો આગળ હતો. ચીને દુનિયાને ઘણું ઘણું આપ્યું છે. 'ચા' એમાંની એક છે. 'ચા' શબ્દ ચીન, ભારત અને અફઘાનિસ્તાનમાં આટલો પ્રસિદ્ધ છે તે ચીની ભાષાનો છે. એમ કહેવાય છે કે આ શબ્દ સેંકડો વર્ષ પહેલાં મોંગોલિયા પર ચઢાઈ કરનાર તાર્તરો દ્વારા ફેલાયો હતો.

પાંચ હજાર વર્ષ પહેલાંની વાત છે. માનવ ધીમે ધીમે પ્રગતિ કરતો જતો હતો. નદી–ખીણની સંસ્કૃતિનો એ કાળ હતો. ભારતમાં સિંધુની ખીણમાં જ્યારે સંસ્કૃતિ વિકસેલી હતી એ જ સમયે ચીનમાં હોઆંગહોની ખીણમાં પણ સંસ્કૃતિ પાંગરતી હતી. ઝાડપાન ને જંગલોથી છવાયેલા એ પ્રદેશમાં માણસે જીવન વીતાવવાનું હતું, પ્રતિકૂળ આબોહવા સામે ઝઝૂમવાનું હતું, પરંતુ મુસીબતોથી એ લોકો ડર્યા નહિ. જાતજાતના પ્રયોગો કરી અનુકૂળતા શોધવા લાગ્યા ને એમાંથી જ ચા મળી આવી. એનાં પાન ઉકાળીને એ પાણી વાપરવાથી તંદુરસ્તી જળવાઈ રહે છે એમ મળી આવ્યું. પાણી બરાબર ઉકળ્યું છે કે નહિ એની આ કસોટી હતી.

ઈ. સ. પૂર્વે ૨૭૩૭ થી ચીનના સમ્રાટ ચાન પુંગે ચાનો વ્યવસ્થિત પ્રચાર શરૂ કર્યો. પરંતુ ચીનની સંસ્કૃતિની પેઠે ચા પણ સૈકાઓ સુધી ચીનમાં જ ઘેરાઈ રહી. જો કે ભારતમાં પણ ચા થતી પરંતુ બંને પોતપોતાની રીતે જ એનો ઉપયોગ કરતા. ઈ. સ પૂર્વે ચોથા સૈકામાં કોરિયામાં ચાની ખેતી થતી હોવાનો ઉલ્લેખ મળે છે. લગભગ એક હજાર વર્ષ પછી એ જાપાન પહોંચવા પામી.

વર્ષો પછી જ્યારે યુરોપી પ્રજા વિશ્વભ્રમણ માટે નીકળી પડી ત્યારે જ ચીનની પ્રગતિથી એ પ્રજા વાકેફ થઈ. ઠેઠ ઇ. સ. ૧૬૧૦ માં ડચ લોકો ચાને યુરોપ લઈ ગયા. આ પહેલાં તો યુરોપમાં કૉફી ફરતી થઈ ગઈ હતી ને પૂરતા પ્રમાણમાં લોકપ્રિય પણ થઈ ચૂકી હતી એટલે ચાને પોતાનું સ્થાન જમાવતાં જરા વાર લાગી. વધારામાં ચાને બહુ લાંબો પ્રવાસ કરવો પડતો. ચીનથી યુરોપ પહોંચતાં સુધી તો એનો ભાવ ખૂબ ચઢી જતો. સત્તરમી સદીમાં લંડનના કેટલાક ધનિકો જ ચા પી શકતા. પાછળથી અવરજવર વધવાને પરિણામે ને લોકપ્રિયતા વધવાને લીધે બજારમાં ૫ થી ૧૦ પાઉંડની શેર મળવા લાગી. ઈ. સ. ૧૬૫૭ માં થોમસ ગૅરેવે નામના એક વેપારીએ સારા પ્રમાણમાં ચા ખરીદીને 'બીવરેજ' માટે એક રેસ્ટોરન્ટ ખોલ્યું. ચાર્લ્સ બીજાએ કૉફી હાઉસો પર બંધી ફરમાવી ને ઊઠાવી લીધી. આ જ વખતે કૉફીની સાથે સાથે ચા ઘૂસી ગઈ. ચાની આયાત વધવા માંડી ને સાથે કર પણ વધ્યો. એ છતાં ચા ટકી રહી, કારણ કે ચા જ્ઞાનતંતુઓને ઉત્તેજના આપે છે. યોગ્ય પ્રમાણમાં લેવાય તો એ મગજને સ્ફૂર્તિ આપે છે. વિચારોના પ્રવાહને વેગ આપે છે. હૃદયને ગતિ આપે છે. પરસેવા ને પેશાબનું પ્રમાણ એનાથી વધે છે.



અને (૨) લીલી (ચીનની) ચા—જેમાં ગન પાઉડર કે પર્લ અને હાયસન વગેરે આવે છે.

ચા બનાવવાની શ્રેષ્ઠ રીત નીચે પ્રમાણે દર્શાવી શકાય. ચાનાં સૂકવેલાં પાનને Air tight વાસણમાં કે 'કેડી'માં રાખવાં જોઈએ. એ પાનને તાજા ને ખૂબ ઉકાળેલા પાણીમાં ૧ થી ૧½ મિનિટ માટે નાખી દેવાં જોઈએ. પછી તરત જ બીજા વાસણમાં એ પાણી ગાળી લેવું જોઈએ. એ પછી એને કપમાં રેડી જરૂર પ્રમાણે ખાંડ ને દૂધ ઉમેરી લેવાં. ચાને સુગંધ આપનાર પાનમાં રહેલો તૈલી પદાર્થ આ એકાદ મિનિટમાં પાણીમાં સારી રીતે ભળી જાય છે, જ્યારે એમાંના કેફીનનો ૪/૧ ભાગ ચામાં સમાઈ જાય છે. ચાને જેમ જેમ વધારે વખત ઉકાળતા જઈએ તેમ તેમ એમાંનું ટેનીન તત્ત્વ વધુ ને વધુ ઓગળતું જાય છે. આ ટેનીન તત્ત્વ તંદુરસ્તીને હાનિકર્તા છે. શરીરમાંના પ્રોટીન તત્ત્વને બિનઉપયોગી બનાવી દે છે. વધારે ઉકાળેલી ચામાં ટેનીક એસિડ હોય છે. જે જઠરની આંતત્વચા પર બુરી અસર પહોંચાડે છે. આવી ચાને પરિણામે પાચનશક્તિ મંદ પડે છે, કબજિયાત ઉત્પન્ન થાય છે, ઊંઘ આવતી નથી, માથાનો દુઃખાવો ઊપડે છે ને હૃદય પર પણ અસર પહોંચાડે છે. આમ ચાની ટેવ સારી નથી જ. જ્યારે પણ એ પીઓ તો સાથે કંઈક નાસ્તો અવશ્ય લેવો જેથી એમાંનાં તત્ત્વોની અસર શિથિલ બને.

ચાનાં પાંદડાંનું અનેક વાર પૃથક્કરણ થયું છે ને એમાં રહેલા દ્રવ્યોનું પ્રમાણ તથા જાત ઓળખવા ઘણા પ્રયત્નો થયા છે. એમાં મુખ્ય ભાગ ચીન અને જાપાનના રસાયણશાસ્ત્રીઓએ ભજવ્યો છે. ઝાડનાં પાનનો લીલો રંગ એમાંના ક્લોરોફીલ નામના સંકીર્ણ પદાર્થને આભારી છે. ચા પણ લીલી હોય ત્યારે તેમાં એ જ હોય છે. સૂકી ચામાં મુખ્યત્વે 'ટેનીન' તત્ત્વ હોય છે, એને લીધે પાંદડાનો સ્વાદ તુરો લાગે છે. આ ટેનીન જુદાં જુદાં આઠ રસાયણિક સંયોજનોનું મિશ્રણ છે.

જુદી જુદી ચામાં જુદાં જુદાં રસાયણો હોય છે. પણ અમુક રસાયણો તો બધા જ નમુનાઓમાં હોય છે. જેમાં ટેનીન મુખ્ય છે. આ ઉપરાંત ચાને વાસ આપનાર અનેક પદાર્થો તેમાં ભળેલા છે. જેમાં ત્રણ—હેકઝીલ આલ્કોહોલ, હેકઝીલ એન્ઝીલ, બીટામીથીલ બ્યુટાઇલ વગેરે આલ્કોહોલ તથા ફીનોલ, ક્રેસોલ, એસીટોફીનોન, તથા બ્યુટિરિક, પ્રોપિયોનીક એસિડસ વગેરે તત્ત્વો ઉપરાંત કેટલાંક નાઈટ્રોજન ને ગંધક-યુક્ત સંયોજનો પણ આવેલાં છે. આ ઉપરાંત તેમાં કેફીન પણ હોય છે.

ચીન, જાપાન, રશિયા, ઇંગ્લેંડ, અમેરિકા વગેરે સર્વ દેશોનું ચા રાષ્ટ્રીય પીણું છે. ચીની લોકો કહે છે કે માત્ર ઉત્તમ પ્રકારનાં ચાનાં પાનનો જ ઉપયોગ કરવો જોઈએ. અને એ સારી જાતનાં ચીનાઇ માટીના વાસણમાં બનાવવી જોઈએ. ચા બનાવતાં પહેલાં વાસણને ઉકળતા પાણીથી ગરમ કરવું જોઈએ. એ પછી જ ચા બનાવવી. ચીના ભોજન બાદ પાચક પીણાં તરીકે ચા લે છે. ખાંડ ને દૂધ ચાની સાચી સુગંધનો નાશ કરે છે.

અફઘાનિસ્તાનની મહેમાનગીરીમાં ચા અગત્યનું સ્થાન ભોગવે છે. ત્યાં જુદા જુદા પ્યાલામાં ચા અપાય છે. એમાંના પહેલા પ્યાલામાં ખૂબ ઉદારતાથી ખાંડ નંખાય છે. એ પછી જો ચા જોઈએ તો એના એ જ પ્યાલામાં ખાંડ વિનાની મળે છે. વધારાની ખાંડ મળતી નથી એટલે પહેલા પ્યાલામાંની ચા જરૂર પુરતી જ હલાવીને પીવી જોઈએ.

ગઝનીની ચામાં દૂધ પણ નંખાય છે. વધારામાં એ ખૂબ જ મીઠી બનાવાય છે અને 'શિરકા'ને નામે ઓળખાય છે.

રશિયાના લોકો પણ ચાનો છૂટથી ઉપયોગ કરે છે. ચાની અંદર એ લોકો લવિંગ, ઈલાયચી, તથા તજ પણ નાખે છે. ખાંડ નાખવી ન નાખવી એ પીનાર પર આધાર રાખે છે. ત્યાંનાં સ્ટેશનો પર ગરમ પાણીથી ભરેલું એક વાસણ રાખવામાં આવે છે.



પ્રો. ડૉ. બિપિન ઝવેરી

# અર્વાચીન કવિતા : વિહંગદર્શન

ગુજરાતી કવિતાનું વિહંગદર્શન આપણને જાણીતા પ્રાધ્યાપક આપે છે. ખાસ કરીને સાહિત્યના અભ્યાસીઓને તો તે ખૂબ ઉપયોગી પણ થઈ પડશે. આ ટૂંકો લેખ એટલે જ વધુ મહત્ત્વવાળો કહી શકાય.........

## સુધારકયુગ

અર્વાચીન કવિતાનો દેખીતો પ્રારંભ દલપતે કર્યો અને નર્મદે સાચો પ્રારંભ કર્યો. તે પહેલાં કવિતામાં ધર્મનું પ્રાધાન્ય હતું. પણ દલપત–નર્મદ અને હરિલાલ, મલબારી, સવિતાનારાયણ વગેરેએ કવિતામાં સુધારાનો બોધ દાખલ કર્યો. તેમના વખતમાં ઘણાખરા કવિઓ ગમે તે વિષય પર કવિતા રચતા, ને ઝડઝમક, પ્રાસ ચિત્રકાવ્ય વગેરે કવિતાને ઉપકારક ગણતા. જાણીતા કવિઓ પોતાની કવિતા સભા વચ્ચે ગાઈ સંભળાવતા ને શીઘ્ર કવિતા પ્રશંસા પામતી. બોધ ઉપરાંત નર્મદે અર્વાચીન કવિતાને આત્મલક્ષી ઊર્મિકાવ્ય અને નવીન પ્રકૃતિકાવ્ય આપ્યાં. પણ એની કવિતા પ્રારંભકની હોઈ એમાં પ્રારંભકની મર્યાદા વિલસી રહેલી છે. એ લંગડાય છે, ને બરછટ છે. એમાં સુકુમારતા, માર્દવ અને પ્રતિભા એ સર્વનો અભાવ છે.

ખરું જોતાં નર્મદ અને દલપત તથા એમનો આખો યુગ આદ્ય પ્રવર્તકો, શરૂઆત કરનારાઓનો હતો. અનેક મુશ્કેલીઓ વચ્ચેથી એમને પોતાનો નવો માર્ગ કાપવાનો હતો. સંસ્કૃત કે અંગ્રેજી એકે સાહિત્યનો ઊંડો પદ્ધતિસર અભ્યાસ કરવા માટેનું સાધન એ યુગના સાહિત્યકરોને તે પછીના યુગના સાહિત્યકારો જેટલું સુલભ નહોતું. સાહિત્ય બહુ ખેડાયું પણ નહોતું, એટલે મધ્યકાલીન સાહિત્ય સિવાય રસવૃત્તિ અને સાહિત્યક્ષમતા કેળવવાનાં ખાસ સાધનો એમની પાસે નહોતાં. આ સર્વને પરિણામે નાનું બાળક ઘૂંટણિયાં તાણતું હોય, ડગુમગુ ચાલતું હોય, માંડ માંડ કાલી ઘેલી ભાષામાં બોલી શકતું હોય, એવો ભાસ અર્વાચીન યુગની પ્રથમ પેઢીના લેખકો કરાવે છે. પણ બાલ્યાવસ્થા વીતી જતાં કિશોર અને કુમાર થોડા જ સમયમાં યૌવનની શક્તિઓથી પાંગરી ઊઠે તે તમાણે અર્વાચીન યુગની પહેલી પેઢીના લોકોએ તૈયાર કરેલી ભૂમિકાઓ ઉપર—રચેલા પાયા ને પીઠિકા ઉપર, એ લેખકોને ખભે ચઢીને, અર્વાચીન યુગની બીજી પેઢીના સાહિત્યકારો બહુ લાંબે અને બહુ ઊંચે સુધી ગતિ કરી શકયા છે. આ બીજી પેઢીને બિલકુલ પ્રારંભિકનું કાર્ય કરવાનું રહેતું નથી, એટલે એવી શક્તિ એ માર્ગે વેડફાઈ જવાને બદલે વધારે સમર્થ સર્જનના માર્ગે વળે છે.

## પંડિતયુગ

આ બીજી પેઢીના પહેલા કવિ છે નરસિંહરાવ. અંગ્રેજી કવિતાના એ ઉત્સાહી ભક્તે ગુજરાતને સાચા અર્થમાં અર્વાચીન કવિતા આપી. એની કવિતામાં ઓગણીસમી સદીના ઉત્તમ અંગ્રેજી કવિઓનું અંધ અનુકરણ નથી, ગુણવંતું અનુરણન છે. એમાં આત્મલક્ષી ઊર્મિ છે, પ્રકૃતિનો પ્રેમ છે. કર્ણમનોહર મંજુલ શબ્દાવલિ છે. એ યુગના યુવાનોને ત્યારની અવનવી કવિતાએ ઘેલા કર્યા. નરસિંહરાવમાં પ્રતિભાનું બીજ નર્મદાશંકર કરતાં વધારે છે, પણ તે બહુ વધારે નથી. આથી કવિતાદેવીના મંદિરમાં એમને સાધકનું સ્થાન મળે છે, સિદ્ધનું નહિ.

એ સિદ્ધનું સ્થાન મેળવ્યું કવિ કાન્તે. સુન્દરમે કહ્યું છે તેમ કાન્ત એ ગુજરાતી કવિતા કલાની શિશિરમાં પહેલો વસંત વિજય છે. ઊર્મિ, વિચાર રજૂઆત, છંદ સિદ્ધિ, આ સર્વમાં કાન્ત સર્વાંગ સંપૂર્ણ હતા. એમણે ખંડકાવ્યનું નવું જ સ્વરૂપ કલ્પ્યું અને એના ઉત્તમ ઉદાહરણો આપી ગયા. એમનાં એ ખંડકાવ્યો 'વસંત વિજય', 'ચક્રવાક મિથુન' 'દેવયાની' જગતસાહિત્યનાં ઉત્તમ કાવ્યોની પંક્તિમાં બેસે છે. 'સાગર અને શશી' જેવા એમનાં ગેય કાવ્યો પણ એટલાં જ અત્યુત્તમ છે. પણ થોડાં જ વર્ષોમાં કાન્તની કાવ્યસરિતા સૂકાઈ ગઈ. આ કારણે



નાથાલાલ દત્તાણી

# વિનોબાનાં વિચારબિન્દુ [૧૪]

'પાપ-પુણ્યની બુદ્ધિ ઇશ્વર જ દે છે. એને અમે શું કરીએ?'

'હા, એનું સારું-નરસું ફળ એ જ ભોગવે છે. એને પણ તમે શું કરશો?'

*

જેના કામક્રોધનો જે વિષય એ જ એનો વિષય. 'કામ ક્રોધ આમ્હીં વાહિલે વિઠ્ઠલીં.' —તુકારામ. [આમ્હીં=અમોએ. વાહિલે=ચઢાવ્યા. વિઠ્ઠલીં = ભગવાનને.]

*

ભજન (ધૂન) 'જ્ઞાનદેવ કૃષ્ણ, ગીતા કૃષ્ણ.' એનો ઢાળ 'ગોપાલકૃષ્ણ, રાધાકૃષ્ણ,' એ ધૂન અનુસાર હો. ભજન કરતી વેળા નીચે લખેલી 'ઓવી' (એક મરાઠી છંદ)ના અર્થનું મનન હો:

'તેથ ભજતા ભજન ભજાવેં. હેં ભક્તિ-સાધન જેં આઘવેં તેં મી ચિ ઝાલોં અનુભવેં અખંડિત.'

[ભજતા=ભજન કરનાર (કર્તા), ભજન (કર્મ) અને ભજાવેં=ભજન કરવું (ક્રિયા). આઘવેં= સંપૂર્ણ, નિઃશેષ. ઝાલોં=બન્યો છું.]

*

મારી મા કહ્યા કરતી, 'દેશે કાલે ચ પાત્રે ચ' એ એક આડંબર છે, દયાપૂર્વક વર્તન કરવું પૂરતું છે.' હું કહ્યા કરતો હતો, 'અપાત્રને દાન દેવામાં દાન લેનારનું પણ અકલ્યાણ છે.'

એ બોલી ઊઠતી—'પાત્ર-અપાત્ર ઠરાવનારા આપણે કોણ? ગરજનો માર્યો જે માગવા આવે એ ભગવાન જ હોય છે.'

*

સૂર્યાજી પાસેથી હું દોરી કાપવાનું તત્ત્વજ્ઞાન શીખ્યો. મને એ ઘણીવાર ઉપયોગમાં આવ્યું છે.

*

---

એ સર્વેએ પોતપોતાની રીતે નવીન કવિતાને સમૃદ્ધ કરવામાં ફાળો આપેલો છે.

૧૯૩૧થી શરૂ થયેલી નવી કવિતાનાં ૧૯૪૨-૪૫થી કંઈક વળતાં પાણી થવા લાગ્યાં. પણ એ સાથે જ એ નવીન કવિઓના અનુજ—નાનાભાઈ—જેવા નવીન-તરોની કવિતા પોતાનું યૌવન દર્શાવવા લાગી. આ નવીનતરોને નવીનોની જેમ છંદો, રીતિઓ, વિષયો વગેરેના પ્રયોગ નથી કરવા પડ્યા, કારણ કે એમના વતી એ પ્રસૂતિ-પીડા નવીનોએ ભોગવી લીધી હતી. આથી એમની કવિતામાં વિશેષ સુસંવાદિતા અને મધુરતા તથા ઊર્મિની ઘનતા કે તરલતા દેખાય છે. આમ નવીનતર કવિતા નવીન કવિતા આપી શકે એવો સર્વોચ્ચ પરિપાક દેખાય છે. પ્રહ્લાદ પારેખ, રમણિક અરાલવાલા, સ્વપ્નસ્થ, તનસુખ ભટ્ટ, મુકુન્દ પારાશર્ય, પ્રજારામ રાવળ, ગોવિંદ સ્વામી, અશોક હર્ષ, બાલમુકુન્દ દવે, નિરંજન ભગત ને રાજેન્દ્ર શાહ એ પ્રધાન નવીનતર કવિઓ છે. નવીનતરોની અંતિમ કડીઓ પ્રિયકાન્ત મણિયાર, સાલિક પોપટિયા અને ગીતા કાપડિયામાં સમાય છે.

આમ દલપત-નર્મદથી શરૂ થયેલી કવિતાએ પંડિત યુગમાં કાન્ત અને નાનાલાલનાં શિખરો સર કર્યાં ને અદ્યતન યુગમાં—આ નવીન યુગમાં—સુન્દરમ્ ને ઉમાશંકરનાં. એ પોણોસો એંસી વર્ષનું આખું સાહિત્ય જગતસાહિત્યની દૃષ્ટિએ માતબર નહિ હોય, પણ ભારતી સાહિત્યની દૃષ્ટિએ માત્ર આંગળીથી જ ઊણું ઊતરે છે.

★



અકરણ, નિષિદ્ધ, કામ્યકર્મ, ફલાભિસંધિ અને અહંકાર—આ પાંચ વાતોના ત્યાગનું નામ સંન્યાસ છે. એ જ યોગ છે.

*

આહાર વિધાન :

(૧) યજ્ઞ-શેષ (૨) સાત્ત્વિક (૩) પરિમિત (૪) અસ્વાદવૃત્તિથી (૫) ભગવાનને અર્પણ કરીને, ખાઈએ.

*

સત્કર્મનું આચરણ કરીને એમાંથી ફળ મેળવવાનો યત્ન કરવો એ ગંગામાં ડૂબકી લગાવીને માથે કાદવ ઊડાડવા સમાન છે.

*

'પુઢે' 'માગે' ( આગળ-પાછળ ) મરાઠી ભાષામાં આ અવ્યય દિગ્દર્શક હોવા છતાંયે કાલદર્શક છે. આ અવ્યયોના સમાનાર્થક અન્ય કોઈ પણ ભાષાના અવ્યય આ રીતે ઉભયદર્શક છે. આથી મનુષ્યનું મન સહજ પ્રેરણાથી દિક્ અને કાલ એકરૂપ માનવા પ્રતિ ઢળે છે.

*

જગતને કારણે 'જગતના,' આંખોને કારણે 'રૂપનું' બુદ્ધિને કારણે 'જ્ઞાન', આત્માને કારણે 'થાય છે.'

*

અમૂર્ત અને મૂર્તની વચ્ચેનો એકમાત્ર સેતુ—શબ્દ, યાને વેદ, યાને નામ.

*

વિદ્યાર્થીઓ પાસેથી હું જેટલું શીખ્યો, એની તુલનામાં મેં એમને કંઈજ નથી શીખવ્યું.

*

ભક્તને 'સ્વારથ્ય' નથી હોતું

*

કોઈ કર્મયોગને પિપીલિકા અને ધ્યાનયોગને વિહંગમ કહે છે. હું કર્મયોગને ઇસપ નીતિના કાચબાની અને ધ્યાનયોગને સસલાની ઉપમા આપું છું. ધ્યાન ધરતાં ધરતાં ક્યારે નિંદ આવી જાય છે, એ ધ્યાનમાં જ નથી આવતું.

*

'કેમ રે! તને નિંદ આવે છે?'

એક કહે છે, 'ના, અત્યારે નથી આવતી.'

બીજો કહે છે, 'હા, ક્યારની આવે છે.'

ૐ કહીએ કે નેતિ કહીએ, અર્થનો 'નકાર' જ છે.

*

સ્વપ્ન છે નિંદમાં જાગવું અને અનવધાન છે જાગૃતિમાં સૂવું. પ્રાયઃ આ પરસ્પરનાં કાર્ય-કારણ હોય છે.

*

આધિ, વ્યાધિ, ઉપાધિ, સમાધિ—આ ઉપસર્ગ-ચતુષ્ટય છે.

*

મને સંતોના વચન પૂજ્ય છે, મારી કલ્પનાઓ પ્રિય છે, સત્ય પ્રમાણ છે. મારી કલ્પનાઓ અનુસાર વર્તવા હું બંધાયેલો છું, કારણ કે સ્વધર્મ અનિવાર્ય છે. પરંતુ સંતોનો આધાર પણ હું છોડી શકતો નથી. એટલે મારી કલ્પનાઓનો સંતોના વચનો સાથે મેળ બેસાડવાનું કર્તવ્ય મને પ્રાપ્ત થાય છે. સત્યધર્મ પર દૃષ્ટિ સ્થિર હોવાને કારણે આવો મેળ સાધવાનું મને કઠિન નથી જણાતું. સત્ય સૂર્યના પ્રકાશમાં સંતોના માર્ગ પર મારી કલ્પનાઓના પગો વડે ચાલવાનો હું પ્રયત્ન કરું છું.

*

હિમાલય ઉત્તર દિશામાં કેમ છે? કારણ કે મેં એને ઉત્તરમાં રહેવા દીધેલ છે. કાલે ઊઠીને હું જો એની ઉત્તરમાં બેસું તો એ તુરત દક્ષિણમાં ક્યાંઈ જવાનો.

*

સાધકે સ્વપ્ન પર પણ ચોકી રાખવી જોઈએ. આત્મસંશોધન માટે એની ખૂબ જરૂર છે. હરિશ્ચન્દ્રનું ઉદાહરણ.

*

'દુઃખમિત્યેવ' ત્યાગ ઉચિત નથી, 'દુઃખમિતિ' ત્યાગ ઉચિત હોઈ શકે છે.

*



આવે છે. તેની ચાંચ નારંગી રાતા રંગની હોય છે. છાતી પેટ અને તમામ નીચેના ભાગો ઈંટીયા રાતા રંગના હોય છે. નીચલી પીઠ ઘેરી કથ્થાઈ, પુંછડી કથ્થાઈ રંગની પણ બહારનાં પીંછાં રાખોડી રંગનાં અને કાળા પટ્ટાવાળાં હોય છે. પાંખ નીચે માલીયો લાલ રંગ અને પીઠ ઉપર રાખોડી ધોળા રંગની લીટીઓ હોવાથી ઉડાનમાં તરત જ ઓળખાઈ આવે છે. માદાનો રંગ નર જેટલો ઘેરો હોતો નથી.

અંગ્રેજીમાં આ નીલમ હોલીને The Emerald અથવા Bronze Winged Dove કહેવામાં આવે છે. જ્યારે તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Chalcohaps Indica કહેવામાં આવે છે.

## [ ૨ ] વનહોલી

વનહોલીને વસવાટ માટે વનવગડો પસંદ છે. પણ તેઓ ડુંગર અને મેદાન બંને પ્રકારનાં વનોમાં વાસ કરે છે. જો કે તેઓ સ્થાનિક મુસાફરી કરતાં જોવામાં આવે છે કારણ કે ક્યારેક તેઓ ઓચીંતાં દેખાઈ જાય છે અને પાછાં એટલી જ ત્વરાથી ભાગી જાય છે. આ જાતની ભાગનાસ ખાસ કરીને ઓગસ્ટ અને નવેમ્બર માસમાં વધારે પ્રમાણમાં દૃષ્ટિગોચર થાય છે. જ્યાં તેઓ બચ્ચાં ઉછેરે છે ત્યાં તો તેઓનો નિવાસ કાયમનો હોય છે એટલે તે જગ્યા ઉપર તેઓ જરાય આપણાથી ગભરાતાં નથી. આથી તેનું અવલોકન કરવામાં જરાય મુસ્કેલી પડતી નથી. વનહોલી પણ રસ્તાની ધૂળમાં ચરતાં જોવામાં આવે છે જ્યારે આપણાથી ડરીને ઊડે છે ત્યારે પાંખો અથડાવીને અવાજ કરે છે અને બનતાં સુધી જોડીમાં જ ફરવાનું પસંદ કરે છે જ્યારે બપોરના આરામ કરતાં હોય છે ત્યારે ધીરા "કુ" અવાજથી એક બીજાનો સંપર્ક સાધતાં રહે છે. સખત તાપના સમયે તેઓ બહુ ચોક્કસ સમયે પાણી પીવા આવે છે. કેટલીક જગ્યામાં તેનો માણસો ખાવાના ઉપયોગ માટે શિકાર કરે છે.

માળા બાંધવા માટે બનતાં સુધી તેઓ કાંટાવાળા જાળા કે છોડની પસંદગી કરે છે. માળો તથા ઈંડાં તેના કુટુમ્બી જેવો અને જેટલા હોય છે. રંગમાં પણ તે એવાં જ છે. બહુ ઠંડી અને સખત વરસાદના મહિના સિવાય તેના માળા દરેક માસમાં જોવામાં આવે છે.

વનહોલીનો નીચેનો ભાગ ચળકતા ઈંટીયા રાતા રંગનો, માથા ઉપરનો રંગ રાખોડી અને ઓડમાં ધોળાં તલકાં માલુમ પડે છે. પાંખ ઉપરના પીંછાંના રાખોડી રંગમાં કાળી લીટીઓ અને ગરદન અડખે પડખે કાળા રંગમાં ધોળા તલકાં આવેલાં હોય છે. પગનો રંગ રાતો અને પુંછડી જરા વધારે લાંબી જોવામાં આવે છે. જેનો અવાજ ક્રુ ક્રુ અથવા 'ક્રૂ ક્રૂ ક્રૂ' જેવો સંભળાય છે. અંગ્રેજીમાં વનહોલીને The Indian Spotted Dove અને Streptopelia Chinensis Suratensis એ એનું વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે વપરાતું નામ છે.

## [ ૩ ] ધોળ હોલી

ધોળને ભેજ તથા ધાટાં વનો પસંદ નથી. એ તો સુક્કા પ્રદેશ ઉપર પસંદગી ઉતારે છે. આથી આપણે સૌરાષ્ટ્ર ગુજરાત તેઓના રહેણાક માટે બહુ અનુકૂળ પડયો છે. જ્યાં વગડો અને કાંટ હોય ત્યાં ત્યાં તેનો ઘૂ ઘૂ—ઘુ ઘુ-ઘુ અવાજ સંભળાયા વગર રહેતો નથી. તેના આવા અવાજને માણસોએ એ રીતે ઘટાવ્યો છે કે ઉજ્જડ થયું. ભાગી ગયા એમ તેઓ બોલે છે કારણ કે તેઓનો વસવાટ ઉજ્જડ જગ્યામાં છે. વળી કેટલાક ફકીર માણસોએ એના અવાજને જુદી જ રીતે બતાવ્યો છે તેમાં તે 'મહેબુબ તું, મહેબુબ તું' એમ અવાજ કરી ઈશ્વરના ગુણગાન ગાય છે. તેને કોઈ ઘરના છાપરા ઉપર બેસવા દેતું નથી તેનું કારણ તેનો ઉપલો અર્થ એટલે પહેલી સમજણ છે.

ધોળનો નર જ્યારે સંવનન કરે છે ત્યારે પોતે જ્યાં બેઠો હોય તે જગ્યાએથી સીધો લગભગ ત્રીશ ચાલીશ ફૂટ ઊંચે ઊડે છે. જે ઊડતાં તે પોતાની પાંખો અથડાવીને ફટ ફટ અવાજ કરે છે અને પુંછડીને પંખાના



વાનું પસંદ કરતા નથી. વળી આઠ દશના ટોળામાં હોય છે. મનુષ્યનો સહવાસ આ લોટણુ હોલીને પસંદ નથી. એ તો કાંટમાં વધારે સંતાઈ રહેવામાં માને છે. જયાં તે લગભગ બારે માસ માળા બાંધી બચ્ચાં ઉછેરે છે. માત્ર તે કાંઈક ઊંચે માળો બાંધતાં દેખાયાં છે.

નરનો રંગ ઈંટીયો રાતો, છાતી રાખોડી, તેના માથા પછવાડે અને પડખે કાળો ગલપટ્ટો શોભે છે. પીઠ અને કંઠ ઘેરા સલેટીયા રાખોડી છાતી અને પેટ ઈંટીયાં રાતા રંગના, આંખો ઘેરી કથ્થાઈ, ચાંચ કાળી, પગ અને આંગળાં ઝાંખા રાતા અથવા જાંબુડીયા રંગનાં અને નખો કાળા રંગના હોય છે.

લોટણુ હોલીને અંગ્રેજીમાં The Indian Red-turtle Dove અને Streptopelia T. Tranquebarica એવું લાંબુ વિજ્ઞાનિક નામ આપવામાં આવ્યું છે.

### [ ૬ ] શિયાળુ હોલી

આ શિયાળુ હોલી અહીં શિયાળામાં અવાર નવાર વન અને કાંટોમાં જોવામાં આવે છે. અને પશ્ચિમ એશિયા તથા હિમાલય બાજુથી દક્ષિણમાં ભારતના ઘણા ભાગોમાં ઊતરી આવે છે. જસદણ યુવરાજ સાહેબે પોતાના ગામની કાંટમાં એક વખત નોંધી હતી એમ ધર્મકુમારસિંહજી સાહેબ લખે છે. માથાનો રંગ પીળો કે ગુલાબીમાં કાંઈક રાખોડી રંગ તેના કપાળ અને તાલકા ઉપર હોય છે. ગરદનની બંને બાજુ ટપકીદાર રાખોડી ભાત રહે છે. પીઠથી કડ સુધી રાતો કથ્થાઈ અને રાખોડી રંગ, પુંછડી કથ્થાઈ રંગની અને પાંખો ઘેરી કાળી કથ્થાઈ રંગની પણ ઉપરનાં પીછાં ઘેરા રાખોડી હોય છે. આંખો રાતી, પગ પણ રાતા હોય છે. તેની તમામ ખાસીયત બીજા સગાંને મળતી આવે છે.

અંગ્રેજીમાં શિયાળુ હોલીને The Rufous Turtle Dove અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Streptopelia Orientalis કહેવામાં આવે છે.

કબૂતર કુટુમ્બ બધાં પંખીઓ આવી ગયાં. હવે પછી તેનાં બીજાં કુટુમ્બી બટાવડાં વિશે માહિતી આપીશું.



જયન્ત પરમાર

## જીવનપાઠ

**વાતો કરેલી કૈંક કૈં આજે કરે ગુંજન બધી.**
**તારી અવિચળ મૂર્તિ મારા કાન પાસે ગુંજતી,**
**આંખો અનિમેષે રહી નીરખી તને સૌહાર્દથી,**
**તુજ મૂર્તિ સામે સર્વદા પઢતો જીવન પાઠો બધા.**



ભગવાને એક વાર વિચાર કર્યો કે એક એવા પ્રાણીનું સર્જન કરું કે જે સ્વર્ગ અને પૃથ્વીનાં સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ હોય. આ વાતની જયારે સત્યને ખબર પડી ત્યારે તેણે ભગવાનને કહ્યું : ' ભગવાન, એ પ્રાણી દંભ અને બેઈમાની ફેલાવીને આપને બદનામ કરશે. ' ન્યાયે કહ્યું : ' એ સ્વાર્થી બનીને બધાંને સતાવશે. ' શાંતિએ કહ્યું : ' ભગવાન, એ પ્રાણી જગતના વિનાશમાં ગૌરવ અનુભવશે. ' પણ તેમની નાની દીકરી દયાએ આવીને કહ્યું : ' પિતાજી, એ પ્રાણીનું જરૂર સર્જન કરો. જયારે આપના દૂતો એને સુધારી નહિ શકે ત્યારે હું તેને જરૂર સુધારીશ. '

દયાની વાત માનીને જ ભગવાને એ મનવાંછિત પ્રાણી માનવીનું સર્જન કર્યું

— ' ટોલ્સ્ટોય '



દંપતીની ખાલી કુટિર બતાવું તથા તેનાં સગાંસંબંધી હજુ પણ વિલાપ કરી રહ્યાં છે એ બતાવું.' લીલાને આ સાંભળી તે સ્થાન જોવાની ઝંખના જાગી. સરસ્વતીદેવી લીલાને તે સૃષ્ટિમાં લઈ ગયાં.

ત્યાં જઈ લીલાએ એક ઝૂંપડી જોઈ. તેમાં બ્રાહ્મણ વસિષ્ઠ તથા તેની પત્ની અરુંધતી રહેતાં હતાં. એક દિવસ વસિષ્ઠે એક રાજાની સવારી પૂરા ઠાઠ-માઠથી નીકળતી જોઈ. તે જોઈ, રાજાઓના જેવી સુખ અને વૈભવ ભોગવવાની તીવ્ર વાસના તેનામાં જન્મી. એનું શરીર છૂટી ગયું. અરુંધતીએ એવું વરદાન માગી રાખ્યું હતું કે જો તેનો પતિ તેના પહેલાં મૃત્યુ પામે તો તેનો જીવ ઝૂંપડીની બહાર ન જાય. બ્રાહ્મણ વસિષ્ઠના મૃત્યુથી બ્રાહ્મણી ઘણી દુઃખી થઈ અને પતિના શબ સાથે ચિતા પર બેસી સતી થઈ. સરસ્વતીએ લીલાને કહ્યું કે આ બધું માત્ર એક સપ્તાહ પહેલાં બની ગયું છે. એ બ્રાહ્મણ તારા પતિ પદ્મના રૂપમાં અને બ્રાહ્મણી તારા રૂપમાં આ સૃષ્ટિ પર રાજ્યનું સુખ ભોગવવા ઉત્પન્ન થયાં. તમારો બંનેનો જીવ એ ઝૂંપડીની બહાર નથી ગયો.

લીલાને ઘણું આશ્ચર્ય થયું તે પૂર્વેના જન્મો વિષે જાણવાની તેની ઉત્સુકતા વધી ગઈ, સરસ્વતીની સહાયથી તેને તેના સર્વ પૂર્વજન્મોનું જ્ઞાન થયું.

હવે સરસ્વતી તથા લીલા પાછાં પદ્મવાળી સૂક્ષ્મ સૃષ્ટિમાં આવ્યાં. ત્યાં પદ્મ વિદૂરથ નામધારીને રાજ્ય કરતો હતો. લીલાએ જોયું કે એટલા અરસામાં વિદૂરથની ઉંમર ૭૦ વર્ષની થઈ ગઈ છે. તેની વર્તમાન પત્નીનું નામ લીલા છે. તે લીલાને ખૂબ ચાહતો હતો એટલે તેને આ જન્મમાં પણ લીલા જ મળી! લીલા તથા સરસ્વતી રાજા વિદૂરથના એકાન્તવાસના સમયે, તેની સામે પ્રગટ થઈ અને તેને તેના પૂર્વજન્મના પદ્મ-રૂપની યાદ આપી. પરિણામે વિદૂરથના હૃદયમાં પદ્મ થવાની વાસના જાગી...

તે જ સમયે બીજી લીલાએ (વિદૂરથની પત્નીએ) પણ સરસ્વતી પાસેથી વરદાન માગી લીધું હતું કે આગલા જન્મમાં તે પોતાના પતિની જ પત્ની બને. થોડા સમય બાદ વિદૂરથના રાજ્ય પર બહારથી આક્રમણ થવા લાગ્યાં. એક મોટો સંગ્રામ ખેલાયો. આ સંગ્રામમાં રાજા વિદૂરથ માર્યો ગયો. તેનો જીવ, લીલાના ખંડની બહાર જવા પામ્યો ન હતો તે, ખંડમાં પડેલા સુરક્ષિત શબમાં પ્રવેશ્યો. આમ પદ્મ નામનો દેહ જાગી ઊઠ્યો.

પદ્મે જાગતાવેંત જ પોતાની જૂની દુનિયાનો અનુભવ કર્યો અને જેનામાં પોતાની વાસના હતી એ બંને 'લીલા'ઓને પોતાની સામે ઊભેલી જોઈ.

*

વસિષ્ઠે રામચંદ્રને કહ્યું—'આપણા જીવનમાં જે કંઈ થાય છે, તે આપણી વાસનાઓ અનુસાર જ થાય છે. જીવન-મરણ તથા સર્વ લોક-લોકાન્તર—બધું જ આપણી વાસનાઓના ઘડ્યા મુજબ ઘડાય છે.'



ઇંગ્લેંના રાજા આઠમા હેનરી અને ફ્રાંસના રાજા પહેલા ફ્રાંસિસ એ બન્ને વચ્ચે કંઈક ખટપટ ચાલી રહી હતી. હેનરીએ પોતાના એક ઉમરાવને ફ્રાંસિસ પાસે વાટાઘાટો કરવા મોકલવાની ઇચ્છા કરી. પણ એ ઉમરાવને ફ્રાંસમાં પોતાના જાનનું જોખમ લાગ્યું એટલે તેણે પ્રાર્થના કરી કે મને ત્યાં ન મોકલો તો સારું.

આથી હેનરીએ ઉમરાવને કહ્યું : 'ગભરાવ નહિ, જો ફ્રાંસિસ તમને મારી નાખશે તો હું મારા તાબામાં છે તે પચાસેય ફ્રાંસીસિયોનાં માથાં કાપી નાખીશ.'

તરત ઉમરાવે જવાબ દીધો : 'આપ સાચું કહો છો મહારાજ ! પણ એ પચાસમાંથી એકેયનું માથું મારા ખભા પર ચોંટાડી નહિ શકાય !'

—'વિટ ઍન્ડ હ્યુમર'માંથી



વગેરે પ્રશ્નો બાદ કહ્યું, 'તમે તો મારા મહેમાન છો.' ને અમને આગ્રહ કરી બેસાડ્યા.

તે ગામમાં ગયો, ને થોડીવારે થોડાક ચોખા, ફણસના ફળિયા, ને દાળ લઈને પાછો ફર્યો. પાછળના પોતાના ખેતરમાં ગયો ને રસ્તા પરના આંબા પરથી થોડીક કાચી કેરીઓ તોડી આવ્યો. ને અડધા કલાકમાં ભાત, દાળ ને ફણસના ફળિયાનું શાક તૈયાર થઈ ગયું. વાનગીમાં તો શું તથ્ય હતું? પણ માનવીનો પ્રેમ એને સ્વાદ દેતો હતો. પાછળથી ગામમાં ફરતાં જાણ્યું કે એ ચોખા તો ગામમાંથી ઉછીના લઈ આવ્યો હતો, કારણ આજે ગરીબ ભારતના ખેડૂત પાસે એક સાથે ભૂખ્યા ચૌદ જણને ધરી શકે તેટલું અનાજ હોવાની શક્યતા બહુ ઓછી છે.

મ્હૈસુર રાજ્યનાં એક 'એડવાન્સ સ્ટેટ' તરીકે વખાણ તો ઘણાં સાંભળ્યાં'તાં. એટલે આશાભર્યા દિલે, જ્યારે તુંગભદ્રા નદી ઉપર થઈ એ રાજ્યમાં પ્રવેશ કર્યો, ત્યારે દિલે અનેરો રોમાંચ અનુભવ્યો. પરંતુ આશા નિરાશામાં ફેરવવા સર્જાઈ હતી. એક નાનકડા ગામમાં અમે ૨૩ માઈલ ચાલીને પહોંચ્યા. ભૂખ ને તરસ એ બધાનો સામાન્ય રોગ હતો. પહેલાં હું ને અમારી ટુકડીના નેતા શ્રીરામ ચિંચળીકર એક ઘેર જઈને ઊભા રહ્યા ને પાણી માગ્યું. પાણી મળતાં પહેલાં અમારી જાત પૂછવામાં આવી, અમે બ્રાહ્મણ છીએ એ જાણ્યા બાદ એ પાણી લેવા ને અમે અમારો લોટો લેવા ગયા. ત્યાં અમારામાંના એ જણમાંનો એક ડેનિયલ આવીને ઊભો. અમારું જ પુનરાવર્તન થયું ને જ્યારે જાણ્યું કે એ 'જયુ' છે ત્યારે પાણી આપવાનો ઇન્કાર કર્યો. તેથી અમે કોઈએ પાણી ના પીધું ને મહારવાડો પૂછતા પૂછતા મહારવાડે ગયા.

મહારવાડે જઈ, ફરી ઊભા રહ્યા, ને પાણી માગ્યું. તો તેઓ ગભરાઈને કહેવા લાગ્યા: 'નાનુ હાસ્કુ!' (અમે હરિજન છીએ) પણ અમે તેઓને વારંવાર સમજાવ્યું: 'તમારું પાણી પીવામાં જરાય વાંધો નથી.' પણ તેઓ કહેવા લાગ્યા કે, 'તમે તો ઠીક પણ તમારા ગયા પછી ગામલોકો અમને તમને અભડાવવા બદલ ચૂંથી જ નાખે ને!' મહામહેનતે તેઓને સમજાવવામાં અમે સફળ થયા. ને પછી તો ત્યાં જ જમ્યાય ખરા. આગળ જતાં મ્હૈસુર રાજ્યની ધારાસભાના કેટલાક સભ્યો જોડે જ્યારે વાત કરતાં જાણ્યું કે અસ્પૃશ્યતાનિવારણનો કાયદો અહીંયાં છે તે ના પાળનારને સજા પણ થાય છે; ત્યારે દિલે પૂ. વિનોબાજીનો જ પુકાર બુલંદ અવાજે ઊઠ્યો: कानूनसे कभी क्रान्ति नहीं होती है.

એક વખત એક ફાંસલાવાળો મળ્યો. તેનું જીવન-નિર્વાહ કરવાનું સાધન રોજેરોજનું ફાંસલાનું વેચાણ જ હતું. પરંતુ જ્યારે તેણે જાણ્યું કે આ લોકો કોણ છે? ને શા માટે ચાલતા નીકળ્યા છે? ને ભૂખ્યા છે. ત્યારે તેણે ફાંસલાનો ટોપલો હાથમાં મૂકી દીધો ને ખાવા અત્યંત આગ્રહ કરવા મંડ્યો. બીજું કાંઈ ખાવા દઈ નથી શકતો એ માટે દિલગીરી દેખાડીને થોડાંક ખાધા બાદ તેઓએ જ્યારે પૈસા આપવા માંડ્યા ત્યારે કહ્યું: 'પૈસા કરતાં માનવી પર ને તેના પ્રેમ પર વિશ્વાસ રાખતાં તમે શહેરીઓ કોણ જાણે ક્યારે શીખશો!'

'અગણિત આફતો ચઢી, હિંમત ના હાર જરી,
મંઝિલ દૂર નથી સાથી.'

એમ ગાતા ગાતા અમે જ્યારે ૯૩૭ માઈલ ચાલીને 'સર્વોદયપુરમ્' પહોંચ્યાં ત્યારે લોકોને મળતાં, એક નક્કી કરેલી મંઝિલને મેળવતાં અમને કેટલો આનંદ થયો તે કહેવો કે કલ્પવો મુશ્કેલ છે. તેમાંય જ્યારે પૂ. વિનોબાજીએ જાણ્યું કે અમે ૧૬૮૩ એકર જમીન ને વાર્ષિક રૂ. ૧૦,૦૦૦ ની કિંમતનું ૧૨૦ જણાં પાસેથી સંપત્તિદાન મેળવ્યું છે અને શ્રી. નારાયણ દેસાઈને અમે પૂછ્યું કે 'क्या भूदान यज्ञसे क्रान्ति हो रही है?' ત્યારનું સ્મિત ને ઉત્સાહથી ધબકતું દિલ, આનંદ, એ બધું શબ્દ કેમ સમાવે!



## ભણતરનો ઉલ્લાસ ક્યાં....

ગ્રેજ્યુએટ થયેલી વિભા પરણીને સાસરે ગઈ. શ્વસુર-ઘરમાં તેઓ બન્ને અને સાસુ તથા નણંદ હતાં. સાસુની તબીયત સારી નહોતી રહેતી. એટલે તેઓની તો કામની બિલકુલ આશા જ રાખવાની નહોતી, અત્યારસુધી નાની નણંદ કૉલેજનો અભ્યાસ કરતાં કરતાં પણ ઘર બરોબર સંભાળતી હતી.

ભાભી પણ આમ તો ઘર સંભાળે એવાં જ હતાં. એમણે પણ કૉલેજનો અભ્યાસ કરતાં કરતાં ઘરકામમાં તેમની બાને ઠીક ઠીક મદદ કરેલી. પણ ક્યારેય જવાબદારીનું કામ માથે નહોતું લીધું.

લગ્ન પછી વિભા સાસરે આવી અને થોડા દિવસમાં જ જાણે કંટાળી ગઈ. તેના પતિની નોકરી એવી હતી કે રોજ સવારે વહેલું જવું પડતું અને સાથે નાસ્તો લઈ જવાનો. સવારે વહેલાં ઊઠી તાજો નાસ્તો બનાવી આપવાનું તેને ઓછું ગમતું. અને એક જાતનું મનમાં ભૂત ભરાઈ ગયેલું કે સવાર અને સાંજની બન્ને ટાઈમની રસોઈ એક જ વ્યક્તિથી થઈ શકે કેવી રીતે ? નવવધૂના આવા કેટલાક ખ્યાલો જ્ઞાતિ રિવાજ મુજબ તેના મનમાં રમતા હતા.

નાની નણંદ મદદમાં તો હતી જ. પણ ભાભી આવવાથી એને સહેજે આશા બંધાય. ભણવું અને સાથે કામ કરવું તેમાંથી તેણે રાહત ઈચ્છી. અને જાણે કંઈક મોકળી રહી. પણ ભાભી તો બબ્બે દિવસે એકાદ દિવસ પિયરનો માર્ગ લેતાં જ. ક્યારેક તો તેથી વધુ સમય માટે પણ જતાં. અને કહેતાં પણ કે મારાથી આટલું બધું કામ ન થઈ શકે. કામને કારણે તેનામાં એક જાતની નિરાશા વ્યાપી ગઈ હતી.

સમજાતું નથી કે મધ્યમ વર્ગની ઘરકામથી ટેવાયેલી ભણેલી બેનનું વર્તન આમ કેમ હશે ? એનો ઉલ્લાસ બધો ક્યાં ચાલ્યો ગયો ? લગ્ન પણ એમની પસંદગીનાં છે. પોતાને પહેલેથી શ્વસુરગૃહની માહિતી છે. છતાં આમ ઓછું લાવી પિયર જતા રહેવાનું શું કારણ હશે ? ભણેલી બેનો પણ જ્ઞાતિના રિવાજને વળગી રહી એવો આગ્રહ શા માટે રાખે કે રસોઈ ઘરની વહુ એક જ સમયની કરે. અને એ રિવાજ છે તે વાત સાચી. પણ જ્યારે ઘરમાં બીજું કોઈ ન હોય ત્યારે ઘરકામ સિવાય બીજી પ્રવૃત્તિમાં તેમનું મન ચોટતું નથી. ક્યાં તો પછી બીજી પ્રવૃત્તિ કરે અગર કમાઈને ઘરની આવકમાં વધારો કરે. પણ એક પણ કામ ન કરીએ અને મોં ચઢાવીને ફરીએ તો એ ઘરની કેવી દશા થાય ? ઘર પોતાનું જ છે અને પોતે જ તેને ભર્યું ભર્યું ખુશનુમા વાતાવરણથી ભરી દેવાનું છે એ ખ્યાલ સાથે જીવનનાવ ચલાવવાની હોય. ખોટા ખ્યાલ મનમાં લાવી પોતાના સંસ્કાર અને ભણતરને વગોવવું ન જોઈએ.

### ઉત્સાહી ભણતર

ભણેલી બહેનો બધી જ ઘર નથી સંભાળતી કે બીજી ફરિયાદો ભણેલાને કારણે હોય છે એવું પણ નથી. હવે આપણે એનાથી ઉલટું જોઈએ.

રેખા અને દિલીપ બન્ને ગ્રેજ્યુએટ થયેલાં યુવક યુવતી હતાં. બન્ને એક બીજાને ચાહતાં



અરેરાટી પણ તેમણે નથી કરી. જનુની હજુ તો ખાસ કમાણી નહોતી. અને પાંચ માણસનું પૂરું કરવાનું હતું. પણ શારદાબેને સમય-સૂચકતા વાપરી કરકસરથી ઘર ચલાવવા માંડ્યું. જનુને ખબર પણ નથી પડી કે ઘર કેમ નભે છે. એ તો કહેતાં કે બે સાલ્લાથી ચલાવીશ, ઘરનું કામ બધું જાતે કરી લઈશું. થોડુંઘણું પોતાની પાસે હતું તે વેચી નાખ્યું. ક્યારેય ખાવામાં કરકસર કરી નથી પણ સાથે સાથે બગાડ પણ થવા દીધો નથી. એમને દીકરાની નાજુક તબીયતનો વધુ ખ્યાલ હતો. પૌષ્ટિક ખોરાક ન મળે તો તેનામાં કામ કરવાની શક્તિ ક્યાંથી રહે! અને લાગણી-વશ પુત્રને એ ખ્યાલ આપવો તેમને પાલવે તેમ નહોતું. તેમને પોતાનાં કરતાં પુત્રની ચિંતા વધુ હતી.

થોડા મહિના સહેવું પડ્યું પણ શારદાબેનની આશા ઊગી નીકળી. જનુનું ભણતર દીપી ઊઠ્યું અને તેને સારી નોકરી મળી ગઈ. ભાવિ તેનું ઊજળું દેખાતું હતું. એટલે હવે ચિંતા જેવું નહોતું.

બન્ને સાસુ–વહુ ખૂબ સંપીને રહેતાં હતાં, ઘર હતું એટલે ઘણીવાર મન ઊંચાં થતાં, કેટલુંક ન ગમતું પણ થતું. પણ શાણા શારદાબેન સમય જોઈને વાત કરતાં, ક્યારેય વાદવિવાદમાં ન ઊતરતાં. પોતે બે કામ વધુ કરી લેશે તો હાડકાં ઘસાઈ નહિ જાય એ ભાવના એ સંતોષી જીવને હતી.

આજે તો એમનું બધાંની ના ઉપર ખેડેલું સાહસ ફળ્યું હતું એટલે બધાં તેમની હિંમતને શાબાશી આપતાં હતાં.

આખું કુટુંબ ઉલ્લાસમય બની ગયું છે. કોઈ પણ પ્રશ્ન ઊભો થાય તો શારદાબેન તેને ધીરજથી, ખંતથી, શાંતિથી પાર પાડે છે. ક્યારેક એમને શોષવું પણ પડે, નાનું મોટું કોઈપણ કંઈક કહી પણ જાય કોઈવાર, પણ તે તો હમેશાં પોતાના ઉપર જ લઈ લે છે. અને એ દિવસે મન સાથે નક્કી કરે છે કે જરા સરખો અભાવ કોઈને પણ માટે મનમાં ન ઉદ્ભવવો જોઈએ. પહેલી ત્રુટી આપણી જોવી. ઘરના વડીલના આવા સારા સંસ્કાર પછી કુટુંબમાં તો તે આવે જને? જનુ પણ એવો જ ગુણવાળો હતો. પોતાની બા માટે તો તે બધું જ કરી છૂટતો. એને ક્યારેય ઓછું આવવા ન દે. શારદાબેનના સ્વભાવમાં રહેલો આનંદ એવો છે કે બહારથી આવેલી વ્યક્તિ પણ તેમાં એક થઈ જાય. સારાની સોબત નઠારાને પણ સારું બનાવે છે.

## બાળકની વેપારી બુદ્ધિ

શૈલેશને માંડ આઠ વર્ષ થયાં હશે. પણ તેનું વર્તન—મોટા માણસની માફક ઝટપટ ફળદ્રુપ ભેજામાંથી વાગ્ધારા નીકળે છે. તે ખૂબ વ્યવહારૂ (Practical) છે.

તે પ્રાથમિક શિક્ષણ લઈ રહ્યો છે. તેના પિતાને કાપડની દુકાન છે. ઘરમાં સૌથી મોટો છોકરો તે છે. અને પિતાની ઇચ્છા તેને વેપારી બનાવવાની છે. આ નાની ઉંમરે પણ તે રોજ સવારે દુકાને બેસે છે. પિતાના પહેલાં તે જઈને દુકાન ખોલે છે. દુકાનમાં બધું વ્યવસ્થિત કરે છે અને એ દરમિયાનમાં કોઈક ઘરાક આવે તો તે પણ પતાવે છે. એ બાબતમાં તો તે પણ પૂરેપૂરો 'અમદાવાદી'





**વિદ્યાર્થી :**

[ લલ્લુભાઈ બકોરભાઈ પટેલ, પ્ર. સસ્તું સાહિત્ય કાર્યાલય, અમદાવાદ કિં. ૮ આના. ]

આવતી કાલની આશા સમાન વિદ્યાર્થીઓ પ્રત્યેની સમાજની જવાબદારીનું ભાન એકાએક જાગૃત થયું છે. ને એ વર્ગ ઉપર સૂચનો, શિખામણો ને ટીકા વગેરેનો વરસાદ વરસવા લાગ્યો છે. પરિસ્થિતિ એ ઊભી થઈ છે કે બધી બાજુથી માત્ર ટીકા ને શિખામણના શબ્દો સાંભળતો વિદ્યાર્થી વર્ગ આજે કાંઈક બહાવરો ને દિશાશૂન્ય બન્યો છે. સદીઓથી જે સલાહો એને અપાયા કરે છે એનો આદર્શ સંગ્રહ આ પુસ્તકના પ્રયોજકે કર્યો છે. એક હકીકત વાંચવા કે કહેવાથી વિદ્યાર્થીને વધુ જાગૃત કરી શકાશે એવી પ્રબળ માન્યતાના ભોગ બનીને લેખકે પુસ્તકને પુનરાવર્તનોથી જ ભર્યું છે. વાંચી રહ્યા પછી પુસ્તક જરા પ્રેરણાદાયી તો લાગે છે; પરંતુ ૧૦૩ પાનાંની હકીકત માત્ર ૩૦–૪૦ પાનાંમાં વધારે સારી રીતે કહી શકાઈ હોત. અને તે પણ વધુ રસિકરીતે એમ વાચકને જરૂર લાગે છે.

વિદ્યાર્થીઓ વિષેનાં પુસ્તકો લખાય ને એમને યોગ્ય દોરવણી મળે એ ખૂબ જ ઇચ્છનીય છે, પરંતુ આપણા સમાજમાં લગભગ દરેક વડીલ ગાંધીજીની કોટિએ પહોંચીને જ સલાહ આપે છે. સવારે વહેલા ઊઠવાની ટેવ પાડવાથી માંડીને બ્રહ્મચર્ય પાલન સુધીનાં બધાં જુગજૂનાં સૂત્રો જુગજૂની રીતે પુનઃ ઉચ્ચારવામાં આવે છે. કમભાગ્યે આવાં પુસ્તકો પાછળ સ્પષ્ટ માનસશાસ્ત્રીય દૃષ્ટિ નથી હોતી, સમાજનાં આધુનિક બળોનો તુલનાત્મક અભ્યાસ કરવાની ને એ બળોની વિદ્યાર્થીઓ પર થતી અસર તપાસવાની કોઈને ફુરસદ નથી. બ્રહ્મચર્ય પરનાં પુસ્તકો વધુ પડતાં વાંચનાર જ ઘણીવાર અબ્રહ્મચર્ય તરફ આકર્ષાય છે ને આખો સમાજ—રાજકીય નેતાથી માંડીને માબાપ, શિક્ષકો ને લેખકોનો—ઢોંગી બને ત્યારે પોતે શું કામ આવી તપસ્યા આદરે એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. શ્રી મશરૂવાળાએ 'સમૂળી ક્રાંતિ' માં કહ્યું છે કે 'કૂવામાં હોય તો હવાડામાં આવે ને?' જ્યાં માબાપ, નીતિના નિયમો ચૂક્યાં છે, જ્યાં લેખક માત્ર પુસ્તક ઢસડી મારવામાં જ પોતાનો પુરુષાર્થ ખર્ચીને બેસી રહે છે, જ્યાં શિક્ષક ગરીબાઈ વિરુદ્ધ પગાર વત્તા ટ્યુશન વચ્ચે સમતુલા જાળવવામાં બધી જ શક્તિ કેન્દ્રિત કરે છે ત્યાં વિદ્યાર્થીને જ ઉપદેશ આપ્યા કરવાનો અર્થ નથી. જાતીયતા ( sex )ની વૈજ્ઞાનિક

---

પત્નીને મારી નાખી.

આવા રોજબરોજ બનતા જુલમ ઉપર સમાજનું ધ્યાન કેમ કેંદ્રિત નથી થતું? જીવનની સમસ્યા આવી હત્યા અને આત્મહત્યાથી થોડી ઉકેલાઈ જવાની છે? આ તો ઊલટું રોજબરોજ વધતું જાય છે. એ અંગે તો યુવકોએ, સમાજે આ સમસ્યાનો ઉકેલ લાવવા તનતોડ પ્રયત્નો શરૂ કરી દેવા જોઈએ. આવા જુલ્મોની સામે થઈને પણ મરવા કરતાં જીવવાનું ધ્યેય અપનાવવું જોઈએ.





'પાકિસ્તાનનો પરિચય'માં અભાવ દેખાય છે. ૧૨૦ પાનાંની આંકેલી મર્યાદાને વળગી રહેવા માટે પુસ્તકના ટાઈપ ઝીણા વાપર્યા છે. પાકિસ્તાન વિષેનાં અનેક પુસ્તકોનો સાર એક પુસ્તકમાં રજૂ કરી દેવાના ઉત્સાહમાં શૈલી અત્યંત ભારેખમ ને સામાન્ય વાચકને કંટાળારૂપ નીવડે એવી બનાવી દીધી છે. જોડણીની અસંખ્ય ભૂલો ને નબળું છાપકામ એ પુસ્તકની ઊડીને આંખે વળગે એવી ત્રૂટિઓ છે.

પહેલાં ત્રણ પ્રકરણમાં પાકિસ્તાનની સ્થાપનાની પૂર્વભૂમિકા વિગતવાર ચર્ચી છે; પરંતુ હિંદના ભાગલા અંગેનો સંપૂર્ણ દોષ મુસ્લિમ લીગ અને બ્રિટિશ સરકાર વચ્ચે વહેંચીને કૃતકૃત્ય થઈ જવું પૂરતું નથી. હિંદુ સમાજની રુઢિચુસ્તતા ને મુસ્લિમોથી વેગળા રહેવાની વૃત્તિ પણ ઓછેવત્તે અંશે આ ભાગલા માટે જવાબદાર હતી. લેખકે એ હકીકત પણ નિર્દેશી હોત તો? પાકિસ્તાનના રાજકીય ને આર્થિક વિકાસનું વિહંગવાલોકન સંપાદકે (કે લેખકે?—લેખક જ સંપાદક છે એવું શૈલી પરથી સ્પષ્ટ થતું નથી.) ઠીકઠીક કાળજી લઈને કર્યું છે.

હવે પછી બહાર પડનારાં પુસ્તકોની શૈલી આવી ભારેખમ ન રહે ને આટલી બધી બિનજરૂરી માહિતી ઠાંસવામાં ન આવે એ હકીકત ધ્યાનમાં રહે તો જ સામાન્ય માનવીનો રસ આ ગ્રંથમાળામાં ટકી રહે.

દરેક પુસ્તકને અંતે એ વિષયને લગતાં રસિક પુસ્તકોની માહિતી આપવામાં આવે તો પણ જીજ્ઞાસુ વાચકને ઘણું માર્ગદર્શન મળે. નાનાં ગામોમાં ઉત્સાહી યુવાનોને પુસ્તક વાંચ્યા પછી એ અંગે અભ્યાસ વર્ગોમાં ચર્ચા કરવાનું સુગમ પડે એ માટે થોડા ચર્ચાસ્પદ વિષયોની યાદી પણ મૂકી શકાય.

જો કે આ પ્રયોગ સ્તુત્ય છે ને લોકજીજ્ઞાસા સંતોષવાની દિશામાં એક સરસ પ્રયોગ છે ને એ પ્રયોગ સફળ નીવડે એ માટેના પ્રયત્નો કરવા પણ એટલા જ જરૂરી છે. 'અભિનવ ભારત પ્રકાશન'નાં પ્રકાશનોમાં કાંઈક વધુ અભિનવતા ઉમેરાય ને પ્રયોગશીલ દૃષ્ટિ કેળવાય એવું ઇચ્છીએ.

હિંદ વિષેની સમગ્ર માહિતી મેળવવા ઇચ્છતા જીજ્ઞાસુઓને આ ત્રણે પ્રકાશનો ઉપયોગી નીવડશે.—રાજકીય પ્રશ્નો વિષે ઘણું અજ્ઞાન સેવતા આપણા રાજકીય કાર્યકરોને પણ.

## પ્રાચીન હિન્દી કવિતા :

[ સં. ગિરિરાજ કિશોર : અંબાશંકર નાગર, પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. કિં. ૧–૧૦–૦ ]

પ્રકાશકે પોતાના નિવેદનમાં જણાવ્યું છે તે મુજબ આ પુસ્તક આપણા દેશની રાષ્ટ્રભાષા હિન્દીના અભ્યાસ માટે તૈયાર કરવામાં આવ્યું છે. આધુનિક હિન્દી ભાષા પ્રાચીન ભાષા કરતાં ઘણી જુદી પડે છે પણ ૧૧મી સદીમાં જન્મેલી હિન્દી ભાષાની મૌલિકતા, વિવિધતા અને વિકાસને સમજવા ખાતર પણ એનો અભ્યાસ અત્યંત જરૂરી છે. ગૂજરાત વિદ્યાપીઠે સંપાદનનું કામ હાથમાં લીધું એ પહેલાં હિન્દી સાહિત્ય સંમેલન, રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ વર્ધા અને નાગરી પ્રચારિણી સભાએ આ ક્ષેત્રમાં ઘણું ખેડાણ કરી નાખ્યું છે. આમ છતાં ગૂજરાત વિદ્યાપીઠને હિન્દી ભાષાના અભ્યાસીઓ માટે એક ખૂબ જ ઉપયોગી પુસ્તક પ્રકાશિત કરવા બદલ હાર્દિક અભિનંદન.

૧૧મી સદીમાં ઉદય પામેલી આ ભાષાએ અનેક નાનામોટાં આક્રમણો સહ્યાં છે. ક્યારેક એનામાં મુસલમાનોના ભારત વસવાટને કારણે અરબી–ફારસીપણું પ્રવેશ્યું છે ને ક્યારેક અતિશય સંસ્કૃતમય થતાં થતાં એનામાં અનેરું ગાંભીર્ય પણ પ્રવેશ્યું છે. હિન્દીના કબીર, નાનક, દાદૂ ને રહીમનાં કાવ્યો વાંચીએ તો ફારસીપ્રચુર ભાષાનો ખ્યાલ આવે અને સૂરદાસ, બિહારી, વિદ્યાપતિ, મીરાં, દેવ અને કેશવદાસ વાંચીએ તો સંસ્કૃતમયતા ધ્યાન ખેંચે. આમ છતાં હિન્દી ભાષા હમેશાં પ્રગતિશીલ રહી હોવાથી દરેક ક્ષેત્ર એમાં સારું એવું ખેડાણ થયું છે અને એનાથી એનું મૂલ્ય ઘણું વધી ગયું છે.

હિન્દીની પ્રાચીન કવિતાનો કાળ ૧૧મી સદીથી



લલિતબાબુનું પાત્ર સરસ રીતે ઉપસાવ્યું છે પરંતુ વકીલાતના ધંધાની ઝીણી ઝીણી વિગતો પીરસવામાં વાર્તારસને લેખકે થોડો કચડી નાખ્યો છે.

લલિતબાબુ લેખકની જીવનફિલસૂફીનું પ્રતીક હોય તો તે અત્યંત સમાધાનપ્રિય, ને સિદ્ધાંતપ્રિયતાને ઘેલછા ગણનારા છે. લલિતબાબુ જેવા પ્રગતિશીલ વકીલને કૉલેજમાં ભણી પોતાની પુત્રીના વિવાહ વિષે જન્મનો કુટુંબકલહ આટલા વિવશ બનાવી મૂકે એ નવાઈભર્યું લાગે છે. અંતમાં 'વિવાહ ભંજન સમિતિ'નો વિચાર રજૂ કરીને લેખકે આધુનિક જુવાનીયાની મશ્કરી કરવાનો લહાવો પણ લૂંટી લીધો છે.

'લપસણી ધરતી' પર ચાલતાં માનવોનાં જીવન ચર્ચતી આ નવલકથા વાર્તા કરતાં કાયદાની આંટીઘૂંટીની ચર્ચાને પ્રાધાન્ય આપતી હોવાથી ખૂબ કંટાળાભરેલી બની જાય છે.

**ચાલણગાડી :**

[ સં. ગિજુભાઈ: જુગતરામ. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. ચાર આના. ]

ત્રેવીસ વર્ષ પહેલાં ગિજુભાઈએ સંપાદિત કરેલી નાની અને મોટી ચાલણગાડી પ્રગટ કરી હતી. તે પછી તેમાં સુધારા, ફેરફાર થતા જ આવ્યા અને ગિજુભાઈના અવસાન પછી જુગતરામભાઈએ તેનું સંસ્કરણ કર્યું અને અત્યારે ગુજરાતી પહેલા ધોરણ માટે આ ચાલણગાડી તૈયાર કરી છે. બાળકોને ચાલતાં શીખવા આપણે ચાલણગાડીનો ઉપયોગ કરાવીએ છીએ તેમ ભણવાની શરૂઆત આ ગાડીથી કર્યા પછી બાળક આગળ ને આગળ વધી શકે છે. ચાર આવૃત્તિ ગયા પછી ૧૯૫૫ થી સરકારે પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરેલ હોવાથી આ તેનું પુનર્મુદ્રણ છે.

**વિદ્યાપીઠ વાચનમાળા : ૧ થી ૭ :**

[ સં. ગોપાળદાસ પટેલ : મુકુલભાઈ કલાર્થી. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. કિંમત અનુક્રમે : પાંચ આના, આઠ આના, અગિયાર આના, તેર આના, એક રૂપિયો, એક રૂપિયો પાંચ આના, એક રૂપિયો સાત આના. ]

ગૂજરાતી પહેલા ધોરણમાં ચાલણગાડીથી શરૂ કરીને પહેલી ચોપડી પણ ચલાવવાની હોય છે. ત્યાંથી શરૂ કરીને દરેક ધોરણમાં એક એવી કુલ સાતેય ધોરણની એક એક ચોપડી ગૂજરાત વિદ્યાપીઠે ખૂબ ચીવટથી તૈયાર કરી છે. શ્રી. ગોપાળદાસ પટેલ અને શ્રી. મુકુલભાઈ કલાર્થી જેવા શિક્ષણક્ષેત્રમાં રચ્યાપચ્યા રહેતા ગૂજરાત વિદ્યાપીઠના અનુભવી કેળવણીકારોએ વિદ્યાર્થીઓની કક્ષા ધ્યાનમાં રાખીને સાત ધોરણ સુધીના વિદ્યાર્થીઓ ક્રમશઃ શીખી શકે, તેમને ભણવામાં એક પછી એક પગથિયું ચડતાં ફાવે તે રીતે તેમાંની સામગ્રીની પસંદગી અને શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ ઉપર પ્રયોગો કરીને સફળતા મેળવેલી પદ્ધતિ આ દરેક ચોપડીની મૂલ્યવત્તા પૂરવાર કરે છે. ગયે વરસે જ પાઠ્યપુસ્તક તરીકે ચલાવવાની સરકાર તરફથી મળેલી મંજૂરીને અનુલક્ષીને દરેક ચોપડીનું સંસ્કરણ થઈને પુનર્મુદ્રણ કરાયું છે જે વિદ્યાર્થીઓને ખૂબ ઉપયોગી થઈ પડે તેમ છે. દરેક ચોપડીઓમાં ચિત્રો બનાવડાવીને મૂક્યાં છે જે વિદ્યાર્થીઓની સમજશક્તિને પણ ઠીક ઠીક વેગ આપી શકે તેમ છે. દરેક ચોપડીઓની કક્ષાવાર રચના અને તેના ઉપયોગ માટેની શિક્ષકોની સમજ પણ સહેજે કેળવાય એવી એની પાછળની દૃષ્ટિ ખરેખર ગૂજરાત વિદ્યાપીઠ જેવી ગૂજરાતની એકમાત્ર સંસ્થા જ પાર પાડી શકે. સંપાદકોની સારી એવી જહેમત પણ પ્રશસ્ય તો છે જ. એકસૂત્રતા કેળવણીમાં સચવાઈ રહે તે જરૂરી છે અને આવું ઉચ્ચ ધોરણવાળું આપણી વિદ્યાર્થી પેઢી માટે કાર્ય થાય તે તેમના ચારિત્ર્યઘડતરની પણ મોટી ખોટ પૂરાયેલી ગણાય. આવી સર્વાંગસંપૂર્ણ વાચનમાળા માટે તેના સંપાદકોની મહેનતને ધન્યવાદ ઘટે છે.

**વિનય વાચનમાળા : ૧ થી ૩ :**

[ સં. ગોપાળદાસ પટેલ : મુકુલભાઈ કલાર્થી, પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૧૪. દરેકના બે રૂપિયા. ]



# હમણાં જ પ્રગટ થયેલાં નવાં પુસ્તકો



ફકીરો પન્નાલાલ પટેલ ૨–૮
ના છૂટકે ,, ૮–૧૨
યૌવન ૧-૨ ,, ૭–૦
ભીરુસાથી ,, ૫–૦
વાત્રકને કાંઠે ,, ૩–૮
સુખદુ:ખનાં સાથી ,, ૪–૦
માનવીની ભવાઈ ,, ૬–૦
જીવો દાંડ ,, ૨–૮
જિંદગીના ખેલ ,, ૪–૮
જમાઈરાજ ,, ૨–૮
લખચોરાસી ,, ૩–૮
પુણ્ય પરવાર્યું નથી (સંવર્ધિત ન. આ.) ગુલાબદાસ બ્રોકર ૩–૦
હરિનો મારગ ,, ૧–૦
દ્વિરેફનું વાર્તામધુ રા. વિ. પા. ૧–૦
જ્ઞાનદીપ ધૂમકેતુ ૧–૦
જ્ઞાનકુંજ ,, ૧–૦
સાધુ તો ચલતા ભલા ઈશ્વર પેટલીકર ૧–૪
ઘરદીવડા ,, ૧–૦
રામનામના વેવારિયા ,, ૧–૦
રાષ્ટ્રના સેનાની ,, ૧–૦
પાતાળકૂવો–પંખીનો મેળો ,, ૫–૮
ધૂપસળી ,, ૪–૦
મધલાળ ,, ૩–૮
લખ્યા લેખ ઈશ્વર પેટલીકર ૪–૦
ધરતીનો અવતાર ,, ૨–૮

જીવનદીપ ,, ૩–૮
વિષચક્ર ચુનીલાલ વ. શાહ ૫–૮
અણોજો ,, ૦–૧૨
ભોળો ખેડૂત ,, ૧–૦
હૈયાની થાપણ ,, ૩–૦
શેખચલ્લી ૧ થી ૪ જયમલ્લ પરમાર ૪–૮
અણખૂટ ધારા ,, ૪–૮
ભૂદાન ,, ૨–૦
તંદુરસ્ત રહો ડૉ. ભૂ. દવે ડૉ શં દવે ૩–૧૨
કિંગ કૉંગ હેમેન્દ્રકુમાર રાય ૧–૮
લગ્ન મંગલ ભૂપત વડોદરિયા ૩–૦
આંબાના રોપ ચુ. મડિયા ૧–૦
આસ્તિક સાને ગુરુજી ૩–૦
પુનર્જન્મ ,, ૩–૦
કરુણાદેવી ,, ૧–૦
ક્રાન્તિ ,, ૫–૮
ગીતાહૃદય ,, ૧–૮
શ્યામની મા ,, ૪–૮
ચકમક રંભાબેન ગાંધી ૩–૦
પ્રણયના રંગ ,, ૨–૦
સ્વભાવદર્શન હર્ષિદા પંડિત ૩–૦
આંબાના રોપ ચુનીલાલ મડિયા ૧–૦
ડૉ. નરેન્દ્ર કૃષ્ણપ્રસાદ ભટ્ટ ૩–૦
વિરહ ગીતો રમેશ પાઠક ૧–૪

બીજલેખા જયન્ત પરમાર ૩–૪
વનની વાટે ડાહ્યાભાઈ પટેલ ૪–૮
પદ્માવતી ,, ૪–૦
આમ્રમંજરી ,, ૩–૧૨
એ આવજો બાબુભાઈ વૈદ્ય ૧–૮
મા વિનાનાં ,, ૩–૦
ઉપમા બાબુભાઈ વૈદ્ય ૪–૮
રંગરંગ વાદળિયા સુન્દરમ્ ૧–૪
ઝબૂક વીજળી ઝબૂક મકરન્દ દવે ૧–૪
જાદુઈ ટાપુ શ્રીકાન્ત ૧–૪
ગાંધીગીતા સં વિનોદ શાહ ૩–૦
ગાંધીજી ને બાળકો પુરાતન બુચ ૦–૧૦
ચીનનાં બાળકો પર્લ બક ૦–૬
ચતુર બીરબલ જીવરામ જોષી ૧–૦
સંત દેવીદાસ ઝવેરચંદ મેઘાણી ૧–૪
ચપટી ધૂળ ઝવેરચંદ મેઘાણી ૧–૦
ઉમરો ને તુલસી રતિલાલ-અનિલ ૨–૦
મહારાજ ને મહાત્માજી ૧–૪
આત્મકથા ૧–૨ ઈન્દુલાલ યાજ્ઞિક ૯–૦
સંસ્કારજ્યોત ચંદ્રભાઈ ભટ્ટ ૫–૮
પરિવાર નિયોજન ૨–૮
દાંપત્યના પ્રશ્નો ૨–૦
ધરતીની પ્રીત રમણિક પટેલ ૩–૮



આ નવાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો
ખરીદવા માટે જરૂર લખો અથવા રૂબરૂ મળો :

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.** ફેર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ **અમદાવાદ, ૧**

## પાણી પહેલાં પાળ બાંધવી
## તેમાં જ શાણપણ

જિંદગી સિવાયના દરેક
પ્રકારના વીમાના
કામકાજ માટે



# ઇન્ડીયન ટ્રેડ એન્ડ જનરલ
## ઈન્સ્યુ. કું. લિમિટેડ

જહાંગીર બિલ્ડિંગ, મહાત્મા ગાંધી રોડ, મુંબઇ.

ભારત, પાકીસ્તાન, મલાયા, પશ્ચિમ આફ્રિકા,
એડન, મોરેશ્યસ વિગેરે તમામ દેશોમાં
શાખાઓ અને એજન્સીઓ છે.

# નવરચના

## નાનકડી તાકાત

યુદ્ધની લડતના એ દિવસો યાદ કરતી વખતે પણ જે ચિત્ર અધૂરું જ રહે તે ચિત્રને આજે નવ વર્ષનાં વહી ગયેલાં વહાણાં તાદૃશ શી રીતે કરી શકે? આઝાદીની ખુમારીનો એ કાળ આજે કેમેય યાદ કરી શકાય તેમ નથી. આઝાદી હાંસલ કરીને આપણે બીજા અનેક આઝાદ રાષ્ટ્રના પ્રમાણમાં ઘણી વધુ પ્રગતિ-કૂચ કરી છે. એ પ્રગતિ-કૂચ વણથંભી ચાલી જાય છે. અને આપણા ગુલશનનાં લગ્ન વખતનાં મુરઝાયેલાં એ ગુલો આપણને નવી તાજગી, પ્રેરણા ઉત્સાહ અને ધગશ આપે છે. નવ વર્ષની આઝાદીની નાનકડી તાકાત આજે રાષ્ટ્રના વિકાસને અને ઉદ્યોગને કિશોરાવસ્થાના વણથંભ્યા વેગે આગળ ને આગળ ધપાવી રહી છે.

★

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર

પામીશું કે શું આ શાંતિપ્રિય, અશસ્ત્ર, ભજનકની દેશમાં આવા ઝંઝાવાત !

અને એટલે જ તો જોખમો વહોરવાં પડે તે પહેલાં એમને નોતરી લેવાં સારાં. ધર્ષણનો એક નિયમ છે કે એક વારે ટાળ્યે એ મોટા રૂપમાં પાછું સામે જ આવવાનું, તો પછી વહેલું કાં નહિ ?

### શિક્ષણની ઓટ

આપણી યોજનાઓનો ફાલ કેવો ઊતરશે તેનો કયાસ કાઢવો હોય તો આપણા શિક્ષણમાંથી નીકળશે. એ ક્ષેત્રે કહે છે કે ઝડપી વિકાસ થયો છે. ઘણાં ગામોમાં નિશાળો થઈ ગઈ. વિદ્યાર્થીની મોટી સંખ્યા નોંધાતી ગઈ. મેટ્રિકમાં દર વર્ષે હજારો ઉમેરાતા ગયા. લાખોની રકમો ખર્ચાતી ગઈ.

અને તોયે શિક્ષણ એકંદરે પાછું પડ્યું એની કોણ ના પાડશે ? વિદ્યાર્થીઓ ભલે ના ઊંચકાય એટલી નોટો અને ચોપડીઓ ઘેરથી નિશાળે ફેરવે, ભલે એનાં મા-બાપ પેટે પાટા બાંધીને મોંઘી ફી ભરે, ભલે યુનિફોર્મ ચાલુ થાય ને ઇતર પ્રવૃત્તિઓની શોભા વધે. પણ વિદ્યાર્થીમાંથી શિસ્ત ઘટતી જાય, વિદ્યા તરફની પ્રીતિ જામે નહિ. ગુરુઓ તરફ વડીલો તરફ કે દેશના આગેવાનો તરફ આદર વધે નહિ, દેશનું ગૌરવ જોઈને એ પ્રભાવિત થાય નહિ ત્યાં આપણું મન કેમ માને ! દુઃખની વાત તો એ છે કે વિદ્યાને ઝીલી શકે એવું અચ્છું પાત્ર હોવાને બદલે વિદ્યાર્થી એનો સમય બરબાદ કરી ના ઘરનો-ના ઘાટનો થઈ રહે છે. આવું ક્યાં સુધી? અને એ પાછું પ્રગતિ તરીકે ?

કૈંક થવું જ જોઈએ, વિના વિલંબે. કાં તો ઉચ્ચ શિક્ષણની નોખી ઢબે જ શરૂઆત કરી દઈએ જેથી એનું સુકાન માંડીને નીકળેલા વિદ્યાર્થીને કડક શિસ્ત અને પાકી મહેનતનો પૂરો ખ્યાલ રહે અને એવી તૈયારી મળેલી હોવાથી ક્યાંય ખોટકાવાની ધાસ્તી રહે નહિ. ને નહિ તો ઉચ્ચ શિક્ષણનો અધિકાર સરકાર પડાવી લેશે ને પોતાનો વર્ગ નભાવવા એ સાધનનો ઉપયોગ કરતી થશે. એ માર્ગ શરૂ થયો હોય એમ તો જણાય છે.

આપણે એમ માગીએ કે વિષયો પુસ્તકો શીખવવાની રીત અધ્યાપકોની પસંદગી એ સહુમાં દરેક સંસ્થા પોતાની રીત અજમાવે અને લોકોનો વિશ્વાસ મેળવે. હમણાં એકધારું ધોરણ છે તે આથી ડખોળાશે ખરું. પણ સંસ્થાઓઓને પોતાનું નિરાળું વ્યક્તિત્વ ખીલવવાની તક અને જરૂર એથી બંને ઊભાં થશે.

આમ વિચારીને છેવટે નોકરી ધંધા ઉપર નજર રાખીને વિદ્યાર્થીઓ ભણે છે—ભણવું પડે છે એનો ખ્યાલ કરીએ છીએ ત્યારે લાગે છે કે એમની જરૂરીઆતો માટે નોકરી ધંધાની જુદી નિશાળ કૉલેજો કાઢે તો એ છોડી બીજે શીખવા જનારા કેટલા નીકળશે ?

એટલે તો જીવનનિર્વાહનાં સાધનો શિક્ષણ ઉપર કાબુ જમાવીને બેસી ગયાં હોય એમ લાગે છે. એવું ખરેખર નથી એમ જે કોઈ દેશને વિશ્વાસથી કહી શકશે તે આ પ્રજાનો એક નવો ઉદ્ધારક થઈ પડશે.

### વિધવાઓની સંવત્સરી

વિધવાના લગ્નને કાયદેસર ઠેરવ્યાને સો વર્ષ પૂરાં થયાં, ને એની સંવત્સરી ગુજરાત સંસાર સુધારા સમાજે ઉજવી એવે પ્રસંગે વિધવાઓ તરફ વિચાર વળે એ સ્વાભાવિક છે.

વર્ષો સુધી વૈધવ્યને ભગવતી સ્વરૂપ આપી સ્ત્રીઓને વાજબી હકોથી વંચિત રાખી આપણે એક કાવતરું રચ્યું હતું. સ્ત્રીઓ બ્રહ્મચારિણી રહે, કુટુંબસેવિકા બને, ગંગાસ્વરૂપ થાય એવા ખ્યાલો પ્રચલિત કરી એક સમસ્યાને ઊંધે પાટે ચઢાવી હતી. હકીકતમાં તો વિધવાઓએ ઓશિયાળું નીરસ અપશુકનિયાળ પાપઢાંકણું જીવન ગાળ્યું છે.

સો વર્ષથી કાયદો અમલમાં છે પણ એની અસર નહિ જેવી છે. જવલ્લે કોઈ કિસ્સામાં એથી રાહત મળી હશે. લોકોની નજરમાં તો વિધવાપણું એક દોષરૂપ છે. જનમટીપને લાયકનો કરમફૂટયાનો



લાભાલાભ આપણા વિવેક અને તેના પ્રમાણ ઉપર આધાર રાખે છે, તેમ જુગારનું યે તત્ત્વ બંને ધાર-વાળું જ ગણવું જોઈએ.

એની બદી એટલે અતિશયતાના કોઈ ભોગ થઈ ના પડે એવી ચિંતા કરનારાઓ લાકડી લઈને નીકળી પડે ત્યાં સુધી ઠીક ભલે એ હોંકારો કરીને મૂઢ ઘેટા-ઓને પાછાં વાળે, અગર તો ધાકધમકીથી લાભ ખાટી જનારાઓને ડારે પણ એ બંધ કરાવીને રાજી થવા માગતા હોય તો એમના ઉત્સાહને રોકવો જોઈએ. આમરણાંત ઉપવાસ કરીને પોતાનું જ ધાર્યું દસાવવા ઇચ્છનારાઓને તો હરગીજ પાછા વાળવા જોઈએ.

માણસને અણિશુદ્ધ કરવાના પ્રયત્નો મિથ્યા છે. સોનામાંયે થોડો ભેળ કરીને એને જાળવવા કે ઘડ-વાનું કામ સરળ બને છે. અતિશુદ્ધિનો આગ્રહ ના કરતાં કેટલાક બારીબારણાં એમાં પણ રાખવાં જોઈએ. જેથી લોકો નિરંકુશતાનો સ્વાદ ચાખી શકે ને દાઝે ત્યારે સમજીને પાછાં વળે. આખરે અનુભવ એ પણ કોઈ ચીજ છે. બીજા કોઈથી હરેક બાબતમાં સંરક્ષિત નિયંત્રિત અને દોરવાયલાં રહેવું એ વિકાસને મદદરૂપ નથી.

જે જાળવવા જેવું છે તે ગરીબોનું ધન ચૂસી લેનાર લેભાગુઓ વિષે છે. ત્યાં કાયદાની જાળ કેમ બિછાવી ના શકાય? ભલે, એ ગૃહસ્થો અહીંથી તહીંથી ગેરકમાઈનું ધન એકઠું કરી લે પણ એનો ભોગવટો એમના હાથમાંથી છીનવી લેવાય તો એ માર્ગ આપોઆપ તજી દેવાશે. શબ્દવ્યૂહનો ઉકેલ અગાઉથી બૅન્કમાં મૂકાય, ત્યાં જ ઉકેલો તપાસાય ને બૅન્કની મારફતે ઈનામ વહેંચાય તો કેમ? દરેક વ્યૂહે બૅંક પણ ભલે બદલાય. આવા નિયમો વડે ચોરીઓ ઓછી થશે અને વ્યૂહ ઉપર મળેલી રકમનો સારો એવો હિસ્સો જનતાના લાભમાં સરકાર ખૂંચવીને વાપરી શકશે.

આપણે તકદીરનો ભરોસો છોડી પુરુષાર્થને પ્રધાન બનાવવા માગીએ એ સારી વાત છે. પણ કર્મના સિદ્ધાંતમાં માનનારી પ્રજા પાસેથી ભાગ્ય કેમ ભૂંસી શકાશે? પ્રારબ્ધ જેવું કાંઈ હોય તો લોક અજમાવે એમાં બીજાએ દુઃખી થવાની જરૂર નથી. એકાદ ટક્કરે લખપતિ નહિ થવા દઈએ એવો મમત રાખ-નારાઓ અજાણ્યે આડખીલીનું પાત્ર ભજવે છે.

જિંદગીના બધા સળ ઉપર સરકારી ઇસ્ત્રી ફરી વળે એવું કોણ ઇચ્છશે? એમ થશે ત્યારે પ્રજા જીવતી નહિ પણ જીવાડેલી હશે, આકાંક્ષા ને ઉમ્મીદો વિનાની, સાહસ ને જોખમોથી ગભરાતી, 'ગુડ ફોર નથીંગ' જેવી એ પ્રજા શો લોકમત ઘડશે?

## વિહારકેન્દ્રોની યોજના

નવાઈની વાત છે કે ગુજરાતે ગિરિનિવાસનો ખ્યાલ રાખી રાજપીપળા તરફ મારસામોટની વહેલી પસં-દગી કરી લીધી. આટલું કર્યા પછી એની નૈસર્ગિક શોભા કેમ વધારવી, એ સ્થળને લોકપ્રિય કેમ બના-વવું, એ જગ્યાએ જનાર પાસે કેવી શિસ્તની આશા રાખવી, કુદરત વચ્ચે વસ્યાનો આનંદ કેમ લેવો એ તરફ પણ ધ્યાન જાય તો સારું.

ગુજરાતને—અલબત્ત સૌરાષ્ટ્ર કચ્છ સમેતના ગુજરાતને લાંબો દરિયા કાંઠો છે. અને લોકપ્રિય થાય એવાં સ્થળ આ કિનારે જરૂર ઊભાં કરી શકાય. જરાક ઉદાર થઈએ તો હિંદુસ્તાનમાં લોક પ્રિય બને એવો સાગરનિવાસ આપણે એકાદ સ્થળે તો આપી શકીએ. અને આ પ્રયત્નોને આકર્ષક બનાવવા હોય તો પચીસ પચાસ માઈલના વન વિસ્તારને બરોબર ખીલવીને લોકોને ત્યાંયે ફરતા કરી શકીએ.

આવાં કામ તરંગી સહેલાણીઓનો મોજશોખ છે એવી માન્યતા ભૂલભરેલી છે. એ સ્થળો સામાન્ય માણસોના ગજા માફક હોય એ ઇચ્છવા જેવું ખરું પરંતુ, એ સ્થળો માત્ર સગવડ પૂરતાં નહિ, પણ શોભા ને આનંદ આપનારાં જરૂર હોવાં જોઈએ. દરિદ્રતાની છાપ ત્યાંયે સાથે લઈ જવાની જરૂર નથી. આપણે જ્યાં નવા તહેવારો ગાળવાના ઉત્સવકેન્દ્રોની



ધૂમકેતુ

# છ પ્રશ્નો ને છ ઉત્તરો

આપણા ઉપનિષદોમાં એટલું બધું જ્ઞાન ભર્યું છે કે તેને સમજવા માટે તેના પરથી આવી સીધી સાદી કથાઓ તૈયાર કરાય તો? આ પણ એક એવી જ ઉપનિષદની કથા છે જેને શ્રી ધૂમકેતુએ સરળ રીતે રજૂ કરી છે...

એક વખત પિપ્પલાદ મુનિ પાસે છ ઋષિઓ આવ્યા. તે પોતપોતાના પ્રશ્નો લઈ ને આવ્યા હતા. પિપ્પલાદ મુનિ પાસે આવીને એમણે આ પ્રશ્નો મૂકીને તેમના ઉત્તરો મેળવવાનું ધાર્યું હતું. એમને એમ કે પિપ્પલાદ જેવા મહાન જ્ઞાનીને આ પ્રશ્નોના ઉત્તર આપતાં શી વાર લાગવાની હતી?

એટલે એમણે તો આવીને પિપ્પલાદ મુનિને કહ્યું કે અમારે બ્રહ્મવિદ્યા વિષે જાણવું છે.

પિપ્પલાદ મુનિએ કહ્યું: 'જુઓ ઋષિપુત્રો! તમે જે વાત જાણવા માગો છો તે એક ને એક બે એના જેવી વાત નથી. એ વાત તો ઘણી ગહન છે. અત્યારે હું તમને એ કહું તો પણ તમે સમજશો નહિ.'

'ત્યારે અમે શી રીતે એ સમજી શકીએ?'

'જુઓ, તમે બધા જ તપસ્વી છો; પણ હજી તમારું મન મારી વાત ગ્રહણ કરે એટલું તૈયાર નથી. માટે તમે વધુ તપશ્ચર્યા કરો તો પછી હું તમને વાત કરું તે લેખે લાગે.'

પિપ્પલાદ મુનિ મહાજ્ઞાની હતા. પણ એ જાણતા હતા કે જુવાન માણસોને તો હાલતાં ચાલતાં મન થઈ જાય કે ચાલોને આપણે એક બે સવાલ પૂછતા જઈએ.

એવી કુતુહલતાથી આ ઋષિપુત્રો આવ્યા હશે તો તો આ તપશ્ચર્યાની વાત સાંભળીને તરત રવાના થઈ જશે.

અને જો એમને ખરેખરી લગની લાગી હશે તો અહીં રહેશે.

ઋષિપુત્રો તો સાચી લગનીથી આવ્યા હતા. એટલે એ ત્યાં એક વર્ષ સુધી ગુરુની સેવા કરતા રહ્યા. જ્યારે એક વર્ષ પૂરું થયું ત્યારે છમાંના એક કબંધી નામના ઋષિપુત્રે ગુરુને પ્રશ્ન કર્યો: 'આ સૃષ્ટિની ઉત્પત્તિનું કારણ શું? આ બધો સંસાર આમ ચાલ્યા કરે, ને કોઈકને આ છોકરાંની રમ્મત જેવું પણ લાગે, માણસ આવે જાય, એ બધાંનું કારણ શું?'

પ્રશ્ન તો ઘણો જ ગહન હતો. સમજવો મુશ્કેલ હતો. ને સમજાવવો પણ મુશ્કેલ હતો. પણ ખરો જ્ઞાની તે છે કે જે સાદામાં સાદી રીતે ગહન જ્ઞાનને પણ રજૂ કરી શકે છે. પિપ્પલાદ મુનિએ કહ્યું: 'હે કબંધી! હું જે જાણું છું તે તને કહું, આ સૃષ્ટિ એ કોઈકની ઇચ્છા છે.'

'કોઈકની ઇચ્છા? કોની ઇચ્છા?'

પિપ્પલાદે કહ્યું: 'એક વૃક્ષ એ જેમ બીજમાંથી ઉત્પન્ન થાય છે, પણ તે બીજ કોઈકની ઇચ્છાથી રોપાય છે, એવું આ સૃષ્ટિ વિષે સમજવું.

પ્રજાપતિને ઇચ્છા થઈ. સૃષ્ટિ આવો—અને સૃષ્ટિ આવી.'

ત્યારપછી મહર્ષિ પિપ્પલાદને ભૃગુકુમારે પૂછ્યું: 'ભગવન્! આ પ્રજા તો આવી, પણ એ પ્રજા કોના વડે ટકે છે? કયા દેવતા વડે એ નભે છે? ને એ દેવતાઓમાં સર્વશ્રેષ્ઠ કોણ?'

'પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય અને પ્રાણ આમાં ઉપરટપકે તો આમ લાગે. આંખ જોવાનું કામ કરે છે. પણ દીવાનો માણસ



પ્રભુદાસ પટવારી

# 'વિધવા વિવાહ'ની સદી

હિંદુ સમાજનું મોટામાં મોટું કલંક કે દુષણ હોય તો ઉચ્ચ હિંદુઓની વિધવાઓ. તે બાળપણમાં વિધવા બને તો ય ફરજિયાત વૈધવ્ય પાળવું પડે. આજથી સો વર્ષ પહેલાં ૧૮૫૬ની ૨૫ મી જુલાઈએ વિધવા લગ્ન કાયદેસર ગણાતો કાયદો થયો હતો. આપણા પ્રખર ધારાશાસ્ત્રીનો તે વિષેનો આ લેખ મનનીય છે...

હિંદુ વિધવા પુનર્લગ્નનો કાયદો અમલમાં આવ્યાને આજે સો વર્ષ પૂરાં થાય છે. સામાજિક સુધારણાના ઈતિહાસમાં આ પ્રસંગ અતિ મહત્ત્વનો છે. આ કાયદો ઘડાયા બાદ સામાજિક પ્રગતિ માટે ક્રમે ક્રમે અનેક કાયદાઓ થતા આવ્યા છે. આજે વૈધવ્યની ઘણીખરી આપત્તિઓ કાયદાની દૃષ્ટિએ દૂર થઈ છે. એ જમાનામાં હિંદુ સમાજમાં થોડીઆમાં જ અનેક બાળલગ્નો થતાં. બાળકોનાં મૃત્યુનો દર પણ ઘણો મોટો હતો અને પરિણામે હજારો નાની બાળાઓ વિધવાઓ બનતી. રૂઢિ અને કાયદામાં પુનર્લગ્નની મનાઈ હતી તેથી વિધવાને કાં તો મૃત પતિની અગ્નિ-શૈયામાં પોઢી જવાની ફરજ પડતી અગર તો જીવનભર કરુણામય, દુઃખ, દાવાનળ અને સામાજિક તિરસ્કારભર્યું વૈધવ્ય જીવન ગાળવાનું હતું.

હિંદુ સમાજની આવી ભયંકર દુર્દશા સામે આંદોલન આરંભાયું. રાજા રામમોહન રૉયની આગેવાની હેઠળ 'સતી'ની ક્રૂર પ્રથા સામે મોરચા મંડાયા અને પરિણામે લૉર્ડ વિલિયમ બેન્ટીકના ૧૮૨૯ના રેગ્યુલેશનથી 'સતી'ના રિવાજને તિલાંજલિ અપાઈ. આ કાર્યથી અન્ય સમાજસુધારાને માટે પણ દ્વાર ખૂલ્યાં. પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર નામાંકિત વિદ્વાન હતા એટલું જ નહિ પરંતુ સમાજમાં તેમની પ્રતિષ્ઠા ઘણી ઉચ્ચ હતી. પણ તેમણે ધર્મશાસ્ત્રોના અનેક પ્રમાણોથી વિધવા પુનર્લગ્નની યથાર્થતા પૂરવાર કરી અને એવું સફળ આંદોલન જગાવ્યું કે બ્રિટિશ સરકારને ના છૂટકે આ કાયદો કરવાની ફરજ પડી. આ કાયદાથી સામાજિક અત્યાચાર અને અંધકારમાં ડૂબેલી હજારો વિધવાઓ માટે કાંઈક આશાકિરણ પ્રકટ્યાં.

આ કાયદા વડે વિધવા પુનર્લગ્ન અને એ લગ્નથી થતા બાળકો કાયદેસર ઠર્યાં. જો કે પુનર્લગ્નથી મૃત પતિની મિલકતમાંનો વિધવાનો હક્ક નષ્ટ કરવામાં આવ્યો પરંતુ તે સિવાયની સઘળી મિલકતમાં તેનો હક્ક પૂરેપૂરો સાચવવામાં આવ્યો.

---

સ્વપ્ન આવે છે એટલે આપણું અજ્ઞાત મન પોતાની વાત પ્રગટ કરે છે. અને તેથી મન ઉપરનો બોજો ઓછો થાય છે. એ રીતે અત્યારના જ્ઞાન પ્રમાણે, સ્વપ્ન એ માણસ માટે ઔષધનું કામ કરે છે.

જેવી રીતે પશુ પંખી બધાં સાંધ્ય સમયે પોતપોતાના સ્થાનમાં જાય છે, તેમ આપણો આત્મા, વિદાય વેળાએ પોતાના સ્થાનમાં પાછો ફરે છે. મૃત્યુ એ રોકકળનો કે મોટી આપત્તિનો પ્રસંગ નથી. એ બહુ સુંદર પ્રસંગ છે. અને આપણે એને શાંતિથી વધુ સુંદર બનાવવો જોઈએ.

'જે જોયું તે જાય.' એમ સમજીને આપણે વિદાય લેતા આત્માને નમીને વિદાય આપવી જોઈએ.

કોઈ પણ આત્મા નાનો નથી. ક્ષુદ્ર નથી; ક્ષુલ્લક નથી. એ મહાન છે. ભલે એનું શરીર માયકાંગલું હોય, ને ભલે એની સંસારની વાતો નમાલી હોય, છતાં આત્મા મહાન છે. માટે આપણે વિદાય લેતા આત્માને શાંતિથી વિદાય આપવી.

અને અત્યંત માનથી એની વિદાયવેળાને જોવી.





દ. બા કાલેલકર

# સ્વરાજર્ષિ ટિળક

લોકમાન્ય ટિળકની જન્મ શતાબ્દિ આ ૨૩ મી જુલાઈએ ભારતભરમાં ઉજવાઈ. આપણા સ્વરાજર્ષિ તરીકે બેધડક જેમને બેસાડી શકીએ તેમના વિષે કાકાસાહેબે લખેલો આ લેખ મંગલ પ્રભાતમાંથી ટૂંકાવેલો અનુવાદ કરીને અહીં મૂક્યો છે જે સમયોચિત અને સાંગોપાંગ કહી શકાય......

લોકમાન્ય ટિળકનો જન્મ અને ભારતના સ્વાતંત્ર્યના સંકલ્પનો જન્મ એકી સાથે જ થયો. અંગ્રેજો જેને સિપાઈઓની લડાઈ કહે છે. તેની શરૂઆત ૧૮૫૫–૫૭માં થઈ.

અંગ્રેજી શાસન ઉખાડીને ફેંકી દેવાના જે હેતુથી આ પ્રવૃત્તિ શરૂ થયેલી તેથી તો ઉલટું તે વધુ મજબૂત બન્યું! તે પછી લગભગ ત્રીસ વર્ષે કોંગ્રેસનો જન્મ થયો. તેનો હેતુ અંગ્રેજોનું શાસન સુધારીને, લોકપ્રિય બનાવીને એને મજબૂત બનાવવાનો હતો. પણ એ કોંગ્રેસે દાદાભાઈ નવરોજી, લોકમાન્ય ટિળક અને મહાત્મા ગાંધી જેવાની પ્રેરણા પીને અંગ્રેજનું શાસન આપણા દેશમાંથી હટાવી દીધું અને આપણને સો ટકા શુદ્ધ સ્વરાજ્ય મળી ગયું!

લોકમાન્યના જીવનમાં અને તેમના માનસિક ઘડતરમાં ૧૮૫૭નો બળવો પણ હતો. ગાંધીજીએ ત્રીજો રસ્તો કાઢીને સાબિત કર્યું કે નવા આદર્શને માટે જૂનો રસ્તો જેવો હોય તેવો જ કામ નથી લાગતો.

લોકમાન્ય ટિળકને સ્વરાજ જોઈતું હતું—જે રીતે મળે તે રીતે મેળવવાની તેમની તૈયારી હતી. ઇંગ્લેન્ડ, અમેરિકા અને યુરોપનો ઈતિહાસ તેમણે વાંચેલો હતો. રશિયાની ક્રાન્તિ તો તેમની નજર સામે જ થઈ હતી. દક્ષિણ આફ્રિકાની બોઅર-લડાઈ, દૂર પૂર્વની રુસ-જાપાન લડાઈ, કૈઝરની યુરોપીય લડાઈ તેમણે જોયેલી. ગાંધીજીનો દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ તે જાણતા હતા. આયર્લેન્ડ સાથે તેમને હમદર્દી હતી. દેશની આજની હાલતમાં આપણે શું કરી શકીએ છીએ અને શું નહિ તેનો પૂરેપૂરો ખ્યાલ તેમને રહેતો જ હતો. અને લોકશક્તિનું સંગઠન કરવાની એકેય તક તે જવા નહોતા દેતા.

દેશોદ્ધાર માટેનાં જે જે કાર્યક્રમો દેશના જુદા જુદા નેતા જનતા સામે રાખતા તેનને લોકમાન્યનો પૂરો સાથ રહેતો. પણ સ્વરાજ મેળવવાના ધ્યેયને તે ક્યારેય બાજુ પર રહેવા નહોતા દેતા. સામાજિક સુધારા તેમને ગમતા, પણ તે જાણતા હતા કે તેથી લોકશક્તિનું સંગઠન નથી થઈ શકવાનું. એટલે ક્યારેક ક્યારેક સામાજિક સુધારાની અવગણના પણ તે કરતા.

દેશની આર્થિક સ્થિતિ સુધારવાનું મહત્ત્વ તેમણે પારખ્યું હતું. સ્વદેશીના આંદોલનને લોકમાન્યે વેગ આપ્યો. પણ તે જાણતા હતા કે તેમના જમાનામાં જે લોકો સ્વદેશી જણાતા હતા, તેમની પાસેથી

---

કારણે વિધવાને પરણનારા કોઈ કોઈ મળે પરંતુ વિધવા અને કુમારીમાં ફેર નથી તેવું સ્વીકારી લગ્ન કરનારા જવલ્લે જ હોય છે. વિધવાની દુર્દશા આટલેથી અટકતી નથી. અનેક બાળવિધવાઓ કુટુંબીજનો તથા અન્ય પુરુષોના ફંદામાં ફસાય છે પરંતુ સમાજ વિધવાને જ દોષિત ઠરાવે છે અને પરિણામે હજુ પણ અનેક વિધવાઓને વેશ્યાગૃહો, આપઘાત કે ગર્ભપાતનો આશ્રય લેવો પડે છે. આમાંથી બચાવવામાં આવેલ બહેનો જે બાળકોને જન્મ આપે છે તેમનો ચહેરો તેમને ફરીથી જોવા મળતો નથી. આ હકીકતમાં જરાપણ અતિશયોક્તિ નથી. સામાજિક સંસ્થાઓમાં તપાસ કરવાથી આવા કિસ્સાઓની હારમાળા નજરે ચડશે.

આ યાદગાર દિવસે આપણે સૌ સમાજને ક્ષીણ અને અનાચારી બનાવનાર અનિષ્ટનો ઝડપી અંત લાવવા કટિબદ્ધ બનીએ. વિધવાને સામાજિક શૃંખલાઓ અને પ્રતિબંધોમાંથી મુક્તિ અપાવીએ.





ઈશ્વર પેટલીકર

# મોટી વયની કુમારિકાઓ

સામાજિક પરિસ્થિતિની પ્રતિકૂળતાને કારણે મોટી ઉંમરની કુમારિકાઓનાં લગ્ન થતાં ખૂબ મુશ્કેલી ઊભી થાય છે—તેમની સ્થિતિ ત્રિશંકુ જેવી બની જાય છે. બાળલગ્નની જેમ જ બહુ મોટી ઉંમરનાં લગ્ન કુરૂઢિ ગણાય તો આવી પરિસ્થિતિ સહેજે ટળે........

આ અઠવાડિયે મોટી ઉંમરની ત્રણ કુંવારી બહેનોને એમના લગ્નના પ્રશ્ન અંગે મળવાનું બન્યું. સુનંદાબહેન ૩૧ વર્ષની ઉંમરનાં છે. અભ્યાસ તો માધ્યમિક શાળાના ૧૦ મા ધોરણ સુધીનો છે પરંતુ એમનાં માબાપ કલકત્તામાં રહે છે અને કેળવાયેલ કુટુંબો સાથેનો પરિચય એટલે સામાન્યજ્ઞાન, મિલનસાર સ્વભાવ અને સંસ્કારિતા એમના રોજિંદા જીવનમાંથી આપોઆપ મળી રહ્યાં છે. એમનું ભણતર આજની દૃષ્ટિએ ઓછું લાગે, પણ અભ્યાસનો હેતુ જે છે એ રીતે એમની કેળવણી સારી કહેવાય. મેં પૂછ્યું: 'અત્યાર સુધી વિવાહ અંગે પ્રયત્ન નહિ કરેલો?'

સુનંદાબહેન: 'ચરોતરનાં છ ગામના પાટીદાર સમાજની સ્થિતિ તો તમે જાણો છો. વતનમાં રહેતી મોટી ઉંમરની છોકરીઓનો વિવાહ થઈ શકતો નથી, તો કલકત્તા જેટલે દૂર રહેતા માબાપને માટે વિવાહ કરવો શી રીતે સહેલો બને? તેમાંય પિતાજી એમના ધંધામાંથી ઊંચા ન આવે કે વતનમાં આવી, ચાર છ મહિના રોકાઈ કોઈ હિસાબે વિવાહ કરવાનું પતાવી શકે. વળી એવાં રૂઢિચુસ્ત પણ નહિ કે છોકરી કુંવારી હોય તો ઊંચા નીચા થઈ જાય.'

મેં સવાલ કરતાં કહ્યું: 'જો રૂઢિચુસ્ત ન હોય તો પછી કલકત્તામાં પરિચિત કુટુંબમાંથી કોઈ લાયક યુવક શોધવાનો પ્રયત્ન કર્યો હોત તો...'

વચ્ચે જ સુનંદાબહેન બોલી ઊઠયાં: 'ઘરમાં બા રૂઢિચુસ્ત. છ ગામ બહાર દીકરી પરણાવવા તે તૈયાર નહિ. એ સંસ્કાર મને પણ વારસામાં મળેલા એટલે મારા મનમાં પણ ઊંડે ઊંડે હતું કે છ ગામ બહાર નથી પરણવું.' મેં ઊલટ તપાસ જેવો સૂચક સવાલ કર્યો: 'અને હવે?'

સુનંદાબહેન મોં મલકાવીને બોલ્યાં: 'અનુભવે માણસને જેમ જ્ઞાન લાધે છે, તેમ હવે સમજાયું કે છ ગામનો મોહ ખોટો છે. લાયક યુવક હોય તો પાટીદાર નાતમાં ગમે ત્યાં પરણી જવું જોઈએ.'

હવે મારો વારો આવ્યો હોય તેમ મારું મોં મલકી ગયું. બોલ્યો: 'પાટીદાર પૂરતી મર્યાદા હજુ રાખો છો તેનો અર્થ અધૂરું જ્ઞાન લાધ્યું એમ ન કહેવાય?'

સુનંદાબહેન: 'બાને એમ છે કે જ્ઞાતિ બહાર કે ચરોતર બહાર તો ન જવું જોઈએ.'

હું: 'ધંધો કરવા ચરોતર બહાર જઈ શકાય, કાયમનું વતન કરીને ત્યાં મકાન બાંધી શકાય, બીજી નાતના લોકો સાથે મૈત્રી બાંધી શકાય, તો પછી વિવાહસંબંધ યુવક અનુકૂળ હોય તો શું ન બાંધી શકાય?'

સુનંદાબહેન: 'આદર્શની રીતે એ સમજી શકાય એવું છે. પરંતુ માણસને પોતાના સંસ્કાર ઝટ છૂટતા નથી હોતા. બાનો શું કામ દોષ કાઢું, મારા મનમાં પણ પાટીદાર—અને ત્યાં સુધી ચરોતરના પાટીદાર સુધીની મર્યાદા ખરી.'

હું: 'તમારા પિતાના વિચારો કેવા?'

સુનંદાબહેન: 'એ તો એટલા ફોરવર્ડ છે કે હું નાતબહાર પરણું તો પણ વાંધો ન લે. ફક્ત મોટું દુઃખ એ છે કે એ ધંધામાંથી બહાર નીકળી મારા વિવાહનો પ્રશ્ન ઉકેલે તે અશક્ય લાગે છે. બા બિચારી ઘણી રોકટોક કરે છે પણ એ કાને ધરતા નથી. એનો અર્થ મારા પ્રત્યે પ્રેમ નથી એવું પણ નહિ. પરંતુ મને લાગે છે કે એમના ધંધાનાં એકાંગી જીવનને લીધે, એ વ્યવહારિકતા એમનામાં છે જ નહિ.'



છે, પણ બે-પાંચ વરસ પછી મા ન હોય તો પોતાનું કોણ? ભાઈ તો છે નહિ. અને આજે એકલતા લાગે છે તો ભવિષ્યમાં વધુ લાગવાની. તો વધુ પડતું મોડું થઈ જાય તે પહેલાં લગ્ન કરવું એ વ્યાજબી છે.

પદ્માબહેન જ્ઞાતિબંધન છોડવા તૈયાર છે, પણ અભ્યાસની મર્યાદા છોડવા જેટલી હિંમત નથી. યુવક ગ્રેજ્યુએટ ન હોય તો પોતે ગ્રેજ્યુએટ થઈને ઓછા ભણેલાને શી રીતે પરણી શકે? એવો ગ્રેજ્યુએટ વિધુર હોય પણ એને બાળકો હોય તે ન ચાલે. શોક્યનાં બાળકો ઉછેરવામાં શી રીતે આનંદ પડે? શિક્ષક ન હોવો જોઈએ. પતિ પંતુજી હોય તે તો મને કમકમાં આવે!

*

**મી**નાબહેનની બ્રાહ્મણ જ્ઞાતિમાં આમ તો કન્યાની અછત છે એટલે છોકરીને મૂરતિયો મળતાં ખાસ મુસ્કેલી પડતી નથી. પરંતુ પિતા સરકારી અમલદાર એટલે મોભાદાર ગણાય, પ્રમાણમાં સુખી પણ ખરા, શહેરમાં રહેવાનું એટલે રહેણીકરણી પણ સુધરેલી, આથી એમને પોતાની દીકરી આપવા જેવું નાતમાં કોઈ કુટુંબ ન દેખાય. નાત બહાર તો વિચાર કરાય જ નહિ એટલે દીકરી પ્રત્યેની મમતાને લીધે, પોતાના સુખી ઘરની દીકરી ગરીબ ઘેર પરણીને દુઃખી થાય તે બીકે એ કોઈ જગાએ વિવાહ કરી ન શક્યા.

શહેરમાં રહેવાનું હોય એટલે માબાપ સુધારક ન હોય તો પણ દીકરી કુંવારી હોય ત્યાં સુધી અભ્યાસ ચાલુ રખાવે છે. મીનાબહેન ભણવામાં હોશિયાર એટલે મેટ્રિક પાસ થયાં એટલે કૉલેજમાં દાખલ થયાં. કૉલેજનાં ચાર વરસ પણ પસાર થયાં, ગ્રેજ્યુએટ થયાં, પણ વિવાહનું ઠેકાણું ન પડ્યું, એમ. એ. નો અભ્યાસ ચાલુ રાખ્યો. એમ. એ. પણ પાસ થયાં. હવે તો નાતમાં એવો મૂરતિયો મળવાનો રહ્યો નહિ. આટલું ભણેલી છોકરી કંઈ અભણને ઓછી પરણી શકે?

ભણેલી છોકરી ઘેર બેસી રહે એટલે સૌ કોઈ સલાહ આપે. ભણી ગણીને ઘેર બેસી રહે તેના કરતાં નોકરી જ કર ને! અને મીનાબહેન નોકરી કરવા લાગ્યાં. મૂળ તો ઘરનાં સુખી હતાં, અને તેમાં નોકરીની આવક વધી એટલે પ્રમાણમાં જીવનધોરણ હતું તેના કરતાં વધુ ઊંચુ આવ્યું. એમાં માતા ગુજરી ગયાં એટલે ઘરનો બોજો અને નોકરીનો એમ બેવડો બોજો વધ્યો. નાનો ભાઈ હજુ ભણતો હતો એટલે નોકરી છોડી દેવાની હિંમત ચાલતી ન હતી. જીવનધોરણ નીચું કરવું પડે તે ગમતું ન હતું.

પિતા આમ અમલદાર એટલું જ, બાકી ચાલુ જમાના સાથે એમને ઝાઝી લેવાદેવા નહિ, જગતમાં શું ચાલી રહ્યું છે, દેશ અને સમાજ ઉપર એની શી અસરો પડી રહે છે, ભાવિ સમાજનું ચિત્ર શું છે, એનો કંઈ ખ્યાલ એમને ન મળે. પરિણામે, મીનાબહેન આટલું ભણ્યાં હતાં છતાં એમનો વિકાસ પણ ભણતરના પ્રમાણમાં થયો ન હતો. જૂના સંસ્કારની મૂડી હતી એટલે ચારિત્રભર્યું જીવન જીવતાં હતાં, સીધે રસ્તે નોકરી કરતાં હતાં. અને ઘરનો બોજો ઉપાડતાં હતાં. નાતબહાર પરણાવવાનું પિતા જેમ વિચારી શકતા ન હતા, તેમ મીનાબહેન પણ વિચારતાં ન હતાં. પરંતુ ભાઈ ભણી રહેતાં પરણ્યો, ઘરમાં ભાભી આવી. આજસુધી ઘરનાં કરતાં કારવતાં મીનાબહેન હતાં. તેને બદલે ભાભી થયાં. મીનાબહેન કમાતાં હતાં એટલે ભારે પડે તેમ ન હતાં. પરંતુ કુંવારી નણંદ કાયમ પોતાના ઘરમાં રહે તે પોતાના અધિકારમાં બાધક નીવડે તેમ માની ભાભીએ એમના તરફ વક્રદષ્ટિએ જોવા માંડ્યું. ભાઈ પણ કોઈ કોઈ વખત ભાભીની વેલમાં બેસતો દેખાવા લાગ્યો. બે વરસમાં મીનાબહેનને વસી ગયું કે પોતે કમાતી હોવા છતાં દિવસે દિવસે કુટુંબની ઓશિયાળી બનતી જાય છે. આજે તો હજુ ઠીક છે કે પિતા છે એટલે ઓશિયાળાપણું વેઠી શકાય છે, પણ આવતી કાલે પિતા ન હોય તો પોતાનું શું?



ડાહ્યાભાઈ પટેલ

# ત્યાગ

પ્રેમની જ્યારે પરાકાષ્ટા પહોંચે છે ત્યારે એ જ પ્રેમી હૃદયો ત્યાગની પરાકાષ્ટાએ પણ પહોંચે છે. આફ્રિકાવાસી જાણીતા બેરિસ્ટર વાર્તાકાર અહીં એક જ વસ્તુ વાળી બે વાર્તાઓની આ એક વાર્તામાં ત્યાગની ભાવના જે રીતે રજૂ કરે છે તે રીત જ બધાંને ગમી જાય છે......

'પ્રણુય એ એવો સ્વર્ગીય ઉજ્જવલ પ્રકાશ છે જે જીવનને અજવાળી દે છે. પૃથ્વી ઉપરથી મનુષ્ય જાતને કોઈ વસ્તુએ સ્વર્ગ તરફ ઊર્ધ્વગમન કરાવ્યું હોય તો તે પ્રણુયે જ.' પ્રભાકર બોલ્યો.

તરત જ નરેન્દ્રે સામો જવાબ વાળ્યો : 'પ્રેમ એ તો જ્વાલા છે જ્વાલા. જે માણસને રોમેરોમ પ્રજ્વળી ઊઠે છે. જે મનુષ્ય પ્રેમમાં પડ્યો એના જેવો દુ:ખી માણસ બીજો કોઈ નહિ.'

'એ દુઃખની પણુ અજબ મઝા હોય છે. પ્રણુય, ઇશ્ક કે મહોબ્બતના જખ્મોની મઝા તમે શું જાણો? એ તો કોઈ ઘવાયલો મજનું કે કોઈ મીરાં જાણે.' એનાં નયનો નચાવતી હંસા બોલી.

જમણુ સરસ હતું. જમ્યા પછી પાન ખાતાં લહેરથી સોફાઓ અને આરામખુરશીઓમાં લંબાવતાં અમે છ જણે—હંસા, પ્રભાકર, નરેન્દ્ર, સુમતી, રંજન, અને હું—વિવિધ વિષયો ઉપર ચર્ચાઓ કરવા માંડી. સુમતી બી. એ. પાસ થઈ હમણાં જ આફ્રિકા આવી હતી. એના ગૌર વર્ણુને લીલી સાડી ઓર ઓપ આપી રહી.

એના સૌન્દર્યથી એની બોલવાની ઢબથી એ સર્વને એકદમ આકર્ષતી તેમજ ગમતી. એનાં માતાપિતા એને પરણુવા ઘણું કહેતાં પરંતુ એ સ્વતંત્ર મીજાજની હોઈ લગ્નનું બંધન સ્વીકારવા આજ સુધી તૈયાર થઈ નહોતી.

અમે છએ જણાં ભણેલાં હોઈ બધાં જ જુદા જુદા વિષયો ઉપર કાંઈ ને કાંઈ બોલતાં. ભારતની પ્રગતિ ઉપર તો જગતની રાજ્યદ્વારી બાબતો ઉપર, હાલની કેળવણીની ઉપયોગિતા ઉપર તો જગતના દેશો વચ્ચે માણસ માણસ વચ્ચે ઘટતી જતી શ્રદ્ધા ઉપર; માનસશાસ્ત્ર ઉપર તો સાહિત્ય ઉપર, ભૂત પિશાચ તો સ્ત્રી પુરુષોના સંબંધો ઉપર એમ અનેક વિષયો ઉપર અમે જોર શોરથી ચર્ચાઓ કરી. છેવટે પ્રણુય ઉપર ચર્ચા આવી.

'હંસા, તું મજનુંની વાત કરે છે પણુ આ જમાનામાં મજનુંઓ છે ક્યાં?' એમ કહેતાં સુમતીએ મારા તરફ મર્મભરી નજર નાખી.

'કેમ, આજે તો ચકલે ચકલે મજનુંઓ આંટા મારતા હોય છે. સિનેમાની બારી ઉપર ઇશ્કની ગઝલો ગાતા મજનુંઓનો તોટો જ ક્યાં છે?' રંજને એનો અભિપ્રાય આપ્યો.

આ જમાનામાં જ્યાં માણસ પોતે મશીન બનવા લાગ્યો છે; જ્યાં માણસ એટલો બધો વાસ્તવવાદી બનતો જાય છે ત્યાં પ્રેમ જેવા લાગણીવેડાને સ્થાન જ કયાંથી મળે! પ્રેમ એ સિનેમાની કહાણીમાં મળે કે કોઈ એકાદ આપણા દિનેશ જેવા કવિની કવિતામાં મળે. આ જમાનામાં પ્રેમ કરનારા કોઈ બાકી રહ્યા નથી.'

'નરેન્દ્રભાઈ! હું તમારી સાથે સંમત થાઉં છું. આ જમાનામાં હવે કોઈ મજનુંય નથી થવાના કે, પેલો કયો ઇટાલિયન પ્રેમી—રોમિયો નથી થવાનો.' રંજને કહ્યું.

---

થવું, તે કરતાં જાગ્રત રીતે વખતસર તૈયાર થવું એ જરૂરી છે. વળી બાળલગ્ન એ જેમ સારી રૂઢિ નથી, તેમ અતિ મોટી ઉંમરનાં લગ્ન પણુ સારી રૂઢિ નથી, તેમ સ્વીકારી માબાપોએ અને ઉંમરલાયક યુવતીઓએ પોતાનો પ્રશ્ન ઉકેલવા સવેળા પ્રયત્ન કરવો જોઈએ.





યુવતીનો ચેતનવંતો સુરખીભર્યો ગૌર ચહેરો તરત જ ખાત્રી કરાવે કે યુવતી બરાબર તંદુરસ્ત છે. પગે કાંઈ વાગ્યું હશે? હા એમ જ લાગે. કારણ પગ ઉપર હમેશાં શાલ ઓઢાડેલી રાખવામાં આવતી. યુવાન અને યુવતી એક બીજા સામું જોઈ મધુર સ્મિત કરતાં.

'કદાચ ભાઈબેન હશે. અપંગ બેનને ભાઈ ફેરવવા લાવતો હોય! એકલી ઘેર બેઠી કંટાળી જાય.' આમ હું વિચારતો હતો.

મારી બાજુમાં જ એક લતાકુંજ હતી. ત્યાં પેલા યુવકે પેલી યુવતીને એના મજબૂત હાથમાં ફૂલની માફક ઊંચકી ગાડીમાંથી ઊતારી. બન્નેએ બીસ્કીટ અને ચા આરોગ્યાં. બન્નેએ એક બીજા સાથે મધુર વાતો કરવા માંડી.

એટલામાં યુવતીએ પેલા યુવાનને એની નજીક ખાનગી વાત કહેવા બોલાવ્યો. મારું ચિત્ત વાંચવામાં ના ચોંટયું. હું શી ખાનગી વાત હશે એ વિચારતો કાન સરવા કરી બેઠો. યુવાન યુવતી પાસે ગયો કે યુવતીએ યુવાનને બન્ને હાથ એની કોટે ભેરવી તેની નજીક ખેંચ્યો. યુવાનના મોં ગાલ ઓષ્ટ આવેશમાં આવી ચુમ્યા. યુવાન પણ પાગલની માફક યુવતીને આલીંગતો ચૂમતો ત્યાં જ બેઠો. મને ખાત્રી થઈ કે આ બન્ને ભાઈબેન નહિ પણ પ્રેમી યુગલ છે.

પરંતુ એ વિચારે તો હું વધારે વિસ્મિત બન્યો. આવી અપંગ બન્ને પગવિહોણી યુવતીને જિંદગીભર કોણ પાલવે? વળી ઈંગ્લેન્ડ જેવા દેશમાં જ્યાં યુવતીઓ યુવાનોની શોધમાં હોય ત્યાં આ પ્રમાણે બને ખરૂં!

આ પ્રમાણે લગભગ બે ત્રણ માસ વીતી ગયા. યુવાન યુવતીને લઈ અચૂક બગીચામાં આવે જ. મને એમના જીવન વિષે જાણવાની ઇચ્છા જાગી પરંતુ એ જાણી શી રીતે શકાય. તેમને પૂછવું એ પણ અવિનય જ. એટલામાં મેં ઘર બદલ્યું. મારી નવી લેન્ડલેડી (જેને ત્યાં વિદ્યાર્થીઓ રહે છે તે સ્ત્રીઓને ઇંગ્લેંન્ડમાં Landlady કહે છે) સ્વભાવની ઉદાર ઉમદા અને પ્રેમલ સ્ત્રી હતી. નવી લેન્ડલેડીને ત્યાં મને ગમી ગયું. માતા જેવો એનો વાત્સલ્યભર્યો સ્વભાવ મંગલમય અને આનંદકારી હતો. મારા અભ્યાસમાં ત્યાંનું શાન્ત અને આનંદિત વાતાવરણ મદદરૂપ થઈ પડ્યું. સૌથી વધારે અગત્યની વાત તો એ કહેવાની છે કે પેલી અપંગ યુવતી અને પેલો પ્રેમી યુવાન બાજુના જ મકાનમાં રહેતાં હતાં. બે ત્રણ દિવસ સુધી મેં લેન્ડલેડીને એ વિષે કાંઈ પૂછ્યું નહિ. પરંતુ ચોથે દિવસે શનિવાર હોઈ લેન્ડલેડીએ પેલી અપંગ યુવતીને અને યુવાનને સાંજે અમારે ત્યાં જમવા નોતર્યાં.

યુવાન અને યુવતી બન્ને સંસ્કારી અને મળતાવડાં લાગ્યાં. યુવાનનું નામ રોબર્ટસન અને યુવતીનું નામ હતું માર્થા. બન્ને એક બીજા સાથે પરણેલાં નહોતાં. બન્ને પ્રેમીઓ હતાં. બાજુના મકાનમાં રહેતાં. માર્થા એ મારી લેન્ડલેડીની ભત્રીજી હતી. આથી જ લેન્ડલેડીએ બન્નેને જમવા બોલાવ્યાં હતાં.

જમ્યા પછી થોડીવારમાં એ બન્ને ગયાં. એ પ્રેમી યુગલ વિષે કાંઈક જાણવાની મારી ઇચ્છા તો હતી જ. એમના ગયા પછી તરત જ મેં મારી લેન્ડલેડીને પૂછ્યું: 'મામ! (માતા) માર્થાના પગે શું થયું છે?'

'મીસ્ટર પટેલ? બિચારી યુદ્ધના વખતમાં ઘવાઈ હતી. પરિણામે એના બન્ને પગ કપાવી નાખવા પડ્યા. બહુ દુઃખી થઈ ગઈ. એ તો ઠીક છે કે આ રોબર્ટસન છે તે એના દિવસો આનંદમાં જાય છે. જ્યારે છૂટાછેડા મળ્યા ત્યારે તો એટલું રડી હતી કે આપણને દયા આવે.'

'છૂટાછેડા લીધા? કોણે માર્થાએ?'

'ના માર્થાના ધણી વિલસને.'

'શું માર્થા પરણેલી હતી?'

મારા પ્રશ્નની મતલબ સમજી મારી લેન્ડલેડી મીસીસ ગેગ બોલી: 'જ્યારે એ પરણી ત્યારે આવી અપંગ નહોતી.'

'તો પછી આ રોબર્ટસન કોણ છે?'



થયો હતો. પરંતુ મારી માર્થા સાથે હજુ મારે લગ્ન કરવાં છે. આમ હિંમત હાર્યે કેમ ચાલશે. પરિણામે મારી તબિયત દિવસે દિવસે સુધરતી ચાલી. હું બચી ગયો. હવે થોડા વખતમાં આવી જઈશ. મારી માર્થાને ભેટીશ, ચુમીશ એને પરણીશ. એક નવી દુનિયા વસાવીશું. આપણું જગત કેવું આનંદભર્યું બની જશે!'

માર્થાએ પત્ર વાંચી દિવસો સુધી હૃદયે રાખ્યું. 'વિલસન પરણ્યા પછી છૂટાછેડા કરી ચાલ્યો ગયો. રોબર્ટસન જાણશે કે હું આવી અપંગ બની ગઈ છું પછી ઓછો જ મારી સાથે લગ્ન કરશે?' માર્થા નિસાસો નાખતાં વિચારવા લાગી. એને જ્યારે ખબર પડશે કે માર્થા તો બીજા કોઈને ક્યારનીય પરણી ગઈ. અને અપંગ થતાં છૂટાછેડા લઈ એનો પતિ બીજી કોઈ સ્ત્રીને ફરી પણ પરણ્યો ત્યારે એનું પ્રેમલ હૃદય કેટલું દુઃખી થઈ જશે?'

દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા. માર્થા રોબર્ટસનની રાહ જોતી હતી. રોબર્ટસન માર્થાને મળવા અધીરો હતો. સ્ટીમરની ગતિ ધીમી લાગતી હતી. એને એમ પણ થયું કે સ્ટીમરને બદલે એણે એરોપ્લેનમાં જવાની ગોઠવણ પણ કરવા માગણી કરી હોત તો વધારે સારું. પરંતુ હવે તો થોડા દિવસ રાહ જોવી જ રહી.

એક દિવસ રોબર્ટસનની સ્ટીમર લંડન શહેરના વિક્ટોરિયા ડૉક્સ ઉપર આવી ઊભી. રોબર્ટસન હજી અશક્ત હતો પરંતુ સ્ટીમરમાં મળેલા ખોરાક અને હવાફેરે એના શરીરમાં ઘણો ફેરફાર કર્યો હતો. એ ઉતાવળથી એનો સરસામાન લઈ મોટરકારમાં બેસી માર્થાના ઘર ભણી ઊપડ્યો.

માર્થા એક સોફામાં બેઠી હતી. રોબર્ટસને માર્થાના મ્લાન ચહેરાને જોયો. માર્થા રોબર્ટસનને જોઈ ચમકી. એને એમ થયું કે ધરતી માગ આપે તો શમાઈ જાઉં. રોબર્ટસને માર્થાના ચહેરા ઉપર આનંદ ના જોયો. એને એમ થયું કે માર્થાના હૃદયમાં એના માટે પહેલાંનો પ્યાર રહ્યો નથી.

'માર્થા! હું આવી ગયો.' એ એટલું બોલી માર્થાનો જવાબ સાંભળવા ઊભો.

'તને જોઈ હું ખુશ થઈ.' માર્થાએ પરાણે હસવા પ્રયત્ન કર્યો. રોબર્ટસન જોઈ શક્યો કે માર્થાના અંતરમાંથી એને જોઈ પહેલાંના જેવી ઊર્મિ ઊઠી નહિ. એણે જો ઝીણવટથી જોયું હોત તો એને માલમ પડત કે માર્થાએ તેના પગ શાલથી વીંટયા હતા અને તે નીચે સુધી પહોંચ્યા જ નહોતા. પરંતુ એ તો એમ જ સમજી ગયો કે માર્થાએ એનો ત્યાગ કર્યો છે કે એ બીજા કોઈના પ્યારમાં પડી હશે. બીજા કોઈને પરણી હશે.

એને હવે આ રીતે એકાએક આવવા માટે પસ્તાવો થયો. પોતે જાણવું જોઈતું હતું કે પહેલાં જેવો પ્યાર એના જીગરમાં છે જ નહિ. એ નત મસ્તકે, ભગ્ન હૈયે ત્યાંથી પાછો ફર્યો. હજી એને આશા હતી કે પોતે બારણા સુધી જશે ત્યાં સુધીમાં માર્થા એને વિવેક ખાતર પણ પાછો બોલાવી વધારે નહિ તો ચા પીવાની આજીજી કરશે. પરંતુ માર્થા તો બારણા સુધી મૂકવા પણ ના આવી. એ અત્યંત દિલગીર અને નિરાશ થઈ ગયો. એ ઉતાવળો ત્યાંથી ચાલી નીકળ્યો.

'આહ! સ્ત્રીને લોકોએ ભલે કોમલહૃદયી કહી પરંતુ એનું હૈયું તો વજ્રથી પણ કઠીન હોય છે. એટલો બધો પ્રેમ કર્યો હતો છતાં એણે થોડો વિવેક પણ ના કર્યો. મને બેસવા ના કહ્યું. બેવફા નહિ તો! અરે બેવફા શું ચંચલ જાત. આ તો પ્રેમ કરે તો પણ પૂરો ન કરે. જાણે અમારાં હૃદયો રમકડાં હોય તેમ તોડી ફોડી ટૂકડા કરી ફેંકી દે એવી સ્ત્રીની જાત.' રોબર્ટસન ગુસ્સાથી ધુંવાફુંવા થતો આમ વિચારતો આગળ વધ્યો.

'જો એને મારી ગરજ નથી તો હું એની પાછળ શા માટે પાગલ બનું? હું પણ મારો રસ્તો શોધી લઈશ. એને મારી જરા પણ પડી નથી. હું યુદ્ધમાંથી આટલી કષ્ટિ વેઠી, આટલાં આટલાં જોખમ



કંટાળી ગયો. એમાં એનો શો દોષ ? આવી અપંગ સ્ત્રીને જીવનભર લઈ ફરવું એ રતમ વાત છે ? છેવટે એણે છૂટાછેડા લેવાની માગણી કરી. મેં તરત જ સંમતી આપી. અમે બન્નેએ છૂટાછેડા લીધા.' એમ કહેતાં માર્થા હસી. પરંતુ એ સાથે એની આંખોમાં આંસુઓ હતાં.

'માર્થા, હું તને એકલી રાખી શકીશ નહિ. હું તને જ પરણીશ. હું તારા સાથમાં કદી કંટાળીશ નહિ.' માર્થાના બન્ને હાથ એના હાથમાં લેતાં રોબર્ટસન બોલ્યો.

'રોબર્ટસન ! તું ધીરજ ધર. વિચાર કર. મારા જેવી અપંગ બોજારૂપ છોકરીને પરણી તું જીવન વેડફી દેવાની વાત કરે છે. તું થોડા વખતમાં તો મારાથી કંટાળી જઈશ. આથી મારી સાથે પરણવાનો વિચાર છોડી દઈ તમે બન્ને નક્કી કર્યા મુજબ પરણી લો. એડીથ પણ સ્વભાવે તો સરસ છોકરી હશે.'

'માર્થા ! પ્યારી માર્થા ! એડીથ તો બીજો કોઈ મિત્ર શોધી એને પરણશે પરંતુ તારું કોણ ! તું અપંગ હોવા છતાં મારો પ્યાર તો પહેલાં જેવો જ છે.'

માર્થાએ રોબર્ટસનને ઘણો સમજાવ્યો પરંતુ તેણે ના માન્યું. છેવટે માર્થાએ પરણતા પહેલાં એક શરત મૂકી. બન્નેએ ત્રણ વરસ સુધી રાહ જોવી. આવી શરત મૂકવાની માર્થાની મતલબ એ હતી કે રોબર્ટસન થાકીને એને છોડી જશે...પરંતુ માર્થાની ધારણા ખોટી પડી.

રોબર્ટસન માર્થાને પરણ્યો એટલું જ નહિ પરંતુ એમને પરણ્યાં પણ આજે ત્રણ વરસ થઈ ગયાં. મીસસ ગેગ મને એ સુખી યુગલ વિષે વારંવાર લખે છે. માર્થા એમ જ કહે છે કે મારા પ્રત્યેના પ્રેમ, દયા, લાગણી વગેરેને લીધે રોબર્ટસને એના જીવનના સુખનો ત્યાગ કર્યો. રોબર્ટસન એમ કહે છે: 'માર્થા તને હું ઉપયોગી થઈ પડ્યો એ જ મારા જીવનની ધન્યતા છે.'

*

બીજો પ્રસંગ એક વખત આ પ્રમાણે મેં અનુભવ્યો. હું અમદાવાદથી સૂરત જતો હતો. સૂરતમાં મારા મિત્ર પ્રોફેસર જશભાઈના મિત્ર પ્રોફેસર નટુભાઈને ત્યાં હું ઉતરવાનો હતો.

હું પોતે પ્રોફેસર નટુભાઈ કે એમનાં પત્ની મૃદુલાને ઓળખતો નહોતો. પરંતુ પ્રોફેસર જશભાઈ એ બન્નેનાં બહુ જ વખાણ કરતા.

હું ખાલી ડબ્બો જોઈ ગોઠવાયો. મારા ડબ્બામાં કોઈ હતું નહિ. ટ્રેઈન ઉપડવાની હજી પાંચ મિનિટ હતી. એટલામાં એક લંગડો માણસ જેનો એક હાથ અને એક પગ કપાયલો હતો તે લાકડાની ઘોડીની મદદથી બનતી ઉતાવળે પ્લેટફોર્મ ઉપર આવ્યો. એની સાથે પંદર વરસનો લાગતો કિશોર હતો. તેના હાથમાં બે ત્રણ પડીકાં હતાં. એટલામાં એક મજૂર એક પેટી લઈ ઉતાવળો ઉતાવળો હું જે ડબ્બામાં બેઠો હતો ત્યાં આવી પહોંચ્યો, 'શેઠ અહીં જગ્યા છે.'

તરત જ હસીને પેલો અપંગ માણસ મારી સામે બેઠો. એની સાથે આવેલા કિશોરે એની પાસે હતાં તે પાર્સલ ગોઠવ્યાં. નોકરે પેટી ગોઠવી.

થોડીવારમાં ટ્રેઈન ઊપડી. 'મેં તમને ક્યાંક જોયા છે.' પેલા અપંગ માણસે મને કહ્યું.

'મને પણ એવું લાગે છે કે મેં તમને જોયા છે. બહુ વખત થયો આથી યાદ નથી આવતું. હું ઘણાં વર્ષોથી આફ્રિકામાં રહું છું આથી અહીંના પરિચિત માણસોને પણ ભૂલી જવાય છે.'

'તમે બરોડા કૉલેજમાં હતા ?'

'હા હા. તમે જગદીશચન્દ્ર કેમ ખરુંને ! હરીફાઈમાં —દોડવાની—૧૯૪૧ માં પહેલું ઈનામ જીતેલા.' મને અપંગ માણસનો જૂનો પરિચય થઈ ગયો. એટલો સ્માર્ટ–ચેતનવંતો હોશિયાર સશક્ત દેખાવડો યુવાન હતો ! અત્યારે કસરત અને હલનચલનના



જીવન. મારા આ અપંગ શરીરમાંથી એવી ઊર્મિ મળવી શક્ય જ નહિ.'

મેં હિંમતથી બીજો પ્રશ્ન પૂછ્યો: 'તમારું મૃદુલા સાથે વેવિશાળ થઈ ગયેલું ને?'

'એ વાતને તો કેટલાય વરસ વીતી ગયાં. ત્યારે હું આવો અપંગ નહોતો. પરણવું એટલે એક પુરુષ અને એક સ્ત્રી એક બીજામાં રસ લઈ આનંદથી સ્નેહથી જીવન વીતાવે. મારા જેવા અપંગને, જેનો હાથ કપાયો, પગ કપાયો એને પરણીને કોઈ સ્ત્રીને એવો રસ એવો આનંદ આવે ખરો! મને પરણીને કોઈ સુખી થઈ શકે ખરું!' એમ કહી મ્લાન દર્દભરી આંખે જગદીશે મારી સામે જોયું.

હું જગદીશના દુઃખી મ્લાન ચહેરા તરફ જોઈ રહ્યો. મનમાં વિચારી રહ્યો. મૃદુલા અને જગદીશને વિદ્યાર્થીઓ કોઈ વખત લયલા મજનું કહેતા તો કોઈ વખત રોમિયો જ્યુલિએટ કહેતા, કોઈ વખત રાધા કૃષ્ણ કહેતા તો કોઈ શીરીન ફરહાદ કહેતા. બિચારો જગદીશ અપંગ થયો. એની સાથે મૃદુલા શાની લગ્ન કરે! પ્રેમ પણ સગવડીયો જ લાગે છે. કૉલેજમાં તો એમના વિષે એમ કહેવાતું કે બન્ને આ જન્મે તો નહિ પણ જનમો જનમ સુધી છૂટાં નહિ પડે. એ બધી ઘેલછા જગદીશ કરતાં મૃદુલા વધારે બતાવતી આથી તો જગદીશ મૃદુલાના યુગલના પ્રણયની કીર્તિ ચારે બાજુ પ્રસરી હતી.

બિચારો જગદીશ કેટલો નિરાશ થઈ ગયો હશે. જેને જીવન સહચરી બનાવવા દિવસોના દિવસો સુધી સ્વપ્ન સેવ્યું હોય તે સ્ત્રી એને છોડી બીજાને પરણી ગઈ હશે ત્યારે એનું હૈયું ભાંગી ગયું હશે.

બીજાને આ રીતે પરણી જનાર મૃદુલા ઉપર મને મનમાં ને મનમાં ગુસ્સો આવ્યો. આખા જગતમાં એના પ્રેમનું પ્રદર્શન કરતી ફરતી હતી અને જ્યારે ત્યાગની ભોગની પળ આવી ત્યારે આને છોડી ચાલી ગઈ. બીજી ક્ષણે હું વિચારી રહ્યો, આવા અપંગ માણસને પરણવા તૈયાર થનાર તો કોઈક વીરલ સ્ત્રી જ હોય. સામાન્ય સ્ત્રીનું એ કામ નહિ. એટલો ત્યાગ કોણ કરી શકે?

આ પ્રમાણે વિવિધ વિચારના વમળમાં ગુંચાતો હું બેઠો હતો. એક પછી એક સ્ટેશનો જતાં હતાં. જગદીશ પણ એના વિચારમાં મગ્ન બહાર નજર કરતો બેઠો હતો.

એટલામાં સૂરત સ્ટેશન આવ્યું. મને લેવા પ્રોફેસર નટુભાઈ આવવાના હતા. મેં પ્રોફેસરને જોયા નહોતા છતાં પ્રોફેસર જશવંતલાલે જે વર્ણન કર્યું હતું તે પ્રમાણે શરીરે ઊંચા ઘઉંવર્ણા અને પહેરવેશમાં હમેશાં કોટ પાટલુન પહેરતા.

સૂરત સ્ટેશને હું ઊતર્યો જગદીશચન્દ્રને ઉતારવામાં મેં મદદ કરી. મજૂરે આવી અમારો સામાન ઉતાર્યો. એટલામાં એક સ્ત્રી ઉતાવળી ઉતાવળી અમે ઊભા હતા તે તરફ આવી પહોંચી. તેની પાછળ એક ઊંચા કદાવર લગભગ પાંત્રીસેક વર્ષની ઉંમરના લાગતા સજ્જન આવતા હતા. એમની આંગળીએ વળગી એક સાત વરસનો બાળક અને પાંચ વરસની બાળકી ચાલતાં હતાં.

સ્ત્રીએ નયનોમાં સ્નેહનાં અમૃત આંજતા જગદીશચંદ્રને કહ્યું, 'કેમ છો?'

આનંદભરી વાણીમાં જગદીશચન્દ્રે જવાબ આપ્યો: 'મઝામાં.' ત્યાં તો બન્ને બાળકો 'કાકા કાકા' કરતાં જગદીશને વળગી પડ્યાં. જગદીશે બન્નેને એનો હાથ વીંટાળી છાતી સરસાં ચાંપ્યાં. એ દૃશ્યને પેલી સૌંદર્યવતી યુવતી જોઈ રહી.

'તમે જ દીનેશચંદ્ર ખરું ને?'

'હા, અને આપ પ્રોફેસર નટવરલાલ!' મેં હસતાં હસતાં ઊંચા સશક્ત બાંધાના પ્રોફેસરને જવાબ વાળ્યો. 'જી હા' એમ કહેતાં એમણે હાથ લંબાવ્યો. અમે બંનેએ હસ્તધુનન કર્યું.

'મૃદુલા! આ પ્રોફેસર જશવંતલાલના મિત્ર દિનેશચન્દ્ર.' પ્રોફેસરે પેલી જાજ્વલ્યમાન યુવતીને મૃદુલા કહી સંબોધી એ જાણતાં જ હું ચમક્યો. તો શું



નથી. મૃદુલા! તારું સુખ એ જ મારું સુખ છે. આવા સુજન માનવંતા પ્રોફેસરની તું પત્ની છે; આવા રૂપાળાં તંદુરસ્ત બાળકોની તું માતા છે. આથી વધારે સુખ મારે માટે બીજું કયું હોઈ શકે? ગઈ ગુજરી ભૂલી જા. હું તને અંતરથી ચાહુ છું અને જીવનપર્યંત ચાહીશ. પરંતુ તું મને—આવા લૂલા ઠૂંઠા માણસને—પરણે એ વિચાર જ હાસ્યાસ્પદ અને કરુણ લાગે છે.'

'જગદીશ! ભલે તને આ હાસ્યાસ્પદ અને કરુણ લાગે પરંતુ એ અડાસના ગોળીબાર પછી તારા હાથે અને પગે ઓપરેશન કરાવવું પડ્યું ત્યારે જ મેં તો મનથી નિશ્ચય કર્યો હતો કે જીવનભર તારી સાથી બની રહીશ. જગદીશ-મૃદુલાની જોડી ગમે તે સંજોગોમાં અખંડ જ રહેશે. મારા માતાપિતાની સંમતિ નહોતી છતાં હું તો મારા વિચારમાં મક્કમ જ હતી. મારા સુખનો વિચાર કરી તું મારી સાથે લગ્ન કરવાની ના પાડી વર્ષો સુધી દૂર ચાલ્યો ગયો. ખરેખર તારો ત્યાગ અજોડ છે.'

મૃદુલાના છેલ્લા વાક્ય ઉપર ખડખડાટ હસતો જગદીશ બોલ્યો: 'મૃદુલા! તારી વિચારશ્રેણી મને જરા પણ સમજાતી નથી. ત્યાગ મારો કે તારો? આવા અપંગ બેડોળ માણસને સુખી કરવા માટે જગતની પરવા કર્યા સિવાય તું આટલી જહેમત ઊઠાવે છે, આટલી હિંમત કરે છે-પોતાના પતિ ગુસ્સે થઈ જશે ઈર્ષા કરશે એ બધું જાણતી હોવા છતાં તું મારી ઉપર આટલો સ્નેહ રાખે છે. તેમાં તારો જ ત્યાગ છે.' એમ કહી જગદીશ અટક્યો.

'મૃદુલા ખરો ત્યાગ તો પ્રોફેસરનો. કેટલો ખેલદિલ માણસ છે! મારી ઉપર આ બાળકો ઉપર રાખે છે તેવી મમતા રાખે છે. નહિતર હિંદુ સંસારમાં પોતાની પત્નીના પ્રેમીને કોઈ ઘરમાં પેસવા પણ દે. પ્રોફેસરને ખબર છે કે કોલેજમાં આપણે બે પ્રેમમાં હતાં છતાં કેટલા નેહથી એ મને આવકારે છે. આવા મનુષ્યના તો ચરણ પૂજવા ઘટે.' એમ કહી જગદીશ અટક્યો.

'થોડા વખતમાં પ્રોફેસર આવવા જોઈએ. ફિલ્મ જોઈ દિનેશચંદ્ર પણ હવે આવશે જગદીશ! હવે તું સૂઈ જા. મારો સ્નેહ તો જેવો અને જેટલો કોલેજમાં હતો તેવો અને તેટલો બલ્કે વધારે આજેય છે.' એમ કહેતાં મૃદુલા ઊઠી મારા અને જગદીશના ખંડમાંથી ચાલી ગઈ.

આ પ્રમાણેનો સંવાદ સાંભળતો હું બારણા બહાર ઊભો રહ્યો. એટલામાં જગદીશનો અવાજ સંભળાયો: 'પ્રભુ! આવા અપંગ અને ભાગ્યહીન મનુષ્યને આટલું સુખ આપવાનો તારો હેતુ શો હશે? ખરેખર ઋષિમુનિઓ તારી ગતિને અકળિત કહે છે તે નિઃસંશય છે. પ્રભુ! આ પ્રોફેસર અને મૃદુલાની જોડીને સદા સર્વદા સુખી રાખજે, મારા અંતરની આટલી પ્રાર્થના હે કરુણાનિધિ! હે દયાળુ દેવ સાંભળજે. મારી કોઈ ઇચ્છા નથી, મારી બીજી કોઈ અભિલાષા નથી.'

જગદીશની પ્રાર્થનાના આ સાદા પરંતુ અંતરના, અંતરમાંથી ઉદ્‌ભવેલા શબ્દો ખરેખર હૃદયદ્રાવક હતા.

થોડા વખતમાં પ્રોફેસર પણ આવી પહોંચ્યા. હું પથારીમાં પડ્યો પડ્યો વિચારવા લાગ્યો કે કોણ વધારે ત્યાગી? જગદીશ મૃદુલા કે પ્રોફેસર નટવરલાલ? પરંતુ પ્રભાત સુધી વિચાર કરવા છતાં જવાબ ના મળ્યો. જવાબમાં અંતર આત્મા બોલી ઊઠ્યો: ભાઈ! ત્યાગ સ્નેહ, પ્રેમ માનવતા અને દયાને માપવાનાં સાધનો જ્યાં ત્યાં નહિ મળે. એ તો મળશે જેણે જગતમાં ત્યાગ આપ્યો છે; સ્નેહ વર્ષાવ્યો છે; પ્રેમ કર્યો છે કે જેણે માનવતા અને દયા રેલાવી છે. એવા વિરલ મનુષ્યોની જીવનઝરમરમાંથી.

*

આ પ્રમાણે મેં બન્ને પ્રસંગો કહી સંભળાવ્યા. 'રંજન! જગત જ્યાં સુધી છે ત્યાં સુધી માનવજાત છે. જ્યાં સુધી માનવજાત છે ત્યાં સુધી પ્રેમ સ્નેહ વાત્સલ્ય અને દયા રહેવાનાં. જ્યાં પ્રેમ છે, જ્યાં માયા



એમાં આત્માની 'કલા' દેખાય છે કે નહીં, તે જોઈ રહ્યા હતા.

*

સાત્ત્વિકતા બે પ્રકારની હોય છે. કર્તરિ અને કર્મણિ. કર્તરિ એટલે પોતાનું બળ ચલાવવાવાળી. કર્મણિ એટલે પ્રવાહમાં વહેવાવાળી. કર્તરિ સાત્ત્વિકતા પરમાર્થોપયોગી છે. કર્મણિ સાત્ત્વિકતા 'સંસાર' સારો બનાવે છે.

*

'આત્મા કેવી રીતે સિદ્ધ થાય છે?'

'તારા આ પ્રશ્નથી સિદ્ધ થાય છે. મારો આ ઉત્તર જો તને ગમે તો એ રૂચિથી સિદ્ધ થાય છે—જો ન રૂચે તો એ અરૂચિથી સિદ્ધ થાય છે.'

*

કોઈ કહે છે, 'ઈશ્વર અજ્ઞેય છે.' 'જો અજ્ઞેય છે, તો છે શેના પરથી? જો છે, તો અજ્ઞેય શેના?'

*

પ્રકૃતિના હેતુ અનુસાર માતાની પુત્ર પર અને પિતાની પુત્રી પર છાપ પડવી જોઈએ. આત્મા સદા અપવાદક છે જ.

*

આપણું શબ્દપ્રમાણ એટલે ઋષિઓનું પ્રત્યક્ષ. એટલા માટે શબ્દપ્રમાણને પણ અનુભવની કસોટી દ્વારા કસી જોવું ઉચિત છે.

*

'ન તદ્ ભાસયતે સૂર્યો ન શશાંકો ન પાવકઃ'

સૂર્ય—પ્રત્યક્ષ (ચક્ષુ).

શશાંક—અનુમાન (મન).

પાવક—શબ્દ (વાક્).

*

'અ' થી 'જ્ઞ' સુધીના સર્વ અક્ષર બ્રહ્મના પ્રતીક છે. પરન્તુ 'અ' અને 'જ્ઞ' વિભૂતિઓ છે. 'બ્રહ્મ અ-જ્ઞ છે' એવી ઉપાસના કરીએ. આ ઉપાસનાથી ભક્ત નમ્ર થઈ જવાનો.

૧. અ-જ્ઞ એટલે અનાસક્ત જ્ઞાન.

૨. અ-જ્ઞ એટલે વાઙ્મય-મૂર્તિ.

૩. અ-જ્ઞ એટલે નિર્ગુણ અને સગુણ બન્ને.

૪. અ-જ્ઞ એટલે અજાણ. આ અર્થ તો પ્રસિદ્ધ જ છે.

*

પહેલો મંગલ કયો?—ભગવાન્ વિષ્ણુ.

બીજો મંગલ?—ગરુડધ્વજ.

ત્રીજો મંગલ?—પુંડરીકાક્ષ.

ચોથો મંગલ?—વિષ્ણુ સહસ્રનામ જુઓ.

*

ઈશ્વરશરણતાનું પ્રતીક એટલે ફલત્યાગ.

*

સુતારને જેમ ભૂમિતિના સિદ્ધાંતોનો ભય રહે છે, તેમ સેવક તેમજ સાધકે અહિંસાદિ વ્રતોનો ભય રાખવો જોઈએ.

*

શરીર નિસર્ગતઃ જેમજેમ જીર્ણ થતું જાય તેમતેમ પ્રજ્ઞાની કલા વધતી જવી જોઈએ. અને જે ક્ષણે શરીર છૂટે, તે ક્ષણે પ્રજ્ઞાની પૂર્ણિમા હોવી જોઈએ. આને ગીતા શુક્લપક્ષનું મૃત્યુ કહે છે. એનાથી વિપરીત, શરીરની સાથે પ્રજ્ઞા ક્ષીણ થતાં થતાં મોત આવે, એ કૃષ્ણપક્ષનું મૃત્યુ છે.

*

સર્વ પ્રવૃત્તિઓનું ફળ શૂન્ય છે; કારણ કે આદિમાં જેવા હતા એવા અંતમાં હોવું, એટલી જ બસ સારી નિષ્પત્તિ છે.

*

વૈદિક ઋષિઓને આત્મસ્તુતિ કરવામાં સંકોચ નહોતો થતો. આત્મરૂપ બનેલ ઋષિ જો આત્મસ્તુતિ ન કરે તો શું અનાત્મસ્તુતિ કરે?

*

સંત તુકારામ પર આરોપ મૂકવામાં આવે છે કે એમને ગાળો દેવાની બુરી લત હતી. આરોપ સાચો



શાસ્ત્રમાં દર્શાવેલ પ્રાણાયામ-પદ્ધતિનો નિદ્રા સમયે અભ્યાસ કરીએ.

*

સપ્તર્ષિઓની આકૃતિમાં કાશ્મીર અને હિમાલયનો ભાગ મને નજરે પડે છે. આને ભારતનું ઉપલક્ષણ સમજીને ઋષિઓના સ્મરણ સાથે 'દુર્લભં ભારતે જન્મ' એ ઋષિ-વચનનું હું સ્મરણ કરું છું.

*

જે બળવાન એ બાળક. ઊંચામાં ઊંચું ધ્યેય પણ જેને અશક્ય નથી લાગતું એ બાળક.

*

મેઘાગમનથી હૃદય ભરાઈ જાય છે; એનું કારણ શું એ નથી કે 'નભાસારિખે રૂપ યા રાઘવાચે'–(આ રામનું રૂપ નભ સમાન છે?)

*

આત્મૌપમ્ય સત્ય; 'તૌલનિક મનોવિજ્ઞાન' મિથ્યા.

*

બાલપણમાં કોઈ ગાળો દેતો તો એને કહ્યા કરતો, 'મારો તને હુકમ છે કે મને ગાળો દે' જો એ ગાળો દેવાનું છોડી દે, તો આપણું કામ પતી જાય અને જો ચાલુ રાખે, તો આપણને આપણો હુકમ માનનાર એક નોકર મળી જાય. જ્ઞાની પુરુષની એવી બાલવૃત્તિ હોય છે. આનું નામ છે 'નરાણાં ચ નરાધિપઃ'

*

ગૃહસ્થ શિક્ષક નથી બની શકતો, કારણ કે એ અન્ય કર્તવ્યોથી બંધાયેલો અને ઉચ્ચ ધ્યેય માટે પણ અપૂર્ણ હોય છે. સંન્યાસી આદર્શ શિક્ષક બની શકે, પરન્તુ સંસારની માલકિયતનો, વિદ્યાર્થીઓના 'હાથનો' નહીં. એટલા માટે વાનપ્રસ્થ જ વિદ્યાર્થીઓના હકનો શિક્ષક રહે છે.

[ચાલુ]

★

પ્રો૦ શશીશિવમ્

## જીવન ઇમારત

ના અરે કો છેડશો.
કજળી ગયેલી કો ઇમારતના સમી
ખેવડ-વળી જેની દીવાલો,
મોભ પણ જેનો તૂટું તૂટું કહી જાણે રહ્યો !—

છે ટકાવી કાય,
સ્હેજે વેગવંતા વાયરાનો સ્પર્શ ના સ્હેવાય,

તો આ ધૂમરાતા વાયુના વંટોળ શી
વાણી થકી ના ખેલશો એવી રમત

કે ભાંગી ભુક્કો થાય મારી એવી એવી એ ઇમારત,
શકય ના જેની પછી કોઇ મરામત.

★

વિજયશંકર કામદાર

## કુરુક્ષેત્રે

ત્યાં જો ! અશ્વો હણહણી રહ્યા, ડોલતા મત્ત હાથી,
વીરોનાંયે ઉર થનગને આતુરાં યુદ્ધ જાવાં;
એવે ટાણે સકલ બળથી ઉત્તરા કંથ રોધે,
ને વેનીલો હઠ નિજ તજી, બાહુપાશે ભીડાય.

★

જેઠાલાલ ત્રિવેદી

## મૂગી સેવા

ઝીલે શશી ઉગ્ર પ્રતાપ અર્કનો
દાઝે પડે ડાઘ ઉરે છતાંયે
જ્યોત્સ્ના વહાવે મધુરી હસીને,
કઠોર કોને ન કહે કશી એ.

★



ભાઈલાલભાઈ પટેલ

# સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ

વલ્લભવિદ્યાનગરની ગ્રામ્યસૃષ્ટિના સર્જક અને બાહોશ સ્થપતિ અને હવે એ જ નગરમાં સરજાયેલી વિદ્યાપીઠના ઉપકુલપતિ શ્રી ભાઈલાલભાઈ અહીં એ વિદ્યાપીઠની આખી ઉત્પત્તિનું વર્ણન કરે છે તે દરેકને માટે વાચનીય છે......

સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ હિંદભરમાં ગ્રામ્ય વિદ્યાપીઠ તરીકે જાણીતી થઈ છે. શહેરમાં રહેતા ઘણા માણસો 'ગ્રામ વિદ્યાપીઠ' શબ્દ અંગે તરેહ તરેહનાં અનુમાન કરે છે. જેથી ગ્રામ વિદ્યાપીઠ સંબંધી હિંદની અગ્રગણ્ય અને કેળવણીમાં રસ ધરાવતી વ્યક્તિઓનાં મંતવ્ય શું છે તે આપણે જોઈ લઈએ.

સ્વ. દાદાસાહેબ માવળંકર જ્યારે ગુજરાતની અલગ યુનિવર્સિટી સ્થાપવા માટે કામ કરી રહ્યા છે એ મતલબનો પત્ર પૂજ્ય મહાત્માજી પર તેમણે લખ્યો ત્યારે તેના જવાબમાં મહાત્માજીએ લખ્યું હતું કે 'ગુજરાતની વિદ્યાપીઠ હિંદુસ્તાનની સભ્યતા એટલે તેના ગામડાની સભ્યતા આગળ વધારે.' મતલબ કે મહાત્માજીની ખાસ ઈચ્છા હતી કે ગુજરાતની વિદ્યાપીઠ ગ્રામ વિદ્યાપીઠ બને. જે ગામડાની સંસ્કૃતિને અને આર્થિક સ્થિતિને પૂરેપૂરી રીતે આવરી લે.

જ્યારે લૉર્ડ માઉન્ટબેટન બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયનું ઉદ્‌ઘાટન કરવા માટે તા. ૧૪-૬-૪૮ના રોજ વલ્લભવિદ્યાનગરમાં પધાર્યા હતા ત્યારે પૂજ્ય સરદારશ્રીએ એક નિવેદન મોકલેલું જેમાં લખ્યું હતું કે 'અત્યારે હિંદુસ્તાનની સામે પડેલો સૌથી મોટામાં મોટો પ્રશ્ન ગામડાંઓના પુનરુદ્ધારનો છે. મુખ્યત્વે આ જ દૃષ્ટિબિંદુથી દોરવાઈને અમે સહકાર, સ્વાશ્રય અને સ્વયંપૂર્ણતાના સિદ્ધાંતને ધ્યાનમાં રાખીને ગ્રામજનતાના હિત માટે રચાયેલી આ 'ગ્રામ વિદ્યાપીઠ' ઊભી કરવાના કાર્ય પાછળ લાગી ગયા છીએ. આ કાર્ય એવું છે કે ભલભલાં મજબૂત હૈયાં પણ થરથરી જાય, છતાંય આ સ્વાર્થત્યાગી કાર્યકરોની ટોળીએ બતાવેલી સેવાની ભાવનાને લઈને, આ મહાન પ્રયોગો પૂજ્ય ગાંધીજીના આશીર્વાદ સાથે અમે ઉત્સાહપૂર્વક કર્યા અને તેમાં સફળતા મેળવવા તરફ આપણે ધીરે ધીરે, પરંતુ ચોક્કસ રીતે આગળ ધપી રહ્યા છીએ.'

બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે લૉર્ડ માઉન્ટબેટનને કહ્યું હતું કે, 'આ આખી ભાવનામાંથી ગ્રામ વિદ્યાપીઠનો વિચાર તરી આવે

---

આજે જ સ્થલ આ છોડી જવું છે અન્ય કાનને,
હતશેષ મૃગો હાવાં વસો નિર્ભય આ વને. ૧૭

હવે આ નિર્ધારે સ્થિરમન બને છે કુરુપતિ,
મળી જાણે એને ચર અચર કેરી અનુમતિ,
હજી બાકી રાત્રિ, સ્વજન સહુ નિદ્રાવશ દિસે,
ઝરે રમ્ય જ્યોત્સ્ના નયનહર શાન્ત સ્થલ વિષે. ૧૮

હળવે હળવે નિશા ગઈ.
દિનચર્યા સહુની શરૂ થઈ,
નિજ બન્ધુ કને યુધિષ્ઠિરે
મૃગસ્વપ્નોદ્‌ભવની કથા કહી. ૧૯

અને એ જ પળે સર્વે પ્રસ્થાને સજ્જ થાય છે.
છેલ્લી દ્વૈતવને દૃષ્ટિ મમત્વે આર્દ્ર થાય છે. ૨૦

પ્રાતઃકાલે વન તજી હવે પાંડવો સંચરે છે,
ન્યારો કોઈ અનુભવ વનપ્રાન્તમાં વિસ્તરે છે;
આશ્ચર્યે કો વિરલ મૃગ ઉગ્રીવ દૃષ્ટિ કરે છે;
છેટે છેટે નૃપકુલ તદા અન્યથા ઊતરે છે. ૨૧

દૂર દ્વૈતવનમાં વિદાયની
આખરી નજર પાંડવે કરી,
આપ્તકામ મૃગવૃન્દની તદા,
આશિષો અનુભવી ઉરે નવી. ૨૨





અમદાવાદ મ્યુનિસિપાલિટીમાંથી છૂટા થઈ, ગામડાંઓના ઉત્કર્ષ માટે યોજનાઓ ઘડી કાઢવી.

સરદારશ્રીના કારાવાસ દરમ્યાન અત્યારની સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ અને ગ્રામોદ્ધારની યોજનાઓ સંપૂર્ણ રીતે તૈયાર થઈ હતી. અને સરદારશ્રી કારાગૃહમાંથી છૂટયા પછીથી થોડા જ સમયમાં એટલે ઈ. સ. ૧૯૪૫ ના ઑગસ્ટની તારીખ ૮ થી ૧૦ સુધીમાં એ સંપૂર્ણ રીતે તેઓશ્રીએ તપાસી લીધી હતી. અને મંજૂર પણ કરી હતી. પૂજ્ય મહાત્માજીને સરદારશ્રીએ આ યોજના સંબંધી વાત કરી હતી અને મહાત્માજીના આશીર્વાદ મળ્યા બાદ ઈ. સ. ૧૯૪૬ ના માર્ચ મહિનામાં અમે અમારા કામની શરૂઆત કરી હતી. આ મારે માટે એક અતિ ગૌરવની વાત છે. અમે જે કામ કરી રહ્યા છીએ તેવું જ કામ કરવા માટે ડૉક્ટર રાધાકૃષ્ણને અમારા કામની શરૂઆત પછી ચાર પાંચ વર્ષો બાદ હિન્દ સરકારને એવું જ કામ કરવા માટેની સલાહ આપી હતી.

આપણા દેશમાં સમગ્ર દેશના હિતની દૃષ્ટિનો વિચાર સૌથી પ્રથમ મહાત્મા ગાંધીજીએ કર્યો હતો. સાંકળની તાકાત તેની નબળામાં નબળી કડીની તાકાત ઉપર રહે છે. તે જ ન્યાયે હિન્દની શક્તિઓ તેના ગામડાંની તાકાત ઉપર અવલંબે છે. મહાત્માજીને આ સત્ય સમજાયું હતું. જેમ તેમના અનુયાયીઓને ગામડાંમાં દટાઈ જવાનો આદેશ આપ્યો હતો અને તેઓશ્રી પોતે સેવાગ્રામમાં દટાયા હતા. ગામડાંના ઔદ્યોગિક વિકાસ માટે એમણે અખિલ હિન્દ ગ્રામોદ્યોગ મંડળ સ્થાપ્યું હતું. સરદારશ્રીએ એક વાત જોઈ લીધી હતી કે, મહાત્માજીની આજ્ઞા હોવા છતાંય બહુ જ થોડા અપવાદ સિવાય એમના અનુયાયીઓમાંથી કોઈ ગામડાંમાં દટાઈ જવા તૈયાર ન હતું. તેમજ એમના વરસોના પરિશ્રમ છતાંય ગ્રામોદ્યોગો પગભર થયા ન હતા. મહાત્માજીના આ વિચારને અમલમાં મૂકવા જરૂરી યોજના કરવા માટે સરદારશ્રીએ એમના સ્વભાવ મુજબ બહુ જ થોડા શબ્દોમાં મને આજ્ઞા કરી હતી અને એના પરિણામે વલ્લભ વિદ્યાનગરમાં સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ અને અદ્યતન વિજ્ઞાનનાં સાધનો વડે ગ્રામોદ્યોગને પગભર કરવા માટે ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળની સ્થાપના ઈ. સ. ૧૯૪૫ માં થઈ હતી.

અંગ્રેજી રાજ્ય અમલ દરમ્યાન આપણા દેશમાં એક વિશિષ્ટ પરિસ્થિતિ ઊભી થઈ હતી. અંગ્રેજો આપણા દેશમાં આવતાં પહેલાં આપણા આયાત વેપાર કરતાં આપણો નિકાસ વેપાર વધારે હતો, અને તેને સ્થાને પરદેશી ચીજો દેશમાં દાખલ થઈ. પરિણામે નિકાસ કરતાં આયાત વધી અને બદલામાં ખેતીનો કાચો માલ પરદેશ જવા લાગ્યો.

દેશની આર્થિક દુર્દશાનો પાર ના રહ્યો. ગામડાંના લોકો પાસે ખેતી વિકાસ સિવાય બીજો કોઈ ઉદ્યોગ ના રહ્યો. બીજી બાજુ ગામડાંમાંથી જે જમીનમહેસુલ અને બીજા વેરા સરકારે વસુલ કર્યા તે બધી રકમ શહેરોના વિકાસ અર્થે ખર્ચાઈ. વૉટરવર્કસ થયાં. ભૂગર્ભ ગટરો થઈ. વીજળી આવી. આમોદ પ્રમોદનાં સાધનો થયાં. શિક્ષણની મોટી મોટી સંસ્થાઓ થઈ અને અનેક જાતના રાક્ષસી ઉદ્યોગો સ્થપાયા, જ્યારે ગામડાં તદ્દન પાયમાલ થયાં.

પરિણામે શહેરના લોકો સારી રીતે ભણ્યા, રાજ્યવહીવટમાં દાખલ થયા. દેશના રાજ્યવહીવટનો અમલ ફક્ત શહેરોના જ હિતમાં થવા લાગ્યો. શહેરોની આ સગવડોથી આકર્ષાઈ ગામડાંનો સશક્ત અને બુદ્ધિશાળી વર્ગ શહેરોમાં જવા લાગ્યો. આ પરિસ્થિતિના પરિણામે અંગ્રેજોએ જ્યારે હિન્દ છોડયું ત્યારે ગામડાંઓનું આર્થિક, બૌદ્ધિક અને સાંસ્કૃતિક શોષણ સંપૂર્ણ રીતે થઈ રહ્યું હતું ને ગામડાં મરવાની આળસે જીવતાં હતાં. આ સ્થિતિમાં જો આપણે સત્વર પલટો ન લાવીએ તો આમ જનતા પ્રત્યે દુર્લક્ષ રાખવાથી પુરાણા ઇતિહાસમાં મિસર, બેબીલોનીયા, ગ્રીસ અને રોમની પ્રજાઓ જેમ નામશેષ થઈ ગઈ તેમ હિંદની સ્થિતિ થાય. જૂની પ્રજાઓમાંથી હિન્દુ પ્રજા હજુ જીવતી છે,



રામનારાયણ ના. પાઠક

# ભાવના અને સંકલ્પ

જાણીતા નવલકથાકાર આ વાર્તામાં ગ્રામસેવાના એક પ્રકારને જે રીતે વર્ણવે છે તેમાં લેખકની પોતાની ગ્રામસેવાની ધગશ પણ વરતાયા વિના નથી રહેતી. સંસ્કાર અને શિક્ષણના પ્રચાર માટે ઉત્સાહી યુવકો ગામડાં સેવતા થાય ત્યારે જ ગ્રામોદ્ધાર થાય...

ગ્રામ બાલ શિક્ષા કેન્દ્ર–બોરડીનો વાર્ષિક સમારંભ પૂરો થતાં સૌ વિખરાયા. ઉત્સવના પ્રમુખ શ્રી બાલાસાહેબ ખેરના હૃદયસ્પર્શી વ્યાખ્યાન ઉપર ચર્ચા કરતાં બાલશિક્ષણપ્રેમી ભાઈ–બહેનો બાલવાડીના ચોગાનમાં આવ્યાં.

વીણાએ વસંતને ખભે હાથ મૂકી કહ્યું : 'ચાલો વસંત, જરા દરિયા પર જઈ આવીએ.'

નાના બકુલને આંગળીએ વળગાડી વીણા આગળ ચાલી. વસંત તેમની પાછળ ચાલ્યો.

મુંબઈથી એંસી માઈલ દૂર આવેલ બોરડી–ઘોલવડ પાસે અફાટ સમુદ્ર પથરાયો હતો. શાંત સાગરતીરે ત્રણેક માઈલમાં અર્ધચંદ્રાકારે ઝૂકી રહેલ નાળિયેરી, આંબા, ચિકુ અને ફળઝાડના બગીચાઓ આ સુંદરતામાં ઉમેરો કરતા હતા.

ચળકતી સફેદ રેતીમાં થોડું ચાલીને વીણા અટકી, 'બેસીએ વસંત!'

વસંત અટક્યો. બકુલે વીણાને સમુદ્રના આવતા મોજાં સામે ખેંચીને કહ્યું, 'ચાલ બા, પાણીમાં.'

'ના બેટા ત્યાં ન જવાય. જો હું તને અહીં રેતીના કુબા કરી આપું.'

'નહિ, અમારે કુબા નથી રમવા.' કહીને બકુલ વીણાની આંગળી છોડાવી પાણી તરફ દોડ્યો. વીણાએ પાછળ જઈને એને પકડી પાડ્યો અને તેની આંગળી ઝાલી દરિયામાં આવતાં મોજામાં છબછબિયાં કરવા લઈ ચાલી. પગની ઘૂંટી સુધી આવીને પાણી પાછું વળી જતું. વીણાને મજા પડી. એણે બૂમ મારી.

'વસંત આવો તો, કેવી મઝા પડે છે.' બકુલ કરતાં પણ વધારે લાડકર્યો અવાજ સાંભળીને વસંતની વિચારમાળા સહેજ તૂટી. પણ તે ઊઠ્યો નહિ. એની નજર સામે આદિવાસીઓની દીનહીન દશાનાં ચિત્રો આવીને ખડાં થયાં હતાં. એમનાં મેલાં ઘેલાં શરીર, એમનાં ફાટ્યાં તૂટ્યાં વસ્ત્ર, એમની તૂટી ફૂટી ઝૂંપડીઓ, એમના ભાંગી ગયેલા ધંધા, એમનાં રઝળતાં બાળકો; એમ એક પછી એક ચિત્રો વસંતની નજર સામે તરવા લાગ્યાં. તે ઊંડા વિચારમાં પડી ગયો. સામેના કુદરતનાં મનોરમ દૃશ્યોથી એનાં ચર્મચક્ષુ આગળ એક એવી ભાવનાસૃષ્ટિ ખડી થઈ કે એની તમામ ઊર્મિઓ અંતર્મુખ બની ગઈ.

વસંતને આવા સુંદર સ્થળે આમ ઉદાસ જેવો બની બેઠેલો જોઈને વીણા સહેજ ચિડાઈ. બકુલને ઘડીક ગમ્મત કરાવી ફોસલાવી એ પાછો લઈ આવી અને રેતીમાં હાથના પોંચાથી કુબા કરી આપી રમતે ચડાવ્યો અને પછી વસંત તરફ વળીને બોલી,

'કેમ વસુ, શું થયું છે આજે તને?'

'કંઈ નહિ.' લુખ્ખું હસતાં વસંત બોલ્યો અને ચહેરા પર હાસ્યની રેખાઓ દેખાડતાં 'જો સામે સૂર્યનું પ્રતિબિંબ કેટલું સુંદર દેખાય છે.' એમ કહી વીણાને બીજી બાજુ વાળવા પ્રયત્ન કર્યો. વીણાએ સમુદ્રમાં પડતું સુવર્ણ સ્તંભ જેવું પ્રતિબિંબ જોયું ન જોયું કર્યું. વસંતનો સ્વભાવ એ જાણતી હતી. કોઈ પણ સદ્‌ભાવનાને કાર્યમાં ઊતારવામાં અસમર્થ

---

વરણુ સર્જવાના હેતુથી સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠની સ્થાપના થયેલ છે. પ્રભુના આશીર્વાદ અને જનતા જનાર્દનના સહકારથી એને સફળતા મળશે તેવી શ્રદ્ધા સાથે એના નિમિત બનવાનું મને સદ્‌ભાગ્ય મળ્યું, તે બદલ સૌનો આભારી છું.

[ વડોદરા આકાશવાણીના સૌજન્યથી ]





ઝૂંપડું અમે પણ બાંધી લઈશું. એમનાં છોકરાં કેવાં મજાનાં રમતાં હતાં. કાળી કાળી મોટી આંખો. સરસ સુડોળ શરીર. આંગણામાં ગાયનાં વાછરડાં, મરઘીનાં બચ્ચાં સાથે કેવાં કૂદતાં હતાં. છાપરી ઉપર વેલા ચડાવીને શાકભાજી કેવાં ઉગાડેલાં. મારે તો બકુલને આવા જ વાતાવરણમાં ઉછેરવો છે. બાળક જેમ નિસર્ગ સાથે વધારે સંબંધ રાખે તેમ તેનો કુદરતી વિકાસ વધે. મેડમ મોન્ટીસોરી અને ગાંધીજી પણ એમ જ કહેતાં.'

વસંત વીણાના ચહેરા સામે જોઈ રહ્યો, મુંબઈના માળામાં અનેક પ્રકારની નાની મોટી અગવડો સામે રોજ પોતાનો રોષ ઠાલવનાર અને નજીવી બાબતમાં પણ અસંતુષ્ટ બનનાર વીણા આજે આટલી બધી અનુકૂળ વાતો કેમ કરી રહી છે. વસંતને થયું મારે માટે ઈશ્વર સાનુકૂળતા કરી રહ્યો છે. આ તક મારે ઝડપી લેવી જોઈએ. પણ રહી રહીને એના અંતરમાંથી અવાજ ઊઠતો હતો, 'વીણાનો આ પલટો રખે ક્ષણિક તો ન નીવડે!'

'જો બા મેં મંદિર બનાવ્યું.' બકુલે વીણાનો હાથ ખેંચ્યો. રેતીનું મંદિર દેખાવડું હતું. વસંત એ મંદિર સામે જોઈ રહ્યો. વીણાની ભાવનાસૃષ્ટિની ઝૂંપડી અને બકુલનું મંદિર વસંતની નજર સામે એક સાથે આવીને ઊભાં રહ્યાં છતાં એણે હિંમતથી આગળ પગલું ભરવાનો નિર્ણય કર્યો. એણે વિચાર્યું વીણાની ભાવના ક્ષણિક હો કે સ્થાયી, મારે માટે આજે જ તક છે. એના ચહેરા પર નિશ્ચયબળ જણાયું; એ બોલ્યો:

'ઠીક ત્યારે વીણા, આજે હું વાત કરી લઉં છું.'

'આપણે તૈયાર છીએ.' કહીને વીણા બકુલ તરફ ફરીને બોલી, 'કેમ બકુલ તને મુંબઈમાં ગમે કે અહીં?'

'મને તો અહીં બહુ ગમે.'

'સાંભળ્યું કે વસુ?'

આથમતા સૂર્યે આ ભાવનાશાળી દંપતી ઉપર પોતાનાં આખરી કિરણો ફેંક્યાં અને તે સહેજ હસીને સમુદ્ર પાછળ અદૃશ્ય થયા.

*

આંખ મીંચીને ઊઘાડીએ તેમ વસંતને ગામડામાં આવ્યે છ મહિના વીતી ગયા. વસંતની ઉપરવટ થઈને વીણાએ મુંબઈનું મકાન કાઢી નાખ્યું અને બધી જ ઘરવખરી પોતાની નાનકડી ઝૂંપડીમાં લઈ આવી. એણે ઉત્સાહથી કામ ઉપાડ્યું. એક નાનકડા ઝાડની છાયામાં પહેલાં આઠ દસ છોકરાંને એકઠાં કરી એણે બાલવાડી શરૂ કરી. એક વાડીના કૂવા પર બાળકોને જાતે નવરાવીને ધોવરાવી સાફ કરવા લાગી. એમને વાર્તાઓ કહેતી, ગીત સંભળાવતી. બકુલ પણ એ વહાલસોયાં બાળકો સાથે હળી ગયો. કામગરાં ને હેતાળ માબાપોએ વીણાબેન માટે એક ઝૂંપડી બાંધી આપી. વસંત આ બધું સાનંદાશ્ચર્ય જોઈ રહ્યો, એના છૂટાં પથરાયેલાં આદિવાસીઓનો હજી તો તે પરિચય કરતો હતો. એમનો શાસ્ત્રીય અભ્યાસ એ કરી ચૂક્યો હતો. પણ એણે જોયું કે નિબંધ લખવાના હેતુથી કરેલો અભ્યાસ અને તેમની સ્થિતિ જાતે સુધારવાના હેતુથી કરેલો પરિચય એ બંને જુદી જ વસ્તુ હતી.

ધીમે ધીમે એ આદિવાસીઓનાં દિલમાં પ્રવેશ કરતો જતો હતો.

આદિવાસી સેવામંડળના મુખ્ય કાર્યકર્તાઓએ એક બે વાર વીણાની બાલવાડીની મુલાકાત લીધી અને તેઓએ પ્રશંસાના ઉદ્‌ગાર કાઢ્યા, જવાબમાં વીણા માત્ર એટલું જ બોલી: 'મેડમે પોતે મજૂરોનાં બાળકો વચ્ચે કામ કરીને આ પધ્ધતિ શોધી છે. સ્વ. ગિજુભાઈ વાઘાવાડીમાં જવાનાં સ્વપ્નાં અમારી પાસે રજૂ કરતા અને તારાબેન બોરડીના ગ્રામ પ્રદેશમાં વસવાટ કરી રહ્યાં છે. મારા બકુલનો વિકાસ જોઈને હું વધારે રાજી થઈ છું. હું સેવા કરવા નથી આવી. માત્ર મારા બાળકને માટે જ આવી છું અને અહીંની કુદરત ગમે તેવા માણસને આનંદ આપે તેવી છે.' આવા આવા અનેક શબ્દોથી એ આગંતુકોને મુગ્ધ



નાચતાં પથિ સાત છોકરાં એકદમ આનંદનો પોકાર કરી ઊઠ્યાં: 'વસુભાઈ વીણુબેન' અને એનો પડઘો પડે તેમ ઝૂંપડામાંથી એ બાળકોનાં મા-બાપે હસતા ચહેરા બહાર કાઢ્યા.

'આવી પહોંચ્યાં કે?' 'સારું સારું' 'બહુ દુઃખી થયા દેખું.' આમ જુદી જુદી રીતે ભાવ વ્યક્ત કરતાં સૌ વસંત-વીણા સામે જોઈ રહ્યાં. બાળકો તો તાળીઓ પાડતાં પાછળ ચાલ્યાં.

વસંતે ઝૂંપડું ખોલ્યું. અંદર ઊભા રહેવાની જગ્યા નહોતી. બકુલનાં કપડાં પણ ભીંજાયા હતાં. બીસ્રો મૂકવાની પણ કોરી જગ્યા નહોતી. વીણા એક બાજુ ઊભી. વસંત શું કરે છે તે જોઈ રહી. વસંતે બકુલને પેટી પર બેસાડ્યો. પોતે બિછાનું છોડી અંદરથી કોરા કપડાં કાઢ્યાં.

'લે તારે માટે કઈ સાડી કાઢું?'

'હું મારે માટે કાઢી લઈશ. તમે બકુલનું કરો. એને આજ ન્યુમોનિયા થવાનો છે.'

'એમ શું ન્યુમોનિયા થાય. આ જોતી નથી પેલાં છોકરાં કેવા લહેરથી કૂદે છે.'

'એને બકુલ સરખાં છે?'

તેવામાં ગામમાંથી સેવામંડળના માનદ્ મંત્રી વિનુભાઈનો માણસ આવ્યો.

'જય જય વસુભાઈ.'

'આવો ભાઈ, જય જય.'

'વિનુભાઈએ કહેવરાવ્યું છે કે આજ રાતે જમવા ત્યાં આવજો અને હમણાં ચોમાસાના બે મહિના એમના બંગલામાં રહેવાનું રાખો તો એમને આનંદ થશે.'

વસંતે વીણા સામે જોયું: હસીને પૂછ્યું: 'કેમ શો વિચાર છે? તને અહીં ન ફાવે એમ લાગે તો સામાન ન છોડું. હમણાં જ ત્યાં જઈએ.'

'મને કોઈને ઘેર એમ ન ફાવે.'

'તો પછી રાતે જમવા તો આવીશ ને?'

'તમે અને બકુલ જઈ આવજો.'

વસંતે એ પ્રમાણે સંદેશો મોકલી આપ્યો.

આ બાજુ છોકરાં ટોળે વળ્યાં. છાનાં છાનાં પછીતે ઊભાં રહીને 'વીણાબેન' કહીને દોટ મૂકે.

પણ વીણાબેન જવાબ કેમ નથી આપતાં એ એમને સમજાતું નહોતું.

રાતે પણ વરસાદ ચાલુ જ રહ્યો. પવનનું જોસ એવું જ રહ્યું. દેવો પટેલ આવીને એક ખાટલો આપી ગયો. તેમાં વીણા અને બકુલે માંડ માંડ રાત કાઢી.

બીજે દિવસે દેવલી આવી. એને વીણાએ પૂછ્યું: 'આ વરસાદ કેટલાક દિવસ આવશે?' દેવલી હસીને બોલી, 'ઈ તો આઈવા જ કરવાનો, એના દિવસ છે તે.'

વીણાની જીભ બંધ થઈ ગઈ.

'હમણાં કંઈ કામકાજ નથી કરતાં તમે લોકો?'

'અતારે જ કામ કરવાનું કે ની? ભાત રોપવાનું, ઘાસ કાઢવાનું, શાકના વાડા કરવાના એ બધું અતારે જ કરવાનું.'

'આ છોકરાંઓ કેમ ઓછાં દેખાય છે?'

'તે રોગ આઈવો છે, કાળીયો તાવ વળગે છે.'

વીણાએ વ્યગ્રતા બહાર ન દેખાય એ રીતે પૂછ્યું, 'કાળીયો તાવ કેવો?'

'બસ મુદ્દત પાકે તારે ઊતરે. એમાં છોકરાં બહુ બગડી જાય. આપણી બાલવાડીમાં આવતી હુતી એ ચંપા, કાશી, રામો તણેય એ તાવે ગયાં.'

'તમે લોકો કશી દવા નથી કરતાં?'

'અમે ગરીબ માણસ શી દવા કરીએ? દાક્તર આવે તો વળી નાડ તપાસીને દવા આપી જાય. ખસ, ગૂમડાં તો બહુ થયાં છે.'

'આ ગોકળની આંખો આવી લાગે છે?'

'હા, જુઓની રાતીચોળ થઈને પાકી પડી છે.'



બીજે દિવસે વીણાએ રડતા સ્વરે કહ્યું : 'બસ હવે મને આ ઝૂંપડામાં ચેન પડતું નથી. મારી નજરે બકુલ તર્યાં કરે છે. મને મારી બા પાસે મૂકી જાઓ.'

વસંત ભારે હૈયે વીણાને તેની બા પાસે મૂકી આવ્યો. વસંતે કામમાં જીવ પરોવવા પ્રયાસ આદર્યો. બેચાર દહાડા બાદ વિનુભાઈ વસંતની ઝૂંપડીએ આવ્યા. ખબર અંતર પૂછ્યા બાદ તેમણે ગંભીર સ્વરે કહ્યું : 'હવે તમારે આ સ્થાન છોડવું પડશે.'

'શા માટે ?'

'મને લાગે છે વીણાબેન અહીં પાછાં નહીં આવે.'

'એ તો તમને લાગે.' વસંત ભારે અવાજે બોલ્યો : 'એને આઘાત લાગ્યો છે. બેચાર માસ ત્યાં રહેશે, મન ધીમે ધીમે શાંત થશે એટલે એની મેળે આવશે.'

વિનુભાઈ વસંતની દૃઢતા જોઈ મુંગા બન્યા. વળતે દિવસે વસંત પહાડી વસ્તીમાં ચાલ્યો ગયો.

પહાડી વસ્તીમાં ચોમાસાના દિવસો વસંતે મોટેભાગે માંદાઓની સારવારમાં ગાળ્યા.

ચોમાસું ઊતર્યું, શિયાળો બેઠો. બિમારી ગઈ અને નરમાઈ આવવા લાગી. આકાશમાં વાદળાં વીખરાયાં અને સૂર્ય પ્રકાશ પ્રગટ્યો. વીણાના પત્રો આવ્યા કરતા. વસંત કોઈવાર લાંબા તો કોઈવાર ટૂંકા જવાબો વાળતો. બાલવાડીનાં બાળકો અને તેનાં માબાપ વીણાની કેવી આતુરતાથી રાહ જોઈ રહ્યાં છે, તેને કેવા પ્રેમથી સાચવે છે વગેરે હકીકત જણાવતો. વાંચીને વીણાનું દિલ ખેંચાતું. પણ બકુલની યાદે પાછું પડી જતું. ધીમે ધીમે એ ખેંચાણ વધતું જતું હતું.

*

એક દિવસ સાંજને પહોરે વીણા વગર કાગળે ઝૂંપડીને બારણે આવીને ઊભી રહી. પડોશીઓ ટોળે વળ્યાં. છોકરાં 'વીણાબેન, વીણાબેન' કરતાં ઘેરી વળ્યાં. વીણા પહેલી વાર આવેલી તે કરતાંય વધારે વહાલથી સૌ વીંટળાયાં. સામે તળાવમાં કમળ ખીલ્યાં હતાં. ઝૂંપડા પર વેલા ચડ્યા હતા તેને ફૂલ ખીલ્યાં હતાં અને ક્યાંક શાક બેઠાં હતાં. વસંત પહાડમાં ગયો હતો. પણ ઝૂંપડી ને આંગણું હથેળી જેવાં સ્વચ્છ હતાં.

રાતે શરદની ચાંદની ખીલી. આંગણામાં સૌ એકઠાં મળ્યાં. વીણાને બકુલ યાદ આવ્યો અને એની આંખ ભીની થઈ એટલે એક વૃદ્ધ માજી બોલ્યાં : 'તમારો બકુલ અમનેય બહુ યાદ આવે છે. એ તો ભગવાનને ઘેર રમવા ગયો છે તે કાલ સવારે પાછો આવશે.'

'એ ક્યાંથી આવે ?' વીણાનો અવાજ તૂટ્યો. સામેથી બીજી આધેડ બાઈ બોલી : 'કેમ ના આવે, વસંતભાઈ આટલા બધા માણસની ભલી દુવા લે છે એનો દીકરો પાછો આવ્યા વિના રહે કાંઈ ?'

વીણા આ અજ્ઞાન લોકોના ભોળપણ ઉપર ફીકું હસી : 'એ તો ગયો. એનું મોં કદી જોવા નહિ મળે. ઠીક ભગવાનની મરજી.' પહાડ જેવો નિસાસો મૂકી બોલી : 'આપણે હવે બાલવાડી ક્યારે શરૂ કરશું ?'

'એમ વાત ફેરવો છો તે અમે નથી સમજતાં કાંઈ ?' એક ભારા વેચનાર બહેન બોલી : 'હું મારી વાત કરું, મારો ધણી ખાટલે પડેલો. પાણી માગતો ન હતો, વસંતભાઈએ એની સારવાર કરી ચાર પાંચ દહાડા છાતીમાં તેલ ઘસ્યું. મુંઝારો મટી ગયો, આજ હરતો ફરતો થઈ ગયો, મારાં ચાર નાનાં છોકરાની દુવા ન ફળે કે ?'

વીણાને એ કંઈ ગળે ન ઊતર્યું. એણે તો બાલવાડીની વાતો કરીને દિલ હળવું કર્યું.

પણ એ વરસ પછી જ્યારે વીણા છ મહિનાના બાળકને ખોળામાં રમાડતી ઝૂંપડીને બારણે બેઠી હતી ત્યારે એ જ બહેન આવી અને હસતી હસતી છોકરાની દાઢી પકડીને બોલી : 'આ તો બીજો બકુલિયો દેખું. અમારી ગરીબની દુવા ફળી મારા વસંતભાઈને.'

ત્યારે એ સાંભળીને વીણાનું હૈયું ભરાઈ આવ્યું. એણે અંતરથી એ બાઈનો અને પ્રભુનો પાડ માન્યો.



તો મેં તેમના જીવનવિકાસની વાતમાં પણ ઊંડો રસ લીધો.

આ બાજુ, નજીકમાં કોઈ દવાખાનું નથી. એથી અમે દરેક ગામમાં દવાની પેટીઓ રાખીએ છીએ. તેમાં તાત્કાલિક ઉપચારની દવા રાખીએ છીએ. ગામના શિક્ષક કે કોઈ સેવાભાવી ભાઈ જરૂરીઆતવાળાને મફત દવા આપે તેવી વ્યવસ્થા કરી છે. આ દવાનું ખર્ચ જે તે ગામમાંથી જ ઊભું કરવાનો પ્રયત્ન કરું છું. પણ કેટલાંક ગામ એવાં છે કે એટલો પણ ફાળો થઈ શકતો નથી તેમને માટે આવા સદ્‌ગૃહસ્થો આગળ હાથ લંબાવું છું, એટલે મેં ગોપાળભાઈને કહ્યું :

'તમે આપણી દવાખાનાની યોજનામાં કંઈક મદદ કરો તો સારું. ચોમાસામાં, ખાસ કરીને તાલુકામાં આ બાજુ મેલેરિયા ફાટી નીકળે છે. ઘેર ઘેર ખાટલા ઢળાય છે. ભાગ્યે જ એવું ઘર બાકી રહેતું હશે કે જેમાં મેલેરિયાએ ઝપટ લગાવી ન હોય! તેમ આડે દિવસે કોઈને ગડગૂમડ થયું હોય કે પેટમાં ચૂંક ઊપડી હોય, તેને માટે અમે દવાઓ રાખીએ છીએ. અનુભવે જણાયું છે એથી ગામલોકોને ખૂબ રાહત રહે છે. મને લાગે છે કે આ પ્રવૃત્તિ ચાલુ રાખવા જેવી છે.'

હું મારી વાત પૂરી કરું તે પહેલાં તો ગોપાલભાઈ વચ્ચેથી બોલી ઊઠ્યા, 'સેવકરામ! તેને માટે આટલું કહેવાનું ન હોય. મેં તમારી બધી પ્રવૃત્તિઓ નિહાળી છે. મારા ગામ માટે કંઈક કરવું તે મારી ફરજ છે. દવાખાના બાબતમાં તો મેં ક્યારનોયે નિર્ણય કરી દીધો છે. તમે જે ખર્ચ થાય તે મારી પાસેથી માગી લેજો. એ શિવાયની પણ બીજી દવાઓ હશે તે હું અમદાવાદથી મોકલીશ. પણ હું તો બીજી વાત કરતો હતો.' કંઈક મહત્ત્વની વાત કરતા હોય તેમ તે મારી સામે ભાવનાભર્યાં નયને તાકી બોલ્યા : 'હું એમ કહેવા માગતો હતો, કે આપણે ગામની આબાદી થાય એવી કોઈ યોજના હાથ ન ધરી શકીએ? તમે તો એવી ઘણી યોજનાઓ વિચારી હશે.'

'યોજનાઓ તો આ થેલીમાં ઘણી પડી છે. પણ યોજનાઓથી ગામનો ઉદ્ધાર થતો નથી. એમ તો ગાંધીજી ક્યાં ગ્રામવિકાસની યોજનાઓ નથી બતાવી ગયા? સવાલ તો છે એ યોજનાઓને કાર્યમાં ઉતારવાનો. એથી તો ગામનું ગજું જોઈને તેની આગળ નવું કામ ચીંધું છું.'

'તો અમારા ગામના ખરતું કંઈ કામ હોય તો કહો.'

'મારા મનમાં એક વાત ઘણા વખતથી રમ્યા કરે છે. જો ગામમાં સહકારી ધોરણે એક ખરીદ વેચાણ હાટ કાઢ્યું હોય તો ગામને આર્થિક ફાયદો થાય આજે તો ખેડૂત માલ વેચતાં લૂંટાય છે. માલ ખરીદતાં પણ લૂંટાય છે. ગામડું ત્યારે જ આબાદ થાય જ્યારે ગામનું ધન ગામમાં રહે. બાપુજીની સર્વોદયની ભાવના તો આપણે સિદ્ધ કરી શકીએ ત્યારે ખરા. તેમ ગામડું દરેક બાબતમાં સ્વાવલંબી બને એમાં સોનાનો સૂરજ ઊગે ત્યારે ખરો. પણ જો સહકારી સંઘની દુકાન કાઢી હોય તો ગામજનતાને આર્થિક ફાયદો થાય. દુકાન જે નફો કરે તેમાંથી ગામનાં સાર્વજનિક કામો થઈ શકે. ગ્રામ કલ્યાણની નવી યોજનાઓ હાથ ધરી શકાય. તેમ સહકારી સંઘના નિમિત્તે ગામનું સંગઠન પણ સાધી શકાય. પરિણામે સંઘથી ગામમાં નાનાં મોટાં બીજાં પણ ઘણાં કામ થઈ શકે.'

ગોપાળભાઈને મારી આ વાત ગમી હોય તેમ તે થોડીવાર મનમાં કંઈક ગોઠવાને બોલ્યા :

'તમારી વાત બરાબર છે. સેવકરામ! ગામમાં સહકારી દુકાન જરૂર શરૂ કરો. તમે કહેશો એટલા શેર હું લઈશ. એટલું કે તેનો વહીવટ તમારી સલાહ પ્રમાણે થવો જોઈએ.'

અને અમે ત્યાં ને ત્યાં સહકારી દુકાનની યોજના વિચારી લીધી. ગોપાળભાઈને અમદાવાદ દુકાનનું કામ હતું છતાં તે બે દિવસ વધુ રોકાયા. ગામને ભેગું કર્યું. તેની આગળ મેં સહકારી ખરીદ વેચાણ સંઘની યોજના સમજાવી. એવી મઝીયારી દુકાનથી



કોઈને કંઈ ખબર ન પડી. ચોપડા પણ બરાબર હતા. ગોપાળભાઈ તો આવે ત્યારે ચોપડા જુએ. ક્યારેક માણસને ચોપડા અને હિસાબ લઈને અમદાવાદ બોલાવે. આ લોકો એવા તો પાવરધા હતા કે કોઈને શંકાયે ન પડવા દે કે અંદર કંઈ ધાલમેલ છે. ગોપાળભાઈ તો સમજતા હતા કે બધું બરાબર ચાલે છે. પણ દુકાનની અંદરના એક માણસે ગોપાળભાઈને છૂપો પત્ર લખ્યો કે તમે આવીને દુકાનના માલનો 'સ્ટોક' લ્યો. તમને પૂરતો માલ જ નહિ મળે.

ગોપાળભાઈ ઓચિંતાના આવ્યા. તેમણે વેચાણ બંધ કરાવી પોતાની હાજરીમાં જ સ્ટોક લેવાની શરૂઆત કરી. પેલી બાતમી સાચી નીકળી. ચોપડા બરાબર હતા. પણ માલની જબરી ઉચાપત થઈ હતી. ગોપાળભાઈ તો લાલપીળા થઈ ગયા. લોકોની, ગામની-દુકાનમાં આવી ધાલમેલ? લગભગ ત્રણચાર હજારનો માલ અદ્ધર વેચાઈ ગયો હતો. તે કોને કહે! દુકાનમાં માણસો તેમણે જ મૂક્યા હતા. તેમાં મુખ્ય સંચાલક તો તેમના કાકાનો દીકરો હતો. બધો વહીવટ તેમનો હતો. પોતે તેના ચેરમેન હતા. કોની આગળ મોં ખોલે? લોકોને તે કહે પણ શું? તેમ પેલા માણસોનું કરે પણ શું?

આ વાત કરતાં ગોપાળભાઈ ઉશ્કેરાઈ ગયા હતા. તે લાલપીળા થઈને મને કહેતા હતા:

'સેવકરામ! ઘડીકમાં એમ થાય છે કે પોલીસ બોલાવી આ લોકોને તેમને હવાલે કરી દઉં. આવી ચોરી કેમ ચાલી શકે? આ તો લોકોના પૈસા છે. દુકાન ગામની છે. તેનો વહીવટ આવો કરવાનો હોય! તો પછી કોઈપણ આપણામાં વિશ્વાસ કેમ મૂકી શકે? સેવકરામ! આ લોકોએ તો એક પાંગરતી સંસ્થાના મૂળમાં જ ઘા કર્યો છે.'

ગોપાળભાઈ સાચે જ ખૂબ અફસોસ કરતા હતા. તેમને પૈસા જાય તેનો તો જરાયે અફસોસ નહોતો. પણ એક શુભ પ્રવૃત્તિ આ રીતે ગોટાળાના કારણે બંધ પડે અને બીજા એનો દાખલો લે તે વાત ખૂંચતી હતી. બીજી વાત તેમને એ ખૂંચતી હતી કે ગોટાળો કરનારા તેમના જ કુટુંબના માણસો હતા. એથી તે કંઈ કહી શકે તેમ નહોતા. પોલીસ સુધી જાય તો કુટુંબમાં કલેશ થાય એમ હતું. ગોપાળભાઈ રોષ કરે પણ કોના પર રોષ ઉતારે! એથી તો તે મનમાં ને મનમાં અકળાતા હતા. એ વારંવાર એકનો એક ઉદ્ગાર કાઢતા હતા.

'સેવકરામ! સમજાતું નથી કે શું કરવું! ગામ લોકો આગળ શું ખુલાસો કરવો!' અને વહીવટ પોતાનો હતો એથી પોતાના પર ભૂલ ઓઢી લઈ જાણે પોતાના મનને સંભળાવતા હોય તેમ કહેવા લાગ્યા, 'હું આખરી જવાબદારીમાંથી કેમ છટકી શકું! આ સહકારી સંઘનો ચેરમેન તો હું છું ને! મેં મારી જવાબદારી બરાબર અદા ન કરી ત્યારે ને! એટલે એ ભૂલ મારે જ ઓઢવી જોઈએ.'

ગોપાળભાઈની સચ્ચાઈ, તેમની ભાવનાશીલતા પ્રતિક્ષણે મારા મનમાં દૃઢ થતી જતી હતી. તે વેપારી હતા. પણ તેમનામાં વેપારીની ખંધાઈ કે નફાની આંધળી લાલસા નહોતી. હું જોતો હતો કે તેમનો આતમરામ સાબદો હતો. તે પોતાના સ્વાર્થ કરતાં જનતાના સ્વાર્થને વધુ મહત્ત્વ આપે તેવા હતા. એટલે મેં જ તેમને પૂછ્યું:

'તો તમે આનું શું કરવા ધાર્યું છે?'

'સેવકરામ! મેં તો આનો નિર્ણય ક્યારનોય કરી લીધો છે. જે ખોટ આવી છે તે ઓઢી લેવા હું તૈયાર છું. પણ હું હવે આ સંઘ ચલાવવા તૈયાર નથી. તેને ડીઝોલ્વ કરી જેના તેના પૈસા પરત કરી દેવા માગું છું.'

'પણ ગોપાળભાઈ, એક શુભ પ્રવૃત્તિનો આપણે આરંભ કર્યો તેને આમ સમેટી લેવાય! આપણે એમાંથી કંઈક બીજો માર્ગ વિચારીએ.'

'સેવકરામ! હું તમારી ભાવના સમજી શકું છું. પણ મારાથી એ નહિ બની શકે. હું જે કામમાં



રમણિક પટેલ

# મોગરાના સાપ

ચંત્રોએ માનવીની કિંમત સાવ કોડીની કરી મૂકી છે એ વાર્તાવસ્તુવાળી આ વાર્તા એક પિતા-પુત્રના વિચારના બે ધ્રુવ જેટલા અંતરને આબાદ રજૂ કરે છે. 'ધરતીની પ્રીત' નામનો લેખકનો વાર્તાસંગ્રહ પ્રગટ થાય છે તેમાં આ વાર્તાનો પણ સમાવેશ છે.......

'સોનાકાકી, ઓ સોનાકાકી! જલદી જાવ, વજેસંગકાકાને અકસ્માત થયો છે. ભાગોળવાળી મોટી ઇસ્પિતાલમાં તેમને લઈ ગયા છે.' હાંફળોફાંફળો આવીને માધો આ સમાચાર સોનાને બંધ બારણે જ દઈ ગયો.

'કોણ, માધો? શું થયું છે તારા કાકાને?' સોનાએ બહાવરી બહાવરી બહાર આવતાં પૂછ્યું.

'કાકી, જલદી પહોંચો. મારા કાકાના બંને હાથ મશીનમાં આવી ગયા છે.'

'હેં, બંને હાથ? માધુ મને સરખી વાત તો કર!' સોનાએ બારણાને સાંકળ દેતાં કહ્યું.

'કાકી, બપોરે મશીન બંધ હતું ત્યારે વજેસંગકાકા હાથમાં ડૂચો લઈ અંદરથી સાફ કરતા હતા. એવામાં કોઈ કારીગરે અજાણતાં મશીન ચાલુ કર્યું. કાકા બેધ્યાન હતા. મશીન ચાલ્યું અને કોલુમાં સાંઠો ખેંચાય એમ એમનો હાથ અંદર ખેંચાયો. એમણે એક ચીસ પાડી. બધા ભેગા થઈ ગયા. કાકા બેભાન થઈ ગયા હતા. મોટા શેઠ આવ્યા અને કાકાને ઇસ્પિતાલ ભેગા કર્યા. ને લાગલો જ હું તમને ખબર કહેવા દોડ્યો'

માધુ વાત પૂરી કરી રહે ત્યાં તો સોના હૉસ્પિટલ તરફ લગભગ દોડી જ.

સોનાનો વર વજેસંગ છેલ્લાં બાર વર્ષથી શેઠ નરોત્તમદાસના કારખાનામાં કામ કરતો હતો. વજેસંગ જેવા તો એમાં અનેક કારીગરો કામ કરતા હતા, પણ એના જેટલી લાંબી સેવાઓ આપનાર બહુ જ થોડા. શેઠને ત્યાં કારીગરો લાંબા સમય સુધી ટકી શકતા નહિ એનું કારણ એ પણ હતું કે શેઠ કારીગરો પ્રત્યે ભાગ્યે જ ઉદાર બનતા. પોતાના નામની વાહવાહ બોલાતી હોય કે પાંચપચીસ હજાર ખર્ચતાં નામ નીકળતું હોય તો શેઠ ચાહીને દાન કરતા, પરંતુ દિવાળી જેવા તહેવારે કારીગરોને બોનસ વહેંચવાનું થતું ત્યારે શેઠનો જીવ કળીએ કળીએ કપાતો. ગુપ્ત દાનમાં એ જરાય માનતા નહિ. ઊલટા એમના એવા ખ્યાલ હતા કે પાંચ પૈસા ખરચીએ અને નામ પણ ન નીકળે તો પછી ખરચેલું શા કામનું? વળી એ એમ પણ માનતા કે મજૂરોને બહુ ફટવી મારીએ તો માથે ચડી વાગે. મજૂરો સાથે ઝાઝા સંપર્કમાં એ આવતા જ નહિ. કારીગરો સાથેનું સીધું કામકાજ ખાસ કરીને શેઠનો જુવાન દીકરો નારાયણ જ પતાવી લેતો. નારાયણ ઇશ્કી, ઉદ્ધત, ઉતાવળિયો અને મિજાજી હતો એટલે મોટા ભાગના મજૂરોને એ અણગમતો જ લાગતો.

બપોરની એક કલાકની છુટ્ટીમાં મોટા શેઠ મેડા ઉપરની ઑફિસમાં આરામ કરતા હતા ત્યાં અચાનક અકસ્માતની બૂમ પડી. શેઠ સફાળા બેઠા થઈ ગયા. પોતાના પુત્ર નારાયણને બૂમ પાડતાં કહ્યું: 'નારાયણ, નારાયણ, જો તો, ચાર નંબરના મશીન તરફ શાનો કોલાહલ થયો?' નારાયણ તુરત નીચે આવ્યો. જુએ તો વજેસંગ બેભાન બની ગયો છે. પછી તો એમ્બ્યુલન્સ કાર આવી અને વજેસંગને હૉસ્પિટલ ભેગો કર્યો. સોના દવાખાને આવી ત્યારે મોટા ડૉક્ટર વજેસંગને ગંભીરતાપૂર્વક તપાસી રહ્યા હતા અને નાના શેઠ (નારાયણ) બાજુમાં જ ઊભા હતા. સોનાનું દિલ ધડકી ઊઠ્યું, અંદર જવાની હિંમત જ ન ચાલી. થોડીવારમાં નાના શેઠ બહાર આવ્યા અને સોનાને પૂછ્યું: 'કોણ તું? અહીં કેમ ઊભી છે?'

'માલિક, હું એની ઘરવાળી છું. મને અંદર જવા દો. હું એનું મોં તો જોઈ લઉં.'

'ઓહ! તું એની ઘરવાળી? પણ હમણાં અંદર જવાશે નહિ. એનું ઑપરેશન થઈ ગયા બાદ જજે.'



'કેટલી વાર લાગવાની?'

'બીજા બે ત્રણ મહિના નીકળી જાય તો કહેવાય નહિ. મોટી ઉંમર છે ને?'

'હાય! બે ત્રણ મહિના.' સોનાએ માથે હાથ દઈ દીધો, 'મોટી ઉંમર, પરું, ઈંજેક્શન, મામૂલી મજૂર, ઑપરેશન...' સોનાને ધરતી ધ્રૂજતી લાગી.

તે સાંજના સોના કારખાને નારાયણશેઠ પાસે પહોંચી. એને શેઠના પેલા શબ્દો યાદ આવ્યા, 'સોના, ક્યારેય જરૂર પડે તો ચાલી આવજે.' એ પહોંચી ત્યારે શેઠ બહાર જવાની તૈયારી કરતા હતા. ત્યાં જ કૅબિનના બારણાં વચ્ચે શેઠે સોનાને ઊભેલી જોઈ. નિસ્તેજ પણ આકર્ષક અને ઘાટીલો ચહેરો, દેહ પર ગરીબાઈને ઉઘાડી પાડે એવાં લક્ષણો પણ અમીરીને શરમાવે એવું યૌવન, ઊજળો નહિ તો ય લોહીભર્યો માંસલ દેહ. નારાયણ શેઠ મુગ્ધ બની સોનાને નિહાળી રહ્યા અને પછી બોલ્યા, 'કોણ સોના? આવ. કેમ છે વજેસંગને?' સોના નારાયણ શેઠના પગ પાસે બેસી જતાં બોલી, 'શેઠ, ઘા તો હજુ રૂઝાયો નથી. પરું આવે છે.'

'એ તો રૂઝાઈ જશે, ધીમે ધીમે.' શેઠ ખંધુ હસતાં બોલ્યા.

'પણ શેઠ, ડૉક્ટર કહે છે કે પરું થાય છે એટલે બીજા બેત્રણ મહિના દવાખાને રહેવું પડશે.'

'તે મટે નહિ ત્યાં સુધી રહેવું તો પડે ને?'

'શેઠ, હું ગરીબ બાઈમાણસ, એકલી, વળી એમનો ગયા મહિનાનો પગાર પણ હજુ લીધો નથી. ઘરમાં હવે દાણોય નથી, એમને માટે મોસંબી, લીંબુ..શેઠ, થોડીક મદદ થાય તો...?'

નારાયણ શેઠની આંખ ચમકી. સોનાની નિરાધાર દશાનો લાભ લેવાની એમની વૃત્તિ થઈ. ચહેરાના ભાવ બદલી નાખી ગંભીર બની જતાં એ બોલ્યા: 'સોના, તને દુઃખી થતી હું કેમ જોઈ શકું? તારે જે જાતની મદદ જોઈશે તે મળશે.'

સોના હર્ષાવેશમાં આવી જતાં બોલી: 'માલિક હું જાણતી જ હતી. મોટા પુરુષો ખૂબ દયાળુ હોય છે. મને ખાતરી જ હતી કે દવાખાનાનો બધો ખર્ચો પણ આપ જ ઊપાડવાના છો.'

'અરે, એટલા ખર્ચની શી વિસાત? તારે જોઈએ તો વાપરવા પણ લેતી જાને!'

'તો પાંચેક રૂપિયા આપો શેઠ, મોસંબી ખરીદીને દવાખાને તો આપી આવું.'

નારાયણશેઠે ખૂબ લૂખ્ખું હાસ્ય કર્યું અને બોલ્યા, 'ઓહો, મારી સોના પાંચ જ રૂપિયે રીઝી?' અને ગજવામાંથી પાંચ રૂપિયાની નોટ કાઢી સોનાના હાથમાં આપતાં એમણે એના માંસલ દેહને પકડવાની કોશિશ કરી.

વીજળીનો આંચકો લાગે અને સારોય દેહ જે ધ્રુજારી અનુભવે એવી ધ્રુજારી અનુભવતી સોના ચમકીને બાજુએ ખસી જતાં બોલી: 'આ શું શેઠ? હું... હું તમારી દીકરી કહેવાઉં. શરમ આવવી જોઈએ હાથ લાંબો કરતાં.'

'સોના, બહુ ચાપલી ન થઈશ. રખડીરઝળીને મરી જઈશ. તારો ધણીયે દવાખાનામાં કમોતે મરશે. હું તો સમજતો હતો કે તું સમજી ગઈ છે, પણ તું તો સાવ બેવકૂફ નીકળી.' શેઠ બોલ્યા.

'હું તો એમ સમજી હતી શેઠ, કે હું દેવ માણસ પાસે પહોંચી છું પણ ના, હું ઘર ભૂલી.'

'સોના એક વાત સમજી લે. તારાં ઘરબાર અને સર્વસ્વ વેચીશ તો ય દવાખાનાનો ખર્ચ નહિ નીકળે.'

'હેં? તો શું દવાખાનાનો ખર્ચ કારખાના તરફથી આપવા તમે બંધાયા નથી?'

'જી ના. એમ તો છાશવારે કારીગરો ઘવાય. સૌને ખર્ચો આપતા રહીએ તો કારખાનું વેચી ઘેર બેસવાનો વારો આવે, ખર્ચ આપવો–ન આપવો એ અમારી ઉદારતા પર આધાર રાખે છે.'

'તો એમ કહોને કે તમે મારી જાતના બદલામાં ઉદાર બનવા તૈયાર થયા હતા.'

'એમ જ. હવે સાચું સમજી!'



મન્મથનાથ ગુપ્ત

# આપણા અબલાશ્રમો !

અબલાશ્રમોની જરૂર તો દરેક દેશમાં છે જ. આપણા દેશમાં વિશેષ તો એટલા માટે છે કે અહીં સ્ત્રી આર્થિક રીતે સ્વતંત્ર નથી. પણ એમના આશ્રમોમાં આટલી બધી બદી હોય તો ? શ્રી. **રતિલાલ અનિલે** અનુવાદ કરેલ આ લેખમાં એવી ચોંકાવનારી વિગતો છે...

વેશ્યાવૃત્તિ અંગે, સંબંધ ધરાવતી બધી પરિસ્થિતિના અવલોકન માટે મધ્યસ્થ સમાજ કલ્યાણ બોર્ડે નીમેલા તપાસ પંચે પોતાનો હેવાલ ૧૯૫૫ માં રજૂ કરી દીધો છે એમાં આપેલી હકીકતોમાં, સ્ત્રીઓ સંબંધી સંસ્થાઓનું મૂલ્યાંકન પણ કરવામાં આવ્યું છે. સમિતિએ અબલાશ્રમો, તથા મહિલા અનાથાલયોનું નિરીક્ષણ કર્યું. સરકારી તેમજ બિનસરકારી બેઉ પ્રકારની સંસ્થાઓની તપાસ કરી. એ સિવાય મિશનોના અબલાશ્રમો આદિ વિશે પણ જાણ્યું.

બધી તપાસને અંતે સમિતિને એ જોઈને અત્યંત દુખ થયું કે ઉત્તર તથા દક્ષિણમાં સનાતનીઓ અને આર્યસમાજીઓ મારફત ચાલતી એવી સંસ્થાઓમાં મનોવૈજ્ઞાનિક રીતે કોઈ પ્રકારે કામકાજ થતું નથી, અને એ લોકો મૂળભૂત સિદ્ધાંતો વિશે પણ બિલકુલ બેખબર છે.

સમિતિએ ઉત્તર પ્રદેશ, બિહાર, રાજસ્થાન અને મધ્યહિન્દમાં એવી સંસ્થાઓ જોઈને મોટા ભાગની પર એને ગુસ્સો આવી ગયો. ત્યાં કોઈ સુશિક્ષિત કાર્યકરો ન હતા, તથા રહેવાની સારી સરખી સગવડ પણ ન હતી.

મોટે ભાગે એ સંસ્થાઓ ગંદી ગલીઓમાં અને અંધારી જગ્યાએ આવેલી છે. કંઈ કેટલીય સ્ત્રીઓને એક એક ઓરડામાં મન ફાવે તેમ ભરી દેવામાં આવે છે. સ્વાસ્થ્ય દૃષ્ટિએ એમને કેટલી હવા–ઉજાસ ને જગ્યા જોઈએ એનોય ખ્યાલ રખાતો નથી. જ્યાં ત્યાં તાળાબંધીનો પણ વહેવાર છે અને સ્ત્રીઓના હરવા–ફરવા પર પણ પ્રતિબંધ છે. બધી જ જાતની સ્ત્રીઓ—ભૂતપૂર્વ વેશ્યાઓથી લઈને ગાંડી, અર્ધગાંડી, ગર્ભવતીથી માંડીને નાની કન્યાઓ સુદ્ધાંને એક સાથે રાખવામાં આવે છે.

એ સંસ્થાઓમાં જાજરૂ અને પેશાબખાનાનો પ્રબંધ પણ બરાબર નથી હોતો. ધારવાડના એવા જ એક અબલાશ્રમમાં એકસો ત્રીસ સ્ત્રીઓ માટે માત્ર એક જ બાથરૂમ હતો ! સમિતિના સભ્યોએ પૂછ્યું કે આટલી બધી સ્ત્રીઓ એક બાથરૂમમાં કેવી રીતે નાહી શકે છે ? ત્યારે જવાબ મળ્યો કે બાથરૂમમાં ન નહાનારી સ્ત્રીઓ ખુલ્લામાં નહાય છે !

આવી સંસ્થાઓની એક કાર્યકારી સમિતિ હોય છે તેમાં એક બે બહેનો પણ હોય છે; પણ મોટે ભાગે સભામાં તે ભાગ લેતી જ નથી હોતી.

લગભગ બધે પુરુષ સુપરિન્ટેન્ડન્ટ કુટુમ્બ સાથે અથવા કુટુમ્બ વિના સંસ્થાના કંપાઉન્ડમાં કે મકાનમાં રહેતો હોય છે. અને સંસ્થાની સ્ત્રીઓમાં મન ફાવે તેમ, ત્યારે એકાંતની પરવા કર્યા વિના, ફરતો હોય છે.

જ્યારે બહારની કોઈ જાણીતી વ્યક્તિ સંસ્થા જોવા આવે છે ત્યારે તેની સામે સ્ત્રીઓને હારબંધ ઊભી કરી દે છે અને સંચાલક સાહેબ ખુલ્લમખુલ્લા દરેક સ્ત્રીની ઓળખાણ આપે છે: 'જુઓ આનાં લગ્ન નથી થયાં, પણ એને પાંચમો મહિનો જાય છે...આને મુસલમાન ભગાડી લઈ ગયો હતો, મહા મુશ્કેલીથી એનો ઉદ્ધાર કર્યો...આને વેશ્યાવાડેથી છોડાવી...આ સંસ્થામાંથી ભાગી છૂટી હતી, પણ અંતે પકડાઈ ગઈ.'

કહેવાની જરૂર નથી કે આ રીતના પરિચયથી તે તે બહેનોમાં આત્મસન્માન જન્મતું નથી. એમાંની હીનતાનો જ બોધ થાય છે, અને તે કેદી થઈ જાય છે.

સમિતિએ એ બાબતમાં આશ્ચર્ય વ્યક્ત કર્યું છે કે એવી સંસ્થાઓમાં સ્ત્રીઓ સાથે જે જાતની વર્તણૂક ચાલે છે, વ્યવહાર થાય છે; એ પરથી જણાય છે કે એમના પર કોઈ પણ જાતનો વિશ્વાસ ન રાખવો એ જ સંચાલકોની મૂળ નીતિ છે.



ગયાના એક સમાજનેતા આ કામ કરતા હતા!

એ જ પ્રકારે ઇન્દોરમાં અખિલ ભારતીય ધર્મરક્ષિણી સભાનો એક આશ્રમ જોવામાં આવ્યો ત્યાં વળી અજબ હાલત જોવામાં આવી. બતાવવામાં આવ્યું કે એ આશ્રમ ૧૯૩૪ માં ઑગસ્ટમાં સ્થાપવામાં આવ્યો હતો. અને એની મારફત અત્યાર સુધીમાં ચૌદ હજાર સ્ત્રીઓ અને અનાથોનાં લગ્ન કરાવવામાં આવ્યાં હતાં. અને જેને જેને કન્યા આપવામાં આવી હતી તે સૌની પાસેથી બસો–બસો રૂપિયા મદદ લેવામાં આવી હતી. એ રીતે માત્ર દશ હજાર કન્યાઓનાં લગ્ન પેટે એ આશ્રમને અત્યાર સુધીમાં કેવળ ૨૦ લાખ એટલે કે દર વર્ષે એક લાખ રૂપિયા મળ્યા છે. તે છતાં આશ્રમનું પોતાનું એકે મકાન ન હતું, કોઈ સર–સામાન. ન હતો, કે કાર્યકર્તાઓ પણ ખાસ ન હતા!

એમ પણ જણાવવામાં આવ્યું કે ઇન્દોરમાં એવા અડ્ડાઓ પણ છે જ્યાં ગુંડાઓ સ્ત્રીઓને વેશ્યાવૃતિ માટે લઈ આવે છે અને મેનેજર મહાશયને કંઈક વાર જીવ પર ખેલવું પડ્યું છે. જ્યારે એમ કહેવામાં આવ્યું કે તમે એવા પ્રસંગે પોલીસની મદદ કેમ લેતા નથી ત્યારે જવાબ મળ્યો કે પોલીસ અત્યંત ભ્રષ્ટ છે અને મદદ નથી કરતી. પૂછવામાં આવ્યું કે આશ્રમમાં વસ્તી કેમ સાવ ઓછી છે, તો એમણે સાફસાફ જણાવ્યું કે મધ્ય ભારત સરકાર પંજીકરણ માટે એક નવો કાયદો કરી રહી છે એટલા માટે પોતે સંસ્થા સાથે ઝાલાવાડ-રાજસ્થાનમાં વસવા માગે છે.

અકોલામાં એક એવો આશ્રમ જોવામાં આવ્યો જેમાં ૭ સ્ત્રીઓ હતી એમાંની મોટા ભાગની ગર્ભવતી હતી અને પ્રસવ માટે જ આવી હતી અને પ્રસવ પછી તરત ચાલી જનાર હતી.

આશ્રમના ઓરડા અત્યંત ગંદા હતા, પ્રકાશ પણ સાવ ઓછો હતો. કહેવામાં આવ્યું કે અહીં તાલીમ પામેલી—કેળવાયેલી બે દાઈઓ છે પણ એ છે જ એવું કોઈ પ્રમાણ મળ્યું નહીં. મંત્રીજીને પૂછવામાં આવ્યું કે જે છોકરાં જન્મે છે તેનું શું થાય છે? તેનો કોઈ સંતોષકારક જવાબ તે આપી શક્યા નહીં. આશ્ચર્યની વાત એ કે આશ્રમમાં એક પણ છોકરો ન મળ્યો!

બીજા આશ્રમોમાં પણ એવી જ, જાતજાતની ગોલમાલ જોવામાં આવી. ફાળા, ભેટ તથા બીજી રીતે મળતી મદદનો હિસાબ કોઈ પણ ઠેકાણે સંતોષકારક ન જણાયો.

લગભગ દરેક ઠેકાણે મેનેજરની પત્નીના નામ પર બધા પૈસા જમા હતા. કંઈક સરકારી અનાથાલયોમાં (દા. ત. ભોપાલ અને ઇન્દોરમાં) ગંદકી :અને અવ્યવસ્થા જોવામાં આવી. મિશનરીઓ દ્વારા ચાલતાં અનાથાલયો લગભગ બધાં સુવ્યવસ્થિત હતાં, મદ્રાસ સરકારનાં સ્ત્રી–સદનો સારી રીતે ચાલતાં જણાયાં. એમાં જે સ્ત્રીઓ આવે છે એનું વર્ગીકરણ કરવામાં આવે છે. એક વર્ગમાં જેમના વતનની શંકા છે એવી સ્ત્રીઓને રાખવામાં આવે છે. બીજામાં વેશ્યાવાડેથી અથવા દલાલો પાસેથી બચાવી લેવામાં આવેલી બહેનોને રાખવામાં આવે છે. આવતાંની સાથે જ દરેકની ડૉક્ટરી તપાસ કરાવાય છે અને તંદુરસ્તી જણાતાં સામાન્ય વિભાગમાં દાખલ કરવામાં આવે છે. સ્ત્રીઓ માટે રહેવાની વ્યવસ્થા સરસ હતી અને ત્યાં રહેનારી બહેનો તે માટે ખુશ હતી. સમિતિને એવી થોડી બીજી સંસ્થા જોવા મળી.

હવે હું બીજી સંસ્થાઓનું વિવરણ લખી આ લેખને ભારે કરવા નથી માગતો. એ તો સ્પષ્ટ છે કે મોટા ભાગના અબલાશ્રમો, વિધવાશ્રમો, અનાથાલયો કેવળ કમાઈ ખાવાના ધંધા માત્ર છે. ત્યાં સ્ત્રીઓનાં મનમાં ભદ્રજીવન પ્રત્યે પ્રેમ ઉપજવાને બદલે ઘૃણા ઉપજે છે. 'આવા જીવન કરતાં વેશ્યા થવું સારું.' આવો જ વિચાર પ્રસ્તુત સંસ્થાઓમાં રહેનાર બહેનોના મનમાં આવતો હશે.

આ પરથી જણાશે કે આવી સંસ્થાઓ પતિતાઓના



પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# બટાવડાં

કબૂતરનાં કુટુંબીઓ જેવાં ગણાતાં બટાવડાં પણ એક એવી જ પક્ષી-જાત છે કે જે તરફ આપણું ધ્યાન કયારેય ન ગયું હોય. પક્ષીઓની આખી દુનિયા કેટકેટલી વિવિધતાથી ભરી છે તે આપણે થોડીક અભ્યાસવૃત્તિ રાખીએ તો આપણને ઘણું બધું આપી જાય છે......

## શાહી બટાવડાં

બટાવડાં એ કબૂતર સાથે મળતાં આવે છે. અને બીજી તરફ તે શિકારમાં આવતાં પંખીઓની ગણતરીમાં આવે છે. બટાવડાંને ટૂંકા નામથી બોલવા કેટલાકો તેને બટ્ટાં પણ કહે છે. આ બટાવડાંની જાતમાં આંગળાંઓ ચાલવા માટે ખાસ સર્જાયાં છે. પગની નળીઓ ટૂંકી હોય છે. આવી ટૂંકી નળીઓ હોવાથી તે શ્રમ ઘણો સહન કરી શકે છે. તેની ચાંચનો આકાર મુરઘાંની ચાંચને મળતો આવે છે. પણ મુરઘાંની ચાંચ જેટલી તે મજબૂત નથી. વળી જેમ કબૂતરને નાક ઉપર ચામડી આવે છે એમ બટ્ટાંની ચાંચ ઉપર ચામડી આવતી નથી. આ સિવાય પણ કેટલોક ફેર છે. પણ સૌથી વધારે ધ્યાન ખેંચે તેવો ફેર તો તેનાં બચ્ચાં કબૂતરનાં બચ્ચાં માફક ઇંડાંમાંથી નીકળે ત્યારે અંધ હોતાં નથી એથી નિરાધાર થઈ માળામાં બેસી ન રહેતાં તરત જ ચાલવા લાગે છે. અને થોડે ઘણે અંશે ચણ પણ પોતાની મેળે શોધી ખાવા લાગી જાય છે. જ્યારે કબૂતરનાં બચ્ચાંને શરૂઆતમાં તો તેનાં માબાપ દાણાને પચાવીને દૂધ જેવો રસ બનાવીને ખવડાવે છે. તે પ્રમાણે બટ્ટાં કરતાં હશે કે કેમ અથવા તો તેવું દૂધ બનાવી બચ્ચાંનું પેટ ભરવાની જરૂર પડતી હોય એમ જણાતું નથી. કબૂતરના પગની નળી ઉપર પીંછાં હોતાં નથી અને લંબાઈ વાળી હોય છે જ્યારે બટ્ટાંની પગની નળીઓ ટૂંકી અને પીંછાંથી આખી ઢંકાયેલી હોય છે. અને ઉડાન પણ તેજ જણાય છે.

શાહી બટ્ટાં કચ્છના રણમાં અને ધ્રાંગધ્રા સુધી દેખાય છે. પણ ખાસ કરીને રાજપુતાનામાં બીકાનેર, પંજાબ વગેરે જગ્યાએ તેનો શિકાર મ્હાલવા મહેમાનોને નોતરવામાં આવતા હતા. બંદૂક ચલાવનાર શિકારી તેની તેજ ઉડાનથી તેના શિકાર માટે પ્રેરાય છે. વળી તેની ટુકડીની ટુકડી સવાર સાંજ પાણી પીવા માટે ચોક્કસ સમયે આવે છે. અને તે પણ ઘણા લાંબા અંતરેથી પોતાની ખાસ પાણી પીવા માટેની જગ્યા ઉપર આવે છે. આ સમયનો લાભ ઉઠાવી શિકારીઓ અગાઉથી ઘાસ પાંદડાંની બનાવી રાખેલી સંતાઈને બેસવા માટેની જગ્યામાં છુપાઈને બેસી જાય છે. આથી દૂરથી આવતાં બટાવડાં શિકારીઓને જોઈને આડાં અવળાં ઊડે નહિ અને સીધાં પાણી ઉપર ઊતરવા આવે. આમ ઊડી આવતાં બટાવડાં ઉપર બંદૂક ખાલી કરવામાં આવે છે. આ જાતની રમત ત્રણ ચાર કલાક ચાલે છે જેમાં કોઈ કોઈ વખત તો હજાર ઉપરાંત પંખીઓ બંદૂકનો ભોગ થઈ પડે છે.

બટ્ટાં પોતાના આગમનની ખબર પોતે ઊડતાં ઊડતાં કરતા 'કટરર કટરર' અવાજથી આપે છે જેથી શિકારીઓ સતેજ બની જાય છે. એક અવાજ થઈ ગયા પછી તો તે એટલી બધી ઝડપ સાથે આડાં અવળાં થતાં ઊડવા લાગી જાય છે કે જે વખતે બંદૂક ચલાવનાર કેટલી ચપળતા દાખવી શકે છે તેનું માપ નીકળે છે.

આ પંખીઓ આઠથી દશની ટુકડીમાં રહે છે. ખોરાકમાં ખાસ કરીને ખડ ધાન્ય અને ઘાસની લીલી ટશરોનો ઉપયોગ કરે છે. અને કેટલીક વખત જીવાતને ખાવાનું ભૂલતાં નથી. શાહી બટાવડાં આપણે ત્યાં માત્ર શિયાળામાં જ આવે છે. બચ્ચાં તેઓ આફ્રિકા અને એશિયા માઈનરથી અફઘાનિસ્તાનમાં આપે છે.

શાહી બટ્ટાંનો રંગ તેને વસવાની જગ્યા સાથે આબાદ બંધબેસતો હોય છે. તેનું માથું ગરદન અને પાંકનો રંગ રતુંબડા રંગના ડાઘાવાળો રાખોડીઓ હોય છે. નીચલી પીઠ અને કેડ પીળાશ પડતી અને છેડે જતાં



માદાને માથા ઉપર નર જેવો રંગ હોય છે પણ નરમાં રહેલા સફેદ અને પીળા પટ્ટા તેને હોતા નથી. આના દેહનો રંગ રતાશપડતો પીળો અને અંદર કાળી લીટીઓવાળો હોય છે. પૂંછડી જરા હલકા રંગની માથાની બાજુમાં પીળી અને ઝીણી ઝીણી કાળી લીટીઓ આવેલી છે.

અંગ્રેજીમાં પહાડી બટાવડાંને The painted sand Grouse અને pterodle indicus એ એનું વિજ્ઞાનિક નામ છે.

## દેશી બટાવડાં

દેશી બટાવડાંને કેટલાક ભટભટીયા પણ કહે છે. જેઓ તમામ જગ્યાએ જોવામાં આવે છે તેઓ મેદાન ખેતર અને ખારમાં હરહંમેશ ચાર છ ના ટોળામાં રહી ખડધાન્ય, દાણા અને વનસ્પતિની કુંપળો ખાય છે. તેઓ ખેતરમાં બેઠાં હોય તો જ્યાં સુધી હલે નહિ ત્યાં સુધી આપણને પથરા પડ્યા હોય એવો ભાસ થાય છે અને જ્યારે ચમકીને ઊડે ત્યારે 'ભટભટ ભટભટ' કરતાં બહુ તેજ ઊડે છે. આવી ઉડાન હોવાને અંગે બંદૂક ચલાવનારને નિશાન ચુકવાડી દે છે. તેનો શિકાર તો જ્યારે તે સવારના દશથી બાર સુધીમાં પાણી પીવા આવે છે ત્યારે થાય છે. તે વખતે આઠ દશના ઘેરામાં પોતાનો ચોક્કસ અવાજ કરતાં આવે છે અને બિલકુલ બુચ્ચાઈ વગર આપણી હાજરીમાં પાણી પીવા માટે આવી બેસે છે.

દેશી બટ્ટાંના માળા વરસાદ સિવાયના દરેક માસમાં જોવા મળે છે. તેનો માળો તરણાની જગાય દરકાર કર્યા વગરનો ખુલ્લા મેદાનમાં અથવા તો ખેતરમાં જમીન ઉપર બનાવી મૂકે છે અને અંદર ત્રણ ઝાંખા પથ્થર રંગમાં બદામી ડાઘા કથ્થાઈ રંગના ડાઘા અને છાંટાવાળાં ઈંડાં મૂકે છે. આ રીતે મધ્યાહ્નને પણ ખુલ્લાં રહેવા દેતાં નથી, અને સેવણ બેઠેલી માદા જો બરાબર સેવણ ઉપર બેસી ગઈ હોય તો આપણે તેની ઘણા નજીક જઈ શકીએ છીએ. બચ્ચાં નીકળ્યાં પછી માબાપ તેની ખૂબ કાળજી રાખે છે અને માબાપ સાથે બચ્ચાં હોય એ સમયે તેઓનું અવલોકન કરવામાં ખૂબ આનંદ આવે છે. તેનાં તાજાં નીકળેલાં બચ્ચાંની રૂંવાટીનો રંગ હલકો પીળો, અંદર સફેદ ભાત તથા લીટીઓવાળો હોય છે. માથા અને પીઠ ઉપર અંગ્રેજી આકડાના આકારના લીટા પડે છે. એક વખત તેને જોયા હોય તો બીજે દિવસે તે ત્યાં ભાગ્યે જ જણાય છે. એ ઉપરથી એટલું સમજી શકાય કે તેઓ જમીન કાપવાવાળાં ખરાં.

નરનો રંગ ઉપર મટોડીયો રાખોડી અથવા કથ્થાઈ મટોડીયા પીળા રંગનો ગળપટો તેની ગરદન આસપાસ પડે છે. છાતી રતાશ પડતી ખુલ્લી પીળી જે પેટ તરફ જતાં ચોકલેટ રંગની બની જાય છે. પેટ કાળું અને તેને પૂંછડીમાં બે અણીદાર પીછાં હોય છે. માદાનો ઉપરનો રંગ ઝાંખા પીળામાં કાળી અથવા કથ્થાઈ ઝીણી લીટીઓવાળો, ગરદન પછવાડે આ લીટીઓની પહોળાઈ વધે છે અને પીઠ તથા બીજા ભાગો ઉપર પટ્ટા રૂપે થઈ જાય છે. માથાની બાજુ ગરદન અને છાતી રતુંબડા રંગની જેમાં કાળી લકીરોથી અંકિત થયેલી છે. નીચલી છાતી ઝાંખી મટોડીયા પીળી, પેટ, બાજુ અને પૂંછડી નીચે રતાશ પડતી પીળી જેમાં નજીક ઘેરી કથ્થાઈ લીટીઓ અને પૂંછડીના નીચેનાં મોટાં પીછાં આછા પીળા રંગનાં હોય છે. આંખો ઘેરી કથ્થાઈ, તેની ફરતી ચામડી આછી પીળી, ચાંચ અને પગો સલેટીયા રાખોડી તથા નખો કાળા હોય છે.

અંગ્રેજીમાં ભટભટીયાને The common Indian sand-grouse અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Pterocles exustus erlangeri કહેવામાં આવે છે.

## વાકે વાકે

લગભગ કબૂતરના કદનાં આ બટાવડાં સૌરાષ્ટ્રના ઉત્તર ભાગમાં નવાનગરથી પ્રાંગધ્રા સુધી જોવામાં



બલદેવ મહેતા

# ત્રણ વર્ષા–ગીતો

ઋતુરાણી જેમ વસંત કહેવાય છે તેમ વર્ષાઋતુ પણ કવિઓની પ્રેરણા છે વર્ષાના કાળાભમ્મર મેઘના ગડગડાટે મહાકવિ કાળિદાસ પાસે 'મેઘદૂત'ની રચના કરાવી. તે જ વર્ષાઋતુ આપણા કવિઓને પ્રકૃતિની ગોદમાં ખેલતા કરી મૂકે તેવાં આ ત્રણ ગીતો એટલે જ આપણને ભીંજવી દે છે......

## તમે ઘરે રહેજો

મેહુલિયો વરસે ત્યારે તમે ઘરે રહેજો,
ખેતરને એની મેળે ખેલવા દેજો,
મેહુલિયો વરસે ત્યારે તમે ઘરે રહેજો.

નદીયુંનાં નીર ત્યારે, વાળ્યાં વળાય ના,
આસના પહાળ ત્યારે, ચાલ્યાં ચળાય ના,
હલકતાં હૈયાં ત્યારે, ગાળ્યાં ગળાય ના
આજે અબોલડા પાળ્યાં પળાય ના.

અમારું વેણ તમે માનતા રહેજો,
મેહુલિયો વરસે ત્યારે તમે ઘરે રહેજો.

આપણા ઘરની માથે મેહુલો નાચે,
આભ ગડુડે, ઓલી વીજળી જાચે,
નથી ચુવાક, મારા મનોરથ રાચે,
આભને બાંધ્યું કોણે તાંતણે કાચે.

તાંતણા તૂટે ત્યારે તમે ઘરે રહેજો,
મેહુલા વરસે ત્યારે તમે ઘરે રહેજો.

*

## એક અષાઢી રાત છે

એક અષાઢી રાત છે,
સાજન તારી વાત છે,
એલા! તારી વાત છે.
સહુ કોઈ આજ હિંડોળે ઝૂલે,
સહુનાં ઉર પિયા સંગ ખૂલે,
આંગણુ ઊભી રહું ભીંજાણી, એકલવાયી જાત. છે,
સાજન! તારી વાત છે,
એલા! તારી વાત છે,
આજ અષાઢી રાત છે.

તારલિયા દેખાય નહિ, નેવાંનાં નીર ઝીલાય નહિ,
ડેલી ઉઘાડી નથી વાસવી, રખડુની પંચાત છે,
એલા! તારી વાત છે,
આજ અષાઢી રાત છે,
સાજન! તારી વાત છે.
શેરીનાં નીર ઘરમાં આવે, ઓસરીએ ચડતાં એ આવે,
કોણ ઉલેચે, રેઢા ઘરમાં, રાતે ઉલ્કાપાત છે,
એક અષાઢી રાત છે,
સાજન! તારી વાત છે,
એલા! તારી વાત છે.

*

## કોક કોક અમને યાદ કરે છે

આજ અમારી અવની માથે ઊંચેથી વરસાદ પડે છે,
કોક કોક અમને યાદ કરે છે.
લીલા પહેર્યાં કંચવા ને રંગ પટોળાં અંગ,
નદી ડુંગરા ઉન્મત માંડે, જોબન સાથે જંગ,
કાયામાં કોઈ સાદ કરે છે,
કોક કોક અમને યાદ કરે છે.
વરસ વળ્યાં તો નિર્લજ થઈને,
વીજલડી ચમકાર કરે છે,
ચમક આંખમાં આંજી ઓલી
વાદળીયું ધમકાર કરે છે.
એનાથી જોબન વાદ કરે છે,
કોક કોક અમને યાદ કરે છે.
કોઈ સાચવી લિયો જુવાની,
આજ ફરીને રંગ ચડે છે,
માઢ મેડીમાં ટીપું ન પડતું,
ભીતર મારી સાથ લડે છે.
બહાર જવા વિખવાદ કરે છે.
કોક કોક અમને યાદ કરે છે.

*



લંબાતી ગઈ....

રાતના આઠ વાગ્યા. ને મેં બેબીને 'ડોઝ' આપ્યો. ને હું પણ જરા આરામનો 'ડોઝ' લેવા ત્રીજે માળ ગઈ. બેબીને પારણામાં નાખી ને જરા આડી પડી ને બટાકાના શાકે મારું માથું ખાવા માંડ્યું. ...'એને વધારે પીરસ્યું, મને ઓછું પીરસ્યું. બા મને વધારે જોઈએ. હું વાલ નથી ખાતો.' લડાઈના સૂરના ભણકારા મને વાગવા માંડ્યા. ગઈ રાતના ઉજાગરાથી આંખ પણ દુઃખતી હતી. મેં ચમેલીને કહ્યું, 'બેટા, થાળી વાટકા, પાટલા મૂકો. હું આવી. આજે થાક બહુ લાગ્યો છે. તું પીરસવા માંડ, કેવી ડાહી છોકરી છે!' ને ચમેલી તરત સમય વર્તી કામે વળગી હોય તેવું લાગ્યું.

અનિલે બૂમાબૂમ કરી મૂકી. ચમેલી મૂગી મૂગી રીસાઈ ગઈ. મને થયું બળ્યું એ બટાકાનું શાક, તે તો રીતસરનું જ ખવાય, નહિ તો વાયડું પડે. ને અનિલ મારી દલીલ સમજે નહિ. ને સામી દલીલ કરે 'બા, એ આને શેર બટાકા છે.' ને હું કહેતી 'ત્યારે ટામેટા એક આને શેર છે. ને બટાકાનું આટલું શાક ઓછું ન કહેવાય. તું ખા પેટ ભરીને પણ પહેલાં લઢવાની વાત બંધ કર...' બસ હવે તો જાણે માથું હાથ નહિ રહે. ચમેલી પણ માનતી નથી.

ત્યાં તો ચમેલીનો મધુર અવાજ કાને પડ્યો. 'બા, ઓ બા. ચાલને નીચે, શું કરે છે ઉપર?' ને સાથે એમનો પણ સૂર સંભળાયો 'ઊંઘી ગઈ લાગે છે!'....ને મેં શું જોયું?....ત્યાં ન હતો અનિલ કે ન હતી ચમેલી, કે ન હતી એકે થાળી! મારી સામે પારણું હાલતું. પાસે શેતરંજી પડી હતી! નીચે રસોડામાં મેં જોયેલી લડાઈ જામી હશે—એમ વિચારી હું દાદર ઊતરવા માંડી. દાદર પરથી મેં શું જોયું?! ......બધાની જ થાળીઓ પીરસેલી હતી! ફક્ત અનિલની થાળીમાં વાલ ન હતા. બટાકાનું શાક સૌથી વધારે અનિલની થાળીમાં મૂકવામાં આવ્યું હતું! ચમેલીએ પોતાનાથી પણ જરા વધારે શાક ભાઈની થાળીમાં મૂક્યું હતું. શા માટે? તેનું કારણ તો તે જાણતી હશે. મારી થાળી પણ તૈયાર હતી. અનિલ શાંતિથી પલાંઠી વાળી પાટલે બેઠો હતો! ને પોતાનું ડહાપણ વર્ણવતો હતો. 'બા, મેં બધાના લોટા ભર્યા હોં. આ તારો ને આ બાપુજીનો પણ' વળી ચમેલીને મોટા માણસની જેમ સૂચના આપતો હતો!......'હું બસ એટલું જ મૂકજે, અથાણું વધારે ના ખવાય. ટામેટાનું કચુંબર જરા વધારે મૂક. તેમાં તો વિટામિન હોય. તને ખબર છે ને? ચમેલી તું પણ બટાકાનું શાક વધારે લે!' ...આ શું? પેલી રીસાયેલી ચમેલી ક્યાં? પેલો બરાડા પાડતો અનિલ ક્યાં? બટાકાના શાક માટેની લડાઈ ક્યાં? ને મારું દુઃખતું માથું શાંત કેમ? બધું જ શાંત કેમ? કંઈ જાદુ થયું! ને તે જાદુ કોણે કર્યું?

પરવાર્યા પછી મેં ચમેલીને પ્રશ્ન કર્યો: 'ચમેલી, આજે તેં કેમ તારા કરતાં અનિલને બટાકાનું શાક વધારે મૂક્યું?'

તરત જ હસીને તેણે જવાબ આપ્યો, 'કેમ વળી, તેને વધારે ભાવે છે તેથી.' છતાં આજે જ હોંસાતોંસી કેમ ન થઈ? વધારે ઓછા પરથી લડાઈ કેમ ન થઈ? એ પ્રશ્ન પરથી વિચાર કરતાં કરતાં હું દૂર દૂર ચાલી ગઈ.



૧૮૮૦ના જાન્યુઆરીની ૧લી તારીખે પૂનાની બુધવાર પેઠમાં દાદા ફડણવીસના વાડામાં લોકમાન્ય ટિળકે ચિપળૂણકર—આગરકરના સહકારથી ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ શરૂ કરી. શાળાની શરૂઆતના દિવસોમાં લોકમાન્ય શાળાના વર્ગો પોતે રોજ સાફ કરતા. અને રાતે મોડું થતું ત્યારે શાળામાં જ જમીનને પથારી ગણીને ઉપરણાનું ઓશીકું કરીને ઊંઘી જતા. પહેલા વરસે તો તેમણે પગાર જ નહોતો લીધો. પોતાનો બાર મહિનાનો પગાર ભેગો કરીને તેમણે નિશાળ માટે વિજ્ઞાનનાં સાધનો વેચાતાં લીધાં.



## કન્યા—'દાન'

આપણી લગ્નપ્રથા જોતાં દુઃખ થાય છે. છોકરીને સાસરે વળાવે છે ત્યારે પિતૃગૃહની દરેક વ્યક્તિની આંખમાંથી અશ્રુધારા વહેતી હોય છે. પોતાની વસ્તુને પારકી બનાવે છે. તેનું તેમને વધુ દુઃખ હોય છે પણ સાંસારિક નિયમ પ્રમાણે તેમ થતું જ જાય છે.

મને નથી સમજાતું કે દીકરી ઉપર એવો માલિકી હક્ક કેમ રાખતાં હશે અને વળાવતી વખતે તો ગાય છે પણ ખરાં કે 'દીકરી તે ગાય રે, દોરે ત્યાં જાય રે.' અને ત્યારે તો રૂંવાડે રૂંવાડાં ઊભાં થઈ જાય છે. પશુની તોલે તેને ગણીએ તો પછી તેની બીજી તો કિંમત જ શી? દીકરીને સાપના ભારાની જેમ સાચવવી પડે અને ક્યારે જાણે એ બોજો હળવો કરીએ તે જ શોધતાં હોય છે. જાણે સાચવી સાચવીને સંઘરેલા ધનને બીજાને સંભાળ રાખવા માટે સોંપવાની ભાવના જ દેખાય છે. આ ભાવના જ આજે આપણી બેનોની શક્તિનો હ્રાસ કરી રહી છે.

એવી જ ભાવનાવાળી બીજી આપણી કન્યાદાનની પ્રથા. કન્યાદાન આપવા માટે છોકરીનાં માબાપ, ભાઈ-ભાભી અને એમાંથી પણ કોઈ ન હોય તો પીતરાઈમાંથી પણ શોધીને લઈ આવે. અને દીકરી એમની માલિકીની વસ્તુ હોય તેમ પિતા પોતાના જ હાથે દીકરીનો હાથ તેના પતિને તેનું જતન કરવા સોંપે. એટલે એક માલિક મટી બીજો માલિક ઊભો કરે, આ તે કેવી પ્રથા! દીકરી થઈ ને જન્મી એટલે એણે શું એની સ્વતંત્રતા, હક્ક ગુમાવ્યા? ગમે તેટલી મોટી થાય તો પણ તેનું કંઈ વ્યક્તિત્વ જ નહિ?

જ્યાં સુધી આવી માલિકીની ભાવના આપણને પોપી રહી છે ત્યાં સુધી બેનોનો ઉદ્ધાર ક્યાંયે દેખાતો નથી. એને માટે તો સમાજમાં મૂળભૂત ક્રાંતિની જરૂર છે અને પહેલું તો આપણી લગ્નપ્રથામાં ફેરફાર કરવાની જરૂર છે. સ્ત્રી એ કોઈની મિલ્કત કે ધન નથી જ.

એ રીતે એને પુરુષ સમોવડી બનાવી શકાય જ નહિ. એ પ્રથા નાબુદ કરવા માટે તો બહેનોએ એક થઈ ને કાર્યકર ભાઈઓ પાસે સક્રિય સહકાર માગવો જ પડશે. અને એમને ચોખ્ખું સમજાવી દેવું પડશે કે જો તમારે અમારી મદદની જરૂર હોય તો અમને પહેલાં સાથ આપો પછી જ અમે અમારા હક્ક લઈ ને આગળ વધીશું

## હિંદુ વિધવા

આજથી સો વર્ષ પહેલાં જ્યારે વિધવા-વિવાહની પરવાનગી આપતો કાયદો ઘડાયો ત્યારે વિધવાનું સમાજમાં જે સ્થાન હતું તેમાં આજે સો વર્ષે પણ કંઈ ફેર લાગતો નથી. સામાજિક દૃષ્ટિએ તો તે એવી કમનશીબ ગણાઈ ગઈ છે કે ક્યાંય પણ તેનું ઉચ્ચ સ્થાન સંભવી શકતું નથી.

તે વિધવા થાય એટલે એનો ચાંલ્લો ગયો, બંગડી ગઈ, કપડાંમાં પણ અમુક નિષેધ—રંગીન કપડાં પહેરાય નહિ. અને કેટલીક ઉચ્ચ ગણાતી જ્ઞાતિમાં તો માથાના વાળ સુદ્ધાં પણ ન રખાય. આજે પણ આ કુરિવાજ એટલા જ જોરથી ચાલી રહ્યો છે.

મને ખ્યાલ છે કે દશેક વર્ષ પહેલાં અમારી સાથે ભણતી એક બહેન ૧૯ વર્ષની ઉંમરે વિધવા થયેલ. લગ્ન થયાંને બે એક



'કમલ તું આવું કેમ વિચારે છે?'

'સાચું કહું, મારા પપ્પા મને કહ્યા કરે છે કે આપણે વિજ્ઞાનની દુનિયામાં રહીએ છીએ તેથી છોકરાઓએ તો ફત્તેહ મેળવવા માટે ગણિત પાકું કરવું જોઈએ. તમે પણ અત્યારે ગણિતની જે અગત્યતા બતાવી તે ઉપરથી હું આમ વિચારું છું—મને ગણિત નથી આવડતું તેથી હું કોઈ પણ રકમ બરાબર ગણી નહિ શકું.'

શિક્ષિકાએ કહ્યું, 'કમલ, જ્યારે મેં બધાં છોકરા-છોકરીઓને ગણિતની અગત્યતા વિષે કહ્યું ત્યારે હું એમ કહેવા માગતી હતી કે ગણિત બરોબર શીખવાથી આગળ ઉપર લાભ થાય છે એટલે કે તેનું પરિણામ સારું આવે છે. પણ એનો અર્થ એવો થતો નથી કે ગણિત અથવા તો બીજો અમુક જ વિષય જાણવાથી જીવનમાં ફત્તેહ મળે છે! તને બીજા વિદ્યાર્થીઓ સાથે હળી મળીને રમતો જોઈને મેં શું કહ્યું હતું બોલ? તે બધાને તું ગમે છે, તું નમ્ર છે, ભાઈબંધી જાળવી રાખે છે. કેવો સરસ તેમની સાથે હળી જાય છે. અને તું રમતો રમવામાં કેવો હોંશિયાર છે. જ્યારે તું ફૂટબોલ વગેરે રમે છે ત્યારે દિલથી રમે છે અને એ જ તારી ફત્તેહ છે. અને જો તું તારા ડ્રોઇંગ-પેપર ઉપર કેટલી કાળજી, મહેનત લઈને કામ કરે છે. જો તારા જ જેવો એક છોકરો હતો જેને ગણિત બિલકુલ આવડતું નહોતું. તું જાણે છે કે અત્યારે તે શું કરે છે? તે એક પ્રખ્યાત કટાક્ષ ચિત્રકાર છે. તું પણ કાગળનું કામ સુંદર કરે છે ખરું ને!'

દરેક બાળકને પોતપોતાની રીતે શંકાઓ ઉત્પન્ન થાય છે. તેના કારણરૂપે ક્યારેક તેમને ખોટી રીતે સમજાવવામાં આવતાં હોય છે, અગર અધૂરી ખબર અથવા તો વિષય સંબંધી બિલકુલ જાણ ન હોય. પરિણામે કેટલીય જાતના વિચારો તે કુમળા મગજમાં ઘૂસે છે. બાળકને ક્યારેય નિરાશ ન કરવું પણ તેની આવડત તરફ તેનું લક્ષ્ય વધુ ખૂંચવાથી તે મનને એક વસ્તુ તરફ પણ કેન્દ્રિત કરી શકે છે અને તેની શક્તિ રૂંધાવા નથી દેતું.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**પં. જવાહરલાલ નેહરુ ૧-૨ :** અંબેલાલ ના૦ જોશી. પાનાં ૭૨૦+૫૩૪. બન્ને ભાગનું મૂલ્ય : ત્રીસ રૂપિયા. **જૂનું મુંબઈ :** વીરજી ગંગાજર માહેશ્વર. પાનાં ૭૧. સવા રૂપિયો. **પૂજારીને પગલે :** જયસુખલાલ કૃ૦ મહેતા. પાનાં ૬૪. એક રૂપિયો. **સર્જનને આરે :** ધનસુખલાલ કૃ૦ મહેતા. પાનાં ૨૧૨. સવાત્રણ રૂપિયા.—ચારેયના પ્રકાશક : એન૦ એમ૦ ત્રિપાઠી, મુંબઈ. **બિહારની કોમી આગમાં :** મનુબહેન ગાંધી. પાનાં ૪૭૧. ત્રણ રૂપિયા. **જીવનની સુવાસ :** લલ્લુભાઈ મકનજી. પાનાં ૪૮. ૭ આના. **અવાર નવાર :** દ૦ બા૦ કાલેલકર. પાનાં ૨૩૬. બે રૂપિયા. **કેળવણીનો કોયડો :** ગાંધીજી. પાનાં ૩૭૯. અઢી રૂપિયા.—ચારેયનાં પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **વેર અને બદલો :** સં. ગોપાળદાસ પટેલ. પાનાં ૬૪. સાત આના. **સ્વરાજ એટલે શું :** ગગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૬૩. સાત આના. **આપણા દેશમાં આપણું રાજ્ય :** મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૫૫. સાત આના—ત્રણેયના પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.



તેમજ એને અનુષંગે ઉલ્લેખેલ બાબતો વિશે શ્રી. રત્નમણિરાવને શક્ય તેટલી માહિતી ધરી દેવાની ટેવ છે તેથી પુસ્તક એકસૂત્રી સુશ્લિષ્ટ અને શાસ્ત્રીય લખાવટવાળો ઇતિહાસગ્રંથ ન બનતાં રસપ્રદ સર્વ-સંગ્રહ બની ગયું છે. એને મર્યાદા કહેવા કરતાં રત્નમણિરાવની વિશિષ્ટતા ગણવામાં વાંધો નથી. ' સાંસ્કૃતિક ' એ વિશેષણ પુસ્તકના આવા સ્વરૂપના બચાવમાં પણ ઊભું છે.

પુસ્તકના અ નામના પરિશિષ્ટમાં પ્રો. બલવંતરાય ઠાકોરના મુસલમાન તવારીખકારો વિશેના અભિપ્રાયની શ્રી. રત્નમણિરાવે કરેલી ચર્ચા તેમજ હિંદના અને ગૂજરાતના મુસલમાન તવારીખકારોએ લખેલા ઇતિહાસનું એમણે કરેલું મૂલ્યાંકન પુસ્તકની કીમત વધારે છે.

આવો ઇતિહાસગ્રંથ આપી ગુજરાતના ઇતિહાસ વાઙ્મયમાં શ્રી. રત્નમણિરાવે મૂલ્યવાન ફાળો પોતા તરફથી આપ્યો છે, જેને માટે ગુજરાતના સૌ ઇતિહાસપ્રેમીઓ અને સંસ્કારપ્રેમીઓ એમનો ઉપકાર માનશે.

### પ્રાચીન ફાગુસંગ્રહ :

[ સંપાદકો, ભોગીલાલ જ. સાંડેસરા અને સોમાભાઈ પારેખ; પ્રકા. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા; મૂલ્ય, આઠ રૂપિયા ]

વડોદરાના મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયે શરૂ કરેલી પ્રાચીન ગુર્જર ગ્રંથમાલાનો આ ત્રીજો ગ્રંથ છે. એમાં કુલ ૩૮ ફાગુ-કાવ્યો મુદ્રિત થયા છે. ફાગ કે ફાગુ ( સંસ્કૃત फल्गु પરથી ) એ એવો પ્રાચીન ગુજરાતી કવિતાનો પ્રકાર છે જેમાં ફાગણ માસનો સ્ત્રીપુરુષોનો વસંતોત્સવ અને વિહાર ઉલ્લાસભેર વર્ણવાય છે. એ ગેય પ્રકાર હોઈ કદાચ નૃત્ય સાથે ગવાય એવી અનુકૂળતા એમાં હતી. એમાં વસંત ઋતુનું પ્રકૃતિસૌંદર્ય વર્ણવાય છે. તેટલે અંશે એ ઋતુકાવ્ય કહેવાય. પણ અંદર નરનારીનાં માનવ પાત્રોને લાવી તેમના વિપ્રલંભ તેમજ સંભોગ બેઉ પ્રકારના શૃંગારનું આલેખન થતું. રસની બાબતમાં આમ ફાગુ આપણી જૂની ગુજરાતીનાં શૃંગારકાવ્ય કે પ્રણયકાવ્ય પણ કહેવાય. ગેય રૂપકને મળતો એ પ્રકાર લોકસાહિત્યમાંથી શિષ્ટ સાહિત્યપ્રકાર વિશેના પરિચયલેખમાંનું સામાન્ય સંપાદક શ્રી. ભોગીલાલ સાંડેસરાનું અનુમાન સાચું હોવાનો સંભવ છે. ફાગુ જૈન મુનિઓને હાથે તેમજ જૈનેતર કવિઓને હાથે તેરમા શતકથી અઢારમા શતક સુધીમાં ઘણા લખાયા છે, જૈનેતર ફાગુઓમાં શ્રીકૃષ્ણની વૃંદાવન ક્રીડા વર્ણવાઈ છે, જ્યારે જૈન ફાગુઓ નેમિનાથ, સ્થૂલિભદ્ર, કે જંબુસ્વામી જેવી વિરક્ત વિભૂતિઓ વિશે લખાયા હોઈ આરંભના શૃંગારનું પરિણમન વૈરાગ્યમાં થતું એમાં ખસૂસ બતાવાય છે. એનાં લક્ષણો ઉત્તરોત્તર શિથિલ બનેલાં જણાય છે. આ સંગ્રહમાંનું સૌથી પહેલું લખાયેલું ફાગુકાવ્ય ' જિનચંદસૂરિ ફાગુ ' ઈ. સ. ના તેરમા શતકના અંતભાગની કૃતિ છે અને સમયદૃષ્ટિએ સૌથી છેલ્લું ( ઉદયવિજયકૃત ' પ્રાર્શ્વનાથ રાજગીત ' ) ઈ. સ. ના ૧૮ મા સૈકાની કૃતિ છે. સંગ્રહની ' વિરહ દેસાઉરિ ફાગુ, ' ' ચુપઈ ફાગુ, ' ' મોહિની ફાગુ ' જેવી કૃતિઓ બિન-ધાર્મિક એટલે સ્ત્રીપુરુષોના વસંતવિહારને નિરૂપતિ કૃતિઓ છે, અને બાકીની જૈન તેમજ જૈનેતર કવિઓની આખરે તો ધાર્મિક હેતુથી લખાયેલી રચનાઓ છે. ફાગુનાં લક્ષણો જેમાં પૂરાં હોય તેમજ જે ઊંચા કાવ્યતત્વથી શોભતા હોય એવા ફાગુઓમાં ' સ્થૂલિભદ્ર ફાગુ ' (જિનપદ્મસૂરિ); ' નેમિનાથ ફાગુ ' ( રાજશેખરસૂરિ ), ' ભ્રમરગીતા ' ( ચતુર્ભુજ ) એટલાને મૂકી શકાય તેમ લાગે છે. કનકસોમકૃત ' મંગલકલશ ફાગ ' વસ્તુતઃ ફાગ જ નથી, પદ્યકથા છે, એટલે તેને આ સંગ્રહમાં સામેલ ન કરાયો હોત તોય ચાલત. ઘણા બધા ફાગુમાં વસંતવર્ણનની તેમ નારીનાં રૂપ-શણગાર-વર્ણનની શાબ્દિક સમાનતા જોવામાં આવે છે.

સંગ્રહ સાથે આગળ કર્તાના યથા પ્રાપ્ય પરિચય સાથે કૃતિ-પ્રતિ-પરિચય તેમજ ફાગુવિષયક અભ્યાસ-લેખ અને પાછળ સંગ્રહોનાં કાવ્યોમાં આવતા શબ્દોની સાથે વ્યુત્પત્તિ આપતો શબ્દકોશ જોડી પ્રાચીન



કરાવી, આ અનુભવોની નોંધ તેઓ લખવી ને ગુજરાતને આપવી ચાલુ જ રાખે એવી ઇચ્છા તેમનામાં જન્માવે એવાં છે.

આ પુસ્તક આપણા લોકસેવકો તેમજ વાંચી જાણનાર જનતા અને એકે એક વિદ્યાર્થી યુવક યુવતી જરૂર વાંચે.

**ડૉક્ટર નરેન્દ્ર :**

[ લે. કૃષ્ણપ્રસાદ ભટ્ટ; ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ-૧; ત્રણ રૂપિયા ]

આપણા એક ઉત્સાહી લેખનવ્યવસાયી શ્રી. કૃષ્ણપ્રસાદ ભટ્ટે 'આરામ' સાપ્તાહિક માટે લખેલી ને કકડે કકડે છપાયેલી કથાનું આ પુસ્તક આકારે થયેલું પ્રકાશન છે. એની વિશિષ્ટતા એ છે કે એમાં કથાનાયક એક ડૉક્ટર છે. પોતાના વ્યવસાયના ઉમદા આદર્શને વફાદાર રહી પોતાની ડૉક્ટર તરીકેની ભાવિ કારકિર્દી તથા પ્રતિષ્ઠાને ભોગે એ એક અકસ્માતપીડિત યુવતીના પગનું ભર રસ્તે એની તત્કાળ જરૂર હોવાથી ઑપરેશન કરે છે અને તે દરમિયાન તેના પેટમાં કૅન્સરની ઝેરી ગાંઠ માલૂમ પડવાથી તેનું પણ ઑપરેશન કરી નાખે છે. એમાંથી ઊભી થતી ગેરસમજ અને અન્ય પક્ષોની ખટપટને પ્રતાપે ડૉક્ટર નરેન્દ્રને કેવું વીતે છે, છતાં તે આખર લગી પોતાના ધંધાના આદર્શને કેવો વળગી રહે છે અને અંતે હૉસ્પિટલના મુખ્ય નિયામક ડૉ. ડેવિડને લીધે કેવો ઊજળો ઠરે છે, એની એમાં રજૂ થતી કથા વાંચનારનો રસ આખર લગી જાળવી રાખે એવી છે. કથામાં નરેન્દ્ર-નીલાનો પ્રણય પણ લેખકે ગોઠવેલ છે. કથાવસ્તુ મૌલિક અને અત્રત્ય ન હોવાની છાપ પણ ઝીણનજરા વાચક પર પડશે. વસ્તુ પારકું છે એ વાત લેખકે છુપાવી નથી. નિવેદનમાં તેમણે જણાવ્યું છે કે 'Dr. Kildare's Trial' નામના અંગ્રેજી પુસ્તક પરથી પોતે આ નવલકથા લખી છે. ડૉક્ટરના વ્યવસાયમાં થતા અનેકવિધ અનુભવો આમ સાહિત્યવિષય બનવાની જરૂર છે. એ કાર્ય સાહિત્યરસિક અને કલમકુશળ ડૉક્ટરોને જ હાથે થાય તો વધુ સારું. 'ઑપરેશન કોનું ને બીજી વાતો' (ડૉ. પ્રાણજીવનદાસ મહેતા) અને બંગાળી 'બનફૂલ'ની વાર્તાઓ એ દિશામાં માર્ગદર્શક થાય.

**યશોધારા :**

[ લે. યશોધર મહેતા; પ્ર. સૌ. વસુમતી યશોધર મહેતા; અમદાવાદ ૪; અઢી રૂપિયા. ]

'લોકનાદ' તેમજ 'ગુજરાત સમાચાર'માં પ્રગટ થઈ ચૂકેલી શ્રી. યશોધર મહેતાની નોંધો તેમજ લઘુલેખોનો આ સંગ્રહ રસપ્રદ વાચન પૂરું પાડે છે એવું પ્રમાણપત્ર કોઈ પણ વાચક આપી શકશે. શ્રી. યશોધરની કલમમાં તરવરાટ અને જોશ છે, અને એમના વક્તવ્યમાં પોતાનાં ચોક્કસ દૃષ્ટિબિંદુ, વિચાર-વલણો અને પ્રતીતિનું બળ હોય છે. રાજકારણ, દેશની ચાલુ પરિસ્થિતિ, સાહિત્ય, પ્રકૃતિ સૌંદર્ય, યોગ ને ગૂઢ વિદ્યાઓ, ભારતીય સંસ્કૃતિ ને તત્ત્વજ્ઞાન-આ દરેક વિષય પરત્વે એમને પોતાને જે કહેવું છે તે એવી તડફડિયા સ્પષ્ટ ભાષામાં આ પુસ્તકનાં લખાણોમાં યથાવકાશ રજૂ થયાં છે કે એના લખનારને જ જોશીલી જબાનમાં બોલતા સાંભળતા હોઈએ એવો અનુભવ થાય છે. લેખકના અંતરંગની પિછાન મેળવવાનું એક સારું સાધન આ પુસ્તક આ કારણે બની રહે છે. પુસ્તકના વ્યક્તિઓ અને ચાલુ પ્રસંગોને અનુલક્ષતાં રાજકારણી લખાણોના પહેલા ભાગ કરતાં સાહિત્યવિષયક બીજો અને યોગવિષયક ત્રીજો વિભાગ એ વિષયોના રસિકોને તેમજ ગંભીર પ્રકૃતિ વાચકોને વિશેષ ગમશે. બીજા વિભાગનાં લખાણ નં. ૪-૭ છે સારાં અને વિચારપ્રેરક, પણ પૂરતાં વિશદ નથી બન્યાં. એવા તેમજ યોગ અને ઔપનિષદિક ગૂઢ વિદ્યાઓ તથા ઋષિઓ જેવા વિષયોને તો વધુ વિસ્તૃત વિશદ શાસ્ત્રીય નિરૂપણનો લાભ—જે આ લેખક આપી શકે તેવા છે—આપી જરા મોટા ફલક પર લીધા હોય તો સારું એવી સૂચના શ્રી. યશોધર મહેતાને કરવાનું ઘણા વાચકોને મન થશે.



# નવી આવૃત્તિમાં પ્રવેશેલાં બે મહત્ત્વનાં પુસ્તકો

### શ્રી જયમલ્લ પરમારકૃત

## ભૂદાન




મૂલ્ય : **બે રૂપિયા** [રજિ. ટ. ખ. બાર આના]

**શ્રી** વિનોબાજી ભાવેએ શરૂ કરેલું ભૂદાનનું આંદોલન રાષ્ટ્રવ્યાપી બન્યું છે, એના વિષે ઘણું સાહિત્ય વર્તમાનપત્રોમાં વારંવાર પ્રસિદ્ધ થતું રહે છે. પરતુ એ પાછળ રહેલી ભાવનાને સાહિત્યમાં અવતારવાનું અને એ રીતે અમૂર્તને મૂર્ત રૂપ આપી, તેને રંગભૂમિ પર રજૂ કરવાની પ્રેરણા શ્રી જયમલ્લ પરમારને સૌરાષ્ટ્ર કલાકેન્દ્રના મિત્રો સાથે નવી રંગભૂમિ વિષે થયેલી ચર્ચામાંથી મળી અને એ પ્રેરણામાંથી 'ભૂદાન'નું સર્જન થયું. ભૂદાનની ભાવનાને કેંદ્રસ્થાને રાખી થયેલી આ રચનામાં એની સાથે સંબંધ ધરાવતા આર્થિક તેમજ રાજકીય પ્રશ્નો પણ લેખકે કુશળતાથી સાંકળી લીધા છે....

**શ્રી** મકરંદ દવેનાં કવિત્વમય, ભાવનાશાળી ને પ્રસંગને અનુરૂપ એવાં ગીતો અને એ સર્વની ઉપરાંત અભિનયક્ષમતા, એ સૌ વડે આ નાટ્યકૃતિ આપણા અલ્પધન નાટ્યસાહિત્યમાં મહત્ત્વનો ને ગણનાપાત્ર ઉમેરો કરે છે એમ નિઃસંદેહ કહી શકાય. —**મુંબઈ આકાશવાણી**

### પ્રો. ડૉ. બિપિન ઝવેરીકૃત

## મહારાજ અને મહાત્માજી




મૂલ્ય : **સવા રૂપિયો** [ટ. ખ. ત્રણ આના]

**ગાંધીજીના** વિચારો અને તેમનું વર્તન એ બન્નેનો સુમેળ હતો એટલે એમને જોઈને એમના આચારની ખબર પડતી. એમનું વર્ણન આચારવિચારના મેળ વિનાનો માણસ લખે અગર બોલે એ અધૂરું ગણાય. કારણ કે તેમને સમજવા સંપૂર્ણ રીતે મુશ્કેલ છે. પૂ. રવિશંકર મહારાજે આ મહામાનવની જે વાતો કરી તે આ પુસ્તકના લેખકે લખીને પુસ્તકરૂપે તૈયાર કરી. આ દસ્તાવેજી પુસ્તકની આ બીજી આવૃત્તિ છે.

આ પુસ્તકનું મહત્ત્વ અને અગત્ય સમજી શકાય તેવાં હોવાથી સૌરાષ્ટ્રમાં બુનીયાદી તાલીમમાં આ પુસ્તક મંજૂર થયું છે. ગાંધીજી વિષેની કેટલીક એવી હળવી વાતો આ પુસ્તકમાંથી મળી રહે છે કે જે વિષે આપણે ક્યારેય કલ્પના પણ ન કરી હોય. આ નાનું પુસ્તક એટલે જ એવી કેટલીય મોટી વાતો કહી જાય છે અને વસાવવા યોગ્ય બન્યું છે જ.

: આ બે અને ગુજરાતી સાહિત્યના દરેક પુસ્તક માટે :

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ — ફર્નાન્ડીઝ બ્રીજ. ગાંધીરોડ, પો. બૉ. નં ૭૩ — અમદાવાદ, ૧

વીમાં પોલીસીનો સૌથી

વધુ ફાયદો ઉઠાવવા

તમારો વીમો.....



# ઇન્ડીયન ટ્રેડ એન્ડ જનરલ

ઇન્સ્યુ. કું. લી. માં ઉતરાવો

જીંદગી સિવાયના દરેક
પ્રકારના વીમા લેવાય છે

મુખ્ય ઑફિસ :-
જહાંગીર બિલ્ડિંગ, મહાત્મા ગાંધી રોડ,
મુંબઈ.



ભારત, પાકીસ્તાન, મલાયા, પશ્ચિમ આફ્રિકા,
એડન, મોરેશ્યસ વગેરે તમામ દેશોમાં
શાખાઓ અને એજન્સીઓ છે

# હમણાં જ પ્રગટ થયેલાં નવાં પુસ્તકો



ફકીરો પન્નાલાલ પટેલ ૨–૮
ના છૂટકે ,, ૮-૧૨
યૌવન ૧-૨ ,, ૭–૦
ભીરુસાથી ,, ૫–૦
વાત્રકને કાંઠે ,, ૩–૮
સુખદુઃખનાં સાથી ,, ૪–૦
માનવીની ભવાઈ ,, ૬–૦
જીવો દાંડ ,, ૨–૮
જિંદગીના ખેલ ,, ૪–૮
જમાઈરાજ ,, ૨–૮
લખચોરાસી ,, ૩–૮
પુણ્ય પરવાર્યું નથી (સંવર્ધિત ન. આ.) ગુલાબદાસ બ્રોકર ૩–૦
હરિનો મારગ ,, ૧–૦
દ્વિરેફનું વાર્તામધુ રા. વિ. પા. ૧–૦
જ્ઞાનદીપ ધૂમકેતુ ૧–૦
જ્ઞાનકુંજ ,, ૧–૦
સાધુ તો ચલતા ભલા ઈશ્વર પેટલીકર ૧–૪
ઘરદીવડા ,, ૧–૦
રામનામના વેવારિયા ,, ૧–૦
રાષ્ટ્રના સેનાની ,, ૧–૦
પાતાળકૂવો–પંખીનો મેળો ,, ૫–૮
ધૂપસળી ,, ૪–૦
મધલાળ ,, ૩–૮
લખ્યા લેખ ઈશ્વર પેટલીકર ૪–૦
ધરતીનો અવતાર ,, ૨–૮

જીવનદીપ ,, ૩–૮
વિષચક્ર ચુનીલાલ વ. શાહ ૫–૮
અણોજો ,, ૦–૧૨
ભોળો ખેડૂત ,, ૧–૦
હૈયાની થાપણ ,, ૩–૦
શેખચલ્લી ૧ થી ૪ જયમલ્લ પરમાર ૪–૮
અણખૂટ ધારા ,, ૪–૮
ભૂદાન ,, ૨–૦
તંદુરસ્ત રહો ડૉ. ભૂ. દવે ડૉ શં દવે ૩-૧૨
કિંગ કૉંગ હેમેન્દ્રકુમાર રાય ૧–૮
લગ્ન મંગલ ભૂપત વડોદરિયા ૩–૦
આસ્તિક સાને ગુરુજી ૩–૦
પુનર્જન્મ ,, ૩–૦
કરુણાદેવી ,, ૧–૦
ક્રાન્તિ ,, ૫-૮
ગીતાહૃદય ,, ૧–૮
શ્યામની મા ,, ૪–૮
ચકમક રંભાબેન ગાંધી ૩–૦
પ્રણયના રંગ ,, ૨–૦
સ્વભાવદર્શન હર્ષિદા પંડિત ૩–૦
આંબાના રોપ ચુનીલાલ મડિયા ૧–૦
ડૉ. નરેન્દ્ર કૃષ્ણપ્રસાદ ભટ્ટ ૩–૦
વિરહ ગીતો રમેશ પાઠક ૧–૪

બીજલેખા જયન્ત પરમાર ૩–૪
વનની વાટે ડાહ્યાભાઈ પટેલ ૪-૮
પદ્માવતી ,, ૪–૦
આમ્રમંજરી ,, ૩-૧૨
એ આવજો બાબુભાઈ વૈદ્ય ૧–૮
મા વિનાનાં ,, ૩–૦
ઉપમા બાબુભાઈ વૈદ્ય ૪–૮
રંગરંગ વાદળિયા સુન્દરમ્ ૧–૪
ઝબૂક વીજળી ઝબૂક મકરન્દ દવે ૧–૪
જાદુઈ ટાપુ શ્રીકાન્ત ૧–૪
ગાંધીગીતો સં વિનોદ શાહ ૩–૦
ગાંધીજી ને બાળકો પુરાતન બુચ ૦-૧૦
ચીનનાં બાળકો પર્લ બક ૦–૬
ચતુર બીરબલ જીવરામ જોષી ૧–૦
સંત દેવીદાસ ઝવેરચંદ મેઘાણી ૧–૪
ચપટી ધૂળ ઝવેરચંદ મેઘાણી ૧–૦
ડમરો ને તુલસી રતિલાલ-અનિલ ૨–૦
મહારાજ ને મહાત્માજી ૧–૪
આત્મકથા ૧–૨ ઈન્દુલાલ યાજ્ઞિક ૯–૦
સંસ્કારજ્યોત ચંદ્રભાઈ ભટ્ટ ૫–૮
પરિવાર નિયોજન ૨–૮
દાંપત્યના પ્રશ્નો ૨–૦
ધરતીની પ્રીત રમણીક પટેલ ૩–૮



આ નવાં પુસ્તકો ઉપરાંત ગુજરાતી સાહિત્યનાં દરેક પુસ્તકો ખરીદવા માટે જરૂર લખો અથવા રૂબરૂ મળો :

**ભારતી સાહિત્ય સંઘ** (પ્રાયવેટ) **લિ.** કર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ : પો. બૉ. નં ૭૩ **અમદાવાદ, ૧**

નવરચના

## 'માનવી' થાય તો?

આ માણસમાં માનવતાનો અંશ પણ જો સાબુત હોત તો ખુનખાર લડાઈઓએ આખી સંસ્કૃતિની સંસ્કૃતિઓનો કચ્ચરઘાણ ન વાળ્યો હોત, અનેક નિર્દોષોનાં કુમળાં હૈયાં ગોળીઓથી વીંધ્યાં ન હોત, ભાઈભાઈ વચ્ચે વેર-ઝેરની દિવાલો રચી ન હોત. પણ માનવતા—માનવીમાં માનવતા લાવવાના પ્રયત્નો કરનારાય ક્યાં કુદરતી મોતે મર્યા છે? અને તેમનાં મૃત્યુથી પણ હજુ માનવતા અને માણસ વચ્ચે એટલું જ મોટું અંતર રહેતું આવ્યું છે. સમજવા પ્રયત્ન કરીએ તો અક્કલ પણ બહેર મારી જાય તેવી પાશવતાને દૂર ધકેલવા આપણે ક્યારેય પ્રયત્ન નહિ કરીએ? એ પ્રયત્ન પાછળ સચ્ચાઈનો રણકો સંભળાશે ત્યારે જ માનવી તરીકે, માણસાઈભરી રીતે, માનવતાની ગોદમાં માણસ નિર્ભયતાથી જીવી શકશે. માણસ ત્યારે સાચો 'માનવી' થશે.

*

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર

વણીકારોએ જેને દૃઢ કર્યો, પુરાણીબંધુ જેવા વ્યાયામ-વીરોએ જેને ખુમારી આપી એ ગુજરાતનો આત્મા સાબુત છે ને રહેવાનો છે.

એને જકડીને રૂંધ્યો હોય, બીબાંમાં ઢાળ્યો હોય, પાંખો કાપી હોય, નિંદ્યો હોય, પોતાની નિર્બળતાઓ એના ઉપર ઢોળી હોય તો તે ગુજરાતના સર્વસ્વનો 'કાયદેસર' કબજો લઈ એને પોતાનું વાહનપશુ બનાવનાર નાના સીઝરોએ. એ દમામ રાખી લોકોથી અળગા રહ્યા છે તો લોક એમનાથી મોં ફેરવી બેસે એ જ યોગ્ય છે.

લોકલાગણી પણ કોઈ ચીજ છે. એની લાગણીઓ દુભાય ને થોડી ભૂલો કરી બેસે ત્યારે ચાબુક હાથમાં લઈ પ્રાંસરા કરવા કેમ નીકળાય? પરદેશી સત્તા સામે લાઠી–ગોળીએ ચઢનારા શું પોતાના જ ભાઈઓની ધોલધપાટ નથી સહી શકતા? કોમી આગમાં શહીદ થનારાઓ શું જાતભાઈઓને વિનવી શક્યા નહિ?

ગુજરાતનો આત્મા તો મ્હોર્યો છે, પણ પહેલો ફાલ ગરી પડે ખેરવી નાખવો જોઈએ એવો ઊતર્યો છે.

વિરોધના જરા જેટલા આંદોલને કકળી ઊઠવાની કશી જરૂર નથી. ગામેગામ થતું જે આપણે જોયું છે તે તો આવતી આંધીઓનો પેગામ માત્ર છે. સારું છે કે ગુજરાત નવી હવા ઉપર સવાર થવા જેટલું જાગ્રત છે. દહેશત તો એ હતી કે ગુજરાત કલાગરું ઠાવકું પરવશ ઘેટું થઈ જશે. ગજવામાં ખખડાવી પાસા પોબાર ગણનારાઓની કોડીઓ બની રહેશે. પણ ના, ગુજરાતમાં વિરોધની શક્તિ છે, એના જ નેતાઓને કાનની બુટ પકડાવી શકે એવી જાગૃતિ પણ છે. એને લાગણી છે, અસ્મિતા છે, હકો અને ફરજોનું ભાન છે. આ પડકાર આવી ચડ્યો ત્યારે એ છતું થયું, એ વાત કેમ ભૂલી જવાય?

ખરું છે કે માત્ર રીઝવીને રહે એ નેતા નકામો એમ જનતાને ડારીને રહે તેય ના ખપે. આગેવાનનું હૈયું વજ્રથી કઠણ હોય તો તે ફૂલથીયે કોમળ પણ જોઈએ. ભોળી ને ભાવિક પ્રજા ઉપરનું શાસન પ્રેમ-વર્તી રહે, કહેવા પુરતી નહિ પણ સહુ જોઈ શકે એવી સાદાઈ ને સેવાથી છલકાતું રહે એમ આપણે ઇચ્છીશું. શું એવી ઇચ્છાઓ બહુ દૂરની છે?

### ભાષાઓ ઝેર નથી, તાકાત છે

આ આંદોલન શમી જશે, પછી શું?

ગુજરાત અને મહારાષ્ટ્રને પોતપોતાની ઊર્મિઓ વડે ખોળિયાં ખીલવવાનાં રહેશે જ. એમ કર્યે ભારતની એકતા કરમાશે નહિ, વધુ ગાઢ બનશે. સહુસહુની ક્યારીઓ સુશોભિત કરતાં આખો બગીચો દીપી ઊઠશે. આજની રાજકીય નેતાગીરી આવું ના જોઈ શકે કે સાધી શકે તો એમને અળગા રાખીને ગુજરાત મહારાષ્ટ્રે જુદાં સમાધાન તારવી લેવાં જોઈશે. કેમ જાણ્યું મુંબાઈ શહેર પુરતો સંયુક્ત વહીવટ રાખવા બંને સંમત નહિ થાય!

ભાષા ને ઝેર સાથે ભેળવીને ઘણાઓએ ખોટો ભય ઉપજાવ્યો છે. ભાષામાં તો પ્રજાઘડતરની તાકાત છે, એના વડે ભૂતકાળનાં ગૌરવ ને બળ સિંચાય છે ને ભવિષ્યની આશાઓનાં સ્વપ્નાં રચાય છે. ભાષામાં રહેલું એવું કૌવત ફેંક્યું ફેંકાવાનું નથી, એ શું હજીયે નહિ સમજાય?

### શરણાગતિથી વિજેતાની શરમ

કહે છે કે નાગ જાતિની શરણાગતિ હિંદી લશ્કરના સેનાપતિના હાથવેંતમાં છે. હિંસાની સુગ, એકતાની ભડક, સુધારણાની ધૂન—આવા તાણાવાણાઓથી નાગલોકો ઉપર આપણે વ્યવસ્થાની ચાદર ઓઢાડી દઈશું, સરહદો જાળવી લઈશું, પણ ત્યાંના લોકોનો વિશ્વાસ ને સ્નેહ મેળવવામાં આળસ કરીશું તો આપણી જીત પરદેશીઓની જીત જેવી થઈ રહેશે ને તેમાંથી કપરી સમસ્યાઓના ભડકા વહેલા દેખાશે.

વિદ્યાર્થીઓની, મજૂરોની, સ્ત્રીઓની, આદિવાસીઓની —જ્યાં હોય ત્યાં શરણાગતિની શરમ આપણે જરૂર અનુભવીએ. હારેલાંને રેઢાં મૂકવાથી મર્મના ઘા ઊંડા ઊતરે છે. એમને હેતથી ખભે મેળવ્યા હશે તો આપણાં જ અંગો બળવાન દેખાશે.

બે વિશ્વયુદ્ધો પછી જીતેલાંની જીત ટકે તે કરતાં હારેલાંની હાર ઓછી ટકે છે. સંઘર્ષો અનિવાર્ય હોય



ઉદાર સ્વભાવને પિછાણી અહીંની કેટલીય સંસ્થાઓ મદદ માટે માણસોને પરદેશ મોકલે છે અને તેઓ ધાર્યા મુજબની રકમ ઊઘરાવી લાવે છે.

પરદેશમાં રહ્યા રહ્યા એ લોકો અહીંના નરરત્નોને નથી ભૂલ્યા. અહીંની સંસ્કૃતિને નથી ભૂલ્યા. બલ્કે વધારે સંપ અને ઉત્સાહ દાખવ્યો છે. એમની રાષ્ટ્રીય લાગણીઓ વધારે દૃઢ અને વધારે ઉદાર બની છે. એમણે જે સંકટો વેઠ્યાં ને સાહસો ખેડ્યાં તેની તારીફ થઈ છે.

છતાં એમનાં હિતો જાળવવા આપણે કંઈ કરી નથી શકતા. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે લાગવગનું જોર કેટલું છે તે પરદેશમાં હિંદીઓનાં હિત વધેઘટે તે ધોરણે જોતાં આપણે હરીએ છીએ. એમનાં હિતો જોખમાય ને દેશ તરફ ધા નાખે તો આપણે સહનશીલતાનો પાઠ ભણાવ્યા સિવાય વધુ કાંઈ કરી નથી શકતા.

એમને ત્યાં જઈને અહીંના સારા વિચારકોએ એમની નિંદા પણ કરી છે. કહ્યું છે 'તમે અહીંના લોકોમાં ભળ્યા નહિ, એમના રીતરિવાજો અપનાવ્યા નહિ પછી તમને જાકારો મળે એમાં કોનો દોષ!' શું આપણે એમ માનીએ છીએ કે ચીનમાં વસેલો હિંદી ચીની પ્રજાજન જેવો થઈ ને રહે? અગર એ ત્યાંના રીતરિવાજ સમજે, બોલી બોલે, વફાદારી રાખે ત્યાં સુધી ઠીક, પણ એ હિંદી મટી જાય એવું કેમ કલ્પી શકાય? ખ્રિસ્તી સંસ્કૃતિવાળી પ્રજાઓ જુદા જુદા દેશની હશે તો પણ મુશ્કેલીથી ભળી જશે. આપણે એમનામાં એકરૂપ થવું હોય તો એવી ઢબછબ રાખીને પણ નાનમ સાથે કદાચ થઈ શકાય. એ માર્ગે હિંદીઓ જતા હોય તોયે આગ્રહ કરીને એમને રોકવા જોઈએ. અને ખ્રિસ્તી સંસ્કૃતિના વહેણમાં તણાઈ ના જાય એવું ઇચ્છતા હોઈએ તો પછી ચીની કે આફ્રિકન સંસ્કૃતિઓની સિફારશ કેમ જ કરી શકાય? જ્યાં હિંદીઓ વસ્યા હોય તે દેશની સરકારને વફાદાર રહે. ત્યાંના વતનીઓ જોડે પ્રેમ કેળવે, એમની બોલી શીખે પણ એકંદરે તો તેઓ હિંદીઓ જ રહે એમ આપણે ઇચ્છીશું. હિંદની ભાષા, હિંદના રિવાજ, હિંદની ઢબછબ, હિંદના આદર્શો વડે એ શોભે અને છાજે તે જ યોગ્ય છે. એમ કરવામાં આપણે સહાયભૂત ના થઈ શકીએ તો એ આપણી લાચારી છે ને એ ઢાંકવાની જરૂર નથી. ખાસ કરીને આપણી લાચારી હિંદી સંસ્કૃતિ ઉપર ઓઢાડવી ના જોઈએ.

## કૃત્રિમ ઉપાયો નહિ તો બીજું શું?

પૂના ખાતે કુટુંબનિયોજનનાં ચાર કેન્દ્રોને સહાય આપવાની મધ્યસ્થ સરકારે ના પાડી કારણ કે મુંબાઈની સરકારને કૃત્રિમ ઉપાયો પ્રચલિત થાય તે પસંદ નથી. કાલે ઊઠીને મુંબાઈની સરકાર અમુક ચિત્ર કે સંગીતપદ્ધતિ નાપસંદ કરે, ખગોળની અમુક રીત પસંદ કરે કે પછી રાતે વિમાનમાંથી ભુસ્કા મારવાનું ગેરકાયદેસર ગણે—દરેક નાની મોટી બાબતમાં એના અભિપ્રાયથી શું મધ્યસ્થ સરકાર દોરવાશે?

શું મધ્યસ્થ સરકાર પ્રાંતની સરકારને એટલું ના પૂછી શકે કે અચાનક ગર્ભ રહી જાય તેઓ શરમના માર્યા આપઘાત કરે તેના કરતાં ઉપાયનાં સાધનો સહેલાઈથી મળે એમાં શી હરકત? આર્થિક બોજો ના વેઠાય એ સંજોગોમાં કૃત્રિમ સાધનો વડે બાળકોની સંખ્યા ઘટાડાય તો કયું નુકશાન થવાનું હતું? ભલે આવી પૂછપરછ ના કરે પણ એટલું તો જાણવા માગે કે કૃત્રિમ ઉપાયો સિવાય કુટુંબનિયોજન માટે બીજા કોઈ પ્રયાસો સ્થાનિક સત્તાવાળાઓ પ્રચલિત કરે છે ખરા? કે પછી અમુક કેન્દ્રો બંધ કરી આખો પ્રશ્ન જ ભૂલી જવામાં આવ્યો છે?

કુટુંબનિયોજન તથા કૃત્રિમ ઉપાયો એ બંને દેશને ભલામણરૂપે નથી. એ નિવારી શકાય ત્યાં સુધી સારું. પણ એના અભાવે લાખો માણસો યાતનાઓ વેઠે અને આત્મહત્યાઓ કરે ત્યારે પણ હાથવગું સાધન ઝૂંટવી લેવું એમાં માણસાઈ નથી. પતિપત્નીની સંમત હોય અને સ્ત્રીના શરીરને નુકશાન ના પહોંચે એવી સ્થિતિમાં ડૉક્ટરો અને ઇસ્પિતાલોને પણ જરૂરી મદદ આપવાની છૂટ મળવી જોઈએ.

જે પુરુષો પ્રજોત્પત્તિના વાહક થવા ના ઇચ્છતા હોય તેમને સરળ શસ્ત્રક્રિયા વડે ચિંતામુક્ત કરી આપે એવાં કેન્દ્રો દરેક શહેરમાં ખૂલે તો એમાં કશું ખોટું નથી. આંખોના મોતીઆ કાઢી આપતા નેત્રયજ્ઞ જેવું જ એ પણ એક પુણ્ય કાર્ય છે.

★



તેવી જ રીતે દરિયાકાંઠાની પાસે કાયમ રહેનારા માણસો જો અંદરના પ્રદેશમાં જાય છે, તો તેના મન તથા શરીરને લાભ થાય છે અને અંદરના પ્રદેશમાં રહેનારા માણસો જ્યારે દરિયાકાંઠાની હવા તથા વધારે ક્ષારવાળું પાણી પીએ છે ત્યારે તેની ભૂખ ઊઘડે છે એટલું જ નહિ પણ તેનું મન પ્રફુલ્લિત બને છે. સપાટી પર રહેનારા માણસો પહાડ પર્વત પર જાય અને પહાડી માણસો સપાટ સ્થળોમાં જાય તો તેમને હવાફેર મળે છે. ગરમ પ્રદેશમાં રહેનારા માણસોને ઠંડી હવાવાળાં સ્થળોમાં રહેવાથી અનેક લાભ થાય છે. હવા બદલાય, પાણી બદલાય, જીવનક્રમ બદલાય, વાતાવરણ બદલાય એ બધું લાભદાયક છે. શહેરમાં રહેનારો માણસ જ્યારે કોસનો સંગીતમય અવાજ સાંભળે છે ત્યારે તેના મનમાં આનંદ ફુવારા ફૂટે છે.

આવી રીતે હવાફેર વગેરેથી મેળવેલી શક્તિ, આનંદ અને ઉલ્લાસને માટે આપણા કવિ નાનાલાલે ‘ નવપલ્લવતા ’ શબ્દ વાપર્યો છે અને તે યથાર્થ છે.

આજના જમાનામાં જીવન નિર્વાહને માટે સારી કમાણી કરવી પડે છે કારણ કે આપણે જરૂરિયાતો વધારી મૂકી છે, છોકરાઓની કેળવણી ઘણી ખર્ચાળ થઈ છે તેથી કમાનારને એકાગ્ર ચિત્તે કામ કરવું પડે છે. રૂઢિગત સામાજિક ખર્ચો ઘટાડી દેવા જોઈએ તે આપણે ઘટાડી શક્યા નથી અને તેથી મનુષ્ય પોતાના નિત્ય કામથી થાકી જાય છે, કંટાળી જાય છે; અને તેથી જ તેને તાજા થવા માટે દરવર્ષે તાજગી મેળવવાનું અનિવાર્ય બની ગયું છે.

‘હવાફેર’ કરવા માટે ગુજરાતમાં કયાં કયાં સ્થળો છે અને તે સ્થળો કયા પ્રકારનાં છે. તેની વિગતો હવે તપાસીએ.

## હવાફેર કરવાનાં સ્થળો

(૧) ગુજરાતમાં પહાડ પર્વતો ઓછા છે કારણ કે આપણી પ્રજા સમૂદ્રના કાંઠા પાસે અને નદીઓના મુખની આસપાસ વસી છે. ગુજરાતીઓ સહેલાઈથી પહોંચી શકે એવાં પહાડી સ્થળો નીચે પ્રમાણે છેઃ- આબુ, તારંગા, પાવાગઢ, ગિરનાર, અને ઇડર તરફના પહાડો.

(૨) ગુજરાતની અંદર કુદરતી-ક્ષારવાળા ઠંડા કે ગરમ પાણીના ઝરાઓ છે પણ એ સ્થળોની ખીલવણી થઈ નથી. ભવિષ્યમાં આવાં સ્થળોમાં હજારો માણસો જઈ શકશે તે વિશે જરાય શંકા નથી. બીલીમોરાની પાસેના ઉનાઈનાં પાણી યુરોપના ઉત્તમ ઝરાઓનાં જેટલાં સારાં છે પણ ત્યાં નથી ઘરો કે સારી ધર્મશાળાઓ કે રહેવાની હોટેલની સગવડ, નથી બજાર, નથી આનંદ પ્રમોદની કોઈ પ્રકારની વ્યવસ્થા, આવાં સ્થળો નીચે પ્રમાણે ગણાવી શકાયઃ—

ઉનાઈ, તુવા, લસુંદરા અને કોસંબાની પાસે એક નામ વિનાનો અજાણ્યો કુંડ મેં જોયો છે. તે ઉપરાંત ધોધા અને તુલસીશ્યામ, ( ધોધાનો પ્રવાહ હાલ રોકાઈ ગયો છે ) આ બધા ઝરા ગુણકારક અને સ્ફુર્તિ આપનારા છે.

(૩) પહાડી સ્થળો ઓછાં છે અને ક્ષારવાળા કુંડોનો વિકાસ હજી થયો નથી પણ સમુદ્રના કાંઠા પર અને મોટી નદીઓના મુખની પાસે આવેલાં સ્થળોની સંખ્યાં ઘણી જ મોટી છે. ભવિષ્યમાં જો આપણા દેશની પ્રગતિ યુદ્ધ જેવા કોઈ દુષ્ટ કારણસર રોકાઈ જાય નહિ તો આ બધાં હવાફેરનાં સ્થળોની સારી ખીલવણી થશે. આજથી સાઠ વર્ષ પહેલાં સૂરતની પાસેનાં ડુમસ અને ભીમપોરમાં ગણ્યા ગાંઠયા બંગલાઓ હતા. ત્યાં જવા માટે સારી સડક નહોતી. ત્યાં સારું બજાર નહોતું. ત્યાં જવા માટે ગાડીભાડાં ભારે ખર્ચાળ હતાં. જેમ જેમ આવાં સ્થળોની માંગ (જરૂરિયાત) વધશે તેમ વધારે સ્થળોમાં મકાનો બંધાશે, રસ્તા સુધરશે અને બજાર મંડાશે. સૌરાષ્ટ્ર તો દ્વીપકલ્પ છે. એટલે તે પ્રદેશમાં સમુદ્રકાંઠાના હવાફેર કરવાનાં સ્થળોની સંખ્યા ઘણી મોટી છે. ગુજરાતનાં જ નહીં પણ ગુજરાતની પાસેનાં આવાં સ્થળો નીચે પ્રમાણે છેઃ–

(૧) દમણગંગાની દક્ષિણે આવેલાં સમુદ્રકાંઠાના ગામગામડાંઓઃ–દહાણુ, ગોલવડ, બોરડી, ઉંબરગામ,



ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# સ્તનપાન

સ્ત્રીઓને જે મંગળ માતૃત્વની ભાવનાએ પૂજનીય બનાવી છે તેમાં અગત્યનું સ્થાન ધરાવતા સ્તનપાન વિષે આ અભ્યાસુ લેખમાં ઊર્મિના જાણીતા ડૉક્ટર–લેખક ખૂબ જ સ્પષ્ટતા કરે છે. દરેક માતાને અને ભવિષ્યમાં માતા થનાર યુવતીને માર્ગદર્શક થઈ પડે તેવો આ મહત્ત્વનો લેખ બન્યો છે......

વિલક્ષણ અને અદ્‌ભુત છતાં નાજુક એવો ગર્ભાધાનવિધિ સ્ત્રીઓના દેહ વિષે યોજાયો છે. આથીયે અદ્‌ભુત કુદરતની બીજી કરામત છે. ગર્ભાશયના હુંફાળા અને સલામતીભર્યા સ્થાનમાંથી અવતરતા નવજાત શિશુના જીવનને નિભાવવા અને વિકાસને માફકસર આવે એવા સંપૂર્ણ આહારનું અલૌકિક આયોજન થયેલું છે. આ આહાર છે ફક્ત માતા જ આપી શકે એવું માતાનું ધાવણ.

સ્ત્રીઓના દેહ વિષે પેડુના પોલાણમાં આવેલી બે બીજ-ગ્રંથિઓના બે સ્રાવો છે. એક ઈસ્ટ્રોજન અને બીજો પ્રોજેસ્ટેરોન આ બે સ્રાવોની અસર નીચે યૌવનારંભે કન્યાનો દેહ સ્ત્રી તત્વભર્યો બને છે. એનો બસ્તિપ્રદેશ પહોળો બને છે. પૂંઠનો ભાગ ભરાવદાર થાય છે. રજોદર્શન શરૂ થાય છે અને સ્તનપ્રદેશ વિકાસ પામે છે.

સ્તન એ દૂધની ગ્રંથિ છે. ચામડી નીચે શાખા–પ્રશાખાઓમાં વિસ્તરેલી દૂધની નલિકાઓ એક છેડે એકઠી મળી દ્રાક્ષના ઝૂમખા આકારની ગ્રંથિ બને છે તો બીજા છેડે દીંટડીમાં ખૂલે છે. આવી અનેક દ્રાક્ષની ઝુમખા–ગ્રંથિઓનો સમુહ એ સ્તન છે. દરેક ઝુમખા–ગ્રંથિમાં લોહીની નળી વાટે પ્રોટિનો કાર્બોહાઈડ્રેટ ચરબી વગેરે ગ્રંથિમાં આવે છે. અહીંના કોષો આહારના આ પરિપાકોને તોડે છે અને એમાંથી તદ્દન નવો પદાર્થ બનાવે છે. આ છે ધાવણ. જ્ઞાનતંતુઓ વાટે મગજના સંદેશાઓ સ્તનના કોષોને મળે છે અને લીસી નળીઓ કોષોના વ્યય-દ્રવ્યોને બહાર ઘસડી જાય છે.

યૌવનારંભે સ્તનોનો ઝડપી વિકાસ થયા બાદ ગર્ભાવસ્થા આવતાં સુધી એમાં વિશેષ ફેરફાર થતો નથી. ગર્ભાધાન થતાં ઈસ્ટ્રોજન સ્રાવની અસર નીચે દૂધની નલિકાઓમાં વધારો થવાથી સ્તન અને દીંટડી મોટાં થાય છે. દીંટડીની આસપાસના વલયનો રંગ ગાઢો બને છે. દૂધ ભરાયેલાં પુષ્ટ સ્તન પયોધર બને છે. સગર્ભાવસ્થાના ત્રીજા માસે તો સ્તન દબાવતાં એમાંથી દૂધ નીકળે છે. પ્રસૂતિ પછી ઈસ્ટ્રોજન સ્રાવોનું પ્રમાણ એકદમ ઘટી જવાથી ને મગજના તળ ભાગમાં આવેલી પિટ્યુટરી ગ્રંથિના સ્રાવોની કામગીરી શરૂ થવાથી ધાવણના ઉત્પાદનને વેગ મળે છે; અને પોસ્ટેરિયર પિટ્યુટરી ગ્રંથિના સ્રાવની અસર નીચે ધાવણની શેરો છૂટે છે.

પ્રસૂતિના ત્રણથી પાંચ દિવસ બાદ સ્તનોમાંથી દૂધ આવે છે. આ અગાઉ આવતા ધાવણને કોલોસ્ટ્રમ (Colostrum) કહેવાય છે. પીળા ને પાતળા પ્રવાહી કોલોસ્ટ્રમમાં દૂધ કરતાં પાંચથી ૭ ગણું વધારે પ્રોટિન, બે ગણાં વધારે ખનિજ દ્રવ્યો અને અર્ધા ભાગનાં ચરબી અને શર્કર હોય છે. કોલોસ્ટ્રમ રેચક જેવું કામ કરતું હોવાથી બાળકોને દસ્ત (શરૂઆતના દસ્તને મેકોનિયમ કહે છે) થવામાં ઉત્તેજના મળે છે. દૂધ શરૂ થયા બાદ ધીમે ધીમે એકાદ બે અઠવાડિયામાં કોલોસ્ટ્રમ અદૃશ્ય થાય છે. પાતળું અને પાણી જેવું દૂધ નવજાત શિશુની જરૂરિયાત માટે ઘણું માફક નીવડે છે. એમાં સહેલાઈથી અને પૂરા પચે એવા ખોરાકનાં પ્રોટિન કાર્બોહાઈડ્રેટ અને ચરબી આ ત્રણ તત્ત્વો સમતોલ રૂપમાં આવેલાં છે. પ્રોટિનનું પ્રમાણ ૦-૭૮ થી ૨-૧ ટકા જેટલું છે જે બાળકના શરીરની વૃદ્ધિ માટે અત્યુપયોગી છે. ચરબીનું પ્રમાણ ૨ થી ૫ ટકા જેટલું છે. ગાયના દૂધમાં અને ધાવણમાં એનું સરાસરી પ્રમાણ ૩-૫ ટકા જેટલું છે, પણ ધાવણમાં ચરબીનાં કણો નાનાં હોવાથી જલ્દીથી પાચન થાય છે. બાળકની શક્તિની જરૂરિયાતોને



નવજાત શિશુની હોજરી નાની હોય છે. એની જરૂરિયાતને પહોંચી વળવા છતાં હોજરી ફૂલીને તંગ ના થાય એ માટે અતિ પોષણદાયક તત્ત્વોવાળું કોલોસ્ટ્રમ નામનું ઘટ્ટ ધાવણ એને શરૂઆતના દિવસોમાં પ્રાપ્ત થાય છે. જેમ બાળકની ઉમ્મર વધે છે તેમ એની જરૂરિયાતોને પહોંચી વળવા ધાવણનું પ્રમાણ પણ વધે છે. રોજિંદા સ્રવતા ધાવણનું સરાસરી પ્રમાણ નક્કી કરવું મુશ્કેલ છે. સ્ત્રીએ સ્ત્રીએ એનું પ્રમાણ નોખું નોખું રહે છે અને એક જ સ્ત્રીમાં પણ બાળકની જરૂરિયાત પ્રમાણે એમાં ફેર રહે છે. વળી માતાના ખોરાકમાં આરોગ્ય અને માનસિક સ્થિતિ અનુસાર પણ વધ ઘટ થાય છે. તંદુરસ્ત બાળકોવાળી પાંચ માતાઓ ઉપરના નિરીક્ષણના પરિણામે હોલ્ટે ધાવણનું રોજિંદુ પ્રમાણ આ પ્રમાણે તારવ્યું છેઃ—

| | |
|---|---|
| પહેલા અઠવાડિયાના અંતે | ૧૦ થી ૧૬ ઔંસ |
| બીજા અઠવાડિયામાં | ૧૩ થી ૧૮ ,, |
| ત્રીજા અઠવાડિયામાં | ૧૪ થી ૨૪ ,, |
| ચોથા અઠવાડિયામાં | ૧૬ થી ૨૬ ,, |
| પાંચથી તેરમા અઠવાડિયામાં | ૨૦ થી ૩૪ ,, |
| ચારથી છઠ્ઠા મહિનામાં | ૨૪ થી ૩૮ ,, |
| ૭ થી નવમા મહિનામાં | ૩૦ થી ૪૦ ,, |

( ૧ ઔંસ એટલે એક અધોળ. )

અમુક રોગોથી રક્ષણ આપતાં માતાના લોહીનાં તત્ત્વો ધાવણ માટે બાળકને મળે છે, આથી બાળકને બાળપણના અમુક રોગો પરત્વે રોગમુક્તિ મળે છે. ધાવણમાં ઘટક દ્રવ્યોથી બંધાતા મળની ઘટ્ટતા એવી હોય છે કે જેથી બાળકને બંધકોષ રહેતો નથી. બહારના દૂધથી નભતાં બાળકોની જેમ ઝાડા અને મરડો સતાવતાં નથી. ચામડીના રોગ થતા નથી. સાથે સાથે માતાને ધવડાવવાથી થતો લાભ એ છે કે સગર્ભાવસ્થામાં મોટું થયેલું એનું ગર્ભાશય પ્રસૂતિ પછી દોઢ માસના ગાળામાં સારી રીતે મૂળ કદમાં આવી જાય છે.

માનસિક દૃષ્ટિએ સ્તનપાન એ બાળક અને માતા બન્નેને સંતોષ આપનારું છે, બાળકને માટે એક જ સંતોષ છે. ધાવવું અને માતાના વહાલ અને હુંફમાં રહેવું. જન્મ વખતે ખંડિત થયેલો માતા અને બાળકનો ગાઢો શારીરિક સંબંધ દરેક સ્તનપાન વખતે પાછો સંધાય છે. ધાવતી વખતે માતાનો ગાઢો સ્પર્શ અને ખોળાની હુંફ જન્મ પછી એકલા પડી ગયેલા બાળકને નિશ્ચિંતતાની ખાતરી આપે છે. સ્તનપાનથી માતા અને બાળક બન્નેની લાગણીઓ સંતોષાય છે. બન્ને વચ્ચેની પ્રેમગાંઠ મજબૂત બને છે. માનસશાસ્ત્રી ડૉ. મેકડુગલનું કથન છે કે 'માના સ્તનપાનથી બાળકમાં એના માટે પ્રેમનો પાયો નંખાય છે. બાળકમાં કારુણ્યના અંકુરો ફૂટે છે. ચારિત્ર્યના આગામી વિકાસમાં આ કારુણ્યતા મુખ્ય ભાગ ભજવતી હોવાથી બાળકમાં માનવજીવનના ઉદાત્ત ભાવો જેવા કે પ્રેમ ભક્તિ દયા ગુરુપૂજા વિનમ્રતા સદાચાર ને વિવેકબુદ્ધિ પાંગરે છે. ધાવણથી વંચિત રહેલાં બાળકોમાં ઉપરના ઉદાત્ત ભાવો નહિ આવે એવું તો નથી પણ આટલું તો ખરું કે આ ઉમદા ભાવો પૂરેપૂરા વિકસિત નહિ થાય, અગર તો અધૂરા વિકાસ પામશે. શીશીના દૂધ ઉપર નભતાં બાળકોમાં આચારની નિષ્કૃષ્ટતા, તેના દરેક વ્યવહારમાં કર્કશતા અને કૃપણતા હશે.

બાળકને મનોભાવ દર્શાવવા બે ક્રિયાઓ આવડે છે: હાસ્ય અને રુદન. શરીર ટકાવવા માટે આવશ્યક આવડતી ત્રીજી ક્રિયા ચૂસવાની છે. તે ધાવે છે ચૂસવાની ક્રિયાવતી. ચૂસવામાં શ્રમ પડે છે. એ ક્રિયાથી બાળકનાં જડબાં તાળવું નાક અને દાંતના યોગ્ય વિકાસમાં સહાય થાય છે.

ચૂસવાથી સ્તનને વધારે દૂધ આવવા માટે ઉત્તેજના મળે છે. માટે જન્મ બાદ માતાને આરામ મળ્યા પછી બાર કલાકે બાળકને ધવડાવવા વળગાડવું. આવું વહેલું ધવડાવવાથી દૂધથા અડધાં ભરાયેલાં પોચાં સ્તન પર બાળકને ચૂસવાનું શીખતાં ફાવે છે. ત્રીજા દિવસે દૂધ ભરાવાથી પુષ્ટ થયેલાં સ્તન ઉપર બાળકને ધાવતાં મુશ્કેલી પડે છે. પ્રસૂતિના પહેલા બે દિવસો



જાણી ગયા. ધવડાવવા વળગાડ્યાં છતાંય બાળક રડતું રહે ત્યારે માતા ધાવણની કમીના સમજી લઈ એને વચગાળામાં બહારનું દૂધ આપવું શરૂ કરે છે. આમાં પણ ફાવટ નથી આવતી. કારણ કે અનિયમિતતા કારણભૂત રહેલી હોવાથી બાળકને ઝાડા ઊલટી થઈ આવે છે.

કુદરત બક્ષિસ આપવામાં બહુ કૃપણ રહે છે. એકવાર ધાવણનો ઉપાડ ઓછો થવા માંડ્યો કે પછી સ્તનમાં દૂધ પણ થોડું સ્રવવા માંડે છે. એટલે સ્તનમાંથી પૂરતા પ્રમાણમાં દૂધ આવતું હોય તે દરમિયાન બાળકને બહારનું દૂધ આપવાની ચેષ્ટા કરવી એ ધાવણ ઘટાડવાની તરકીબરૂપ નીવડે છે. આ હકીકત હવે સ્વીકારાતી થઈ છે કે વારંવાર થોડું થોડું ધવડાવવાથી ધાવણ વધારે પેદા થાય છે, એટલે ઘડિયાળના વખત કરતાં બાળકની જરૂરિયાત પ્રમાણે ધાવણ આપવું જોઈએ.

ધાવણ ઘટાડનારી બીજી હકીકત કસકસીને બ્રેસરી પહેરવાની રીત છે. લચી પડતાં સ્તનો ઝીલી રાખે એવી બ્રેસરી પહેરવામાં વાંધો નથી પણ સખત પાટાની જેમ તાણી બાંધેલી બ્રેસરી ધાવણને ઘટાડનારી, સુકવનારી હકીકત બને છે. શોચનીય હકીકત તો એ છે કે કેટલીક માતાઓને પ્રસૂતિ પછી ધાવણના જ ટાંચા પડે છે. આ અંગેનાં અનેક કારણોમાંનું એક કારણ તો એ છે કે યૌવનારંભે સ્તનના વિકાસ વખતે પટાની જેમ તાણીને બ્રેસરી પહેરવાના રિવાજથી સ્તનનો યોગ્ય વિકાસ થવા પામતો જ નથી. પ્રજનનકાળની શરૂઆતમાં જ સ્તન્ય સંપતને બાંધીરૂંધી કરમાવી દેવામાં આવે છે. એને સૂકવી દેવામાં આવે છે. આવાં શુષ્ક સ્તનોમાં ધાવણના દુકાળ ઊતરે કે બીજું કાંઈ!

બાળકને રડવાનાં અનેક કારણો હોઈ શકે. બેચેની, પીડા અને ભૂખ મુખ્ય કારણો છે. પેશાબની ભીનાશ હોય તો કપડાં બદલવાથી તે શાંત પડે છે. એક પડખે લાંબા વખતથી સૂતા બાળકને પડખું બદલવાથી રાહત મળે છે. ગરમી અને ઠંડીની અતિશયતા વખતે પણ બાળક રડે છે. કોઈ વખત શરીરના કોઈ ભાગમાં પીડા હોવાથી પણ તે પુષ્કળ રડે છે.

ધવડાવતી વખતે માતા અને બાળક બન્નેને સુખચેન રહે એવી સ્થિતિ જાળવવી. પ્રસૂતિ પછી પાંચેક દિવસ સુધી માતા સૂઈને બાળકને ધવડાવે એમાં વાંધો નથી પણ આ પછી માતાએ બેસીને—રાતના પણ બેઠાં થઈને—ધવડાવવું. બાળકના માથા ભણીની પલાંઠી બીજા પગ કરતાં જરા ઊંચી રાખી બાળકના માથા નીચે હથેળી રાખી બાળકને ખોળામાં સુવાડી ધવડાવવું. છૂટા હાથે સ્તન પકડવાથી બાળકનાં નાક બંધ થતાં અટકે છે અને દૂધના વહેણ ઉપર અંકુશ રહે છે. પીઠ કે પડખા પર ચત્તા સૂવા કરતાં ખોળામાં ઢળતી સ્થિતિમાં બાળકને દૂધ ગળે ઉતારવામાં સરળતા રહે છે. સીધા સૂઈ રહીને ધાવવાથી બાળકના ગળાના છિદ્ર વાટે દૂધ વચલા કાનમાં જવાની શક્યતા હોવાથી કાન પાકવાની પીડા થઈ આવે છે. સૂતાં ધવડાવવાની ટેવને લીધે રાતના રડતા બાળકને શાંત કરવા માતા ઊંઘ બગાડ્યા વગર ઝટ છાતીએ વળગાડે છે. આ વખતે સ્તનના ભારને લીધે બાળકનાં નાક બંધ થવાથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા બંધ પડવાથી કવચિત્ બાળક મરણ પણ પામે છે.

કેટલાક સંજોગોમાં બાળક કે માતાની તબિયત માટે સ્તન્યપાન વાંધાભર્યું છે. ફેફસાંના ક્ષયરોગવાળી માતાએ બાળકને ધવડાવવું ના જોઈએ, કારણ કે આ રોગ બાળકને જલ્દી લાગુ પડે છે. માતાના ચેપી રોગો અને સ્તનના કેન્સર વખતે બાળકને ધવડાવવું ના જોઈએ. ધાવણ દરમિયાન માતા સગર્ભા બનતાં ધવડાવવું બંધ કરવું જોઈએ.

પશ્ચિમના સુધરેલા ગણાતા દેશોમાં પહેલા વિશ્વયુદ્ધ પહેલાં સ્તન્યપાન માટે સ્ત્રીઓને નફરત પેદા થઈ હતી. શીશીના દૂધ ઉપર બાળકોને ઉછેરવામાં પ્રતિષ્ઠા મનાવા લાગી. સામાજિક અને નાગરિક કામકાજોમાં સ્ત્રીઓને સ્તન્યપાન અંતરાયરૂપ લાગવા માંડ્યું. આધુનિક જીવન જીવવામાં પ્રતિકૂળ દેખાવા લાગ્યું. સૌંદર્યના સાધન અને પ્રતીકરૂપ સ્તન ચૂંથાઈ જતાં લાગ્યાં.



શિવકુમાર જોષી

# ગુલબાઈ ને ટેકરે

વાર્તા અને નાટિકાઓના લેખક તરીકે જાણીતા થઈ ચૂકેલા લેખક અહીં એક અનોખી પ્રણયવાર્તા રજૂ કરે છે. માણસમાં રહેલો પ્રણય આપોઆપ જ્યારે રંગત જમાવે છે ત્યારે એ પ્રણય જ એક સરસ વાર્તાનું સ્વરૂપ પકડીને વેરાન ગુલબાઈના ટેકરાને પણ નંદનવન બનાવી દે છે......

ઢાકુરીઆ તળાવની પાળે અમે બેઠા હતા—અમે એટલે હું અને મારા મહેમાન ઉમેશ વકીલ. અટક વકીલની પણ વકીલાત સાથે એમને કાંઈ ન લાગે વળગે. ઈમ્પોર્ટનો મોટો ધંધો અને તેના લાયસન્સની વેતરણ માટે કોઈ કોઈવાર કલકત્તા આવી ચઢે. વતનની ઓળખ પણ ખરી જ પણ હમણાં હમણાંથી નજીકના મિત્રો જેવા બની ગયેલા.

વાળુ પતાવી ફરવા નીકળ્યા ને ફરતાં ફરતાં ઢાકુરીઆ તળાવનું ચક્કર મારીને ગપચપ મારતા બેસી ગયા તળાવની એક ચોખ્ખી બાજુ ઉપર.

અજવાળી આઠમનો ચંદ્ર પૂર્વ આકાશમાં એક ચક્રે રાજ્ય ચલાવતો હોય તેમ થોડા હજુરીઆ સમા નક્ષત્રોની વચમાં વિરાજતો હતો. તળાવ અર્ધ પ્રકાશ અને અર્ધ અંધકારમાં જાણે સૂતું પડ્યું હતું. દક્ષિણના પવનમાં માદકતા વહેતી હતી. તળાવના કિનારા ઉપરનાં નાળીએરીના વૃક્ષો છાયાચિત્ર સમા ઊભાં ઊભાં માદક હવાના ઘેનમાં ઝોકાં ખાતાં હોય તેમ આછું આછું ડોલતાં હતાં.

'કેમ ઉમેશભાઈ, આ વખતે કલકત્તા કેવું લાગ્યું?' આકાશ તરફ મીટ માંડી બેઠેલા ઉમેશને ખભેથી હલાવતાં મેં પૂછ્યું.

'આપણને મુંબઈ અને કલકત્તાની સરખામણીમાં કલકત્તા જ ગમે છે...' ઉમેશે નજર જેમની તેમ આકાશ ભણી રાખીને સહેજ હસતાં હસતાં જવાબ આપ્યો.

'અને અમદાવાદ અને કલકત્તાની સરખામણીમાં?'

'એવાં શહેરો વચ્ચે તે કંઈ સરખામણી થતી હશે? ક્યાં રાજા ભોજ અને—'

'તમે તો ખરા છો ઉમેશભાઈ! ખબરદાર માદરે-વતનને 'ગાંગા તેલી'ની ઉપમા આપી છે તો!' મેં બનાવટી ધમકી આપતાં હસતાં હસતાં વળી ઉમેર્યું: 'શરમ નથી આવતી મારા ભાઈ, કાળી કુબડી હોય તોયે માથી વધીને કોઈને ઊંચું સ્થાન અપાતું હશે?'

'ના, ના, હું એમ ક્યાં કહું છું...અમદાવાદ સાથે એ રીતે સરખામણી નથી કરતો. એમ તો ન્યૂ યૉર્ક કે પારીસ કરતાં પણ 'હમકો હૈ પ્યારી હમારી ગલીઆં....' ઉમેશે વાત સુધારી લીધી અને અમે બંને હસી પડ્યા. થોડી વાર પછી વળી ઉમેશ બોલ્યો: 'આ તમારા નવા સંગ્રહની વાતો આજે સવારે વાંચતો હતો ને તેમાં તમે જે કલકત્તાની વાતો લખી છે તે ઉપરથી એક વાત પૂછવાનું મન થાય છે...પૂછું?'

'પૂછોને.'

'આમ આવું તળાવ હોય, નાળીએરીનાં ઝાડ આમ ડોલતાં હોય, આકાશમાં આવો ચંદ્ર ઊગ્યો હોય... તમે તમારા લખાણોમાં આવાં બધાં વર્ણન ચીતરી મારો એવું તો અમને પણ આવડે—' કાંઈ જુદી જ જાતની મોજથી ઉમેશ મીઠાશ ઉમેરી ઉમેરીને વાત ગોઠવે જતો હતો ત્યાં મેં વચમાં જ ટહુકો કર્યો:

'તો તમને શું ન આવડે?'

'એ જ વાત પૂછતો હતો...હું પૂછું છું આ તમે ચૌરંઘીની અને પાર્કસ્ટ્રીટની અને પેલી બધી પેમલા પેમલીની વાતો લખો છો તેમાં સાચું કેટલું અને ખોટું કેટલું?' એમનો આવો અણધાર્યો પ્રશ્ન સાંભળીને પહેલાં તો હું વિચારમાં પડી ગયો અને પછી ખડખડાટ હસી પડ્યો.

'કેમ! હસો છો કેમ?'



'ના, અમસ્તું જ પૂછતો હતો. બાકી આમ તો સંસ્કૃતવાળા કાવ્ય પ્રકાશ ભણનારા કાંઈક વધુ—'

'એવો કોઈનો ઈજારો થોડો જ છે, એ સંસ્કૃતમાં શાકુંતલ અને માલતી માધવ વાંચનારા થોથાંબાજો કરતાં અમે અર્થશાસ્ત્રવાળા વધુ પ્રેક્ટીકલ—વાસ્તવવાદી અને વ્યવહારૂ હોઈએ એમ તમને નથી લાગતું? ભલે તમને ન લાગતું હોય પણ મારી વાત સાંભળ્યા પછી અભિપ્રાય બાંધજો.'

'ભલે' મેં ધીરજ રાખવાની ખાત્રી આપી. એટલે ઉમેશે આગળ ચલાવ્યું.

'અમે ત્યારપછી લગભગ રોજ મળતાં. બન્નેના બંગલાની વાડ એક જ હતી...' ખૂબ રસપૂર્વક વાતની માંડણી ઉમેશે કરી છતાં મારાથી ન રહેવાયું એટલે પૂછી નાખ્યું:

'વાડ પાકી ભીંતની નહિ જ હોય, મેંદીની હશે, કેમ એમ જ ને?'

'હા, હા, પણ તમે શાથી ધાર્યું?'

'છીંડું પાડવાનું સરળ પડે, અને તમે તો પાડ્યું જ હોય એમ માની લઈને.'

'તમારે આમ કલ્પના જ દોડાવવી હોય તો પછી—' ઉમેશે મારા આ દોઢડાહ્યાપણા તરફ નાખુશી બતાવતાં કાંઈક અવાજ બદલીને કહ્યું. વાત હાથમાંથી સરી જશે એ ભયે વચમાં હવે ડહાપણ નહિ ડહોળવાની મેં ખાત્રી આપી એટલે ઉમેશે વાત આગળ ચલાવી:

'એ વાડની ઓથે ઊભા રહી શરૂ શરૂમાં પત્રોની આપ લે થતી, પછી વાતચીત પણ કરતાં. ધીરેધીરે શારદામંદિર રોડ ઉપર સાંજ પડે ફરવા જવાનું શરૂ કર્યું. બન્ને કુટુમ્બના વડીલોની તેમાં સંમતી હતી. સંમતી જ શા માટે, બન્ને પક્ષે વડીલો ખુશ હતાં—'

'પાકા નસીબદાર ભાઈ.'

'પણ સાચું પૂછો તો આ રોજ ફરવા જવાનું, અને 'કેમ છે ને કેમ નહિ,' 'અભ્યાસ કેમ ચાલે છે?' 'તમને શું ગમે—નવલિકા કે કવિતા?'... આવા આવા એકના એક પ્રશ્નો અને એમના એકના એક જવાબોથી હું કંટાળવા માંડ્યો.'

'સમજી શકાય એવું છે!' વળી મેં ટાપસી પૂરી.

'એટલે એક દિવસ ખૂબ હિંમત એકઠી કરીને મેં મીનાને પૂછ્યું—'

'શું?'

'કે આવતી કાલે દોઢ વાગે રીસેસમાં જો વાંધો ન હોય તો બહાર ફરવા આવશો?'

'ખરા બપોરે?' મેં સાશ્ચર્ય પૂછ્યું.

'મીનાએ પણ એવો જ પ્રશ્ન પૂછ્યો હતો: 'ખરા બપ્પોરે ક્યાં જવું છે?' મેં કહ્યું હતું કે આ શારદા મંદિર રોડ ઉપર તો સાંજ પડે બન્નેનાં ઓળખીતાં સામે અથડાય છે, બપોરે રીસેસમાં કૉલેજના જમણી તરફના રસ્તે નીકળીએ તો—'

'લૉ કૉલેજ તરફ?' મેં વળી ખાત્રી કરવા પૂછી લીધું.

'હા પણ તે વખતે લૉ કૉલેજની શરૂઆત જ હતી, વસ્તી તે તરફ ઘણી ઓછી જણાય...મીનાએ હા કહી. તે રાત્રે મને ઊંઘ ન આવી, મનમાં મેં કેટલીયે યોજનાઓ ઘડી ને ભાંગી...બીજે દિવસે રીસેસનો ઘંટ વાગ્યો ને હું સાયન્સ કૉલેજ તરફના દરવાજા પાસે પહોંચી ગયો. સેન્ટ્રલ હૉલ પાસેનાં પગથિયાં ઊતરીને મીના પણ મારા તરફ આવતી દેખાઈ, હું સહેજ આગળ નીકળીને રસ્તા ઉપર રાહ જોતો ઊભો. નજર ચારે બાજુ ફરતી હતી, રખેને કોઈ જોઈ જાય તો...એટલામાં મીના આવી પહોંચી... મારા કરતાં તે વધુ સ્વસ્થ જણાતી હતી. અમે સાથે થઈ ગયાં ને પશ્ચિમ તરફ ચાલવા માંડ્યું.'

'રસ્તા ઉપર તમે ચાલો ત્યારે વચમાં કેટલું અંતર રહેતું? વાંધો ન હોય તો—'

'ના ના, એમાં વાંધો શું વળી? જ્યારે બધું કહેવા જ બેઠો છું ત્યારે. અંતર ખાસ્સું દોઢ ગજનું,



મારે એની સંમતી તો લેવી હતી—' ઉમેશ કહે જતો હતો ત્યાં હું બોલ્યો.

'એટલે કે 'મીના તમને ચુંબન કરું ?' એમ રજા માગવી જોઈતી હતી, એમ ને ?'

'એ તો કોણ જાણે પણ હું તો એટલો શરમાઈ ગયો કે પછી બન્ને કૉલેજ પહોંચ્યાં ત્યાં સુધી એક શબ્દ માફી માગવા પૂરતો પણ હું ન બોલી શક્યો, ન તો રસ્તા ઉપરથી નજર ઊંચી કરી. એકવાર મેં એની સામે જોયું.' શ્વાસ ખાઈને ઉમેશે વાત આગળ લંબાવી :

'તે રાતે પણ મને ઊંઘ ન આવી. માફી માગતા પચીસ પત્રો લખ્યા ને ફાડ્યા...એની બાને એણે કહી દીધું હશે તો ? એ લોકો મને કેવો ધારી લેશે ?...અને...અને સગાઈ તોડી નાખશે તો ? એવા એવા અશુભ ખ્યાલોથી મન ભરાઈ ગયું. બીજે દિવસે સવારે બહાર નીકળ્યો ત્યારે મીનાના બંગલા તરફ નજર નાખવાની પણ મારામાં હિંમત ન હતી...પણ એટલામાં તો મીનાને મેં દરરોજના સ્થાને વાડ પાસે ઊભેલી જોઈ. એની ક્ષમા માગવા બધી જ હિંમત એકઠી કરી એની પાસે ગયો. પણ એ મારી સાથે બોલી નહિ. હું નજીક પહોંચ્યો એટલે પોતાના બંગલાની વાડ ઉપરથી હાથ ઊંચો કરીને એક કાગળ મારા તરફ ફેંકીને ઝડપથી ચાલી ગઈ...'

'એ કાગળમાં શું હતું ?' દેખાઈ આવે એવી આતુરતાથી મેં પૂછ્યું.

'એ કાગળની ગડી ખોલતાં ખોલતાં તો મારી છાતી ધમણની માફક ધડકી ઊઠી. કાગળ ખોલ્યો... એક વાર વાંચ્યો, બે વાર વાંચ્યો પણ ત્યાં સુધી તો મને એમાંની વાત સમજાઈ જ નહિ.'

'એમ શાથી ?'

'અંદરના અક્ષરો જાણે નાચતા હોય, એકબીજામાં સમાઈ જતા હોય એવો મને આભાસ થયો.'

'પણ કાગળમાં હતું શું ?' મારાથી વધુ વખત આતુરતા ન દબાવી શકાઈ એટલે મુખ્ય વાત જણાવવા લગભગ આજીજીપૂર્વક મેં પૂછ્યું.

'ધારો તો, એમાં શું લખ્યું હશે ?' ઉમેશે સામે પૂછ્યું,

'હું ધારું શું, કપાળ મારું ? જે હોય તે કહી દેને યાર, આમ ટટળાવતા શું હશો ?' મેં ફરીથી વિનંતિ કરી.

'એમાં લખ્યું'તું—' વળી પાછો ઉમેશ અટકી પડ્યો અને એની આંખો, એનું આખું મુખ જ એક આનંદભર્યા મસ્ત હાસ્યથી અંકાઈ ગયું હતું.

'પણ શું ?'

'એમાં લખ્યું હતું : 'આજે પણ બપોરે આવશો ને—ગુલબાઈને ટેકરે ?' એને નીચે સહી કરી હતી 'યુગ યુગથી રાહ જોતી તમારી મીના' વાક્ય પૂરું કરીને આત્મતૃપ્તિનો ઘેરો ઘૂંટ પીતો હોય તેમ ઉમેશે ઊંડો શ્વાસ લીધો.

વાત સાંભળીને મારું પણ અંતર નાચી ઊઠ્યું. થોડી ક્ષણો સુધી ચૂપચાપ ઉમેશને નીહાળી રહ્યો. જાણે તાજું જ ઉષ્માભર્યું ચુંબન મુખ ઉપર જડાઈ ગયું હોય તેમ તેનું મુખ પ્રફુલ્લિત બની ગયું હતું. એની આ ભાવસમાધિમાં એ એટલો લીન થઈ ગયો હતો અને તેની અસર એટલી લાંબી ચાલી કે દિવસો સુધી, મારી વાર્તાઓના લખાણની વસ્તુમાં મારો પોતાનો અનુભવ કેટલો એ પ્રશ્નનો જવાબ જ માગવો એ ભૂલી ગયો.



અમદાવાદના હત્યાકાંડના સમાચારો વાંચીને અને અખબારોમાં તસ્વીરો જોઈને આઘાત લાગતાં ખારાઘોડામાં એક વૃદ્ધનું મગજ ખસી ગયું છે.

આ વૃદ્ધ જ્યાં ત્યાં ભટક્યાં કરે છે અને બોલે છે કે 'ભાગો ભાગો ! એઈ...ગોળીબાર થયો; માણસો મરાયા. પોલીસો, માબાપ ગોળીઓ છોડશો મા !'



સમિતિમા ત્રણ વર્ષ સુધી સભ્ય હતાં. કોંગ્રેસની સઘળી પ્રવૃત્તિઓમાં સદાય કામ કરવા તત્પર રહેતાં.

૧૯૩૪માં શ્રી. મૃદુલાબહેન સારાભાઈની રાહબરી નીચે જ્યોતિસંઘની અને ૧૯૪૮માં શ્રી પુષ્પાબહેન મહેતા સાથે વિકાસગૃહની શરૂઆત થઈ ત્યારથી તેમણે સામાજિક કાર્યમાં ખૂબ ઝંપલાવ્યું. તેમણે સ્ત્રી–પ્રવૃતિ પ્રાણ સમાન પ્રિય બનાવી. આ બે સંસ્થાઓમાં પડયા બાદ તેમણે જાણે સેવાનો ભેખ ધારણ કર્યો હોય તેમ જણાતું હતું. ૧૯૩૫થી આજ સુધી જ્યોતિસંઘનાં પ્રમુખ રહ્યાં. ઘણી સંસ્થાઓમાં શોભાના પ્રમુખ હોય છે તેવા તે ન હતાં. સંઘની રોજબરોજની નાની મોટી સઘળી પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લેતાં. એટલું જ નહિ પરંતુ સંસ્થાની ઝોળી ભરાવવા સદાય દોડાદોડી કરતાં.

ઉપરની બન્ને સંસ્થામાં તેમનો ફાળો નાનોસુનો નથી. સંઘનું મકાન પૂરું કરવાની તેમની ઉમેદ લગભગ પૂરી પડી હતી. પરંતુ મકાનને મૂર્ત સ્વરૂપ મળે તે પહેલાં તેઓ વિદાય થઈ ગયાં.

વિકાસગૃહના કાર્યમાં પણ તેઓ ઉત્સાહભેર ભાગ લેતાં. એ એક એવાં સભ્ય હતાં કે જે નિયમિત દરેક નાના મોટા પ્રસંગોમાં અને અનેક કામકાજમાં હાજર થઈ જતાં. કોઈપણ કામ માટે સમય નથી તેવું કહેવાનું તેમના સ્વભાવમાં ન હતું. નિર્વાસિત નારી કેન્દ્રનાં કાર્યમાં પણ ઉત્સાહથી સક્રિય ભાગ લેતાં. શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા યુનિવર્સિટિની સેનેટમાં સભ્ય તરીકે પણ તેઓ છેલ્લાં ચાર વર્ષથી હતાં.

સને ૧૯૪૦ થી ૧૯૫૨ સુધી એટલે કે જ્યારથી મુંબઈ વિધાન પરિષદમાં ચૂંટાયાં ત્યાં સુધી તેમણે અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં સભ્ય તરીકે સારૂં કામ કરેલું. સાથે સાથે તેઓ વ્યાયામ વિદ્યાલય કમિટિ, મેડીકલ રીલીફ કમિટિ, તથા સ્ટેન્ડીંગ કમિટિનાં સભ્યપદે પણ હતાં. તેમણે સિવિલ હોસ્પિટલની સલાહકાર સમિતિ તથા વિક્ટોરિયા મેમોરિયલ એસોસીએશન સમિતિ ઉપર મ્યુનિસિપાલિટીનાં પ્રતિનિધિ તરીકે રહી અમદાવાદ શહેરની અનેક સેવાઓ બજાવેલી છે.

મુંબઈ વિધાન પરિષદની સઘળી બેઠકોમાં છેલ્લી બિમારી આવી ત્યાં સુધીમાં હું માનુ છું ત્યાં સુધી કોઈ પણ વખતે તેઓ ગેરહાજર રહ્યાં નહિ હોય. ધારાસભાનાં કામકાજમાં તેઓ સારો રસ લેતાં એટલું જ નહિ, પરંતુ ત્યાં યોજાતા દરેક કાર્યક્રમમાં જોડાતાં. મારા પતિ સાથે હું પૂનાની ધારાસભાની બેઠક વખતે દર વર્ષે જતી ત્યારે લીલાવતીબહેન સાથે મારે ખૂબ સહવાસ રહેતો. અને ઘણો સમય સાથે રહેવાનું મળતું. ૧૯૫૨ માં પૂનાની ધારાસભાની બેઠકમાં તે વખતે બહુ ગવાયેલો સેલ્સટેક્ષનો કાયદો ઘડાતો હતો.

તે સમયે ધારાસભામાં અને બહાર ઠીક ઠીક ગરમીનું વાતાવરણ અને ઉગ્ર આંદોલન ઊભું થયેલું. મુંબઈ સરકારને પણ પોતાનું કાર્ય બિલકુલ વ્યાજબી જણાતું હતું તેથી સરકાર મક્કમ હતી. તે સમયે સેલ્સટેક્ષમાંથી ઠીક ઠીક વસ્તુઓને બાકાત કરાવી રાહત મેળવવાના પ્રયત્ન થતા હતા. તે કાર્યમાં ઘણા ઓછાને સફળતા મળેલી. જ્યારે શ્રી લીલાવતીબહેને વિધાન પરિષદમાં કંકુ પછી સસ્તા મંગળસૂત્રને સેલ્સટેક્ષમાંથી મુક્ત રાખવાનું સૂચન કર્યું અને નાણાપ્રધાન ડૉ. જીવરાજ મહેતાએ તે સ્વીકારેલ ત્યારે આખા સભાગૃહમાં આનંદ ફેલાયેલ. એક સ્ત્રી કાર્યકર તરીકે ગરીબ બહેનો માટે સુંદર કાર્ય કરવા માટે તેમને અનેક ધન્યવાદ મળેલાં.

ધારાસભ્યો માટે રજાના દિવસોમાં જ્ઞાન–પ્રવાસો યોજાતા તેમાં પણ તેઓ સદાય જોડાઈ જતાં. ઘણા દૂર દૂરના પ્રવાસો હોય તેમાં પણ તેઓ અતિ ઉત્સાહથી સામેલ થઈ જતાં. એક વખતે અમે સાથે પૂનાથી ઘણે દૂર આવેલ છત્રપતિ શિવાજીને જ્યાં જીજીબાઈએ જન્મ આપેલ તે જુન્નરનો કિલ્લો જોવા ગયેલાં. અતિવર્ષાને કારણે કિલ્લા ઉપર ચઢવાનો રસ્તો કાદવ કીચડથી તરબોળ હતો. ઊંચો ઊંચો પહાડ ચઢવાનો હતો. ઉપર ચઢતાં ચઢતાં રસ્તો વિકટ અને લાંબો લાંબો જણાતો હતો. પણ શ્રી લીલાવતીબહેન છેક ઉપર સુધી ચઢેલાં. બીજી વાર દૂર દૂરની કાર્લી



નાથાલાલ દત્તાણી

# વિનોબાનાં વિચારબિન્દુ

લગભગ દોઢ વર્ષથી ઊર્મિના વાચકોને આપણા સર્વમાન્ય ઋષિસમા પૂ. વિનોબાજીનાં આ વિચારબિન્દુઓનું પાન કરાવ્યા પછી આ હપ્તામાં તે પૂરાં થાય છે. શ્રી દત્તાણીનો ભૂદાન પ્રવૃત્તિમાં ફાળો આપવાનો આ પ્રકાર એ રીતે દરેકના અભિનંદનને પાત્ર બને છે...

[મૂળ મરાઠીમાં લખાયેલાં આચાર્ય વિનોબા ભાવેનાં આ પ્રેરણાત્મક વિચારબિન્દુનો શ્રી કુન્દર બલવંત દિવાણે હિંદીમાં સફળ અનુવાદ કરેલ છે જે સસ્તા સાહિત્ય મંડળ, નવી દિલ્હી તરફથી 'વિચાર પોથી' નામે પ્રગટ કરેલ છે તેમાંથી આ સર્વ વિચારબિન્દુ ગુજરાતીમાં સાભાર ઉતારવામાં આવેલ છે. અત્રે મૂળ લેખક પૂ. વિનોબાજી, હિંદી અનુવાદક અને પ્રકાશન સંસ્થાનો ઋણ સ્વીકાર કરતાં આનંદ થાય છે. પૂ. વિનોબાજીની 'વિચાર પોથી'ની પ્રસ્તાવનામાંથી થોડું નીચે આપેલ છે. —ના. દ.

* *

ચિન્તનમાંથી પ્રયોગ અને પ્રયોગમાંથી ચિન્તન, એવી મારા જીવનની ગૂંથણી બની ગઈ છે. આને હું નિદિધ્યાસ કહું છું. નિદિધ્યાસમાંથી વિચારોનું સ્ફુરણ થતું રહે છે. એ વિચારોને ટકાવી લેવાની વૃત્તિ સામાન્યતયા મને નથી થતી. પરન્તુ મનની એક વિશિષ્ટ અવસ્થામાં એક સમયે આ વૃત્તિ જાગી ઊઠી હતી. સઘળા વિચાર નહોતો લખતો, થોડા લખતો હતો એની આ 'વિચાર-પોથી' બની છે. સૌભાગ્યે આ પ્રેરણા ઘણા દિવસ ન ટકી, થોડા જ દિવસોમાં અસ્ત થઈ.

આ વિચાર સુભાષિત સમાન નથી. સુભાષિત માટે એક આકારની આવશ્યકતા હોય છે. આ તો લગભગ નિરાકાર છે. આ વિચાર સૂત્ર સમા પણ નથી. સૂત્રમાં તર્કબાધ્યતાની આવશ્યકતા રહે છે. આ મુક્ત છે. ત્યારે આને શું કહીશું? હું આને અસ્ફુટ ગણગણાટ કહું છું.

આ વિચારોને પૂર્વ શ્રુતિઓનું અવલંબન તો છે જ. છતાં પણ એ પોતાની રીતે નિરાલંબ પણ છે. જ્ઞાનદેવની પરિભાષા પ્રયુક્ત કરવી જો ક્ષમ્ય ગણવામાં આવે, તો આને વાચાઋણ અદા કરવાનો એક પ્રયત્ન કહી શકાય.]

ગઈકાલ, આજ અને આવતી કાલને જોડતો આત્મા જ એક માત્ર સેતુ છે.

*

'धर्मादर्थश्च कामश्च'–ઉકળી ઊઠેલ વ્યાસનું વચન છે. એઓ કહેવા માગે છે–'धर्मान्मोक्षः'

*

કામ-ક્રોધથી પણ જ્ઞાન સિદ્ધ થાય છે. આપણે જો આ જ્ઞાનનો વિનય કરી શકીએ, તો કામ-ક્રોધ શાંત થઈ જવાના.

*

વેદ 'એકં સત્' કહે છે, કિન્તુ સાથોસાથ 'વિપ્રા બહુધા વદન્તિ' પણ કહે છે. 'મૂઢા બહુધા વદન્તિ' કહેવા એ તૈયાર નથી. એમાં વેદની અવિરોધ-વૃત્તિ દૃષ્ટિએ પડે છે.

*

'સર્વ-ભૂત-હિત' નિર્ગુણ ઉપાસના છે. એને નીતિની બાહ્ય કસોટી સમજીને એની 'જન-હિત-વાદ' સાથે તુલના કરવી ઉચિત નથી.

*

'દ્રષ્ટવ્યઃ શ્રોતવ્યો મન્તવ્યો નિદિધ્યાસિતવ્યઃ' એ



જ એ નિયમિતરૂપે પ્રાર્થનામાં હાજર રહેતો હતો. એણે અમને નિયમ–ધર્મ શીખવ્યો. જે દિવસે એ મર્યો, એ દિવસે આશ્રમવાસીઓએ અમુક સમય ઉપવાસ રાખેલ.

*

પ્રહ્લાદે નવવિધા ભક્તિ દર્શાવી છે. પરન્તુ ભક્તિ નવવિધા એટલે નવ પ્રકારની જ હોવી જોઈએ એવો કાયદો નથી. નવવિધા એટલે અનેક પ્રકારની, નવી–નવી ઉમંગો દ્વારા પ્રગટ થનારી, એવો ભાવ હું ગ્રહણ કરું છું.

*

'पश्यति' વિના જેને વિશ્વાસ નથી થતો, એ 'पशु'. 'मनुते' થી જેનું કામ થઈ જાય છે, એ 'मनुष्य'.

*

અનુભવીનો અનુભવ—જો એ પ્રામાણિક હોય તો એને પ્રમાણ માનવો જોઈએ. પરંતુ એનો એ અર્થ નથી થતો કે અનુભવના નિષ્કર્ષને પ્રમાણ માનવો જોઈએ.

*

યજ્ઞને કારણે મુખ્યતવે દૈવિક (એટલે પ્રાકૃતિક) શક્તિઓનું સંતુલન રહે છે. દાનને કારણે સામાજિક અને તપને કારણે માનસિક શક્તિઓનું સંતુલન રહે છે.

*

સાધકની સાધનામાં એક એવી અવસ્થા આવે છે, જ્યારે એને આગળ વિચાર કરવા માટે કોઈ અવલંબનની આવશ્યકતા રહે છે. એના વિના હિંમત તૂટી જાય છે, નિશ્ચય ડગમગવા લાગે છે, બુદ્ધિ સાશંક બની જાય છે. આ કસોટીનો સમય હોય છે.

*

સ્વપ્નજય બે પ્રકારનો હોય છે :

(૧) સુસ્વપ્ન (૨) નિઃસ્વપ્ન.

સુષુપ્ત એટલે સુષુપ્તિમાં વિચારોના નિત્યવિકાસ.

*

ઉન્મનીમાં સૃષ્ટિની પહેચાન નહિ. સહજ સ્થિતિમાં પહેચાન હોવા છતાંય પહેચાન નહિ. ઉન્મની કાલ પરિચ્છિન્ન છે. સહજ સ્થિતિ નિત્ય છે.

*

દેહધારી પુરુષ દ્વારા સારી પ્રેમશક્તિ એકત્રિત કરીને કરવામાં આવેલ સંપૂર્ણ સેવાનું અંતિમ ફળ 'अ–हिंसा', આ નિષેધક શબ્દ દ્વારા વ્યક્ત થાય છે.

*

જ્યાં સુધી નયનમાં અદ્વૈતનું અંજન અંજાઈ ન જાય ત્યાં સુધી સૌંદર્યની કસોટીનો ભરોસો કરવાથી કામ નહિ ચાલે.

*

આરુરુક્ષુ જીવનમાં—

(૧) ઉદ્યોગ (૨) પ્રયોગ

આરુઢ જીવનમાં—

(૧) યોગ

*

પહેલી ચિનગારી લાગવા માટે યુગ વીતી ગયા, કિન્તુ હવે રાખ થવા માટે ત્રિરાશિ માંડવાની જરૂર નથી.

*

ભિક્ષા એટલે ઇશ્વરાવલમ્બન, અર્થાત્ સમાજની સદ્ભાવનામાં શ્રદ્ધા, એટલે, યદૃચ્છા–લાભ–સંતોષ, એટલે કર્તવ્ય–પરાયણતા અને ફલ–નિરપેક્ષ વૃદ્ધિ.

*

યૂક્લિડ કહે છે, બે બિંદુઓની વચ્ચેનું ઓછામાં ઓછું અંતર એટલે એમને જોડનારી સુરેખા. આ અનુભવ પર સત્ય સ્થિર છે.

*

'नातिमानिता' દૈવી સંપત્તિનો અંતિમ ગુણ બતાવવામાં આવેલ છે. એના પહેલાના સર્વ ગુણ પ્રાપ્ત થાય તો પણ અભિમાન ન હોવું, એ એનો અર્થ છે.

*



નાનુભાઈ દવે

# જંગલની રાણી

સંસ્કાર, વાતાવરણ, ઉછેર એ જ માનવને ફાવતી વસ્તુ છે. અને જે રીતનું તેનામાં આ બધું શરૂથી ઊતરતું હોય છે તે રીતમાં થોડો ફેરફાર થાય તો ય તે ક્ષણિક હોય. આ વાર્તાની નાયિકા જંગલથી દૂર જઈને ય પાછી જંગલનો સાદ સાંભળીને કેવી જંગલમાં ભરાઈ જાય છે!—અંતે તો એ જંગલની રાણી થવા જ સર્જાઈ હતી ને?...

'અરે, ત્યાં કોણ બેસી રહ્યું છે?' મલિકબાબુએ બંગલામાં પેસતાં પૂછ્યું.

મલિકબાબુ મોટા સરકારી અમલદાર હતા. કહેતા કે બંગાળમાં એમના કુટુંબની ભારે જાહોજલાલી હતી. વિલાયત ગયા તે પહેલાં સાહ્યબીમાં ઉછરેલા એટલે જીવનની પદ્ધતિ ગોરાઓ જેવી જ થઈ ગયેલી. પણ રાષ્ટ્રીય વાતાવરણમાં કુટુંબનાં ઘણાંખરાં સ્ત્રીપુરુષો રંગાયેલાં તેથી દેશનાં સ્થાપત્યો, પ્રદેશો, લોકો, રિવાજો તરફ મમતાથી જોતા. હમણાં એમની નિમણૂંક શીલોંગમાં થઈ હતી. પહાડોના એકાંત ભાગમાં એમનો બંગલો હતો. ને એ તરફ ભાગ્યે જ કોઈ ફરકતું.

'એ તો પેલી નારંગીવાળી. કહ્યું એને કે આજે ફળ નહિ જોઈએ તો પણ ખસતી નથી.' નોકરે સમાચાર આપ્યા. મલિકબાબુ સવારથી કામે નીકળી પડ્યા હતા. ક્યારે પાછા ફરે તે નક્કી ન હતું. નાગલોકોમાં અસંતોષ ફેલાતો હતો એની તપાસ કરી અહેવાલ રજૂ કરવા સરકારે એમને મોકલ્યા હતા.

મલિકબાબુ એના તરફ જોઈ રહ્યા. પરન્તુ, એ બોલાવે તે પહેલાં તો નારંગીવાળી સામે આવીને ઊભી રહી. ટોપલીમાંથી બે ફળ લઈ એણે ધર્યાં, મૂંગે મોંએ સવાલ કર્યો: 'લેશો?'

એને બેસવાનું કહી બાબુ અંદર ગયા. અને જરા સ્વસ્થ થઈ વરંડામાં ખુરશી મૂકાવી બેઠા. સામે લીલાછમ પહાડો વચ્ચે વાદળાં ને તડકો પકડદા રમતાં હતાં. અને એ ઝાડીઓમાં નાગલોકો ઉશ્કેરાઈ ને કાવતરાં ગોઠવતા હતા. આ ફળવાળી પણ એ જ જાતિની હતી.

પેલીના હાથમાં બે નારંગીઓ ઝૂલી રહી હતી. એ નારંગીઓ તપાવેલા સોના સરખી હતી, એનો હાથ સોનાના આભૂષણ સરખો હતો. ચંપાની કુમાશ, કેવડાની મહેક, સવારના તડકાનો ઉજાસ—એ બધાંનું મિશ્રણ કર્યું હોય એવો હતો. ટોપલીમાં એ સારાં ફળો વીણીને નીચેથી ઉપર લાવી રહી હતી.

'બે ચાર નારંગી વેચવા તું સવારની બેસી રહી છે?'

'વેચવાનું તો સમજ્યા.' એ જરી હસીને નીચું જોઈ ગઈ, 'મારે થોડી વાત કરવાની છે, સાહેબ.' એના મોં ઉપર કહું કે ના કહુંની ચઢઊતર ચાલતી હતી અને એમાં શરમનાં ઝરણાં ફૂટી નીકળી મુંઝવતાં હતાં.

'તે બોલને.'

'હવે હું ફળ વેચવા નહિ આવું, બાબુજી. માની લો કે આ છેલ્લો દિવસ છે.'

'કેમ એમ? કોઈ બોલ્યું?'

એણે ડોકું ધુણાવ્યું. અને પછી પડખે મોં રાખી હસી, 'હું લગન કરવાની છું.' એણે મોં ઉપર છેડો ઢાંકી દીધો.

'ચાલો સારી વાત. નાગ કયા ગામનો છે?'

'નાગ નથી.' એણે ખુલાસો કર્યો, 'ગોરખો છે.' એની યાદે આંખ ઉલાળી, એ વળી હસી, 'એ કહે છે કે દુકાને બેસીને વેચ. બંગલાઓમાં જવાનું નહિ.'

'તો એને કેમ અહીં સાથે ના લાવી? હું એને સમજાવત.'

'નહિ, મારે જવું હોય તો એ શું રોકવાનો હતો. પણ એને બીક છે કે રખે ને કોઈ નાગ ભેટી જાય ને હું રસ્તે પડું. એવી એને શંકા છે. તો ભલે એ રાજી રહેતો. હું દુકાનેથી દૂર નહિ જાઉં.'

'પણ તને કેમ ફાવશે? આ પગદંડીઓ ઉપર ફરતાં ફરતાં તેં કેટલીય યાદ એકઠી કરી હશે, કોઈક દોસ્તો પણ કર્યા હશે—એમને છોડીને નાની અમથી

રીક્ષામાંથી ઊતર્યા. સાહેબને દેખીને દાશિનિ નીચે ઊતરી. બિજય પણ છટાથી ઊભો થયો ને સલામ ભરી. બાબુએ થોડાં ફળ લીધાં ને પૂછ્યું :

'કેમ ફાવે છે, દાશિનિ! ગોરખો છે તો સજ્જન ને!' દાશિનિએ ગોરખાને પાછલી વખારમાં પેટીઓ તૈયાર કરવા મોકલ્યો. ને ક્યાંકથી એક ખુરશી ખેંચી લાવી સાહેબને બેસવા કહ્યું. પણ સાહેબ શેના બેસે? એમણે તો ઉતાવળમાં કહ્યું : 'જોજે દાશિનિ, તારી જગ્યા એ નાગલોકોને ઝઘડવાનું સ્થળ બની ના જાય! સરકારી દફતરે બદનામ તો નથી થવું ને?'

દાશિનિનું મોં પડી ગયું. એણે શું એવું કર્યું હતું કે ઠપકો સાંભળવો પડે! એણે ઝટઝટ ખુલાસો કર્યો : 'મારો કાંઈ વાંક નથી. સાહેબને બંગલે કાલે આવીને માફી માગી જઈશ, પછી કાંઈ? એક તમે જ છો જે બચાવી લેશો—' આમ એ કરગરી પડી.

'જો પાછી. હું તને ધમકાવવા નથી આવ્યો. પણ ચેતવું સારું. યાદ રાખજે, પેલો નાગ પાછો આવશે ને તને હેરાન પણ કરશે. જોઈએ તો તું પહેલેથી ફરિયાદ નોંધાવી દે. એટલે પછી કાંઈ ધાંધલ થાય તોયે તને દોષ ના ચઢે.' એમણે સલાહ આપી.

બીજે દિવસે દાશિનિ સાહેબને બંગલે ગઈ ત્યારે સાથે નારંગીની ટોપલી નહોતી. પણ એકના એક સ્વજન જોડે એ દિલની છાની વાત લઈને ગઈ હતી.

'મને લાગે છે કે મેં ભૂલ કરી. ગોરખાની સાથે ઘર ના માંડ્યું હોત તો ઠીક હતું.' એણે ગડી ઊકેલવા માંડી.

'કેમ, માણસ રાશી નિકળ્યો? શું એ તને કનડે છે?'

'ના રે ના. મારા ઉપર તો મરી પડે છે ને ફૂલની જેમ હું એને જાળવું છું.'

'ત્યારે શું એના વ્યસનથી દુભાઈ છે!'

'ઊંહુ.' દાશિનિએ એની લાંબી ગરદન વાંકી કરી હલાવી, "ચા સિવાય એ બીજું કશું પીતો નથી. હું કહું ને. તોયે નહિ હો. એના તરફથી મને કોઈ દુઃખ કે ચિંતા નથી.'

'તો પછી છે શું?'

'સાહેબ, તમે અમારી જાતિને શેના ઓળખો! એમની નારી જંગલ છોડીને અહીં રહે, વેપાર ચલાવે, એ લોકો મારે ત્યાં મજૂરીએ આવે ને મારી કનેથી પૈસા મેળવે—એ બધું એમને ખૂંચે તો ખરું, પણ તોયે ચલાવે. હવે બિજય વચ્ચે એટલે એમનું ખૂન ઉકળી ઊઠે છે.'

'કેમ કાંઈ નવાજૂની થઈ?'

'શું કહું? રોજ ધમકીઓ આવે છે. કહે છે કે સમજીને ચાલી આવ નહિ તો જબરદસ્તીથી ઊઠાવી જઈશું. એક તો મારું રૂપ એવું છે કે જ્યાં જઉં ત્યાં જંપીને રહેવાય નહિ. લોક ચાળા કરે, વેણ નાખે, બહાનાં શોધે, અડપલું કરવા જાય—એ મીટાવવા મેં લગન કર્યું. જાણે એમ કે એકની સાથે ઠરી ઠામ થઈ એટલે બીજા આશામાં રહે નહિ. પણ આ તો બીજી જ વાત નીકળી—' એણે સાહેબની નજરમાં નજર પરોવી.

'એ વળી શું?'

'આ નહિ, સરકાર સાથે ઝઘડો કર્યો છે—' દાશિનિ ધીમે અવાજે બોલી.

'હા. બહુ ખોટે ચાળે ચઢી ગયા છે, ધાડો પાડે છે, ખૂનો કરે છે, આગ લગાડે છે, માણસોને ઊઠાવી જાય છે—કોઈનું માનતા જ નથીને.'

'સાહેબ, એ લોકો હવે મારી પાછળ પડ્યા છે. કહે છે કે નવા સાહેબ આવ્યા છે એમની સાથે તારે ઓળખાણ છે. એમને રીઝવીને એવો અહેવાલ લખાવ કે આપણું કામ થઈ જાય. એ ના બને તો આવી જા અમારી પાસે.' દાશિનિ બોલતી હતી ત્યારે મલિકબાબુ એની સામે તીક્ષ્ણ નજરે જોઈ રહ્યા હતા. એ કળવા માગતા હતા કે આ ચબરાક છોકરીની શી નેમ હતી.

'મલિકબાબુ,' છોકરીએ એમને પગે હાથ મૂક્યો. 'હું નથી કહેતી કે તમે જરાય જુઠું લખો. તમે જે કરતા હો એ જ કરજો. પણ એક વાત



દઉં કે જા તારી તાકાત હોય તો તું જઈને દાશિનિને શોધી કાઢ. તારું માને તો પાછી લાવ. ને ના માને તો ઊંચકી લાવ. પણ જાણું છું કે તારાથી એવું કાંઈ થવાનું નથી. અહીં રહી તારાથી દાશિનિની દુકાન પણ ચલાવવી શક્ય નથી. થયું, તુંયે ચાલ્યો જા. તારો ખેલ પૂરો થયો. હવે પારકી આશે દાશિનિ મળવાની નથી.

પણ મલિકબાબુએ એ અબુધ પહાડી તરફ, એનાં આંસુ તરફ, એની નિરાધાર એકલતા તરફ જોયું ને એ શબ્દો મોંની અંદર જ વાળી દીધા. અરે, કૈંક ગુમાવ્યાનું ગૌરવ એની પાસે છે, તે હું એ કાં છીનવી લઉં! એમ વિચારી એમણે હળવે રહીને બિજયને વિદાય કર્યો.

*

નારંગીઓ તો ઘણી મળે છે, પણ પસંદ કરીને જેવી દાશિનિ આપતી એવી હવે મળતી નથી. એ સુગંધ, એ સ્વાદ જાણે રહ્યાં નથી. એ દુકાન નથી, એ દુકાન આગળની અવર જવર નથી. ત્યાં બિજય નથી, કારણકે ત્યાં દાશિનિ નથી.

કોકવાર ખબર આવે છે કે દાશિનિના હાલહવાલ થઈ ગયા છે. એના ઉપર એસીતમ ત્રાસ ગુજર્યા છે ને દેવીને એનું બલિદાન ચઢયું છે. એના ટુકડા રાની પશુઓને ફેંકવામાં આવ્યા છે. નાગ લોકનું કહ્યું નહિ માનનારની બહુ બૂરી દશા થવાની એવી હાક વાગે છે.

કોકવાર ખબર આવે છે કે સરકારને પડકાર દેતા ઝઝૂમતા જંગલનિવાસી નાગ લોકોના છૂપાં રહેઠાણોમાં એક રૂપવંતી જોબના નિર્ભયપણે ભાતું પહોંચાડે છે અને સંદેશા લાવે છે. કોક ઘાયલના જખમ લૂછે છે ને સોસ પડતા ગળામાં અમી સીંચે છે. કોક થાકેલાને કોક એકલસુરાને કોઈ મરણિયાને પડખે લઈ એની કેડે હાથ વિંટાળી ઢમકતા ઢોલે એ નાચે છે. રાતના તારાઓ દીંચ ઝીલી થાકી જાય પણ એ બંને ગુલતાન છોડતાં નથી. જંગલની રાણીની બોલબાલા છે.

કોકવાર ખબર આવે છે કે સડકથી વીસ માઈલ દૂર લશ્કરી જવાનો અને જંગલનિવાસી એ વચ્ચે જંગ ખેલાઈ ગયો છે. ફોજ હટી ગઈ છે પણ જતાં જતાં તેઓ માર્યાં ગયેલાંઓમાંથી એક સ્વરૂપવાન જુવતીની કાયાને ખટારે નાખી લઈ ગયા છે. તુળસી રામાયણ વાંચતા એક ભૈયા સિપાહીને શું સૂઝયું તે એણે એમ કહ્યું, 'જાણે અશોક વનમાંથી સીતાને લઈ જઈએ છીએ, પણ હાય આમ મરેલી!' હજુ કોકવાર મલિકબાબુનો મુકામ શીલોંગના પહાડી બંગલે થાય છે ત્યારે તેઓ બારીમાંથી પેલી પગથી ઉપર નજર માંડીને ઊભા રહે છે. ભ્રાંતિ થાય છે કે રખેને એ આવી પહોંચે. 'દાશિનિ, એ દાશિનિ' એમ મૂક રીતે એ બોલાવે છે.

ને નારંગી તો સામે દીઠી એમને હવે ગમતીયે નથી.

*

## કર્ફ્યુની રામ કહાણી!

દિલ્હી ચકલામાં એક બેન દૂધ લેવા જતાં હતાં. પોલીસે તેમને અટકાવીને કહ્યું કે 'કર્ફ્યુ છે, નહિ જવાય.' તે બેને કહ્યું કે 'કર્ફ્યુ છે એટલે જ દૂધવાળો નથી આવ્યો અને મારું બાળક દૂધ વિના ટળવળે છે.' પરંતુ નાજુક પરિસ્થિતિમાં આવી માગણી પોલીસે સ્વીકારી નહીં.

એવો જ બીજો બનાવ રીલીફરોડ પર બન્યો. એક ભાઈ હાંફળા-ફાંફળા જતા હતા તેને પોલીસે ટપાર્યા; એય, પરમીટ હૈ? પેલા ભાઇ કહે 'ના.' પોલીસ: તો તમે નહિ જઈ શકો, કર્ફ્યુ છે. પેલા ભાઈ કહે, 'મારે જરૂરનું કામ છે, મારી પત્નીને સુવાવડ આવે એમ છે તેથી હું સુયાણીને બોલાવવા જાઉં છું.' પરંતુ પોલીસ તેને જવા દઈ શકી નહિ.

રાયપુરમાં સાંજે સાડાપાંચ વાગ્યે પાંચથી છ ભેંસ નીકળી મીલીટરીના પોલીસને કદાચ લાગ્યું હોય કે કર્ફ્યુ ભેંસોને પણ લાગુ પડે તેથી તેણે તે ભેંસોને પોળમાં પાછી તગડી મુકી.



છે. સારસ બહુ લાંબી મુસાફરી કરતાં નથી પણ કેટલીક વખત નવાં પાણીના સ્થળો શોધવા માટે સ્થાનિક મુસાફરી કરતાં માલુમ પડ્યાં છે.

સારસ પોતાનો માળો પાણી વચ્ચે ઊગેલી પાનમાં કે વચ્ચે આવેલા બેકડા ઉપર પાન છેર્યાં અને એવી પાણી કાંઠે ઊગતી વનસ્પતિ વાપરી મોટો ઢગલો બનાવી તેમાં ઊંડાણ રાખી બનતાં સુધી બે જ મેલા ધોળા રંગની ઉપર રાતા કથ્થાઈ અથવા જાંબુડીયા રંગના ટપકાંવાળાં એક છેડે વધારે અણીદાર ઈંડાં મૂકે છે. કેટલીક વખત આવા માળા ધાન્યના ખેતરમાં પણ જોવામાં આવે છે. પણ એટલું તો જરૂર કે તે માળાથી પાણી નજીક હોય છે. અને ઊંચી પાનમાં પણ દૂરથી નજરે ચઢી જાય એટલો તે માળો મોટો હોય છે.

મા બાપ બન્ને સેવણમાં અને બચ્ચાંની ઉછેરમાં સરખાં ફરજ બજાવે છે. જ્યારે આપણે માળા તરફ જઈએ ત્યારે આપણને આગળ વધતાં જોઈ બહુ ધીરજ સાથે ગરદન નીચી નમાવી સેવણ ઉપર બેસનાર પંખી નર અથવા માદા માળાથી જેમ બને તેમ દૂર નીકળી જવા પ્રયત્ન કરે છે. પણ કૂતરાં કે એવાં બીજાં જંગલી જનાવરો માળા પાસે આવવા પ્રયત્ન કરે તો તેને તો પોતાની ચાંચનો સ્વાદ ચખાડતાં જોવામાં આવ્યાં છે. બચ્ચાં નાનાં હોય અને બરાબર ચાલી શકતાં ન હોય તો માબાપ બહુ ચૂપકીદીથી આગન્તુકને જુદે રસ્તે દોરવા કંઈક પ્રકારનાં નખરાં કરે છે. તેમાં નૃત્ય કરી આપણું ધ્યાન તેના તરફ દોરવા માટે પુરતો પ્રયાસ કરે છે. ઈંડાંમાંથી બચ્ચાં નીકળી થોડા વખતમાં તેનાં માબાપ સાથે ચાલવા ફરવા લાગી જાય છે. પહેલાં તો બચ્ચાંને પુમ હોય છે પણ પાછળથી જ્યારે પીંછાં આવે છે ત્યારે તેનું માથું કથ્થાઈ રંગનું થાય છે.

પાણી કાંઠે ઊગતી વનસ્પતિ, કમળની ગાંઠો, પાણીમાં થતી જીવાત, દેડકાં અને દાણા તેનો ખોરાક છે. પણ જ્યારે ઈંડાં સેવવાની કામગીરી ચાલતી હોય છે ત્યારે તો ખાસ કરીને તે પાણીની કાંઠાની વનસ્પતિ અને ગાંઠો અને જીવાતનો વધારે ઉપયોગ કરે છે. સારસ કાંઈ ખેતીને નુકસાન કરવાવાળું પંખી નથી. છતાં દાણા ખાવા ખળવાડ પાસે આવી પહોંચે છે. પણ આથી કાંઈ નુકસાન થતું હોય એમ લાગતું નથી કારણ કે તેની જોડી અથવા તો સાથે એક અથવા બે બચ્ચાં હોય છે.

સારસના નાના બચ્ચાને પાળીને મોટું કર્યું હોય તો બહુ સરસ હળી જાય છે અને પૂરી નીમકહલાલી બતાવે છે. ઓળખાણ વગરના આદમીને પાસે આવવા દે નહિ અને ભૂલથી પણ આવી જાય તો તેને પોતાની ભાલા જેવી ચાંચનો સ્વાદ ચખાડ્યા વગર રહે નહિ. વળી તે પાળનારની સાથે ફરવા પણ આવે છે અને કૂતરા માફક પાછળ પાછળ દોડતો આવે છે. અને રાતના ચોકીનું પણ કામ કરતાં જોવામાં આવ્યાં છે.

સારસને અંગ્રેજીમાં The Sarus Crane અને વિજ્ઞાનક રીતે ઓળખાવા માટે Grus A. Antigone કહેવામાં આવે છે.

### કરકરા

કરકરા સારસનું કુટુંબ છે પણ કદમાં તે સારસ કરતાં ઘણો નાનો હોય છે. કરકરાની ખાસ પીછાન તેના કાન આગળથી શરૂ થઈ વળાંક લઈ નીચે આવતી સફેદ લટોથી પડે છે. અને પેટાળ ઉપર ગરદનનાં ઝૂલતાં પીંછાં આવે છે. જેનો કાળો અથવા કાળો રાખોડી રંગ છે. જે રંગ માથા ઉપરથી ગરદન અને છાતી ઉપર આવે છે. તાલકું, ગરદન પાછળનો ભાગ અને ઉપલી પીઠનો રંગ સરસ મજાનો રાખોડી હોય છે. આંખો રાતા લોહી જેવા રંગની હોય છે. આ રંગ ઘેરો થઈ નારંગી પણ બની જાય છે. ચાંચ છેડે ગુલાબી અને બીજે લીલી કાળા રંગની છે. નર માદા એક સરખા રંગના હોય છે.

કરકરા યાયાવર પંખી છે. અને યાયાવર પંખીઓ આવવા લાગવાની ઋતુ શરૂ થઈ જાય કે કરકરા સપ્ટેમ્બર માસમાં ટોળાબંધ આવી પહોંચે છે. અને



છે અને આ બચ્ચાં ઉડાનમાં એક પ્રકારની સીટી વગાડતાં હોય એવો સૂર કાઢે છે.

કુંજ આપણે ત્યાં ઑક્ટોબર—નવેમ્બર માસમાં આવે છે પણ આ સમય પહેલાં આવી ગયાના દાખલા છે ખરા. આપણામાં એક અસાધારણ માન્યતા એવી છે કે કુંજ આવી ગયા પછી વરસાદ આવવાની વકી ઓછી અને તેઓ માર્ચ માસમાં જ્યારે હોળી આવે છે અને ઘઉંનાં ખળાં લગભગ પૂરાં થાય છે ત્યારે પાછાં પોતાના દેશ તરફ પ્રયાણ કરી જાય છે. કુંજોનો ખાસ વસવાટ ખુલ્લાં મેદાન અને દરીઆનો ખારો છે કે જ્યાં આપણને જવું મુશ્કેલ પડે છે. અને રાતના આરામ માટે તો આ જગ્યા ખાસ છે. જ્યારે તેઓ ઊડતી હોય છે ત્યારે બનતાં સુધી તે અંગ્રેજી V ના આકારમાં ઊડે છે અને થોડી થોડી વારે તેનો મોવડી બદલાતો જાય છે. અને કરકરા પણ આવી જ રીતે ઊડે. ઊડતાં ઊડતાં એક બીજાનો સંપર્ક પોતાના 'ક્રૉન્ક ક્રૉન્ક' શબ્દથી રાખે છે. જે સમયે તેઓ સામાન્ય રીતે સારા પ્રમાણમાં ઊંચે ઊડતી હોય છે. બપોરને ટાણે જ્યારે તેઓ બહુ લાંબેથી પાણી પીવા આવતાં હોય છે ત્યારે તેના ટોળાને આપણે ખૂબ ઊંચાઈએ ઊડતાં જોઈએ છીએ. કુંજ પોતાનું પેટ સવારના જ ભરી લે છે અને દશ અગિયાર વાગે તો પાણીકાંઠે પોતાની પસંદ કરી રાખેલી જગ્યાએ પાણી પીવા ઊતરે છે. પછી આખી બપોરે સામાન્ય રીતે આરામ કરે છે. સૂર્ય નમતા થયા પછી તેઓ પાછાં પેટપૂજા કરવા ઊડી નીકળે છે. કુંજની બીજી ખાસ ખાસીયત એ છે કે જ્યારે આખું ટોળું ચરવામાં તલ્લીન હોય છે ત્યારે અમુક વ્યક્તિઓ ચોકી પહેરાનું કામ કરે છે અને જરા પણ ભય જણાય તો ભયસૂચક 'ક્રૉન્ક' કરી ઊડે એટલે પછી આખું ટોળું કાંઈ પણ વિચાર કર્યાં વગર સીધું ઊડી નીકળે છે.

કુંજની સામાન્ય રીતે ઊડવાની ઝડપ કલાકના ચાલીશથી પીસ્તાલીશ માઈલની હોય છે. પણ કાંઈ જોખમ જણાય તો તે ઝડપમાં સારો વધારો કરી તેની ગતિ સાઠ માઈલની કરી દે છે.

કુંજો જ્યારે બપોરના આરામ કરતાં હોય છે ત્યારે તેમાંની કોઈ કોઈ સારસ માફક પાંખો પહોળી કરી નૃત્ય કરતાં જોવામાં આવે છે.

આપણે ત્યાં આ પંખીઓ ચીન, સાઈબીરિયા, તિબેટ અને રશિયા તરફથી આવે છે. અને આ મુસાફરી તેઓ બહુ થોડા સમયમાં કરી નાખે છે. આનું કારણ તેઓ રાતના પણ પોતાની મુસાફરી ચાલુ રાખે છે.

સારસ કુટુંબના પંખીઓમાં સંપ જોવામાં આવે છે. એના ટોળાની એકાદ વ્યક્તિ ઉપર સંકટ ઊતરી પડે તો આખું ટોળું તેને તે સંકટમાંથી મુક્ત કરવા એક સરખો પ્રયાસ કરે છે અને તેના સાથીદારને બચાવી લે છે.

જીવાત, લીલોતરી, દાણા અને મગફળી એ કુંજનો ચારો છે. આ પંખીઓ પણ મગફળીના આશક છે. ઘઉં ખાવા પણ એટલા જ ગમે છે પણ જો તીડનો ઉપદ્રવ વધી પડ્યો હોય તો તેનાથી પેટ ભરી તેના ઉપર અંકુશ પણ મૂકી શકે છે અને પાકને નુકસાન થતું અટકાવી દે છે. આ પંખીનું ટોળું ઊડતું પસાર થતું હોય અને તેમાંની એકાદ વ્યક્તિ પછી તે જમીન ઉપર હોય તો પણ સારો ચારો શોધી લે તો બીજા ટોળાને તે જગ્યા ઉપર અમુક પ્રકારનો અવાજ કરી નોતરે છે અને આપણે જોઈએ ન જોઈએ ત્યાં તો આસપાસ ચરતાં બીજાં ટોળાં તે તરફ ઊડતાં આવે છે. આ પંખીની જોડી સાથે સીટીથી સંપર્ક રાખતાં બચ્ચાં પણ જોવામાં આવે છે. આવાં મા—બાપ ટોળાથી જુદાં ચરવાનું પસંદ કરે છે. બચ્ચાં પુખ્ત વયનાં પંખીથી તેના રંગ ઉપરથી તરત જ વરતાઈ આવે છે. સવાર સાંજ ક્ષિતિજ ઉપર કુંજનાં ટોળાં ઊડતાં સુંદર અને આકર્ષક દૃશ્ય ખડું કરે છે અને આપણને દૂરથી એમ જ જણાય કે એ ડાબી લકીર ઝૂલતી ઝૂલતી ચાલી જાય છે.

અંગ્રેજી પ્રમાણે કુંજનું નામ The Eastern Common Crane અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Grus Grus Lilfordi એ નામ આપવામાં આવ્યું છે.





પણ તે બધું સંતાડી શકે પણ પેટ ક્યાં સંતાડે! સૌથી પહેલાં ભાભીએ જાણ્યું. ભાભી પાસેથી તેની મા પાસે વાત ગઈ. શરૂમાં તો બાઈનો હમેલ પાડવાના ગામડાના પ્રયત્નો શરૂ થયા. પણ તેઓ ફાવ્યાં નહિ. હવે શું કરવું? આવી વાત છૂપી પણ કેમ રહે. અંદર અંદર હોમ હોરિયાં થવા લાગ્યાં. જોત જોતામાં તો આખું ગામ ગસપસ ગસપસ વાતો કરવા લાગ્યું. અને વાત હાથમાંથી ગઈ! લોકો મોં ચડાવવા લાગ્યાં. કેટલાંક પાછળ હસવા માંડ્યા. કેટલાક મહેણાટાણા કરવા લાગ્યા. વાત એટલેથી અટકી નહિ. વાસવાળાએ તો આ ઘરનાં છાશપાણી પણ બંધ કરી દીધાં. આ તો દાઝ્યા પર ડામ દેવા જેવું થયું. આ ગરીબ ગરબાં કરે પણ શું? પેલી દીકરીને તો કૂવો પૂરવા વખત આવી. બાપને પણ જીવ મૂકવાનો માર્ગ રહ્યો નહોતો. તેનું મોં સિવાઈ ગયું હતું. ઘર બહાર પગ મૂકવો પણ મુશ્કેલ બન્યો હતો. એ મૂંઝવણ રડ્યા અને માર્ગદર્શન માગવા તે આશ્રમમાં આવ્યો હતો. આ બધી વાત કરી તેણે કહ્યું:

'સેવકરામ! હવે તો એમ થાય છે કે ક્યાંકથી અફીણ લાવી ઘરનાં બધાં એ પી લઈએ...ભઈશાબ ...હવે તો અમારાથી નથી જીરવાતું નથી ખમાતું.' જેમના આ લોકો દેવાદાર હતા. અને ગમે ત્યાં કામ કરતા હતા તે ગિરધર ડોસા માત્ર વાસના જ નહિ, ગામના પણ આગેવાન હતા. તેમજ પંચના પૂછાતા માણસ હતા. તેમણે જ ખુંખારીને કહ્યું કે વાસમાં આવું પાપ ન જોઈએ. છો બધાં ભૂખે મરી જતાં...કોઈએ ચાગળુ છાશે ન આપવી.'

બસ, આ હુકમ પછી તો કોની જીગર છે કે બોલવાનોયે વ્યવહાર રાખે! આ સ્થિતિમાં આ લોકોએ શું કરવું? ફરી ફરીને એ જ સવાલ પેલા ભાઈ રજૂ કરતા હતા.

'સેવકરામ! હવે તો તમે જ કંઈક મારગ બતાવો ત્યારે! અમારી તો અક્કલે કામ કરતી નથી...કાં તો છોડીની હારે અમારે યે કમોતે મરવું પડશે.'

સામાન્ય રીતે હું આવા અંગત પ્રશ્નોમાં માથું મારતો નથી. મેં મારા પૂરતું તો ગ્રામ નવરચના કાર્યને મુખ્ય ગણ્યું છે. સામાજિક પ્રશ્નોમાં રસ ન લેવો એમ નહિ, પણ એ મારી પ્રધાન પ્રવૃત્તિ ન હોઈ મારી સામે એવા પ્રશ્નો પણ ઓછા આવે છે. પણ આ ભાઈએ મારી સામે જે મૂંઝવણ રજૂ કરી એથી તો હું જ વિચારમાં પડી ગયો. આનો ઉકેલ કેમ લાવવો! તેમ બાપ સાથે દીકરીના ચારિત્રની ચર્ચા પણ કયા મોંએ કરવી! એટલે મેં તેમને કહ્યું:

'એમ કરો, કાલે સવારે ગામમાં નીકળીશ ત્યારે તમારે ત્યાં આવીશ. સૌની સાથે વાત કરીને કંઈક માર્ગ શોધી કાઢીશું.'

તે ભાઈને તો વિદાય કર્યા. પણ મોડી રાત સુધી મને સ્ત્રીની અસહાયતાના વિચારો આવ્યા કર્યા. દીકરીની ભૂલ હોય તો એ ભૂલને લીધે આખું કુટુંબ કેવી મુશ્કેલીમાં મૂકાઈ ગયું છે! બીજું એ પાપ હોય તો એ પાપનો ભાગીદાર કોઈક પુરુષ જ ને! એની સામે આંગળી નહિ કરી શકે! તે સૌથી અણપ્રીછ્યો રહેશે. સમાજમાં તેની પ્રતિષ્ઠાને આંચ નહિ આવે. સહેવું પડશે એક માત્ર સ્ત્રીને! બિચારી સ્ત્રી! ઉપરવાળાએ પણ તેને શારીરિક રીતે કેવી પરાધીન બનાવી છે!

અને બીજા દિવસે પેલા પુરુષનું નામ જાણ્યું ત્યારે તો મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. દીકરીની માએ રડતાં રડતાં જણાવ્યું કે ગીધાડોસાના છોકરાએ ફસાવી છે. હવે એ હાથ ખંખેરીને આઘો રહે છે. ડોસા પણ આ વાત જાણે છે એથી તો તેમના સપુતનું પાપ ઢાંકવા આ ગરીબ લોકો પર ખોટો રોપ ઉતારી રહ્યા છે. આ લોકોનું સાંભળે પણ કોણ? તેમનો હાથ પણ કોણ પકડે! ગિરધર ડોસાને કહે પણ કોણ?

ત્યારે તો મને ગામડાની આ કુટિલતા માટે રોષ



હું આ સમાજને ઓળખું છું. આ બાજુના ગામડામાં કેટલાકને કન્યા મેળવવી મુશ્કેલ છે. લગ્ન નિમિત્તે સારું એવું ખર્ચ થાય છે. એટલે વરપક્ષ હમેશાં ગરજાળુ રહે છે. એથી આવા કિસ્સામાં સ્ત્રીને અપનાવી લેવાના પ્રસંગો બને છે. તેની આમાં ચર્ચા પણ થતી નથી. સૌ જાણતા હોય છે છતાં કોઈ જાણતું નથી એવો દેખાવ થાય છે. આ કિસ્સામાં એવું કેમ ન બની શકે? એટલે મેં ગિરધર ડોસાને કહ્યું: 'કાકા! તમે સામા પક્ષવાળાને ન સમજાવો! બાઈને અપનાવી લે તો બધું થાળે પડી જાય. આ કડવો ઘુંટડો ગળવા સિવાય મને તો એકે બીજો સારો રસ્તો દેખાતો નથી. અને હું માનું છું કે તમારે જ આ કામ કરવું જોઈએ.'

ગિરધર ડોસાએ આવા કેટલાયે સવાલો ઉકેલ્યા હશે. આ કિસ્સામાં તેમણે આવું વલણ કેમ લીધું એનું જ મને તો આશ્ચર્ય થતું હતું. તે મનમાં કંઈક ગોઠવીને બોલ્યા :

'કંઈ કરવું તો પડશે જ ને! સામાવાળાને સમજાવવો પડશે...' અને બધી ચીઢ પેલી કમભાગી દીકરીના બાપ પર ઉતારતા વારંવાર કહેતા હતા: 'સાળો મોઢામાં મગ ભરીને ફરે છે. પહેલાં ઇશારત કરી હોત તો...તો આમ પતી ગયું હતું.' અને ડોસાએ ચપટી વગાડી.

હું જાણતો હતો કે આવા કિસ્સામાં મોટે ભાગે તો ગર્ભપાત પણ કરાવવાની કોશીશ થાય છે. તેમાં કારગત ન નીવડે ત્યારે સગાને શરમાવવાની વાત ચાલે છે. આમાં માનવતા કરતાં માની લીધેલી આબરૂને ઢાંકવાનો જ પ્રયત્ન હોય છે.

મેં જોયું કે ગિરધર ડોસાએ ગમે તેમ કરીને પણ આ બાઈને તેના સસરાના ઘર ભેગી કરી. જેમણે છાશપાણી બંધ કર્યાં હતાં તે જ સૌને કહેવા લાગ્યા : 'હવે ગામમાં કેટલી સતીઓ છે ને કયો સતો છે એની મને બધીયે ખબર છે. રહેવા દોને બધાં...આ તો વાડે ચડ્યા એ ચોર જેવું થયું છે.'

અને લોકલાજથી ડરતા પોતાના દીકરાને પાણી ચડાવવા માટે હોય કે પછી લોકોને સમજાવવા માટે ડોસા કહેતા સંભળાયા :

'હવે ભલભલા વિશ્વામિત્ર ઋષિ જેવા માયા આગળ ચળી ગયા તો આપણો શો ભાર! અસ્ત્રી એ તો માયા છે. એની આગળ તો ભલભલાનાં પાણી ઊતરી ગયાં છે. કોઈની વાત કરવામાં કંઈ સાર નથી.'

અને આશ્ચર્ય વચ્ચે મેં જોયું કે ચાર દિવસમાં તો એ વાત ભૂતકાળની થઈ ગઈ. પેલા ભાઈ પાછા ગિરધર ડોસાને ત્યાં કામ કરવા લાગ્યા. ગિરધર ડોસાનો દીકરો પણ પાછો ગામમાં છટાથી ફરવા લાગ્યો. જાણે કંઈ બન્યું જ નથી.

આ છે ગામડાનું માનસ. વાતની ચર્ચા એ ખૂબ કરે અને ભૂલીયે જાય. ડંખ પણ રાખે અને ડંખને ધોઈ પણ નાખે. આવા અપ્તરંગી સંકુલ ગ્રામ માનસને પામવું ઘણું દોહ્યલું છે. આટલાં વર્ષથી ગામડામાં રહું છું છતાં એમ લાગે છે કે જાણે હું ગામડાને ઓળખવાનો પ્રયત્ન કરી રહ્યો છું. ગામડાનું લોકમાનસ કેમ કામ કરે છે તે બતાવવા વળી એક બીજો પ્રસંગ આવતા અંકે કહી સંભળાવીશ.



આ સ્વાતંત્ર્ય દિને ઉદેપુરના મહારાણા ભાગવતસિંહજીએ લાલ કિલ્લામાં પ્રવેશ કર્યો હતો. આ પછી મહારાણાએ જણાવ્યું હતું કે, ૩૫૦ વર્ષ અગાઉ મહારાણા પ્રતાપે એવી પ્રતિજ્ઞા લીધી હતી કે, દિલ્હી જ્યાં સુધી વિદેશી શાસન હેઠળ રહેશે ત્યાં સુધી ઉદેપુરના રાણાઓ દિલ્હીના કિલ્લામાં પગ નહિ મૂકે. ભારત સ્વતંત્ર થયા પછી ઉદેપુરના મહારાણા તરીકે લાલ કિલ્લામાં પગ મૂકનાર ભાગવતસિંહ પહેલા જ હતા. ૩૪ વર્ષના આ મહારાણાને વડાપ્રધાને જ્યાં રાષ્ટ્રધ્વજ લહેરાવ્યો હતો ત્યાં પહેલી હારમાં માનભર્યું સ્થાન અપાયું હતું.



અદૃશ્ય બનતાં હતાં. ડાબી બાજુ એક પુરાણા ઘાટ પાસે આવીને અમારો શિકારો થંભી ગયો.

'હુઝુર ! હસનાબાદ આ ગયા.' અમારી બોટનો નમણો ને શરમાળ કાશ્મીરી જવાન હળીબા મધુર ને વિનયી અવાજે બોલી ઊઠ્યો. અમારી અદ્‌ભુત શાંતિનો ભંગ થયો.

શ્રીનગરના એક પરા હસનાબાદ અમે આવી પહોંચ્યા. પરાનું પાદર પુરાણા ભંગાર અને ઝાડોના ઝુંડ વચ્ચેથી માર્ગ આપતું હતું, સામે જ એક સાતસો વર્ષ પુરાણી પણ લક્કડકામની ઉત્તમ નકશીવાળી મસ્જીદ હતી. એના આંગણામાં છૂટાછવાયા લોકો સાંજની નમાજ પડી રહ્યાં હતાં.

માનવી અને દેવના રૂપની ભ્રમણા ભાંગવા ઈશ્વરે જાણે કાશ્મીરની ધરતીને અપરૂપ ચીર યૌવન આપ્યું છે. અને પ્રવૃત્તિનું આ અપરૂપ સૌંદર્ય શાપિત દેખાતા કાશ્મીરના માનવીમાં કળા રૂપે અવતરેલ છે. જે કુદરતમાં તે જ કળામાં. પછી તમે રેશમ અને એના ઉપરના ભરતકામનું હસ્તકૌશલ જુઓ કે પુરાણપ્રસિદ્ધ પશ્મીના શાલ કે ઈરાનનેય ભૂલાવે એવા ગાલીચાનું કામ જુઓ, લાકડકામનું મનોહારી કંડારણ કે નકશી જુઓ કે પછી ચાંદીના તારની લાવણ્યમયી ગૂંથણી કે બેનમુન નકશી જુઓ, માટીનાં વાસણો કે રમકડાં જુઓ કે પછી કાગળના માવામાંથી બનાવેલી વસ્તુઓ ઉપરનું રંગવિધાન અને એના ઉપરનું ચિત્રકૌશલ્ય જુઓ. આ કાગળના માવામાંથી બનાવેલ મનપસંદ વસ્તુઓ અને ઉપરનાં સુવર્ણાંકિત ચિત્રો કે રેખાંકનને 'પેપર મેશી' કહેવામાં આવે છે.

'પેપર મેશી'ની ઉત્તમ બનાવટની ખોજ કરતાં કરતાં અમે શ્રીનગરમાં આવેલ રાજ્યના આલીશાન એમ્પોરિયમમાં જઈ ચડેલા. એક પછી એક કમરાઓની વિવિધ બનાવટોથી મુગ્ધ બનતા અમે 'પેપરમેશી'ની બનાવટોથી ઝળહળતા ખંડમાં જઈ ચડ્યા. ગૃહ સજાવટ અને ગૃહ ઉપયોગની નાની મોટી તમામ ચીજોનો ત્યાં દબદબાભરેલો દરબાર ભરેલો હતો. એ ચીજોનાં સોનેરી રંગ રેખાઓ અને આલેખનના વૈભવથી ઘડીભર થીજી રહ્યા. એની કલાત્મકતાનું મૂલ્યાંકન કરવાની અમારી કલાદૃષ્ટિ માટે 'પેપર મેશી' માટે જોઈતું જ્ઞાન અમારી પાસે ન હતું.

ખંડનો પંડિત રખેવાળ અમારું અજ્ઞાન પામી ગયો ને પાસે આવ્યો. ઉર્દુ ભાષામાં રહેલ તમામ વિવેક અને વિનયથી અમારી સાથે વાતચીત શરૂ કરી અને એક પછી એક નમુના બતાવતો ગયો અને એમાં રહેલી વિશિષ્ટતા અને કારીગીરી સમજાવતો ગયો. સમજાવતાં સમજાવતાં અને અમારા પ્રશ્નોના જવાબો આપતાં પંડિતજી સેલ્સમેનમાંથી કવિ બનતા ગયા. કાશ્મીરની કુદરત કાશ્મીરની કળાનો ઇતિહાસ અને જુદી જુદી ડીઝાઈન અને પેટર્નનો વિકાસક્રમ મધુર મોહક બાનીમાં રેલાવતા ગયા.

એક પછી એક ચીજોની કલા કારીગીરીનાં વર્ણન સાથે ઉત્તમોતમ ચીજો મદારીની અદાથી ઉતારતા ગયા ને બતાવતા ગયા. છેવટ કહે, 'તમને એક બેનમુન ચીજ બતાવું. તમને એ કયાંય જોવા નહિ મળે.' એમ કહીને એક મોટી વૉલડીશ લઈ આવ્યા. નાની કથરોટ ઘાટની અને મોટી તાવડી કે તવા જેવડી. આપણે ત્યાં સુશોભન માટેની તાવડીઓ બહારથી ઉપસેલ ઘાટે આલેખેલી હોય છે. જ્યારે આ વૉલડીશ અંદરથી આલેખેલી હોય છે.

કોઈ જાદુગરની છટાથી વૉલડીશને હાથમાં પકડીને એના આલેખનનો કસબ સમજાવતા ગયા. અરે વગર સમજાવ્યે પણ એનું સુવર્ણાંકિત રેખાંકન, રેખાઓના લાવણ્યનું ઝીણવટભર્યું સૌંદર્ય, કુશળતાભર્યું અણુ અણુ સપ્રમાણ સંયોજન અને બનાવટના સમસ્ત ફલક ઉપરનું સફાઈબંધ માધુર્ય અણપૂછ્યું કે વણબોલ્યું ન રહે. અબ્દુલરહેમાન ચુઘતાઈના ઇરાની રૂપમંડિત મુઘલ શૈલીનાં ચિત્રોનું




કલાકાર જાફરઅલી :

## કાશ્મીરી કલાકાર જાફરઅલી



તસ્વીરકાર : સ્વ. ડૉ. શ્યામપ્રસાદ મુખરજી

વિનય અને આતિથ્ય કોઈનેય વશ કરી લે તેવાં. કુદરતે એને કળા દીધી અને ભેળું રૂપ પણ દીધું. ઘણું કહેવાનું કરે પણ બહુ થોડું બોલી શકે. પોતાની વાત કે લાગણીને પૂરી વ્યક્ત ન કરી શકવાની મુંઝવણ અને આ ઉંમરેય બોલતાં મુખ ઉપર ઢળાતા શેરડા એટલા દિલચસ્પ લાગે કે ફરી ફરીને એમને બોલાવવાનું મન થાય. આવા બાલસહજ ભાવો જોઈને વાતવાતમાં ઉંમર પૂછતાં ખબર પડી કે એમને તો ૪૮ વરસ થયાં છે. તનની અને મનની તંદુરસ્તી હોય તો જ આવું બને.

અમે 'પેપરમેશી'ની આખી પ્રોસેસ બનાવટની ક્રિયા જાણવા ચાહ્યું. એમણે કાગળના માવો કેમ બને છે તે થોડું સમજાવ્યું. એ પછી ધાતુની કે લાકડાની પાતળી ચીજ માથે અગર તો બીબાં ઉપર કાગળના માવાનો પૂટ ઉપર પૂટ દઈને પા ઈંચ કે અરધા ઈંચ જેટલી જાડાઈ બનાવાય છે તે બતાવ્યું. ઠીક ઠીક સુકાયા બાદ એના ઉપર ચોક્કસ ખનીજનો પૂટ આપીને કઈ રીતે બનાવટને લીસી બનાવાય છે તે બતાવ્યું. આ બધી ક્રિયામાંથી પસાર થયાબાદ બનાવટ સુકાતાં એના ઉપર વારનીશ અપાય છે ને એ પછી રંગ અને રેખા કે ચિત્રકામ માટે હાથ ધરાય છે તે બતાવ્યું.

'પેપરમેશી'નું કામ બે પ્રકારનું થાય છે. એક તો પીંછીદ્વારા પૂટ આપી આપીને ચિત્રને ઉપસાવવામાં આવે છે. એમ્બોસ કરવામાં આવે છે. બીજું જુદી જુદી ડીઝાઈનો કે વેલ, બુટ્ટા, ફળ, પત્તાં, ફૂલ કે પક્ષીઓને ઉપસાવ્યા વગર આલેખવામાં આવે છે. ડીઝાઈનની રેખાઓ સંપૂર્ણપણે સુવર્ણરંગી, એમાં જ્યાં જરૂર પડે ત્યાં પૂરકરૂપે રંગ રંગીન ટપકાંઓ કે રંગીન રેખાઓ પૂરવામાં આવે છે. અને પક્ષીઓના રંગ તો સંપૂર્ણપણે નૈસર્ગિક.

એમ્બોસ–ઉપસાવીને કરેલા ચિત્રમાં મોટી ટ્રે કે એવી નાની મોટી ચીજોમાં આખી વેલ, ફળફૂલ સહિત ઉપસાવાય છે અને એની આસપાસ બારીક રેખાઓની મનોહારી ભાતની રંગપૂરણી કરવામાં આવે છે. એક જ ટ્રે વૉલડીશ, ડબ્બા કે પેટી ઉપર એક જ ફૂલવેલને ઉપસાવીને મૂળ રંગોથી હુબહુ ઉઠાવ અપાય છે ને આસપાસની જગ્યા ખાલી પણ રખાય છે. નાનામાં નાની ડબીથી માંડીને ચાર પાંચ ફૂટ ઊંચાં મોટાં સ્ટેન્ડ લેમ્પ સુધીની ચીજોની 'પેપરમેશી'ની બનાવટ ઉપર આ ચિત્રકામ અને રેખાંકન કરાય છે.

પેપરમેશીમાં પણ બે પ્રકાર. એક તો બનાવટી સોનેરી રંગોથી આ ચિત્રકામ થાય છે. જે પાણી કે ભેજ લાગતાં ઝાંખા થઈને ભૂંસાઈ જાય છે. જ્યારે સાચી ચીજમાં સોનાના વરખથી આ ચિત્ર કે રેખાંકન થાય છે. એના ઉપર વારનીશ પણ એવો લગાડ-



બારી જેવું બારણું ઊઘાડીને જાફર સાહેબ અમને દોરી ગયા. અમે જાણ્યું કે ઘરાકી વધવાથી કોઈ બેસવાની જગ્યાએ લઈ જતા હશે. ત્યાં તો અમારી સામે રૂપના અંબાર ઠાલવતો પેપરમેશીના અપરૂપ નમૂનાઓથી ભરચક ભરેલો એક નાનકડો ખંડ ખડો થઈ ગયો.

ઘડીભર અમને લાગ્યું કે અમે કોઈ અજાયબઘરમાં આવી ચડ્યા છીએ કે કોઈ બહુરૂપી બજારમાં ભૂલા પડ્યા છીએ? જાફર સાહેબ આવ્યા એવા બારણું વાસીને ઘરાકો વચ્ચે ચાલ્યા ગયા. એમનો જુવાન દીકરો અમારી સાથે રહ્યો. એણે કહ્યું કે કલાની કદરવાળા કે પરખવાળા ગ્રાહકોને જ અમે આ ઓરડો બતાવીએ છીએ.

બીજા ખંડ કરતાં વધારે ઊંચી કલાકારીગરીવાળા નમુના આ નીચા ને નાનકડા ખંડમાં ગોઠવાયેલા હતા. વીજળીના તેજમાં એ વિવિધરંગી નમુના આંખને અજાયબ કરતા હતા. પીંછીનું અદ્‌ભુત કૌશલ તો અહીં જોયું. વસ્તુના :આકાર જ પ્રથમ તો દિલને ચૂંથી જાય તેવા. એ આકારો જ્યારે કલાવિભૂષિત બને, એમાં આવું સચોટ રંગવિધાન હોય, હૃદયંગમ રચનાકૌશલ હોય ત્યારે એક જોઈએ ને એક ભૂલીએ એમાં શી નવાઈ? દૃષ્ટિ મૂલ્યાંકનની સમતુલા ગુમાવે એમ. પછી કયો નમુનો વધુ ઉત્તમ તે નિર્ણય કરવો મુશ્કેલ બનવા લાગ્યું.

જાફર સાહેબ અવારનવાર આવી એમની મીઠી જબાનમાં માફી માગતા જાય ને ઘરાકો વચ્ચે બીજા ખંડમાં ચાલ્યા જાય. એમના ચિરંજીવીએ નમુના બતાવવાની શરૂઆત કરી અને છેવટ ઉમર ખય્યામની રૂબાઈનાં ચિત્રોની વૉલડીશ એક પછી એક બતાવવા લાગ્યા. ઉમર ખય્યામના અંગ્રેજી અનુવાદના ચિત્રકારનાં મૂળ ચિત્રો એણે અમારી સામે ધર્યાં. પણ મૂળ ચિત્ર ઉત્તમ કે જાફર સાહેબનું ચિત્ર ઉત્તમ તે નક્કી કરવું કઠીન થઈ પડે એટલી હુબહુ પ્રતિકૃતિ. જાફર સાહેબમાં રેખા ને રંગપુરણીનું જ સામર્થ્ય અત્યાર સુધી જોયેલું પણ ચિત્રકલા ઉપર પણ અસાધારણ પ્રભુત્વ ધરાવે છે એ તો આ વૉલડીશોનાં ચિત્રો જોયા પછી જ જાણવા મળ્યું.

થોડીવારે જાફર સાહેબ આવ્યા. ભેગી ઈરાની ચાની ટ્રે પણ લેતા આવ્યા. થોડીઘણી વાતો કરી અને ઘરાકી વધવા લાગી. એમનો જીવ એ ઠેકાણે વહેંચાતો લાગ્યો. અમે ઊઠવાની તૈયારી કરી અને પ્રેમપૂર્વક અમને બેસાડી રાખ્યા. ઘરાકોમાં એના દીકરાને મોકલીને ફરી વાતોએ વળગ્યા. વાત વાતમાં એમણે સમુદ્રફીણ ઉપર કોતરીને રંગેલું મોટું ચિત્ર બતાવ્યું. મઢેલું હતું. એમણે કહ્યું કે 'થોડા વિદ્યાર્થીઓ આવેલા. આ ચિત્ર મહારાજા કરણસિંહજીને ભેટ દેવા લાવેલા. પણ અહીં આવીને આ બધું જોતાં મને ભેટ દઈ ચાલ્યા ગયા.'

'શાહબાશ!' અમારા મોઢામાંથી શબ્દો સરી પડ્યા. "કલાના સાચા કદરદાન. જોઈએ તો ખરા કે ક્યાંના વિદ્યાર્થીઓએ આવું ઉમદા કલાદિલ બતાવ્યું?' ચિત્ર હાથમાં લઈ વ્હોરાજીનું મઢેલું નામ ઠામ સહિત પાછળ લખેલું. અને નીચે જામનગરથી કાશ્મીરના પ્રવાસે આવી ગયેલા પાંચેક વિદ્યાર્થીઓનાં નામ જોયાં. અમારી છાતી ગજ ગજ ઉછળી રહી. આ તો અમારા વતનના જ વિદ્યાર્થીઓ. એમના કલાપ્રેમ અને ઝીંદાદિલી માટે અંતરથી ધન્યવાદ આપ્યા.

થોડી વાતો કરી અમે રજા માગી. ગ્રાહકોની ભીડાભીડ વચ્ચે અમારી કલાચર્ચા આગળ ચાલે તેમ ન હતું. અમારી હાઉસ બોટ ઉપર આવવાનું આગ્રહભર્યું આમંત્રણ આપ્યું અને જાફર સાહેબે તે સહર્ષ સ્વીકાર્યું. અમે છૂટા પડ્યા. વૈશાખ શુદ આઠમની અજવાળી રાતમાં આકાશમાં અને સરોવરનાં પાણીમાં તબકતા તારલિયા નિહાળતો શિકારો ઝપાટાભેર પાણી કાપવા લાગ્યો. શંકરાચાર્યના પહાડમાં આંતરે આંતરે ગોઠવેલા વીજળીના દીવા પણ સામે ઝબુકતા પેપરમેશીના વિવિધ આકારની ઘેરી નીલી ભૂમિકા ઉપર જાણે સુવર્ણરંગી ચિત્રાવલીઓ ઊડાવી રહ્યા હતા.



ગુલાબ ખુશ્બોથી મઘમઘતું હતું. નજીક જઈને સૂંઘ્યું. બસ ત્યારે જ એમની આંખોના બન્ને દીવા ઓલવાઈ ગયા. ખુદા માલુમ કેમ આંખો ગઈ પણ જ્યારે જ્યારે ખીલવેલ ગુલાબના ચિત્રમાં ખુશબો મૂકવાનું દિલ કરું છું ને મને મારા દાદાને આવેલો અંધાપો યાદ આવે છે. ને ગુલાબમાં ખુશ્બો મૂકવાનું દિલ છોડી દઉં છું. છતાં દિલ તો થયા જ કરે છે કે વિવિધ ફૂલોનાં ઊઠાવદાર ચિત્રોમાં એની કુદરતી સુગંધ મૂકી હોય તો સજીવ બની ઊઠે.'

જાફરસાહેબના દાદાના પ્રસંગથી અમે હલી ઊઠ્યા. થોડીવાર રહીને પૂછ્યું:

'તમે આ કલાનું શિક્ષણ કોની પાસેથી લીધું?'

'કેમ! વારસાગત જ ચાલ્યું આવે છે ને? જો કે હું તો નાનપણમાં ડફોળ હતો, બહુ ચીતરમાં આવડે નહિ. ખૂબ રઝળું. ચીતરવામાં બહુ ધ્યાન પણ નહિ. એમાં એક દિવસ એક ચિત્ર બગાડ્યું ને બાપાનો મિજાજ ગયો. મને બાંધીને બરાબર લમધાર્યો. એવો માર્યો એવો માર્યો કે આજેય યાદ આવતાં દુઃખાવો જાણે ઉપડી આવે છે. ત્યારે હું પંદરેક વર્ષનો હતો. તે દિવસથી કસબમાં ધ્યાન પરોવતો થયો. પણ પિતા તો ત્રણ જ વર્ષ બાદ ગુજરી ગયા અને ઘરનો બોજો બધો મારા ઉપર આવી પડ્યો. ત્રણ નાની બહેનોને મોટી કરીને શાદી કરવાની, ધંધામાં એકધ્યાન કરવાની ફરજ પડી. એમાં ખુદાએ જ થોડી મહેરબાની કરી છે.'

'એ શું?' અમે જરા વિસ્મય પામીને પૂછ્યું. જાફરસાહેબ હસી પડ્યા. પછી બન્ને કાન ઉપર હાથ મૂકીને કહે: 'થોડી બહેરાશ આવી છે પરિણામે ઘોંઘાટથી થોડો બચીને એકચિત્ત થઈ શકું છું. પણ બહુ જ તલ્લીન થઈ જાઉં ત્યારે બન્ને કાનમાં પુંભડાં ભરાવી દઉં છું ને પછી આ દુનિયાદારીના ઘોંઘાટથી દૂર રહીને એકાગ્ર ચિત્તે એકધારું કામ કરી શકું છું.'

અમે એમની કલાસાધના ઉપર ખરે જ મુગ્ધ બન્યા. દુનિયાના ઘોંઘાટથી બચવા અસલ ઈલમ અજમાવ્યો.

'પણ એકધારું કેટલું કામ ઉતારી શકો?'

'અડપ ચડે તો રાત ને દિવસ ચીતર્યા જ કરું, આ તમે ઉમર ખય્યામની રૂબાઈનાં ચિત્રો તો જોયાં ને? એ સત્તર ચિત્રો લગભગ એક જ આસને પૂરાં કર્યાં છે.'

'એક જ આસને આવા સુંદર સત્તર ચિત્રો? કેટલા સમયમાં?'

'બરાબર બે દિવસ ને બે રાત થયેલી પણ ચિત્રો કરતાં 'પેપર મેશી'ની બનાવટોમાં ઘણું બારીક કામ કરવું પડે છે. એ ખૂબ સમય ખાઈ જાય છે.'

'આવી ઘરાકીમાં એટલો બધો સમય મળે છે ખરો?'

'અરે આ તો છેતરામણી ઘરાકી છે. આ તો સીઝન પુરતી જ છે. બહુ બહુ તો ચાર મહિના, છ મહિના પછી તો શિયાળો આવતાં સાવ બેઠાબેઠ. કાશ્મીરમાં કલાસાધના માટે કુદરત જ સગવડ કરી આપે છે. તમે આ ચીજોમાં જેટલો ઝળહળાટ જુઓ છો એટલો એના વળતરમાં મળતો પણ નથી. આજકાલ સસ્તો ને નકલી માલ એટલો બધો થવા માંડ્યો છે કે અમારી પુરાણી કલાના આ ધંધામાં ભારે હરીફાઈ ચાલે છે અને અસલી ચીજો બહુ મોંઘી પડે છે, અલબત્ત, બીજા વિશ્વયુદ્ધ વખતે ખૂબ કમાણી થયેલી. આખું કાશ્મીર કમાયેલું. અમેરિકન સૈનિકો નોટોના થોકડા લઈ લઈને અહીં ઊતરી પડેલા. પણ એ દિવસો તો ગયા.

આજે આ માલનું બજાર ક્યાં મળે છે? આજે હિંદમાંથી માંગ ઊભી થઈ રહી છે. પણ બીજા વિશ્વયુદ્ધ પછી યુરોપ અમેરિકાની માંગ પણ ઊભી થઈ ગઈ છે. ત્યાંથી ઠીક ઠીક ઑર્ડરો મળે છે. એમાં કેટલાય રમુજી બનાવો બને છે. અમેરિકાની



ઘણાં વર્ષ પહેલાં થયેલી. એનાથી બે પુત્રો થયેલા. બન્નેને તમે જોયા છે. મોટો મારી સાથે કામ શીખે છે. નાનો કૉલેજમાં બી. એ. ના બીજા વર્ષમાં છે. પત્ની બહુ બિમાર રહે છે. ખૂબ ખરચાયો, ખૂબ સેવાચાકરી ઊઠાવી.'

ત્રૂટક ત્રૂટક વાત કરતાં કરતાં જાફરસાહેબે ગંભીરતાથી વાત પૂરી કરી. મનમાં કાંઈક ઘોળાયા કરતું લાગ્યું.

'માફ કરજો, પણ આપે બીજી શાદી કરી જ નથી ?. કોઈ ઉછરતા યુવાનને એનાં લગ્ન વિષે પ્રશ્ન પૂછતાં જેવું શરમાળપણું અનુભવે અને મોઢા ઉપર લોહી ધસી આવે એવું કાંઈક જાફરસાહેબનું થયું. થોડુંક છાસિયું કરી ગયા. પછી ભારે દિલે હસી પડ્યા.

'શાદી ! બીજીવાર કરેલી.' કોઈ ગુનો થઈ ગયો હોય એવા કરુણ ગંભીર ભાવે બોલ્યા. ફરી પાછા ચૂપ થઈ ગયા. પાંચેક મિનિટ બાદ ત્રૂટક ત્રૂટક શબ્દે દર્દભર્યો અવાજે શરૂ કર્યું.

'જીવનમાં સૌથી મોટો શોખ ચિત્રનો. બીજો સિતાર ઉપર પર્શિયન ગાના-ગાણાનો, અને ત્રીજો આ હુક્કાનો.' થોડીવાર અટકી ગયા. બહાર વરસાદની આછી છાંટ શરૂ થયેલી. એની માદક શીતળ ગંધ હાઉસ-બોટના ખંડમાં મસ્તી ભરી ગઈ. ઠંડા પવનની એક લહેરખી આવીને જાફરસાહેબને તાઝગી આપી ગઈ. અમે તો એમને સાંભળવા એકચિત્ત થઈ બેઠેલા.

'બનેલું એવું કે કાશ્મીર મહારાજાની મીલીટરીમાં ઇરાનનો મીરઝાં શીરાઝી નામનો એક ઊંચા દરજ્જાનો અફસર આવેલો, દાલ સરોવરના સામા કાંઠેના બગીચામાં એનો બંગલો. ભારે મીજાજી. એને એક જુવાન દીકરી. રૂપરૂપની પરી જેવી. એક દિવસ મારા ગરીબ ઘર ઉપર ચાલી આવી. બધી કલા કારીગરી જોઈ. અમેય ઇરાની એટલે કુટુંબ સાથે નાતો જોડીને ચાલી ગઈ.

પછી તો અવારનવાર આવે, હું મારા ચિત્રકામમાં મશગુલ હોઉં, સામે આવી તે મને ચીતરતાં જોઈ જ રહે, જોઈ જ રહે. હું શરૂથી જ સ્વભાવે શરમાળ રહેલો. ઊંચી આંખ કરીને કદી ન જોઉં. એ તો ઊભી જ રહે, ઊભી જ રહે. ત્યારે મારે મોટો એક જ બાળક.

આમ તો દિવસો સુખી ચાલ્યું. હું મારા કામમાં મશગૂલ રહ્યો. એ ક્યારે આવે છે ને ક્યારે જાય છે એનો ખ્યાલ કદીક ન રહે. કેટલાએક દિવસો બાદ જવાન રૂપસુંદર ઓરતે મને ધ્યાનભંગ કરીને કહ્યું કે 'મારે આપની સાથે શાદી કરવી છે.' હું તો ડઘાઈ જ ગયો. હું એક ગરીબ ઘરનો ચિતારો ને ક્યાં એ આલા દરજ્જાના અમીરની લડકી? એ બેનો મેળ જ કેમ મળે ? ને હું તો મારી પહેલી ઓરતથી સુખી હતો. મારું બધું શરમાળપણું છોડીને મેં તો સાફ ના સુણાવી દીધી.

પણ એના જવાન-દિલને એ મંઝૂર ન હતું. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ એમ દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા. બરાબર હું ચીતરવામાં એકધ્યાન બન્યો હોઉં અને રોજ માફિક એ આવી ચડે. એના મુરઝાતા દિલની ફરિયાદ, એના દિલનું દર્દ ઠાલવ્યા કરે, અને રડ્યા જ કરે. હું તો પરેશાન થઈ ગયો. મારુંયે દિલ આ જવાન લડકીના દર્દથી અસ્વસ્થ થઈ ઊઠ્યું પણ શાદીનો કોઈ ઉમંગ દિલમાં પેદા ન થયો. આગ્રહપૂર્વક હું ના જ સંભળાવતો રહ્યો.

એક રાતે કામ પતાવી હું મારી ઓરત પાસે ગયો ત્યાં એણે માગણી મૂકી કે પેલી બિચારી અમીરની જવાન લડકી કેટલી દુઃખી થાય છે? એની સાથે શાદી કરી લોને? યા ખુદા ! ખુદ મારી ઓરત એની મહોબ્બતની સિફારસ કરી રહી હતી! મેં એને સમજાવવા કોશીશ કરી કે આપણે સુખી છીએ. નવી શાદીની કોઈ જરૂર નથી. અને ક્યાં આપણું ગરીબ ઘર ને ક્યાં એ અમીરની લડકી! દુઃખના ડુંગર નોતરવા જેવું છે એ.

પણ મારી ઓરત એકની બે ન થઈ. પેલી જવાન



કેવી દિવ્ય ઊર્મિઓ ઉપજાવે છે તેનું દર્શન આજે અહીં થયું. પ્રાંત કોમ કે સંપ્રદાયના ભેદો વટાવીને એક મુસ્લિમ વિરોધી ગણાતા ઉચ્ચ હિંદુ વિદ્વાને એક મુસલમાન કલાકારના દિલમાં કેટલું ઉચ્ચ સ્થાન મેળવ્યું હતું? અને એ ઉમદા દિલ વિદ્વાન આગેવાન હિંદુએ પણ હિંદુ કે મુસલમાનને નહિ પણ માનવીના દિલમાં પડેલા એક કલાકારના આત્માને જ જાણ્યો. રે! રાજકારણ!

સ્વ. ડૉ. શ્યામપ્રસાદ મુખરજીએ પાડેલો જાફરસાહેબનો નાનકડો ફોટો અમે જોઈ રહ્યા હતા. મનમાં થયું કે આ 'પેપર મેશી' પેપર મેશી તે શું છે? એવું અંગ્રેજી નામ ક્યાંથી આ સુંદર કલાને કંઠે વળગી પડ્યું છે? વળી તેનો સ્પેલીંગ પણ Paper નથી પણ Papier છે. સહજભાવે પૂછ્યું કે આ 'પેપર મેશી' તે શું છે? આ નામ ક્યાંથી આવ્યું?'

'અસલ નામ તો છે 'નકશીએ પર્શીઅન.' લોકો કહે છે કે અંગ્રેજો કે ફ્રેન્ચો આવ્યા પછી તેને 'પેપર મેશી' કહેવા લાગ્યા. ને એ ચાલ્યું. પેપર મેશીનો અર્થ પણ 'કાગળને ઘૂંટવું' એવો જ કાંઈક થાય છે.

પણ આ 'નકશીએ પર્શીઅન' પેપર મેશી પાછળ એક રસિક ઈતિહાસ પડ્યો છે. હજાર કે બે હજાર વર્ષ પહેલાં ઈરાનમાં 'મની' નામે કાબેલ કસબી થઈ ગયો. એક દિવસ આ મની કુંભારવાડા પાસે નીકળ્યો તો કુંભાર માટીનાં સુંદર રમકડાં મૂકતાં મૂકતાં કોઈ કોઈ ભાંગી જતા હતાં. મનીના મનમાં વિચાર આવ્યો કે આ રમકડાં ન ભાંગે એવાં બને તો તો કેવું સારું? વિચાર કરતાં એને સૂઝ્યું કે કાગળનાં રમકડાં ન બને? બસ એ વિચારમાંથી અક્કલ દોડાવતાં દોડાવતાં તેને કાગળનો માવો બનાવવાનું સૂઝ્યું. એમાંથી રમકડાં બનાવવા માંડ્યાં. એના ઉપર નકશી કરતાં કરતાં આજે તમે જુઓ છો એવી 'નકશીએ પર્શીઅન' ની પેપર મેશીની કલા વિકાસ પામી છે.

અસલ તો ખલદસ્તાથી કાગળને ઘૂંટવામાં આવતો. ઘૂંટી ઘૂંટી ઘૂંટીને તેમાં હાથે બનાવેલા ઊંચા રંગોની મિલાવટ કરવામાં આવતી. વારનીશ પણ આલા દરજ્જાનો બનાવતા. અને એના માથે ચિત્રાવલીઓ ઊઠાવતા. તેમાં અસલ સોનાના રંગો પણ પૂરતા. પણ આજકાલ તમે જાણો છો ને કે દરેક ધંધામાં કમ્મરતોડ હરીફાઈ જામી પડી છે. પેપર મેશીની માંગ એટલી વધવા માંડી કે નકલી માલની પેદાશ વધી ગઈ છે.

પેપરમેશીના સાચા કલાકારો કે કારીગરો આમ પાછા પડી ગયા છે. આજકાલ લાકડાનો બારીક ઝેર કે પરદેશી કાર્ડબોર્ડમાંથી તરત બને એવી ચીજો બનાવીને ગળી અને ડામરના હલકા રંગોની મિલાવટ કરવામાં આવે છે. અને સરેશનો વારનીસ લગાડવામાં આવે છે. સોનું તો ઘેર ગયું પણ પિત્તળના વરખની રેખાઓથી ભભકદાર બનાવીને આ બનાવટી પેપર મેશી બજારમાં મુકાતી. એય તે જવા બેઠું છે ને પરદેશી પીળા રંગોથી રંગીને બહારથી ગ્રાહકની આંખોને આંજી નાખે એવી તદ્દન તકલાદી અને હલકી વસ્તુઓએ આજકાલ બજાર સર કર્યું છે. અસલી ચીજ, અસલી ડીઝાઈન અને સાચા કારીગર કે સાચા કલાકારોની કદર ઓછી થતી જાય છે.

ઈરાની કાશ્મીરી તિબેટી કે હિંદી ડીઝાઈનો અને એનાં દૃશ્યોને બદલે અંગ્રેજી ડીઝાઈનો તરફ ઝોક વધતો જાય છે. આ નકલી ચીજ ગમે તેટલી ઝમકદાર લાગતી હોય તો પણ થોડા દિવસમાં જ નકામી થઈ જાય છે. પાણી અડતાં ઝાંખી થઈ જાય છે ને કશા ઉપયોગની પણ રહેતી નથી. જ્યારે અસલ ચીજ અને સાચા રંગ–વારનીશથી બનાવેલી ચીજ ૫૦ વરસ સુધી એવી ને એવી રહે છે.

પીંછીની મરોડદાર ને મુક્ત છટા જ જવા બેઠી છે. ભભકા પાછળ કલા ભૂલાવા માંડી છે. સાચા કલાકારો તો સાચી ચીજથી જ ખુશ થાય છે. એવાં કલાપ્રેમીઓ મળી પણ રહે છે. પણ જૂજ જાજ.' જાફરસાહેબે 'પેપરમેશી'ની બનાવટ, કલા અને



કલાકાર જાફરઅલી

વિજયરાય ક. વૈદ્ય

# પથનિર્દેશ

શ્રી નરેન્દ્ર દવેનો વાર્તાસંગ્રહ 'પથનિર્દેશ' આપણા વાર્તાસાહિત્યમાં નવીન ઉમેરો કરે છે. આપણા જાણીતા વિવેચકે તેનું અવલોકન કર્યું છે તેમાંથી અહીં રજૂ કરેલ છે. આ વાર્તા-સંગ્રહની વાર્તાઓની વિશિષ્ટતા પણ તેમણે :અહીં રજૂ કરી છે, જે વસાવવા અને વાંચવા પ્રેરે......

'પથનિર્દેશ'માં અદ્યતન વાર્તારસ છે...... ઉપરાણું આ વાતની સાક્ષી પૂરે છે. જે પથનો નિર્દેશ સફેદ રંગે થયો છે તે કાંઈક ભભકવાળી ભૂરી ભોંય પર છે.

ભમરાળાં મીલનાં ભૂંગળાં! આ જમાનાનો રોજ ઊઠીને છાપાની Situation-Wanted-ઢૂંઢતો એકાર જુવાન! જીવનમાર્ગે ધપવા મથતો જુવાન! સેવાઉત્સુક ગંભીર આદર્શપ્રિય જુવાન!

દેખીતું છે કે, જે કૃતિ આવા સ્વાંગમાં આપણી પાસે રજૂ થતી હોય તેમાંની વાર્તાઓનાં વસ્તુ ને પાત્રો તથા શૈલી હાલના સમયરંગે રંગાયેલાં હોય. આ વિધાન પ્રેમ ખાતર જાન કુરબાન કરતા પ્રેમીઓ વિષેની મૌર્યકાળ તથા મોગલ જમાનાની વાર્તાઓ 'વિષ કન્યા' તથા 'શાહી-પ્રેમ'માં બનતા નાટચોચિત્ પ્રસંગો તેમજ વેગીલી શૈલીને લાગુ પડે છે. આ હકીકત યુવાન લેખકની એકધારી લેખનપદ્ધતિની સૂચક છે.

પરંતુ, આ આખાય સંગ્રહની પ્રતિનિધિરૂપ રચના જેને કહી શકાય તે તો છે એને નામ આપનારી વાર્તા 'પથનિર્દેશ.' નવજુવાન પણ ભાતભાતના ઘણાક અનુભવે વૃદ્ધ કે સમૃદ્ધ એવા મધુકરે પરગજુ ડૉક્ટર ઈન્દ્રજીતને કહેલી એ આપવીતીમાં કૉલેજિયનનો ત્રણ યુવતીઓ સાથેનો ત્રણ તરેહનો પ્રણય છે; મોટર અકસ્માતના પરિણામે નાયક-નાયિકાનું અચબૂચ મિલન છે; મૂડી-મજૂરીના પ્રશ્ન સાથે, એકારીનો કારમો પ્રશ્ન છે; આની સાથે હોય જ તેમ, એકારની આપઘાતની કોશિષ ને એનો બચાવ પણ છે; કામોત્તેજક ફિલ્મ પણ છે; તેમ જુગારખાનું, શરાબખાનું અને વેશ્યાગાર પણ છે. મધુકરના પતિત સમાજની તસ્વીર સરખા એ નાયકનાં વીતક સૂણી એને ભરપૂર હિમ્મત આપનાર ડૉક્ટર ઈન્દ્રજીતે આપેલી બસ્સો રૂપિયાની છેક અણધારી મદદ પણ છે.

સંગ્રહની મુખ્ય વાર્તાના આટલા પરિચય દ્વારા એનું સ્વરૂપ સૂચન કર્યા પછી બીજી થોડીક લાક્ષણિક વાર્તાઓનો ઉલ્લેખ કરવો બસ થશે, જેમકે-ધૂની આદમી રતિલાલ, તથા પાપપોકાર વિષેની પહેલી બે છપાઈ છે તે ભેદભરમની વાતો છે. 'નાજુકલાલનું વિરાટ દર્શન' તથા 'નિરંજનનો નવો અવતાર' એ બન્ને નવલિકાઓમાં માનવ મનોભાવની વિલક્ષણતા ઝીણવટથી પણ રસ પડે તેવી રીતે, વાંચનાર પાસેથી એકાગ્રતાની અપેક્ષા રાખે તેવી રીતે આલેખાઈ છે. સુવાચ્ય વાર્તાઓમાંની બે એટલે કે 'પિટરનું પુનરાગમન' તથા 'જજ સાહેબના ગુરુજી!' કોઈ કોઈ રચનામાં સંભવ અસંભવ અને આયોજનની દૃષ્ટિએ દોષ છે ખરા પણ એવી કચાશ ઝાઝી નથી, પ્રથમ પ્રયોગમાં ક્ષમ્ય પણ ગણાય.

સમગ્રે જોતાં એટલું વગર સંકોચે કહેવાય કે, આ વાર્તાઓ પથ્ય વાચન પીરસવા ઉપરાંત આધુનિક મનુષ્ય જીવનના ઊજળાં ને ઘેરાં પાસાં વિષે રસીલું વિચારપ્રેરક વાચન આપે છે.

[ રાજકોટ આકાશવાણીના સૌજન્યથી ]



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.



## વહુ પણ સાસુ થવાની છે

સ્ત્રી અને પુરુષમાં આટલો બધો ભેદભાવ શા માટે ? કુંવારી હોય ત્યાં સુધી વહુ વહાલી લાગે. તેના વખાણ કરવામાંથી જ સાસુ કે પછી શ્વસુરપક્ષની વ્યક્તિઓ ઊંચી નથી આવતી. પણ પરણીને ઘેર આવે છે ત્યાં જ ખબર પડી જાય છે કે નવું નવ દિવસ. પોતે પણ એકવાર આ જ ઘરમાં વહુ થઈ ને આવેલ એ કેમ ભૂલી જાય છે ! કે પછી એમનું પણ અજ્ઞાત મન એ જ રીતે કામ કરી રહ્યું હોય છે કે હું આટલી હેરાન થઈ હતી તો તેવા જ દિવસો મારી વહુ પણ શા માટે ન જુએ ? મેં તો એક માતાના મોઢેથી સાંભળ્યું છે કે 'એમાં શું ? અમે તો એના કરતાં ઘણું વેઠયું છે એ હિસાબે અત્યારે તમારે કંઈ જ વેઠવાનું નથી.'

પણ હું એમ પૂછું છું કે તમે વેઠયું છે માટે તમારાં બાળકોએ પણ વેઠવું જ જોઈએ એવું કંઈ લખાઈ ને આવ્યું છે ? તમે તો એ પ્રકારનાં દુઃખમાંથી પસાર થઈ ગયાં છો એટલે તમારે એ જાતની સગવડ કરી આપવી જોઈએ કે તેને એવાંમાંથી પસાર ન થવું પડે. વહુ દીકરીને રીઢી કરવા માટે આવા અખતરાની જરૂર હવે ન હોય. અને એમાં જ તમારી ભલાઈ છે. કોઈનું પણ જીવન દુઃખમાં નાખવાથી તમારા મનને પણ શાંતિ કયાંથી મળશે ? તમારાં છોકરાં છોકરીઓ આનંદથી જીવન વિતાવે તો તમે તે જોઈ ને આનંદથી નાચી ન ઊઠો ? આવી વેરવૃત્તિ આપણને ન શોભે. દુશ્મન પણ એવું મનોવર્તન ન રાખે, જ્યારે તમે તો તેનાં હિતેચ્છુ છો.

એવી જ રીતે માતા દીકરી અને વહુમાં ભેદ જુવે છે. દીકરી સાસરેથી રોજ રોજ ઘેર આવે તો પણ મા તેને જોઈ ને ખુશ ખુશ થઈ જાય છે. પણ પોતાના દીકરાની વહુ આગળ એ જ માતા જુદા સ્વરૂપે હોય છે. વહુ પણ પોતાની માતાને મળવા તલપાપડ હોય છે અને તે જયારે પિયર જવાનું સૂચવે છે ત્યારે સાસુનું મોં ચઢી જાય છે, બીજાં કેટલાંય વેણ સંભળાવે છે—'હમણાં તો ગઈ હતી અને વારે વારે શું છે ? તારો તો પગ જ ઘરમાં ટકતો નથી.' આવું તાદૃશ્ય તો જીવનમાં બન્યા જ કરે છે.

સ્ત્રીઓની કમનસીબી છે કે છોકરી પરણીને સાસરે આવે છતાં પણ તેની પોતાની જરૂરીઆતની વસ્તુઓ તેના પિયરથી લાવવી પડે છે. વહુ માંદી પડે તો પણ તેને પિયરમાં જ રહેવા જવું પડે. ઘરની જ વ્યક્તિ, જાણે હવાડે નાખવાની વસ્તુ હોય તેમ તેની સાથેનો વર્તાવ હોય છે. માસિકના દિવસોમાં તો વહુ પિયર જ હોય. એને ઘરમાં અડકવાનું ન હોય એટલે કામ કર્યા વગર એ ત્યાં રહી જ શી રીતે શકે ? એમાં વળી કોઈની નબળી તબિયતને કારણે માસિક વહેલું આવતું હોય ત્યારે તો એ બિચારી વહુએ જાણે કોઈ નો ગુનો કર્યો હોય તેમ તેણે ન સંભળાય તેવાં વેણો સાંભળવાં પડે છે. વહુ પણ છેવટે આપણામાંની જ એક છે, એની સહનશક્તિની પણ હદ હોઈ શકે છે. કોઈવાર મૂંગે મોઢે સાંભળી રહેનારી એ વહુ પણ એવું સામું ચોપડાવી દે છે કે 'બહેન આવે છે એ કેવું ગમે છે !' ત્યારે વહુ સામું બોલે છે, ખમાતું નથી, એમ કહેવાય છે.



ગ્રહમંગ'

## બાળમાનસ

શૈલાના જન્મ સમયે સવિતાબેને સુનંદાબાઈ ને તેની સંભાળ લેવા માટે પોતાને ત્યાં નોકરીએ રાખ્યાં હતાં. નવેક માસની શૈલા થઈ ત્યાં સુધી સતત સુનંદાબાઈની દેખરેખ નીચે જ રહી. કુટુંબ મોટું હતું એટલે નાનાં મોટાં બીજાં ઘણાં જ બાળકો હતાં. નાનું બાળક તો ઘરમાં સૌને પ્રિય હોય છે તેમ આ કુટુંબની દરેક વ્યક્તિ પાસે શૈલા ગેલ કરતી. તેનો હસમુખો ચહેરો અને શાંત મનોભાવથી તે સૌને આકર્ષતી. તે બે માસની થઈ ત્યારથી જ પારણા પર લટકાવેલા ઝુમ્મર સાથે હાથ પગ વડે ખૂબ રમતી અને હાથ-પગના હલનચલન દ્વારા વ્યક્ત થતો તેનો આનંદ સૌને મુગ્ધ કરતો. પથારીમાંથી ઊઠતાં જ બધી બેનો તેને રમાડવા દોડી આવતી. શૈલા નવેક માસની થઈ તેવામાં સુનંદાબાઈ પંદરેક દિવસની રજા ઉપર ઊતર્યાં. સુનંદાબાઈનું રોજનું શૈલાનું કામ તેની માતાએ સંભાળી લીધું. સવારસાંજ તેને ફરવા લઈ જતાં અને એ તો માતા સાથે વહાલથી રહેતી હતી છતાં એના મોં ઉપરના ભાવ જાણે તે સુનંદાબાઈને ક્યાંક શોધતી હોય તેમ લાગ્યા કરતું હતું. તેની બેનો સવાર સાંજ બૂમ પાડી ઉત્તેજીત કરતી : 'સુનંદાબાઈ ! સુનંદાબાઈ !' આ રણકો સાંભળી શૈલા ચારે બાજુ નિહાળે અને મુંઝાયા કરે. ઘરનો વડીલ વર્ગ માને કે શૈલા સુનંદાબાઈ વગર દુબળી પડી ગઈ. વાસ્તવમાં તેના ખાનપાનમાં કશો ફેર નહોતો. તે સુખી હતી પણ બીજી વ્યક્તિઓ તેને ઉત્તેજીત કરતી.

પંદર દિવસ પછી સુનંદાબાઈ પાછાં ફર્યાં. તે સુનંદાબાઈને ભૂલી નહોતી છતાં તેમને જોતાં જ તે ખૂબ રડવા લાગી. તેનું રૂદન એટલું ભયાનક હતું કે સુનંદાબાઈની આંખમાંથી પણ આંસુ સરી પડ્યાં. કલાકો સુધી તેને પોતાની તરફ ખેંચવા સતત પ્રયત્નો ચાલુ રાખ્યા. પણ એ તો સુનંદાબેન તરફ જરાક પણ દૃષ્ટિ પડે કે મુખ ફેરવી લે. પરાણે તેમને આપીએ તો રડવા લાગે. આખરે સુનંદાબાઈએ તેની મોટી બેન વિભાને ખોળામાં લઈ ને વહાલ કરવા માંડ્યું. ત્યારે ક્ષણ બે ક્ષણ તેમની તરફ દૃષ્ટિ ફેરવવા લાગી પણ દૃષ્ટિ એક થાય તો જોરથી રડવા લાગે. સુનંદાબાઈએ તેને પોતાની પાસે લીધી પણ તરત જ તેની માતા પાસે દોડી ગઈ. આવી રીતે થોડા દિવસ ચાલ્યું પછી તો સુનંદાબાઈએ જાતે તેને રડવા દઈ ને પણ દૂધ પાયું. ધીરે ધીરે તે તેમની પાસે જવા લાગી. આજે તો પાછી પહેલાંની માફક તેમની પાસે ખેલકૂદ કરે છે.

આ નાના જણાતા પ્રસંગ ઉપરથી પણ બાળકના ગમા અણગમાનો ખ્યાલ આવે છે. ખોટી રીતે તેને ઉત્તેજવાનું પરિણામ વિપરિત આવે છે. નાની વસ્તુઓને દરગુજર નહિ કરતાં બાળમાનસ અને તેના પર પડતી છાપનો ખ્યાલ રાખવો જરૂરી છે. તે જ તેનું ભાવિ ઘડતર છે.

## સંસ્કાર–સરવાણી

વહુને જુનવાણી સાસુ નથી ગમતી, દીકરીને જુનવાણી મા નથી ગમતી એ વિચાર મને અકળાવતો જ હતો તેમાં તાજા જ એક વયોવૃદ્ધ સન્નારીને મળતાં મનને કેટલી શાંતિ થઈ ગઈ!





**રમણભાઈ નીલકંઠ :**

[ બિપિનચંદ્ર જીવણચંદ્ર ઝવેરી, પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, કિં. રૂપિયા ૬ ]

ગુજરાતી સામાજિક ને સાહિત્યિક પ્રગતિના સીમાસ્તંભ સમા સ્વ. રમણભાઈ નીલકંઠની સેવાનું મૂલ્યાંકન કરતું આ વિદ્વતાભર્યું પુસ્તક ઉમળકાભર્યો આવકારનું અધિકારી બને છે. ગુજરાતીના અધ્યાપક શ્રી. બિપિન ઝવેરીએ મુંબાઈ યુનિવર્સિટીની પી. એચ. ડી.ની ઉપાધિ માટે ઠીકઠીક શ્રમ લઈને પુસ્તક તૈયાર કર્યું છે. 'માત્ર અભ્યાસ' માટે આટલો શ્રમ લઈને પુસ્તક તૈયાર કરવાનો શોખ ગુજરાતમાં હજુ કેળવાવો બાકી છે એમ કહી શકાય ખરું ? જો કે અભ્યાસુઓની ફરિયાદ છે કે પ્રકાશકો એમનો ઉત્સાહ ઠંડો પાડી દે છે ને પ્રકાશકો દોષનો ટોપલો વાચકોના માથે ઓઢાડે છે. ગુજરાતી વાચકોનું પુસ્તકખરીદી પ્રત્યેનું વલણ—એ પણ સંશોધન માટેનો સરલ વિષય બની રહે એમ નથી ?

ગુજરાતનું એ સદ્‌ભાગ્ય છે કે પુરુષાર્થને બળે પાંગરેલી ગુજરાત વિદ્યાસભા જેવી સંસ્થા એની સંશોધનાત્મક પ્રવૃત્તિઓને પંપાળીને પણ પોષ્યા કરે છે. નવજીવનને મન ગાંધીજી ને એમના અનુયાયીઓ સિવાયના બધા માણસો ને વિષયો અસ્પૃશ્ય છે; આથી એ તો સાહિત્યિક પુસ્તકો પ્રસિદ્ધ કરવા પાછળ શક્તિ નથી વેડફતું. ધંધાર્થી પ્રકાશકો ખૂબ વ્યવહારુ છે. નવલકથા, નવલિકા કે પાઠ્યપુસ્તકો સિવાયના બીજા કોઈપણ પ્રકારના પુસ્તકની હજાર નકલો એક વરસમાં ખપતી નથી માટે એમાં હાથ ન નાખવાનું સૂત્ર એમણે અપનાવ્યું છે. બાકી રહી ગુજરાત વિદ્યાસભા જેવી થોડીક જાહેર સંસ્થાઓ. આવા કોઈ સંશોધનાત્મક ગ્રંથો પ્રસિદ્ધ કરવાની જવાબદારી એમને માથે જ પડે છે. એ જવાબદારી હોંશપૂર્વક ઊઠાવીને વાણિયાશાહી ગુજરાતમાં પણ સાહિત્યિક પ્રવૃત્તિનાં વહેણ વહેતાં રાખવાનો અભિનંદનીય પુરુષાર્થ આ સંસ્થાઓ કર્યા કરે છે.

સ્વ. રમણભાઈ માત્ર લેખક ન હતા. ચેતનવંતા ક્રાંતિકાર હતા. એમના દૂબળા શરીરમાં વસેલા પ્રબળ આત્માએ એવી સાહિત્યિક કૃતિઓનું સર્જન કર્યું જેણે ગુજરાતની સામાજિક પ્રગતિમાં અપૂર્વ ફાળો આપ્યો. રૂઢિવાદને રમણભાઈએ નિર્દય રીતે વીંઝ્યો ને એવું ચિરંજીવી પાત્ર સર્જ્યું કે જે આજે ગુજરાતીમાં રૂપક થઈ પડ્યું છે. ભદ્રંભદ્રની નાની આવૃત્તિઓ ગુજરાતમાંથી આજે પણ અદૃશ્ય નથી થઈ, ત્યારે રમણભાઈ જેવા કોઈ સૂક્ષ્મ કટાક્ષકારની ખોટ જરૂર સાલે છે. સામાજિક પ્રગતિ ભાષણો કરતાં આવાં તેજસ્વી પુસ્તકોથી કેટલી ઝડપથી થાય છે એ હકીકત રમણભાઈએ સબળ પુરુષાર્થ વડે પુરવાર કરી છે.

ગટુભાઈ ધ્રુવે લખેલો પ્રવેશક ગ્રંથને સમજવામાં ખૂબ જ ઉપયોગી નીવડે છે. ગ્રંથનું તલસ્પર્શી વિવેચન કરતા આવા લેખો પુસ્તક શરૂ કરતાં પહેલાં વાંચવામાં વાચકને રસ નથી પડતો. અંગ્રેજી સાહિત્યમાં આવા લેખો પુસ્તકને અંતે મૂકવાનો એક નવો ચીલો પડ્યો છે. ગુજરાતીમાં એને અપનાવવામાં આવે તો ? એમ કરવાથી વાચકને પોતાના મગજ પર પડેલા પ્રત્યાઘાતો વિવેચકના પ્રત્યાઘાતો સાથે સરખાવવાની તક સાંપડશે ને એ વિચારો વાગોળ્યા કરીને કાંઈક સ્પષ્ટ નિર્ણયો બાંધવાની એને સુગમતા રહેશે.



લેખક એ ભાષામાં જ પ્રસ્તાવના લખી શકવા જેટલો ભાષાકાબૂ ન ધરાવતા હોય તો એ પ્રસ્તાવનાનો અનુવાદ પ્રસિદ્ધ કરવા જેટલો વિવેક તો દાખવવો જ જોઈએ. ગુજરાત વિદ્યાપીઠ ને કાકાસાહેબ કાલેલકર આવી ભદ્રંભદ્રિય નીતિ દ્વારા ગાંધીજીને અનુસરે છે?

**રણમલ લાખા :**

[ લે. ગુણવંતરાય આચાર્ય; પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨. કિં, રૂા. ૧-૧૨-૦ ]

સાગર ક્ષેત્રે ગુજરાતીઓ ઘણા સાહસિક હતા એ ભૂલાઈ ગયેલી હકીકતને તાજી કરી સામાન્ય ગુજરાતીને પણ એના ગૌરવભર્યા ભૂતકાળના વહાણવટા વિષે સભાન કરનાર એક અને અદ્વિતીય લેખક, તે શ્રી. ગુણવંતરાય આચાર્ય. એમણે ગુજરાતના આર્થિક ઇતિહાસને ખૂણેખાંચરેથી ખોતર્યો ને આપણા જૂના વહાણવટાના ઉદ્યોગ વિષે રસપ્રદ માહિતી એકઠી કરી ગુજરાતને બે સરસ નવલકથાઓ આપી—દરિયાલાલ ને રણમલ લાખા.

આ 'રણમલ લાખા' મૂળ નવલકથાની સંક્ષિપ્ત આવૃત્તિ છે. ગુજરાતના યુવાનો સમક્ષ એમણે મહાપ્રતિભાશાળી ને ધીરોદાત્ત વીરનું જીવન ચરિત્ર સચોટ શૈલીમાં હકીકતને વફાદાર રહીને રજૂ કર્યું છે. હિંદના વહાણવટાના ઇતિહાસમાં રણમલ લાખાનું ન અવગણી શકાય એવું સ્થાન છે.

કિશોર કિશોરીઓને આ નવલકથા ખૂબ પ્રેરક નીવડશે. એની શૈલી જોમવાળી ને થનગનાટ ઉપજાવે એવી છે; માત્ર જોડણી વિષેની બેકાળજી ડંખે એવી છે. હિંદમાં વહાણવટાના ઉદ્યોગમાં નવું પ્રસ્થાન મંડાયું છે ત્યારે 'જલ જવાહર' ને 'જલ આઝાદ' સાથે કોઈ વહાણનું નામ 'રણમલ લાખા' પણ પાડવામાં આવે તો એક મહાન દરિયાવીરને યોગ્ય અંજલિ અર્પી કહેવાશે.

**રાસ અને ગરબા :**

[ લે. રામનારાયણ પાઠકઃ ગોવર્ધન પંચાલ, પ્ર. ઇન્ડિયન નેશનલ થિયેટર પ્રકાશન. કિં. રૂ. ૧-૦-૦ ]

રાસ અને ગરબાના સ્વરૂપ અને વિકાસની રૂપરેખા ૮૦ પાનામાં સચોટરીતે સમાવી લેતું આ પુસ્તક એ વિષેના અત્યંત દુર્બળ સાહિત્યમાં નોંધપાત્ર ઉમેરો કરે છે.

પુસ્તકના કર્તા શ્રી. ગોવર્ધન પંચાલ છે, 'આભાર દર્શન' પણ એમણે જ લખ્યું છે; શ્રી. રામનારાયણ પાઠકનો 'રાસ અને ગરબા' નામનો નિબંધ, ઓલ ઇંડિયા રેડિયો, મુંબાઈના સૌજન્યથી, પહેલાં રજૂ કર્યો છે—એ નિબંધ અત્યંત રસિક ને પ્રવેશક તરીકે સોહામણો લાગે એવો છે. નવા લેખકની મુશ્કેલીઓ ટાળવા માટે પ્રકાશક સંસ્થાએ કરેલો બે નામ મૂકવાનો અખતરો ચાલાક જ ગણવો ને?

રાસ અને ગરબા એ ગુજરાતનું એક વિશિષ્ટ કલાધન હોવા છતાં એક યા બીજા પ્રકારે હિંદના જુદાજુદા પ્રદેશોમાં પ્રચલિત છે એ લેખકે ઠીકઠીક માહિતી સંકલિત કરીને બતાવ્યું છે. સ્વાતંત્ર્ય પછી રાસ અને ગરબાને અખિલ હિંદની કલામાં પણ પ્રતિષ્ઠિત સ્થાન મળ્યું છે. આથી એ કલા વિકસાવવા પાછળ આપણે જેટલો પુરુષાર્થ કરીએ એટલો ઓછો છે.

ઠીકઠીક શ્રમ માગી લે એવા સંશોધનને અંતે શ્રી. પંચાલે લખેલો રાસ અને ગરબાના સ્વરૂપ અને વિકાસ અંગેનો લેખ, માહિતીપ્રચૂર ને તાજગીભર્યો છે. રાસ અને ગરબાક્ષેત્રે આધુનિક પ્રગતિ વિષેનું વિવેચન એમણે ત્રણ જ પાનાંમાં ન આટોપી લીધું હોત તો? દયારામથી ન્હાનાલાલ મેઘાણી ને બોટાદકર સુધી રાસ ને ગરબાનો વિકાસ આલેખતો બીજો લેખ તૈયાર ન થઈ શકે? રાસ અને ગરબાની કલામાં વિકાસ કયા પ્રકારે કરવો એ વિષે પણ કંઈક ઊંડો વિચાર કરવો જરૂરી છે. જો કે આ વિષય તરફ સાહિત્યપ્રિય સજ્જનોનું ધ્યાન ખેંચાય



આવે છે. સાત ચોપડી ભણેલી પત્ની ઉમા એક આદર્શ ગૃહિણી તરીકે કથાના અંત સુધી ચીતરાઈ છે. શંકરનો દારુડિયો મિત્ર દિગંબર શંકરની પાસેથી જ કંઈક સીધી લાઈ ને ચડતો કથા પૂરી થતાં વર્ણવાયો છે. શહેરના નગરપતિપદે પહોંચતા પાપાસાહેબની શેહમાં તણાયા વગર પાપાસાહેબની પુત્રીને ખોટી રીતે મેટ્રિકમાં બેસવા ફોર્મ દેવા કરતાં પોતે ધ્યેયની ખાતર શાળાનું રાજીનામું પણ આપે છે. શંકરનો નાનો ભાઈ અરવિંદ ભણવા કરતાં કંઈક ભાષણખોર બની ગયો હોય છે. એટલે બી. એ. થવાનાં પણ સાંસાં પડે છે. નાની બહેન સુમિત્રા એક એવા શ્રીમંત છોકરાના પ્રેમમાં પડે છે કે તેને પરણાવવા માટે મરતી વખતે તેના પિતાએ બે હજાર રૂપિયા જુદા રાખેલા તે પણ યુદ્ધોત્તર મોંઘવારીએ એકની જ કમાઈ ઉપર ચાલતા આ કુટુંબના નીતિના પ્રખર પૂજારી શંકર પાસે ધીમે ધીમે કરીને પૂરા કરાવેલા હોય છે. અને મધ્યમ વર્ગની આ પીસાતી પરિસ્થિતિનો છેક છેલ્લી ઘડીએ ખ્યાલ આવતાં સુમિત્રા તેના ભાવિ પતિને લખી નાખે છે કે પ્રેમની ખાતર દાયજા જેવી રૂઢિના ગુલામ પતિ પોતાને કેવીક સ્વતંત્રતા આપી શકશે! અને એ જ સાથે શંકરનો મિત્ર શંકરને આપવા રૂપિયા પાંચ હજાર લઈને મારતી મોટરે આવતો હોય છે એ જ મોટરની અડફેટમાં શંકર ગબડીને નીચે પડે છે. સારવાર પછી શંકર સાજો થતાં દારૂડિયો દિગંબર પાંચ હજાર રૂપિયા આપે છે ત્યારે આર્થિક ભીંસમાં પૂરેપૂરો પીસાતો શંકર એ પાંચ હજારમાં પોતાના ગુરુની બંગલી બીજાને વેચવા કાઢેલી તે દિગંબર પાસે ખરીદાવી લે છે. અને એ સંતોષના વાતાવરણમાં કથાની સમાપ્તિ થાય છે શંકરના એક વાક્યથી: 'ભગવાન! તું મારી આંખો ભલે લઈ જા; પણ એ આંખોમાંથી વહેતાં મારાં અશ્રુ કોઈ કહેતાં કોઈ કાળે તું ઝૂંટવી લઈશ નહિ!'

મધ્યમ વર્ગના એક શિક્ષકના જીવનની વિષમ પરિસ્થિતિ જે આખી કથામાં ચીતરાઈ છે તે કથાના દોરને છેવટ લગી મજબૂત બનાવ્યે જાય છે. શ્રી. ખાંડેકરની નવલકથાઓમાં ક્યાંયથી પણ શિક્ષક આવવાનો જ, તેમના ચીતરામણનું આ એક જ મજબૂત ફલક થઈ પડ્યું છે. તે શિક્ષક પણ પાછો આદર્શ, બહુશ્રુત, વાતવાતમાં કાળિદાસ, સેક્સપિયર, ભવભૂતિ, ગડકરી વગેરે કવિઓને, તેમની કૃતિઓને ચર્ચતો! તેમની કથાપટમાં કથા તો ઉપર સાર આપ્યા જેવડી નાનકડી જ હોય, પણ વચ્ચે કથાપ્રવાહને ક્યારેક રોકી લેતી ઉપમાઓ, દૃષ્ટાંતો અને કંઈક વિચારવમળો વિનાનો વાર્તાપ્રવાહ તેમને શ્રેષ્ઠ વાર્તાકાર કહી શકત. આ વાર્તાનું કથાવસ્તુ સામાન્યથી જરાય આગળ નથી વધતું.

આખી નવલકથા એક પછી એક પાત્રમુખે કહેવડાવે છે. એ તેમની નવલકથાઓમાં નવો ચીલો ગણાય, ગુજરાતીમાં નહિ. ગુજરાતી નવલકથાકારોની નાની સંખ્યાની નવી ગુજરાતી નવલકથાઓ ઓછી પ્રગટ થતી હોવાથી બહારની નવલકથાઓ ઠીક ઠીક પ્રસિદ્ધિ પામી છે તેમાંથી ખાંડેકરની અગાઉની નવલકથાઓ સાથે સાથે 'અશ્રુ' પણ વાચકોને આકર્ષે તેવી તો થઈ છે જ.

ઠગ (સંક્ષિપ્ત):

[લે. રમણલાલ વ. દેસાઈ. પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ, મૂલ્ય: દોઢ રૂપિયો.]

નવલકથાકાર તરીકે આગવું સ્થાન મેળવી ચૂકેલા સ્વ. ર. વ. દેસાઈની જાણીતી અને સૌ પ્રથમ નવલકથાનો આ સંક્ષેપ છે. અઢારમી અને ઓગણીસમી સદીમાં ભેદ અને ભયાનકતાનું વાતાવરણ ઊભું કરતી અનેક ગુપ્ત મંડળીઓ અને સંસ્થાઓનો અભ્યાસ કરીને 'ઠગ' ટોળીનો વધુ પરિચય થયો અને આ નવલકથાની આખી માંડણી લેખકે તે ઉપરથી કરી. વિદ્યાર્થીઓને અનુકૂળ થાય એવી રીતે આખી નવલકથાનું સંક્ષિપ્ત લેખકે પોતે જ કર્યું છે તે આ સંક્ષેપની મૂલ્યવત્તા વધારે છે. જે વાંચીને મૂળ નવલકથા વાંચ્યા જેટલો વાચકને સંતોષ પણ મળશે અને મૂળ વાંચવાની ઈચ્છા પણ જન્માવશે.



# અર્ધવાર્ષિક અનુક્રમણિકા

## ઊર્મિ નવરચના

વર્ષ ૨૭ : અંક ૧ થી ૬ : એપ્રિલ '૫૬ થી સપ્ટેં૦ '૫૬ • સળંગ અંક ૩૧૩ થી ૩૧૮

[ લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો સળંગ અંક નં. અને બીજો પાનું દર્શાવે છે. ]







નવરચના

સાત વરસમાં તો ગુજરાતના પ્રત્યેક ઘરનું માનીતું થઈ પડેલું

નિસર્ગોપચારની દૃષ્ટિએ જીવનઘડતરનું ગુજરાતી માસિક




[ તંત્રીઓ : ડૉ. ભૂપતરાય મો. દવે : ડૉ. શંકરલાલ મો. દવે ]

આપને ગમે ત્યાંથી વાંચવા મળતું તો હશે જ. પણ આપને નથી લાગતું કે એ વાંચીને પાછું આપવું સારું નથી? એ તો સંઘરી રાખવા જેવું હોય છે. તો પછી દર મહિને નિયમિત આપના ઘેર બેઠા હાથમાં આવે એ માટે એનું લવાજમ [**ફક્ત રૂપિયા સાડાપાંચ : વિદેશમાં બાર શિલીંગ**] આપ પણ કેમ નથી મોકલી દેતા?



વરસમાં જૂન, સપ્ટેમ્બર, ડિસેમ્બર અને માર્ચ એમ ચાર માસમાંથી કોઇપણ માસથી વાર્ષિક ગ્રાહક થવાય છે.



આપનું લવાજમ આજે જ મોકલી આપો :—

# તંદુરસ્તી કાર્યાલય

**આરોગ્યધામ, અચુબમેન્શન**
વિન્સેન્ટ રોડ, **મુંબઇ ૧૯**

અથવા

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ગાંધીરોડ, **અમદાવાદ, ૧**

નાખી દીધી છે. પણ આશ્રમનું નિર્મળ, પવિત્ર વાતાવરણ રાખવું એ જ બાલકોબાજીનું મુખ્ય કાર્ય છે. બાલકોબાજીની સાથે વાતચીત કરતાં કોઈને ક્ષોભ થતો નથી. એટલી નિખાલસતા ને સરળતા છે કે સૌ કોઈનાં હૃદયનાં દ્વાર એમની પાસે ઊઘડી જાય છે. આજે તો બાલકોબાજી રોજ સવારે લગભગ આઠ વાગે ગામસફાઈ કરવા જાય છે. તે બાર વાગ્યા સુધી ગામ આખાની સફાઈ કરે છે. આને માટે સેવિકા હોશિયારીબેનની કહેલી વાત યાદ આવે છે: 'શરૂઆતમાં બાળકોબાજી ગામસફાઈ કરવા જતા ત્યારે ગામલોકો એમને ગાંધીનો ભંગી કહેતા. વળી કેટલાક કહેતા કે સરકારે એમને ગામની સફાઈ કરવાનું કહ્યું છે. ને વળી એક જણે તો બાલકોબાજીને બોલાવીને કહેલું પણ ખરું કે અમારું આંગણું સાફ કરવાનું છે. બાલકોબાજી હસતાં હસતાં કહેતા કે મારા ગ્રાહકો હવે થવા માંડ્યા છે.'

આશ્રમને મેં છોડ્યો છે પણ આજેય મારા મનમાં વીંટાળેલી ધોતી ને ઓઢેલી પછેડીવાળા, સાયંકાળે તંબુરાના તારની સાથે માનવહૃદયને ઝણઝણાવતા, બાપૂનાં અધૂરાં આદર્શોને પૂરા કરતા, આશ્રમમાં સાત્વિક ભાવોનાં પુષ્પોને વેરતા, નિર્મળ, નિખાલસ, કોમળ, પ્રેમાળ, બ્રહ્મચારી બાલકોબા રમી રહ્યા છે, કેમેય ભૂલ્યા ભૂલાય તેમ નથી. એમનું એક વાક્ય તો યાદ રહી ગયું છે કે 'હું ઘણાં વર્ષ દરદી રહ્યો. તેથી મને દરદી માટે ઘણી સહાનુભૂતિ છે' ને આ તેમની સહાનુભૂતિ જ ખરેખર તેમના તરફનું એક આકર્ષણ તો નહિ હોય ને!



હું જ્યારે સાધના કરતો ત્યારે જ મને વિચાર આવ્યો કે મનમાં સારા અને નરસા બન્ને પ્રકારના વિતર્ક કે વિચારો આવ્યા કરે છે. તેથી મારે એના બે ભાગ પાડવા. જે અકુશળ કે નઠારા વિતર્કો છે તે એક બાજુ અને જે કુશળ કે હિતકારી વિતર્કો છે તે બીજી બાજુ. કામ, દ્વેષ અને ત્રાસ આપવાની વૃત્તિ આ ત્રણ અકુશળ વિતર્કો. તેથી ઊલટું નિષ્કામતા, પ્રેમ અને કોઈને પીડા ન આપવાની વૃત્તિ એ ત્રણ કુશળ વિતર્કો છે. હું વિચાર કરતો બેસું અને મનમાં કોઈ અકુશળ વિતર્ક આવ્યો કે તરત જ વિચાર કરતો કે, આ વિતર્ક મારું કે બીજા કોઈનું હિત કરનાર તો છે જ નહિ, અને વધારામાં તે પ્રજ્ઞાને રોકે છે. મન ઉપરની પાકી ચોકીદારી અને સતત જાગૃતિથી એવા વિતર્કોને હું રોકતો. તે એવી રીતે કે જેમ કોઈ ગોવાળિયો, પાકથી ઊભરાતાં ખેતરો ન ભેળાય એ માટે, પાક ખાવા દોડતી ગાયોને સાવધાનીથી ખેતરોથી દૂર રાખે તેમ. પરંતુ જ્યારે મનમાં કુશળ વિતર્ક આવે ત્યારે તે વિતર્કો મારા, બીજાના અને બધાના હિતમાં કેવી રીતે છે એનો વિચાર કરી સતત જાગૃતિથી હું એ કુશળ વિતર્કોનું જતન કરતો. બહુ વિચાર કરતાં બેસી રહેવાથી શરીર થાકી જાય ને શરીર થાકે તો મન પણ સ્થિર ન થાય, એમ ધારી હું કુશળ વિતર્કો આવે ત્યારે મનને માત્ર અંદર જ વાળતો. જેવી રીતે ખેતરોમાંથી પાક લણાયા પછી ગોવાળ ઢોરોને ખેતરોમાં છૂટાં મૂકી દે છે, માત્ર દૂર રહી એના ઉપર દેખરેખ રાખે છે, તેમ હું કુશળ વિતર્કો આવે ત્યારે એની દેખરેખ રાખતો, પણ મનનો નિગ્રહ કરવાનો પ્રયત્ન ન કરતો.

—બુદ્ધ

*

આ જગતમાં કદાપી વેરથી વેર શમતું નથી. અવેર—પ્રેમથી જ વેર શમે છે. આ સનાતન નિયમ છે.

—બુદ્ધ





## ભણેલી બેનોની સમસ્યા

આપણે ત્યાં દિન પ્રતિદિન ભણેલી બેનોની સંખ્યા વધતી જાય છે. બેનો ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરે છે તેની પાછળનો હેતુ પોતા પૂરનો જ નથી હોતો; તે પોતાના કુટુંબને અને સમાજને—દેશને કંઈક અંશે મદદરૂપ નીવડે તે આશય હોય છે, અને હોવો જોઈએ. ભણીને માત્ર બેસી રહેવાથી તે ભણતર કટાઈ જાય છે, કયારેક તેનો દુરુપયોગ પણ થાય છે. ભણેલી બહેનોની આ એક મોટી સમસ્યા છે. ઘણી બેનો પોતાના શોખને ખાતર વેતન લીધા વગર સામાજિક કાર્ય કરે છે પણ આ કામમાં એવું થાય છે કે તે સમયસર અને વધુ કામ આપી શકતી નથી. આમાં અમુક ટકા બકાત પણ હોય છે. પણ મોટે ભાગે 'પોતે કંઈક કરે છે' એટલાથી એને મોટો સંતોષ મળે છે.

આ તો સામાજિક કાર્યમાં રસ ધરાવતી—શોખ કેળવતી બેનોની સંખ્યાની વાત થઈ. ભણ્યા પછી જેઓ વેતન ઉપર કામ કરે છે તેમને માટે પણ જાણે મર્યાદિત સમય નક્કી થયો હોય છે. તેઓ લગ્ન થાય છે પછી કામ મૂકી દે છે. એની પાછળ પણ ઘણાં કારણો છે. શ્વસુરગૃહેથી ના પાડવામાં આવે છે. કયાં તો સંયુક્ત કુટુંબ, વ્યવહાર, ઘરના કામમાંથી ઊંચુ જ નથી અવાતું. કેટલાક પતિ પણ પોતાની પત્ની નોકરી કરે તેનો વિરોધ કરતા હોય છે. પણ આ બધા કથનની પાછળ વધુ તો સ્વાર્થી ટૂંકી દૃષ્ટિ છે એમ લાગે છે. બીજા દેશોમાં ભણેલી બેનો કામ કામ કરે જ છે ને? આ પ્રશ્ન બરોબર છે પણ તેમને માટે બધી રીતે ચારે બાજુથી બેનો કામ કરી શકે તેવું વાતાવરણ, સગવડ હોય છે. તેમનો સમાજ, તેમની સરકાર તે પ્રત્યે ખૂબ ધ્યાન આપે છે. મોટામાં મોટું સુખ તો ત્યાં રસોઈની કોઇ જાતની ખટખટ નથી. બધું જ તૈયાર મળે છે જ્યારે આપણે તો અનાજ મસાલા સાફ કરવાથી માંડીને તેને દળાવવા ખંડાવવામાં સારો એવો સમય આપવો પડે છે. બીજી પણ ઘણી સારી સગવડો તેઓ પ્રાપ્ત કરી શકે છે. આ બધું હોવા છતાં પણ આપણી બેનો કામ કરે છે, કરી શકે છે. બહારનું અને ઘરનું સારી રીતે સંભાળે છે. પણ પછી તેને જંપીને બેસવાની નિરાંત તો નથી જ રહેતી. એકલું બહારનું કરવા જતાં નોકર ચાકરના હાથમાં સોંપવું પડે છે. અને એ પણ એક જાતનો દુર્વ્યય થઈ જાય છે. એને માટે તો બેનોએ જ્યારે ઘરનું કામ સંભાળવા પણ એકલી જ હોય ત્યારે ફુરસદનો અમુક સમય નક્કી કરી સમાજ પ્રત્યે આપવો ઘટે. ભણીને મોટી મોટી પદવીઓ મેળવ્યા બાદ પણ પોતાનું સમાજ અને દેશ પ્રત્યે કર્તવ્ય છે એ વિચારવાનું શક્ય નથી બની શકતું એવું પણ બને છે. અને તે કારણે મોટા ભાગની સંખ્યા એ જવાબદારીથી મુક્ત બની જાય છે. પણ જેટલી જવાબદારી ઘર અને કુટુંબ પાછળ છે તેટલી જ નહિ બલ્કે અધીર્ જવાબદારી દેશ પ્રત્યે છે તેનું ભાન દરેક બેનને અવશ્ય થવું જોઈએ. લગ્નનું એક જ ધ્યેય સંતાનોત્પત્તિ અથવા તો ઘર સંભળાવું એટલું તો નથી જ. આપણે પુરુષોની હરોળમાં રહેવા માગીએ છીએ, સમાન હક્ક માટે ઝુંબેશ જગાવીએ છીએ,

કે હવે તમારે તેને મારવો છે? ત્યારે એકદમ કમલે કહ્યું કે: 'ના ના, હવે જવા દો. કોણ મારે!'

### લંગડાનાં લક્ષણ પણ...

આજકાલ રસ્તે ચાલતી છોકરીઓની છેડતી કરવાના પ્રસંગો ખૂબ બને છે. એમાં એકલા ગુન્ડાઓનો જ હિસ્સો છે એવું પણ કંઈ નથી. 'અપટુડેટ' દેખાતા સારા કુટુંબના એવા કેટલાક છોકરાઓની વૃત્તિ પણ કંઈક અંશે છોકરીઓની પાછળ પાછળ ફરવાની, તેમની સાથે વાતો કરવાની હોય છે.

એક ભાઈ આજે કેટલાંય વર્ષોથી સ્કૂલ-કૉલેજની છોકરીઓનો જવા આવવાનો સમય સાચવે છે. એ ભાઈ પોતે પગે ખોડંગાય છે. પણ એની ટેવ મુજબ પોતાની વૃત્તિ સંતોષવા હમેશાં અગિયાર વાગ્યાથી સાયકલ ઉપર લટાર મારવી શરૂ કરી દે છે. એમાંય પાછું અમુકની પાછળ જ ફરે એવું પણ નથી. પણ ઘણી બધી છોકરીઓના દરેકના જુદા જુદા સમયનો ખ્યાલ રાખી એક બાજુ પતાવી બીજી લાઈન પર લટાર શરૂ કરી દે છે. એમાંય કોઈ હિંમતવાળી છોકરી ન હોય તો તેનું આવી બન્યું.

એક વિદ્યાર્થિનીને થોડો વખત કૉલેજ એકલાં જ જવું પડતું. એના રસ્તામાં લંગડાભાઈની અવરજવરથી તે ખૂબ ગભરાતી. અને પેલો એને હેરાન પણ ખૂબ કરતો. એ ચાલતી હોય તેની આગળ જઈને સાયકલ વાંકી ચૂંકી એની અડફેટમાં આવે તેમ ચલાવતો અને પેલી બેન તો ખૂબ ગભરાઈ જાય. થોડા દિવસ આવું ચાલ્યું અને ઘેર આવી તેના ભાઈને એણે કહ્યું. બે-ચાર જણે ભેગા થઈ એક વખત પેલા લંગડાને માર્યો, ખૂબ માર્યો. એ મારની એને એટલી જ અસર થઈ કે એને જે રીતે હેરાન કરતો હતો તે બંધ થયું પણ એની એ કુટેવ તો કાયમ જ રહી. દશેક વર્ષથી ચાલતી તેની આ વૃત્તિ વધુ ને વધુ ઉગ્ર બની. ત્રીજે વર્ષે વળી બીજી વિદ્યાર્થિની હાથ લાગી. મને ખબર છે કે થોડા દિવસમાં તો તેની સાથે વાત કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. અને જ્યારે સુણાવી દીધું કે હવે જો તડીપાર ખાવે. હોય તો અમારી પાછળ ફરજે. એના જવાબમાં એ મૂર્ખે જવાબ આપ્યો: 'તમારા હાથનો તો માર પણ મીઠો લાગે!' એ બહેન એકલી તો નહોતી જ. બે ત્રણ બહેનપણીઓ સાથે જ નીકળતી. તેઓ એની નફ્ફટાઈ ઉપર મનમાં સહેજ ચીડાતાં ચીડાતાં ચાલી નીકળ્યાં.

બીજે દિવસથી નક્કી કર્યું કે એની તરફ બીલકુલ ધ્યાન ન આપવું, જાણે જાણતાં જ નથી એ રીતે વર્તવું. પણ પાછું થોડા દિવસ પછી તો અમે જાણ્યું તો એની નફ્ફટાઈની હદ આવી ગઈ હતી. એ ભાઈને એ બહેન સાથે પરણવાના કોડ જાગ્યા હતા. ક્યાં જાય છે, ક્યાં રહે છે વગેરે તપાસ આદરવામાં તે કુશળ હતો. અને એક દિવસ બુદ્ધિ વગરનો લાંબો પત્ર લખવાની તેણે ધૃષ્ટતા કરી. પહેલાં તો ક્યાંય સુધી એ પત્ર ઓળખાયો નહિ જ. અંતે એ લંગડાનું જ પરાક્રમ હશે તેનો ખ્યાલ આવ્યો. અમે ગણકાર્યું નહિ અને એની પ્રત્યે ખૂબ બેદરકાર બન્યાં અને છતાં આજે બીજાં ચાર વર્ષ પછી પણ એને હું એ જ રીતે ફરતો જોઉં છું. આ તે કઈ








## રૂપનાં અમી :

[ લે. હસિત બૂચ; પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. અમદાવાદ–૧; અઢી રૂપિયા ]

નિ:શંક આશાસ્પદ સિદ્ધિ દાખવતો પ્રો. હસિત બૂચનો આ પ્રથમ કાવ્યસંગ્રહ સને ૧૯૪૫ સુધીના ગાળામાં લખાયેલાં કુલ ૭૨ કાવ્યો ગુજરાતના કવિતાભોગીઓની સેવામાં પેશ કરે છે. એમાં અર્ધાથી વધુ ગીતો છે, જેમાં શ્રી. બૂચની કવિ તરીકેની નોંધપાત્ર વિશિષ્ટતા રહેલી છે. બાકીનામાં સૉનેટ, લાંબી પદ્યરચના, મુક્તક, ખંડકાવ્ય, ગઝલ એ સૌ પ્રકારની સફળ અજમાયશ દેખાડતાં કાવ્યો છે. કવિ માનસમાં અને કવનમાં સુંદરના ઉપાસક અને ગાયક છે. પ્રણય અને પ્રકૃતિમાં સુંદરનો જે સુખાનુભાવ એમને થયો છે તેનું, એમના જ શબ્દોમાં ' વિશ્વે...... વિલસતાં રૂપનાં અમી 'નું ઉલ્લસિત ગાન આ સંગ્રહનાં ઘણાં કાવ્યોમાં થયું છે. પ્રણયાલેખનમાં જુવાન કવિ ઠીક ખીલે છે. ' એ સાંજ ', ' શ્રાવણ રાતે ', ' કેમ અળગાં રહેવાય ', ' મિલન ' ને ' રાણી મોરી ' જેવાં કાવ્યો એ બતાવે છે. પ્રકૃતિકાવ્યોમાં ' મેઘમંગલ 'ની ત્રિપુટી, ખાસ કરીને એમાંનું ' આયો મેહુલિયો આયો ' એ ગીત, અને વાદળનાં અંધારાં', ' શ્રાવણનો ઘનરાજ ', ' ઝરે શરદચાંદની ' જેવી રચનાઓ આકર્ષક છે. પ્રણય અને પ્રકૃતિને અને હર્ષશોકાદિનાં ( જુઓ ' નિરાશા ', ' ઇશારા ', ' ઉર એવું કેવું રે ' ) તેમ જ આધ્યાત્મિક સંવેદનોને ગાતા કવિની સ્વભૂમિભક્તિએ પણ એમની પાસે ઓછાં કાવ્યો લખાવ્યાં નથી. કવિ ગુજરાતનું ગાણું ગાય છે, મળેલી સ્વતંત્રતાને વધાવે છે, નેહરુની જુવાનીને બિરદાવે છે, સુભાષચંદ્રની રાષ્ટ્રમુક્તિની સાધનાને અંજલિ આપે છે, ગાંધીજીના કારાવાસ અને એમની હત્યાએ પ્રગટાવેલ લાગણીઓને વ્યક્ત કરે છે અને વિનોબાના ભૂમિદાન મંત્રના ચમત્કારનેય ગાય છે. ' ગામડાં ' અને ' સફાઈ દિન ' એ બે અસુખદ વાસ્તવદર્શને કવિને થતી અકળામણ વ્યક્ત કરતાં વાસ્તવલક્ષી અને સંવેદનભીનાં કાવ્યોના પાયામાં પણ કવિની સ્વદેશવત્સલતા અને માનવતા રહેલી છે.

શ્રી. બૂચની સન્નિષ્ઠ કાવ્યસાધના વિશેષ એકાગ્ર બનતી ચાલી આનાથી ચડિયાતા કાવ્યસંગ્રહો ગુજરાતને સંપડાવે એવી આશા સાથે ગૂર્જર કવિકુલમાં થતા એમના પ્રવેશને સુસ્વાગતમ્ કહી વધાવીએ.

## ભાવીણ : ગારંબીનો બાપુ :

[ અનુ. ગોપાળરાવ વિદ્વાંસ; પ્રકાશક, આર. આર. શેઠની કંપની, મુંબઈ–૨; મૂલ્ય અનુક્રમે સાડાચાર અને સાડાપાંચ રૂપિયા. ]

મરાઠી નવલકથાકાર શ્રી. ખાંડેકરની કૃતિઓને ગુજરાતીમાં ઉતારનાર શ્રી ગોપાળરાવ વિદ્વાંસે આ બે નવલકથાઓને ગુજરાતીમાં ઉતારી ગુજરાતને છેલ્લાં છ સાત વર્ષમાં મરાઠી ભાષામાં પ્રગટ થયેલી અને વિવેચકો વડે ઉત્તમ ગણાયેલી નવલકથાઓમાંની બેનો પરિચય કરવાની સુવિધા કરી આપી વિશેષ આભારી બનાવ્યું છે.

આગલી નવલકથા ' ભાવીણ 'ના મૂળ લેખક છે જાણીતા મરાઠી અને કોંકણી કવિ શ્રી બા. ભ. બોરકર. કથાનું નામ એની નાયિકાના વિશેષનામ પરથી નહિ પણ એના વ્યવસાય–નામ કે વર્ગ–નામ પરથી



આ કથામાં આકર્ષક પાત્ર છે રાધાનું. એ 'રાધા સમાજની પ્રચલિત પ્રણાલિકાને લીધે કેવું સહી પોતાની તેજસ્વિતાને અને શુદ્ધ પ્રીતિને બળે બાપુની પ્રેરણાદાત્રી ને જીવનસંગિની કેમ બને છે તેની કથા આ નવલકથામાંનો મહત્ત્વનો રસિક ભાગ છે. રાધા અને બાપુ એ બેઉ પાત્રોની ઓળખ માટે એ બેઉનો પૃષ્ઠ ૧૭૨-૭૩ પરનો સંવાદ ખાસ જોવા જેવો છે. વિઠોબા, બાપુ ને રાધા ઉપરાંત બાપુની માતા, અણ્ણા ખોત, બાપુની માશી, દિનકર, રાવજી આદિ અન્ય પાત્રો પણ કથામાં કેટલીક ઘટનાઓ સાથે સંકળાઈ વાર્તારસ પૂરો પાડવા સાથે ઊજળા લોકોના દંભ અને ગામડા ગામની ક્ષુદ્ર ખટપટનો ખ્યાલ આપે છે. તેમ જ ભિન્ન ભિન્ન પ્રકારનાં વૃત્તિ-વ્યાપારોવાળાં માનવીઓના નમૂના પણ રજૂ કરે છે.

'ગારંબીના બાપુ'ની ભાષા ધ્યાન ખેંચશે. મૂળ કથાની તળપદી લોકબોલીનો અનુવાદ શ્રી. વિદ્રાંસે પોતાના બાલ્યકાળથી માંડીને આજસુધીના ગુજરાત-માંના નિવાસે એમને પરિચિત કરેલી એવી જ અસલી પોતની તળપદી કાઠિયાવાડી બોલીમાં સફળતાથી કર્યો છે.

ગુજરાતી નવલકથારસિકો આ બંને અનુવાદો વાંચે અને ગુજરાતી નવલકથાની સિદ્ધિ અસિદ્ધિઓનો એના મુકાબલાના પ્રકાશમાં વિચારે.

### હરિરથ ચાલે :

[ લે. હરિદાસ; પ્રકાશક, રામચરણ સુમિત્રાદાસ, અમદાવાદ; સોલ એજન્ટ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ-૧; બે રૂપિયા, ]

ગામડાના જુવાનો પર અસર પાડતા ગ્રામસેવક સાધુ-રામની સેવાપ્રવૃત્તિ સામે ખલપાત્ર કંજૂસ દેસાઈજીની કામગીરીને મૂકી સંઘર્ષ ઊભો કરી દેસાઈજીની પુત્રી કીકીની સાધુરામ પ્રત્યેની અમીદૃષ્ટિમાંથી તે બેઉનું લગ્ન પરિણમાવી એ સંઘર્ષનું સુખાન્ત શમન સાધતા વસ્તુવાળા આ નાટકની રચનામાં તેના લેખકે નજર સમક્ષ આદર્શ રંગભૂમિના જૂના નાટ્ય પ્રકારનો, એને જ અવિકૃત શુદ્ધ ગુજરાતી નાટક માનીને, રાખ્યો છે. આથી નાટકમાં દરેક કડી બતાવતા જવાની હોંસ એમણે રાખી છે, જેને પરિ-ણામે નિવાર્ય બનાવો ને પ્રવેશો ટાળવાની કલાને બિનજરૂરી ગણી એમણે નાટકને સંહત સઘન બના-વવાને બદલે ઘણા પ્રવેશોવાળું ચતુરંકી નાટક બનાવ્યું છે. વસ્તુસંકલના જેને આધારે લેખકે યોજી છે તે પ્રસંગ—સાધુરામ ને દેસાઈજી વચ્ચેનો, ૨૦૦૦ રૂ. ની ચોરીના આક્ષેપનો નબળી કડી જેવો છે. સાધુરામ તેનું ભોપાળું ફોડે તેમ હતો. તો ય દેસાઈ તેને માથે ચોરી ઓઢાડવા તૈયાર થાય છે! ભીખો ધનીએ પડખેના જ ગામમાં તેની માશીને ઘેર છોકરું જણ્યું છે એ મહિનાઓ સુધી જાણે જ નહિ, સાધુ-રામ ઘડીકમાં ઉઘરાણીઓ પતાવી આવી દેસાઈજી ધનીની માશીને ત્યાં ગયાં હોય તે જ વેળાએ ત્યાં પહોંચી જાય, સાધુરામની જૂની સેવાઓ છતાં લોકો અબુધ ટોળું બની તેને મારવા આવે. આવા આવા બનાવો સંભવાસંભવની બહુ પરવા ન રાખનારાં ધંધાદારી રંગભૂમિનાં જૂનાં નાટકોની યાદ આપે તેવા છે. ન્યાયની અદાલતનું દૃશ્ય હદથી વધુ મહત્વ ધરી બેઠું છે. એમાં નટુ-છોટુદ્વારા જે હસાવવાનું કર્યું છે તે અસ્વાભાવિક છે. દેસાઈજી અને કીકી એ નામો એ પાત્રો સૂરત જિલ્લાનાં હોવાની ચાડી ખાય છે, પણ લેખકે ક્યાંય એ બેમાંથી એકે પાત્રને મોંએથી સૂરતી બોલી સંભળાવી નથી. કદાચ એમાં એ નહિ માનતા હોય.

નાટકમાં ચાર અંક અને ઘણા પ્રવેશો છે અને દર પ્રવેશે સ્થળભિન્નતા છે, જે ઘણીવાર તો Deep scene માગે એવી છે. આવા પ્રવેશો ગોઠવવામાં વિલંબ થાય ને ખર્ચ પણ ઠીક પ્રમાણમાં થાય તેનો લેખકને તેમણે પ્રસ્તાવનામાં કહ્યા મુજબ વાંધો નથી; પણ ભજવનારાઓને ખર્ચને હિસાબે અને પ્રેક્ષકોને બિનજરૂરી વિલંબને કારણે એની સામે વાંધો હોય એનું શું? લેખક કહે છે કે પ્રેક્ષકો નાટક સાંભળવા નહિ, જોવા આવે છે. પોતાની એ માન્યતાને વફાદાર





રોજ સવારના ચાર વાગ્યાની પ્રાર્થના વેળા ગાંધીજીએ આપેલાં ગીતા પ્રવચનોની સ્વ. મહાદેવ દેસાઈ તથા પૂંજાભાઈએ લીધેલી નોંધ આ પુસ્તકરૂપે પ્રગટ થઈ છે. આશ્રમવાસી 'છોકરાઓ'ને ગીતા અધ્યાય ચાર શ્લોક પછી શ્લોક લેતા જઈને સમજાવવાની દૃષ્ટિ ગાંધીજીએ રાખેલી હોવાથી એમની ભાષા આમાં અત્યંત સરળ અને ચર્ચા વધુ પડતી આધ્યાત્મિકને બદલે એમના એ નાના શ્રોતાઓ ગીતાબોધને આચરણમાં ઉતારી શકે એ હેતુથી શૈક્ષણિક પ્રકારની રહી છે. ભાષણોની વફાદાર નોંધ હોઈ પુસ્તક વાંચતાં ગાંધીજીને સાંભળતા હોઈએ એવો અનુભવ વાંચનારને થવાનો. આ કારણે વધુ વ્યવસ્થિત શાસ્ત્રીય નિરૂપણનો અભાવ પણ ક્યાંક ક્યાંક વરતાવાનો. ગીતાને જીવનમાં ઉતારવાના આ યુગના એક મહાન પુરુષાર્થીનું, જીવતી ગીતાનું, ગીતાપુરુષનું, આ સરળ ગીતાર્થ નિરૂપણ છે એટલે જીવનવિકાસના સાધકોને ક્ષેમકર જીવનપાથેય એમાંથી મળી રહેશે. સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો, યજ્ઞનો અર્થ, ભગવાને ભક્તના જે યોગક્ષેત્રનું વહન કરવાનું વચન આપ્યું છે તે યોગક્ષેત્રનો અર્થ, આટલાં વાનાં પુસ્તકમાં ખાસ જોઈ જવા જેવાં છે. કર્મ–અકર્મનું ગાંધીજીએ સમજાવેલું રહસ્ય પણ દૃષ્ટિદાતા બને તેવું છે.

**ફૂલ ફાગણનાં :**

[ લેખક પ્રકાશક, મુકુંદરાય વિ. પારાશર્ય, કૃષ્ણનગર, ભાવનગર; સવા રૂપિયો ]

'અર્ચન' અને 'સંસૃતિ' કાવ્યસંગ્રહોથી નવી પેઢીના ગુજરાતી કવિઓની આગલી હરોળમાં આસનનો અધિકાર પામી ચૂકેલા કવિ શ્રી. મુકુન્દ પારાશર્યનો આ ત્રીજો કાવ્યસંગ્રહ છે. એની વિશિષ્ટતા એ છે કે એમાંની અડસઠે રચનાઓ ગેય કાવ્યોની, ગીતોની છે. આ સંગ્રહમાંનાં 'આશ હતી,' 'આશાનું ગીત,' 'આંધળે બેરું,' 'મીરાં', 'પ્રસાદ', 'દર્શન,' 'પ્રભુજીનાં તેજ' ને 'તો નહિ ગાઉં' એ ગીતો પુરોગામી સંગ્રહ 'સંસૃતિ'માં પ્રગટ થઈ ચૂકેલાં છે. 'સંસૃતિ'માં એ કાવ્યોદ્વારા ગીતરચનાની કવિએ દેખાડેલી ફાવટનું, ભારબાદ કાવ્યબજારની વર્તમાન રૂખ જોઈ એનો વધુ વિનિયોગ કરી નવાં લખેલાં આ સંગ્રહનાં સાઠ ગીતોમાં પૂર્ણ સ્વરૂપમાં સુખદ દર્શન થાય છે. 'ફાગણિયો,' 'વસન્ત', 'પાનખર', 'વર્ષાની આશા', 'મેહુલિયો', 'વાદળી શ્રાવણની', 'પારિજાતનાં ફૂલ', 'ફૂલવેલ વાયે ચડી,' 'પવન ભરતીના', જેવાં ગીતોમાં કવિએ ઉલ્લસિત કંઠે ને હૈયે પ્રકૃતિના સૌંદર્યવૈભવને ગાયો છે. 'રુદિયાનાં ગીત', 'હૈયે ચડેલું', 'ગાણું', 'અજાણી રીત', 'સુન્દિરતાનું પ્યાસી' 'આશાનું ગીત' 'પરોડનું પંખી', 'સ્વપનાં લહેરાય' અને એવાં ઘણાંમાં તેમણે હૈયાના લલિતકોમલ ભાવસંવેદનો એ જ સુકરતાથી ગાયાં છે. સંગ્રહમાં હાલરડાં ને કન્યાગીતો પણ છે. કવિના અંતરના ભક્તિભાવે 'આંધળે બેરું', 'દર્શન', 'પ્રભુજીનાં તેજ', 'દયામયને પ્રાર્થના' 'નાચે ગોપાલ' અને એવાં બીજાં જે ગીતોમાં પોતાની અભિવ્યક્તિ મેળવી છે તે પણ સહૃદયોને જરૂર આકર્ષશે. ભાવમાધુર્ય અને સંગીતપોષક પદાવલિથી શોભતાં આ ગીતોમાંનાં ઘણાં કવિતા લેખેય ગણનાપાત્ર કોટિનાં છે. અને 'પારિજાતનાં ફૂલ' એ ગીતના જ શબ્દો એને લાગુ પાડી શકાય એવાં છે.



પ્રતિપક્ષી ગુસ્સે થયો છે એવું જોઈ જે અત્યંત વિવેકથી શાન્ત થાય છે તે પોતાનું અને પારકાનું હિત સાધે છે

—બુદ્ધ





URMI-NAVRACHNA છૂટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો Regd. No. B. 4061

સત્તાવીસ વર્ષના જૂના અને ઘેરઘેર સંસ્કાર અને સાહિત્ય પ્રેરતા માસિક ઊર્મિ–નવરચનાનો સ્વ. માવળંકર સ્મૃતિ અંક આપે જોયો ?

# ઊર્મિ નવરચના

તંત્રી : ઈશ્વરલાલ મો. દવે
સંપાદક : જયન્ત પરમાર

દરેકની પ્રશંસા પામેલો આ સંદર્ભગ્રંથ જેમ સાચવી રાખવા જેવો ખાસ અંક મેળવવા આપ હજી પણ એપ્રિલથી વાર્ષિક ગ્રાહક નોંધાઈને લવાજમના રૂપિયા **સાડાસાત** (વિદેશમાં રૂ. **દસ**) મોકલી આપો.

વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચારમાંથી કોઈપણ માસથી વાર્ષિક ગ્રાહક થઈ શકાય છે.

ગ્રાહક થવા માટે આપનું લવાજમ મોકલો:

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ • પો. બૉ. નં. ૭૩ અમદાવાદ, ૧

---

નિસર્ગોપચારની દૃષ્ટિએ ચાલતું પ્રથમ ગુજરાતી માસિક

# તંદુરસ્તી

તંત્રીઓ :
ડૉ. ભૂપતરાય મો. દવે
ડૉ. શંકરલાલ મો. દવે

આ જૂન મહિનાથી સાતમા વરસમાં પ્રવેશ કરે છે. આટલા ટૂંકા ગાળામાં દરેક ઘરમાં આ માસિક ખૂબ જ ઉપયોગી થઈ ચૂક્યું છે.

વરસમાં જૂન, સપ્ટેંબર, ડિસેમ્બર અને માર્ચ એ ચારમાંથી કોઈપણ માસથી રૂપિયા **સાડાપાંચ** (વિદેશમાં રૂ. **આઠ**)માં વાર્ષિક ગ્રાહક થઈ શકાય છે.

ગ્રાહક થવા માટે આપનું લવાજમ નીચેના કોઈપણ ઠેકાણે મોકલો :

તંદુરસ્તી કાર્યાલય

**આરોગ્યધામ, અચુબ મેન્શન**
વિન્સેન્ટ રોડ, **મુંબઈ ૧૯**

અથવા

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, **અમદાવાદ, ૧**

'ચરક' ઔ. નં. ૯૭

# પ્ર...ભા...ત

[ પાયોરિયા માટે ખાસ ]



## દંતમંજન

* હંમેશના ચાલુ વપરાશથી દાંત મજબૂત અને તંદુરસ્ત રહે છે. દરેક દવાવાળા વેચે છે.

સચિત્ર સૂચિપત્ર માટે લખો :

**ચરક ભંડાર** મુંબઈ–નં. ૭

ડીસ્ટ્રીબ્યુટર્સ : મેસર્સ ચીમનલાલ માધવલાલની કું. ત્રણ દરવાજા, અમદાવાદ.
સલાહ કેન્દ્ર :—પાદશાહની પોળ સામે, રીલીફ રોડ, અમદાવાદ.

: મેન્યુફેક્ચરર્સ :

સ્ટીલના લાકડીના ફોલ્ડીંગ દરવાજા, ખુરશીઓ પલંગો, સ્પ્રીંગ પટીના, પ્લેટના તથા એક્સપાન્ડેડ મેટલ, દરેક જાતની જાળીઓ વગેરે બનાવનાર તથા વેચનાર

**કાન્તિલાલ એન્ડ કંપની**

**જાળીવાળા**

૩૮/૪૦ અબ્દુલ રહેમાન સ્ટ્રીટ,
પાયધુની, મુંબઈ–૩.

ટે. નં. ૨૩૯૪૪ ટે. એડ. ગ્રીલગેટ

આફ્રિકામાં જોઈએ છે

**એક વિશાળ અનુભવવાળા અને પીઢ શિક્ષકને યોગ્ય નોકરી**

લાયકાત : બી. એસ. સી. (જુનિયર) ૧૯૪૪
–મુંબઈ યુનિવર્સીટી
એસ. ટી. સી. ૧૯૫૩
એચ. એચ. એસ. ૧૯૫૩
રાષ્ટ્રભાષા રત્ન
એસ. સી. સી. ટ્રેઈન્ડ

સરકારમાન્ય હાઈસ્કુલમાં આઠ વર્ષનો અનુભવ. શાળામાં શિખવાતા બધા જ વિષયોમાં નિપુણ.

સરનામું :

**પો. બો. ૭૩ : અમદાવાદ–૧**

# સૌંદર્યધામ કાશ્મીરની મુલાકાતે

* અમારા મે માસના કાશ્મીરના ચોથા પ્રવાસમાં રહી ગયેલા વેપારી તથા બીજા ભાઈઓના ખાસ આગ્રહથી ઉપડતી કાશ્મીર-ટૂર.

* મુંબઈ તેમજ અમદાવાદથી તા. ૨૩-૭-૫૬ના રોજ ઉપડી અમૃતસર, દિલ્હી, આગ્રા થઈ પચીસ દિવસે પાછી ફરશે.



**રૂપિયા ૩૯૦**

(ત્રીજો વર્ગ)

મળો અથવા લખો :—

## સેઈફ વે ટ્રાવેલ સર્વિસ

C/o ભારતી સાહિત્ય સંઘ (પ્રાઈવેટ) લિ.
ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રીજ,
અમદાવાદ, ૧

અથવા

C/o ઓમ્બે હાર્ડવેર સ્ટોર્સ
૪૭૦, ફોકલેન્ડ રોડ,
બીજી સુથારગલીની બાજુમાં, મુંબઈ, ૪
[ ટે. નં. ૭૪૩૪૩ ]

અંક ૪ : જુલાઈ '૫૯
સળંગ અંક : ૩૧૬



'ઊર્મિ' : વર્ષ ૨૭
'નવરચના' : વર્ષ ૨૧

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧.

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

ધૂમકેતુ

# કડક આત્મ-પરીક્ષા

શાસનકર્તાઓ જ્યારે પોતાની જાતને કડક રીતે કસોટીએ ચડાવે ત્યારે જ તેમનું શાસન સ્વચ્છ બને. અહીં આપેલી આ સીધી સાદી વાતમાં આપણા પીઢ કલમસ્વામી એક એવી ચીમકી આપે છે જે દરેક પ્રજાને લાગુ પડે છે........

એક વખત ચીનનો એક રાજા બેઠો હતો. એટલામાં એની પાસેથી જ એક માણસ નીકળ્યો. તે પોતાના બળદને હાંકીને જતો હતો.

રાજાએ તેને પૂછ્યું: 'આ બળદને ક્યાં લઈ જાય છે?'

પેલા માણસે જવાબ વાળ્યો: 'મારે માનતા છે. ને આ બળદને હું ત્યાં લઈ જાઉં છું. દેવના ભોગ માટે!'

રાજાએ કહ્યું: 'તો ભલા માણસ! બળદને બદલે ભોગ માટે તો બકરું પણ ચાલે. તો બકરું જ લઇ જા ને!'

પેલા માણસને એ વાત ગમી. એટલે એ પ્રમાણે ફેરફાર કરવા માટે એ ત્યાંથી જ પાછો ફર્યો.

એ જોઈને એક સભાસદે રાજાને પૂછ્યું: 'મહારાજ! તમારી આ વાત કાંઈ સમજાણી નહિ. કિમ્મતની વાતને કાંઈ ન ગણીએ તો આ માણસ બળદનો ભોગ આપે કે બકરાનો ભોગ આપે, બન્નેમાં બિચારા નિરાધાર પ્રાણીની હિંસા તો રહી છે!

રાજાએ જવાબ આપ્યો: 'એમાં ઊંડા ઊતરો તો સમજવા જેવી વાત છે. વસ્તુની કિમ્મત માટે થઇને મેં આ કહ્યું ન હતું. પણ જે બળદને એ લઈ જતો હતો તે બળદની આંખમાં મને જાણે કાંઈક દેખાયું. એ બિચારો જાણે સમજી ગયો હોય કે પોતે નિરાધાર ગરીબ પશુ છે. હત્યા માટે જઈ રહ્યો છે, કોઈ એને બચાવી શકે તેમ નથી. એની આંખમાં મેં એ નિરાધારતા જોઈ ને તેથી તેની દયા માટે આ રસ્તો લીધો!'

'પણ તો તો મહારાજ! એ રીતે ગણતાં તમે એક બીજા કોઈ નિર્દોષ બકરાને ભોગ માટે હત્યારાને સોંપ્યો, એમ ન કહેવાય? એ બધું તો એકનું એક ગણાય નહિ?'

રાજાએ કહ્યું: 'ના. આ બળદને મેં જોયો હતો. જ્યારે બકરાને મેં જોયો નથી. પણ આજે આ પશુને જોઈને હૃદય આટલું દ્રવ્યું તો આ પશુ બચ્યું. મને આ પળ કીમતી લાગી. દિલની એ વાત આ પ્રમાણે તરત કરી લેવા જેવી લાગી. હૃદયનો વિકાસ થાય, પછી દિલમાં અદશ્ય પશુઓની નિરાધારતા પણ ઊગી નીકળે.'

'પણ તો તો મહારાજ! ઝપાટાબંધ એક કાયદો જ કરી ન કાઢીએ કે પશુહિંસા બંધ!'

'એ વાત તમારી સાચી છે. પણ લોકના દિલમાં જે વાત પરંપરાથી જડરૂપે બેઠી હોય તેને એકદમ કાઢવા જતાં પશુઓને બદલે માણસોને હણવા પડે એમાં કોઈ ડહાપણ નથી. વળી આ વાતનો કાયદો કરવાનો અધિકાર પણ મને ત્યારે આવે જ્યારે હું કોઈ વિશ્વપ્રેમી સંતસાધુની પેઠે મુંગા પ્રાણીઓની આર્તવાણીને મારા હૃદયમાં સાંભળી શકતો હોઉં. તે પહેલાં જે કાયદો હું કરું તેનાથી તો મારી વાહ્ વાહ્ થાય, પણ એમાં મેં મારી જાતને છેતરી કહેવાય.

અને એવું દર્શન દુર્લભ પણ નથી; જેની ઉણપ સાલે એવી છે તે સાધનોની.

જે જોઈને વાંચીને આપણા તરંગો આપ્રે આપે ફંગોળાય, કલ્પનાને નવાં ફૂલ ઊઘડે, નવી આકાંક્ષાઓ જાગે, ઉલ્લાસનો ધૂપ ચિત્ત ભરીને છાઈ રહે—એને આપણે ઉત્તમ કળા નહિ કહીએ તો કોને ગણીશું?

### નાની હિંસા

લોકો તરફથી વિરોધ જાહેર કરતાં કરતાં તોફાનો થાય અને ટોળીઓને કાબુમાં લાવવા સરકાર બળનો ઉપયોગ કરે—આવી ઘટનાઓને કાબુમાં લાવવા સરકાર બળનો ઉપયોગ કરે—આવી ઘટનાઓને નાની હિંસા તરીકે ઓળખાવી વખોડવામાં આવી છે. પરદેશોમાં લોકલાગણી તોફાને ચઢે ને ભાંગફોડ થાય તોયે ગોળીબારો કરવામાં આવતાં નથી, જ્યારે અહીં એની તક શોધાતી હોય એમ કહેવાય છે. બંને પક્ષ ઉપર દોષનો ટોપલો ઓઢાડી મામલો સુધરી જતો હોત તો જુદી વાત. પણ એથી તો અહિંસા તરફનું વલણ જાહેર કરનારાઓને ચર્ચા કરવાનો અને સંતોષ ફળ્યાનો અવસર મળે છે.

આપણે ભૂલવું ના જોઈએ કે પ્રૌઢવયનો મતાધિકારી આપી આપણે એક જોખમી અખતરો કરી રહ્યા છીએ. મત જેવી કિંમતી ચીજ અભણ ને પછાત વર્ગને સોંપવાનું આપણે સાહસ કર્યું છે. આપણે ત્યાં પક્ષ તરીકે કોંગ્રેસ સિવાય બીજા વ્યવસ્થિત થયા નથી, એમની નિરાશાઓમાંથી અંધેર ઉભરાય એ સ્વાભાવિક છે. હજુ આઠ જ વર્ષ થયાં લીગવાદીઓએ મચાવેલાં રમખાણો પ્રજાને લલચાવનારાં નીવડે તો નવાઈ નથી. પરદેશીઓને કાઢ્યા પછીયે એમના સળીસંચારની અસર આપણે જોઈ શકીએ છીએ. જૂના તંત્રનો સત્તા વાપરવાનો શોખ હતો. તે એકદમ મટે નહિ. એ ધ્યાનમાં લેતાં લોકોની નાની હિંસા દરગુજર કરવી ને સરકારની નાની હિંસાને વખોડવી એવું વલણ રાખી ના શકાય.

આપણે ઇચ્છીએ કે દેશમાં જવાબદારીનું ભાન વધે, લોકો પોતાનું હિત પારખતાં શીખે, અને સરકારમાં પ્રજાના શેઠ નહિ પણ નોકર હોવાની ભાવના ખીલે. એમ થતાં ભલે વિલંબ થાય, પણ એમ કર્યે જ છૂટકો છે. અને ત્યાં સુધી બંને પક્ષે થતી નાની હિંસાઓ અનિવાર્ય છે, એની ટીકાઓ ગેરવાજબી છે, એ સ્થિતિ પલટાવીને અહિંસા લાવવાનો ઉલ્લેખ કવખતો છે.

### જયપ્રકાશની પાંગળી નેતાગીરી

યજ્ઞ હડતાળ ઉપવાસ ભાંગફોડ પદયાત્રા એવી વિવિધ કામગીરી દ્વારા એક જ વ્યક્તિ જનતાને ગુંચવતી હોય તો તે જયપ્રકાશ. બહુ કુશળ રીતે તે મહાન પુરુષોની નિકટમાં આવ્યા છે અને સમયાનુકૂળ બની લોકોની સન્મુખ રહેવાની કળા એ ખીલવી શકે છે. અને જવાબદારી છેટે રાખી આંદોલનોને મોખરે રહેવું એ જો આવડત ગણાય તો જયપ્રકાશ પાસે ઘણી છે.

એમના કુટુંબમાં હમણાં એક લગ્ન બહુ ધામધૂમથી ઉજવાયું ત્યારે એમણે ખુલાસો બહાર પાડ્યો ને પોતાને 'માટીનો છું ને માટીનો રહેવાનો છું' એમ ઓળખાવ્યો. આગેવાનો નમ્ર હોય તો સારું એમ આપણે માનીએ છીએ. પોતાની કચાશ અને ભૂલો જાહેરમાં સ્વીકારે એ પણ ગુણ સમજવો જોઈએ. અને છતાં એવી કચાશ અને ભૂલો દૂર કરવાનો આગ્રહ ન બતાવતાં એમને સ્વાભાવિક ગણાવવી એ કોઈ આગેવાનનું લક્ષણ નથી. એણે તો મક્કમતા બતાવી એવી ભૂલો ફરીથી નહિ થાય, તે માટે પોતે કેવાં પગલાં લેશે, કેવું પ્રાયશ્ચિત કરશે, પોતાની જાતને કેવી રીતે ઘડશે એનો વિચાર કરવો રહ્યો.

પોતાની નબળાઈઓ પ્રત્યે લાચારી, રાખનાર જયપ્રકાશમાં કેટલો પ્રકાશ હોવાનો, ને જય તો સંભવે જ ક્યાંથી!

ગુજરાત બીજા પ્રાંતો કરતાં વ્યક્તિઓથી વહેલું અંજાય છે એમાં એની સરળતા અને ભક્તિ જેવાં કારણો ખરાં. આપણે વહેલા લાગણીવશ થઈએ છીએ. આ ભૂમિમાં જે કોઈ વાવવા આવે તેનું વહેલું ઊગે છે. પણ આવું ક્યાં સુધી? ધર્મના વિષયમાં કેટલાય બહુરૂપીઓને પોષણ આપી અરાજકતા ફેલાવી છે. એમ રાજકીય રંગે ચાલતી





જરૂરતું છે તે તહેવાર મનાવ્યા પછી એનો કેવી રીતે ઉજવાય છે તે જોવાની છે. સારું મિષ્ટાન્ન મેળવવા કે મોંઘાં કપડાં દાગીના પહેરવા પૂરતા તહેવારો ગોઠવવાની જરૂર હવે રહી નથી. પ્રાકૃત આનંદથી વધારે મળે એવી ભૂખ જાગી છે.

ને તોયે તહેવારો નિરૂપયોગી છે. એ માન્યતા વાજબી નથી. એ સિવાય પણ નિરાંત આનંદ કે મનસ્વી રખડપાટનો અવકાશ રહેશે. એવું કેમ માની શકાય? તહેવારો ઉજવવાની સારી રીત પ્રજા શોધે–સ્વીકારે તે જુદી વાત, પણ એમ ના બને ને તહેવારોજ ગાયબ થઈ જાય એ ગળે ઊતરે એવું નથી. વિજ્ઞાનની શોધખોળની જે ઝડપી ગતિ ચાલે છે તેમાં ગુમાવ્યું હોય તો નિરાંત મુખ્ય છે. તહેવારોને લઈ લીધા પછી નિરાંતનું પ્રમાણ લચવાવું જોઈએ. કહેવું જોઈએ કે આમ છતાં વિદ્યાનગરનો અખતરો આવકારવા જેવો છે, શાળા કૉલેજોમાં વ્યાપક બનાવી બીજે પણ ફેલાવવા જેવો છે. જ્યારે તહેવારો નહિ હોય ત્યારે એની ઉણપ કેટલી લાગે છે અને હોય તો એનું કેટલું મહત્ત્વ રહેવું જોઈએ તે આપોઆપ સમજાશે. અને રોજિંદા જીવનમાંથી સ્વાભાવિક આનંદ મેળવવાની સૂઝ આવશે. એકવાર તહેવારોને મૂલવવાની તક મળશે. આ તક આપવા બદલ ગુજરાતના વિદ્યાર્થીઓએ અને શિક્ષકોએ વિદ્યાનગરનો આભાર માનવો ઘટે.

### ગ્રામઉદ્યોગોમાં ક્રાંતિ

અંબર ચરખાનો મોટા પાયા ઉપર દેશમાં ઉપયોગ થવાનો છે, તેજ વખતે વીજળીની મદદ વડે એ ચલાવવામાં હરકત નથી એવો મત બહાર આવ્યો એથી કેટલાકને મન ગુંચવાડો વધશે. અંબર ચરખો મુખ્યત્વે ગામડાંમાં રોજીનું સાધન બને એવો ખ્યાલ રાખવામાં આવ્યો હોય તો ઘણાંખરાં ગામડાં વીજળી ક્યાંથી લાવવાનાં? વળી જે ગામોની પાસે વીજળી હશે તે બીજાં ગામો જોડે હરીફાઈ કરશે, અને એમાંય વર્ગો ઊભા થશે.

એવી મુંઝવણો આવે તો એ ગ્રામઉદ્યોગોનો વિકાસ કરતી વેળા વીજળીને બાકાત રાખવી આપણા હિતમાં નથી. વીજળીનો વપરાશ દિવસે દિવસે વધવાનો છે. એ બધે સહેલાઈથી મળે ત્યાં સુધી સ્થિતિ આઘીપાછી રહે પણ ખરી. એટલું મન મનાવવાનું.

યંત્રને આપણે હવે ગામડામાં મૂકીએ છીએ અને ઘરમાં પહોંચાડીએ છીએ, પાંચ દશ વર્ષે એવી સમસ્યાઓ સામે આવવાની જેમાં ઉત્પાદન અને મોટાં કારખાનાંઓ ઉપર ચોકતી નજર રાખવી જોઈએ. આજે ચરખો હશે તો કાલે શાળ આવશે, બીજા ઉદ્યોગો પણ આવશે. એમને લાવ્યા પછી મોટાં કારખાનાં ઉપર ફટકો નહિ પડે એવું કોણ કહી શકે?

### વારસા હકની નિમણૂકો

સાથે કામ કરતાં કરતાં કાર્યકરો એક બીજાના કુટુંબીજનો જેવા ભળી જાય એ સ્થિતિ ખૂબ આવકારવા જેવી છે. એમાંયે જ્યારે એકાદો સાથીદાર અવસાન પામે તો એના કુટુંબ પ્રત્યે સહાનુભૂતિ અને મદદ આપવાનો ધર્મ બીજા કાર્યકરો સમજે તેમાં પણ સારી ભાવના રહી છે. આ સ્થિતિ વધતી વધતી એવી બને કે જાહેર સંસ્થાઓનાં સભ્યપદ કે લોકશાહીની ચૂંટણીઓ માટે સદ્ગતનાં સગાંને પસંદ કરવામાં આવે ત્યારે દોસ્તી કે ભક્તિની હદો ઓળંગાય છે.

સંભવ છે કે નેતાની ખાલી પડેલી જગ્યાએ એના પરિવારમાંથી એકાદ જણને કામચલાઉ ગોઠવવામાં આવે તો પક્ષાપક્ષીનો વંટોળ જોર ના કરે, મરણને લીધે આવી પડેલી ખોટ તો એમ શેની પુરાય પણ મરહુમની આમન્યાનો અંશ કામે લગાડી થોડી મુદ્દત માટે ઝઘડાઓ ઠેલી શકાય. તોયે એ રીત સારી ના ગણી શકાય.

આપણી લોકશાહી નવી છે. એમાં જે ચીલા પાડીએ તે ઘણું દૂરનું જોઈ વિચારીને પાડવા જોઈએ. જાહેર સંસ્થાઓમાં અને ચૂંટણીના ઉમેદવારોની નિમણૂંક કરતી વખતે વારસાની ગંધ પેસવી ના જોઈએ; તાત્કાલિક સગવડ ખાતર ખોટો રસ્તો મૂકવામાં જે જોખમ રહેલું છે તેથી આપણે ચેતીએ.







સહી શક્તિ હતી તે પણ ચાલી ગઈ, દેશ ગરીબ થવા લાગ્યો. દુનિયામાં વિજ્ઞાનની જે નવી હવા આવી તેને આપણે અપનાવી ન શક્યા. બીજા દેશો આગળ વધતા જ ગયા, આપણે પડતા જ ગયા, પડતા જ ગયા. ગરીબી એક એવી ચીજ છે જે દેશ ને જનતામાં સર્વત્ર સર્વવ્યાપી નિર્બળતાઓ આણે છે. એ આપણા દેશમાં પણ આવી. અને સમગ્ર દેશ ને પ્રજાને કોઈ એવી દવાની જરૂર રહી કે જે એને આંતરિક તાકાત આપીને ઊઠાવે.

જો તમે અર્થશાસ્ત્રને જોશો તો એમાંથી સમજાશે કે જે દેશ અવિકસિત છે, પછાત છે તે દેશ માટે આજે આગળ વધવું ખૂબ જ કઠિન છે. અમેરિકા કે રશિયાને આગળ વધવા જે સરળતા છે, તે ગરીબ દેશ માટે નથી. અહીં તો ખાવાના જ સાંસા છે તો બચાવીએ શું ? બચત થાય નહિ ત્યાં સુધી નવા ઉદ્યોગો, નવી પેદાશ થાય નહિ. ત્યારે આ જટિલ સમસ્યામાંથી બહાર નીકળવું શી રીતે? આ દેશ સામેનો આ આ એક ખૂબ મુશ્કેલ પ્રશ્ન છે.

ઘણા કહે છે કે બહારથી પૈસા લાવો. એમાં કશો વાંધો નથી. દુનિયાના બધાય દેશોએ એમ કર્યું પણ છે. પણ અહીં બે વાતો વિચારવાની છે. આપણે બહારથી પૈસા લાવીએ પણ એમાં આપણે આપણી જાતને આપણે વેચવાની નથી. આપણી નીતિ છોડવાની નથી, જો એમ ન થઈ શકે ને નાણાં લેવા માટે એ બધું છોડવું પડે તો પછી સ્વતંત્રતાનો અર્થ શો ? અને બીજી વાત એ છે કે જો બહારથી મદદ ઉપર આધાર રાખતું પ્રજામાનસ થઈ જાય તો તે પ્રજાને નિર્બળ બનાવે છે. દેશને નિર્બળ બનાવે છે. આપણે જો આજે આગળ વધતા હોઈએ તો તે કંઈ સોના–ચાંદીથી આગળ વધતા નથી. આ તે પ્રજાની શક્તિથી આગળ વધીએ છીએ. આ બે વાતો તમારે સ્પષ્ટ સમજી લેવી જોઈએ. પોતાની જાત ઉપર બરાબર ભરોસો રાખીએ ને તે ઉપર અટલ વિશ્વાસ રાખીને ચાલીએ તે અતિ મહત્વની વાત છે. એક ભાઈએ આ યોજના ઉપર વિચાર કરવા ખાસ સેશન ભરવા કહ્યું. એ અંગે વિચાર કરીશું. પરંતુ હું તો કહું છું કે એ. આઈ. સી. સી. ના દરેક સેશન્સમાં પણ આ યોજના ઉપર દરેક વખતે વિચાર કરવા, શું થયું, કેટલું થયું, ક્યાં શી મુસીબત છે, ત્યાં બધાનો બારીક વિચાર કરવા દરેક વખતે એક ખાસ વિભાગ કરી વિચાર થાય તેમ પણ હું તો ઇચ્છું છું. આ યોજના તો એક કૂદતી, ઉછળતી પ્રવાહી ચીજ છે. એને કોઈ કાગળમાં બાંધીને થોડી જ મૂકી દેવાની છે ? એની પાછળ તો કરોડો માનવીના વિચાર ને શક્તિ ધબકે છે. એની ઉપર દરેક વર્ષે, દરરોજ દર પળે વિચાર થવો જોઈએ. આ તો એક એવો નદીનો પ્રવાહ છે જે સૌને એક વિશાળ સમુદ્ર તરફ લઈ જશે કે જ્યાં સૌની આબાદી સિવાયનું બીજું કોઈ ચિત્ર નહિ હોય. પણ જો વિચાર અને કાર્યને બાંધી દીધાં તો સમજજો કે આપણે ખતમ થઈ જઈશું.

વિચારોને બંધાવા ન દેશો એ જે વાત મેં તમને કરી એ તરફ ફરીને તમારું ધ્યાન ખેંચું છું. એ વાત ખૂબ મહત્ત્વની છે. તમે આજે જે વિચારો કરો છો તે સંભવ છે કે ત્રણ કે પાંચ વર્ષ પછી તમારે બદલવા પડશે. જો તમે તેમ ન કરો તો પણ પછડાઈ જશો. દુનિયા ખૂબ તેજીથી બદલાઈ રહી છે. સમગ્ર સામાજિક ને આર્થિક વ્યવહારો બદલાઈ રહ્યા છે. રોજ તેજીથી વધુ ને વધુ બદલાતા જાય છે. દરેક બાબતમાં જો તમે ક્રાંતિ માગતા હો તો દરેક પગલે એ જરૂરી છે કે તમે જે રાજકીય ક્રાંતિ કરી તે બરાબર સમજી લો. આજે આપણે એક જબરી આર્થિક ક્રાંતિ કરી રહ્યા છીએ. ને એની સરખામણી હું દુનિયાના કોઈ પણ દેશ સાથે કરવા તૈયાર છું.

દેશમાં જે મહત્વની વસ્તુ પેદા કરવાની છે તે કંઈ પૈસા કે સોના ચાંદી નથી. પૈસા તો પાડનારી ચીજ છે; વેપારની ચીજ છે. મહત્ત્વની બાબત છે તે ચીજ વસ્તુની પેદાશ છે.

અને એથી પણ મહત્વની વાત તે સામાજિક ઉત્થા-

સિદ્ધાર્થ

# સ્મૃતિ—સંવેદનો

ઊર્મિના વાચકોને જાણીતા મનોવિશ્લેષણાત્મક વાર્તાઓના લેખક ઘણું વખતે એક નવી જ મનોવિશ્લેષણાત્મક વાર્તા લઈને આવે છે. આ વાર્તામાં છતાં સરળતા પણ સારી પડી છે અને મનોવિશ્લેષણ પણ એટલું જ લાગ્યું પડયું છે કે જે વાંચીને અનેક મંથનો પણ થવા લાગે........

વર્ષા ઋતુના આગમનની સાથે કોયલના ટહુકારનો જેમ બમણો શોરબકોર મચી રહે અને જાણે એ ટહુકાર વિલય થતાં થતાં પણ કંઈક છેવટનું રહ્યું સહ્યું જોર કાઢી નાખે તેમ જ આજે સ્મૃતિ એનાં સંવેદનોનાં પાનાં પછી પાનાં ટપકાવ્યે જતી હતી. એ સંવેદનોમાં યુવાનીની એકલી આછી પાતળી લાગણીના થર જ નહોતા, પણ તેની કિશોરવયની રમુજી, પ્રેરક અને સર્વગમ્ય અવસ્થાના એવા તો હૃદયંગમ પ્રસંગો હતા કે જે વાંચવાનું કે સાંભળવાનું કોઈ જ ન રોકી શકે.

મારા હાથમાં એ પાનાં આવ્યાં ત્યારે મને તે વાંચવાની, બને તો બીજાને પણ વાંચી સંભળાવવાની ગજબની તાલાવેલી લાગી હતી. ઢળતે ઉનાળે જાણે ડરતી ડરતી વર્ષા તેના રીમઝીમ પગલે આવવા નમ્ર બનીને રજા માગતી હોય એવે વખતે સ્મૃતિ તેનાં સંવેદનો ચીતરવા બેઠી હતી તેનો સાક્ષી હું એકલો જ હતો. સ્મૃતિ મારા જીવનની એક એવી તો અવિસ્મરણીય સ્મૃતિ બની ગઈ છે કે તેને યાદ કરવા સિવાય આજે મારી પાસે તેનું અસ્તીત્વ જાળવવાનું બીજું કંઈ રહ્યું નથી. રહ્યું છે માત્ર આ થોડાંક સાચવી રાખેલાં તેનાં ભર્યાં ભર્યાં સંવેદનનાં ઉજળાં પાનાં.

બહુ કિંમતી લખાણોવાળાં એ પાનાં નથી તો ય મેં તેનું જતન કર્યું છે, તેને સાચવી રાખવા બધા પ્રયત્નો કર્યા છે અને તેની સાથે તાદાત્મ્ય સાધવા બને તેટલી વાર પ્રયત્નો કર્યા છે. જીવનની ઢળતી સંધ્યાએ આમ એકાએક સ્મૃતિ ચાલી જશે, તેનાં સંવેદનો જ એકલાં મારાં સાથી રહેશે, અને મારે હંમેશ માટે એક એ જ યાદમાં જીવવું પડશે એવી તો કલ્પના સ્મૃતિનેય કયાં હતી કે મને આવે? સાવ બચપણથી અમે સાથે ખેલતાં—કૂદતાં, એ બધાંય દૃશ્યોનો હું સાક્ષી હોવા છતાંય તેનાં સંવેદનોનો એ ઉજળો કાળ આજેય મારા દિલને અને દિમાગને અવિસ્મરણીય આનંદ આપે છે:—

'કેવું નિર્દોષ બાળપણ! એ કેમ ચાલ્યું જતું હશે? હુંય નાની હતી ત્યારે મને એવું થતું કે આપણે હંમેશ માટે બાળક જ રહીએ તો! પણ હું બાળક નથી રહી શકી એ આજે, મારા જીવનની સંધ્યાએ અનુભવું છું ત્યારે તો તે માટે ખરેખર અફસોસ કરવાનોય નથી સૂઝતો. હું એક વખત બાળકી હતી, સુંદર હસતી કૂદતી બાળકી હતી એ આજે કલ્પીય શકતી નથી. મને કેટલાં બધાં કેટલું બધું વહાલ કરતાં? આજે એ બધાંયનું વહાલ હું મથી મથીને મરું તો ય ન મેળવી શકું કે એ બધાં આપી પણ ન શકે. માણસની ઉંમર વધવાની સાથે એની તરફનું વહાલ આમ જ ઘટયે જતું હશે? ઘટે તો ય એને આવી રીતે સાવ સસ્તું બનાવી દેવાય ખરું?

બીજાંની વાત તો મારે અત્યારે કરવાનો વખતેય કયાં છે? પણ મારા બાળ-સાથી આશુને અત્યારે યાદ કરું છું ત્યારે કેટલું બધું મારા મનને ખુશખુશાલ બનાવી દઉં છું! એ આશુ- અત્યારે મારી પાસે હોત તો? પણ આશુ મોટો થઈ ગયો. હુંય મોટી થવા લાગી. યૌવનની કુમળી લાગણીઓ અનુભવતાં અમે પ્રેમ કરવા પણ લાગી ગયાં. અને તેની જ સાથે પ્રેમલગ્ન કરીને સુખસ્વપ્નમાં મહાલવાની મારા મનમાં એક લાગણી પ્રવેશી ગઈ. એ લાગણીએ ગજબનો નિશ્ચય કરી લીધો. આશુ સાથે હું પરણી ત્યારે કોઈની સંમતિ નહોતી મળી પણ આશુ તરફનું મારું ગજબનું આકર્ષણ કોઈનુંય સાંભળવા નહોતું માગતું. આશુએ મને આજસુધી સાચવી છે. આજે મારું શરીર કચળ્યું છે તે માટે હું જ જવાબદાર છું. મેં મારી શારીરિક યાતનાઓ જ આશુને બતાવી છે. મારી

સાવ અન્યમનસ્ક બનીને વાતને વધારવા માટે વચ્ચે થોડુંક બોલતો હતો. મોટા ભાગનું તો ડૉક્ટર જ બોલતા હતા. આશુની દલીલમાંથી થોડુંક મેં સાંભળ્યું ન સાંભળ્યું ત્યાં જ મને જાણે આંખ આગળ અંધારાં આવી લાગ્યાં. હું કંઈક પણ કરી બેસું ત્યાં તો ત્યાંથી હિંમત કરીને ભાગી છૂટી.

'ભાનમાં આવી ત્યારે હું પથારીમાં હતી. મારી બાજુમાં આશુ બેઠો હતો. દશ વરસનું લગ્નજીવન પસાર થઈ ગયું હતું. અને આજે આશુ એના ધંધાને અર્થે મારી પાસેથી દૂર દૂર જવા માટે આવ્યો હતો. મેં તેને અહીં રહીને થાય તેટલો ધંધો કરવા ખૂબ સમજાવ્યો. ગઈ કાલની ડૉક્ટર સાથેની વાતે મને જાગતી તો કરી જ હતી. અને એ માટે જ આશુ આજે પરદેશ જવા પણ તૈયાર થયો હતો.

'આશુની એકની જ કમાણી ચાલુ હતી તેવું નહોતું. હું ઠીક ઠીક આવક લાવતી હતી. મારે પણ સારી એવી વકીલાત ચાલતી હતી. આશુ મોટો વેપાર ખેડતો હતો. પણ તેમાં તો ઘણીવાર ગુમાવવુંય પડતું. પણ મારે તો ક્યારેક પ્રેક્ટીસ ઓછી થઈ જતી એટલું જ, ક્યારેય ઘરમાંથી કાઢીને તેમાં મૂકવું ન પડતું. આશુનો વેપાર એટલો વિસ્તૃત નહોતો એટલે જ એને પરદેશની લગની લાગી હતી. અહીંના વેપારથી ભેગી થયેલી મિલ્કત બહુ મોટી નહોતી. અને એને તો મોટી મિલ્તનનો મોહ લાગ્યો હતો. એ મિલ્કતની જરૂર પણ હતી. અને એ જરૂરતનું કારણ પણ હું જ હતી.

'મારા માટે એ બધું કરવા તૈયાર થયો હતો. મારી બાળક માટેની વધતી જતી ઝંખના એ મારાથી અજાણપણે પણ પૂરી કરવા તૈયાર થયો હતો. મને એ વાતની થોડી ગંધ આવી ગઈ એ જ મારા દિલને આટલું બધું કોરી રહ્યું હતું. હું ગમે તેમ કરીને આશુને સમજાવીશ એવા ખ્યાલે તેનું અત્યારપૂરતું આ પરદેશગમન બંધ કરાવવા મેં સીધી વાતે આવવાને બદલે બીજી ઘણી દલીલો કરી જોઈ. પણ આશુને ગળે એકેય વાત ન ઊતરી. એ એકનો બે ન થયો. અને છતાંય હું મારા મનની વાત ન જ જાહેર કરી શકી. મેં તેને સમજાવવા માટે મૂળ વાત જણાવી જ નહિ. અને એક દિવસ હસતે મુખે તેને વિદાય આપી. એની સ્ટીમર ઊપડી ત્યાં સુધી મારું મોં હસતું રહ્યું. હું મારા મનને મજબૂત કરી શકી. અને છેવટ સુધી એ જ મજબૂત સ્વરૂપ રાખી શકી. એ ગયા પછી એના સમાચારો આપના નિયમિત પત્રો આવતા. એ પત્રોના હુંય નિયમિત જવાબો વાળતી.

'આશુ ગયો ત્યારથી મારું મન એવું તો કામમાં પરોવવા લાગી ગઈ કે મને તેનો વિયોગ જરાય સતાવવા ન લાગ્યો. કાયદાનાં થોથાંઓ ઉથલાવવાનું કોઈ એવા અટપટા કેસ વખતે જ મન થતું એ બધાં જાણે મારે અભ્યાસ કરવા જ ઉથલાવવાનાં હોય એટલા ઉત્સાહથી ઉથલાવતી રહી. અને એ બધાંના અભ્યાસે મને આશુનો વિયોગ ન સાલ્યો કે મારામાં વેગ પકડી જતી બાળક-ભૂખ પણ આગળ ન વધી.

'આશુ ત્રણેક વરસે પાછો ફર્યો ત્યારે મારી એ ભૂખ તો સાવ જાણે અદૃશ્ય બની ગઈ હતી. આશુ વિદેશથી પાછો ફર્યો ત્યારે અમારી મિલ્કત અજાણતાંય ખૂબ વધી ગઈ હતી. હું વકીલાતમાં પણ ઠીકઠીક મેળવી શકી હતી. મારી બધીય શક્તિ એટલી બધી કેંદ્રિત કરીને મેં નિષ્ઠાપૂર્વક પ્રેક્ટીસ કરી હતી કે મારી એ નિષ્ઠાનો બદલો જાણે બેંકમાં બેલન્સ રૂપે જમા થઈ ચૂક્યો. આશુ આવ્યો ત્યારે જ મને જાણ થઈ કે ન કલ્પી શકાય તેટલું મારા તરફનું પણ બેલન્સ વધી ગયું છે ત્યારે તેને ગંધ આવી ગઈ કે તેને નિશ્ચિંત બનાવવા માટે જ મેં રાત દિવસ જોયા વિના પૈસો ભેગો કર્યો છે.

'આવું કશું જ નહોતું તેની જ્યારે આશુને ખબર પડી ત્યારે એ ખૂબ હર્ષ પામ્યો. બીજા છએક માસ રહીને જ્યારે એ ફરી વિદેશ જવાની તૈયારીઓ કરવા લાગ્યો ત્યારે તો તેને મારો સાથ સાંપડવાનો હતો એ જાણી એની તૈયારીઓ બમણા વેગે વધવા લાગી હતી. પણ મારી અહીંની ધંધાદારી ધમાલે એની સાથે જવાની તદ્દન અનિચ્છા

હદ સુધી કે હું જો એ નહિ આપી શકું તો એ બીજી સ્ત્રીની મદદથી પણ સંતોષવા કદાચ તૈયાર થઈ બેસે !

'આશુને મારા તરફ એટલો ક્રૂર થતો જોવાની મારી તૈયારી નહોતી. આશુ પણ એવો ન થઈ શકે તેની મને ઊંડે ઊંડે ખાતરી હતી. પણ એક માનસચિકિત્સકનું પુસ્તક વાંચતા પુરુષ પોતાની વૃત્તિ સંતોષવા સ્ત્રી જેટલી મર્યાદા નથી જાળવી શકતો એવું યાદ રહી ગયેલું વાક્ય મને એ વિચાર કરવા પણ પ્રેરી ગયું. એમ ને એમ બીજાં છ વર્ષ પણ નીકળી ગયાં. આશુનો અસંતોષ વધતો ગયો એટલું જ નહિ પણ હવે તો મને બધું ખુલ્લે દિલે કહેવા પણ લાગ્યો. પણ હું શરીરમાં થયેલા ફેરફારોને મારા મન સાથે ન જ ભેળવી શકી. શરીર તૈયાર હતું, શરીર એ બધું કરી શકે તેવું હતું ત્યારે મન જરાય એવો અનુભવ કરવાની ઇચ્છા પણ નહોતું સેવતું...'

સ્મૃતિનાં સંવેદનો એટલેથી જ પૂરાં નથી થતાં. પણ આજે, સ્મૃતિના દૈહિક અસ્તીત્વના અવસાનને કાળે એ ઉથલાવવાની ધીરજ મારામાં નથી. સ્મૃતિને માતા બનવાના કોડ હતા ત્યારે તેના શરીરની એક જ ખોડ તેને માતા બનતી રોકી હતી. એ ખોડ દૂર કરવા માટે મોટો ખર્ચ કરવા માટે સગવડ કરવી પડી. એ ધગશ હોવાથી જ હું એને વિદેશ લઈ જઈ શક્યો. પણ એ ખોડ દૂર થતાં જ એની માનસિક ભૂખ તો ક્યારની ઓલવાઈ ગઈ હતી. એ ભૂખ જગાડવા કરેલા મારા પ્રયત્નો પણ કામ ન લાગ્યા. અને અંતે એક વફાદાર પત્ની તરીકે જ તે ચાલી ગઈ.

બાળકવિહોણી માતાની ઝંખનાનો તાગ તો બધાં મેળવી ચૂક્યાં છે. પણ બાળક વિનાના પિતાની ઝંખનાનો તાગ મેળવવા માટે મારે પણ થોડાંક સંવેદનોનાં પાનાં લખવાની જરૂર છે એમ લાગે છે. પાછું થાય છે કે એ પાનાં વાંચનાર સ્મૃતિય હવે તો ક્યાં છે ?



રમેશ પાઠક

## પ્રાર્થના

શાન્તતા ભલે મળે કદી ન અંતરે મને.
સમર દુંદુભિ ગડે;
બુદ્ધિ-ભાવના મહીં
યુદ્ધ ચાલતું સદૈવઃ
ઈશ ! ચાલુ રાખ તું
શાન્તતા ભલે મળે કદી ન અંતરે મને.

પ્રખર અગ્નિ છો બળે,
મુજનું હૃદય છો જળે.
યાતના મને દમેઃ
આટલી કરો દયા
શાન્તતા ભલે મળે કદી ન અંતરે મને.

દુઃખ-ભીતિ જે હરે
પ્રીતિ તે કરું દૂરે,
ભોગવે છો ક્લેશ જીવઃ
--એક તેની આશ તે,
શાન્તતા ભલે મળે કદી ન અંતરે મને.

ભૂત ભયદ નાચતાં,
સતત આજુબાજુ રહ્યાં.
દેહ છિન્ન છો કરે
પિશાચિ ઘોર નિર્દય !
શાન્તતા ભલે મળે કદી ન અંતરે મને.

સહેવું કષ્ટ હાસ્યથીઃ
જીવન એ જ, ધર્મ તે,
મૃત્યુ-શાન્તતા અભિન્નઃ
ભાસ એ નિજાત્મને
શાન્તતા ભલે મળે કદી ન અંતરે મને.*

* શ્રી અશોક ટિળકના મરાઠી કાવ્યનો અનુવાદ







તે પછી ઋષિ કહે છે કે બીજી મામુલી સાધના પણ કામ નહીં લાગે. ખૂબ ભણ્યા, શાસ્ત્રોમાં ઘૂમી વળ્યા, બુદ્ધિને તીવ્ર કરી, સંત-મહાત્માઓના ઉપદેશોને સાંભળ્યા કર્યા, એટલાથી જ કંઈ આત્માની ખોજ પૂરી નથી થવાની,

'नायमात्मा प्रवचनेन लभ्यः । न मेधया न बहुना श्रुतेन' અને અન્તે કહે છે,

'यमु एव एष वृणु ते तेन लभ्यः' જે કોઈ ને આ આત્મા પસંદ કરે છે તેને જ આત્મા મળે છે. ઋષિ કહે છે— 'तस्य एष आत्मा विवृणुते तनुमू स्वाम्'—તેને આ આત્મા પોતાનું શરીર ખોલીને દેખાડે છે, એટલે કે પોતાના સ્વરૂપનું પૂરેપૂરું દર્શન કરાવે છે. જ્ઞાની ભક્ત કહે છે—'ईशकृपा हि केवलम्'—બધી સાધના અધૂરી છે, આપણો છેવટનો આધાર ઈશ્વરકૃપા પર જ છે. 'यमु एव एष वृणुते तेन लभ्यः' એ વાક્યનો શ્રી કિશોરલાલ મશરૂવાળાએ જે અર્થ કર્યો છે તે જો સાચો હોય તો અનુગ્રહની અનિશ્ચિતતા સાધના-ક્રમથી જુદી પડે. શ્રી મશરૂવાળા અનુવાદમાં લખે છે, 'આ આત્મા વેદોના અધ્યયનથી નથી મળતો, બુદ્ધિની ઝીણવટથીય નથી મળતો કે નથી મળતો ખૂબ શાસ્ત્રો સાંભળવાથી (એટલે કે અનેક વિષયો જાણવાથી). અહીં સુધી તો ઠીક, પણ આગળના ભાગનો અનુવાદ કરે છે—'પણ જે માણસ આત્માને મેળવવા જ માગે છે તેને તેની પ્રાપ્તિ થાય જ છે—આત્મા તેને જ પોતાનું સ્વરૂપ દેખાડે છે.' આમાં એ ભાવ છે કે જે સાધક બીજી બધી વાસનાઓ અને નિષ્ઠાઓ છોડીને ફક્ત આત્માનું જ ચિંતવન કરશે, આત્મો તરફ અનન્ય નિષ્ઠાથી સાધના હશે, તેને જ આત્માની પ્રાપ્તિ થશે, તેને જ આત્મા પોતાનું પૂરેપૂરું દર્શન કરાવશે.

આમાં સાધનાની કમી નથી રહેતી. અનુગ્રહની વાત પણ ટળી જાય છે. આત્મપ્રાપ્તિની સાધનામાં અનન્ય નિષ્ઠા હોવી જોઈએ. આત્મા સાથે બીજા કોઈ ને કોઈ તત્ત્વને ભેળવીને જો આપણે એ ભેળસેળવાળી ચીજની ઉપાસના કરીશું તો આત્માનું દર્શન નહીં થાય. ફક્ત આત્માની સાધના જ અનન્ય નિષ્ઠાપૂર્વક કરીએ તો બેશક આત્મખોજ થશે જ. આ સાધના બેશક 'असंशयं समग्रं माम् यथा ज्ञास्यसि'ની કોટિની થઈ.

ઉપરની સાધનાનો મંત્ર 'કઠોપનિષદમાંથી પણ મળી આવે છે અને મુંડકોપનિષદમાં પણ શબ્દોનો સીધો અર્થ સ્પષ્ટ છે, 'આત્મા પોતે જ જે ભક્તને પ્રેમ-પૂર્વક પસંદ કરશે તેને જ આત્મા મળશે.' શ્રી મશરૂવાળાએ જે અર્થ કર્યો છે એ સાચો છે તેમાં શક નથી, શક તેમાં છે કે તે અર્થ સાચો છે કે નહિ



વિનોબા તેમના પર આવેલા પત્રોને સાચવીને રાખે છે અને એ બધાના જવાબ પણ આપે છે. એક દિવસ તેમના પર ગાંધીજીનો એક પત્ર આવ્યો, ત્યારે વિનોબાએ તેને ફાડી નાખ્યો. પાસે જ બેઠેલા શ્રી કમલનયન બજાજને ભારે નવાઈ લાગી. તેમણે તો એ ફાટેલ ટુકડાઓ સાંધીને વાંચ્યું તો લખ્યું હતું—'આપના જેવો મહાન આત્મા મેં ક્યાંય નથી જોયો.' નવાઈ પામીને બજાજજીએ પૂછ્યું: 'આપે આ પત્ર કેમ ફાડી નાખ્યો? ખૂબ જરૂરનો આ પત્ર છે, સાચવી રાખી લેવો જોઈતો હતો.' વિનોબાએ હસીને કહ્યું કે આ પત્ર મારે માટે નકામો હતો એટલે મેં ફાડીને ફેંકી દીધો, બાપુજીએ વિશાળ દૃષ્ટિથી જેવી રીતે મને જોયો એ આ પત્રમાં પણ લખી નાખ્યું. પણ મારા દોષોની એમને ક્યાં ખબર છે?

**'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**





આવીને પહેલું કામ સરસ ચા પીવાનું. ચા પીતાં પીતાં કુટુંબના દરેક માણસ સાથે મુક્ત વર્તાવિહાર કરવાનો અને પછી હજામત કરતાં કરતાં પોતાના પ્રિય મિત્ર ગજુભાઈ સાથે જિંદગીની ઢોલક વગાડવાનો અનેરો આનંદ લૂંટાય. ગજુભાઈ તાલના શોખીન. તાલ વિનાની વાત નહીં. જીવનના સમની એમની સમજદારી સરસ. એટલે વાત કરવાની એવી મજા આવે કે હજામત ક્યારે થઈ ગઈ તેનું ભાન ન રહે. બાની બૂમ પડે એટલે નાહવાની દોડાદોડી. નવ વાગે પાણી બંધ થઈ જવાનું.

નાહવા જતાં જતાં કુલીને વિચાર કર્યો કે આ વખતે કમિશન પૂરું લેવું. મિત્ર હોય માટે મળતર છોડવું એ ક્યાંનો ન્યાય? જો કે એના મનમાં ભાંજગડ ચાલતી હતી. અંતરમાં એ બાંધછોડ કરતો હતો. એક વિચાર આવતો કે આવા નિકટના મિત્રના કામમાંથી કંઈ પણ લેવું એ મિત્રધર્મ ઉપરાંત પ્રામાણિકતા પણ નથી. બીજો વિચાર એવો આવતો કે ગમે તે કોઈએ આ કામ કર્યું હોત તો કમિશન તો એ લેત જ. પછી એમાં મિત્રનું શું નુકસાન થવાનું! આમ વિચાર કરતો કરતો એ બાથરૂમમાં ચાલ્યો ગયો. માથે પાણીનો લોટો રેડીને સાબુ લેવા જાય છે ત્યાં તો ચંદનનો સાબુ હાથમાં આવ્યો. ગઈ વખતે જેટલો અને જેવો મૂક્યો હતો, બરાબર તે અને તેવો જ. કુલીન દરેક વખત તો 'લાઈફ્બોય' સાબુના નાના ટુકડાથી ટેવાયલો અને આટલો સાબુ તો આખા કુટુંબને બે દિવસ ચાલે. ક્યારનોય વપરાઈ ગયો હશે. કારણ, ઘરના બધા જ માણસો શોખીન. પણ મજું નહીં એટલે સામાન્ય વસ્તુથી ચલાવી લે અને તે પણ આનંદથી, દુઃખી થઈને નહીં. એ રીતે જ એ ઘરમાં 'લાઈફ્બોય' સાબુ આવ્યો હતો. એટલે ચંદનનો સાબુ જોઈને કુલીનને આશ્ચર્ય થયું કે કેમ કોઈએ સાબુ વાપર્યો નહીં હોય? પોતે કહ્યું નહીં માટે? પણ આવી નાની નાચીજ વસ્તુમાં વળી કહેવાનું શું અને પૂછવાનું શું? વિચારોનાં ગૂંચળાં મનમાં વીંટાતાં ગયાં. ચંદનના સાબુથી જેમ જેમ નાહતો ગયો તેમ તેમ અંતરમાંથી એક અવાજ સ્પષ્ટ થતો ગયો. પ્રામાણિકતાનાં આવાં નાનાં અણુઓ મોટી પામરતાને પણ સુરંગ ચાંપે છે અને જેમ જેમ આ અણુઓ એકત્રિત થઈને અખંડિત થતાં જાય છે તેમ તેમ પામરતાના કાદવમાંથી ઉદારતાનું અભિનવ કમળ ઊગે છે. એની સુગંધથી જીવન જાગે છે. સ્વાર્થના અંધકારમાંથી સ્નેહની બીજલેખા દેખાય છે. પછી માણસના અંતઃકરણમાં જિંદગીની પૂનમની આરત રોપાય છે. જિંદગી એ દિશામાં ચાલતી થાય છે.

કુલીન નાહીને બહાર નીકળ્યો. એણે નિશ્ચય કરી લીધો હતો કે કમિશન લેવું જ નહીં. એટલી કિંમત ઓછી કરાવીને મિત્રને જ એનો લાભ આપવો: બસો–પાંચસોની કિંમત કેટલી! એને સારુ કંઈ ટાપલો ભરીને જિંદગી વેચાય? આજે એને નાહ્યા પછી પણ શરીરમાંથી ચંદનની સુવાસ આવી. એનું અંતર પ્રફુલ્લ હતું. ગૌતમભાઈની ડેમોક્રેટિક ચાનો સ્વાદ પણ આજે એને ઘણો ગમ્યો. રકાબી વિનાના: ભરેલા ચાના અડધા પ્યાલામાં એને સ્નેહની લોકશાહી રોપવાનું મન થયું.

ચારપાંચ મહિના વીતી ગયા હતા. કુલીન સંવેદનશીલ માણસ હતો. પાયાની સારપ એમાં હતી. જિંદગી એને મન જુગાર નહોતો, સત્કર્મની સંજ્ઞા હતી. એટલે ખરાબ કરવાનું ભાગે પડતું ત્યારે એને મુસીબત પડતી. ક્યારેક ખરાબીનો ભોગ થઈ પણ પડતો. સ્વાર્થનો સંઘર્ષ માત્ર પ્રબળ નથી હોતો, સૂક્ષ્મ પણ હોય છે. તેમાંય જ્યારે અંતર, કલાકાર કે સૌન્દર્યશીલ માણસનું હોય, ત્યારે તો આ સંઘર્ષ અવનવાં સુંદર સ્વરૂપો ધારણ કરીને એને અનિષ્ટની ખીણમાં ખેંચી જાય છે અને ત્યાં પછી એની સદ્ભાવનાનું સિફતથી ગળું પકડીને એને ગૂંગળાવે છે. બૂરી વલે કરે છે અને આખરે એની પાસે સાષ્ટાંગ કરાવે છે. કુલીન અનુભૂતિના આ પ્રદેશમાંથી પસાર થયો હતો. એને ખબર હતી કે આવા સૂક્ષ્મ સંઘર્ષ વખતે શીલનો નાનો અંશ પણ કેવી અદ્ભુત ટક્કર ઝીલે

તમે મને પેલી બાટલીમાંથી થોડું કોરામાઈન આપો. મારા માથા પર, હાથ પર ને પગ પર યુ. ડી. કોલોનની જરા માલિશ કરો. હમણાં શમી જશે. કુલીને તરત જ આજ્ઞા માની. પાસેની શીશીમાંથી કોરામાઈન આપ્યું અને યુ. ડી. કોલોનની માલિશ કરવા માંડી. સુનંદાને જરા જંપ વળ્યો. એની આંખ કંઈક મળી પણ સુનંદાની ગભરામણ પાછી વધી. એણે કહ્યું: 'મારે ગળે અને છાતીએ પણ થોડી માલિશ કરો.' આ આજ્ઞા સાંભળીને પળવાર કુલીનનો હાથ થંભી ગયો. એણે પાછું ધીરે રહીને ગળે અતિ કુમાશથી માલિશ કરવા માંડ્યું.

માલિશ કરતાં કુલીનની દૃષ્ટિ સામે સુનંદાની રૂપાળી જુવાન હસ્તી નાની થતી થતી માયા જેટલી થઈ ગઈ. આજે સવારે જ એણે પોતાને હાથે ચંદનના સાબુ વડે માયાને નવડાવી હતી. હમણાં જાણે એ નાની સુનંદાને નવડાવી રહ્યો છે એવું સંવેદન એને થઈ રહ્યું અને સવારે નવડાવીને જેમ માયાની ચિબુક પકડીને કહ્યું હતું કે બોલ, કેવી સરસ નવડાવી? ત્યારે માયાએ સામેથી કુલીનના બે કાન પકડી પોતાનું વહાલ પ્રગટ કર્યું હતું. કુલીનનો હાથ ગળાની માલિશ કરતાં કરતાં સુનંદાની ચિબુક પર આવીને સ્થિર થઈ ગયો, સુનંદાની આંખ ઊઘડી. હોઠ પર જરાક સ્મિત ઊગ્યું ને આથમી ગયું. કુલીને કહ્યું: 'સુનંદાબહેન, હજી હૈયું ધબકતું હોય તો હું ડૉ. મહેતાને બોલાવું?' કહીને એણે ઘંટડી વગાડી. 'ના, ના. રહેવા દો. આટલી મોડી રાતે એમને ક્યાં તકલીફ આપવી?' સુનંદાની આંખો હવે બરાબર ઊઘડી ગઈ હતી. એટલામાં નર્સ આવી. બન્નેને એણે ઠંડું પાણી આપ્યું. નર્સની હાજરીમાં જ સુનંદાને હવે નિરાંતે આરામ કરવાનું કહી, એને માથે હાથ ફેરવી, નર્સને સોંપીને કુલીન નીકળ્યો.

બહાર નીકળ્યો ત્યારે પાછલી રાતનો ચંદ્ર ઊગમણી દિશાએ પ્રવાસ કરતો હતો, આવરી લેતાં વાદળાંઓને હઠાવતો, પોતાના તેજને સાચવતો અને સૌમ્ય ચાંદનીને પૃથ્વી પર વરસાવતો એ ચાલ્યો જતો હતો. દૂર જોયું તો સાગર પડ્યો હતો: ધીર, ગંભીર અને ભવ્ય! ચાંદનીની ચાદર ઓઢીને ઘડીકમાં જાગતો, ઘડીકમાં ઊંઘતો.

કુલીન ચાલ્યો જતો હતો. એણે પોતાનો હાથ સૂંઘ્યો. એમાંથી ચંદનના સાબુની સુવાસ આવતી હતી.



નિશાકર

## નભમાં

અગમ મેઘ છવાયો નભમાં
અગમ મેઘ છવાયો.
અંગ અંગમાં જીવન ઝળકે,
નૈનમાં ચંદ છુપાયો.—નભમાં૦
રસ ઝરતા નર્તંતા નાદે
નિર્મલ રાસ રચાયો.—નભમાં૦
આણુવીજને પ્રીતકડાકે
જન્મ પદારથ પાયો.—નભમાં૦



પારાશર્ય

## અધિકાર ભેદ

બધી સરખી ગણી મ્હેફિલ ગઝલ મારી નથી ગાતો.
ઘરે આવેલ લે દરએકને અંગૂર નથી પાતો.
બધો અધિકારમાં છે ભેદ, માનો કે ન માનો પણ.
વિસામો પ્રેમનો માની ઘરેઘર હું નથી જાતો.



પ્રો. રમણ કોઠારી

## હેંગિંગ ગાર્ડન [સન્ધ્યા ટાણે]

આ તે શું નીલી કુંજવાડી લોકને બસ ટ્હેલવાની?
કે રૂપકેરી પરબ માંડી ઠારવા તરસી જવાની?







ન હતો— ધર્મ હતો. વંશપરંપરાથી બ્રાહ્મણો એ કામ કરતા હતા અને પ્રજા એને યથાશક્તિ પોષતી હતી. પરંતુ તે કાળે આખી પ્રજાને શિક્ષણ આપવું જોઈએ તે આદર્શ સ્વીકારાયો ન હતો. અલ્પ સંખ્યાને શિક્ષણ મળતું હતું. આખી પ્રજાને શિક્ષણ આપવું હોય, સરકારે એ જવાબદારી લેવાની હોય તો, શિક્ષણને સામાજિક સેવાનું એક અંગ સ્વીકારીને, ધંધા તરીકે એમાં પડનાર સ્ત્રી–પુરુષોની મોટી સંખ્યા ન મળી રહે તો, એ કામને પહોંચી ન શકાય. પરિણામે, શિક્ષણ એક ધંધો ગણાય છે. શિક્ષકો ધંધાદારી છે. તાલીમ મેળવવાનું એમને માટે ફરજિયાત છે. શિક્ષણની કક્ષા આજે સંતોષકારક નથી એ સ્વીકાર્યા છતાં એટલો સંતોષ તો જરૂર લઈ શકાય તેમ છે કે પ્રજાની વધુ સંખ્યાને શિક્ષણ મેળવવું સુલભ બન્યું છે. અને એનો યશ શિક્ષણ ધંધો બન્યો છે, તાલીમબદ્ધ ધંધો બન્યો છે તેને ફાળે જાય છે.

આજના શિક્ષણ વિષે અસંતોષ વ્યક્ત કરતાં કોઈ કોઈ આદર્શવાદીઓ એનો દોષ ધંધા ઉપર ઢોળે છે. શિક્ષણ ધર્મ તરીકે સ્વીકારાય તો જ ઊંચું આવે, ધંધો બની જાય એટલે એ નીચું જ ઊતરે, તેમ દલીલ કરે છે. એ જ રીતે સામાજિક સેવાને ધંધા તરીકે સ્વીકારવાની વાત સાંભળી એનો પણ વિરોધ થાય તો નવાઈ ન ગણાય. પરંતુ કોઈ સેવાકાર્ય સમગ્ર પ્રજાને આવરી લે તેવું વિસ્તૃત કરવું હોય તો એને ધંધાદારી રૂપ આપવું જ પડવાનું. કોઈપણ કાર્ય પછી એ ધંધાદારી હોય કે સેવાભાવી હોય, તેની સફળતા માટે ત્રણ ગુણ અનિવાર્ય રહેવાના. કાર્ય પ્રત્યેનો પ્રેમ, જ્ઞાન અને શક્તિ. ધંધાદારી તરીકે સ્વીકારનારમાં કોઈ વખત એવું બનવાનું કે કાર્ય પ્રત્યે પ્રેમ ન હોય તો પણ આજીવિકાને કારણે એ સ્વીકારાય છે. તો કેવળ સેવાભાવે સ્વીકારનારમાં કોઈ વખત જ્ઞાન પ્રત્યે ઉપેક્ષા સેવાતી હોય છે. આમ કેવળ સેવાભાવીમાં કુશળતાની ખામી જોવા મળે છે, તો ધંધાદારીમાં પ્રેમની ખામી નજરે પડે છે.

પરંતુ આ ખામી કેવળ ધંધાને લીધે કે સેવાને લીધે જ દેશમાં જોવા મળે છે તેમ માની લેવું તે અર્ધસત્ય છે. મનુષ્ય સ્વભાવમાં ઓછીવત્તી નબળાઈ પડી છે, એટલે અમુક પ્રમાણની ખામી તો રહેવાની, તે સ્વીકારીને જ ચાલવું જોઈએ. આથી વિશેષ જે ખામી જોવા મળે છે તેનું કારણ આપણું પ્રજા તરીકે ચારિત્ર્યબળ ક્ષીણ થયેલું છે તે મુખ્ય રોગ છે. એ રોગને લીધે સમાજના જુદા જુદા ક્ષેત્રમાં નબળાઈ જોવા મળે છે. વેપારીમાં પ્રમાણિકતાની ખામી છે, મજૂરમાં ઉત્પાદકશક્તિની મંદતા છે, અમલદારોમાં કર્તવ્યભાવના પૂરતી નથી, ધંધાદારી સામાજિક સેવા ક્ષેત્રે ડૉક્ટર-શિક્ષક વગેરેમાં પ્રેમભાવના ઓછી દેખાય છે, તો અવેતન માનદ્ સેવકોમાં નિષ્ઠાનું તેલ પૂરતું દેખાતું નથી. આમ વિવિધ ક્ષેત્રે જોઈશું તો કાંઈ ને કાંઈ ખામી નજરે પડતી હોય છે. અને એનો દોષ કેવળ વેપાર, મજૂરી, ધંધો કે સેવામાં જોવો એ અપૂર્ણ દર્શન છે. આખી પ્રજાનું ચારિત્ર વર્ષોની ગુલામી, અજ્ઞાનતા અને ગરીબાઈથી ક્ષીણ થયું છે; તે સુધરે ત્યાં સુધી ધીરજ રાખ્યે જ છૂટકો છે.

આથી સામાજિક સેવા ધંધાનું સ્વરૂપ ધારણ કરે તે જરૂરી છે. એ પણ સમાજશિક્ષણનો એક પ્રકાર છે. એથી જેટલું ધારીએ તેટલું સમાજસેવાનું કામ ન થાય તો નિરાશ થવાનું કારણ નથી, અને તેનો દોષ ધંધા ઉપર ઢોળી તેને ઉતારી ન પાડીએ તે ખાસ જોવાનું છે. આપણા દેશમાં ધંધો શબ્દ ઘણો ઊતરી ગયો છે. પરંતુ ધંધા પ્રત્યેની આપણી આ સૂગની મનોવૃત્તિ છોડવી પડશે. પ્રજાના હિતમાં, કોઈપણ વ્યક્તિ પોતાની કુદરતે આપેલી શક્તિ ખર્ચે અને તેના બદલામાં એ જીવવાના હક તરીકે વેતન મેળવે તેથી એની સેવા ઓછી થઈ જતી નથી. દરેક વ્યક્તિને કુદરતે આપેલી તેની શક્તિ ઉપર જ જીવવાનો હક છે અને એ રીતે ધંધા તરીકે એ પોતાની શક્તિ ખર્ચે તેમાં કાંઈ ઉતરતાપણું નથી. ધંધા તરીકે કોઈ સેવા સ્વીકારવાથી એનું મૂલ્ય ઘટવું ન જોઈએ. એની સેવાની કિંમત એણે ખર્ચેલી શક્તિ ઉપરથી અંકાવી જોઈએ. એ ગજથી આપણે ધંધાદારી સેવકોનું મૂલ્ય આંકતા

સામાજિક, સંસ્કારિક વિકાસ સધાવો જોઈએ. જ્ઞાતિવિહીન અને વર્ગવિહીન જે સમાજવાદી સમાજરચના કરવાની સામાજિક ક્ષેત્રે નેમ છે, તેની પ્રજાને તાલીમ આપવા, જાગૃતિનો ખ્યાલ આપવા, સામાજિક સેવકો અનિવાર્ય છે. આ સેવકો સમાજના એકાદ અંગનું મુખ્ય કામ ભલે કરતા હોય, પણ ગામમાં એમની હાજરી, એમનું કાર્યક્ષેત્ર સામાજિક નવરચનાનું હોવું જોઈએ. એટલા બહોળા કામને જો પહોંચી વળવું હોય તો ધંધાદારી સામાજિક સેવકો અનિવાર્ય છે અને તાલીમ પામેલા સેવકો જ એ કાર્ય દૃષ્ટિપૂર્વક કરી શકે.

આપણે ત્યાં ભણેલાં મા-બાપો પોતાને ભણાવતાં આવડે છે તેમ માની પ્રેમપૂર્વક બાળકોને ભણાવવા તો બેસી જાય છે, પરંતુ ભણાવવાની તાલીમ પામેલાં હોતાં નથી એટલે બાળકોને એ શાસ્ત્રીય રીતે ભણાવી શકતાં નથી. કોઈ કોઈ વખત તો બાળકની કેળવણીની રૂચિને પણ કઢંગી રીતે ભણાવવા જતાં એ બગાડી મૂકે છે. સામાજિક સેવામાં પણ આવા છબરડા વળતા જોવામાં આવે છે. આજે મોટે ભાગે જે સામાજિક સેવામાં પડે છે તે પોતાની લાયકી એને માને છે કે સેવાની પોતાને ધગશ છે. તાલીમની કોઈ અનિવાર્યતા એમને લાગતી નથી. પોતાની ધગશની મૂડી ઉપર એ વેપાર કરવા મંડી જાય છે અને તાલીમના અભાવને લીધે, એ વહેલા મોડા થાકી જાય છે અને શરૂઆતમાં ઉલ્લેખ કર્યો તેમ મુરબ્બી જેવા સેવાના ધંધામાં છેવટ દેવાળું કાઢી બોલી નાખે છે—લોક તદ્દન નકામા છે!

શિક્ષકને બાળમાનસનો અભ્યાસ ઊંડો હોવો જરૂરી છે, તો સમાજસેવકને મનુષ્યસ્વભાવનો અભ્યાસ એટલો જ ઊંડો હોવો જોઈએ. આમ તો મનુષ્ય પાંચ, સાડાપાંચ કે બહુ તો છ ફૂટ ઊંચો છે, પરંતુ એના મનનું, એના સ્વભાવનું, ઊંડાણ અમાપ છે. ક્યાંક એ એટલો ઊંડો હોય છે કે આખી પૃથ્વી ડૂબી જાય તો ક્યાંક એટલો છીછરો હોય છે કે એમાં પગ મૂકતાં કાદવથી ખરડાઈ જવાય. ધર્મરાજા જેવા ધર્મરાજા જુગાર રમે અને દ્રૌપદીને દાવમાં મૂકે! રામ જેવા રામ ધોબીની કહેતી સાંભળી સીતાને વનવાસ આપે. સજ્જનમાં સજ્જન મનુષ્યમાં ક્યાંક નબળાઈ છુપાઈને પડેલી હોય છે અને દુર્જનમાં દુર્જન મનુષ્યમાં ક્યાંક મોટાઈ છુપાઈને પડેલી હોય છે. મનુષ્યની નબળાઈ અને સબળાઈ, મનુષ્યસમાજની રૂઢિ, વલણ, ખાસિયત, ટેવો, ભાવાભાવ વગેરેને સમજવાં, પામવાં અને કુશળ માળીની જેમ સમાજના બગીચામાં વધી ગયેલાં કાંટાં-ઝાંખરા સાફ કરવાં, નવાં ફૂલછોડ રોપવાં અને સુવાસ ફેલાવવી, એ ભગીરથનું ગંગાને પૃથ્વી ઉપર ઉતારવા જેવું વિકટ અને અઘરું કામ છે અને તે માટે સમાજસેવકને એ જાતની તાલીમ અનિવાર્ય છે.



પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## ગ્રીષ્મ

દુર્વાસાનાં કુપિત દૃગની જ્વાળ શો વ્યોમમાંથી
ધીરેધીરે અવનિતલપે ઊતરે ગ્રીષ્મ-તાપ;
દેવે સાધ્યાં વિરહી જનના તીક્ષ્ણ નિશ્વાસ-ઘાથી
વીંધાઈ એ જીવિત સહુને વીંધતો તાણી ચાપ.
શૈલો કેરાં વિગલિત થતાં ગૌરવો, કાનનોની
ઢીલી થાતી રગ, ગરજતા સિન્ધુનાં પાણી છૂટે;
ઓતો હાડે તરફડી શમે, ખંડિતા શાં રણોની
આંધી જાગ્યે બળવતી બને ગ્રીષ્મની આંધી ખૂટે.
જંપે થાકી હરિણ તરસ્યાં વંચને ઝાંઝવાનાં
પંખી થાતાં અરવ, વધતી ક્રંદના ચાતકોની;
ભીંજી સ્વેદે અલસ બનતાં માનવી પ્રૌઢ નાનાં,
ઝાંખી થાતી પળપળ કલા આતમ ને આનનોની.
અંગેઅંગે દહન તદપિ સ્વસ્થ રે' ગાઉં માઢ,
કાંકે રાગે નિકટ જ બને સાંવરો એ અષાઢ.







ને પછી ભાંગલા હાંલ્લાના કલાડામાં ચેતેલા દેવતા આગળ જઈને હાથ ફેલાવી બેઠી.

એણે ઊંચે નજર કરી તો તારા તગતગતા હતા. ચોમેર ચૂપકીદી છવાઈ હતી. ઠંડો પવન ઉત્તર દિશામાંથી નીકળતો હતો. સામે લાલીયો આંખો મીંચી પડ્યો હતો. આજે ડોશીને ઊંઘ આવતી ન હતી. એનું મગજ વિચારે ચઢ્યું હતું.

આજે એ સીમમાં રખડવા નીકળી ત્યારે કાગળ વહેંચતા ટપાલીએ એને ઊભી રાખી એનો કાગળ આપ્યો હતો.

'મારો કાગળ!' ના માનતી હોય એમ ડોશી કાગળને ફેરવી ફેરવી જોઈ રહી ને પછી ટપાલી પાસે જ એ વંચાવ્યો. એ કાગળ એક ચન્દ્રકાન્તે મુંબાઈથી લખ્યો હતો ને એમાં જણાવ્યું હતું કે એકાદ અઠવાડીઆમાં એ મળવા પણ આવશે.

'મને મળવા આવશે?' ભાગી ડોશી વિસામણમાં પડી. એનું શું કામ પડે તે વળી કોઈ એને મળવા આવે ને એટલા સારુ કાગળ પણ લખે. આ ચન્દ્રકાન્ત કોણ હશે? અને યાદ કરવા એણે માથું ખંજવાળ્યું. અંધારામાંયે આઘે સુધી જોવા યત્ન કર્યો. મુંગામુંગા લાલીયાને પૂછી જોયું. કલાડામાં છોડિયાં નાંખી, ફૂંકો મારી એણે ભડકો કર્યો. ને હાથ શેકતી હતી તે બદલી બરડો શેકવા માંડ્યો.

*

ગામમાં એક મોટી હવેલી હતી. એના ડાહ્યાભાઈ શેઠે છોકરાને ભણાવીગણાવી બેરિસ્ટર કરેલો, તે શહેરમાં જ રહેતો. પહેલી વહુ ના ગમી એટલે બીજીને પરણેલો. પહેલીને ભાગે આ હવેલીમાં રહેવાનું આવેલું ત્યારે નવી પતિની સાથે શહેરમાં રહેતી. એનો સંસાર વધ્યો. ને જૂની હવેલીના ઓરડાનાં વાસીદાં વાળતી રહી. નવી વહેલી ગુજરી ગઈ પણ જૂનીને પતિ સાથે રહેવાનો તોયે પ્રસંગ ના આવ્યો. નવીના છોકરાઓ મોટા થયા ત્યારે એક વાર ઓચિંતા હવેલીએ આવ્યા ને જોયું તો જૂની એકલી હવેલીમાં રહેતી હતી. ત્યાંસુધી જાણે એ ભૂલાઈ જ ગઈ હતી.

'આવ્યા ભાઈ!' કહી એ હરખાઈ. એણે ઓરડા ઉઘાડી આપ્યા ને પાથરણાં પાથરી આપ્યાં. મજાની રસોઈ કરી આગ્રહપૂર્વક બધાને જમાડ્યા. 'કોઈ કોઈ વાર આવતા રહીએ, બાપદાદાનું ઘર છે તે તમે નહિ વાપરો તો કોણ વાપરશે? અહીંનાં હવાપાણી કેવાં છે તે તો જુઓ. આપણી જમીનો ક્યાં છે બતાવું, ખેડૂતોને મળવા બોલાવું–' હરખાઈને એટલું કહેતાં એ બિચારી ગળગળી થઈ ગઈ. શી વાત કે હવેલીના ભોગવનારા ઘેર આવ્યા. એણે પાડોશીઓને તેડાવ્યા, ઓળખાણો કરાવી, વસવાયાને બોલાવ્યા ને એમ ઘર ગજાવ્યું. પણ ત્રીજે દિવસે પેટીઓ પાછી પેક થઈ ગઈ અને બિસ્તરા બંધાઈ ગયા ત્યારે એને ઓછું આવ્યું.

'કેમ ભાઈ, ઓચિંતો જવાનો વિચાર કર્યો?' એણે દબાતે અવાજે પૂછ્યું.

'અહીં દહાડો કેમ કરીને ખૂટે?'

'જગનાથ જાવ, ભદ્રકાળી જાવ, પેલી ગમ વણઝારાની વાવ છે તે ય જોવા જેવી છે. કહો તો ભજનમંડળી બેસાડું. મહારાજને કહેશો તો સપ્તાહ માંડશે. ચાર દહાડા રહીને હોળી છે તે છોકરા ઘેરૈયા બનશે—'

'ઉહં, ના ફાવે.'

'રહો ને, ભાઈ. કોઈ કરતાં કોઈ આવતું નથી, કાગળે લખતું નથી. જશો તો ફરી પાછા ક્યારેય કોણ જાણે—'

પણ ત્યાં તો બળદગાડીમાં સામાન મૂકાઈ ગયો ને એક એક કરતાં બધાં વિદાય થયા. ફળી સુધી આ સાવકી મા ભાગીરથી મૂકવા ગઈ. પણ એનો કોઈએ ભાવ ના પૂછ્યો. વિવેકનું 'આવજે' પણ ના કહ્યું. બધા એમ ને એમ જતા રહ્યા.

બે દિવસ સુધી ગાજી રહેલી હવેલી ભાગીરથીને હવે જાણે ખાવા લાગી. ઉપર નીચે ફરીને એણે એક





'તમે જ રહો, ભાઈ. મારે નથી રહેવું. હું મારું ફોડી લઈશ.' એમ કહી એ કશું લીધા વિના ત્યાંથી ચાલી નીકળી ગઈ. છેવાડે મંદિર આગળ રસ્તો રોકી ગોર ઊભા હતા. 'આલનારાઓએ આલી દીધું પણ આટલો વિચાર ના કર્યો કે તમે—' ગોરનું મોં રોષથી લાલ થયું હતું. 'હશે, ચાલો મારે ત્યાં.' એણે કરાંઠીઓનો ઝાંપો હડસેલ્યો.

'ના ભાઈ, હવે નહિ. હવે તો ભગવાન રાખે ત્યાં જ રહેવું છે.'

'ખરું કહ્યું. એમ જ' ગોર સમજાવી પટાવીને વાત કરતો હતો. 'અહીં ભગવાનનું દીધેલું જ છે. એનું જ મંદિર ને એના જ લોક. આવો અંદર, નાહક લોકોને જોણું થાય છે.' ગોરે આગ્રહ કર્યો.

તોયે ભાગીરથી ના માની. ગામની બહાર વડ હતો. એ વડને ફરતો ભાંગેલો ચોતરો હતો. ત્યાં જઈ એ બેઠી. ત્યાં પણ બે ચાર જણ પાછળ આવ્યા. સહુને એણે હાથ જોડ્યા ને કહ્યું, 'જીવીશ ત્યાં સુધી ગામ છોડીશ નહિ, ને મરું તો અહીંના જ મસાણમાં બળું એટલું માગું છું.'

'ભલે એમ. પણ કાકી, તમે પાછાં વળો.'

'શું કરવા, ભાઈ. અહીંતહીં હું પડી રહીશ. મારે કેટલા દહાડા કાઢવા છે, તે વળી તમને સંતાપું!' એમ ઝાડ, ચોતરો, ખંડેર કરતાં વર્ષો વહી ગયાં. ન તો એના દહાડા ખૂટ્યા કે ના ગાંડી થઈ. એની હારનાં ઘણાંખરાં મરી પરવા પરવાર્યાં, પણ એની દોરી ના તૂટી.

તળાવે નહાવા જતી તો ત્યાં માટી ખોતરી એ ઝાડનું ડાળખું વાવતી, પાણી રેડતી. અવસ્થા થતી ગઈ તેમ એનાથી કપડાં સાચવીને નહાવાનું ભૂલી જવાતું, લૂગડાં બદલતી વખતે પણ બેકાળજી થતી. એની કોઈએ ટકોર કરી. ભાગીરથી સીમમાં તલાવડી હતી ત્યાં નહાતી, ભીનું કપડું સુકવવા મૂકી ત્યાં બેસી રહેતી. સાંઠીકડાં ભેગાં કરતી. કેરી કે છાણાં વીણતી. સાંજ પડે પાછી ફરતી ને એક ખંડિયેરમાં રાત ખેંચી કાઢતી.

શરીર ઉપર ચામડી લબડી ગઈ હતી. પણ એ સીમ આખીમાં ફર્યાં કરતી. મસાણ આગળના ટીંબે એ વધારે બેસતી. એને મૂકીને બીજાના દેહને અગ્નિ કેમ પાવન કરતો હશે તેનો સવાલ કરતી.

પણ એનું કોણ જુવે, કોણ સાંભળે ને કોણ જવાબ દે?

એક મંગી હતી જે એને પાણી પાતી. કોઈ વાર ડોશીના મુકામે જઈ વધ્યુંઘટ્યું ખાવાનું પહોંચાડતી, પાસે બેસી ખવડાવતી પણ ખરી. કોઈ વાર એનો ફાટેલો સાલ્લો ડોશીને વીંટવા આપતી. તો કોઈ વાર ઘોડીઆની દોરી સોંપી એ કૂવે જતી. એ પાછી ફરે ત્યાંસુધી ભાગીડોશી હાલા ગાઈ બાળકને રીઝવતી —ઊંઘાડતી. ને એમ દહાડા ઉપર દહાડા વહ્યા જતા. એવામાં ચન્દ્રકાન્તનો પત્ર આવ્યો.

બહુ દિવસે હસીહસીને ડોશીએ મંગીને વાત કરી. 'અલી, મારો વળી કોણ સગો નીકળ્યો તે મને કાગળ લખે? લખે છે કે તમને મળવા આવવાનો છું. જો વળી, નવાઈની વાત કે બીજી?' ને બે ચાર દિવસે એ વાત પણ જૂની થઈ.

પણ શનિવારે ગામના હનુમાનના મંદિરને લોક તેલ ચઢાવતા હતા ને મંગી એની ખડકીમાં રોટલા ઘડતી હતી ત્યાં પરગામનું એક ગાડું આવ્યું. એમાં મુંબાઈથી આવેલો એક જુવાન ઊતર્યો ને પૂછ્યું, 'ભાગીરથીબાઈ ક્યાં રહે છે, કોઈ બતાવશો?'

મંગીએ ચટ લઈને ચન્દ્રકાન્તને ઓળખ્યો. એ જ પેલો કાગળવાળો—આખરે આવ્યો ખરો. એણે તાવડી નીચે ઊતારી, ઝપ લઈને હાથ ધોયા ને સાલ્લાવતી લૂછતાં બહાર આવી.

'ડોશી કે—! તે તમે ચન્દ્રકાન્તભાઈ, નહિ તમે જ કાગળ લખેલો ને. બેસો ભાઈ,' કહી એણે ગુણીઉ પાથર્યું, ને પાણીનો પ્યાલો લાવી ધર્યો.

આમ ઘણું ચાલ્યું. પણ ડોશી ના માની. ચન્દ્રકાન્તે છેલ્લે કહ્યું: 'અમારી ભૂલ થઈ તેનું પ્રાયશ્ચિત તો મને કરવા દો. જો તમે મુકામ નહિ જ બદલો તો હું—હું પણ તમારી ભેગો અહીં જ રહીશ—પેલા ખંડિયેરમાં, હાં.' એ અસ્વસ્થ થતો હતો.

'ના ભાઈ, એવું શું કરવા બોલતો હોઇશ! જો તું કહે છે તો આમાંથી એક લૂગડું લઉં છું—આ મારી મંગી માટે. એ બિચારી મારું ઘણું કામ કરે છે, હાં. લે મંગી.' એમ કહી એણે એક સાલ્લો એના આગળ મૂક્યો. ને કહ્યું, 'જો, કેવો ભગવાન છે! આપણે તો ઘણુંયે ના માનીએ પણ એનાથી રહેવાયું? એ છે તે આના હૃદેમાં ઊતર્યો. ને મારા કાજે એને અહીં મોકલ્યો. આ ભાગ્યાંડોશીનો દીકરો ખરો કે નહિ!' ડોશીની આંખ ભીની થઈ, અવાજ તૂટી ગયો.

'એમને તો આપો જ, એક નહિ, બેચાર આપો, પણ તમારાથીયે ના નહિ પડાય. પછી મને અહીં જ રાખવો હોય તો—'

'તું અહીં રહીશ!' ડોશી માથું હલાવી હસી. 'તું મને સુખી કરવા અહીં આવ્યો એ તો હું સમજું પણ મારે સુખ જ છે, કશું દુઃખ નથી. આટલાં વરસ હું કોઈની ઓશિયાળી રહી નથી તેમ દુઃખીયે નથી થઈ, હાં. હવે મને માયા લગાડવા તું આવ્યો, પણ મારે એમાં શીદ લપટાવું? હું જેમ છું એમ મૂકીને તું પાછો જા, તારો કશો વાંકગુનો હોય એવો મનમાં વસવસો રાખીશ નહિ, હાં ભાઈ. સુખેથી જા.' કહી ડોશીએ ચૈડવો મોંએ માંડ્યો.

તે દિવસે ડોશીએ મંગીને ત્યાં જ ખાધું, ચન્દ્રકાન્ત પણ ત્યાં જમ્યો. ડોશીએ સમજાવી પટાવીને એને ગાડી ભેગો કર્યો. ચન્દ્રકાન્ત હજુયે પગ પાછા કરતો હતો તે જોઈ ડોશીએ કહ્યું, 'લે ત્યારે એકવાનું કરતો જા. ટપાલનું પત્તું હોય તો મંગીને આપતો જા. ઉપર તારું સરનામુંયે લખી દે. એટલે હું સુખેથી મરી એની ખબર તને એ પહોંચાડશે, બસ.' ડોશીએ ગાડી સાથે ચાલવા માંડ્યું ને સીમમાં દેખાયું ત્યાંસુધી એને જોઈ રહી.

*

ને બે જ દિવસ રહીને પેલું પત્તું ચન્દ્રકાન્તના હાથમાં પાછું ફર્યું.

★

બલદેવ મહેતા

## લીલી વાડીને ઝાંપે

લીલી વાડીને ઝાંપે નીસાસા ન નાખો,
ચાંદાનો દીવો આજે, ઝગે કેમ ઝાંખો,
લીલી વાડીને ઝાંપે નીસાસા ન નાખો.

લીલી હરીયાળી માથે, કેસૂડાં નાચે,
ઉનવાશે તો તો એનો રંગ થશે ઝાંખો,
લીલી વાડીને ઝાંપે નીસાસા ન નાખો.

સપને છંટાણાં કંકુ કેસરનાં છાંટણાં,
આંબો કોળે છે એને કેમ કરો પાંખો,
લીલી વાડીને ઝાંપે નીસાસા ન નાખો.

ક્યારે ક્યારે રે નવલાં જોબન જાગે,
ટોપલિયા માંડ્યા, એની મંડાણી આંખો,
લીલી વાડીને ઝાંપે નીસાસા ન નાખો.

હરીભરી જિંદગીમાં અણોહરૂં લાગે,
મહોબ્બત રાખો તો એની મરજાદા નાખો,
લીલી વાડીને ઝાંપે નીસાસા ન રાખો.

નજરૂં નોંધો તો આખી વાડી તમારી,
કાચાં પાકાં રે એનાં ફળફૂલ ચાખો,
લીલી વાડીને ઝાંપે નિસાસા ન નાખો.

★

દુખાવો એનાથી અટકે છે. દારૂથી કોઈ રોગ થતા હોવાના સાબિતીરૂપ પુરાવા પણ નથી. દારૂ પીનારને કલેજા અને ગુરદાના રોગો થવાનું કારણ વ્યસન સાથે અપૂરતો ખોરાક છે. કારણ કે દારૂ જાતે ખોરાક છે. એનાથી ભૂખ સંતોષાય છે. એમાં ગરમી આપવાનો ગુણ છે પણ વિટામિનો નથી. વ્યસનને લીધે થતા જઠરના દાહથી ખોરાક પૂરતા પ્રમાણમાં શોષાતો નથી. આમ અપૂરતા પોષણને લીધે વ્યસનીને રોગ થઈ આવે છે.

વ્યસનીએ પોતે પીવાની ટેવનું પૃથક્કરણ કરવા જેવું છે. પાર્ટીમાં દારૂ હોય તો એને આનંદ આવે છે ખરો ! નોકરી કે વેપારને બાધ ના આવે એ રીતે પીવાના દિવસની વાટ જુએ છે ખરો ? ચિંતા થાક નાસીપાસી તિરસ્કાર અને ઉદ્વેગથી છૂટવા એ રોજ પીએ છે ખરો ?

આ કોઈ પણ પ્રશ્નનો જવાબ હકારમાં હોય તો જાણજો કે તમે દારૂની ખતરનાક લતે ચડ્યા છો. જાતને પ્રશ્ન પૂછી જુઓ કે 'મારે પીણાની જરૂર છે ખરી ?' જો જવાબ હામાં આવે તો દારૂ ના પીશો. તમે સંદિગ્ધ પીનારા છો. તમે મઝા ખાતર પીતા નથી પણ અનિવાર્ય સંજોગોને ટાળવા તમે પીઓ છો, આમાંથી છુટકારો મેળવવા પીઓ છો. તમને ખાસ દારૂની જરૂર નથી. જાણવા જેવું છે કે દારૂ તો ઘેન આણનારું અને, મૂઢ બનાવનારું પીણું છે.

દારૂના વ્યસનને પાપની ધાર્મિક દૃષ્ટિએ જોવા કરતાં એને રોગ તરીકે ઓળખવું જોઈએ. રોગનો સામનો બે રીતે થાય છે. અટકાવીને અને મટાડીને. દારૂના તરફ લઈ જનારાં માનસિક કારણો શોધ્યા વિના ઉપર દર્શાવેલી બે રીતોમાંથી એકેયમાં ફતેહ મળતી નથી. મોટા ભાગે આ કારણો દૂર થતાં વ્યસન છૂટે છે. અંગત મૂંઝવણોને લીધે માનવી દારૂ તરફ વળે છે પણ વખત વીતતાં દારૂનું પ્રમાણ પણ પ્રશ્નો ઊભા કરે છે. વધારે પ્રમાણમાં પીવાતાં પીવાથી ઊભાં થયેલાં દુઃખો નીવારવા વ્યસની પીધે રાખે છે.

વ્યસનરોગને મટાડી શકાતો તો નથી પણ વ્યસનીને તદ્દન નિર્વ્યસની તો બનાવી શકાય છે. પણ નિર્વ્યસનીપણું સંપૂર્ણ હોય તો જ વ્યાજબી છે નહીં તો નકામું છે. પંદર વીસ વર્ષના નિર્વ્યસનીપણાના અંતે ઘૂંટડાભર દારૂ પીવામાં આવે તો તે નીચલા ઢાળની દોટની જેમ પાછો ગળે પડે છે.

વ્યસનીને નિર્વ્યસની બનાવવા માટે કેટલીક સંસ્થાઓ છે આમાંની એક અમેરિકાની એ. એ. એટલે કે આલ્કોહોલિક એનોનીમસ ( અનામી વ્યસની ) નામની સંસ્થા છે. નિર્વ્યસની બનવા મથતો કે બનેલો માનવી આનો સભ્ય બની શકે છે. એકવારનો દારૂડીયો સુધરવાની ઇચ્છાથી પોતાની જાતને દારૂના વ્યસન માટે નબળી પોચી સ્વીકારતો થાય છે અને ધારે છે કે કોઈ અજબ શક્તિ એને આમાંથી ઉગારી લેશે. આ પછી ઉપદેશ, પશ્ચાત્તાપ, કબુલાત અને સોગંદવિધિ વગેરે બાર જાતના નીતિનિયમમાંથી પસાર થયા બાદ એને 'આધ્યાત્મિક અનુભવ' થાય છે. આમ વ્યસનમુક્ત બનેલો માનવી બીજા વ્યસનીને નિર્વ્યસની બનાવવા માટે લાયક વ્યક્તિ નીવડે છે. આવા પ્રયત્નો કરવામાં તે નિર્વ્યસની પણ રહી શકે છે. બીજી યોજનાઓ કરતાં આ રીતથી ઘણા માણસોનાં વ્યસન છૂટયાં છે. આ બદી છોડાવવામાં સામાજિક કાર્યકરોએ આ રીતને અનુપમ અને અત્યુપયોગી લેખી છે. જે દેશમાં આ યોજના ફૂલીફાલીને સફળ નીવડી છે એના કરતાં જુદી સંસ્કૃતિવાળા દેશમાં એની અજમાયશ સફળ નીવડે કે કેમ એ પ્રશ્ન છે પણ આનો જવાબ તો અજમાયશ ખાતર કરવામાં આવેલા અખતરાના પરિણામોથી જાણવા મળે.

એ. એ. ની સમાંતર પણ અલગ વિચારસરણી ધરાવતી બીજી સંસ્થા અમેરિકાના ન્યૂ યોર્કની 'બ્યુરો ઑવ આલ્કોહોલિક થેરેપી' નામની છે. આનો સંસ્થાપક મેક ગોલ્ડરીક નામનો વકીલ છે. મેક ગોલ્ડીરીકનું કહેવું છે કે વ્યસન એ રોગ નથી અને વ્યસનીને જરૂર છે માહિતીની નહીં કે સુધારવાની. એ. એ. સંસ્થાનો વ્યસનીને બોધ છે કે 'તમારી જિંદગી અને મરજી

સેવકરામ

# વિદ્યાર્થીઓ અને શ્રમયજ્ઞ !

ઊર્મિના આ જાણીતા લેખક ફરી એક વાર વાંચકો સમક્ષ તેમની રસળતી શૈલી સાથે હાજર થાય છે અને આ જ રીતે હવેથી ઊર્મિમાં નિયમિત શ્રી 'સેવકરામ' લખશે જ. આ અંકે તાજા જ વીતેલા શ્રમયજ્ઞોને ઝડપી લીધા છે......

દેશનું પરિભ્રમણ કરીને આવ્યા પછી મનમાં નક્કી કર્યું હતું કે હવે તો પગ વાળીને બેસી જવું. આ રામને આમ તો રખડવાનો ખૂબ શોખ છે. પહેલાં એકવાર જાત્રાધામોનાં દર્શન કરવા નીકળેલો. પણ આ ફેરે તો ભારતનાં નૂતન યાત્રાધામો જોવા ગયો હતો. એ નવાં યાત્રાધામો જોયા પછી મને થયું કે પં. જવાહરલાલે પંચવર્ષીય યોજનાનાં કામોને નવાં યાત્રાધામો કર્યાં છે તે યોગ્ય છે. ભાકરા-નાંગલ કે હીરાકુંડ, સિંદરી કે ચિત્તરંજન અને એવાં બીજાં વિરાટકાર્યો દર્શન કરવા યોગ્ય છે. એ જોતાં એમ લાગે કે ભારતમાં વિશ્વકર્માનું મહાકાવ્ય સર્જાઈ રહ્યું છે. એ યોજનાઓ પૂરી થતાં લાખો એકર જમીનને પાણી મળશે. હજારો માઈલ સુધી પાણી મળશે. ખેડૂત બે ત્રણ પાક લઈ શકશે. ધરતી લીલી-છમ બની રહેશે. ખેતરો મોલથી મલકી રહેશે. ગામડાં રોશનીથી હસી ઊઠશે અને નાના નાના ગૃહોદ્યોગોથી ગામડાં ગહેકી ઊઠશે. એ ચોમેર કિલકાર સંભળાશે. સાચે જ આ નૂતન ભારતની યાત્રાથી હું પ્રોત્સાહિત બન્યો છું. મને ભારતના સર્જાતા મહાકાવ્યે પ્રભા-વિત કર્યો છે. એમ તો મેં નક્કી કર્યું હતું કે હવે રખડપટ્ટી કર્યા વગર લોકોને જે જોયું છે તેનું બ્યાન કરવું અને પોતપોતાના ગામની યોજના ઘડવા જાગૃત કરવા. જો કે પંચવર્ષીય યોજના ઘડી શકે અને આવી વિરાટ યોજનાઓ હાથ ધરી શકે તો ગામ પોતાની રીતે તેની આબાદીનાં કામ કેમ હાથ ન ધરી શકે? એથી તો હું મારા મનમાં ગામના આધૂનિક વિકાસની યોજનાઓ વિચારી રહ્યો હતો. કયાં કયાં કામ હાથ ધરી શકાય, કયા ગામમાં કયું કામ વહેલું હાથ ધરવું જોઈએ, ગામલોકો પૈસા કાઢી શકે, પૈસા ન કાઢી આપી શકે એ વિસ્તાર શ્રમ કેટલો આપી શકે...તેની ગણત્રી કરવા મન પ્રવૃત્ત થયું હતું.

આઝાદી પછી જો કંઈ પણ કામ કરવાનું હોય તો તે નવરચનાનું કામ કરવાનું છે. આજે તો શહેરમાં શું કે ગામડામાં શું, ચોમેર સરકાર પર આધાર રાખીને બેસી રહેવાની વૃત્તિ થાય છે. 'એ તો સરકાર કરશે, ભાઈ સરકાર કરે તો જ થાય, એવાં કામ આપણાથી ન થાય,' આ મનોવૃત્તિ પ્રજા વિકા-સની દૃષ્ટિએ પણ વિઘાતક છે. લોકોએ સમજવું જોઈએ કે કોઈ પણ સરકાર લોકોનાં બધાં કામ તો કરી શકવાની નથી. એને માટે લોકોએ પહેલ કરવી જોઈએ. પોતે જ પોતાનું કામ કરવું જોઈએ. એ કામમાં સરકાર મદદ કરે જ છે. ભારત સેવક સમાજ લોકોપયોગી કાર્યોમાં અડધા પૈસા આપે છે. ગામે કાં તો અડધા પૈસા કાઢવા જોઈએ કે તેટલી કિંમતનો શ્રમ આપવો જોઈએ. આ બાજુનાં ગામડાં ગરીબ છે. પચાસ ટકા તો એવાં હશે. એટલે અહીં પૈસા

---

વ્યસનીને દારૂની થતી વખળચા નીવારવા માટે એ. સી. ટી. એચ. (A. C. T. H.) દવાનો ઉપ-યોગ સફળ નીવડયો છે. આનાથી ભૂખ ઊઘડે છે. જ્ઞાનતંતુની શિથિલતા દૂર થાય છે. અને ઘેનની દવા લીધા વગર ઊંઘ આવે છે. એ. સી. ટી. એચ. અને એન્ટાબૂઝ બન્ને સાથે વપરાય છે.

વ્યસનમુક્ત કરાવનારી દવાઓનાં વપરાશમાં ડૉકટર તો માત્ર વૈજ્ઞાનિક શોધખોળો અને વ્યસની વચ્ચે દલાલ જેવો છે. વ્યસનીના મનનાં ઘર્ષણો ઊંડાં ના હોય તો આ ઉપચારથી લાભ થાય છે. ધંધા કે સંસારના કોક વિગ્રહના કારણે કદીક તે અંકુશ ગુમાવી ફરીથી વ્યસની થઈ બેસે તો ના કહેવાય નહીં. માટે તેને દૃઢ મનનો બનાવવાની ખાસ જરૂર છે.







અને જઈને જોઉં છું તો ગામની ભાગોળે ઉત્સાહનું વાતાવરણ જામ્યું હતું. ગામલોકો પણ ગેલમાં આવી ગયા હોય તેમ ઢોલ ત્રાંસાં લઈને આવ્યા હતા. નાનકડો સભામંચ બનાવ્યો હતો. આસોપાલવ અને આંબાના પાનનાં તોરણ બાંધ્યાં હતાં. ભારત સેવક સમાજે આપેલા પાવડા, ત્રિકમ, કોદાળીઓ અને માટી ભરવાના ટોપલા પડયા હતા. પચાસ પંચોતેર જેટલા વિદ્યાર્થીઓ વાદળી ચડ્ડી અને ઉરેફ પહેરીને વ્યવસ્થા કરતા હતા. હું ગયો એવો શ્રમશિબિરના નેતાઓ 'આવો આવો સેવકરામ બરાબર સમયસર આવી ગયા.' કહી મને આવકાર્યો. આઠ વાગે કામનો પ્રારંભ કરવાનો હતો. બધી તૈયારીઓ થઈ ગઈ હતી. માત્ર પ્રમુખશ્રીના આગમનની પ્રતીક્ષા થઈ રહી હતી.

હું એક બાજુ ઊભો ઊભો જોતો હતો. કેટલાક નવા જુવાનિયાઓએ ચશ્મા પહેર્યા હતા. કેટલાકનાં શરીર એકવડિયાં અને તકલાદી દેખાતાં હતાં. કેટલાકે વાળ ન બગડે તે માટે માથા પર રૂમાલ બાંધ્યા હતા. તો કેટલાકે સ્કાઉટની પેઠે નેપકીન ગળામાં બાંધ્યો હતો. થોડાક વિદ્યાર્થીઓના કાંડા પર ઘડિયાળ પણ હતાં. મને તેનો ઉત્સાહ ગમતો હતો. તેમનો થનગનાટ ગમતો હતો.

બીજી બાજુ ગામલોકો પણ રસ્તો બાંધવામાં સહકાર આપવા આવ્યા હતા. એ તો રોજ આ જ પહેર-વેશમાં ખેતરમાં કામ કરતા હતા એટલે તેમને એની કંઈ નવાઈ નહોતી. ગામમાંથી એક ભાઈ લોકલ-બોર્ડના સભ્ય તરીકે ચૂંટાયેલા હતા. તે પ્રમુખશ્રીને પહેરાવવાના હારની વ્યવસ્થામાં પડ્યા હતા. તેમ જ મને જણાવ્યું કે જિલ્લા કોંગ્રેસ પ્રમુખ લોકલ બોર્ડના પ્રમુખની જીપમાં આવવાના છે. શ્રમશિબિરના ઉદ્‌ઘાટન પછી ચા પાણીનો કાર્યક્રમ રાખ્યો છે તે પછી પ્રમુખશ્રી પાંચ માઈલ દૂરના ગામે શાળાનું મકાન ખુલ્લું મૂકવા ઉપડી જવાના છે. ગામમાં કોંગ્રેસના પ્રમુખ આવવાના હતા એથી એ ભાઈનો ઉત્સાહ માતો નહોતો. તેમની પ્રવૃત્તિ પરથી મને લાગ્યું કે તેમને મન શ્રમયજ્ઞના મહાત્મ્ય કરતાં પ્રમુખની પધરામણીનું મહાત્મ્ય સવિશેષ હતું. મારા કાને વાતો તો આવી હતી કે એ પ્રમુખશ્રીની કૃપાથી જ આ ભાઈને લોકલબોર્ડની ટિકિટ મળી હતી. આ ભાઈ આમ તો કનિયા દલાલ તરીકે પંકાયેલા હતા. પણ તેમણે આજના પ્રમુખશ્રીને તેમની વકીલાતના શરૂનાં વર્ષોમાં સારા કેસ આપેલા. આજે પણ આ ભાઈ કેસ આ કોંગ્રેસી પ્રમુખને જ અપાવતા. એક બેવાર મારે તેમને મળવાનું થયેલું. મેં તેમના ગામમાં એક બે કામ કરવા કહેલું. ત્યારે તેમણે ઠંડા કલેજે જવાબ આપેલો :

'સેવકરામ! તમે કહો છો તે વાત બરાબર છે. પણ ગામને જ ન પડી હોય તો આપણે શું કરીએ!'

'ગામને પડી નથી માટે જ આપણે ગામને સમજાવીને તૈયાર કરવું જોઈએ. તમે તો ગામના મતથી ચૂંટાયેલા સભ્ય છો. તમારી ફરજ થઈ પડે છે કે ગામના વિકાસનાં કામ હાથ ધરવાં જોઈએ. ગ્રામજનતાને તેમના હિતની વાત સમજાવવી જોઈએ. આ જ કામ આપણું છે.'

ત્યારે તેમણે જે ઉદ્‌ગાર કાઢેલા એ શબ્દો આજે પણ કાંકરાના પેઠે કાનમાં ખખડે છે :

'એમ દરેક વાતમાં આપણું કામ આપણું કામ કરતા ફરીએ તો ઘરનો ઉલાળીઓ થઈ જાય. અમારે કંઈ તમારી પેઠે બાવા થવું નથી. ગામને ન પડી હોય તો હું શું કરું?'

એ પછી એ ભાઈ મારાથી દૂર રહેતા. એ ભાઈને કોણ સમજાવે કે એમ તો દેશને પણ આબાદીની પડી નહોતી. લોકોને અસ્પૃશ્યતા-નિવારણની આજે પણ પડી નથી. અને આજે પણ લોકોને તેમના હિતની પડી નથી. એટલે કાર્યકરોએ પણ હાથ જોડીને બેસી રહેવું? કોઈકને તો 'પડી' હોવી જોઈએ કે નહિ!

આઠ થયા, સવાઆઠ થયા...પેલા વિદ્યાર્થીઓ થનગનતા ઘોડીલાની પેઠે અધીરા બન્યા હતા. કેટલાક

તો કેટલાકના હાથમાં ચાંદા પડ્યાં. કેટલાકને થાક લાગ્યો. કેટલાક પસીને રેબઝેબ થઈ ગયા. કેટલાક કુમળા વિદ્યાર્થીઓ તો વડના છાંયે જઈને બેસી ગયા. ત્યારે જ, કદાચ જિંદગીમાં પહેલી જ વાર તેમને ખ્યાલ આવ્યો કે શ્રમનું મૂલ્ય કેટલું મોંઘું છે. છતાં શ્રમજીવીને આપણે કેટલું ઓછું વેતન આપીએ છીએ? જો બુદ્ધિજીવીઓ આ રીતે શ્રમ કરે તો તેમને શ્રમનું સાચું મૂલ્ય સમજાય. તો જ શ્રમ કરનારની પ્રત્યે સહાનુભૂતિ પ્રગટે.

આમાં થોડાક વિદ્યાર્થીઓ કૌતુકથી આવ્યા હશે. પણ બધા કામચોર હતા કે દેખાવ કરવા આવ્યા હતા એમ ન કહેવાય. પણ તેમને શ્રમયજ્ઞનું મહાત્મ્ય સમજાયું હોય તેવું લાગ્યું. ઓછો શ્રમ થયો તે તો સમજી શકાય. પણ શ્રમ કરનાર બીજા પાસે તો કેવી રીતે શ્રમ કે સેવા લઈ શકે? બપોરના તડકો થવાના કારણે કામ વહેલું બંધ કરવું પડ્યું. નેતાની વ્હીસલ પડે તે પહેલાં તો કામ ક્યારનું યે બંધ થઈ ગયું હતું. પણ જેવી વ્હીસલ પડી એવા સૌ ઉતારા તરફ દોડવા માંડ્યા. એ વખતે કોઈએ પાવડા કે ત્રિકમ, ટોપલા કે તબડકાં ઉપાડવાની પરવા ન કરી. રસ્તા વચ્ચે મૂકીને સૌ ભાગ્યા. આ બધાં કામ માટે તેમણે માણસો રોકયા હતા. એ લોકો આ સેવકો માટે પીવાનું પાણી ભરી લાવતા. ફરી ફરીને પાણી પાતા. એટલું જ નહિ પણ આ 'શ્રમયજ્ઞી' ઓ નહાવા બેસે ત્યારે કૂવામાંથી ખેંચી ખેંચીને પાણી રેડતા. કેટલાક તો આખી ને આખી ડોલ શરીર પર ઊંધી વાળતા. હાથે ખેંચે તો જ ખબર પડે કે ડોલ પાણી બહાર કેમ આવે છે!

એવું જ જમવાનું થયું. જમી રહ્યા પછી પતરાળાં બહાર ફેંકવાની પણ કોઈએ તકલીફ ન લીધી. પછી તેમનાં રસોઈનાં વાસણ તો કોણ સાફ કરે! મેં પણ તેમની સાથે જ જમવાનું રાખ્યું હતું. કેટલાક વિદ્યાર્થીઓ તો હોસ્ટેલ હોય એવો ઘોંઘાટ કરતા હતા. ટીખળ અને મશ્કરીઓ કરતા હતા. વિદ્યાર્થીઓ હસે એ તો સમજી શકાય તેવી વાત છે. પણ અનુચિત કે હીન કટાક્ષ કરે કે કોઈની હાંસી કરે એ તો સારું લાગતું નથી. એ તો ઠીક પણ વિદ્યાર્થીઓ જે રીતે રાંધેલું અન્ન છાંડતા હતા તે જોઈને તો મને આંખે અંધારાં આવ્યાં. દેશમાં અન્નની કમીના છે માટે વિદેશથી અનાજ લાવવું પડે છે. એવો નિબંધ લખનાર એટલો પણ વિચાર કરતો નહોતો કે તે કેટલું અનાજ બગાડી રહ્યો હતો! પતરાળામાં એક માણસ ધરાઈ રહે તેટલો ભાત અને શાક પડ્યાં હોય તો યે હાથ ધોતાં વિચારે ન કરે! તેમને શ્રમનું રહસ્ય સમજાયું હોત તો જાણત કે ખેડૂત કેટલા પરિશ્રમ પછી અનાજ પકવે છે. એ અનાજ કેમ બગાડાય!

હું બપોરે જરા આડો પડ્યો હતો. કેટલાક વિદ્યાર્થીઓ કપડાં માટે ધોબીની વ્યવસ્થા કરવાની માગણી કરતા હતા. કેટલાક શ્રમના કલાક ઘટાડવાની સૂચના મૂકતા હતા. શ્રમશિબિરના યોજક ભાઈ નિષ્ઠાવાળા લાગ્યા. તે સૌને શ્રમશિબિર યોજવા પાછળનું દૃષ્ટિબિંદુ સમજાવતા હતા. પણ પેલા ભાઈઓ શ્રમની ભાવના સમજવાને બદલે દલીલો કરતા હતા. આમાં જ આજના વિદ્યાર્થી જીવનનું દર્શન થાય છે. આજના વિદ્યાર્થીના માનસનું પ્રતિબિંબ પડે છે. રાષ્ટ્રનું યૌવનધન દેશ વિશે, માણસ જાત વિશે અને લોકકલ્યાણ વિશે શું વિચારે છે એ મારે જાણવું હતું એથી બે દિવસ તેમની સાથે રહેવાનું નક્કી કર્યું હતું.

અને બે દિવસમાં જે જોયું એ પછી તો મારી નિરાશા વધી ગઈ. ગામડાના વિદ્યાર્થીઓ પણ શ્રમથી દૂર ભાગે છે. શ્રમશિબિરમાં આવનાર કે શ્રમયજ્ઞમાં જોડનારને પેલા પ્રમુખશ્રીની પેઠે માત્ર ફોટા પડાવવા જેટલો જ રસ છે. તેમના મનમાં શ્રમયજ્ઞનો પ્રેમ જાગ્યો નથી. આ બધા 'શ્રમ' કરવાને બદલે શ્રમ વધારતા હતા. ગામલોકોએ જમવાની વ્યવસ્થા કરી હતી. પણ આમને એ રસોઈમાં સ્વાદ નહોતો પડતો. રોજ રસોયા સાથે તકરાર થતી, કામમાં માત્ર દેખાવ થતો. અપવાદ રૂપે થોડાક એવા હતા કે જે બરાબર કામ કરતા. શિબિરનું શિસ્ત પણ પાળતા. શ્રમશિબિરનું





સવિતા પટવારી

# હિમાલયમાં બુદ્ધજયંતી

બુદ્ધ ધર્મ આજે પણ જ્યાં એવો ને એવો અબાધિત છે તેવા હિમપ્રદેશમાં આ બુદ્ધજયંતીને દિવસે પ્રવાસમોજ ચાખવા ગયેલાં આ લેખનાં લેખિકા શ્રી સવિતાબહેને અહીં મિતાક્ષરી છતાં વિગતસભર કરેલું વર્ણન સર્વગમ્ય બને તેવું છે........

ભારતભરમાં ગઈ તા. ૨૪ મી મેના રોજ બુદ્ધ-જયંતી અનેક સ્થળોએ ઉજવાઈ. અમે આ વૈશાખી પૂર્ણિમાને દિવસે દાર્જીલીંગમાં હતાં અને તે જ સાંજે કાલીંગપોંગમાં પણ જયંતી–ઉત્સવમાં ભાગ લેવા ભાગ્યશાળી બન્યાં. આ બાજુના હિમાલયના ભારતીય પ્રદેશની વસ્તી મુખ્યત્વે બુદ્ધધર્મ પાળતી હોઈને આસપાસ ઘણાં સ્થળે પ્રાચીન બુદ્ધમઠો અને વિહારો હોઈ અહીંની જયંતી જરા વિશિષ્ટ પ્રકારની હતી.

હિમાલયમાં દાર્જીલીંગ અને આસપાસમાં અનેક પ્રાચીન બુદ્ધ મઠો પથરાયેલા છે. તેમાંના થોડાકની મુલાકાત અમે લીધી હતી. જયંતીના દિવસો નજીક આવતા હતા તેથી દરેક મઠમાં તે અંગેની અનેક પૂર્વતૈયા-રીઓ ચાલી રહી હતી.

એક દિવસ અમે દાર્જીલીંગથી છ માઈલ દૂર લગભગ ૮૪૮૨ ફીટ પર આવેલ 'ટાઈગર હીલ' પર જગવિખ્યાત 'એવરેસ્ટ' પર્વતનાં દર્શન કરવા ઊપ-ડેલાં તે વખતે માર્ગમાં 'ઘૂમ' નામના મઠમાં બુદ્ધની મહાકાય મૂર્તિનાં દર્શન કર્યાં. મઠ ઘણા સરસ અને ભવ્ય સ્થાન પર બાંધેલ છે. એક બાજુ ઊંચા પહાડો છે જ્યારે બીજી બાજુ નીચે વિશાળ મેદાનો નદીઓથી વીંટળાયેલાં નજરે ચડે છે. મૂર્તિનાં ચહેરા પર સૌમ્યતા સ્વસ્થતા અને નિર્ભયતા આબેહુબ આલેખ્યાં છે. મોટી દીવીઓની જ્યોત મૂર્તિ પર ઝળહળી રહી હતી. આ ઉપરાંત નાનીમોટી અનેક મૂર્તિઓ હતી. અંદર ઘણા પ્રાચીન તિબેટી તથા પાલી ભાષાના ધર્મગ્રંથોનું સુંદર પુસ્તકાલય જોયું. ગ્રંથાગારમાં અભ્યાસ માટે સુંદર ગાદીતકીયાવાળાં આસનોની બેઠકો લામાઓને માટે ગોઠવી હતી.

મઠમાં પાંચ ફીટથી પંદર ફીટ સુધી લાંબા થઈ શકે



મઠની લાંબી શરણાઈઓ ફૂંકતા લામા

તેવા શરણાઈ આકારનાં મોટાં ભુંગળાને લામાએ ફૂંકી સંભળાવ્યાં. ગંજાવર શંખનાદ જેવો અવાજ હિમાલયના પહાડોમાં ગૂંજી ઊઠયો.

ઘૂમનો મઠ જેમ ખૂબ ઊંચે પહાડ પર છે તેમ સામી દિશામાં નીચે ખીણમાં સિક્કિમનો મઠ ભોટિયાનાં રહેઠાણો વચ્ચે ઘણો જ પ્રાચીન અને સુંદર કલાકૃતિના નમુનારૂપ છે. વિશિષ્ટ શિલ્પ કારીગરીથી ભરેલો આ મઠ સિક્કિમ રાજ્યનો છે. અને તેની સઘળી વ્યવસ્થા પણ સિક્કિમ તરફથી જ થાય છે. અહીં બુદ્ધની કાંસા અને સોનાની મિશ્રણવાળી ધાતુની બનેલી ભવ્ય મૂર્તિ હતી. બુદ્ધનાં મુખારવિંદ પર છૂપું હાસ્ય તરતું હતું. નજીકમાં દસ મસ્તકવાળી અને સહસ્ર હાથવાળી દેવીની એક અલૌકિક મૂર્તિ હતી. ઘણા મઠોમાં જોયેલી તેવી શિલ્પવાળી દીવીઓ અહીંઆ પણ જોઈ. તેમાં છ

હિમગિરિ સાથે માનવપામરતા અંગે શું કટાક્ષમાં હાસ્ય કરતો હશે ?

હિમાલયની બે દિશાઓમાંથી ઊતરી આવતી નદીઓ ‘ ટીસ્ટા ’ અને ‘ રંગીત ’ નો પહાડનાં બે નમી ગયેલ પડખાં વચ્ચે થતો સંગમ અદ્‌ભુત અને આહ્‌લાદક છે. કાલીંગપોંગમાં બુદ્ધજયંતીની સભામાં અમે સમયસર પહોંચી ગયાં, પહેલાં લામાઓએ પૂજાવિધિ કર્યો બાદ પ્રવચનો આરંભાયાં. સભામાં તિબેટ, ભૂતાન, સિક્કિમ અને નેપાળનાં ઘણા લામાઓ એકઠા થયા હતા. અંગ્રેજ અને અમેરિકન બુદ્ધ સાધુઓ હતા. લામાઓ ઉપરાંત આનંદ કૌશલ્ય, શ્રી રોરીક ( કે જેમનું વ્યાખ્યાન તેમની અસ્વસ્થ તબીયતને કારણે એક લામાએ વાંચી સંભળાવ્યું હતું ), ભૂતાનના વડા પ્રધાન, ભારતની સુપ્રીમ કોર્ટના ચીફજસ્ટીસ શ્રી સુધીર રંજન-દાસ અને બંગાળના પ્રધાન શ્રી ગોપીકાચરણ સેને બુદ્ધ ધર્મનાં અને સિદ્ધાન્તોનાં અનેક પાસાંઓ જુદી જુદી રીતે ચર્ચ્યાં. પાલી, તિબેટી, ભૂતાની, નેપાલી, હિંદી, અંગ્રેજી અને બંગાળી ભાષામાં ભાષણો અને ગીતો સાંભળ્યાં. પ્રવચનો ટૂંકા પણ મુદ્દાસર હોઈ બહુ રસપ્રદ બનેલ. રવીન્દ્ર સંગીતની મહેફીલ પણ સૌ પ્રેક્ષકોએ માણી. ઘણી ભાષાઓ ન જાણતા હોવા છતાં જાણે લોકોને ભાવાર્થ સમજાઈ જતો હોય એવો ભાસ થતો હતો.

બીજે દિવસે ત્યાંથી ૩૫ માઈલ દૂર આવેલ સિક્કિમની રાજધાની ગાંગતોક કે જે બુદ્ધ વિહારોનો પ્રદેશ ગણાય છે ત્યાં જવાનું અમે ગોઠવેલું. પરંતુ અતિ વર્ષાનાં કારણે તે કાર્યક્રમ ગુમાવવો પડ્યો.

બુદ્ધજયંતી નિમિત્તે કાલીંગપોંગમાં ભવ્ય રંજન ઉત્સવ ગોઠવાયેલો. તેમાં પણ અમે હાજરી આપી. નિયત સમયે પ્રેક્ષક સમુદાયથી સભાગૃહ ચીકાર ભરાઈ ગયેલ. અને બંગાળના જાહેર પ્રકાશન ખાતાના પ્રધાન કે જેઓ ઉત્સવના પ્રમુખ હતા તેઓ પણ હાજર થઈ ગયા. જ્યારે મંચ પર તો હજુ પ્રાથમિક ગોઠવણી કરવાનો આરંભ થતો હતો. ઘણો સમય જતાં લોકો ખૂબ અધીરાં બનેલાં. અને છેવટે એક કલાક બાદ કાર્યક્રમ શરૂ થયો. કાર્યક્રમમાં નેપાળી ભાષામાં બુદ્ધનાં જીવનના મહત્વના પ્રસંગોનું અસરકારક નાટક, લામાઓનાં ભજનો, રવીન્દ્ર સંગીત, નટીરપૂજાનાં અને અન્ય આકર્ષક નૃત્ય પ્રસંગો હતાં. પ્રેક્ષક વર્ગે ખૂબ શાંતિ અને શિસ્ત જાળવેલી.

રંજન ઉત્સવમાં જતાં પહેલાં અમે કાલીંગપોંગના પ્રાચીન બુદ્ધ મઠની મુલાકાત લીધેલી. કાલીંગપોંગમાં પણ જયંતીની સવારે ભવ્ય સરઘસ નીકળેલું. તેથી બીજે દિવસે લામાઓ થાકેલા હતા. મઠમાં વાદ્યો અલંકારો અને વસ્ત્રો છૂટાંછવાયાં પડ્યાં હતાં. આ મઠ ‘ થારવા છોલીંગ તારપાઇ ’ ના નામે વિખ્યાત છે. એક લામાના નિવાસસ્થાનમાં જઈ તેમની રહેણીકરણી જોઈ. ઘર કલામય શણગારથી સુસજ્જ હતું. આ મઠની ચારેબાજુ ફરતા ડબ્બા આકારના ‘ ચક્રડબ્બા ’ હતા. આ ડબ્બા આકારના પાત્રને ફેરવીએ એટલે ચક્કર ચક્કર ફર્યા કરે. દરેક મઠમાં આવા ચક્રડબ્બા હોય છે પરંતુ અહીં ઘણી મોટી સંખ્યામાં હતા. ડબ્બા ફેરવનારને પુણ્યપ્રાપ્તિ થાય તેવા એક તિબેટી બહેનના અતિ આગ્રહથી મેં પણ ડબ્બા ફેરવ્યા. અહીં પણ મોટાંનાનાં રંગબેરંગી પશુપંખીઓનાં, પ્રાણીઓનાં, અજગરોનાં, અને માનવી આકૃતિનાં તેમ સંગીત અને નૃત્ય-મંડળીનાં વૈવિધ્યભર્યાં ચિત્રો દિવાલો પર દોરવામાં આવેલ હતાં.



ઘણાં વરસો પહેલાં ચીનના ચૂ પ્રદેશમાં એક માણસ ઢાલ અને ભાલા બનાવતો હતો. પોતાની ઢાલ વિષે તે કહેતો : ‘ દુનિયાની કોઈ વસ્તુ આ ઢાલને છેદી નથી શકતી. ’ અને પોતાના ભાલા વિષે તે કહેતો : ‘ આવા પાણીદાર અને તેજ ભાલા ક્યાંય નથી મળવાના. એવી કોઈ ચીજ નથી કે જેને મારા ભાલા છેદી ન શકે. ’

એક દિવસ એક માણસે તેને પૂછ્યું : ‘ જો તમારા જ ભાલાથી તમારી જ ઢાલમાં છેદીએ તો શું થાય ?

— ‘ વિઝડમ ઓફ ચાઇના ’માંથી





નિયમિત રૂપે લેવાતાં ટેવ પાડવાનો ગુણ એમાં છે. ચાથી ઉત્તેજના પામવા ટેવાયલાં જ્ઞાનતંતુઓ ચાની ગેરહાજરીમાં શિથિલ બને છે. ને માથું દુઃખવાની ફરિયાદ ઊભી કરે છે. આ ઉપરાંત ચામાં કૉફી જેવી કડવાશ નથી. આ બધાં કારણોને લીધે ચા એક વખત ઘૂસે તો કાયમી ઘર કરી લે છે.

અમેરિકામાં ઈ. સ. ૧૭૧૪ માં પહેલવહેલી ચા પહોંચી. અમેરિકા એ વખતે ઈંગ્લેંડના તાબામાં હતું. દેશનિકાલ થયેલા પવિત્ર યાત્રાળુઓએ અમેરિકામાં વસવાટ કર્યો. આપબળે ઉન્નતિ કરતા એ લોકો પર પણ બ્રિટિશોએ હકૂમત જમાવી હતી. આ કેમ સહન થાય? અસંતોષ ધીમે ધીમે ઉગ્ર બનતો જતો હતો. એ જ અરસામાં ઈ. સ. ૧૭૧૪ માં ઈંગ્લેંડથી ચાની પેટી ભરેલું એક જહાજ બોસ્ટન પહોંચ્યું. બ્રિટનની સત્તાધૂંસરી ફગાવી દેવા તૈયાર થયેલા એ લોકોએ આ પેટીઓને દરિયામાં પધરાવી 'બોસ્ટન ટી પાર્ટી' ઊડાવી. આ પ્રસંગ અમેરિકાને સ્વાતંત્ર્યયુદ્ધ જગાડવામાં મદદરૂપ થઈ પડ્યો અને આખરે અમેરિકા સ્વતંત્ર થયું પણ ખરું.

અમેરિકનોને ચા સાથે કંઈ વેર હતું નહિ એટલે સ્વતંત્રતા મેળવ્યા પછી ઈ. સ. ૧૭૭૪ થી ત્યાં ચાનો વેપાર શરૂ થયો અને માત્ર ત્રણ જ વર્ષમાં ત્યાં દસ લાખ રતલ ચા વપરાવા લાગી.

ભારતમાં ચા બહુ પહેલેથી થતી. આસામના ઊંડા ડુંગરાઓમાં એ થતી. ચાના છોડને ઢાળવાળી ફળદ્રુપ જમીન, ગરમ ને ભેજવાળી હવા તેમ જ ખૂબ જ પાણી જોઈએ. સાથે મોટાં ઝાડોનો છાંયડો પણ જરૂરી છે. ત્રણથી ચાર વર્ષના છોડ થતાં પાક શરૂ થાય છે તે છેક પચાસ વર્ષ સુધી આ પાક ચાલુ રહે. આસામના પહાડોના ઢોળાવ પર સેંકડો માઈલના વિસ્તારમાં ચાના બગીચા ફેલાયેલા છે.

આસામમાં ચા થાય છે એની ખબર બહુ મોડી પડી ને તે પણ અજબ રીતે. કંપની સરકારનું રાજ્ય ભારતમાં સ્થપાયું એ પછી અહીંથી જાતજાતની ચીજો ઈંગ્લેંડ જતી. વિલાયતનાં બાળકોને પતંગિયાનો ભારે શોખ. રંગબેરંગી પતંગિયાંઓને પકડી પકડીને કાગળ પર ચોંટાડી તેનાં આલ્બમો બનાવે છે. આવાં આલ્બમો યુરોપમાં મોંઘા ભાવે વેચાય છે. શાળાઓ અને કૉલેજોમાં પણ આવાં આલ્બમો રાખવામાં આવે છે. વૈજ્ઞાનિક શોધખોળમાં પણ આ આલ્બમો મદદરૂપ થઈ પડે છે.

આવી જ જાતનું જંગલી પતંગિયાંઓનું એક આલ્બમ એક વાર ઈંગ્લેંડ મોકલવામાં આવ્યું. શોધખોળ કરતા વિદ્વાનોને એ પતંગિયાંઓ, ચાના છોડ પર થતાં પતંગિયાં જેવાં જ જણાયાં શંકાના સમાધાન માટે શોધખોળ શરૂ થઈ અને સાચે જ આસામનાં એ ઊંડાં જંગલોમાં ભરચક ચા ઊગેલી મળી આવી.

પછી તો તરત જ વ્યવસ્થિત રીતે ચાની ખેતી શરૂ થઈ ને દર વર્ષે લાખો રતલ ચા દેશમાં ને પરદેશમાં પહોંચવા લાગી. ભારતમાં પણ એ ઝપાટાબંધ ઘૂમી વળી.

ઈ. સ. ૧૮૩૬ માં રોયલે અને ફલુનર નામના બે બ્રિટિશ વનસ્પતિશાસ્ત્રીઓ ચાને સિલોન લઈ ગયા. સિલોન પણ એને ખૂબ માફક આવી ગયું. સિલોનમાં તો ચીન કરતાં પણ કેટલીક ચઢિયાતી જાતો જામી. ઈ. સ. ૧૮૩૭ થી સિલોને પણ વેપાર શરૂ કર્યો ને આજે તો નિકાસમાં ભારત પછી એનો જ નંબર આવે છે.

દુનિયાભરમાં દર વર્ષે લગભગ એક અબજ રતલ ચા ઉત્પન્ન થાય ને એ બધી જ વપરાઈ જાય છે. ભારતમાં આશરે ચાલીસ કરોડ રતલ ચા થાય છે ને એની નિકાસથી સરકારને લાખો ડૉલરની આવક થાય છે.

ચાને મુખ્ય બે ભાગોમાં વહેંચવામાં આવે છે.

(૧) કાળી ચા—જેમાં બોહિયા, કૅંગૂ, ઉલાંગ, પીકો અને સૂચાંગ આવે છે.





મુસાફરો ચાની સામગ્રી પોતાની સાથે લઈને જ ફરે છે એટલે પોતાની ચા બનાવી લઈ શકે છે.

ઝારના સમયમાં તો ત્યાંના ધનિકો ચાને પણ અમીરી ઢબે બનાવતા. ચામાં સુગંધ લાવવા માટે એ લોકો જુઈનાં ફૂલો અંદર ભેળવતા. આજેય ક્યાંક એની અસર દેખાય છે ખરી પણ બહુ જ ઓછા પ્રમાણમાં.

હિમાલયને છાપરે રહેનારા તિબેટવાસીઓ પણ ચાના શોખીન છે. ચા બનાવવાની એમની રીત અનોખી છે. એ લોકો એમાં માખણ અને મીઠા (નમક)નો ઉપયોગ કરે છે. અને લોકો ગરમ ગરમ ચા જ પીએ છે. ને ચા પીતી વખતે વાતચીત ને ઠઠ્ઠા મશ્કરી પણ કરે છે.

અમેરિકાના લોકો મોળી ચા પીએ છે. એમાં લીંબુ મેળવે છે. સાથે ક્યાંક લવિંગ પણ નંખાય છે. દૂધ એ લોકો પણ ભેળવતા નથી. બરફમાં ઠંડી કરેલી ઠંડી ચા Cold tea અમેરિકનોએ જ શરૂ કરી હતી. બનેલી ચાને ગાળી લેવામાં આવે છે ને પછી એને રેફ્રિજરેટરમાં ઠંડી કરવામાં આવે છે. એ પછી એને એક બરફના ટુકડા ને ખાંડવાળા ગ્લાસમાં નાખવામાં આવે છે. આ ચા પણ ઘણી સ્વાદિષ્ટ બને છે.

અંગ્રેજો તો ચાના જબરા શોખીન છે. બીજા દેશના માણસોની સરખામણીમાં અંગ્રેજો ઘણીવાર ચા પીએ છે. માનસિક અને શારીરિક થાક દૂર કરવા એ લોકો ચાનો આશ્રય લે છે.

યુરોપના લોકો ઘણુંખરું હોઠમાં સાકરનો ટુકડો રાખે છે ને પછી ધીરે ધીરે ચા પીએ છે. ફ્રાંસના લોકો મડલિન નામનો પદાર્થ ચાને ગળી બનાવવા તેમાં નાખે છે.

જાપાનમાં ચા આપવી એ એક સામાજિક રિવાજ થઈ પડ્યો છે. મહેમાનને પહેલાં કંઈક મીઠાઈ ખાવા માટે અપાય છે ને એ પછી ચાનો વાડકો ધરાય છે. ચા આપનાર યજમાનને નમન કર્યા બાદ તે ચાનો વાડકો બંને હાથે લઈ માથે અડકાડે છે. પછી આ પીણાંનાં વખાણ કરી એ ચા પીએ છે.

આમ ચાનું સામ્રાજ્ય વિશ્વભરમાં પ્રવર્તે છે. દેશ દેશના રીતરિવાજો અલગ છે છતાંય ચાનું પોતાનું આગવું સ્થાન છે ને એ ઘરઘરની માનીતી થઈ પડી છે.



ખૂબ ઝડપથી કાગડો ઊડી રહ્યો હતો. એ જોઈને એક બુલબુલે કહ્યું : 'કાકા, ક્યાં જાવ છો ?'
'પૂર્વમાં જાઉં છું. અહીં રહેવાનું મુશ્કેલ બની ગયું છે.'

'કેમ ?'

'અહીં મારા સંગીત ઉપર બધા નારાજ છે.'

'પણ ફક્ત જવાથી જ એનો ઉકેલ નહિ આવે !'

'કેમ ?' કાગડાએ નવાઈ પામી પૂછ્યું.

'એટલા માટે કે જ્યાં સુધી તમે તમારો અવાજ નહિ બદલો ત્યાં સુધી પૂર્વના લોકો પણ તમારું સંગીત આવી જ રીતે નાપસંદ કરશે.'





વિષ્ણુપ્રસાદે એમને 'ત્રણ કાવ્યોના કવિ' એવું બિરુદ આપ્યું.

કાન્તમાં કમનીયતા હતી, ઋજુતા હતી, માર્દવ હતું, લાલિત્ય હતું. એમના મિત્ર ઠાકોરમાં આ ઘણા ખરા કાવ્યગુણોનો અભાવ હતો. આમ છતાં પ્રયત્નથી તેમણે સિદ્ધિ મેળવી અને અર્વાચીન કવિતાને નવું જ પ્રદાન કરી ગયા. એમણે અર્વાચીન કવિતાને એક નવો ઝોક આપ્યો એનું મોં થોડા સમય પછી આવનારી નવીન કવિતા તરફ ફેરવ્યું. આ નવીનતા તે પ્રાસલોપ, યતિલોપ, છંદની પ્રવાહિતા અને વાનીની અર્થઘનતા. નારિકેલ પાકના આ કવિએ 'જૂનું પિયેર ઘર', 'ભણકારા', 'આરોહણ', 'એક તોડેલી ડાળ' વગેરે ઉત્તમ કાવ્યો પણ સર્જ્યાં.

ઠાકોર જો અર્થઘનતાના આગ્રહી હતા તો એમના તરતના અનુગામી નાનાલાલ શબ્દ સૌંદર્યના ખેલંદા હતા. ઠાકોરને સંક્ષિપ્તતાનો મોહ હતો તો નાનાલાલ વાગવિલાસમાં રાચતા. ઠાકોર દરેક વિચાર, ભાવ, ઊર્મિને બુદ્ધિથી કસી જોતા, તો નાનાલાલ ભાવ અને ઊર્મિના ગગનગામી ઉડ્ડયનમાં જ સર્વાર્થ સિદ્ધિ માનતા. અને ઠાકોરે જો પ્રવાહી પૃથ્વી છંદ શોધ્યો. તો નાનાલાલે ડોલન શૈલીને જન્મ આપ્યો. તેઓ ગુજરાતના સૌથી સમર્થ રંગદર્શી કવિ હતા. એમની ઉત્તુંગ કલ્પનાઓ એકે પગલે હિમાલય અને બ્રહ્માંડોને માપી લેતી. પણ આ ભાવનાસભરતા, કલ્પનાશીલતા, અલંકાર અને શબ્દલાલિત્ય એ જ નાનાલાલની મર્યાદા પણ બની. એ ચાર ગુણોની વૃષ્ટિ અતિવૃષ્ટિ થઈ, અને અતિરેકના સ્વાભાવિક અનર્થો પણ એની સાથે આવ્યા. વાગાડંબર અને શબ્દાળુતા માટે એ ટીકાપાત્ર પણ બન્યા.

કવિ કલાપીમાં ઊર્મિલતા નાનાલાલની છે તો સાદગી એમની પોતાની છે. આ કવિએ સાદી પણ મધુર ભાષામાં પ્રણયનાં ગીતો ગાયાં—તેમાંયે વિરહનાં વિશેષ—પ્રણય કાવ્યોની વિપુલતામાં એ નાનાલાલના જોડિયા ભાઈ બની રહ્યા, બલ્કે એમનેય ટપી ગયા. કલાપીની કવિતાએ સંસ્કૃત છંદોને લોકપ્રિય બનાવ્યા.

પંડિત યુગના છેલ્લા કવિ તે ખબરદાર. એમણે નરસિંહરાવ, કાન્ત, નાનાલાલ અને કલાપી એ સર્વની શૈલીએ કાવ્યો રચ્યાં, ને ગુજરાતને અમર શૌર્યગીતો આપ્યાં.

### ગાંધીયુગ

૧૯૨૨–૨૭માં પંડિતયુગ પૂરો થયો. તે પછી—૧૯૩૧થી ઠાકોરની શૈલી અને ગાંધીજીની વિચારસરણીની બે પાંખો લઈને નવીન કવિતાએ પોતાનું ઉડ્ડયન શરૂ કર્યું. ઉમાશંકર જોશીએ કહ્યું છે તેમ એ નવીન કવિતા બળવંતરાય ઠાકોર ને ગાંધીજીને ખભે ચડીને આગળ વધી. નવીન કવિનાના સૌથી સમર્થ તે ગુણગરવા પ્રતિનિધિ ઉમાશંકર છે. એમનાં 'ગંગોત્રી', 'નિશીથ', 'આતિથ્ય', 'પ્રાચીના' અને 'વસંતવર્ષા'માં પ્રતિભા, કલ્પના, છંદસિદ્ધિનાં દર્શન થાય છે. આ બુદ્ધિશાળી નવીન કવિની વાણી એ આ નવીન પ્રજાના હૃદયનું કામણ બની. -

નવીનોના બીજા સમર્થ પ્રતિનિધિ બન્યા કવિ સુન્દરમ્. 'કોયા ભગતની કડવી વાણી', 'કાવ્યમંગલા', 'વસુધા' અને 'યાત્રા'ના આ સર્જકે એ દરેક સંગ્રહમાં પોતાનું એક એક નવીન પાસું પ્રગટ કર્યું. 'કડવી વાણી'એ ભજનના ઢાળમાં ગરીબનાં ગીત અને સમાજવાદનો સંભાર ભર્યો. 'કાવ્યમંગળા'એ જાજરૂની માખીથી માંડીને ગાંધીજી સુધીના બધા વિષયોને નવીન બાનીમાં કાવ્યદેહ આપ્યો. 'વસુધા'એ સુંદરમ્‌ની ગીત લલકારવાની શક્તિનો પરિચય કરાવ્યો અને તત્ત્વજ્ઞાનસભર 'યાત્રા'એ એમની બાની અને ભાવના બન્નેનું સર્વોચ્ચ શિખર સાધી બતાવ્યું.

આ સિવાય બીજા જાણીતા નવીન કવિઓ છે પૂજાલાલ, શેષ, બેટાઈ, મનસુખલાલ, સ્નેહરશ્મિ, બાદરાયણ, પતીલ, ક્રોલક, અમીદાસ કાણકિયા વગેરે.





શેવાલીં પાવુનિ જન્ગ ઓંગલી,
ત્રાસલા ચિલસલા જીવ અંતરીં.
રાહિલોં નિરાલા મ્હણુની તેથુની,
સવિત્યાચેં મંગલ કિરણુ સેવુની.
મી અલિપ્તતેચેં ગાણે ગા તસેં,
ગા ગા રે સખાયા તૂં હી ગા તસેં.

[ શેવાલીં=શેવાળમાં. ઓંગલીં=અમંગલ. ચિલ-સલા=ધ્રૂજી ઊઠયો. નિરાલા=અલગ. ]

*

ઘેઉની વામનરૂપ ભૃંગ તો,
ચેતસે લુટાયા મજલા ધાંવુની.
પરિ હૃદયાચેં બલિદાન દેઉની,
જિંકિલા કોંડિલા કેલા ગુંગ તો.
મી સમર્પણાચેં ગાણેં ગા તસેં,
ગા ગા રે સખયા તૂ હી ગા તસેં.

[ કોંડિલા=બંદી બનાવેલ. ગુંગ=અલમસ્ત. વામન અને બલિ શબ્દ શ્લિષ્ટ છે. એ બન્ને રૂપક છે. ]

*

'દેશે કાલે ચ પાત્રે ચ' ને ન્યાય ખુદ પોતાને પણ લાગુ પડે છે.

*

પ્રાપ્ત પરિસ્થિતિ ચાહે તેવી હો, એતું ભાગ્ય બનાવી લેવાની કલા ભક્તિમાં હોય છે.

'સર્વ ભાગ્યેં ચેની ધરા. દેવ સોયરા ઝાલિયા.'

—તુકારામ

[ ભગવાન સાથે સ્નેહસંબંધ બંધાઈ જાય, તો સર્વ ભાગ્ય ઘરે પધારે છે. ]

*

વૃત્તિ નિર્ભય કરવા માટે પ્રાણજયના પ્રયત્નનો ઉપ-યોગ થઈ શકે છે.

*

હિન્દુ ધર્મમાં સમૂળગા સમાજના સમાજ નિવૃત્ત-માંસ મળી રહે છે. આ એક એ ધર્મની વિશેષતા ગણી શકાય તેમ છે. પરન્તુ આટલી સાવચેતી આવશ્યક છે કે એ ભૂતદયાની પ્રેરક બને, ભેદબુદ્ધિની પોષક નહિ.

*

'પોતાના જ ઘરે જે ચોરી કરે છે, એ એક મૂર્ખ'— આ રામદાસ સ્વામીનું એક વચન છે. કોઈ પણ ચોર 'પોતાના જ ઘરે' ચોરી કરે છે. એટલે 'એ એક મૂર્ખ.'

*

આત્મ-સંતોષ અને અલ્પ-સંતોષમાં અંતર છે. પ્રથમ આધ્યાત્મિક વસ્તુ છે, બીજી વ્યવહારિક. એ ભલી યા બૂરી પણ હોઈ શકે છે. જો ભલી હશે તો આધ્યાત્મિકતાની પોષક થશે.

*

વિરક્તોની કઠોરતામાં જે પ્રેમ દેખે છે, અને આસ-ક્તોના પ્રેમમાં જે કઠોરતા દેખે છે; એ જ બધું દેખે છે.

*

સામૂહિક સાધનામાં વ્યક્તિગત સાધનાનો કસ પારખી શકાય છે, અને મનના ખૂણા-ખાંચરા સાફ કરવામાં મદદ મળે છે.

*

જ્યારે હું જોઉં છું કે મને બહારથી કેટલું મળ્યું, અને મારું ખુદનું અંદરનું કેટલું છે; ત્યારે મારું નિજનું કંઈ જ રહેતું નથી.

'ઇદં ન મમ' ભાવના સેવવાનું મારે કારણુ જ નથી.

*

શાસ્ત્રનું કહેવું છે કે જ્ઞાતા જડ બનીને રહે. જડ બનીને રહેવું એટલે કર્મમાં રત રહેવું.

*

ખાબોચિયામાં કે સમુદ્રમાં થનાર વિવાહ સારા થતા નથી હોતા. વિવાહ માટે નદી જોઈએ.

*

જ્ઞાન પણ જ્ઞાનગમ્ય છે. એટલે કે પ્રથમથી જ જ્ઞાન હોય તો આગળ જ્ઞાનની પ્રાપ્તિ થવાની.

*

ઉન્મનીથી પરનું સ્વૈર મન—એ જ સહજાવસ્થા.

*





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# કબૂતર કુટુમ્બની વધુ જાતો

કબૂતર કુટુંબની રોજ નજરે ચડતી થોડી જાતો વિષે ગયા અંકમાં આપવામાં આવેલી વિગતો ના અનુસંધાનમાં આગળ વધતી થોડી જાતો અહીં આપણા જાણીતા પક્ષી-વિશારદ આપે છે તે દરેકને ઉપયોગી થશે જ.........

## [ ૧ ] નીલમ હોલી

નીલમ હોલી એ સૌરાષ્ટ્રનું પંખી નથી, એ તો ગીચ વનનું વાસી પંખી છે એટલે તે દક્ષિણ ગુજરાતમાં તાપી નદીનાં વનોમાં જોવા મળે છે. તે ઉપરાંત હિંદના ઘણા ભાગમાં તેઓનો વાસ છે. અને જ્યાં જોવા મળે છે ત્યાં તેઓનો કાયમ નિવાસ રહે છે.

નીલમ હોલીના રંગથી જ માલુમ પડી આવે છે કે તેના દેહમાં વધારે પ્રમાણમાં લીલો રંગ હશે જ. આ રંગથી તે ઘણી ખુબસૂરત લાગે છે. આ હોલી પોતાનો માળો બીજી હોલીઓ માફક આડાં અવળાં તીરખાં ગોઠવી પાંચથી દશ ફીટ ઊંચા જાળાં, છોડ કે વાંસમાં ગોઠવી આછો માળો બનાવે છે. કબૂતર કુટુમ્બની એક ખાસીયત એ કે તેમાં કોઈ સભ્ય બે કરતાં વધારે ઈંડાં મૂકે જ નહિ. એ પ્રમાણે નીલમ હોલી પણ બે જ સફેદ રંગનાં ઈંડાં મૂકે છે. અને તેના માળા સખ્ત વરસાદ પૂરો થાય કે તરત જ જોવા મળે છે. એ રીતે તે આખું વરસ બચ્ચાંનો ઉછેર કરે છે.

આ સુંદર હોલીને વનમાં વસવાટ કરવાનું પસંદ છે. આથી તેઓ જંગલનાં પ્રાણીઓએ અને માણસોએ પાડેલી કેડીઓ ઉપર ચરતાં ફરતાં જોવામાં આવે છે. તેની ખાસીયત આપણને જોઈ ડરીને ઊડી જઈ વળી પાછી થોડે જ દૂર કેડી ઉપર ઊતરવાની છે. વળી તેની બીજી ખાસીયતમાં તેઓ ખારાશવાળી ભૂમિ ઉપર ચાલવાનું વધારે પસંદ કરવાની છે. ચરતી વખતે તેઓ સુંદર રીતે ચાલે છે. ખોરાકમાં તેઓ વધારે પ્રમાણમાં દાણો ખાય છે છતાં ફળો ખાતાં માલુમ પડયાં છે. અને ચોમાસાના પહેલા વરસાદ પછી નીકળતી ઉદ્ધી નામની જીવાત પકડવા દોડાદોડ કરતાં પણ જોવામાં આવે છે. તેઓ બેઠાં હોય ત્યારે "કુ-કુ"નો ધીરો સૂર કરતાં સાંભળવામાં આવે છે. નીલમ હોલી તેની લીલી પાંખો અને ધોળા કપાળ તથા રાખોડી તાલકા અને બોડથી તરત જ વરતાઈ

---

સર્વધર્માન્ 'પરિ–ત્યજ્ય' મામેકં શરણં 'વ્રજ'. ભગવાને પરિવ્રાજકની આ જ પરિભાષા કરી છે

*

પુરાણકારોએ કાલ્પનિક દેવતા સર્જીને એમની સ્તુતિ કરી, કાલ્પનિક રાક્ષસોનું નિર્માણ કરીને એમની નિંદા કરી. આ પ્રમાણે મનુષ્યનો નામોલ્લેખ કર્યા વગર 'ન મ્હણે કોણાસી ઉત્તમ વાઈટ' અર્થાત્ 'કોઈને પણ સારો નરસો ન કહો'-એ સૂત્ર બોલ્યું અને આબાલવૃદ્ધ સૌને નીતિ બોધ આપવાનું કાર્ય સાધી લીધું. આ દેવ અને દાનવ આપણા લોકોનાં જ હૃદયમાં રહે છે. એટલું આપણે જાણી લેવું જોઈએ.

*

કોઈ નાટ્યકાર જે રીતે સ્વયં નાટક લખીને એના પ્રયોગમાં પણ સ્વયં શામેલ થાય છે, તેવું જ છે ઈશ્વરનું. ઈશ્વર વિશ્વરૂપી નાટક રચીને એમાં આત્માની ભૂમિકા સ્વયં ભજવે છે. 'તત્ સૃષ્ટવા તદેવાનુ પ્રાવિશવત્'

*

મનુષ્ય અને પશુ વચ્ચે મુખ્ય તફાવત વાણીનો છે. પશુને જો મનુષ્ય પેઠે વાણી સાંપડે તો મનુષ્ય સમાન વિચારશકિત પણ સાથોસાથ એનામાં પ્રગટે એ કલ્પી શકાય તેમ છે. માટે વાણી પવિત્ર રાખવી એ મનુષ્યનું સ્વભાવિક કર્તવ્ય છે.

[ ચાલુ ]





આકારની બનાવે છે. સાથે સાથે કુ કુ અવાજ કરતો રહે છે અને નીચે આવતાં ચક્કર બાંધતો આવી માદા પાસે બેસી જાય છે. અને કબૂતરની માફક ગરદન અને છાતી ફુલાવી પાંખોને નીચે ઢીલી છોડી દે છે. અને પુંછડીના પંખાને જમીન અથવા ડાળી સાથે ઘસી ફરે છે. અને એ રીતે માદાના મનનું હરણ કરે છે. આ સમયે તે એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર ઊડીને જવામાં બહુ આનંદ અનુભવે છે. તેઓના માળા લગભગ બારે માસ જોવામાં આવે છે. ઘોળના માળા મકાન સિવાય વૃક્ષોમાં તમામ સામાન્ય ઊંચાઈએ જોવા મળે છે.

તેના માથા અને ગળાનો રંગ રાખોડી, ગરદન આસપાસ ઘોળો, તેમાં કાળો ગલપટ્ટો સુંદર જણાય છે. પીઠ અને પાંખ મટોડીયા કથ્થાઈ, પુંછડીનાં વચલાં પીછાં રાખોડી કથ્થાઈ રંગના અને બાકીનાં પીંછાં રાખોડી પણ છેડા સફેદ રંગના હોય છે. છાતીનો રંગ માથાના રંગને મળતો આવે છે જે પેટ તરફ જતાં રાખોડી થતો જાય છે. આંખ લાલ ચણોઠી જેવી, ચાંચ કાળી, પોપચાં લાલ અને પગનો રંગ ગુલાબી રાતો અથવા લાલ ચટક હોય છે. નખો કાળા રંગના હોય છે. આ હોલીમાં ઘણી વખત બીલકુલ સફેદ રંગ થઈ આવે છે જેમાં આંખો રાતી હોય છે અને ચાંચ ગુલાબી રંગ હોય છે.

અંગ્રેજીમાં ઘોળ હોલીને The Indian Ring-Dove તથા વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Streptopelia Decaocto કહેવામાં આવે છે.

## [૪] ખુમરી

ખુમરીને ઘણા નાની હોલી પણ કહે છે. તેનું ઘુ ઘુ કંઈક મીઠાશવાળું લાગે છે. છતાં બહુ વખત સાંભળવામાં આવે તો જરૂર ઉડાડવાની ઇચ્છા થયા વગર રહે નહિ. ખુમરીની ખાસીયત દિવસના વધારે ભૂમિ ઉપર ફરતાં ચરતાં પસાર કરવાની છે. તેની ચાલ સુંદર છે પણ રંગમાં તે એટલી મનોહર નથી છતાં કોઈ વખત આ ખુમરી તદ્દન ઘોળા રંગની ગુલાબી ચાંચ અને પગ તથા રાતી આંખની મળી આવે છે ને જોવામાં ઘણી ખુબસુરત હોય છે.

ખુમરીની વિશિષ્ટતા એ કે તેને પોતાની જાતની બીજી ખુમરી સાથે હમેશાં વેર હોય છે. પોતાની ફરવા ચરવા અને રહેવાની જગ્યામાં બીજી જોડી અથવા એક હોલી આવે તો સખત તકરાર થાય છે. આ તકરાર લાંબો વખત સુધી ચાલે છે. સંવનનમાં તે ઘોળ હોલીને મળતી આવે છે અને તેના માળા મકાનની અંદર કે બહાર વાડ કે છોડ ગમે તે જગ્યા ઉપર જુજ સંખ્યાના તીરખાં ગોઠવાઈ રહે કે તેમાં બે સફેદ રંગનાં ઈંડાં મૂકી સેવવા બેસી જાય છે અને બચ્ચાં નીકળવાને થોડા દિવસ રહે ત્યારે તો તે આપણે પાસે જઈએ તો પણ ઊડવાની આનાકાની કરે છે. પણ કમભાગ્યે જેટલી વખત તે માળા બાંધી ઈંડાં મૂકે છે તે દરેક વખત તેનાં બચ્ચાં મોટાં થતાં નથી કારણ કે કાગડા, બિલાડાં, મોરકા, ખપેડા વગેરે ફરતાં જ હોય છે એ તેનાં ઈંડાં અને બચ્ચાંનો નાશ કરે છે. છતાં તે આખું વરસ ઈંડાં મૂકવા ચૂકતાં નથી.

નાની હોલીનો ખોરાક દાણા જ છે છતાં ચોમાસામાં જીવાત ખાતાં જોવામાં આવે છે.

તેનો ઉપરનો રંગ મટોડીયો કથ્થાઈ અને નીચે ગુલાબી કથ્થાઈ માથું તેવા જ રંગનું અને ગળા આસપાસ કાળાં અને સફેદ ટપકાંની સુંદર આકૃતિ હોય છે. નરમાદા એક જ સરખા રંગનાં હોય છે.

અંગ્રેજીમાં ખુમરીને The Indian Little Brown Dove અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Streptopelia Senegalensis Cambaiensis વપરાય છે.

## [૫] લોટણ હોલી

લોટણ હોલીની ખાસીયતમાં બહુ ઓછો ફરક માલુમ પડે છે. પણ સ્વભાવે તે તેનાં સંગાથી કરતાં વધારે બીકણ જરૂર છે. પાણી પીવા તેઓ સવાર બપોર અને સાંજના આવે છે એટલે પાણીથી બહુ દૂર તેઓ વસ-





ડૉ. બી. એલ. આત્રેય

# લીલા અને સરસ્વતી

સુપ્રસિદ્ધ દર્શનાચાર્ય શ્રી આત્રેયનો આ લેખ સમસ્ત ભારતીય પૌરાણિક સાહિત્યનું સર્વાધિક મહત્ત્વપૂર્ણ ઉપાખ્યાન છે. શ્રી. મનુભાઈ લ. પટેલે ગુજરાતીમાં ઉતારેલો આ લેખ જીવન-મરણનાં રહસ્યનું સ્પષ્ટ ઉદ્ઘાટન આ ઉપાખ્યાનમાં છે......

પૃથ્વીમંડળ પર કોઈ એક સમયે પદ્મ નામનો રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો સૌમ્ય સર્વગુણ સમ્પન્ન હતો. તેને અનુરૂપ ગુણ-શીલવાળી લીલા નામની રાણી હતી. લીલા પોતાના સ્વામીમાં અતિ અનુરક્ત હતી. કલ્પનામાં પણ તે તેનાથી જુદી રહેવા માગતી ન હતી. પોતાનો સ્વામી સદા જીવતો રહે; એનું કદાપિ મૃત્યુ ન થાય એવું તે ઇચ્છતી હતી. લીલાએ પોતાના નગરના પંડિતોને બોલાવી પૂછ્યું—'મનુષ્ય મૃત્યુના મુખમાં ન જાય એ માટે શો ઉપાય છે?' વિદ્વાનોએ કહ્યું—'હે દેવી! સંસારી મનુષ્ય ઉત્પન્ન થઈને મરે નહિ એ માટે કશો જ ઉપાય નથી. જેનો જન્મ થાય છે તેનો અવશ્ય નાશ પણ થાય જ છે.'

લીલા નિરાશ થઈ સરસ્વતીદેવીની ઉપાસના કરવા લાગી. સરસ્વતીએ પ્રસન્ન થઈ વરદાન માગવા કહ્યું. લીલાએ વરદાન માગ્યું કે, જો તેના સ્વામીનું મૃત્યુ તેની પહેલાં થાય તો તે સ્વામીનો જીવ તેના જ ખંડમાં રહે, બહાર ન જાય! સરસ્વતીદેવીએ 'તથાસ્તુ' કહ્યું. વળી જ્યારે લીલા તેનું ધ્યાન ધરશે ત્યારે પોતે હાજર થશે એમ કહી અંતર્ધાન થઈ ગયાં.

સમય પાકતાં પદ્મનું મૃત્યુ થયું. લીલા ઘણી શોકાતુર તથા દુઃખી થઈ રડવા લાગી. ત્યારે એકાએક આકાશવાણી થઈ કે લીલાએ ગભરાવાની જરૂર નથી. રાજાનો જીવ લીલાના ખંડમાં જ છે. જ્યાં સુધી રાજાનું શબ લાવીને પુનર્જીવિત ન કરાય ત્યાં સુધી રાજાનું શબ સાચવીને સુરક્ષિત રાખવું જોઈએ. લીલાને આ આકાશવાણી સાંભળી ઘણું આશ્ચર્ય થયું. તેણે તરત દેવી સરસ્વતીનું ધ્યાન ધર્યું. સરસ્વતીએ તત્કાળ દર્શન દીધાં.

લીલાએ દેવીને પૂછ્યું—'મારા સ્વામી હાલ ક્યાં છે?' દેવીએ કહ્યું—'તે આ જ ખંડમાં છે. પણ આ સૃષ્ટિથી સૂક્ષ્મ એવી બીજી સૃષ્ટિમાં છે. એક જગતમાં બીજું જગત, બીજામાં ત્રીજું જગત—એમ હારમાળા અનંત સુધી ચાલુ છે. એક સૃષ્ટિ બીજી સૃષ્ટિવાળા જીવો માટે શૂન્ય છે. છતાં જો કોઈ જીવ બીજી સૃષ્ટિનો વ્યવહાર જોવા ઇચ્છે, તો તે પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે.' લીલા આ સાંભળીને પોતાના સ્વામીને વર્તમાન સૃષ્ટિમાં જોવા માટે ઘણી ઉત્સુક થઈ ગઈ. સરસ્વતીદેવીએ તેને એ સિદ્ધિ આપી કે જેથી લીલા અન્ય સૂક્ષ્મતર સૃષ્ટિઓમાં પ્રવેશ કરી, ત્યાં થતા વ્યવહારોનું નિરીક્ષણ કરી શકે.

પદ્મ તે સમયે પોતાનાં વાસના-યુક્ત પૂર્વ-કર્મનું ફળ ભોગવતો હતો તે સૃષ્ટિમાં સરસ્વતી તથા લીલાએ પ્રવેશ કર્યો. પદ્મને મરી ગયે હજુ તો થોડી જ ક્ષણ વીતી હતી, છતાં આ સૂક્ષ્મ સૃષ્ટિમાં તે સોળ વર્ષની અવસ્થાનો રાજા બની આનંદપૂર્વક એક વિશાળ સામ્રાજ્ય પર રાજ્ય કરી રહ્યો હતો!

લીલાને આ જોઈને ઘણી નવાઈ લાગી કે એટલી વારમાં સોળ વર્ષ કેવી રીતે વ્યતીત થઈ ગયાં અને એના પોતાના જ ખંડમાં આવડું મોટું સામ્રાજ્ય ક્યાંથી! સરસ્વતીએ લીલાને સમજાવી કે, દેશ અને કાળના અણુએ અણુમાં મહાન-મહાન જગત છે અને તે બધાંના દેશ અને કાળનું પ્રમાણ એકસરખું નથી. જે ઘટના એક સૃષ્ટિમાં એક ક્ષણમાં બની જાય છે, તે જ ઘટના બીજી સૃષ્ટિમાં એક કલ્પમાં બને છે!

સરસ્વતીએ લીલાને કહ્યું—'એમાં તને આશ્ચર્ય શાનું થાય છે? આથીય વધુ નવાઈની વાત તો એ છે કે આજથી એક અઠવાડિયા પહેલાં તારો સ્વામી પદ્મ બનવા પૂર્વે એક બ્રાહ્મણ હતો અને તેની પત્ની હતી. જો તને શ્રદ્ધા ન હોય તો આવ, હું તને એ બ્રાહ્મણ-

દિગંત ઓઝા

# ક્રાન્તિની યાત્રા

ગાંધીજીએ આપણા યુવાનોમાં સેવા અને સાહસિકતા રેડયાં. વિનોબાજીએ એના પર જલસીંચન કર્યું. તાજા જ ભરાયેલા ભૂદાનસંમેલનમાં પગપાળા જવા માટે મુંબઈથી નીકળેલા યુવાનોની ટુકડીના એક સભ્યનું આ વર્ણન ક્રાન્તિયાત્રાનું સાચું નામ સાર્થક કરે છે.......

તા. ૨૭ મી મે થી, મદ્રાસથી ૫૦ માઈલ પશ્ચિમે આવેલા કાંજીવરમ્‌માં ભરાયેલા સર્વોદય સંમેલનમાં ભાગ લેવા માટે મુંબઈથી અમારી પદયાત્રીઓની ટોળી તા. ૪–૪–૫૬ના રોજ મુંબઈથી નીકળી. જેવુ પચરંગી વસ્તીવાળુ મુંબઈ છે તેવી જ અમારી પદયાત્રીઓની ટોળી હતી. ચાર મરાઠીઓ જેમાં બે વિદ્યાર્થી જયુભાઈઓ, ચાર ગુજરાતીઓમાં અમે ત્રણ વિદ્યાર્થીઓ બે કન્નડભાઈ અને એક હરિજન-બંધુ અમારી મંડળીના સભ્યો હતા. પાછળથી મ્હૈસુરનાં ભાઈ઼ઓ પણ અમારા સહયાત્રી બન્યા હતા.

અમારો સંકલ્પ નિશ્ચિત તારીખે કાંજીવરમ્ પહોંચવાનો હતો. પરંતુ સાથોસાથ માર્ગમાં શકય એટલો ભૂદાનનો પ્રચાર પણ કરવાનો હતો. એ મુજબ પ્રચાર થયો. એના ફળરૂપે દાન પણ મળ્યું ને આપણા દેશનું સાચું દર્શન પણ થયું. પણ આ બધાં કરતાં આ યાત્રા દરમ્યાન અમને જે અવનવા અનુભવો થયા, તે યાદ આવતાં આજેય હ્રદયને ઊર્મિઓ પલાળી જાય છે.

અમારા રોજના સાધારણ કાર્યક્રમ પ્રમાણે અમે વહેલી પરોઢે સાડાત્રણ વાગે પદયાત્રા શરૂ કરતા. આ માટે અમારે અઢી–પોણાત્રણે ઊઠવું પડતું. સાધારણ રીતે અમારો રોજનો મુકામ વીસેક માઈલ ઉપરના કોઈક ગામે રહેતો. જે અમે અગ્યારેક વાગ્યા સુધીમાં એકધાર્યું ચાલીને કાપી નખતા. મુકામ પર પહોંચ્યા બાદ સ્નાન ભોજન વગેરે પતાવતાં બારેક તો સહેજે વાગી જતા. ત્યારબાદ ૧૨ થી ૩ આરામ, ત્રણથી સાડાત્રણ કાંતણ અને પૂ. વિનોબાજીના 'ગીતા પ્રવચન'નું સામૂહિક વાચન. સાંજના સભાદ્વારા કે વ્યક્તિગત ઘરોઘર જઈ પ્રચાર કરતા. સાંજના ભોજન કરી ઊંઘતાં દસેક તો સહેલાઈથી વાગી જતા, કયારેક રાતની સભા રહેતી ત્યારે મોડું પણ થતું.

આવા રોજના કાર્યક્રમની વચ્ચે અનેક પ્રસંગો અવારનવાર બનતા રહેતા. ઈન્દકપુર નામના એક ગામમાં એક ગુજરાતી રાઈસમિલવાળાને ત્યાં ઊતર્યા. બહુ જ ઉત્તમ પ્રકારના આતિથ્યસત્કાર બાદ અમે અમારા યજમાન જોડે વાતો કરવા અસલ કાઠિયાવાડી કાથીના ખાટલા ઢાળી બેઠા. વાત કરતાં તેણે પોતે જ કબૂલ્યું કે પોતે દસ માણસોને કામ આપી શકે છે પણ સામા ૨૦૦ને બેકાર બનાવે છે. આગળ ઉમેર્યું કે ભારતમાં બેકારીનિવારણ ઉદ્યોગો નહીં, ગ્રામોદ્યોગો વધારવાની જરૂર છે. આમ એક ઉદ્યોગપતિએ ગ્રામોદ્યોગને પીઠબળ આપ્યું.

બેરસેલ નામના એક ગામમાં અમે ગામના એક માત્ર વેપારીને ત્યાં ઊતર્યા. તેમના પુત્રની મુન્જી (જનોઈ) હતી. અમે વિધવિધ ન્યાતના હોવાથી જ અમારા પ્રત્યે અતિશય અપમાનજનક દુર્લક્ષ્ય સેવાયું. મંડપમાં એક ખૂણે શેતરંજી પાથરી આપી. બાદ પાણીનું પણ પૂછ્યું નહિ. જમવામાં પણ પહેલા બે પંગત બ્રાહ્મણોની હતી. તેના આગ્રહનો અતિરેક થતો ને ખાવાનો 'સ્કોર' ગણાતો હતો. જયારે અમને છેલ્લી ભિખારીઓની પંગતમાં બેસાડવામાં આવ્યા, એટલું જ નહિ પણ જાણે કૂતરાને ફેંકતા હોય એમ થોડું ઘણું ખાવાનું ફેંકી ચાલ્યા ગયા. આવું પીરસાયેલું પછી ભલેને લાડુ હોય તોયે ગળે કેમ ઊતરે ?

રહેવાના નહોતા તોયે સંજોગોવશાત્ એ ગામમાં એક દિવસનો મુકામ કરવો પડ્યો. આથી એક ઝૂંપડીમાં જઈ ગામમાં કોઈ હોટલ હોય તો, તે વિશે પૂછપરછ શરૂ કરી. સાડાસાતસો અડધા ભૂખ્યાની વસ્તીમાં હોટેલની તો આશા જ કયાંથી રખાય ? પણ પેલા ઝૂંપડીના માલિકે, 'કયાંથી આવો છો ? કોણ છો ? શા માટે આવ્યા છો ? ચાલતા કેમ ?'






'પ્રેમ શું ન કરી શકે? રૂપ, યૌવન, સન્માન, સંપદની કંઈ જ કિંમત નથી, માત્ર ક્ષમા જ પ્રેમનો સાચો પ્રાણ છે. જ્યાં એ ક્ષમા નથી ત્યાં પ્રેમ માત્ર વિડંબના છે. અને ત્યાં જ રૂપ યૌવનનો પ્રશ્ન જાગે છે, અને ત્યાં જ જાગે છે સ્વમાનબુદ્ધિની ટગ ઑફ વૉર!'

સાચે જ, પ્રેમ શું નથી કરાવી શકતો? સાચો પ્રેમ કોઈનીય શેકટોક જોવા ઊભો નથી રહેતો. ગમે તેવા મતભેદ સામે પણ પ્રેમ, માત્ર એક પ્રેમ જ ટકી શકે છે. આ જીવનમાં કેટલાયે એવા પ્રસંગો બનતા રહે છે જે પ્રેમની કસોટી કરે છે. પણ ત્યાં આગળ પણ સાચો પ્રેમ તો જીતી જ જાય છે.

પ્રેમ ક્યારેય માન અપમાન જોતો નથી. ક્ષમા આપતાં કે માગતાં તેને શરમ નથી આવતી. તે ક્યારેય નિરાશાજનક વાક્યો નથી ઉચ્ચારતો. તેનો નશો તો કંઈ ઑર જ હોય છે. અનુભવે જ તેનો ખ્યાલ આવે છે.

પ્રેમનું બળ કેટલું બધું છે? વ્યક્તિને ઉપર લઈ જવામાં તેની ખૂબ જરૂર છે. પ્રેમ એ જ પ્રેરણા છે. બલ્કે પ્રેરણા કરતાં પણ પ્રેમ બળવાન છે. કારણ પ્રેમની ઉત્કટતામાંથી પ્રેરણા જન્મે છે. અને પ્રેરણાના જુસ્સાથી સર્જન થાય છે. એટલે પ્રેરણા તો પ્રેમનું બાહ્યાંગ થયું. મૂળ શક્તિ તો પ્રેમ જ. મોટામાં મોટું સર્જન કરવા માટે પ્રેરણા દેખાશે અને પ્રેરણાની પાછળ પ્રેમ.

પ્રેમ એ જ તારક છે વૈભવ, કીર્તિ, સૌંદર્ય બધું જ તેની પાસે તુચ્છ છે. પ્રેમ એ જ સાચ છે. જાતિ, પંથ કે દેશથી તે પર છે. સ્વાર્થ, દ્વેષ કે ઈર્ષા તેના શત્રુ છે. તેની પાસે પ્રેમ ઢુંકતોય નથી. સાચા હૃદયનો સાચો પ્રેમ સામ્રાજ્યના સ્વામીત્વ કરતાં પણ અધિક છે. સાચો પ્રેમ મેળવવા માટે હૃદયના વિકાસની જરૂર છે. હૃદયના વિકાસ વગર બે જીવ એક બીજાને ચાહી ન શકે. અને જ્યાં થોડો પણ વિકાસ થયો હોય છે ત્યાં પ્રેમ તેનું ઉચ્ચ સ્વરૂપ પ્રગટ કરે છે.

પ્રેમ એ જ જીવન છે. પ્રેમ એ જ સર્વસ્વ છે. જ્યાં પ્રેમ નથી ત્યાં નિરાશા, સંઘર્ષ, કલહ બધું જ હોય છે. અને પ્રેમ હોય ત્યાં ચિર શાંતિ—આનંદમય જીવન છે.





હતાં. પણ દિલીપ મૂળે ગામડાનો વતની હતો. તેના ઘરનાં બધાં જ રૂઢિચુસ્ત હતાં અને તેમણે તો તેમના વતનની જ વહુ ઘરમાં લાવવી હતી જે ઘરને સારી રીતે દીપાવે એમ તેઓ માનતાં હતાં. શહેરની છોકરીઓ વંઠેલી હોય અને ભણેલી તો વળી ક્યાંથી માફક આવે! ભણેલી અને વળી શહેરની છોકરી માટેના તેમના ખ્યાલો જુદા જ હતા. એટલે કોઈપણ હિસાબે તેમની સંમતિ મળે તેમ નહોતું.

આખરે ખૂબ સમજાવટથી રેખા–દિલીપનાં લગ્ન થયાં. રેખા ભણેલી હતી પણ સંસ્કારી પણ તેવી જ હતી. પરણીને સાસરે આવી તે દિવસથી જ પોતાનું ઘર માની ઘરનો બોજ પોતાને શિર ઉપાડી લીધો. સાસુને બતાવી આપ્યું કે ઘરકામ, ઘરની સજાવટ તે કરી જાણે છે; માત્ર ભણી છે એટલું જ નથી.

અને સાસુમા ખરેખર ખુશ થઈ ગયાં. ગામડાની તે સાસુના મોંમાંથી શબ્દો સરી પડયા કે 'અમે તો તને કલ્પી હતી તેનાથી ઘણી જુદી જ નીકળી. તેં તો વહુ! મારા ઘરને દીપાવ્યું.' અને સાસુને જાણે આવી સરસ ભણેલી ગણેલી વહુ માટે નિરાંત થઈ ગઈ.

રેખા દિલીપનો સમય પણ એટલો જ સાચવતી. તેના કાર્યમાં શક્ય તેટલી મદદ આપતી અને ફુરસદનો સમય તેના વિકાસમાં અને વાચનમાં ગાળતી.

ધીમે ધીમે તે ગામના સામાજિક કાર્યમાં પણ રસ લેતી થઈ ગઈ અને પોતાના ઘરને આનંદથી ભરી દીધું.

વિભા અને રેખાએ એક જ જાતનું શિક્ષણ મેળવ્યાં. છતાં બન્નેના જીવનમાં કેટલો તફાવત!

કેટલુંક જતું કરવાની વૃત્તિ, જાતને થોડુંક કષ્ટ આપીને પણ પોતાના કરી લેવાની વૃત્તિ અને પોતાનું જ ઘર છે, પોતે જ બધું ઊભું કરવાનું છે એ ખ્યાલ સાથે ઘરની વ્યક્તિઓ સાથે હળીમળીને રહેતાં કદાચ વિચારોમાં સામ્ય ન બની શકે તો પોતાનું મંતવ્ય રજૂ કરી તેના ફાયદા જણાવી પ્રેમથી જીતી લઈ એકમત કેળવવા પ્રયત્ન કરવો ઘટે. અને તો જ આપણો સમાજ અત્યારના સળગતા જીવનમાંથી નવું જ જીવન પ્રાપ્ત કરશે.

## સંસ્કારી શારદાબેન

શારદાબેન ખૂબ ભીડમાં હતાં. તેમનો એકનો એક દીકરો જનુ ભણીગણીને તૈયાર થઈ ગયો હતો. એને ધંધારોજગાર પર ચઢાવવા માટે કોઈ સારા શહેરમાં જાય તો સારો ચાન્સ મળે તેમ હતું. આર્થિક મુશ્કેલી તેમને તેમ કરવા રોકતી હતી. પાછું ગામમાં રહેવાને મન માનતું પણ નહોતું.

શારદાબેને વિચાર્યું કે અત્યારે થોડી વધુ મુશ્કેલી ભોગવવી પડે તો પણ ભોગવી લેવી. પણ ભવિષ્યના હિતને ખાતર છેવટે જનુને શહેરમાં મોકલવો.

જનુને શહેરમાં જમવાની તકલીફ હતી. થોડું ઠેકાણું પડશે એમ આશા બંધાઈ એટલે તરત તેણે પોતાની માતા તથા પત્નીને બોલાવી લીધાં. શારદાબેને તો ઘણી લીલી સૂકી જોઈ હતી. પણ એમને ક્યારેય નિરાશાએ ઘેરી નથી લીધાં. થોડામાં પણ તેમણે તો સંતોષ જ વ્યક્ત કર્યો છે. નસીબને રડી ભૂલેચૂકે એક

છે, ઘરાકને કેમ પલાળવું તે જાણે તેને વારસામાં જ મળ્યું છે.

નિશાળમાં કંઈપણ બન્યું હોય અને શિક્ષકને કહેવરાવવું હોય તો પોતે જાતે તે નહિ કહે પણ બીજાને સળી કરશે અને પોતે કંઈ જાણતો જ નથી તેમ દૂર રહી જશે. પોતે ક્યારેય કોઈપણ વસ્તુનો હાથો નહિ બને પણ બીજા પાસે જ કહેવરાવવાની વૃત્તિ સેવે છે.

પિતાની દુકાન એટલે એને પણ થોડોઘણો હિસાબ કરવો પડે છે. વર્ગ શિક્ષક પાસે એના પિતાની હમેશાં ફરિયાદ હોય કે તમારી નિશાળમાં છોકરાઓનું ગણિત કાચું રહે છે. તે ભવિષ્યનો ઘરનો મોભ ( future house holder ) છે. અને એ રીતે જ તેના માબાપ તેને જુએ છે. અને ઉત્તેજન વધુ આપે છે. શૈલેશને પોતે કંઈક છે તેનું વધુ ભાન છે. એટલે એની વ્યવહારૂ વૃત્તિને વધુ ઉત્તેજન મળે છે.

નિશાળમાં ક્યારેક તે શિક્ષકને સંભળાવે છે કે 'અમે પૈસા ભરીએ છીએ આટલા બધાં અને તમે આપો છો શું ? અમારો હક આનાથી વધુ લેવાનો છે. પૈસા કંઈ મફતના નથી આવતા.'

પિતાનો વારસો પિતાની ઇચ્છા મુજબ અત્યારથી જ તેને મળી રહ્યો છે. ઘરમાં બીજી મોટી બહેનો પણ છે પણ માન તો શૈલેશભાઈનાં જ વધુ છે. તેનું ભણતર તેના વેપારને મદદરૂપ થઈ શકે એ જ રીતનું એના પિતા પણ ઇચ્છે છે. ઘરના વાતાવરણ અને સંસ્કારને કારણે નાનપણથી જ એ વૃત્તિનાં બીજ રોપાયાં છે.

બાળકો મોટાઓનું અનુકરણ કેટલું બધું કરે છે તે શૈલેશનાં શિક્ષકને કહેલાં વાક્યો ઉપરથી ખ્યાલ આવે છે. ત્યાં પૂજ્યભાવ ચાલ્યો જાય છે. એક જાતની નીડરતા બાળકમાં પ્રવેશે છે. પણ પૂજ્યતાના ભોગે નીડરતાનું માન કેટલું ? માબાપે બાળકના ભાવિનો ખ્યાલ કરવો જોઈએ. જો કે તેઓ તો તેને ઉત્તેજન આપે જ છે. અને એનાં વાક્યો ઉપર ખુશ થાય છે પછી બાળકને દોષ શું દેવો !

## જુલ્મો સામેનું જીવન

આત્મહત્યાના કિસ્સા કેટલા બધા બને છે ? છાપું ઉઘાડતાં દરરોજ એકાદ કિસ્સો તો 'સ્ટવ સળગાવતાં નીપજેલું મોત,' 'કૂવામાં, નદીમાં, અગર તળાવમાં પડીને આત્મહત્યા કરી,' 'ગળે ફાંસો ખાધો,' 'ઇલેકટ્રીક વાયર બાંધી.' આવા તો કેટલીય રીતે બનેલા મરણ કિસ્સાઓ આપણે રોજ વાંચીએ છીએ. અને તે બધાંનું કારણ ગૃહકલેશ અને આર્થિક ભીંસ.

કેટલાય એવા લોકો છે કે જે પરિશ્રમ કરવા છતાં પણ પોતાનું ભરણપોષણ નથી કરી શકતા. થોડા દિવસ પહેલાં કલકત્તામાં એક મધ્યમ વર્ગના કુટુંબમાં મહા કરુણ કિસ્સો બની ગયો. ગરીબાઈને કારણે પોતાનાં ત્રી બાળકોને મારી પોતે આત્મહત્યા કરી.

આ રીતે પોતાના કુટુંબનું પૂરું ન થઈ શકવાથી ક્યારેક પતિ પત્ની ઉપર બળજબરી કરે છે અને કહે છે કે બાપને ઘેરથી લઈ આવ. એવા એક કિસ્સામાં પોતાના બાપને ઘેરથી નહિ લાવી શકવાને કારણે પતિએ

સમજ, પ્રામાણિકતાનું સમાજ દ્વારા સાચું પાલન, જડ નિયમો દૂર કરીને વિદ્યાર્થીમાં પ્રેરણા ને આત્મ-વિશ્વાસ જાગૃત થાય એવું વાતાવરણ સર્જવાની વૃત્તિ જ વિદ્યાર્થીને ઊંચો આણી શકશે. લેખકના આ ઉપદેશાત્મક પુસ્તકમાં આ સમસ્યાની કશી જ ચર્ચા નથી. એક સૂચન જરા અવિવેકી બનીને પણ કરવું પડે છે કે બ્રહ્મચર્યનો ઉપદેશ ગાંધીજી ને વિવેકાનંદનાં પુસ્તકોમાંથી જ વિદ્યાર્થીઓને વાંચ-વાની તક આપવામાં આવે ને દરેક વ્યક્તિ એ વિષે પોતાને બોલવાનો અધિકાર અજમાવી બિચારા વિદ્યાર્થીઓમાં ખોટો ભ્રમ ઉત્પન્ન ન કરે તો સારું. એ શબ્દનો વારંવાર થતો ઉપયોગ એના અર્થનું ગાંભીર્ય ઘટાડે છે.

**૧. ભારતનું દર્શન ૨. ભારતનાં રાજ્યોની રચના ૩. પાકિસ્તાનનો પરિચય :**

[ સં. મોહનલાલ મહેતા—સોપાન, પ્ર૦ અભિનવ ભારત પ્રકાશન, મુંબઈ, ૧. દરેકની કિં. ૧ રૂપિયો. ]

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી હિંદના સમગ્ર પ્રશ્નોમાં ને હિંદને સ્પર્શતા આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં સામાન્ય માનવીને રસ જન્મ્યો છે. આ રસ સંતોષાય ને એને પૂરતી માહિતી મળી રહે એ હેતુથી ‘ અભિનવ ભારત પ્રકાશન ’ની સ્થાપના થઈ છે. ‘ જન્મભૂમિ ’ના તંત્રી અને જાણીતા લેખક શ્રી. સોપાન એના સંપાદક છે. પત્રકારિત્વમાં દાખલ થયે ૧૪ વર્ષ થયાં એટલે રાજકારણના પલ-ટાતા રંગો નીરખવાની એમને સારી તક મળી. એ પલટાતા રંગોએ સોપાન પર કરેલી અસરના ફલ સ્વરૂપ આ પ્રકાશનમાળાનો પ્રારંભ થયો છે.

૧૯૫૪–૫૫ પૂરતો એમણે ખૂબ મહત્વાકાંક્ષી કાર્યક્રમ હાથ ધર્યો છે ને સરસ રીતે સંયોજિત ૧૨ વિષયો ઉપર પુસ્તકો આપવાનું વિચાર્યું છે. એ ૧૨ માંથી ‘ નૂતન ભારતનું દર્શન ’ પ્રથમ પ્રકાશન છે ને આર્યોના આગમનથી માંડીને ૧૯૫૪ ના અંદાજપત્ર તથા ત્રાવણકોર–કોચીનની નવી ચૂંટણી સુધીની બધી વિગતો ૧૬૦ પાનામાં સરળ રીતે રજૂ કરે છે.

શ્રી. સોપાન વડે જ સંપાદિત બીજું પુસ્તક ‘ ભારતનાં રાજ્યોની રચના ’ ભારતનાં જુદાંજુદાં રાજ્યોનો સરસ પરિચય કરાવે છે. દરેક રાજ્યનો સામાન્ય પરિચય આપવા ઉપરાંત ઉપલબ્ધ આંકડા એકઠા કરીને આ પુસ્તકમાં છૂટથી રજૂ કર્યા છે. સામાન્ય માનવી કશાથી કંટાળતો હોય તો તે આંકડાથી. આવી લોકભોગ્ય ગ્રંથમાળામાં આંકડાની રજૂઆત સચિત્ર રીતે કરવામાં આવે તો જ વસ્તુની સમજ સહેલાઈથી આપી શકાય. વળી આંકડા આપવા ઉપરાંત આંકડાની સમજૂતી આપવાથી પણ વાચકને આંકડામાં રસ લેતો કરી શકાય. સંપાદક સરકારી અહેવાલોમાંથી આંકડા જેટલી સહેલાઈથી એકઠા કરી શક્યા એટલી જ સહેલાઈથી એમણે વાચકો સમક્ષ રજૂ કરી દઈ ને પુસ્તક માહિતી-પૂર્ણ બનાવ્યાનો સંતોષ માણી લીધો. આવી લોક-ભોગ્ય ગ્રંથમાળામાં આંકડાની રજૂઆત સચિત્ર રીતે રજૂ કરી શકાય તો અતિ ઉત્તમ. જુદાંજુદાં રાજ્યોની આર્થિક સ્થિતિ વિષે પણ સરળતાથી રજૂ કરી શકાય તો સારું; પરંતુ નવા પ્રયોગો વિષેનો શોખ આપણા સંપાદકોમાં હજુ કેળવાયો નથી. પુસ્તકો બજારમાં મૂક-વાનો ઉત્સાહ જેટલો પ્રબળ હોય છે એટલો પુસ્તકોને સરળ ને રસિક બનાવવાનો નથી હોતો. આવા પ્રકા-રના કાર્યમાં પણ કાંઈક વિકેન્દ્રીકરણનો સિદ્ધાંત અપનાવવા જેવો છે. પશ્ચિમના દેશોમાં અમુક પ્રકા-શનમાળા માટે સંપાદકો જરૂર નીમાય છે; પરંતુ એમનું મુખ્ય કાર્ય જે તે વિષયના નિષ્ણાતો શોધીને એમની પાસે ઉત્તમ પુસ્તક લખાવવાનું હોય છે. માત્ર પુસ્તકની નીતિ જ સંપાદક નક્કી કરે છે. આપણે ત્યાં પણ આવો નિયમ અપનાવવામાં આવે તો એક વ્યક્તિ પર જ લદાતો બોજો થોડો હળવો થાય ને જુદાજુદા લેખકો ઊંડો અભ્યાસ કરીને પુસ્તકો લખે તો એની ઉપયોગિતા પણ વધી જાય.

સામાન્ય માનવીને હિંદના વર્તમાન પ્રશ્નોનું જ્ઞાન આપવાના હેતુથી શરૂ કરવામાં આવેલી ગ્રંથાવલિનું આ ત્રીજું પુસ્તક છે.

પ્રથમ બે પુસ્તકોની સરળતાનો આ ત્રીજા પુસ્તક

૧૯ મી સદીના મધ્ય સુધીનો ગણાય છે. એ દરમ્યાન વીરરસથી માંડીને શૃંગારરસ તથા ભક્તિરસ અને રાષ્ટ્રીયતાની ભાવનાથી ભરેલાં એકએકથી ચડી જાય એવાં અને માનવીને ઘડીભર વિચારશીલ બનાવી મૂકે એવાં ગંભીર પદોની પણ રચના થઈ છે. જીવ ને પરમાત્મા, દેહ ને દેહી, ઇહલોક ને પરલોક તથા અધ્યાત્મવાદ વિષે ઘણા ઉલ્લેખો હિન્દીની પ્રાચીન કવિતામાં જોવા મળે છે.

આ પુસ્તકનું સંપાદન હિન્દી સાહિત્યના અભ્યાસીને અનુલક્ષીને કરવામાં આવ્યું હોવાથી એમાં હિન્દી ભાષાના મુખ્ય કાળવિભાગોને ધ્યાનમાં રાખીને બધા જ જાણીતા કવિઓની કવિતાનો સમાવેશ કરવામાં આવ્યો છે. દરેક કવિનું ટૂંકું જીવનચરિત્ર તથા અઘરા શબ્દોના અર્થ આપ્યા હોવાથી વિદ્યાર્થીઓને સુગમ પડશે ને લોકપ્રિય પણ થશે જ.

## હિન્દી કહાની સંગ્રહ : ભાગ ૩ :

[ સં: ગિરિરાજ કિશોર : નરેન્દ્ર અંજારિયા. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. કિં. ૧૦ આના.]

ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા સંચાલિત વિનીત પરીક્ષા માટે આ વાર્તા–સંગ્રહ તૈયાર કરવામાં આવ્યો છે. સંગ્રહમાં કુલ છ વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે:ને હિન્દી સાહિત્યનું પ્રતિનિધિત્વ ધરાવતી વાર્તાઓ પસંદ કરવામાં આવી છે. 'સુદર્શન', ચંદ્રધર શર્મા, 'ગુલેરી', ઉપેન્દ્રનાથ 'અશ્ક' અને પ્રેમચંદજી જેવા ખ્યાતનામ વાર્તાકારોની વાર્તાઓની સાથે ચક્રવર્તી રાજગોપાલાચાર્ય અને ચિન્તા દીક્ષિતુલુ જેવા અહિન્દી ભાષી લેખકોની કૃતિઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે તે અભિનંદનીય છે. લગભગ બધી જ વાર્તાઓ સામાજિક પ્રશ્નોને લગતી છે અને વિદ્યાર્થીઓના વિચારઘડતરમાં મહત્ત્વનો ફાળો આપે તેવી ઉપયોગી છે. સંગ્રહના સંપાદનમાં કોઈ ખામી હોય તો તે એક, ને તે પ્રેમચંદજીની વાર્તાની પસંદગીની. પ્રેમચંદજીની ઉર્દૂપ્રચૂર શૈલીમાં લખાયેલી 'નમકકા દારોગા' જીવનમાં પ્રામાણિકતા અને ફરજના પાલન વિષે બોધ આપી જતી હોવા છતાં વિદ્યાર્થીઓને ભાષાની દૃષ્ટિએ જરાક ક્લિષ્ટ લાગવા પૂરેપૂરો સંભવ છે. વાકયે વાકયે શબ્દકોષનો આશ્રય લેવો પડશે એમ કહેવામાં કશી જ અતિશયોક્તિ નથી.

## હિન્દી પાઠાવલી ( દૂસરી કિતાબ ) :

[ સં : ઉપર પ્રમાણે. પ્ર : ઉપર પ્રમાણે ]

હિન્દુસ્તાની તીસરી પરીક્ષા માટે તૈયાર કરવામાં આવેલું આ પુસ્તક વિદ્યાર્થીઓને સામાન્ય જ્ઞાન પૂરું પાડવામાં ખૂબ ઉપયોગી નીવડશે. વાર્તાઓ, કાવ્યો, જીવનચરિત્રો, સમુદ્રશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર વનસ્પતિશાસ્ત્ર ને નીતિશાસ્ત્ર વગેરે વિષયોનું સામાન્ય જ્ઞાન આ પુસ્તકમાંથી જરૂર મળશે; પુસ્તકના અંતમાં પદ્ય વિભાગ પણ રાખવામાં આવ્યો છે ને એમાં અહિંદીભાષી કવિઓએ લખેલાં કાવ્યોને પણ પસંદગી મળી છે. એવું જ ગદ્યવિભાગનું પણ છે.

## લલિતબાબુ :

[ લે. ડૉ. નરેશચંદ્ર સેનગુપ્ત. અનુ૦ રમણલાલ સોની, પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. કિં. રૂા. ૩–૮–૦ ]

નવલકથા માત્રને બજાર મળી રહેતું હોવાથી બંગાળી, હિંદી ને મરાઠીમાંથી અનુવાદોનો ઢગલો ખડકવાની પ્રવૃત્તિ ગુજરાતમાં જોરશોરથી ચાલી રહી છે. આ પ્રવૃત્તિ સામે કોઈ વાંધો હોઈ શકે નહિ. પરંતુ એ નવલકથાઓની પસંદગીમાં કાંઈક ધોરણ જળવાવું જોઈએ. ડૉ. નરેશચંદ્ર સેનગુપ્ત બંગાળના પ્રસિદ્ધ નવલકથાકાર હોવા છતાં 'લલિતેર વકાલતી' એમની નબળી નવલકથા છે. ગુજરાતીમાં એ ઉતારી ન હોત તો વાચકોએ દુઃખી થવાનું કારણ ન રહેત.

આદર્શ અને વ્યવહાર વચ્ચે વકીલાતના ધંધામાં કેવું સજ્જડ ઘર્ષણ થાય છે અને મોટા ભાગના વકીલો વ્યવહારને કઈ રીતે તાબે થાય છે. એનું કાંઈક ગૂંચવણભર્યું આલેખન આ નવલકથામાં છે.





ગૂજરાતી સાત ચોપડી પૂરી કરીને માધ્યમિક શાળામાં દાખલ થયા પછીનાં આઠ, નવ અને દશ એ ત્રણ ધોરણો માટે ગૂજરાતીના વિષયને ભાષાની દૃષ્ટિએ, સાહિત્યની દૃષ્ટિએ અને શિક્ષણની દૃષ્ટિએ સારી રીતે છણી શકાય તેવાં આ ત્રણ પુસ્તકો આપણા વિદ્યાર્થીઓને બધી રીતે ઉપયોગી નીવડે તેવાં છે. બન્ને સંપાદકોએ પણ પૂરી જહેમત ઉઠાવીને આ ત્રણેયપુસ્તકોનું સંપાદન કર્યું છે જે માધ્યમિક શાળાના સંચાલકો શિક્ષકો અને વિદ્યાર્થીઓને ઠીક ઠીક મદદ રૂપ થાય તેમાં શંકા નથી જ. કેળવણીક્ષેત્રે અરાજકતા ફેલાતી અટકે તે માટે આવી સળંગસૂત્રતા જરૂરી હતી. ગૂજરાત વિદ્યાપીઠે એ કામ મહત્ત્વનું ગણીને વાચનમાળાઓ પછીનાં આ ત્રણ પુસ્તકો તૈયાર કરાવ્યાં તે માટે બન્ને સંપાદકો સાથે એ સંસ્થા ધન્યવાદને પાત્ર ઠરે છે.

**ખેડા સત્યાગ્રહ :**

[ લે૦ શંકરલાલ દ્વા. પરીખ. પ્રાપ્તિસ્થાન : ગૂજરાત વિદ્યાસભા, અમદાવાદ. ત્રણ રૂપિયા. ]

૧૯૨૨ માં પ્રગટ થયેલી પહેલી આવૃત્તિ પછી આવા દસ્તાવેજી પુસ્તક માટે પણ ગૂજરાતમાં પ્રકાશકની ખોટ લાગ્યા જ કરી અને અપ્રાપ્ય બની ગયેલા આ પુસ્તકની ઐતિહાસિકતાએ તેની માગ તો એટલી ને એટલી જ વધારી. અને તેમાંય ગાંધીજીએ આ આખી લડતનો અવારનવાર ઉલ્લેખ કર્યો એટલે શ્રી. ગ૦ વા૦ માવળંકરની પ્રેરણાથી આ પુસ્તકની નવી આવૃત્તિ સાબરમતી આશ્રમ સ્મારક ટ્રસ્ટ તરફથી બત્રીસ વરસ પછી બીજી આવૃત્તિ રૂપે પ્રગટ થાય છે. રાષ્ટ્રીય લડતનો જુવાળ શમી ગયો છે એવું તો ન જ કહેવાય. એ લડત તો પ્રજા જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી જીવવાની. ખેડા સત્યાગ્રહની શરૂઆત કરનાર અને ગાંધીજીના દ. આફ્રિકાથી આગમન થયા પછી સાથી તરીકે રહેનાર આ પુસ્તકના લેખક એ લડતમાં સામેલ હતા એટલે આ પુસ્તક દસ્તાવેજી પુરાવા રૂપે પણ ગણાય. ગૂજરાતના ઇતિહાસનો પણ એ કાળનો તાદૃશ પરિચય આપતું આ પુસ્તક અભ્યાસીઓ માટે મોટી જરૂર પૂરી પાડે તેવું છે એટલે એની પ્રગટ થયેલી આ બીજી આવૃત્તિ પણ સવેળાની અને આવકાર્ય ગણાય.



प्रवात

## ક્યાં જણાય ?

ઊડેલી કલ્પનાઓ સૌ રોકવા યત્નો કરું;
કરેલા યત્નની પાસે સાફલ્યો શાં ઇચ્છવા ?
ઇચ્છવાની વૃત્તિ શાની? શાની કલ્પના આ બધી?
પ્રેરણા એક આવે ત્યાં ઊડે વાવંટોળ થઈ.
વાવંટોળે વસેલું આ જીવન ઊડે આજ છે,
એને ના રોધ કોઈનો, ના રોકે કોઈ કદી.
ત્યાં ક્યાં રહી સકળ ઉચિત કલ્પનાઓ ?
ને ક્યાં રહ્યાં જીવન મન્થન કારમાં એ.
ક્યાં દૃષ્ટવ્યો અવ અહીં દીસતા જણાય ?









સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીની આઝાદ પ્રજાની જે ખુમારી આવે તે જ ખુમારી સાથે આપણા નૂતન સમાજની આજે રચના થઈરહી છે.

નૂતન સમાજને કલ્યાણકારી દૃષ્ટિ સાથે કલ્યાણની ભાવના સાથેનું શિષ્ટ વાચન આપવાનો આ ગ્રંથાવલિનો હેતુ છે.

ઓછું ભણેલાંને સમજાય તેવી ભાષા, વંચાય તેવા મોટા અક્ષરો—જે ઊગતી પેઢી માટે પણ જરૂરી થઈ પડે તેમ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | સાધુ તો ચલતા ભલા | ઈશ્વર પેટલીકર | ૧–૪ |
| ૨ | ઘર દીવડા | ઈશ્વર પેટલીકર | ૧–૦ |
| ૩ | દ્વિરેફનું વાર્તામધુ | રામનારાયણ વિ. પાઠક | ૧–૪ |
| ૪ | હરિનો મારગ | ગુલાબદાસ બ્રોકર | ૧–૦ |
| ૫ | અણોજો | ચુનીલાલ વ. શાહ | ૦-૧૨ |
| ૬ | રામનામના વેવારિયા | ઈશ્વર પેટલીકર | ૧–૦ |
| ૭ | આંબાના રોપ | ચુનીલાલ મડિયા | ૧–૦ |
| ૮ | રાષ્ટ્રના સેનાની | ઈશ્વર પેટલીકર | ૧–૦ |
| ૯ | ઘીનો દીવો | ચુનીલાલ મડિયા | ૧–૦ |
| ૧૦ | ભોળો ખેડૂત | ચુનીલાલ વ૦ શાહ | ૧–૦ |

[દરેક પુસ્તકો સાથે મંગાવનારને પોસ્ટેજ માફ]

મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

# શ્રી પન્નાલાલ પટેલનાં ત્રણ જાણીતાં પુસ્તકોની નવી આવૃત્તિ





## વાત્રકને કાંઠે

મૂલ્ય : **સાડાત્રણ રૂપિયા** [રજિ. ટ. ખ. એક રૂપિયો]

શ્રી **પન્નાલાલ પટેલ**ની વીસ વાર્તાઓનો આ સંગ્રહ બીજી આવૃત્તિમાં પ્રવેશે છે. આ સંગ્રહની નામદાત્રી વાર્તા ઈનામપાત્ર બનતાં તેનું આગવું મહત્ત્વ તો છે જ. પણ આ બધી વાર્તાઓમાં નારી હૃદયની—ગ્રામ્ય નારીની ઊંડી મનોવેદના અને નિગૂઢ એવી કરુણાને લેખકે વાચા આપી છે તે એની વિશિષ્ટતા લેખાવી જોઈએ. આ સંગ્રહની કેટલીક વાર્તાઓ સરસ કરુણાંત બનવા પામી છે.

## જમાઈરાજ

મૂલ્ય : **અઢી રૂપિયા** [રજિ. ટ. ખ. ચૌદ આના]

શ્રી **પન્નાલાલ પટેલ**નાં નાટકોના સંગ્રહની આ બીજી આવૃત્તિમાં ત્રણ નવાં નાટકો ઉમેરેલાં છે. નવલિકાઓ અને નવલોની પોતાની અનોખી કલાથી ગુજરાતને મુગ્ધ કરનાર લેખક આ ગ્રંથમાં પહેલી જ વાર નાટક પર હાથ ચલાવે છે. શ્રી પન્નાલાલની નવલિકાની કલાની જેમ જ નાટ્યલેખનની કલા પણ પહેલે જ સપાટે વાચકને મુગ્ધ કરે એવી અને પ્રશસ્ય છે તે આ સંગ્રહ જોતાં લાગે જ છે.







## જિંદગીના ખેલ

મૂલ્ય : **સાડાચાર રૂપિયા** [રજિ. ટ. ખ. સવા રૂપિયો]

શ્રી **પન્નાલાલ પટેલ**ના ત્રણસો પાનાંના આ વાર્તાસંગ્રહની નામદાત્રી પહેલી વાર્તા એંસી પાનાં રોકી લે છે. કલાની દૃષ્ટિએ ઉચ્ચ કોટિની આ વાર્તા ઉપરાંત બીજી બાર વાર્તાઓ આ સંગ્રહને વધુ યશદાયી બનાવે છે. આ સંગ્રહની ત્રીજી આવૃત્તિ પ્રગટ થાય છે એ જ એની વધુ ને વધુ માગની સાબિતી ગણાય. આ બધી સફળ વાર્તાઓ છે.

: આ ત્રણ અને ગુજરાતી સાહિત્યના કોઈ પણ પુસ્તક માટે :

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, પો. ઑ. નં. ૭૩ અમદાવાદ, ૧

## કોલેજ યુવતીનું સૌંદર્ય દીપે છે

કાળાઘટ્ટ

કેશકલાપથી



પણ એવો આકર્ષક કેશકલાપ પ્રાપ્ત કરવા માટે સિદ્ધહસ્ત રામતીર્થ બ્રાહ્મી તેલનું જ સેવન જરૂરી છે. તે કેશને કહમો બનાવે છે એટલું જ નહિ પણ જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુને બળવત્તર બનાવે છે.

### રામતીર્થ બ્રાહ્મી તેલ

આ તેલ ખાસ નિષ્ણાતોએ આયુર્વેદિક પદ્ધતિએ બનાવેલ છે એટલે કે રૂપ અને ગુણ બન્ને દ્રષ્ટિએ બધાંને અનુકૂળ આવ્યું છે.



**રામતીર્થ** બ્રાહ્મી તેલ રજી. નં. ૧ (રજીસ્ટર્ડ) આયુર્વેદિક ઔષધ

મોટી બાટલી રૂા. ૩ાા નાની બાટલી રૂા. ૨

ટપાલથી મંગાવનારે (પોસ્ટેજ પેકીંગ ખર્ચ સાથે)

મોટી બાટલીના રૂા. ૫–૧૫ નાની બાટલીના રૂા. ૩–૧૫

મ. ઓ. થી મોકલવા. વી. પી. થી મોકલતા નથી.

શ્રી રામતીર્થ યોગાશ્રમ, મુંબઈ–૧૪.

ટેલીગ્રામ: ‘PRANAYAM’ BOMBAY-DADAR ટે. નં. ૬૨૮૯૯

COTY : SRY 4

## યોગાસનો

ના અભ્યાસથી

## નિરોગી

અને સશક્ત બનો

★ ★ ★ ★

રોગરહિત સશક્ત તેમજ હમેશાં તંદુરસ્ત રહેવા માટે સારા આર્ટ ગ્લેઝ પેપર ઉપર છપાયેલ ઘેર સહેલાઈથી કરી શકાય તેવાં અનેક આસનોનો યોગાસન ચાર્ટ તુરત મંગાવો.

કીમત રૂા. ૧–૧૪–૦ (પોસ્ટેજ સાથે) મનીઑર્ડરથી મોકલો. વી. પી. કરતા નથી.

★ ★ ★ ★

તા. ક. દરરોજ (રવિવારે બંધ) સવારના ૭ાા થી ૯ાા અને સાંજના ૬ થી ૭ાા શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગો ચાલુ છે. રવિવારે સવારના ૧૦ વાગે વ્યાખ્યાન હોય છે.

★ ★ ★ ★

શ્રી

**રામતીર્થ યોગાશ્રમ**

દાદર (સેન્ટ્રલ રેલ્વે)

મુંબઈ–૧૪

COTY : YOG

અંક ૫ : ઑગસ્ટ '૫૬
સળંગ અંક : ૩૧૭



'ઊર્મિ' : વર્ષ ૨૭
'નવરચના' : વર્ષ ૨૧

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



સૂચના


* લવાજમ વરસનું : **સાડાસાત** રૂપિયા. વિદેશમાં **દશ** રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : **અમદાવાદ**, ૧.


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, **અમદાવાદ**.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, **અમદાવાદ**.




### જોખમોને નોતરાં

આ પાત્રો દ્વારા અને છાશવારે આદર્શોનું પારાયણ અને રોજીંદા વ્યવહારમાં દેખાઈ આવતી અશ્રદ્ધાવાળું વર્તન—આવા જોજનોના તફાવતને લીધે દેશના સામુહિક જીવનમાં તરાડો પડી છે. વિખવાદો રમખાણો અસંતોષ કાયરતા લૂંટાલૂંટ અવિશ્વાસ—એ એની નિશાનીઓ છે.

ખરું છે કે બીજા દેશો કરતાં આપણે ત્યાં એક એવું ટોળું મોજુદ છે કે જેના ઉદ્યમ વડે આ તરાડો મોટી ને બિહામણી નથી થઈ ગઈ. પણ એ ટોળું દિવસે દિવસે ક્ષીણ થતું જાય છે, કાળની પાંખ એમને ઝાપટો મારી ગઈ છે. એટલે એમના પુરુષાર્થનાં પાણી ઓસરતાં જવાનાં.

બીજા દેશો તો અંધેરને એ જ રૂપે સમજીને બેઠા છે. એમને મન ખટપટો, દાવપેચ, ઝઘડા, બળવા વગેરે સ્વાભાવિક છે. કોકવાર માત્રા વધે તો કોકવાર શમે. એની એમને નવાઈ નથી. એની વચ્ચે જ તેઓ જીવે છે.

આપણે સત્ય શાંતિ પ્રાર્થના અનાસક્તિ અપરિગ્રહ અસ્તેય—એવી માળા જપીએ છીએ, નિર્વાણની ઝંખના કરીએ છીએ. નીતિ અને ધર્મને ઓશીકે રાખીને ઊંઘીએ છીએ. અને આધ્યાત્મિક ચમત્કારોની આશા સેવીએ છીએ. એ રીતે આપણું જીવન નિરુપદ્રવી ઢાવકું નમ્ર ભલું સહનશીલ ગરીબ અપરાધી થતું જાય છે. જરા સરખા ભડકે એ દાઝી ઊઠે છે. જીવનમાં જે નવી સુંવાળપ ઘર કરી ગઈ છે એને ખંખેરીને સ્થિરતા કે સુરક્ષા વસાવવાં હોય તો આપણે જોખમો ઊઠાવવાની વૃત્તિ કેળવવી પડશે. જોખમો નહિ હોય તો એને શોધતા નોતરતા થવું પડશે.

બહુ કરુણ વિધાન કહેવાય પણ માનવીને લલાટે લખાયેલી વાતોમાં એમ પણ છે કે દોષિતોનાં કલંક ધોવા નિર્દોષોએ લોહી વહેવડાવવું પડશે. ને બીજું, સંસ્કાર ને સંસ્કૃતિનાં શિખરો ચઢીને એ હતવીર્ય થશે. વિકાસચક્રની ગતિનું એવું નિર્માણ છે.

અને આમ છતાં આપણે એ સંસ્કૃતિનો આગ્રહ છોડી શકતા નથી. પંથ તો એ જ છે—પોતાને ભૂલી બીજાને અનુકૂળ થવાનો. એ માર્ગ કાયરનો નથી, અશ્રદ્ધાળુ નથી, ને અડધી વાટેથી પાછા ફરનારનો નથી. આપણે એ માર્ગ લીધો છે, પણ અશ્રદ્ધાથી કોઈકને ચીંધ્યે આપણે એ માર્ગે ચઢી ગયા છીએ. તો હવે એ છોડાશે કેમ? અને એ જ માર્ગે રહેવું હોય તો વિચારવર્તનના ભેદ કેમ વધવા દેવાય?—ને તે પણ આપણને દોરીને, આપણો બોજ ઊઠાવી લીધો છે એવું બતાવીને ચાલનારના સુદ્ધાં! એમની એક એક ગફલતે આપણે અટવાઈ જઈશું, અથડાઈ પડીશું, એમાંથી તરાડો ફાટશે ને આગ ઝરશે.

દેશમાં ઘણું સુંદર કામ થઈ રહ્યું છે માટે જ તો આવી ક્ષતિઓ આપણી સામે વીજળી જેમ ઝબકી ઊઠે છે. બીજા દેશમાં એની કોઈને નોંધ પણ લેવી ના પડત.

પાટા ઉપર ગાડી દોડે છે એમાં 'માનું છું—કરું છું' વચ્ચેનો ફેર સમતુલા કેમ જાળવશે? એનાં પરિણામ વિવિધ રૂપે દેખાશે ત્યારે આપણે નવાઈ

અપરાધ છે. ધણી મર્યે નારીના સાંસારિક હક્ક હવામાં ઊડી જાય એ કેવી વિચિત્ર ને આપખુદ ઘટના છે! એ પરિસ્થિતિ ટાળવા માટે જોઈએ એવો પ્રયત્ન થયો નથી, તે આ સંવત્સરી બતાવે છે અને હવે ઘટતું થવું જોઈએ એની યાદ પણ આપે છે.

પણ, શું થાય? આજે સામાજિક પ્રશ્નોમાં જુદી જ બાબતો ગણાય છે. એક આગેવાને જણાવ્યું હતું કે ઉપલા થરના લોકોએ પોતાનું સંભાળી લેવું જોઈએ ને નીચલા થરમાં વિધવાઓને સંતાપ હોતો નથી. પછી એમની નજરે વિધવા કે એનાં સંતાપ શેનાં ચઢે, અને એમણે શરમના માર્યાં કરેલી બાળહત્યાઓ પણ શી ગણતરીમાં આવે?

## સીસમનાં હૈયાં

હત્યા ઉપરથી વિચાર આત્મહત્યા ઉપર વળે છે; તાજેતરમાં સૌરાષ્ટ્રની આપઘાત સમિતિએ એનો અહેવાલ બહાર પાડ્યો તે હૃદયદ્રાવક છે. દર વર્ષે સેંકડો નરનારીઓને માથે કેવું વીતક વીતતું હશે ત્યારે જીવ કાઢી આપતાં હશે!

પ્રૌઢ શિક્ષણ, અસ્પૃશ્યતાનિવારણ, મદ્યનિષેધ, સ્ત્રીઓને બેઠકો અને નોકરીઓ, પછાત વર્ગને વિશેષ હક્કો—આપણા ચૂંટણીના જાહેરનામામાં સમાવી શકાય એવા સામાજિક સવાલો આગળ આત્મહત્યાની ગણતરી શી? કોઈ એમ પણ કહેશે કે લડાઈ પછી સ્વભાવ વધારે ચંચળ થયા તેથી ઢીલા લોકો વાત-વાતમાં જીવ ઉપર આવી જાય તેમાં બીજા શું કરે? કોઈ વળી આ અહેવાલ દફતરે ચડાવી દેશે. તો કોઈ વળી છાપાંવાળાને કહી વળશે કે આવું છાપ-વામાં ઝાઝો સાર નથી. એટલે શું આવી ગંભીર બાબત ઢંકાઈ જશે, વિસારે પડશે!

આખું ગુજરાત હાલી ઊઠે એવી રોજરોજની આ કરુણ હોનારતો અગર જો સામાજિક પ્રશ્ન નથી તો મંદિરપ્રવેશ ને ગામસફાઈમાં યે એટલું બધું શું દાટ્યું છે? શોભીતી સૂત્રઘોષણાઓ કરતાં મરણની આ અપ્રગટ ફિરિયાદીઓ ને તે પહેલાં દિવસો સુધીનાં મૂગાં આક્રંદ વધારે વેધક છે.

સૌરાષ્ટ્રની આત્મહત્યાઓ એ ગુજરાતીઓની શરમ છે. કેમ જાણે કુટુંબ અને પડોશ—સહુને આ ચીસો કોઠે પડી ગઈ હોય. પાકિસ્તાન થયું ત્યારે નારીનો પોકાર સાંભળી આપણે ઉકળી ઊઠ્યા અને એના અપહરણ વડે લજ્જિત બન્યા. પણ સગાંઓને હાથે રહેંસાતી આ જુવાન સ્ત્રીઓ વિષે કેમ સમાજ કોપી ઊઠતો નથી! જે રીતે આ કારમા સમાચારો આપણે વેઠી લઈએ છીએ તે રીતે જોતાં આપણો દંભ પરાકાષ્ઠાએ પહોંચ્યો છે ને આપણાં કાળજાં સીસમનાં થઈ ગયાં છે.

શું કરવાં છે—ગીતાની કથા, શનિવારનો હનુમાન, એકાદશીના ઉપવાસ, પૂનમના સમૈયા, શ્રાવણનાં સ્નાન—એમને સંઘરી ને પોષી બહુ દિવસો ગુજાર્યા, ખુશી થયા, મનમાં મોટપ માણી બહુ દિવસ સત્યનો આગ્રહ, ભૂખમરાની હડતાલ, શાંતિ શાંતિ કર્યું. બહુ ઉહાપોહ કર્યો. પાકી યોજનાઓની, રાષ્ટ્રના નવ-ઘડતરની, પ્રૌઢ મતાધિકારની એવાં સોનેરી સ્વપ્નાંમાં અંજાઈને લોક નજદીકનું રૂદન સાંભળી નથી શકતાં. થોડાઓને ભલે પરમશોધને અંતે મહિમાવંતુ દર્શન થયું હોય, પણ તે પરાણે બીજા અનેકને ગળે ઠેસવી નર્યા ઘેનમાં ઉતારવાનો જે પ્રયોગ ચાલે છે તેનાં વિષફળનો ફાલ આજે તો આટલો દેખાય છે, કાલે કેટલો ઊતરશે તે કોણ કહી શકશે?

## જુગાર ઉપરનું નિયંત્રણ

રેસ, આંકફરક, તીનપત્તી, શબ્દવ્યૂહ અને એવા જુગારના બીજા પ્રકારો તરફ આપણે અણગમો ભલે કરીએ પણ જીવનમાં દરેક જણને થોડો ઘણો જુગાર તો ખેલવો જ પડે છે, 'ચાન્સ' લેવો પડે છે. જે એવું કદી નથી કરતો તેની આગળ સહુ ચાલી આવે છે, એ માત્ર દયાનું પાત્ર બની રહે છે.

જેમ કલમમાં ખીલીમાં વિમાનમાં ઔષધમાં ઊંઘમાં સહુમાં સારું નરસું બંને જડાયેલું હોય છે અને એના



રચના કરીએ ત્યાં નૈસર્ગિક વાતાવરણનો વધારેમાં વધારે આનંદ મળે, ત્યાં ગુજરાતની કોઈ ને કોઈ વિશિષ્ટતા દેખાય, ત્યાં ગુજરાતનાં નરનારીઓ મન મૂકીને યથેચ્છ વિહાર કરી શકે ને તનમન થાક ઉતારી વધારે સ્ફુર્તિ સાથે પાછાં ફરી શકે એવો ખ્યાલ રહેવો જોઈએ. 'વન વન વહી રહેલું એકાંત' મહાણતાં પ્રજા શીખે. 'સાયરરાણો ફૂલડાં ગૂંથી ગૂંથી લાવે' ત્યાં બાળકો અને સ્ત્રીઓ થોડું જોખમ વેઠીને પણ મહાલતાં શીખે. અને 'ગરવા ગિરિઓ ચઢવા'નો થનગનાટ કિશોરો–યુવકોની નસોમાં વહેતો થાય. આવું જો કરવું હોય તો આપણાં વિહારકેન્દ્રો ભુખડી બારસ જેવાં જ શરૂઆતથી ના બને તેની કાળજી લેવી જોઈએ.

યાદ રાખવું જોઈશે કે દશ વીશ વર્ષે ગુજરાતનો કોઈ શિલ્પી એનું અનોખું સર્જન કરશે ને તેને અનુકૂળ વાતાવરણ વચ્ચે મૂકવું હશે તો આપણે અત્યારથી વિકસાવેલાં આવાં રમણીય સ્થળો સુપાત્ર ઠરશે. એ સ્થળો આપણા કવિઓ ને લેખકોને પ્રેરણા પહોંચાડશે ને યોજના ઘડનારાઓને મહત્ત્વાકાંક્ષાવાળી કલ્પનાનો વેગ આપશે.

શું કરીએ, આબુ જેવો સીમાડાનો ભવ્ય દરવાજો આપણા હાથમાંથી ચાલ્યો ગયો. એનો સંતાપ કર્યા વિના નાનાં ને છૂટાછવાયાં વધુ સ્થળોની રચના કરી એની ખોટ આપણે પૂરી દઈએ.

### લોકમાન્ય ટિળક

જૂની પેઢીના માણસોનું મૂલ્ય આંકતી વેળા નવી પેઢી કંજૂસ થાય છે. જાહેર કાર્ય વહેલું ભૂલાઈ જાય છે. અને જનતા એકદર રહે છે. આમ હોવા છતાં માનવી વીરોનો સદા ઉપાસક રહ્યો છે. ટિળક મહારાજની સંવત્સરી ઉજવી આ દેશે એમની કીર્તિ વધારી છે એટલું જ નહિ પણ પોતાની નિષ્ઠાયે શુદ્ધ કરી છે.

ગાંધી જેવા યુગપુરુષ આવે તે પહેલાં આઝાદીની લડતનો માર્ગ તૈયાર કરનારામાંના એક તે ટિળક મહારાજ. એમણે રાજકારણનું મોં સરકાર ભણીથી ફેરવીને પ્રજા તરફ વાળ્યું. સ્વરાજના હકની ઝૂંબેશ ઉપાડી ને સાથે સાથે પ્રજાની જવાબદારીઓ સમજી બીજાં લોકોપયોગી કામો બનાવ્યાં, ધ્યેય કાજે ફકીરી લેવાનું શીખવ્યું, નિડર થતાં, સહન કરતાં અને ત્યાગ કરી સાદાઈથી રહેવાનું શીખવ્યું. એમણે તહેવારોમાં રાષ્ટ્રીયતા આણી. ગાંધીજીએ પોતાના પ્રચંડ તેજથી અનેક સમકાલીન પ્રકાશિત ધ્રુવોને ઝંખવ્યા તેમાં એક ટિળક મહારાજે પણ ખરા.

આપણે સંવત્સરી ભલે ઉજવીએ, ભલે એ વીરનું સુંદર સ્મારક રચીએ પણ આખરે તો કાળ ભગવાન તિલકને નહિ રહેવા દે. એમની વિદ્વત્તા વડે એ જીવે એટલું ખરું, બાકી સ્વરાજના અનેક સેનાનીઓને અનામી સૈનિકની શિલાની કાંકરી બનીને જ રહેવાનું, તેમ ટિળકને પણ ઇતિહાસના સુવર્ણ અક્ષરો અને ટિળક એ બંનેને ભેગા કરાવી આપનાર આપણે કોણ!



૧૯૨૦ના જુલાઈની ૨૯મી તારીખનો એક પ્રસંગ : લોકમાન્ય ટિળક મરણપથારી ઉપર હતા. પાસે ગીતા પણ હતી. તેમાંનું ભગવાન શ્રી કૃષ્ણનું ચિત્ર તેમની સામે ધરીને એક જણે પૂછ્યું કે આ શું છે? ચિત્ર તરફ થોડી વાર નીરખીને લોકમાન્ય બોલ્યા : 'આ શ્રી કૃષ્ણનું ચિત્ર છે. તેમના ચરિત્રનું બધા અનુકરણ કરે' પછી 'યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત, અભ્યુત્થાનમધર્મસ્ય તાદાત્માનં સૃજામ્યહમ્' એ પૂરો શ્લોક મોઢેથી બોલીને તે ચિત્રને વંદન કર્યું. પછી તરત જ આંખો ઢાળી દીધી અને હાથ નીચે ઢાળ્યા. તે પછી બે દિવસ તે કશું જ બોલ્યા નહિ. કર્મવીર એવી એ મહાન વિભૂતિનાં એ જ છેવટના શબ્દો હતા. આ પરથી લોકમાન્યનો આખા દેશને છેવટનો સંદેશો શું હતો તે ચોખ્ખું સમજાય છે.





આંખ હોવા છતાં જે જુએ છે તે જુદું જ જુએ છે એટલે આંખના પાછળ રહેલું મન સર્વ શક્તિમાન ઠર્યું.

પરંતુ એ મન પણ, પ્રાણ વિના કાંઈ કરી શકતું નથી. માટે પ્રાણ જ સર્વોત્તમ દેવતા છે. પણ એ પ્રાણ માત્ર મારા કે તમારા શરીરમાં રહેલો પ્રાણ એટલો જ એનો અર્થ નથી.

એ પ્રાણ સર્વવ્યાપી છે. બધે છે. મેઘની જલધારામાં એ છે. વીજળીમાં એ છે. આકાશમાં એ છે. પવનમાં એ જ વહી રહ્યો છે. એ વિરાટ છે. બધે વ્યાપી રહ્યો છે. માટે તો એ મરતો નથી. જન્મતો નથી. માત્ર નિત્ય અહીં રહે છે.'

હવે ત્રીજો પ્રશ્ન આવ્યો. એ પૂછનાર હતા આશ્વલાયન ઋષિ. એ કોશલ દેશ–અયોધ્યા પ્રદેશના રહેવાશી. એમણે પૂછ્યું: 'હે ભગવન્! પણ આ પ્રાણ ક્યાંથી આવે છે? શરીરમાં ક્યારે આવે છે? આપણા દેહમાં એ છે ને બધે એ જ છે, એ શી રીતે? આપણા શરીરમાંથી એ બહાર શા માટે નીકળે!'

આશ્વલાયનના પ્રશ્નો તો ખરેખર સમજવા જેવા હતા.

પિપ્પલાદે પણ કહ્યું કે આ પ્રશ્નો તો બહુ જ કઠણ છે. ઘણાને તો એ સમજાય જ નહિ. સમજાવીએ તો પણ એ સમજવા સહેલા નથી. છતાં તારું મન તત્ત્વજ્ઞાનમાં રસ લે છે માટે હું એનો ઉત્તર આપું છું.

પ્રાણ એ આત્માની છાયા છે. જેમ મનુષ્ય છે તો એની છાયા છે, તેમ આત્મા છે તો પ્રાણ છે.

આપણું મન સંકલ્પ કરે છે, અને પછી કામ કરે છે. એકદમ કોઈ કામ થઈ જતું નથી. આ આપણો નિત્યનો અનુભવ છે. એ અનુભવને આધારે આટલી જ્ઞાનવાર્તા જાણવી મુશ્કેલ નથી, કે મન સંકલ્પ કરે, અને તેથી પ્રાણ શરીરમાં પ્રવેશે.

આપણી છાયા મિથ્યા છે. ખોટી છે. આપણે છીએ તો એ છે. એ બધું સાચું છતાં છાયા છે એ પણ એટલું જ સાચું છે. એ જ પ્રમાણે શરીર મિથ્યા છે, છતાં પ્રાણની હાજરીથી, એ જ સત્ય પણ છે.

હવે જેવું જેવું ચિત્ત, જેનો જેવો સંકલ્પ, તેવું તેનું શરીર. આ ઉપરથી સમજવાનું એ છે કે માત્ર ક્રિયા કરવાથી જ શુભ કે અશુભ કર્મ થતું નથી.

સંકલ્પ કર્યો. એ શુભ કે અશુભ હોય એટલે ક્રિયા થઈ ચૂકી કહેવાય. પછી ગમે તે કારણથી એ ક્રિયા ન થાય તો પણ એનું ફળ છે તે છે.

ઉદાહરણ તરીકે મને ચોરી કરવાનું મન થયું. એવામાં કોઈ સિપાઈ નીકળ્યો. એટલે મેં ચોરી ન કરી. આથી હું ન્યાયની દૃષ્ટિએ ચોર નથી. કાયદાની દૃષ્ટિએ નિર્દોષ છું. પણ પણ જે એક મહાન નિયંત્રણ અહીં આ વિશ્વમાં સર્વવ્યાપી છે, ત્યાં તો આ સંકલ્પ નોંધાઈ ચૂકે છે.

માટે જીવનશુદ્ધિ તે છે જે મનમાં પણ અશુભ સંકલ્પ કરતી નથી.

પણ પિપ્પલાદ મુનિએ બીજા પ્રશ્નોના પણ ઉત્તર આપ્યા છે. નિદ્રામાં પડેલો માણસ અનુભવ કરે છે એ શું? એવો એક પ્રશ્ન છે. એમાં સ્વપ્નની વાત કહી છે.

સ્વપ્ન વિષે એક વાત સમજવા જેવી છે.

આ કાયદો મરજીયાત પ્રકારનો હોવા છતાં તેણે જુનવાણું હિંદુ સમાજના પાયા ખૂબ હચમચાવી નાખ્યા અને સુધારકોના કાર્યને સારો ઉત્સાહ અને વેગ આપ્યો.

૧૮૫૭માં આંતરજ્ઞાતીય અને આંતરકોતીય લગ્નને સ્વીકારતો સ્પેશિયલ અગર સિવિલ લગ્નનો કાયદો ઘડાયો. આની સામે ધર્મધુરંધરોએ ઘણો શોરબકોર કર્યો પરંતુ આખરે નિડર અને નિસ્પૃહી સમાજ-સેવકોનો વિજય થયો. આ કાયદા દ્વારા જ્ઞાતિ-પ્રથા ઉપર મજબૂત પ્રહારો આરંભાયા એટલું જ નહિ પરંતુ ઠીક ઠીક સંખ્યામાં વિધવા પુનર્લગ્નના કાર્યને પણ વેગ મળ્યો.

હિંદુસમાજમાં બાળલગ્નો ખૂબ પ્રચલિત હોવાને કારણે બાળ વિધવાઓની સંખ્યા કમકમાટી ઉપજાવે તેવી હતી. સને ૧૯૨૧ ના વસ્તીપત્રકે બતાવ્યું કે એક વર્ષની નીચેની વિધવાઓ ૬૧૨, પાંચ વર્ષની નીચેની ૧૧૮૯૨, પાંચથી દશ વર્ષની ૮૫૦૩૭ અને ૧૦ થી ૧૫ વર્ષની ૨,૩૨,૧૪૭ હતી. આ આંકડાઓ જાણી ગાંધીજીનું હૃદય દ્રવી ઊઠયું હતું. તેમણે તે વખતે જણાવ્યું હતું કે જ્યાં સુધી આપણા સમાજમાં હજારો વિધવાઓ પડી છે ત્યાં સુધી આપણે એવી સુરંગ ઉપર બેઠેલા છીએ કે જે ગમે તે ઘડીએ ફૂટે અને આપણો કચ્ચરઘાણ વાળે. ગાંધીજીએ બાલવિધવાના પુનર્વિવાહ શબ્દનો પણ વિરોધ કરેલો કારણ કે તેઓ બાળલગ્નને લગ્ન તરીકે સ્વીકારવાની ના પાડતા હતા. તેમણે 'વિધવા વિવાહ' શબ્દને અપનાવેલો હતો. હજારો બાળ-વિધવાઓની કારમી વેદનાએ સમાજને ઠીક ઠીક અસર કરી હતી. પરિણામે શ્રી. હરિવિલાસ સારડાનો બાળનિષેધક કાયદો ૧૯૨૯ માં પસાર થયો. તે કાયદાથી લગ્ન માટે છોકરીની વય પંદર વર્ષની ઉપર અને વરની વય ૧૮ વર્ષની ઉપર નક્કી થઈ. જો કે આ કાયદામાં બાળલગ્નોને ગેરકાયદેસર ઠરાવવાની જોગવાઈના અભાવે તેનાથી ઝડપી ફેરફારો લાવી શકાયા નહીં પરંતુ આજે તેની ઠીક ઠીક અસર ફેલાઈ છે તે જોઈ શકાય છે.

ડૉ. દેશમુખના ૧૯૩૭ ના હિંદુ વિધવાની મિલકતના કાયદાએ પણ વૈધવ્યના દુઃખો કંઈક હળવાં કરવામાં સારો ફાળો આપ્યો ગણાય. આ કાયદાથી વિધવાને સંયુક્ત કુટુંબની મિલકતમાં હિસ્સા વહેંચણી અને વારસાઈ હક્ક પ્રાપ્ત થયા. જો કે આ હક્કો તેના જીવનપર્યંત મર્યાદિત હતા. મિલકત વેચવાનો કે ફેરફાર કરવાનો અધિકાર વિધવાને નહોતો.

સને ૧૯૪૯ ના લગ્નના કાયદાથી આંતરજ્ઞાતીય લગ્નને કાયદેસર ઠરાવવામાં આવ્યું. સ્પેશિયલ મેરેજ અને હિંદુ લગ્નના કાયદાથી આંતરકોમીય અને આંતરજ્ઞાતીય લગ્નોની છૂટ મળી, એટલું જ નહિ પરંતુ બહુપત્નીત્વનો રિવાજ બંધ કરવામાં આવ્યો. ૧૯૫૬ ના હિંદુ વારસાઈ કાયદાથી પુત્રી સાથે વિધવાને વારસામાં સમાન સ્થાન મળ્યું અને આજે બધી મિલકતમાં તેને સંપૂર્ણ સ્વામીત્વ પ્રાપ્ત થયું છે.

આમ કાયદાઓએ તો વિધવાને સમાન સ્થાન અપાવ્યું પરંતુ હિંદુ સમાજમાં આજે વિધવા પ્રત્યેના વર્તાવમાં શું ફેરફાર થયા છે? સાચી પરિસ્થિતિ તપાસતાં હજુ પણ વિધવાઓની દુર્દશા ઘણી ભયંકર છે. વિધવા આજે પણ અપશુકનનું પાત્ર ગણાય છે. સમારંભો કે ઉત્સવોમાં તેની હાજરી અયોગ્ય ગણાય છે. વિધવા માતા કે બહેનને પોતાના પુત્ર કે ભાઈના લગ્ન પ્રસંગ વખતે સંતાઈ જવાનું હોય છે, રખે અપશુકન નડે! યુવાન વિધવાઓએ સુંદર કે કલાત્મક આભૂષણોથી દૂર રહેવું ઘટિત લેખાય છે. કંકુનો ચાંલ્લો તેનાથી કેમ કરાય? આમ કરનારની પાછળ અનેક શંકાકુશંકા ચાલુ થઈ જાય. મા-બાપ પણ પણ પોતાની પુત્રીના પુનર્લગ્નનો વિચાર કરી શકતાં નથી. વિધવાને માટે ઘરમાં બેસી મહાભારત અને રામાયણમાં ડુબી જવાનું કાર્ય શ્રેષ્ઠ ગણાય છે.

સમાજમાં વિધવા સામેની અભડછેટ ઓછી થઈ નથી. તેની સાથે લગ્ન કરનાર કોઈક જ હોય છે. હજુ પણ વિધવાલગ્નને શરમજનક, ધર્મહીન અને લાંછનરૂપ ગણાય છે.

'અશક્તિમાન ભવેત સાધુ'ની જેમ કન્યા ન મળવાના





જલદી સ્વરાજ નહિ મળે. બ્રિટિશ માલના બહિષ્કારની બંગાળની ચળવળ તેમને ગમી. તે માનતા હતા કે બહિષ્કારથી અંગ્રેજોની તીજોરીને આપણે નુકશાન કરી શકીશું અને પછી અંગ્રેજોને જરૂર વિચાર કરવો પડવાનો.

સ્વરાજ મેળવવાનું એક મહત્ત્વનું સાધન વિચાર–પરિવર્તન છે. તે માટે રાષ્ટ્રીય કેળવણીની જરૂર છે. રાષ્ટ્રીય કેળવણીથી આપણે આપણો સાચો ઇતિહાસ સમજી શકીશું, ભારતીય આદર્શોને સમજી શકીશું; ધાર્મિક તેજ ફરીથી હૃદયમાં ભરી શકીશું. રાષ્ટ્રીયતા આપણા ચારિત્ર્યનું એક અંગ બનશે. આ ઉદ્દેશથી અને આ હોંશથી રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ ખોલી.

પણ આ બધાં સ્વરાજનાં સાધન હતાં. આર્થિક, સામાજિક અને શૈક્ષણિક સુધારા દેશમાં થતા રહેશે. પણ જે સહુથી વધુ જરૂરી છે તે તો દેશના હૃદયને અને મગજને સ્વરાજ માટે એકાગ્ર કરવું. તે માટે લોકમાન્યે દેશની નજર પળવાર માટે પણ સ્વરાજ્યથી દૂર થવા ન દીધી.

રચનાત્મક કાર્યક્રમનું મહત્ત્વ તે જાણતા હતા. પ્લેગના દિવસોમાં લોકોની સેવા કરવા માટે તેમણે કમર કસી હતી. રાષ્ટ્રીય અને ધાર્મિક ઉત્સવોમાં મન દઈને લોકોમાં નવી જાગૃતિ લાવવાનો તેમણે પૂરો પ્રયત્ન કર્યો.

તે બીતા હતા કે આપણા દેશની ભોળી પ્રજા અંગ્રેજોના પ્રચારમાં ફસાઈ જશે અને થોડાથી સંતોષ માનશે. 'નાગરિકના બધા હક અને પોતાના' શાસન પર જ જોર દેવાની તેમની નીતિ અખંડ રહી. 'જે મળે છે તે લઈ લો, તેનાથી જે કંઈ ફાયદો મળે તે મેળવો, પણ ભૂલશો નહિ કે જે મળે છે તે કંઈ નથી.' આ તેમની સર્વસામાન્ય રાજનીતિ હતી.

પણ જ્યારે રાજકારણના ક્ષેત્રમાં ગાંધીજીનો ઉદય થયો ત્યારે ગાંધીજીની અસહકારની નીતિનું લોકમાન્યે સમર્થન જ કર્યું. ટિળકના બહિષ્કારના કાર્યક્રમમાં અસહકારનો સિદ્ધાંત હતો જ. તેમની રાષ્ટ્રીય કેળવણી સહકારી કેળવણી સાથે અસહકારના પાયા પર જ રચાઈ હતી. એટલે જ ગાંધીજીનો અસહકાર તેમને માટે નવો કે ન ગમે તેવો નહોતો.

બધી બાજુનો વિચાર કરીને આપણે કહી શકીએ કે ગાંધીજીને દેશ–જાગૃતિનો જે સમૃદ્ધ વારસો મળ્યો તેમાં લોકમાન્ય ટિળકનો હિસ્સો ઓછો નહોતો. બંગાળના રાજા રામમોહન રાય, સ્વામી વિવેકાનંદ, સુરેન્દ્રનાથ બેનરજી, અરવિન્દ ઘોષ, પંજાબના લાલા લજપતરાય, લાલા હંસરાજ, મહાત્મા મુન્શીરામ, મુંબઈના દાદાભાઈ નવરોજી, ગોખલે, ટિળક વગેરે રાષ્ટ્રપુરુષો અને આર્ય સમાજ, બ્રહ્મ સમાજ, પ્રાર્થના સમાજ, સ્વદેશી ચળવળ, કોંગ્રેસનું કામ, સામાજિક સુધારા, ધર્મજાગૃતિ સ્વદેશી ભાષાઓની સેવા વગેરે અનેક રાષ્ટ્રીય સંસ્થાઓ અને રાષ્ટ્રીય લડત પચાસ વરસ સુધી જે કંઈ કરી શકી તેનો બધો વારસો ગાંધીજીએ મેળવી લીધો અને એક કુશળ ખેડૂતની જેમ તેમને તેનો પૂરેપૂરો લાભ લીધો. આ બધા લોકોમાં સ્વાતંત્ર્યના ઋષિ અને સ્વરાજાચાર્ય બે જ હતા—દાદાભાઈ નવરોજી અને લોકમાન્ય ટિળક.

કોંગ્રેસના મંચ ઉપરથી સ્વરાજનું પહેલું નામ દાદાભાઈ નવરોજીએ લીધું, પણ તે ઘેર ઘેર પહોંચાડયું લોકમાન્ય ટિળકે.

૧૮૫૭નો બળવો, ૧૮૮૫નો કોંગ્રેસનો જન્મ અને ૧૯૨૦ના સત્યાગ્રહની શરૂઆત આ ત્રણે વર્ષ અને ત્રણેય બનાવો લોકમાન્ય ટિળકના જીવન સાથે જોડાયેલાં છે. ૧૯૨૦ પછી ગાંધીજીએ જે પોતાની પ્રવૃત્તિ શરૂ કરી તે માટે તેમણે એક કરોડ રૂપિયાનું ફંડ ભેગું કર્યું, પણ તેને નામ આપ્યું 'ટિળક–સ્વરાજ ફંડ' ટિળક વગર સ્વરાજનું અને સ્વરાજ વગર ટિળકનું નામ ગાંધીજી નહોતા લઈ શકતા.

સ્વરાજ અનુભવતા આપણે સ્વરાજના ઋષિ ટિળકનું ખૂબ આદરપૂર્વક શ્રાદ્ધ કરીએ અને કહીએ કે જે દિવસે ટિળકનો જન્મ થયો તે જ દિવસથી આપણી પારતંત્ર્યની બેડીઓ તૂટવા લાગી.







હુ :-' તો તો તમારે પોતાને જ એ પ્રશ્ન ઉકેલવો રહ્યો.'

સુનંદાબહેન : 'હું શું કરું ? હું કંઈ નોકરી ધંધો નથી કરતી કે મારે બહારના સમાજના પરિચયમાં આવવાનું બને. વળી પોતાના લગ્ન બાબતમાં જાતે તપાસ કરવી એ પુરુષ માટે સંકોચમયું બની જાય છે, તો છોકરી માટે ભારે લજ્જાભર્યું જ બની જાય. તમને મેં પત્ર લખ્યો, કેટકેટલા વિચાર પછી એ પત્ર લખી શકી હતી, અને તેના જવાબમાં તમે ફૉર્મ મોકલ્યું. તે ભરી મોકલવામાં મને એટલો સંકોચ થયો કે મેં તે રહેવા દીધું. છેવટે મનને મનાવ્યું કે વતન જઈશ ત્યારે રૂબરૂ મળીશ. પાંચ વરસે મામાને મળવાના નિમિત્તે હું વતન આવી છું, પણ મનમાં લગ્નનો પ્રશ્ન ઉકેલવાની ગણતરી કરીને ત્યાંથી નીકળી છું. ભાવતું હતું અને વૈદે કહ્યું તેમ મામાએ પણ કહ્યું. આમેય આવી છું ત્યારે ચાર છ મહિના રોકાઈ જા. આટલી બધી ઉંમર થઈ ગઈ એટલે મૂરતિયો છ ગામમાંથી મેળવવો મુશ્કેલ છે, પણ જમાનો બદલાઈ રહ્યો છે, ગોળખોળ રહેવાનાં નથી, બહારથી પણ મળે તો પતાવી દઈશું.'

*

પદ્માબહેન ૩૨ વર્ષની ઉંમરના છે. ગ્રેજ્યુએટ છે. નોકરી કરે છે. ઘરમાં એકનાં એક બા એટલે પોતે પરણી જાય તો બિચારાં બાનું શું થાય, તે રીતે લગ્નનો ખાસ વિચાર નહિ કરેલો. વાણિયાની નાતમાં તો સામાન્ય રીતે નાનપણમાં વિવાહ થાય છે, પણ પદ્માબહેનનું એકવડિયું શરીર અને દેખાવડો ન કહી શકાય તેવો મધ્યમ દેહ અને વિધવા માતા એટલે રિવાજ પ્રમાણે વિવાહનું નાનપણમાં ઠેકાણું પડ્યું ન હતું. ભણવામાં પદ્માબહેન હોશિયાર એટલે માનું લક્ષ્ય ગયું કે દીકરી ભણેલી હશે એટલે એના વિવાહનું ઠેકાણું પડી જશે. પદ્માબહેન પણ જેમ આગળ ભણતાં ગયાં તેમ તેમ ગ્રેજ્યુએટ થયા પછી લગ્ન કરવું તેમ વિચારતાં ગયાં. આમ વિવાહની વાત લંબાઈ.

ગ્રેજ્યુએટ થયા પછી આવ્યો ઇન્ટરવ્યૂનો વારો. છોકરો દેખાવડો ન હોય તો પણ દેખાવડી કન્યાની આશા રાખે છે. એક-બે યુવકો કે, જેમને પદ્માબહેન પાસ ન કરે તેમણે પણ એમને ના પાડી એટલે એમના સ્વમાનને ધક્કો પહોંચ્યો. પરણવું જ નથી, તેમ મા આગળ જાહેરાત કરી. આ સમયે મનમાં પરણવાની તાલાવેલી લાગી ન હતી, ઉંમરલાયક થયે પરણવું જોઈએ માની એ પ્રયત્ન કરતાં હતાં. તેમાં આવા કડવા અનુભવ થયા એટલે લગ્નની શી જરૂર છે માની એમણે પડદો પાડી દીધો. નોકરીએ લાગી ગયાં. શરૂઆતમાં માને મોટી ઉંમરની દીકરી કુંવારી હોય તે જૂના સંસ્કારને લીધે વરવું લાગતું હતું. કદાચ દીકરી ભૂલ કરી બેસે તો કલંક ચોંટે તેવી બીતી રહેતી હતી. પરંતુ વખત જતો ગયો તેમ પદ્માબહેનના વર્તનથી બાને એ બીક તો જતી રહી કે દીકરી પોતાની જાતને સંભાળી શકે તેટલી મજબૂત તો છે. એ કુંવારી રહીને, કમાઈને, માની સેવા ચાકરી કરતી હતી એટલે લોક પણ, એનાં વખાણ કરતાં હતાં. માને પણ ઘડપણમાં દીકરીએ દીકરાની ગરજ સારી તેનો સંતોષ હતો.

છતાં માનો જીવ છે ને ? દીકરી કુંવારી હોય તેનું દુઃખ કોઈ વખત થઈ આવતું અને તે પદ્માબહેન આગળ વ્યક્ત કરતાં તો એ એ જવાબ આપતાં : તમે મારી શું કામ ચિંતા કરો છો ? હું મારાં રાજીખુશીથી કુંવારી રહી છું. મને દુઃખ નથી પછી તમારે શું કામ દુઃખ કરવું જોઈએ ? અને મા દુઃખ કરીને કરે પણ શું ? એના હાથમાં મૂરતિયો હતો પણ ક્યાં કે એ પરણાવી દે !

પરંતુ છેલ્લા એક વરસથી પદ્માબહેનને એકલતા સાલે છે. જાતીયવૃત્તિ જાગે તેને તો એ સ્વાભાવિક રીતે સંયમમાં રાખે છે, પરંતુ માણસને જાતીય જીવન ઉપરાંત કૌટુંબિક હૂંફ જોઈએ છે, એનો અભાવ ઉંમર વધતાં સાલવા માંડે છે, તે અનુભવ પદ્માબહેનને થતાં એમને લાગ્યું કે પરણ્યા વિના નહિ ચાલે ! આજે તો મા છે એટલે કંઈ હૂંફ મળી રહે





હવે એમને લાગે છે કે પરણીને ઘર લઈને બેસવા જેવું બીજું સુખ નથી. સ્ત્રીએ આદર્શ ગૃહિણી બનવું એ જ એનો કુદરતી ધર્મ છે. પુરુષની નકલ કરી નોકરી કરવી, કમાવું, એ એનો સ્વધર્મ નથી. જરૂર પડ્યે એ ભલે કમાઈ શકે તેવી તાલીમ–કેળવણી મેળવે, પણ સુખી થવા માટે સ્ત્રીએ ગૃહિણીધર્મ અદા કરવો રહ્યો.

મીનાબહેન હવે બ્રાહ્મણ કે ઉજળિયાત ગણાતી જ્ઞાતિના યુવક સાથે પરણવા માગે છે. એવો યુવક વિધુર હોય, એકાદ-બે બાળક હોય તો પણ વાંધો નહિ. પરંતુ એ સારી કમાણી કરતા ધંધા-નોકરીમાં હોવો જોઈએ, કે જેથી પોતે નોકરીના પરધર્મમાંથી છૂટી ગૃહિણીના સ્વધર્મમાં જીવન વિતાવી શકે. પોતે સુખી થાય અને પરણનારને સુખી કરે.

*

રૂઢિચુસ્તતાને વશ થઈ કન્યા ઉંમરલાયક ન થઈ હોય, તેનો સંપૂર્ણ વિકાસ ન થયો હોય તેને પરણાવી દેવી તે જેમ ખોટું છે, ઉંમરલાયક કન્યા થયા છતાં એના લગ્નનો પ્રશ્ન ન ઉકેલવો તે સુધારકપણું નથી, રૂઢિચૂસ્તતાનો સામો છેડો બેધાપણું છે. રૂઢિચૂસ્તતા જેમ ખોટી છે તેમ બેધાપણું ખોટું છે. આ ત્રણેય બહેનોના કિસ્સાને જોઈએ તો જેમ રૂઢિચૂસ્ત માબાપ દીકરીને નાની ઉંમરમાં પરણાવીને દુઃખી કરે છે, તેમ અવ્યવહારુ માબાપ કોઈ નિર્ણય ઉપર લગ્નના પ્રશ્નને ટાળે છે. સમયસર કોઈ પ્રશ્નનો નિકાલ ન કરવાથી અને તેને લંબાવવાથી તેનો ઉકેલ સરળ બનતો નથી, વિકટ બને છે. લગ્નમાં તો ખાસ.

અપવાદરૂપ યુવક-યુવતી કોઈ ઉચ્ચ હેતુને વશ થઈ આજન્મ બ્રહ્મચારી રહેવા માગે, તે બાદ કરતાં દરેક યુવક-યુવતીની લગ્ન કરી સંસાર લઈને બેસવાની કુદરતી અભિલાષા હોય છે, અને તે સમય આવતાં માબાપે પોતાની ફરજ સમજી એ પ્રશ્ન સંતાનને ઉકેલી આપવાની પોતાની ફરજ સમજવી જોઈએ. રૂઢિચૂસ્ત માબાપ એ ફરજ એટલી બધી કટ્ટરતાથી અદા કરે છે કે તેમના હિતનો વિચાર કર્યા વિના તેમને નાનપણમાં પરણાવી દે છે. એથી સામે છેડે ઉમ્મરના દાખલાઓની માફક હવે એવાં માબાપ પણ જોવા મળે છે કે એ પ્રશ્ન તરફ ઉપેક્ષા કરી તેને એટલો લંબાવે છે કે છોકરીઓ ૩૧, ૩૨, ૩૫ વર્ષ સુધી કુંવારી હોય છે, અને તેની લગ્ન કરવાની ઝંખના તીવ્ર બને છે ત્યારે એ પ્રશ્ન વધુ વિકટ બન્યો હોય છે.

આપણી આજની લગ્નની સામાજિક સ્થિતિ એવી છે કે માબાપ દ્વારા જ મુખ્યત્વે સંતાનોનાં લગ્ન થાય છે. અપવાદરૂપ લગ્ન યુવક યુવતી પોતે પરિચયમાં આવતાં થતાં હોય છે. વળી પરિચયમાં આવવાની આપણી સામાજિક સ્થિતિ પણ નથી. પરિણામે, મોટી ઉંમરની કુંવારી છોકરીઓની સ્થિતિ ત્રિશંકુ જેવી બની જાય છે. માબાપ અવ્યવહારિકતાને લીધે કે સામાજિક લાચારીને લીધે એ પ્રશ્ન ટાળતાં હોય છે, થાકીને ઉપેક્ષા કરતાં હોય અને છોકરીઓ પોતે તે ઉકેલી શકે તેવી સામાજિક સ્થિતિમાં નથી. પરિણામે, અહીં રજૂ કરેલા ત્રણ દાખલા જેવી સમાજમાં આજે કેટલીય બહેનો છે, જે લગ્ન ઝંખતી હોવા છતાં કુંવારી છે. માબાપોએ યોગ્ય વખતે, સામાજિક દૃષ્ટિને વિશાળ કરી, નાતના આગ્રહ વિના નાતમાં બને તો નાતમાં, બહાર બને તો બહાર, એ રીતે પ્રશ્ન ઉકેલવા પ્રયત્ન કર્યો હોત તો એનો ઉકેલ ન આવ્યો હોત તેમ માનવાને કારણ નથી.

છેવટ થાકીને બહેનો પોતાનો પ્રશ્ન હાથમાં લેવા તૈયાર થાય છે, તે પણ નવા યુગનાં આવી રહેલાં એંધાણ બતાવે છે. સમાજજીવનમાં જે મોટા ફેરફાર થઈ રહ્યા છે, તે સાથે સામાજિક લગ્ન બાબતમાં જ્ઞાતિનાં કે કુળનાં જૂનાં મૂલ્યો સજી, વ્યક્તિની લાયકાતનાં મૂલ્યો આંકતાં થવું પડશે. માબાપ તેમાં આડે આવી રૂંધતાં હોય તો પોતાનો પ્રશ્ન ઉકેલવા બહેનોએ તૈયાર થવું પડશે. થાકીને મોડા તૈયાર





'અરે રંજન, અમે બધા રોમિયો જેવા જ છીએ ને' પ્રભાકરે ગમ્મત કરતાં કહ્યું.

'પોતાની પ્રેયસી માટે તન મન ધન ન્યોચ્છાવર કરી દે એવા પ્રેમીઓને રોમિયો કહેવાય સમજ્યા મહેરબાન.' રંજન આવેશમાં આવી બોલી.

'જ્યાં લાગણી અને હૃદયની જગ્યા ગણિત અને બુદ્ધિએ લીધી ત્યાં પ્રેમને સ્થાન જ નથી. યુરોપમાં શું કે આપણે અહીં શું, તેમાં આ બીજા યુદ્ધ પછી તો બધાં માણસો મશીન જ બની ગયાં છે.' સુમતી એની લાક્ષણિક આકર્ષક ઢબે બોલી. હું કૉફી પીતો પીતો સુમતીની વાત સાંભળતો હતો. મને મૌન જોઈ સુમતી સહેજ ચીઢાતાં બોલી : 'શ્રીમાન શાન્તિથી કૉફી પીવે છે—જાણે મૌન વ્રત ધારણ કર્યું હોય તેમ.' સુમતીની ચીઢથી મને આનંદ થયો.

'સુમતી! આજેય પ્રેમ પ્રણય પ્રીત તો કોઈ કોઈ જગ્યાએ જોવા મળી આવે છે. જેમ પહેલાંના જમાનામાં પ્રેમીઓ પણ જોવા મળે છે. એના જુદા જુદા પ્રકાર હોય છે. બાકી તું કહે છે તે પ્રમાણે પોતાની પ્રેયસીના સુખાર્થે પોતાના સર્વ સુખનો ભોગ આપનારા પણ મેં જોયા છે.' મેં કૉફીનો છેલ્લો ઘુંટડો ભરતા કહ્યું.

અધીરી હંસા બોલી ઊઠી : 'દિનેશકુમાર! એવા તે કેવા પ્રેમીઓ ક્યાં જોયા કે પ્રેયસીઓ માટે પોતાના સુખનો ભોગ આપે.'

'એક એવો પ્રેમી જોયો. હું જ્યારે ઇંગ્લેન્ડ હતો ત્યારે ત્યાં અને બીજો એક જોયો આપણા દેશમાં. બન્નેની જીવન કહાણીઓ કંઈ મહાન પુરુષોનાં જીવન-ચરિત્ર જેવી નથી છતાં જાણવા જેવી તો છે જ.' બધાં આતુર નજરે મારી સામું જોઈ રહ્યાં.

'લંડન શહેરની વસ્તી તો કરોડ ઉપરની અને વિસ્તાર સેંકડો ચોરસ માઇલનો.' મેં શરૂ કર્યું. 'એમ લાગે કે આ શહેરનો અંત હશે કે નહિ. છતાં એક વસ્તુ અજબ કે શહેરના કોઈ પણ ભાગ-માંથી દસ મિનિટ પૂરું ચાલો નહિ અને એકાદ વૃક્ષોથી સુશોભિત, પુષ્પોથી સુગંધિત, નવ યૌવનથી પ્રસ્પંદિત એવો બગીચો તો આવે જ.

શિયાળો ઉતરતાં, એટલે એપ્રિલની શરૂઆતમાં સુવર્ણ રંગી ડેફોડીલ્સ અને ટ્યુલીપ્સ પુષ્પો હસિત મુખડે આવકારતાં ધરતીના અંતરની શોભા સમાં ઊગી નીકળે. ટ્યુલીપ્સ પુષ્પોની કોઈ રંગીલી યૌવનાની કામણ-ગારી આંખો સમો આકર્ષક રંગ દિલને હચમચાવી મૂકે. શિયાળાની ઠંડીને લીધે પર્ણવિહીન બની ગયેલાં શોભાહીન લાગતાં વૃક્ષો ઉપર એકાએક નવપલ્લવોની રોશની રેલાય. ઊગતા સૂર્યનાં ચમકતાં કિરણો પ્રત્યેક નવપલ્લવને નાનોશો અરીસો બનાવી દે. દરેક અરી-સામાં ભગવાન સવિતાદેવ આસન લઈ ઝૂલતા ઝૂલતા હસે.

પ્રેમ કરવો—યુવાનીમાં છોકરા છોકરીઓએ એક બીજાના પરિચયમાં આવી સંવનન કરતાં પોતાને મનગમતો પ્રેમી કે પ્રેયસી શોધવી—મનગમતો સાથી શોધવો એ એમના જીવનનું અંગ ગણાય. આથી જ્યારે વસંત એના નૃત્યના ઠેકા લેતાં પૃથ્વી પર એના કોમલ ઝાંઝરના ઝણકારભર્યાં પદારવિંન્દ મૂકે નહિ ત્યાં તો યુવક યુવતીઓનાં ટોળે ટોળાં સારસ બેલડી સમાં વસંતની માદક મસ્તી માણતાં હોય. એકલો યુવક કે યુવતી તો ક્યાંય નજરે જ ના પડે. જોના-રને એમ જ લાગે કે મહોબ્બતની મહેફીલો તો અહીં જ ઊડી રહી છે. બગીચાની કુંજોમાં એક-બીજાને આલીંગતાં ચુમ્બનોથી નવરાવતાં એ પ્રેમીઓ બગીચાનાં પુષ્પોમાં પુષ્પકુંજ બની જતાં.

હું મારા નિવાસની નજીક આવેલા એક બગીચામાં વસન્તાગમનની શોભા જોતો, અભ્યાસ કરવાનો સંતોષ પામવા પુરતો હાથમાં કાયદાનું પુસ્તક લઈ એકાદ બેન્ચ ઉપર બેસતો. બધાં પ્રેમીઓની પ્રણય-ચેષ્ટાઓ મુજ પ્રેયસીની યાદ આપી વિરહમાં બાળતી. બધાં જ આનંદથી નાચતાં કૂદતાં આનંદતાં પરંતુ એક યુવાન એક બાબાગાડીમાં એક યુવતીને બેસાડી બગીચામાં ફરવા લઈ આવતો. પ્રથમ તો મને એમ લાગ્યું કે યુવતી બીમાર હશે. પરંતુ એમ નહોતું.

આખી વાત એમ છે કે રોબર્ટસન અને માર્થા બન્ને એક જ કૉલેજમાં ભણતાં. બન્ને એકબીજાના પ્રેમમાં હતાં. યુદ્ધ દરમિયાન જ્યારે યુવાનોની લડવા માટે જરૂર પડી ત્યારે રોબર્ટસને કૉલેજ છોડી દીધી. એ મીલીટરીમાં જોડાયો. એને સિંગાપોર જવાનું થયું. જતી વખતે એ માર્થાને મળવા આવ્યો. માર્થા અને રોબર્ટસન બન્ને વિદાય વેળાએ ખૂબ રડ્યાં. પરંતુ ગયા સિવાય તો ચાલે જ શી રીતે?

'માર્થા, તું મારી રાહ જોઈશ ને?'

'જરૂર, તારા સિવાય હું કોઈને પરણીશ નહિ. તારી રાહ જોયાં કરીશ.' આમ એક બીજાને વચન આપી બન્ને છૂટાં પડ્યાં: રોબર્ટસન સીંગાપોર ચાલ્યો ગયો. માર્થા પણ કૉલેજ છોડી હવાઈ દળની ઑફિસમાં જોડાઈ.

એક બીજા ઉપર બન્નેના પ્રેમપત્રો આવે ને જાય. પરંતુ એક વખત યુદ્ધમાં મરી ગયેલા અને ગુમ થયેલા સૈનિકોમાં રોબર્ટસનનું નામ આવ્યું. માર્થા અત્યંત રડી. એના દુઃખનો પાર ના રહ્યો. અમે ઘણું સમજાવી કે યુદ્ધ વસ્તુ જ એવી છે. એમાં કોને ક્યારે કેટલું વાગશે અને કોણ મૃત્યુ પામશે તે કોણ જાણે છે?

દુઃખનું ઓસડ દહાડા એ હિસાબે માર્થા ધીરે ધીરે એના દુઃખને ભૂલવા લાગી. એની તરફ આકર્ષાયલો એક સુંદર દેખાવડો યુવાન વિલસન જે બહુ હોંશિયાર પાયલોટ હતો અને એરોપ્લેન ચલાવવામાં, દુશ્મનો સામે લડવામાં બહુ જ ચાલાક અને બહાદુર હતો તેની તરફ એ આકર્ષાઈ. ધીરે ધીરે બન્ને એક બીજા સાથે પ્રેમ કરવા લાગ્યાં.

છેવટે વિલસનની માગણીને કબૂલ રાખી માર્થા યુદ્ધ દરમિયાન વિલસનને પરણી. પરણતી વખતે માર્થાને રોબર્ટસન ઘણો યાદ આવ્યો; પરંતુ ભૂતકાળને દફનાવવો જ રહ્યો. વિલસન અને માર્થા એક બીજાના પ્રેમમાં હતાં. એક બીજાને ઘણાં ચાહતાં. એક બીજા વિના એમને ચેન પડતું નહિ.

દુર્દૈવે એક દિવસ જર્મનોના એરોપ્લેનોએ એરોડ્રોમ ઉપર જ સખત મારો ચલાવ્યો. માર્થા ઑફિસમાં બેઠી હતી. એક બોમ્બ નીચે પડ્યો તે વખતે એના બન્ને પગને સખત ઈજા થઈ. બન્ને પગ કપાવ્યા સિવાય એ બચી શકે તેમ નહોતું. પરિણામે માર્થા પોતે હંમેશને માટે અપંગ બની ગઈ.

વિલસનને માર્થા માટે શરૂ શરૂમાં તો ઘણી દયા આવતી.એની સારવાર પણ કરતો છતાં વિલસન યુવાન હતો. એ છેવટે માર્થાથી કંટાળી ગયો. એને યુવાનીની મસ્તી માણવી હતી જે અપંગ માર્થામાં ક્યાંથી મળી શકે? છેવટે એક દિવસ તેણે બહુ દિલગીરી બતાવતી એક ચિઠ્ઠી લખી:

'પ્રિય માર્થા. હું ફરીથી લગ્ન કરવા માગું છું. જો તું છૂટાછેડા લેવાની સંમતિ આપે તો તારો ઘણો જ આભાર.'

ચિઠ્ઠી વાંચી માર્થા ઘણી જ દુઃખી થઈ ગઈ. એને એમ જ લાગ્યું કે એના કિસ્મતમાં સુખ જ નથી. જો સુખ હોય તો રોબર્ટસન જેવો પ્રેમી મરી શા માટે જાય! અને પોતે આ પ્રમાણે અપંગ શા માટે બને! વળી વિલસન આ પ્રમાણે એને છોડી શા માટે દે? છૂટાછેડા લઈ લેવામાં આવ્યા. માર્થા માનસિક પરિતાપ અને વેડફાઈ ગયેલી જિંદગી ઉપર શોચ કરતી સખત બિમાર થઈ. એ અર્ધ પાગલની માફક સૂનમૂન બની બેસી રહેલી. ન તો બોલે કે ન તો ચાલે.

એટલામાં યુદ્ધ બંધ થયું. એક દિવસ રોબર્ટસનનો પત્ર આવ્યો તેમાં એણે ટૂંકામાં લખ્યું હતું: 'પ્યારી માર્થા! જાપાની લશ્કરો સાથે લડતાં લડતાં અમારી ટુકડી પકડાઈ ગઈ હતી. અમને કેદી બનાવી જાપાનમાં લઈ જવામાં આવ્યા. યુદ્ધ બંધ થયું ત્યાં સુધી અમે જાપાનમાં કેદી જ રહ્યા હતા.

'અમને પૂરું ખાવા પીવાનું મળતું નહિ. પૂરતા ખોરાક વિના અને અત્યંત મજૂરીના પરિણામે મારા બે સાથી મૃત્યુ પામ્યા. હું પણ સખત બિમાર

વેઠી આવ્યો પરંતુ મને સહીસલામત જોઇ એને સહેજ આનંદ પણ ન થયો. એની જગ્યાએ બીજી કોઇ સ્ત્રી હોત તો આનંદથી નાચી ઊઠત. પણ એ બીજાને પરણી હોય છતાં થોડો વિવેક તો રાખી શકી હોત.' આમ વિચારતો, નિરાશ, ગુસ્સો અને દુઃખ ત્રણેના વમળમાં ગુંચાતો રોબર્ટસન એને ઘેર ગયો.

રોબર્ટસનના અંતરમાં માર્થાના વર્તને એની ઉદાસીનતાએ ઊંડો ઘા કર્યો. એ કોઈ પણ સારી છોકરી મળે તો પરણી જવાના વિચારનો થયો. અને 'એડીથ' નામની છોકરીની એને દોસ્તી પણ થઈ. બંનેએ થોડા વખતમાં પરણી જવાનો વિચાર પણ કર્યો.

બન્ને એક દિવસ બગીચામાં ફરવા ગયાં હતાં. લેન્ડલેડી માર્થાને હાથગાડીમાં બેસાડી બગીચામાં થોડું ફેરવવા લઈ ગઈ. તે વખતે રોબર્ટસને માર્થા અને મીસીસ ગેગને જોયાં. એ વિચારમાં પડી ગયો. માર્થા આ પ્રમાણે હાથગાડીમાં કેમ બેઠી છે. એડીથ સાથે એ જ્યાં મીસીસ ગેગ અને માર્થા હતાં ત્યાં આવ્યો. 'મામ! (માતા) કેમ માર્થાને શું થયું?' આશ્ચર્ય પામી રોબર્ટસને પૂછ્યું.

'અરે રોબર્ટસન, તું સહીસલામત યુદ્ધમાંથી પાછો ફર્યો પરંતુ એક વખત મળવા પણ ના આવ્યો? અમે તો તારું નામ દેવલોક પામેલા અથવા ગુમ થયેલા સૈનિકોમાં વાંચ્યું હતું આથી તારા પાછા ફરવાની આશા છોડી હતી. બિચારી માર્થાએ તો રાત દિવસ કલપાંત કરી કાઢયાં હતાં. એય બિચારી યુદ્ધમાં ઘવાઈ. બંને પગ કપાવી નાખવા પડયા.' એમ કહી મીસીસ ગેગે આંખો લૂછી.

'માર્થા! હું તને મળવા આવ્યો ત્યારે તેં તો મને વાત જ ના કહી. મને તે વખતે ખબર જ પડી નહોતી કે તારા પગ કપાવવા પડયા છે.' રોબર્ટસને માર્થાના નિઃસહાય મ્લાન ચહેરા તરફ જોયું. 'રોબર્ટસન! એમાં શું કહેવાનું હતું. જો કિસ્મતે જ આ પ્રમાણે દુઃખ લખ્યું હતું તો તે કોણ મિથ્યા કરી શકે તેમ છે! યુદ્ધનાં પરિણામ આવાં જ હોય.' બાજુમાં એડીથ શાંત બની ઊભી હતી.

માર્થાએ એડીથ તરફ જોયું. તરત જ રોબર્ટસને ઓળખાણ કરાવ્યું: 'આ મારા મિત્ર એડીથ સ્મીથ.' માર્થાએ હાથ મેળવ્યો.

બીજે દિવસે રોબર્ટસન મીસીસ ગેગને ત્યાં આવ્યો. એણે માર્થા સાથે બેસી કયાંય સુધી વાતો કરી. 'રોબર્ટસન, તું એડીથ સાથે પરણી લે. બહુ સુંદર છોકરી છે.'

'પણ તારું શું?'

'મારું શું થવાનું હતું? મારા કિસ્મતે તો હવે આજીવન ગાળવાનું લખ્યું છે; તે કોણ મિથ્યા કરશે!'

'પણ તું એકલી શું કરશે? કોઈ સાથી નહિ મિત્ર નહિ. હું તને પરણું તો?'

'છી છી. આવી વાત શા માટે કરે છે? આવી અપંગ છોકરીને પરણીને દુઃખી જ થઈ જવાય. મને મારી પોતાની જાન ઉપર નફરત આવે છે તો પછી થોડા વખતમાં કોઈ પણ માણસ થાકી જાય. તું પરણવાનું કહે તો પણ હું ના પાડું!' માર્થા ગંભીર બની બોલી.

'પણ માર્થા, તારી જિંદગી શી રીતે જશે! આખો દિવસ એક જગ્યાએ બેસી રહેવાનું! કેટલો કંટાળો આવે.'

'એ બધું ખરું છે, પરંતુ એનો બીજો ઉપાય જ નહિ. વિલસન પણ બિચારો કંટાળી ગયો હતો.'

'વિલસન કોણ?'

'મેં જ્યારે જાણ્યું કે તું પાછો આવવાનો જ નથી ત્યારે હું દુઃખી થઈ ગઈ. હું હવાઈ દળની ઑફિસમાં કામ કરતી હતી. ત્યાં વિલસન પાયલોટ હતો. અમે બન્ને એક બીજાના પ્રેમમાં પડયાં—પરણ્યાં. મારા બન્ને પગ જ્યારે કપાવવા પડયા ત્યારે શરૂ શરૂમાં વિલસન મારી બહુ દરકાર રાખતો. પરંતુ છેવટે એ

અભાવે એનું શરીર ઉપરના ભાગમાંથી વધારે સ્થૂળ બની બેડોળ બની ગયું હતું. એક પગ અને એક હાથ નહિ હોવાથી એ બેડોળતા વધારે બની.

'તમે દિનેશચન્દ્ર ! કેમ ખરું ને ? કોલેજના મેગેઝીનના ગુજરાતી વિભાગના તંત્રી. તમને બધા કવિરાજ કહેતા.' જગદીશે મને બરાબર ઓળખ્યો જાણી હું ખુશ થઈ ગયો. પ્રસંશા કોને ના ગમે !

હું વિચારી રહ્યો : 'આ ફક્કડ યુવાન આ રીતે આટલો બધો અપંગ કેવી રીતે થઈ ગયો હશે ! કોઈ અકસ્માત નડ્યો હશે...શું થયું હશે !'

'તમે ૧૯૪૨ માં અહીં નહોતા ?'

'ના, હું ૧૯૪૨માં જ આફ્રિકા ગયેલો.'

જગદીશચન્દ્ર શાન્ત જ બેઠો. એના ચહેરા ઉપર એકાએક અસહ્ય દુઃખની છાયા ફરી વળી. એણે પેલી અડાસમાં થયેલા ગોળીબાર ઉપર લખાયલી કરુણ કવિતાની લીંટી 'ભૂલવા મને કહો છો સ્મરણો ભૂલાય ક્યાંથી ?' વારંવાર ગણગણવા માંડી.

તરત જ અડાસમાં જેમને જેમને ગોળી લાગી હતી તેમના નેતા તરીકે જગદીશચન્દ્રનું નામ યાદ આવ્યું.

'તમે અડાસના ગોળીબારના ભોગ થઈ પડેલા, કેમ ખરું ને ?' મેં પૂછ્યું.

'હા એમ જ. મને બે ગોળી આ હાથમાં અને એક પગના હાડકામાં વાગી હતી. હાથ અને પગ બન્ને કપાવવા પડ્યા.'

દેશને માટે કુરબાન થયેલા આ વીર મનુષ્ય તરફ સ્નેહ અને કરુણભાવે હું જોઈ રહ્યો. મારા સાત આઠ સાથીઓ તો બિચારા મૃત્યુ પામ્યા. બાકી કેટલાક બચ્યા તેઓ અપંગ બન્યા.'

થોડીવાર ગત કાલ ઉપર વિચાર કરતા અમે બન્ને મૌન બેસી રહ્યા.

'આપ ક્યાં જાવ છો ?' જગદીશચન્દ્રે મને પૂછ્યું.

'હું સૂરત જાઉં છું. તમે ?'

'હું પણ સૂરત જાઉં છું. ચાલો સાથે વાતો કરતાં જવાશે' જગદીશચન્દ્રે કહ્યું.

થોડીવાર પછી જગદીશે મને પૂછ્યું : 'પાન ખાશો ?' મેં જવાબ વાળ્યો : 'પાન ખાવાનો મને શોખ નથી, પરંતુ કોઈક વાર ખાઉં છું.'

'અરે મારો પાનનો ડબ્બો આ પેટીમાં છે. ચાલો હું કાઢી દઉં. એમ સ્વગત બોલતાં નીચે પાટીયા ઉપર પડેલી પેટી ખોલવા એ મુશ્કેલીથી ઊભો થવા પ્રયત્ન કરવા લાગ્યો.

'અરે તમે બેસી રહો, હું ખોલું છું.' એમ કરી મેં જગદીશના હાથમાંથી ચાવીઓ લઈ પેટી ખોલી. પેટીમાંથી ડબ્બો કાઢ્યો. મારી નજર પેટીમાંની અન્ય વસ્તુઓ ઉપર પડી. અંદર નાનાં મોટાં રમકડાં હતાં. મેં પેટી બંધ કરી. મને જગદીશના જીવન વિષે કાંઈક વધારે જાણવાનું કુતૂહલ થયું.

'તમારાં બૈરાં છોકરાં સૂરતમાં જ હશે ?' મારા પ્રશ્ન સાથે જ મને યાદ આવ્યું કે જગદીશ અને મૃદુલાનું પ્રણયયુગલ કોલેજમાં બધા વિદ્યાર્થીઓની વાતનું વિષય બન્યું હતું. બન્ને એક બીજામાં ઓતપ્રોત બની ગયાં હતાં. બન્નેનાં વેવિશાળ થઈ ગયાં હતાં. લગ્ન પણ ટૂંક મુદતમાં જ થનાર હતાં.

મને બીજી ક્ષણે એ પણ વિચાર આવ્યો : 'આવા લંગડા અને ઠૂંઠા માણસને પરણનાર મૃદુલાને ધન્ય છે. બીજી કોઈ સાધારણ છોકરી હોત તો તરત જ અપંગ જગદીશ સાથે પરણવાની ના પાડત.'

મારા પ્રશ્નનો જવાબ જગદીશચન્દ્રે હસીને આપ્યો. 'ના રે, હું પરણ્યો જ નથી. જ્યારે આ ઘોડી લઈ ખટખટ કરતો હું ચાલું છું ત્યારે મને મારી જાત ઉપર નફરત આવે છે. તો બિચારી મને જો કોઈ પરણી હોત તો એની શી દશા થાત ! તમે જ કહો મારા જેવા માણસને એક તો કોઈ પરણવા તૈયાર ના થાય અને પરણે તો થોડા જ દિવસમાં કંટાળી જાય. પરણનાર છોકરીને જોઈ એ ઊર્મિથી થનકતું

આ જ સ્ત્રી જગદીશચંદ્રની પ્રેયસી મૃદુલા છે! મેં એ સ્ત્રી સામે ધારીને જોયું. પહેલાંની મૃદુલાની ચંચળતા કે રોનક નહોતી રહી છતાં હજી એ દેહનું, મુખારવિંદનું લાવણ્ય એટલું જ મોહક હતું. તુરત જ મને કોલેજ દિવસોની મૃદુલા યાદ આવી.

'જગદીશભાઈ અને તમે એક જ ડબ્બામાં હતા?' મૃદુલાએ મારા તરફ ફરી હસતાં પૂછ્યું.

'જી હા.'

'ચાલો ત્યારે' એમ કહી તેણે જગદીશના હાથમાં લાકડી આપી એને ટેકો આપતાં એ ચાલી.

અમે બધાં પ્રોફેસર નટવરલાલને ઘેર આવ્યાં. પ્રોફેસર, જગદીશચન્દ્ર અને મૃદુલા આ ત્રણે જણ ઉપર વિચાર કરવા લાગ્યો. શું પ્રોફેસરને મૃદુલા અને જગદીશના કોલેજ સમયના પ્રણયની ખબર નહિ હોય? અથવા ખબર હોવા છતાં તેમની પત્નીને મળવા આવતા અપંગ જગદીશચંદ્રની દયા ખાઈ પ્રોફેસર જગદીશચંદ્રને સ્નેહથી બોલાવતા હશે!

પ્રોફેસરને સાહિત્યનો અત્યંત શોખ હતો. આથી એમને ત્યાં રહેવાની ઘણી મઝા આવી. વખત મળતાં અમે બન્ને જગતના સાહિત્યના ઉદ્યાનમાં વિચરતા. દેશ દેશના સાહિત્યની વાતો કરતા કલાકો વીતી જતા. પ્રોફેસરની પત્ની તથા જગદીશચંદ્ર પણ અમારી વાતોમાં રસ લેતાં.

અમે બધાં તાપી નદીને કિનારે ફરવા જતાં તો કોઈ વખત સિનેમામાં ઊપડતાં. આમ પંદર દિવસ હું પ્રોફેસરને ત્યાં રહ્યો.

હવે થોડા દિવસ પછી જવાનો મેં વિચાર કર્યો. જો કે પ્રોફેસર અને એમનાં પત્ની મને વધારે રહેવા અત્યંત આગ્રહ કરતાં.

શનિવાર હતો. હું પોતે સિનેમામાં ગયો હતો. પ્રોફેસર રોટરી ક્લબની મીટીંગમાં ગયા હતા. પ્રોફેસરનાં પત્ની મૃદુલાબહેનનું માથું દુઃખવાથી એ સૂઈ ગયાં હતાં. જગદીશ બાળકોને પરીઓની વાત કરતાં ઊંઘાડતો હતો.

હું હોંશભર્યો સિનેમામાં ગયો તો ખરો પરંતુ દુર્ભાગ્યે ફિલ્મ એવી કચરો નીકળી કે અર્ધી ફિલ્મે કંટાળી ગયો. તરત જ હું પાછો ફર્યો. નદી કિનારે થઈ પાછો ઘેર આવ્યો. હું મારા ઓરડાની ચાવી લઈ ગયો હોવાથી સીધો ઓરડાના બારણા નજીક ગયો. જેવો હું ખોલવા ચાવી ખિસ્સામાંથી કાઢતો હતો તેવો જ સ્ત્રીનો નિસાસો મારા કાને પડ્યો. હું સ્તબ્ધ બની ઊભો રહ્યો. મારા ઓરડામાં સ્ત્રીનો નિસાસો! ઓરડામાં મારી બાજુના ખાટલામાં તો જગદીશચંદ્ર સૂઈ જાય છે. હું વિચારમગ્ન બની બહાર જ ઊભો.

'જગદીશ! પ્યારા જગદીશ! અરેરે તેં મારું કહ્યું શા માટે ન માન્યું. પ્રોફેસરને તો મારા જેવી ઘણીય છોકરીઓ પરણવા તૈયાર હતી. પરંતુ તારું કોણ? તારે એકલા અટુલા આખી જિંદગી આ રીતે ગાળવી પડશે એ ખ્યાલ મને એટલું દુઃખ દે છે કે વાત છોડી દે. રાત દિવસ પ્રોફેસરની સોડ સેવવા છતાં તારા જ વિચારો આવ્યા કરે છે.'

'મૃદુલા! તારી વાત મને સમજાતી નથી, મને મારી જાત ઉપર નફરત આવે છે તો પછી તું પોતે તો થોડા વખતમાં કંટાળી જ જાય. તારી સાથે મારું વેવિશાળ થયું હતું અને તું મને મારો હાથ પગ ગયા છતાં પરણવા તૈયાર હતી એનો અર્થ એ તો નહિ જ કે હું તને પરણી જાઉં. તું અને આ ઐશ્વર્ય અને સૌજન્યમૂર્તિ પ્રોફેસર મારા ઉપર જે પ્યાર અને ભાવ મમતા અને સ્નેહ રાખો છો તે ઓછું નથી.'

'જગદીશ! પ્રોફેસર તો દેવતા છે. તારો અને મારો પ્રેમ તે જાણે છે છતાં એમના અંતરમાં જરા પણ દ્વેષ અને ઈર્ષા નથી. ઉલટું તારા માટે તો એમને માન છે. તારા ગયા પછી હરહમેશ એ કહે છે કે આવા ઉત્કૃષ્ટ અને લોકોત્તર પુરુષો જગતમાં ક્વચિત નજરે પડે.'

'આ બધું સાંભળી મારા અંતરનો આનંદ સમાતો

નાથાલાલ દવાણી

# વિનોબાનાં વિચારબિન્દુ [૧૫]

'અર્ધોન્મિલિત દૃષ્ટિ' એટલે :

'ભીતર હરિ, બહાર હરિ.'

'બ્રહ્મ–કર્મ–સમાધિ.'

'ત્યક્તેન ભુંજીથાઃ'

'કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન.'

'જાણીને નેણતે કરી માઝેં મન.' અર્થાત્

'જાનતા હુઆ મેરા મન ન જાનતા કર.'

'સન્ત હંસ ગુન ગહહિં પય, પરિહરિ બારિ બિકાર.'

'સ્યાદ્ વા ન સ્યાદ્ વા.'

'અદ્વૈત–ભક્તિ.'

*

પ્રાર્થનામાં આંખો બંધ કરીએ તો નિદ્રા આવે, ખોલીએ તો એકાગ્રતા ભંગ થાય. એટલે અર્ધોન્મિલિત દૃષ્ટિ રાખવી જોઈએ.

*

મુક્તિ રામમાં રમે છે.

મુમુક્ષુ રામમાં રમે છે.

મુમુક્ષુના આ રામનામને 'ઉલટો જાપ' કહે છે.

*

ગાયત્રી–મંત્ર વ્યક્તિગત ઉપાસના માટે છે એવું માનવામાં આવે છે. પરન્તુ 'ધીમહિ'—અમે ધ્યાન ધરીએ છીએ—આ બહુવચની પદ સમુદાયનું સૂચક છે. અર્થાત્ ગાયત્રી–ઉપાસના વ્યક્તિએ કરવાની છે; કિન્તુ પોતામાં સર્વ સમુદાયની—વિશ્વાત્માની—કલ્પના કરીને કરવાની છે.

*

પાશ્ચાત્ય ભાષાઓમાં 'સંતોનું અનુકરણ' એ પ્રયોગ જોવામાં આવે છે. આપણે ત્યાં 'સંતોના ગુણગાન' પ્રયોગ વપરાય છે. 'ગુણગાન' કહેવામાં નમ્રતા છે. પરન્તુ એમાં જો 'અનુકરણ' સમાયેલું હોય તો જ એ નમ્રતા શોભા દેશે.

*

આપણી પાસે પાંચ ઈન્દ્રિઓ હોવાને કારણે 'આપણી' દુનિયામાં પાંચ વિષય છે. વાસ્તવમાં દુનિયામાં અનંત વિષય છે. અથવા બિલકુલ નથી.

*

'કલા એટલે શું?'–એ પ્રશ્ન પૂછવામાં આવે છે. ખરી રીતે તો 'કલા કઈ વ્યક્તિની' કે 'કઈ ચીજની?'—એ પ્રશ્ન પૂછાવો જોઈએ. ઉત્તર—'આત્માની.' અર્થાત્ અમર, અર્થાત્ અતીન્દ્રિય પરન્તુ બુદ્ધિગ્રાહ્ય. બુદ્ધિથી પર અકળ આત્મા. કૃતિ કલા નથી. કૃતિમાં કલા હોય છે કે નથી હોતી. હનુમાનજી જ્યારે એક એક મોતી ફોડીને એમાં 'રામ' છે કે નહીં એ જોતા હતા ત્યારે એઓ

---

અને મમતા છે ત્યાં ત્યાગ છે સ્વાર્પણ છે. જ્યાં સુધી માનવ બીજાને સુખી કરવા માટે પોતાના સુખનો ત્યાગ કરવા તત્પર છે ત્યાં સુધી માણસ જાતે નિરાશ થવાની જરૂર નથી.'

'તમે કહો છો કે એ પ્રમાણે તો જગત આજેય સાચા રોમિયો અથવા મજનુંઓ કે મેઘ દ્વારા સંદેશો મોકલતા યક્ષોથી ભરપૂર છે!' સુમતીએ કહ્યું.

'સુમતિ! કવિતાનો પ્રકાર બદલાશે. કવિતા ગાવાની રીત બદલાશે પરંતુ કવિતાનો આત્મા બદલાશે નહિ. એ તો યુગોથી જગતને અલૌકિક આનંદ આપવા નવા નવા સ્વરૂપે જન્મ લઈ રહ્યો છે અને અનંત કાળ સુધી નિત્ય નવાં રૂપ દર્શાવતો જન્મશે.







છે. પરન્તુ મને એમાં સંત તુકારામની અહિંસાની પરાકાષ્ટા નજરે પડે છે.

*

કર્તવ્ય અને આનંદનું એકરૂપ હોવું અદ્વૈતની એક વ્યાખ્યા છે. પરન્તુ જ્યાંસુધી આ સિદ્ધ ન થાય, ત્યાંસુધી કર્તવ્યને વળગી રહેવામાં કલ્યાણ છે.

*

'કુહાડીનો હાથો પોતાના કુળનો વેરી' એ ન્યાય અનુસાર મનુષ્ય શરીરની સહાય વડે સર્વ દેહ–બંધનો કાપી નાખવાનાં છે.

*

રાતનો અંધકાર ચિન્તન માટે અનુકૂળ છે. એનો ઉદ્દેશ જ એ છે. સૂતાં પહેલાં થોડો સમય ચિન્તન કરવું ઉપયોગી છે. ચિન્તનમાં દિવસભરના આચરણનું પરીક્ષણ, જે દોષ થયા હોય એ ફરીથી ન કરવાનો સંકલ્પ અને એ માટે ઇશ્વરની પ્રાર્થના, એ ત્રણે વસ્તુ અવશ્ય હોવી જોઈએ. ચિન્તન સમયે શક્ય હોય તો ધ્રુવતું દર્શન કરવું. ધ્રુવ નિશ્ચયનો દેવતા છે.

*

જપ એટલે ભીતર ન સમાનાર નિદિધ્યાસનું પ્રકટ વાચિક રૂપ—જપની મારી આ વ્યાખ્યા છે.

*

રાત્રે હું મૌન પાળું છું. શું એ કારણે અંધકાર મારી સાથે વાત કરે છે? એ કહે છે, 'મારાથી તારો જન્મ છે. મારામાં જ તું લીન થવાનો છે. આજ પણ તારા પર મારી જ સત્તા છે.'

*

વેદાર્થ સ્પષ્ટ સમજાતા હોય, ઘડીભર સમાધિ થતી હોય, નામસ્મરણથી સાત્ત્વિક ભાવ પ્રકટ થતા હોય—તો પણ શું થયું? જે આચારમાં ઊતરે એ જ સાચું.

*

આપણે વૈદિક ઋષિઓનો આધાર લઈએ છીએ. વૈદિક ઋષિ એમના પૂર્વના ઋષિઓનો આધાર લે છે. આ ઉપરથી 'જ્ઞાન અનાદિ છે.' એટલો જ નિષ્કર્ષ સમજવાનો છે.

*

પરમાર્થને જો કઠિન કહીએ, તો આપણે ડરથી ઘર જ નથી છોડતા. જો આસાન કહીએ, તો બજારમાં ખરીદવા માટે દોડીએ છીએ.

*

મરાઠી સાહિત્યનો જન્મ પણ ૐકારથી જ થયો છે. ૐકારની સાડાત્રણ માત્રાઓને લક્ષમાં રાખીને જ્ઞાનદેવની સાડાત્રણ ચરણોની 'ઓવી' (એક મરાઠી છંદ)નું નિર્માણ થયું છે.

*

જે કર્મ બહુલાયાસ છે, એ સાત્ત્વિક કર્મ નથી અને સ્વકર્મ તો નથી જ નથી.

*

સ્વધર્મ કે પોતાની મર્યાદા છોડીને સેવાનો લોભ કરવામાં બીજી જે હાનિ થવાની તે તો થવાની જ; પરન્તુ જે સેવાનો લોભ કર્યો હોય એ સેવા જ બરાબર નથી થતી, આ આપત્તિ છે.

*

સમુદ્રની લહેરોનું અખંડ આંદોલન ચાલતું રહે છે અને સાથે જ અખંડ જપ—ૐ । ૐ । ૐ ।
'મામનુસ્મર યુદ્ધ્ય ચ.'

*

'આ સામેનો દીપક છે, એ જેટલું નિશ્ચિત છે; એટલું નિશ્ચિત, ઇશ્વર છે, એ છે—એ તમે નિશ્ચિતરૂપે માનો છો?'

'ઇશ્વર છે, એ હું નિશ્ચિતરૂપે માનું છું. સામેનો દીપક છે જ, એ હું દાવા સાથે નથી કહી શકતો.'

*

ગુરુને શિષ્ય માટે પૂજ્યભાવ હોવો જોઈએ; કારણ કે શિષ્યત્વ ગુરુત્વ માટે માતૃસ્થાનીય છે.

*

રોજિંદી નિદ્રા મૃત્યુનો 'પૂર્વપ્રયોગ' છે, એમ સમજીને





પારાશર્ય

# મૃગ સ્વપ્નોદ્ભવ

મહાભારતના મુખ્ય ૧૮ અને પેટા ૧૦૦ પર્વ છે. તેમાંના એક જ અધ્યાયનું આ નામનું પર્વ છે. એ પર્વ ઉપરથી લખાયેલા આ ખંડકાવ્યમાંથી પ્રતિપાદિત થતો અહિંસાનો આવિષ્કાર આજે પણ એટલો જ યોગ્ય છે........

નિદ્રાધીન કરી સૃષ્ટિ
જરા તરા વાયુ જ જાગતો હતો,
પાછલી રાતનો ક્ષીણ
મૃગાંક પ્રાસંગિક ઊગતો હતો. ૧

આછી ધીરે સઘન વનમાં ચન્દ્રિકા નિર્ઝરે છે.
ઊંચાં શૈલો, સજલ સરિતા દષ્ટિપથે તરે છે,
તીરપ્રાન્તે ગિરિતટ વિષે આશ્રમો ત્યાં દિસે છે,
દ્યૂતાન્તે રે વનચર બની પાંડવો જ્યાં વસે છે. ૨

શ્રમિત પાંડવ ઊંઘ વિષે હતા,
અરવતા સ્થલમાં પ્રસરી હતી,
સતત ધૌમ્ય તણા શુચિ અગ્નિથી
સહજ ધૂમ શિખા સરતી હતી. ૩

રાજા યુધિષ્ઠિર જરા પડખું ફરે છે,
અંગો પરે કર સુધાકરના ફરે છે,
સ્વપ્ન પ્રદેશ પર તે જઈ ઊતરે છે,
પૂર્ણેન્દુ બિમ્બ સમ ત્યાં નજરે તરે છે. ૪

પડે ઘેરા ટંકારવ ધનુષના ત્યાં શ્રવણમાં
ધવાતાં ગાન્ડીવે હરિણ ઉછળે ઇન્દુપથમાં,
દિશાઓ ઝંખાતી રુધિરમય વાતાવરણમાં,
રથે તોયે પ્રેખે નહિ તિમિરનાં આવરણમાં. ૫

'બચાવો' ચીસ કર્યાથી કૈં કૌંતેય જાણતા નથી.
ક્ષાત્રધર્મી છતાં સ્હાય આપી કૈં શકતા નથી. ૬

'શું છે, શું છે?' સ્ફુટિત ઘટના જાણવાને ચહે છે,
ત્યાં તો વૃદ્ધ દ્રુપ હરણિને દષ્ટિ સામે લહે છે,
જાણે બન્ને વ્યથિત વદને કમ્પ સાથે લખે છે,
લાંબી ડોકે કુરુપતિ તણા પાદમાં જૈ ઢળે છે. ૭

કારુણ્યપૂર્ણ શરણાગતની સ્થિતિને
આથી યુધિષ્ઠિર વિશેષ સહી શક્યા ના,
'આ દીનતા નવ ઘટે, મુજ જીવતાં તો.
આજ્ઞા કરો!' અવર કૈં જ કહી શક્યા ના ૮

હરિણ મુખમાં વાણી આવી હવે બહુ યત્નથી,
ત્રુટિત વદતાં રુંધાયેલા સ્વરે અતિ દૈન્યથી,
સકલ જીવના કલ્યાણાર્થે સમુદ્યત હે નૃપ!
અમ કુલ કરો કાં સંહારે અશેષ, પરંતપ? ૯

રે વિપ્રભર્ત્ય સહ દ્વૈતવને વસો છો,
આતિથ્યમાં વિપુલ તત્પરતા ધરો છો,
ઉદ્દામ શસ્ત્રધર ભ્રાત ફરે તમારા
નિત્યે અસંખ્યતર જીવ હરે અમારા. ૧૦

બીજભૂત અમે શેષ વંશચ્છેદ નહીં કરો,
પ્રાર્થના વંશરક્ષાર્થે હવે તો કૈં ઉરે ધરો! ૧૧

આ વાણીથી સ્થિતિ સમજતાં આર્દ્ર કૌંતેય થાય,
મૂંગાં પ્રાણી પ્રતિ નિજ નરી ત્યાં ઉપેક્ષા જણાય.
છાતી સાથે લઈ હરિણને હસ્ત શિર્ષે ધરે છે,
'રે અર્પું છું અભય' કહીને ધૈર્ય આપી રહે છે. ૧૨

હર્ષાશ્રુ એ શ્રવણથી મૃગનેત્રમાંથી
રે નિર્ઝરી નૃપતિનું તન ભીંજવે છે,
પૂર્ણેન્દુ રમ્યતર કાન્તિ નવી ધરે છે,
સર્વ પ્રસન્ન સુખવાહ દિશા બને છે. ૧૩

સ્વપ્નસંધાન ત્યાં તૂટે જાગે રાજા યુધિષ્ઠિર,
સ્વપ્નનાં મૃગનેત્રોનું દૈન્ય છે સ્મૃતિમાં સ્થિર. ૧૪

જાગ્યા તોયે ફરી વિગતમાં સ્વપ્નની ઊતરે છે,
પોતાની કો ક્ષતિ અનુભવી આત્મનિંદા કરે છે,
'જે રક્ષાર્થે અભય ચહતાં પ્રાર્થતાં દીન આવ્યાં,
ત્યાં એ કેવો ભય, હરિણ કે સ્વપ્નદેશે જ આવ્યાં?' ૧૫

આચારનો નહિ વિચારથી મેળ ખાય,
કેવું વિરોધમય જીવન આચરું છું?
નિત્યે અસંખ્ય મૃગવૃન્દ હણી હણીને
છું સર્વ ભૂત હિતમાં રત! શું કરું છું? ૧૬



છે. અને આપણે જાણીએ છીએ કે, ગુજરાતમાં ગ્રામ વિદ્યાપીઠ સ્થપાય તે ગાંધીજીની ખાસ ઇચ્છા હતી. પૂજ્ય ગાંધીજી જોઈ શકયા હતા કે, શહેર અને ગામડાના જુદા જુદા દૃષ્ટિકોણ હોવાથી શિક્ષણની જુદી જુદી પદ્ધતિઓ આવશ્યક બને છે. શહેરોને મોટા રાક્ષસી ઉદ્યોગમાં રસ છે. અને ગામડાંમાં નાના નાના ઉદ્યોગો રસ ધરાવે છે. એટલે શહેરો અને ગામડાંઓમાં કામ કરવાની પદ્ધતિ જુદી હોવી જોઈએ તેમજ શહેર અને ગામડામાં વિજ્ઞાનની વિવિધ શાખાઓનો વિનિમય જુદી જુદી રીતે થવો જોઈએ.

હિંદ સરકારે ડૉકટર રાધાકૃષ્ણનના અધ્યક્ષપણા નીચે જે યુનિવર્સિટી કમીશન નીમ્યું હતું તેના રિપોર્ટમાં ગ્રામ વિદ્યાપીઠ સંબંધ કરેલો ઉલ્લેખ આ મુજબ છેઃ—

'હિંદ બંધારણ મંજૂર થયા પછીથી આ દેશમાં લોકરાજ્યની શરૂઆત થઈ છે.

'લોકરાજ્યની સફળતા કે નિષ્ફળતાનો આધાર આમ-જનતાને કેવી જાતનું શિક્ષણ આપશે તેના ઉપર અવલંબે છે. વિદ્યાપીઠ અને ખાસ કરીને ગ્રામ વિદ્યાપીઠનું કાર્ય અને સ્થળ હિંદના આ વિશાળ ગ્રામસમુદાયને શી રીતે સ્પર્શે છે તે આપણે જોવાનું છે. જગતના બહુ જ વસ્તીવાળા આ ઊગતા લોકરાજ્યના શિક્ષણના પ્રશ્નને અત્યારની વિદ્યાપીઠો બહારથી જ સ્પર્શ કરી રહી છે. જ્યારે લોકરાજ્યની ખરી જરૂરીયાતો અને મહત્ત્વાકાંક્ષાઓને પૂરી પાડવા માટે નવી સંસ્થાઓ સ્થાપવા ઘણું કામ કરવાનું બાકી છે.

'જગતના ઇતિહાસમાં ગામડાંઓનું પતન થતાં કોઈ પ્રજાની મહત્તા ટકી નથી. ભૂતકાળના અસંખ્ય વર્ષોના ઇતિહાસમાં દૃષ્ટિપાત કરીએ તો એટલું ચોક્કસ સમજાય છે કે, મનુષ્ય કુદરતી રીતે ગામડીઓ રહે છે. અને ગામડાના વાતાવરણની બહાર એ ઝાઝો વખત જીવી શકતો નથી. સામાન્ય રીતે શહેરમાં કુટુંબોનો વંશવેલો બહુ જ થોડી પેઢીઓ સુધી ચાલે છે. શહેરો વધે છે. અને આબાદ થાય છે. એનું કારણ તો એ છે કે તેમાં ગામડાંના લોકોની સતત ભરતી થયા કરે છે.

'જ્યાં સુધી કોઈ પણ પ્રજાના ગ્રામ જીવનમાં જોમ છે, ત્યાં સુધી જ તે પ્રજાની તાકાત ટકી રહે છે. પણ જ્યારે શહેરો ગામડાની સંસ્કૃતિ અને ગામડાનું શ્રેષ્ઠ મનુષ્યબળ લાંબા વખત સુધી લીધા કરે છે, અને બદલામાં કંઈજ પાછું વાળતાં નથી ત્યારે ગામડાની સંસ્કૃતિ અને શક્તિના ઝરા સૂકાય છે અને પ્રજાનું ખમીર તૂટતું જાય છે.

'ગામડાં આર્થિક રીતે સમૃદ્ધ થવાં જોઈએ. માલ સામાન ઉત્પન્ન કરવાની પુરાણી પદ્ધતિઓથી આપણે એમનાં જીવન વેડફી નાખવાં ન જોઈએ. આધુનિક વિજ્ઞાનના વિકાસનો એમને પૂરેપૂરો લાભ મળવો જોઈએ, એટલું જ નહિ પણ આપણે તે આપવો જોઈએ. દેશના ઉદ્યોગોનો ઘણો મોટો ભાગ ગામડાં-ઓમાં અને નાનાં નાનાં શહેરોમાં લઈ જવો જોઈએ.

હિંદના દરેક ગામડાને અવરજવરનાં સાધનો મળવા જોઈએ અને દરેક ગામડે વીજળી પહોંચાડવી જોઈએ. ગામડે ગામડે અને ઘેર ઘેર નળ, ભૂગર્ભ ગટરો અને ટેલીફોન જેવી આધુનિક સગવડ પહોં-ચાડવી જોઈએ. પાણીના નળ અને ગટરોથી આપણે મેલેરિયા અને અનેક આંતરડાંના દર્દોનો નાશ કરી શકીશું. આરોગ્યકેન્દ્રો સ્થાપી આપણે ચેપી રોગોને અટકાવી શકીશું. આર્થિક અને આરોગ્યવિષયક લાભો જો સંસ્કાર અને ચારિત્ર્ય વિના આવશે તો લાભને બદલે ઉલટી હાનિ થશે. જેથી આર્થિક, સાંસ્કારિક અને ચારિત્ર્યનું શિક્ષણ સાથે સાથે અપાવું જોઈએ!'

હિંદના મહાન વિદ્વાનના આ શબ્દો છે, અને એમના આ બધા વિચારોમાં સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠનાં બીજ સૌથી પ્રથમ સને ૧૯૪૨ના એપ્રિલ માસમાં નંખાયાં હતાં, તે આપણે જોઈ શકીએ છીએ. પૂજ્ય સરદારશ્રી તે વખતે અમદાવાદ આવેલા હતા અને એમણે મને આદેશ આપ્યો હતો કે એ વખતે મારે





કારણ કે ગામડાંઓનો રાજવહીવટ ગામડાંઓના લોકોના હાથમાં હતો, જેથી પ્રજાનું ખમીર ટકી રહ્યું હતું. અંગ્રેજી રાજ અમલે આ ખમીર તોડી નાખ્યું. આ પ્રત્યે આપણી સરકાર સજાગ છે. અને આ દિશામાં અનેકવિધ કામ થઈ રહ્યું છે.

ગામડાની અત્યારની સ્થિતિમાં પલટો લાવવા માટે સરદારશ્રીની ઇચ્છા, પ્રેરણા, આશીર્વાદ અને દોરવણીથી આ એક સુંદર સહકારનો રસ્તો યોજાયો છે, જેમાં શિક્ષણ સંસ્થાઓની મદદથી ગામડાંઓને રહેવા લાયક અને સ્વાવલંબી બનાવવા માટે સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ. સહકારથી કામ કરશે.

આ વિદ્યાપીઠ ખરા અર્થમાં ગ્રામ વિદ્યાપીઠ છે, કારણ કે ગામડાના પ્રશ્નો ઉકેલવા, ગામડાંઓને સમૃદ્ધ બનાવવાં, સંસ્કારી બનાવવાં, ચારિત્ર્યવાન બનાવવાં અને ગામડામાં રસવૃત્તિ રેલાવવી એ એનું લક્ષ્યબિન્દુ છે. ગામડાંઓના સમૂહ વચ્ચે એની સ્થાપના થઈ છે. પરિણામે શહેરની શિક્ષણ સંસ્થાઓમાં ગામડાના જે અનેક વિદ્યાર્થીઓ ભણવા જઈ ગરીબ ગામડાના પૈસા શહેરમાં ખર્ચતા, તે અટકાવી વિદ્યાર્થીઓને ગ્રામ વિસ્તારમાં જ રાખી ગામડાની આર્થિક સ્થિતિ સુધારે છે, સાથે સાથે હિન્દના હરેક ખૂણેથી આવેલા વિદ્યાર્થીઓ ગ્રામ વિદ્યાપીઠની આજુબાજુ આવેલાં ગામડાંને સંસ્કૃત બનાવે છે.

આ ગ્રામ વિદ્યાપીઠ છે, કારણ કે આ વિદ્યાપીઠના અધ્યાપકો ગામડાંઓને ઉપયોગોની જરૂરિયાતોને સમજી તેને પૂરી કરવા માટે વિજ્ઞાનની પ્રયોગશાળામાં તથા ઇજનેરી વર્કશોપમાં સંશોધન કરી તેનો લાભ ગામડાંઓમાં વધારે ઉત્પન્ન આપતા ઉદ્યોગો સ્થાપવા માટે સતત પ્રયત્નશીલ છે, અને શિક્ષણનો જીવન સાથે મેળ બેસાડવા પ્રયત્ન કરે છે.

એક વાત આપણે જેટલી વહેલી સમજીશું તેટલી વહેલી, આપણે દેશની ગુંચાયેલી ગડ વહેલી સુધારી શકીશું. ૧૯ મી અને ૨૦મી સદીના વિકસેલા વિજ્ઞાન અને તેમાંથી ઊભા થયેલા અર્થતંત્રે સમગ્ર વિશ્વમાં હસ્ત ઉદ્યોગનો નાશ કરેલો છે. તેવી સ્થિતિ હિન્દુસ્તાનમાં પણ પ્રવર્તે છે, જૂની પુરાણી રીતે હસ્ત ઉદ્યોગ હવે યંત્રબળ સામે ટકી શકવાનો નથી, આ વાત દેશના એકેએક જવાબદાર નેતા બરાબર સમજે છે. અને આપણી દરેકની ફરજ એમને સંપૂર્ણ સાથ આપવાની છે.

સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખવું રહ્યું કે ગાંધીવાદના જુદા જુદા ભાગ પાડી શકાશે નહિ. શહેરો માટે આપણે યંત્રોનો આશરો લઈએ, શહેરને દરેક જાતની સુખ સગવડ આપીએ અને પોષીએ, શહેરના લોકોને અમર્યાદ ધન પ્રાપ્ત કરવાની છૂટ આપીએ, શહેરના લોકોની ઓછામાં ઓછી વાર્ષિક કમાણીનો આંક રૂપિયા ૪૨૦૦ નો બાંધી આપીએ જ્યારે ગામડાંઓનો એકનો એક ઉદ્યોગ જે ખેતી તેનો ઊંચામાં ઊંચો આંક રૂા. ૧૨૦૦ નો બાંધીએ અને ગામડાં માટે ગાંધીવાદની વાત કરીએ, એ દેશને માટે ઘાતક વસ્તુ છે.

આપણા દેશમાં વિદ્વાનોએ આમજનતાની કરેલી ઉપેક્ષાને લીધે જ સેંકડો વર્ષ સુધી આપણે ગુલામીમાં સબડી રહ્યા હતા. આમજનતાને વધુ મજબૂત બનાવવા માટે હિન્દુસ્તાનનાં ગામડે ગામડે અને ઝૂંપડે ઝૂંપડે શિક્ષણ ઉત્સાહ અને આશાનાં કિરણો ફેલાવવાં પડશે. અમેરિકાનો કોઈપણ બાળક આજે છાતી કાઢીને કહી શકે છે કે હું મોટો થઈશ ત્યારે અમેરિકાનો પ્રમુખ બનીશ તેવી જ રીતે હિંદમાં આપણે એવું વાતાવરણ અને ઉત્તેજક પરિસ્થિતિ સર્જવી પડશે કે હિંદનો દરેક બાળક બોલી શકે કે 'તે મોટો થશે ત્યારે હિંદનો પંત પ્રધાન બનશે.' માટે ઉચ્ચ શિક્ષણ એ ફક્ત શહેરોમાં વસતા લોકોનો ઇજારો ન હોવો જોઈએ.

ભૂતકાળમાં ભણેલાઓએ આપણા દેશમાં શિક્ષણનો ઇજારો રાખ્યો હતો અને એનાં માઠાં ફળ દેશને ચાખવા પડ્યાં હતાં. એ ઐતિહાસિક હકીકત છે. અંગ્રેજી રાજ અમલમાં શહેરોએ શિક્ષણનો ઇજારો રાખેલો છે. આ સ્થિતિ પલટાવવા અને નવું વાતા-

બનતો ત્યારે એને અસહ્ય વેદના થતી અને દિવસો સુધી એ બેચેન બની જતો.

એટલે વીણાએ સહેજ વધારે નજીક બેસીને, મધુર અવાજે કહ્યું. 'મને તો આજના વ્યાખ્યાનમાં કશું નવીન ન લાગ્યું. આ કરતાં તો તમે તમારા નિબંધમાં વધારે તાદૃશ્ય ચિત્રો દોર્યાં છે. સાતપૂડા અને નાગા પર્વતના આદિવાસીઓની સ્થિતિનું કેવું આબેહૂબ વર્ણન કરેલું છે!'

વસંતે કશો જવાબ ન દીધો. માત્ર સહેજ એના હોઠ મરક્યા. વીણા આગળ બોલી,

'ફેર એટલો કે તમે એમ. એ.ની પરીક્ષામાં પાસ થવા નિબંધ લખેલો જ્યારે આજના વક્તાએ...'

'એટલે તું શું કહેવા માગે છે?' વસંત વચ્ચે બોલી ઊઠ્યો.

'કહેવાનું એટલું જ કે તમારા જેવાએ આવા સ્થળે આવીને આ કામ ઉપાડી લેવું જોઈએ.'

વીણા સામે અમિનેષ નયને જોઈ રહેવા ઉપરાંત વસંતને કશું બોલવું ઉચિત ન લાગ્યું. વીણા આ વાક્ય સાચેસાચ દિલથી બોલી છે કે પોતાનું મન જાણવા તે વિષે એ શંકાશીલ હતો.

પણ વસંતની એ શંકા આજના પ્રસંગે ખોટી હતી. આજુબાજુના સૃષ્ટિ સૌંદર્યે, ગરીબો પ્રત્યેની ભાવનાએ વીણાને ભારે આકર્ષણ કર્યું હતું. એ ફરી બોલી :

'મેં બાલશિક્ષણમાં ડીપ્લોમાં મેળવ્યો છે તે આવા સ્થળે, આવી વસ્તીની અંદર રહીને કામ કરું તો જ સફળ બને એમ મારું માનવું છે.'

'તું આ ગંભીરતાથી બોલે છે, વીણા?' અંદરનો આનંદ દબાવીને વસંતે તટસ્થ અવાજે પૂછ્યું.

'ત્યારે શું મશ્કરી કરું છું! તમે લોકો મોટા નિબંધો લખી કાઢો, એ વાંચીને મારા જેવાંની આંખો ભીની થાય પણ તમારે એ શબ્દો સાથે કશી નિસબત નહિ. તમે તો શહેરોનાં મહાલયોમાં ધનપતિઓની ખિદમત ઉઠાવ્યા કરો.'

'વીણા,' વસંતે ગંભીર અવાજે પૂછ્યું: 'તું જાણે છે કે અત્યારે મારું મન શા વિચારો કરી રહ્યું છે?'

'હા જાણું છું. એ બધા પાંગળા વિચારો તમે તો જ્યારે ને ત્યારે કરો છો. આવો કોઈ પ્રસંગ આવે એટલે ઘડીભર જોસમાં આવી જાઓ, પણ પછી જાણે કશું ન બન્યું હોય તેમ તમારી ઘરેડમાં પડી જવાના.'

'તને અહીં કામ કરવું ફાવશે, વીણા?'

'મને ફાવવાનો સવાલ જ નથી. ખરું પૂછો તો હું આ બકુલ માટે જ અહીં રહેવા માગું. એને ત્યાં ચોથે માળે એક ઓરડીમાં રાતદિવસ પૂરાઈ રહેવાનું, એક સાંકડા નાના ચોગાનમાં રમવાનું. અહીં તો કુદરત પોતાનો ખોળો પાથરીને કેવી ઉલ્લાસ ભરી નાનાં મોટાં સૌને આમંત્રણ આપી રહી છે.'

'તો પછી આપણે આ બાબતમાં વધારે ચોક્કસ વિચાર કરીએ.' વસંત બોલ્યો.

'એમાં ચોક્કસ વિચાર શું કરવો 'તો. હું એકાદ બાલવાડી સંભાળીશ અને તું આદિવાસી સેવા મંડળનું એકાદ કેન્દ્ર શરૂ કર. સામેના પહાડોમાં સેંકડો લોકો આપણી સેવાની રાહ જોઈ રહ્યા છે.'

'આજના આ તારા શબ્દો સાંભળીને હું સંભ્રમમાં પડી જાઉં છું. ખરેખર વીણા, હું તને ઓળખી શક્યો ન હતો. એને માટે મને માફ કરજે. આ બાબતમાં હું આજે જ વાતચીત કરી લઈશ. અને પછી વહેલામાં વહેલાં આપણે અહીં આવી જશું. પણ......'

'પણ શું!'

'એકવાર અહીં પગલું માંડ્યા પછી પાછા નહિ ફરાય એ ધ્યાન રાખજે.'

'તમે પાછાં પગલાં ભરો તો ભલે. હું ને બકુલ તો અહીં જ રહેશું. કાલ રાતે આપણે પેલું તળાવ જોયેલું, કેવું સુંદર હતું? ચંદ્રપ્રકાશમાં કેવાં કમળ ખીલ્યાં હતાં. ત્યાં દૂબળાંઓનાં ઝૂંપડાં પાસે એક

કરી હતી. આદિવાસી સેવામંડળના મંત્રીએ ખજાનચીને કહી દીધું : 'વસંતભાઈનાં બીલ તમારે તુરત ચૂકવી આપવાં.'

ઉનાળાની રજાઓમાં સમુદ્ર તીરે ગરમીના દિવસો ગાળવા આવેલા સહેલાણીઓ વીણાની બાળવાડી જોઈ તેને ધન્યવાદ આપવા લાગ્યાં. કૉલેજનાં સહાધ્યાયી ભાઈ-બેનો વસંત સાથે પહાડોમાં ફરવા નીકળી પડતાં કૅમેરામાં આદિવાસીઓનાં ઝૂંપડાં તેમનાં બાળકો સ્ત્રીઓ ખેતરો તેમના નવા સાથીદારને ઝડપી લેવા લાગ્યાં.

મુલાકાતે આવનાર શહેરી મિત્રની વાતનું મધ્યબિંદુ વસંત–વીણા બન્યાં. 'આજે સૌ કોઈ શહેરની સુંવાળી સગવડ શોધી રહ્યા છે ત્યારે આ જંગલમાં ગરીબોની વચ્ચે વસનાર યુગલ સૌને માટે ધડારૂપ છે.' એકે કહ્યું.

'અને' બીજાએ ટેકો આપ્યો, 'સરકાર પછાતવર્ગ ખાતું' આદિવાસી સેવા મંડળ, બાલશિક્ષણ સંઘ ગમે તેવી સુંદર યોજનાઓ કરે પણ તેને પાર પાડવાની જવાબદારી તો આવા યુવાનો ઉઠાવે તો જ એ યોજના સફળ બને.'

એમ કરતાં ઉનાળો વીત્યો અને ચોમાસું બેઠું. સ્વચ્છ આકાશ કાળાં વાદળાંથી ઘેરાયું. સહેલાણી લોકો શહેરોમાં પાછા ફર્યાં. અનેક રાતો આનંદ અને ઉલ્લાસમાં જેની સાથે વીતાવી એવાં વસંત વીણાને મુંબઈ આવવાનું નિમંત્રણ આપતાં ગયાં.

વરસાદ શરૂ થયો. ઝૂંપડાં આડાં ઊભા કરેલાં નાળિયેરીનાં પાનના પડદા વીંધીને પવન સૂસવાટા કરતો અંદર આવવા લાગ્યો. ગામમાં અને હલપતિ નિવાસમાં કીચડ જામ્યો, એમાં ગાય ભેંસ અને બળદનાં છાણ મૂતર ભળ્યાં. બહાર પગ મૂકતાં ચીતરી ચડે એવી દશા પહેલે:જ વરસાદે થઈ પડી. વસંતે લેંઘો કાઢીને ચડ્ડી પહેરી. હાથમાં પાવડો લઈને એ કીચડમાં પાણીની નીકો કરવા લાગ્યો. વીણા આ ફેરફારથી ઘડીભર તો દિગ્મૂઢ બની ગઈ બધાં બાળકો ઝૂંપડામાં ભરાઈ ગયાં હતાં. બહાર વરસાદ સાથે બરછી જેવો પવન વાતો હતો, બકુલને ગરમ કપડાં પહેરાવી પોતાના ખોળામાં સુવાડી ઝૂંપડાની એક બાજુ વીણા બેસી રહેતી. રાંધવાની જગ્યાએ જ ચૂવો થયેલો અને લાકડાં વેળાસર ઘરમાં લીધાં નહિ તેથી બધાં પલળી ગયાં. પાડોશીએ ચાર સૂકાં લાકડાં આપેલાં તેનાથી બે દિવસ ચાલ્યું પણ પછી એ થાકી. એણે સહેજ કંટાળા ભરેલા અવાજે કહ્યું:

'વસંત આપણે એક મહિનાની રજા પાડી વતનમાં જઈએ. બાને અને બાપુજીને પણ સારું લાગશે.'

વસંતે વખત વિચારી એ સૂચના કબૂલ રાખી.

*

આંખ મીંચીને ઉઘાડીએ તેમ મહિનો થયો.

સાંજની ગાડીમાં ધોલવડ સ્ટેશને વસંત અને વીણા બકુલ સાથે ઊતર્યાં. ફાટેલા ઓવરકોટમાં શરીર વીંટાળી ઓળખીતો ટાંગાવાળો આગળ આવ્યો, 'રામ રામ વસંતભાઈ.'

વરસાદ જોસબંધ પડતો હતો, જેમ તેમ ટાંગામાં બેઠાં. બીસ્રો, પોટકું અને કપડાં પલળતાં હતાં, બકુલને જેમ તેમ સંભાળીને વીણા બેઠી હતી.

ગામની ભાગોળે ટાંગો ઊભો રહ્યો. ત્યાંથી એક ફર્લાંગ ચાલવાનું હતું, કાંડાબૂડ કીચડ જામ્યો હતો. વીણા ઘડીભર જોઈ રહી. વસંતે બકુલને તેડ્યો અને બીજા હાથે વીણાનો હાથ પકડી આગળ લીધી. એવામાં વસંતનો પગ એક ખાબોચિયામાં ખૂંચી જતાં કાદવની પીચકારી ઊડી અને વીણાના કપડાં ભરાઈ ગયાં. હોઠ ભીંસીને ચાલી આવતી વીણાના રોષને માર્ગ મળ્યો. એ વસંત સામે આંખ કાઢીને બોલી, 'મૂકી દો મારું કાંડું !

'કેમ ?' વસંતે પાછળ જોયું.

'આમ જુઓ તો આ મારાં કપડાં.'

'એમાં શું', એ તો ધોઈ નંખાશે,

'હવે બોલ્યા વિના આગળ ચાલો નહિતર સાંભળશો.'

વસંત આગળ ચાલ્યો, ત્યાં તળાવને કાંઠે વરસાદમાં

વીણાને ધ્રાસકો પડ્યો. બકુલ આમાં એકાદ રોગનો ભોગ થઈ પડે તો! જોર કરીને એ વિચારને એણે અળગો કર્યો.

રાતે વસંત ગામમાંથી આવ્યો. સૌ ભાઈબેનો એકઠાં થયાં. વરસાદ અને પવન ચાલુ જ હતો. આંગણામાં ઊભું રહેવાય તેમ ન હતું. ગામમાં જવું આવવું ત્રાસદાયક થઈ પડ્યું હતું. વીણા તો સહરાના રણમાં વંટોળ જોઈને શાહમૃગ રેતીમાં માથું ખોસી દે એમ પથારીમાં પડી હતી.

'વસંત, આપણે ચોમાસાના ચાર મહિના મુંબઈમાં ગાળીએ તો!' એ શબ્દો વીણાના મનમાં ઘોળાતા હતા પણ જીભે લાવવાની હિંમત ચાલતી ન હતી. 'ત્યારે વીણા, હું આવતી કાલે પહાડમાં એક આંટો મારી આવું. કહે છે કે એ બાજુ બહુ રોગ ફાટી નીકળ્યો છે. થોડી દવાઓ સાથે લેતો જઈશ.'

વીણા વણબોલી એકીટશે વસંત સામે તાકી રહી. પછી ખેદભર્યા અવાજે બોલી: 'અમને આ સ્થિતિમાં મૂકીને તમે પહાડમાં જશો? આમાં અમે માંદાં પડીએ તો કોઈ પાણી પાય એમ નથી.'

'કેમ આ બધાં છે ને,' વસંત શાંતિપૂર્વક આશ્વાસન આપતાં બોલ્યો: 'એ લોકો આપણાં સગાંવહાલાં જેવું જ હેત અને માયા રાખે છે. મારે કાલે જવું જોઈએ. તમને જોઈતી ચીજ વસ્તુ વિનુભાઈ મંગાવી આપશે.'

નક્કી કર્યા પ્રમાણે વસંત વળતી સવારે પહાડી વસ્તીમાં ચાલ્યો ગયો.

છઠ્ઠે દિવસે વસંત પાછો આવ્યો. ઝૂંપડામાં આવીને જુએ તો વીણા બકુલને ખોળામાં લઈને બેઠી છે. માથે પોતાં મૂકે છે. વસંત સમજી ગયો.

થેલી ખીંટીએ ટીંગાડી એ પાસે બેઠો. બકુલને કપાળે હાથ મૂકી બોલ્યો: 'કેટલો તાવ છે? દાકતરને બોલાવ્યા હતા?'

વીણાની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. બકુલે આંખ ઊઘાડી. વસંત સામે નજર ઠેરવી મંદ અવાજે બોલ્યો: 'ભાઈ, આપણે મુંબઈ ક્યારે જશું?'

'તારો તાવ ઊતરે એટલે જશું બેટા,' કહેતાં વસંતનો કંઠ રૂંધાયો. એને ભય પેઠો. કદાચ મુદતીઓ તાવ હોય.

વસંત આવ્યાના સમાચાર મળતાં જ આસપાસનાં ઝૂંપડાંઓમાંથી ભાઈબહેનો દોડી આવ્યાં. પડોશી બાઈઓ વસંતને વીંટળાઈ વળી ને બકુલને કેવી રીતે તાવ આવ્યો, વીણા કેવી રડતી હતી, દાકતરને પોતે કેવી રીતે બોલાવી મંગાવ્યા વગેરે વાતો માંડીને, હાવભાવ સાથે કહેવા લાગી. છેવટે ઉમેર્યું: 'માડી, આમ એકલા મૂકીને નો'તું જવું! તમે ગયા તેને બીજે દિવસથી તાવ ચડ્યો છે, ઊતરતો જ નથી.'

વસંત સમજી ગયો. ટાઈફોઈડ તાવ હોવો જોઈએ. એણે દાક્તરને ચિઠ્ઠી લખી. જવાબ આવ્યો: 'ગભરાવાની કશી જરૂર નથી. સાંજે આવી જઈશ.'

એક અઠવાડિયું વીત્યું. બીજું શરૂ થયું. લાંબા દિવસો અને તેથીય વધારે લાંબી રાતો બકુલની પથારી પાસે બેસીને બન્ને વીતાવવા લાગ્યાં. બકુલના શરીરમાં માત્ર હાડકાં ને ચામડી જ રહી. વીણાના ચહેરા પરનું લોહી સૂકાઈ ગયું. વસંતની આંતરવેદના માત્ર ઈશ્વર જાણતો હતો. સ્વસ્થપણે એ ઉપચાર કર્યા કરતો. સાથોસાથ પાડોશનાં બાળકોની સારવાર કરી રહ્યો હતો. એમાં એક બે બગડ્યાં. બેચાર સાજાં થયાં. વસંત–વીણાનાં મન આશા–નિરાશાને ઝોલે ચડ્યાં હતાં. વીણાને આવા રોગના ઘરમાં બકુલને ગોંધી રાખવા બદલ પસ્તાવો થતો હતો પણ પસ્તાવાનો હવે સમય ન હતો.

એમાં ત્રીજા સપ્તાહની અધવચ્ચે વીણા–વસંતની આંખનો સિતારો ખરી પડ્યો. વીણાના દુઃખનો પાર ન રહ્યો. વસંત દિગ્મૂઢ બન્યો. દોસ્ત મિત્રો આંસુભરી આંખે આશ્વાસન આપવા લાગ્યાં. ભલી ભોળી પાડોશણો બોલી: 'અમારાં આવાં જ નાનલાં છોકરાં દર વરસે ચાયલાં જાય છે. બેન, એમ રડવાથી થોડો ગયેલો પાછો આવશે!'

સેવકરામ

# ગામડાની અપ્રમાણિકતા

આપણે શહેરમાં રહીને ગામડાંનું ગૌરવ ગાતાં થાકતા નથી. પણ ગામડામાં રહીને તેનું સાચું નિરીક્ષણ કોઈ કરતું નથી. આપણો ગામડાંઓનો બનેલો દેશ આવાં ગામડાંથી ઊંચો શી રીતે આવે ? આ લેખમાળા એનું દર્શન કરાવે છે...

હું જેવો મારા આશ્રમમાં (હા, લોકો મારા નિવાસસ્થાનને આશ્રમ નામથી ઓળખે છે એથી હું પણ હવે સૌની સાથે આશ્રમ કહેતો થઈ ગયો છું.) પગ મૂકું છું ત્યાં પેલા બે ભાઈઓ હાથ જોડીને 'નમસ્તે સેવકરામ...' કહી ઊભા રહ્યા. તેમાંના એક ગોપાલભાઈને તો હું ઓળખતો હતો. તે બાજુના ત્રણેક ગાઉ દૂર આવેલા ગામના રહીશ છે. ધંધાર્થે અમદાવાદ રહે છે. અમદાવાદમાં કાપડનો ધંધો કરે છે. સારું કમાયા છે. અમદાવાદમાં પોતાની કમાણીમાંથી બંગલો બાંધ્યો છે ને મોટર પણ દોડાવે છે. પણ તે બીજા શ્રીમંતોથી એક બે કારણે જુદા પડે છે. એક તો તે ભાવિક માણસ છે. તેમનામાં ધર્મપ્રિયતા અને પાપભીરુતા સ્પષ્ટ દેખાઈ આવે છે. કોઈકને માટે ભલું કરવાની તેમની જાગૃત વૃત્તિ દેખાઈ આવે છે. પોતે સાધન સંપન્ન છે, છતાં તેમણે સાદાઈ અને ગામડા માટેનો પ્રેમ છોડ્યો નથી. તેમનાં બા તો હજીયે ગામડે રહે છે. તેમને મળવા આવવા માટે પણ તે અવારનવાર આ બાજુ આવે છે. અગાઉ બે એક વર્ષ પહેલાં તેમના કુટુંબના લગ્ન પ્રસંગે આવેલા ત્યારે મારે પહેલવહેલી તેમની સાથે મુલાકાત થયેલી.

તેમને મારી ગ્રામસેવાની વાતમાં રસ પડ્યો હોય કે પછી તેમને કંઈક કહેવાનું હોય, ગમે તે કારણે પણ તે મને તેમને ત્યાં ખેંચી ગયા. એકલા પડ્યા એટલે કહે :

'સેવકરામ ! મને તમારી વાત ખૂબ ગમી. ગામડાનો ઉદ્ધાર કરવો હશે તો હાથ જોડીને બેસી રહે કંઈ નહિ થાય. તેમ બહારથી કોઈ આવે અને આપણું કામ કરે એવી રાહ જોઈ રહીએ તોયે કંઈ ન મળે. તે માટે તો ગામડાના લોકોએ જ કામે વળગી જવું જોઈએ. મને આ વાત બરાબર બેસી ગઈ છે. પણ હું તો અમદાવાદ રહું છું. ગામડામાં બેસીને કંઈ કરી શકું તેમ નથી. છતાં મનમાં થાય છે કે મારે મારા ગામ માટે કંઈ કરવું જોઈએ. તમે જ કહો કે હું શું કરી શકું ?'

ગોપાળભાઈ આમ ઠરેલ અને સ્વસ્થ વિવેકબુદ્ધિવાળા વેપારી હતા. તે આવેશમાં આવી જઈને કંઈ કરે એવા ન હતા. તેમની બીજી વાતો પરથી પણ મારી છાપ દૃઢ થઈ હતી કે તેમના મનમાં સાચે જ લોકહિત રમી રહ્યું હતું. ગામના કલ્યાણની કોઈ યોજના હોત તો તેમાં તે સક્રિય રસ લેવા પણ તૈયાર હતા. તેમને એમ પણ હતું કે જો મારું ધન ગામના કામમાં ન આવે તો મારું કમાયું શા કામનું ! સામાન્ય રીતે માણસ લોકૈષણાથી પ્રેરાઈને, કીર્તિ લાલસાથી કામ કરે છે. સંસારીઓ કંઈ સંતો થઈ ગયા નથી. તેઓ માન માટે, પોતાની જાહેરાત માટે તકતીઓ મૂકાવે તે પણ હું સમજી શકું છું. પણ ગોપાળભાઈમાં મેં એ ભાવ પણ ન જોયો. તે સાચે જ જનતા જનાર્દનના કલ્યાણ માટે ખર્ચ કરવા પણ તૈયાર હતા. આ વિશુદ્ધ ભાવનો વેપારી ભેટી ગયો. એથી પણ હું હરખાયો. એથી

---

બકુલની ખાતર શરૂ કરેલી, બકુલની યાદગીરીમાં ચાલી રહેલી એ બાલવાડી, આગળ જતાં વીણાની આત્મશાંતિનું સાધન બની.

અને હજી પણ એ ઝૂંપડા ઉપર વરસાદ તો એવા જ જોસબંધ વરસે છે, પવનના સુસવાટા એવા જ આવે છે છતાં એ વહાલસોયાં બાળકોનાં હૈયાં સાથે એકતાર થયેલા વીણાના હૃદયના તારને હલાવી શકતા નથી.







ગામને કેવા ફાયદા થાય તેની વિગત આંકડા આપીને કહી. ગામમાં આવી દુકાનો ચાલતી હતી તે કેવો નફો કરી શકી અને ગામને એથી કેવા ફાયદા થયા તેની વાત પણ કરી. મારા સંબંધમાં ગોપાળભાઈએ તેમનો વેપારી તરીકેનો અનુભવ સમજાવ્યો અને સહકારી પદ્ધતિના ફાયદા પણ દેખાડ્યા. સરકાર પણ આવી પ્રવૃત્તિને કેવી મદદ કરે છે તેની વાત કરી. ગામનો નફો ગામમાં રહે, ખેડૂત લૂંટાય નહિ. ને જોઈતી ચીજ શહેરના ભાવે ગામડામાં મળે એથી ગામને બીજો કયો લાભ જોઈએ! સૌને અમારી આ યોજના ગમી ગઈ. દસ દસનો એક શૅર કાઢવાનું નક્કી થયું. ત્યાં ને ત્યાં ત્રણેક હજાર શૅર તો લખાઈ ગયા. બાકીના નોંધવા માટે બે ભાઈઓને કામ સોંપ્યું. સહકારી મંડળીના નિયમાનુસાર તેનું કેમ કામ કરવું ને કેવું બંધારણ રાખવું તેને માટે ગામના એક સેવાભાવી ભાઈને મેં તૈયાર કર્યા. તેમને જિલ્લાના સહકારી મંડળીના અમલદાર પાસે લઈ ગયો. એ સાહેબ ગામમાં આવ્યા. ગામના ઉત્સાહને તેમણે બિરદાવ્યો હતો. અને આવી સહકારી મંડળીને પોતે શક્ય તેટલી મદદ કરશે તેની પણ બાંહેધરી આપી, આની અસર સારી થઈ. ત્રણેક માસમાં તો ઘણા શૅર ભરાઈ ગયા. ગોપાળભાઈએ પોતે પાંચ હજારના શૅર લીધા અને ગામના સારા આસામીઓ પાસે પણ વધુ શૅર ભરાવ્યા. એ રીતે આ ગામમાં અમે સહકારી ખરીદ વેચાણ સંઘ શરૂ કરી શક્યા. તે પછી ગોપાળભાઈ અમદાવાદથી આવે ત્યારે અચૂક મળે છે.

ગોપાળભાઈને આવેલા જોઈ હું હરખાયો.

'ઓહો......ગોપાળભાઈ તમે! અમદાવાદથી ક્યારે આવ્યા છો?'

'ગઈ કાલે જ આવ્યો.' અને સહેજ કટાણું મો કરીને બોલ્યા, 'રાતો રાત આવવું પડ્યું એમ જ કહો ને!'

'કેમ એવું તે શું થયું છે!'

'એ જ કહેવા આવ્યો છું, આ ગામડાના લોકોથી તો પ્રભુ તોબા.'

મને થયું : જરૂર કંઈક બન્યું હોવું જોઈએ. નહિ તો ગોપાળભાઈ જેવો સાત્ત્વિક વૃત્તિનો માણસ આવા ઉદ્‌ગાર ન કાઢે.

એથી તો તેમને પાણી પાયું. તેમના જમવાની શી વ્યવસ્થા છે તેની પૃચ્છા કરી. હું તો ચા પીતો નથી. ચા મૂકું એવી સામગ્રી પણ મારા આશ્રમમાં નથી. એટલે એક ભાઈને બોલાવી લીંબુ મંગાવી આ બે ભાઈઓને લીંબુનું શરબત પાયું. બળ્યા ઝળ્યા આવેલા આ ભાઈઓ શાંત થયા હશે એમ માની મેં તેમને પૂછ્યું :

'બોલો ગોપાળભાઈ, શું કામ હતું?'

'સેવકરામ! છે તો જરા લાંબો ઇતિહાસ.' કહી ગોપાળભાઈએ જે વાત કરી તે તો મારી પણ ઊંઘ ઊડાડી દે તેવી હતી. બન્યું હતું એવું કે ગમે તે સચિંત બની જાય.

ગામમાં સહકારી સંઘની દુકાન ચાલતી હતી. ગોપાળભાઈએ જ પોતાના વિશ્વાસુ માણસો તેના સંચાલન માટે મૂક્યા હતા. પોતે તેના ચૅરમૅન હતા. હું ક્યારેક ત્યાં જતો તો મને દુકાન સારી ચાલતી દેખાતી. લોકોની પણ કંઈ દાદ ફરિયાદ નહોતી. વચ્ચે ઘઉંના ભાવ દબાયા હતા તે બધો માલ આ ખરીદ વેચાણ સંઘે લઈને વખારમાં સંઘરી રાખ્યો હતો. રૂપિયો દોઢ રૂપિયો ભાવ વધતાં પોતાને સારો નફો થયો હતો. આ કરતાં સૌથી મોટી સવલત તો ગામલોકોને વ્યાજબી ભાવે સારી ચીજ ભાવ મળતી તે હતી. આ દુકાન જોઈને હું તેવી બીજી દુકાનો બીજાં ગામોમાં ખોલવાનો પ્રયત્ન કરતો હતો. ગામલોકોને સંગઠિત થઈ તેમના દિલની વાત સમજવાની અપીલ કરતો હતો. જે તેને આ દુકાનનું દૃષ્ટાંત આપતો હતો. પણ દુકાનનું સંચાલન કરનાર પગારદાર માણસોએ તો ભારે કરી. કોઈને ખબર ન પડે તેવી સિફતથી પૈસા હજમ કરવા માંડ્યા. એક વર્ષ તો





સીધી દેખભાળ ન રાખી શકું તે કામ હવે કરવા માગતો નથી. આમાંથી કુટુંબકલેશ થાય છે અને ગામમાં અવિશ્વાસ ઊભો થાય છે. મારે તો હવે આવા કામમાં પડવું જ નથી.'

મને થયું : ગોપાળભાઈ ઘણો ઉતાવળિયો નિર્ણય લઈ રહ્યા છે. મેં તેમને સમજાવ્યું કે પ્રવૃત્તિ ખરાબ નથી. જે કંઈ ખરાબ છે તે તેનું સંચાલન ખરાબ છે. આપણે તેનું સંચાલન સુધારીએ. નવા માણસો મૂકીએ. તેનો વહીવટ જોવા માટે ગામના ત્રણચાર માણસો મૂકીએ. મેં ગોપાળભાઈને ખૂબ સમજાવ્યા. પણ દૂધથી દાઝેલા ગોપાળભાઈ હાથ મૂકવા દેતા નહોતા. તે એક જ કક્કો બોલ્યા કરતા હતા :

'બધી વાતો મંજૂર! પણ સેવકરામ, હું આ દુકાનના કામમાં તો નથી પડવા માગતો. ગામના કામમાં એ પૈસાની મદદની જરૂર હોય તો કહેજો. બીજું કંઈ કામ હોય તો પણ કરીશ. પણ કૃપા કરીને દુકાનની વાત કરશો નહિ.' અને મનમાં જે વાત ખટકયા કરતી હતી તેને આગળ કરીને બોલ્યા, 'સેવકરામ, સાચું કહું છું. હવે લોકોની પ્રમાણિકતામાંથી મારો વિશ્વાસ ઊઠી ગયો છે. મારે માટે આ કંઈ પહેલો પ્રસંગ નથી. મેં કેટલાકને ટેકો કરવા મદદ કરેલી. એ લોકો હવે દાદ આપતા નથી એક જણ તો સારી રીતે દુકાન ચલાવે છે તોયે કહે છે કે તમે મને પૈસા આપ્યા છે જ ક્યાં? વિશ્વાસ પર, લખાણ કર્યા વગર મેં મદદ કરી તેનું આ પરિણામ છે. તમે સેવક છો એટલે તમને શું કહું. બાકી મને આ લોકોની દાનતમાં વિશ્વાસ રહ્યો નથી.'

ગોપાળભાઈ ખાટા થઈ ગયા હતા. તે ગ્રામજનતા માટેનો વિશ્વાસ ગુમાવી બેઠા હતા. તેમણે પાછળથી જે વિગતો જણાવી તે પરથી લાગ્યું કે તેમની ત્રણેક હજાર જેવી રકમ તો ગામડાના લોકોએ માત્ર વિશ્વાસઘાત કરીને ગુમાવી હતી. આ દુકાનમાં પણ તેમને ત્રણથી ચાર હજાર ઓઢવાના આવશે. એટલે તેમણે મારી વાત કાને ન ધરી અને પોતાનું ધાર્યું જ કર્યું.

આજે ગામની એ દુકાન બંધ છે. લોકોને ત્રણ ગાઉ દૂર હટાણું કરવા જવું પડે છે. પહેલાં માલ પર સંઘ પૈસા આપતો. સારા ભાવે માલ વેચી આપતો. તેમ વ્યાજબી ભાવે ઘેર બેઠે માલ મળતો એ બધું બંધ થયું છે. તેનો થોડાકને અફસોસ પણ છે. પણ કેટલાક વાંકાદેખા તો હજીયે કહે છે :

'ભઈ! ગોપાળભાઈ એમ ઘરના પૈસા નાખી દે તેવા નથી. ગમે તેમ તોયે વેપારી બચ્ચો છે. કોને ખબર કે આ ગોટાળામાં તેમનીયે ભાગીદારી નહિ હોય! નહિ તો વળી કોઈ એમ ચારેક હજાર જેવી રકમ છોડી દેતું હશે?'

આ શબ્દો ફરતા ફરતા મારા કાને આવ્યા ત્યારે ખૂબ અફસોસ થયો. ગામડાના લોકો સાચા માણસને ક્યારે ઓળખતા થશે! પાસે ન હોય ત્યાંથી પણ શોધી કાઢે એવી આ પ્રજા છે. તે હમેશાં અવિશ્વાસથી સંબંધ બાંધે છે. સ્વાર્થ શીખવા તેને બીજી કશી વાતમાં રસ નથી. હું આ ગ્રામ સમાજને જોઉં છું ત્યારે મને આપણા લેખકો યાદ આવે છે. તે ગામડાને ગોકળિયું ગ્રામ કહીને વખાણ કરવામાંથી ઊંચા આવતા નથી. તેઓ ગામડાના લોકોને ભોળા, ભલા, નિર્દોષ, પરગજુ પ્રભુપરાયણ તરીકે નવાજવામાં થાકતા નથી. તેમ ભલાઈ, સચ્ચાઈ, પ્રેમ, માનવતા જાણે ગામડામાં જ મોટાઈ રહ્યાં હોય તેમ તેનું આલેખન કરવામાં કલમ થંભતી જ નથી. તેઓ આવીને આવાં ગામડાં જુએ તો! મને લાગે છે કે ગામડાની વાસ્તવિકતાનું આલેખન થાય તો સૌને ખ્યાલ આવે કે આજના ગામડાની કેવી અધોગતિ થઈ છે. તેની અધમતાનું દૃષ્ટાંત હું આવતા અંકે આપીશ.

★

લોકમાન્ય તિલક દરેક વિદ્યાર્થીને પૂછતા : 'તારું આજનું ભોજન તેં સાર્થક કર્યું કે મફતનો જમ્યો?' વિદ્યાર્થીઓને આ સવાલનો અર્થ સમજાતો નહિ, ત્યારે તે કહેતા : 'અરે, તેં આજે અભ્યાસ કર્યો હશે તો ભોજન સાર્થક કર્યું, નહિતર મફતનો જમ્યો!'

'શેઠ, ખેરિયત તો છે ને એ? કંઈ થશે?'

'ના, ના, કંઈ થવાનું નથી. હં, પણ તારું નામ શું?'

'મારું નામ સોના. શેઠ એમનો મશીનમાં આવી ગયો તે હાથ ડાબો કે જમણો?'

'જમણો. હા, પણ સોના, તું એની ઘરવાળી તો ખરી પણ વજેસંગ તો ચાલીસેક વર્ષનો છે અને તું માંડ અઢારની લાગે છે.'

'હું એમની ત્રીજીવારની એટલે, પણ શેઠ એ ભાનમાં તો છે ને?'

'ના, બેભાન છે.' કહી નારાયણ શેઠ ચાલ્યા ગયા.

ત્રણ કલાક દવાખાનાનાં પગથિયે તપ કર્યાં પછી સોનાને એના ધણીનું મુખ જોવા મળ્યું. પણ તે કેવું? બંધ આંખો, સાવ ફિક્કો અને નિસ્તેજ ચહેરો, જમણો હાથ કોણી ઉપરથી સાવ અલગ કાઢી નાખેલો અને ડાબા હાથે પાટાપિંડી. પતિનું આવું વિકૃત સ્વરૂપ સોનાને જોવા મળ્યું પણ એને મન તો અત્યારે પતિની નાડી ધબકતી હતી એટલું જ બસ હતું.

નારાયણ શેઠ સાંજના ફરીથી વજેસંગની ખબર કાઢવા આવ્યા ત્યારે પણ સોના ત્યાં જ ઊભી ઊભી પતિના ભાનમાં આવવાની રાહ જોતી હતી. શેઠ આવ્યા અને પૂછ્યું: 'કેમ સોના, હજુ એ ભાનમાં આવ્યો નથી?'

'ના માલિક, ચાર કલાકથી ઊભી છું.'

'તો તું હવે ઘેર જા. રાત્રે આવીને ખબર કાઢી જજે.'

'ના શેઠ, હું તો ઊભી જ રહીશ, આંખો ઉઘાડશે ત્યાં લગી.'

અને એટલામાં વજેસંગે પોપચાં ઉઘાડ્યાં. 'સો... ના, શે...ઠ' એ ધીમું બબડ્યો. સોના પતિના ચહેરા પર હર્ષથી ઝૂકી પડી: 'આ શું થયું તમને?' મૃદુ અવાજે, કરુણાભર્યા ચહેરે એણે પૂછ્યું.

'કિસ્મતે દગો કર્યો સોના, નિકર બાર વર્ષથી એ ચલાવું છું ત્યારે આજે જ કેમ આમ થયું!'

'કંઈ નહિ, હિંમત રાખો, કાલે સારું થઈ જશે.' પતિનું હૈયું ભાગી ન પડે એ માટે કઠણ કાળજે એણે દિલાસો આપ્યો.

'શું હિંમત રાખું હવે? મારો જમણો હાથ સાવ ગયો. ડાબો નિરાધાર બની ગયો. સોના, સોના, હું હવે કામ વગરનો બની ગયો. તારા માથાનો બોજો બની ગયો.'

'એવું ના બોલો. મારા સમ, તમારી સોનાના સમ. મારા હાથપગ તમારા જ સમજો ને? હું છું પછી તમે નિરાધાર શાના?' પાલવના છેડા વતી એણે આંખો લૂછી અને આગળ બોલી: 'જુઓ, આ નાના શેઠ ઊભા. કેવા દયાળુ છે! એ તમારે લાયક કામ જરૂર શોધી આપશે, કેમ શેઠ?'

નારાયણશેઠ આ કંકુવરણી કાયાની, અણઘડ અને જાડી ચામડીવાળા આધેડ મજૂર સાથેની પ્રીતનો પાઠ સાંભળી રહ્યા હતા તે અચાનક પોતાના નામનો ઉલ્લેખ થતાં ચમક્યા, જાગ્યા અને બોલી ગયા:

'હા, હા, સોના. જરૂર, જરૂર. વજેસંગ, તું તારે નિશ્ચિંત રહે. અને સોના ક્યારેય ખપ પડે તો વિના-સંકોચે ચાલી આવજે.'

એક મહિનો વીતી ગયો. આજે વજેસંગના ટાંકા તોડવાના હતા. સોના ત્યાં હાજર જ હતી. દિલમાં પ્રભુના નામનો દીવો હતો. હોઠ પર એના જ જાપ હતા. ડૉક્ટરે આવીને ટાંકા તોડ્યા. સોનાનું કાળજું ધડકી ઊઠ્યું. હમણાં અડધા ફૂટનો બાકી રહેલો હાથ હાલી ઊઠશે એમ એને થયું. ટાંકા બધા ખોલી નાખ્યા અને જખમમાંથી પરુ વહી નીકળ્યું. ડૉક્ટરે બૂમ પાડી, 'નર્સ, પાટાપિંડી લાવો, Injection also, septic.' સોના ફાટી આંખે જોઈ રહી. એને સમજાયું કે આ અચાનક પાછું શું થયું? ડૉક્ટર ગયા એટલે એણે નર્સને પૂછ્યું: 'બેન, માવડી, ડૉક્ટરે શું કહ્યું અંગરેચીમાં?'

'કંઈ નહિ. દરદીને પરુ આવે છે; એટલે ઇંજેક્શન આપવાં પડશે. જલદી સારું થવાની આશા ઓછી—વાર લાગશે.'

' તો તમેય સાંભળી લો શેઠ! જાત વેચીને ધણીને બચાવવાવાળી સોના આ નહિ એને બચાવવાવાળો હજાર હાથવાળો ઉપર બેઠો છે. મારો ચૂડીચાંદલો અમર હશે તો તમે શું કરવાના છો શેઠ!' એમ કહીને પાંચ રૂપિયાની નોટ લોચો વાળી સોનાએ નારાયણ શેઠના મોં પર મારી.

' સોના, બેહાલ બની જઈશ ત્યારે ઠેકાણે આવીશ. એના કરતાં...'

' હું મોટા શેઠ પાસે જઈશ. પગે પડીને પ્રાર્થના કરીશ. આંસુથી એમનાં ચરણ ધોઈશ, અને મારા પતિની જિંદગી માગીશ. એ વયોવૃદ્ધ છે. તમારા જેવા હેવાન નહિ બને.'

નારાયણ શેઠ મોટેથી હસી પડ્યા અને બોલ્યા : ' સોના, મોટા શેઠ એમની પાંસઠ વર્ષની ઉંમરમાં ક્યારેય ઉદાર બન્યા નથી એ ન જાણતી હો તો પૂછી જોજે કોઈ કારીગરને. ત્યાં જઈશ તો નાહકની પથ્થર સાથે માથું અફાળી પાછી આવીશ.'

'સારું, એમ થશે તો ગલી ગલી ભીખ માગીશ, પણ તારા જેવા વાસનાના કીડાને નહિ પોષું. પાપી, નીચ, મારા ધણીની જિંદગીના બદલામાં તેં મારી જાત માગી ? હત્ કૂતરા...' કહીને ઝડપભેર સોના કેબિનની બહાર નીકળી ગઈ.

અને ત્યારે કેબિનની બહાર ઝડપથી ચાલ્યા જતા કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો.

સોના ત્યાંથી સીધી નીચે આવી. એક કારીગરને પૂછીને એણે મોટા શેઠ નરોત્તમદાસની ઑફિસ શોધી કાઢી. ધડકતે હૈયે એ ઑફિસમાં પેઠી ત્યારે મોટા શેઠ ટેબલ પર માથું ઢાળી આંખો બંધ રાખીને બેઠા હતા. સોના દોડીને શેઠના ચરણોમાં ફસડાઈ પડી: ' મોટા શેઠ, માલિક, હું વજેસંગની ઓરત. મારો ધણી તમારે ત્યાં નોકરી કરતાં આજ મરવા પડ્યો છે. એની જિંદગીના બદલામાં નાના શેઠે...નાના શેઠે...' સોના આગળ ન બોલી શકી.

ટેબલ પરથી માથું ઊંચકી વયોવૃદ્ધ શેઠે પોતાનો ચહેરો સોના તરફ ફેરવ્યો. એ ચહેરા પર ન સમજાય એવા વ્યથાના ભાવ ભર્યા હતા. એક આંખમાંથી કરુણા અને બીજીમાંથી ક્રોધ ટપકતો હતો. ખૂબ હલકા અને વેદનાભર્યા અવાજે એ બોલ્યા : ' દીકરી, તારે મોંએ કહેવાની જરૂર નથી. મેં કેબિનની બહાર રહીને સઘળું સાંભળ્યું છે. મને ખબર ન હતી કે મોગરાની છાયામાં સાપ ઊછરતો હશે. નહિ તો ઊછરતાં જ એને ડામી દેત. નારાયણ વતી હું તારી માફી માગું છું. એના શબ્દો ભૂલી જજે.'

' શેઠ, માલિક, આ તમે બોલો છો કે મને ભ્રમ થાય છે?'

' ના એ ભ્રમ નથી, દીકરી! એ સાચું છે કે કારીગરો પ્રત્યે હું કડક છું. ભાગ્યે જ ઉદાર થયો છું, પણ એ તો કામની બાબતમાં. મારા કારખાનામાં અનીતિને મેં કદી ઉત્તેજન આપ્યું નથી. દીકરી, આ બુઢ્ઢો ગમે તેટલો કડક હશે પણ અધમ નથી, પાપી નથી, નીચ નથી, દુરાચારી નથી. હું આજે જિંદગીને છેલ્લે આરે બેઠેલો ન હોત અને મારે બીજો એક દીકરો હોત તો નારાયણને મેં ઠાર કર્યો હોત.'

સોનાની આંખમાં હર્ષાશ્રુનો શ્રાવણભાદરવો વરસી રહ્યો. શેઠ આગળ બોલ્યા : ' દીકરી, નિશ્ચિંત બનીને હવે ઘેર જા. સજેસંગની બારબાર વર્ષની પ્રમાણિક સેવાઓ ભૂલી જાઉં એવો હું કૃતઘ્ની નથી. કારીગરો છે તો આ કારખાનું છે એ સત્ય મને બરોબર સમજાયું છે.'

સોનાને હૈયે ડૂમો ભરાયો : ' મારા માલિક, પ્રભુ!' એટલું કહીને એ શેઠના ચરણમાં નમી પડી.

ધર્મી વયોવૃદ્ધને ચરણે નિર્મળ યૌવન લેટી પડ્યું.







હૈદરાબાદના એક સરકારી આશ્રમના દરવાજે બંદૂકધારી પોલીસનો પહેરો હતો! કહેવામાં આવ્યું કે સ્ત્રીઓ મેટ્રનની રજા વિના રાત્રે કુદરતી હાજતે જઈ શકતી ન હતી. એમાં આશ્ચર્ય નથી કે એવી સંસ્થાઓમાંથી સ્ત્રીઓ ભાગી જાય છે. એવું પણ જોવામાં આવ્યું છે કે એ આશ્રમોમાંની સ્ત્રીઓનાં કપડાં ગંદાં હતાં ને તેમના માથામાં જૂ પણ સારા પ્રમાણમાં હતી.

અનેક ઠેકાણે એવો શક ગયો કે મેનેજર સંસ્થાની સ્ત્રીઓ સાથે દુર્વ્યવહાર કરે છે.

ગોરખપુરના એક આશ્રમમાં એવું જોવામાં આવ્યું કે મેનેજર માળ પર રહેતો હતો અને સ્ત્રીઓ નીચે. મેનેજરની પત્ની ક્યાંક ગઈ હતી. મેનેજર ત્યાંની બહેનો સાથે કંઈ કરવા ચાહે તો તેને તેમ કરતા રોકનારું કોઈ નહોતું, કેમ કે સ્ત્રીઓના રહેઠાણમાં કોઈ બારણું જ ન હતું! એ જ પ્રમાણે ઉજ્જનના એક વિધવાશ્રમમાં જોવામાં આવ્યું કે મેનેજર ઉપર માળે રહેતા હતા અને સ્ત્રીઓ નીચે રહેતી હતી. અહીં પણ કહેવામાં આવ્યું કે મેનેજરની પત્ની બહાર ગઈ છે! એ સંસ્થાના મંત્રીને, એવી સંસ્થામાં સ્ત્રીઓ સાથે શી રીતે વર્તવું જોઈએ એનું ભાન જ ન હતું.

ભોપાલમાં એક વિધવાશ્રમ એવો જોવામાં આવ્યો જેને મધ્યસ્થ સમાજ કલ્યાણ બોર્ડ તરફથી ગ્રાંટ-મદદ મળી હતી. તપાસ કરતાં જણાયું કે મદદની રકમ અધ્યક્ષ મહાશયના અંગત હિસાબમાં જમા કરવામાં આવી હતી, એમાંથી એ ભાઈ જ્યારે ત્યારે થોડું-ઘણું આપતા હતા! સુપરિન્ટેન્ડન્ટનું પોતાનું મકાન પાસે જ હતું પણ તે આશ્રમમાં જ રહેતા હતા. એ જ્યાં રહેતા હતા ત્યાંથી, મઝાથી નીચે ઊતરીને છોકરીઓને મળી શકે અને છતાં પાડોશીઓને એની જરા ખબર ન પડે. એ આશ્રમમાં બીજી પણ ઘણી અવ્યવસ્થા જોવામાં આવી. એક દંપતી ત્યાં રહેતું હતું એવું પણ તપાસમાં જણાયું. સમિતિના માણસોની સામે જ એવું જોવામાં આવ્યું કે જ્યારે સ્ત્રીઓ કપડાં બદલતી ત્યારે પુરુષો એમની સામેથી ચાલ્યા જતા અને એ જાણે સાવ સાધારણ ગણાતું!

ગયાના એક વકીલસાહેબ ત્રણ અબલાશ્રમ ચલાવે છે અને સાંભળ્યું હતું કે એ એક મોટા માણસ છે. સમિતિના સભ્યોએ કુતૂહલથી તત્કાળ ત્રણમાંથી એક આશ્રમ જોવાની ઇચ્છા વ્યક્ત કરી. એક ગંદી ગલીમાં એક મકાનના દરવાજા પર એક દરવાન બેઠો હતો. અંદર ગંદાં કપડાં પહેરેલી પંદરેક યુવતીઓ હતી. જોવાથી જ માલૂમ પડતું હતું કે એમની સાથે દુર્વ્યવહાર થાય છે. સમિતિના સભ્યો સાથે ન્યાયાધીશ અને પોલીસ ઑફિસર પણ હતા. પ્રથમ તો ભયને કારણે કોઈ કશું બોલી નહીં પણ એક રડી પડી. સમિતિના સભ્યોએ સાંત્વન ને વિશ્વાસ આપ્યાથી તેણે કહ્યું કે, 'ગામમાં મારો ભાઈ છે પણ મને બળજબરીથી આશ્રમમાં લાવવામાં આવી છે અને ભાઈ સાથે મને મળવા પણ દેતા નથી.' જ્યારે એકે પોતાની હકીકત કહી ત્યારે બધી છોકરીઓ પોતપોતાની હકીકત કહેવા લાગી. તે પરથી જણાયું કે વેણીપ્રસાદ નામનો એક માણસ સડક પર જે સ્ત્રીને એકલી જોતો તેને પકડીને એ આશ્રમમાં લઈ આવતો. બીજો, તિવારી નામનો એક માણસ મારી-ઠોકીને ઓરડીમાં પૂરતો ને ખરાબ વહેવાર પણ કરતો. જ્યારે બધી છોકરીઓએ આવી ફરિયાદ કરી ત્યારે સમિતિના સભ્યોએ તેને પૂછ્યું કે, 'તમારે અહીં રહેવું છે કે બહાર જવું છે?' ત્યારે એક છોકરીએ પૂછ્યું કે અમે અમારાં કપડાં સાથે લઈ જઈ શકીએ કે?

સભ્યોએ હા પાડી ત્યારે પંદરમાંથી અગિયાર છોકરી તરત આશ્રમમાંથી ચાલી ગઈ! જે ચાર બાકી રહી તેમાં એક ગાંડી હતી, બીજી એક આસામની હતી, બાકી બીજી બે હતી, તપાસ કરતાં જણાયું કે ત્યાં સૌને ઓસામણ ને ભાત જ માત્ર અપાતાં હતાં! ભંડારની તપાસ કરતાં જણાયું કે ત્યાં માત્ર ચોખા ને સૂકાં મરચાં જ હતાં? કોઈ જાતની દાળ કે શાકભાજીનું નામનિશાન ત્યાં ન હતું.





પુનઃવસવાટની સમસ્યાનો ઉકેલ નહિ કરી શકે, અગર કોઈ ક્રાન્તિકારી ઉપાયથી દરેક પતિતા ને અપતિતાઓને એક રાતમાં એમના સ્થાનેથી ખસેડીને સમાજની ઉપયોગી વ્યક્તિઓ બનાવવી હોય તો પહેલાં એવી સંસ્થાઓ ઊભી કરવી પડશે જેમાં એમનું વર્ગીકરણ કરીને રાખી શકાય.

અમને ઉક્ત સમિતિના રીપોર્ટથી સૌથી વધારે નિરાશા એની થઈ કે સમિતિ પતિતાઓના પુનઃવસવાટની સમસ્યાને ખરા રૂપમાં નથી જોઈ શકી. પતિતાઓને ફરી સમાજમાં વસાવવા માટે મોટી મુશ્કેલી એ છે કે એમનામાં કોઈપણ જાતનું કામ કરવાની રૂચિ ઉત્સાહ કે આવડત નથી હોતાં, એ એમનામાં કેવી રીતે જાગ્રત કરવાં એ એક પ્રશ્ન છે. હું તો માનું છું કે પતિતાઓની સમસ્યાનો ઉકેલ ઉપલા પ્રશ્નના નિકાલ થયા વિના નહીં થાય.

હવે હું બે વ્યવહારૂ ઉકેલ સૂચવું છું. રાતોરાત સંસ્થાઓ ઊભી નહીં થાય ને કાર્યકર્તાઓ પણ નહીં મળી આવે એટલે મારો મત એવો છે કે દરેક પ્રાન્તમાં જરુરિયાત પ્રમાણે એક કે બે સેન્ટ્રલ જેલને ખાલી કરવામાં આવે અને એ જેલ છે એવી છાપ પાડતાં એકે એક લક્ષણને દૂર કરવામાં આવે. બાગ આદિ લગાવીને તેને એક વિશાળ વિદ્યાલયમાં ફેરવી નાખવામાં આવે. એને માટે અધ્યાપિકાઓ અને સમાજ સેવિકાઓની સેવા મેળવવામાં આવે. શારીરિક, માનસિક અને સામાજિક પુનઃવસવાટનું કાર્ય પણ સાથે સાથે ચાલવું જોઈએ. એટલા માટે ચિકિત્સકો, મનોવૈજ્ઞાનિકો અને શિક્ષિકાઓએ પણ સાથે સાથે કામ કરવું પડશે.

એ ક્ષેત્રમાં કામ કરવા માટે એક બાજુ સમાજ-સેવાની ભાવના જ્યાં સુધી કામ આપી શકે ત્યાં પ્રત્યેક ભૂતપૂર્વ પતિતાની સમસ્યાને અલગ અલગ સમજવા એનો રેકોર્ડ રાખવા તથા દરેક સમસ્યા જેમ જેમ સામે આવે તેમ તેમ એને ઉકેલવાની જરૂર છે.

કોઈપણ રીતે ભૂતપૂર્વ પતિતાને કોઈ ઘરડા કે આધેડ પુરુષ સાથે પરણાવી દેવાથી તેનો ઉકેલ નહીં આવે. એ સમસ્યા એનાથી વિશેષ ગહન થશે. સાચું તો એ છે કે ઉપલી સંસ્થાને વિકસાવવા ઉપરાંત આપણી સમાજવ્યવસ્થા પણ બદલવી પડશે. નહિ તો મૂળ કારણ જેમનું તેમ રહેશે તો સમસ્યા બીજા રૂપમાં પેદા થશે.



પ્રો. અનામી

## દૃગે–આંજ્યા સ્નેહે

સખી ! કંઠે તારે કમનીય કશા મોર ટૂમકે !
મદીલી કીકીમાં રસમય ચકોરો શું મલકે !
બધે અંગે અંગે નવલ રસની રંગ રમણા,
સખી ! કાળે નિત્યે રમણીય છટા ભાવ બમણા !
અને હૈયાની આ અજબ રચના જાય ન કહી !
લખે જેમાં પેલો મદન લહિયો સ્નેહની વહી.
અરે આ શી ભાષા ઉરધબકની ! જાણવી રહી !
બધા ભાવો કેરી નવલ ભરતી માણવી સહી !
નહીં દેવી તોયે ઘટ મહીં તગે દેવની કળા !
છટા ના સિન્ધુની : ઉર ભરતીમાં સિંધુ-ચપલા !
અસામાન્યા ના તો પણ જીવનના એ ભાવ ગરવા !
ભલે હો સામાન્યા, રસ હૃદયના શા અભિનવા !
ખરે ! તું સ્રષ્ટાની સરણીમહીં સૌંદર્યની કણી !
દૃગે-આંજ્યા સ્નેહે અધિકતર ના સુંદર બની !







તે જ રંગનાં મોટાં ટપકાંવાળો હોય છે. પાંખ પીળી મટોડીયા વળી અંદર તે જ રંગના ડાઘાથી શોભે છે. પૂંછડી રાખોડી પીળી છેડા રાખોડી લીલા રંગના હોય છે. દાઢી, ઉપલી ગરદન અને માથાની બન્ને બાજુ પીળો કથ્થાઈ અને કાળા રંગનો ત્રિકોણ ડાઘો હોય છે. તેના નીચલા ગળા ઉપર આવેલો હોય છે. છાતી ઉપર રાખોડી અને કાળા રંગની કંઠી ખભા સુધી આવે છે. જાંગ અને નળી ઉપરનાં પીંછાં જેને મોજાં કહેવામાં આવે છે તે સફેદ રંગનાં હોય છે.

માદા તદ્દન જુદા રંગની આવે છે જે ગુલાબી રાખોડી હોય છે. માથું ગરદન અને ઉપલી પીઠ ઉપર કાળી લીટીઓ અંકિત થઈ હોય છે અને બાકીનો રંગ વધારે રતુંબડો લીટીઓવાળો આવે છે. પૂંછડીની વચ્ચેનાં પીંછાં પીઠના રંગ સાથે મળતાં આવે છે. નીચલા ગળા ઉપર અર્ધ ચંદ્રકાર કાળો ડાઘો આવેલો હોય છે બાકીનો બીજો રંગ નરને મળતો હોય છે. આંખો કથ્થાઈ, ચાંચ રાખોડી, પગ અને આંગળાં પણ એ જ રંગના. માત્ર નખો ઘેરા રંગના હોય છે.

શાહી બટાવડાંને અંગ્રેજીમાં The Large Imperial અથવા Black Bellied Sand Grouse અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Pterocles Orientalis કહેવામાં આવે છે.

### પહાડી અથવા રંગીન બટાવડાં

પહાડી બટ્ટાંની ઉડાન બીજા બટ્ટાં જેટલી તેજ હોતી નથી અને તેઓ વસવાટ માટે એવી જગ્યા પસંદ કરે છે કે જ્યાં તેઓની હાજરીની જાણ પડતી નથી અને આપણે ચાલ્યા જતા હોઈએ ત્યારે આપણા પગમાંથી ઊડે છે. તેમની ખાસીયત મોટા ટોળામાં રહેવાની નથી પણ ત્રણ ચાર જોડી સાથે દેખાય છે. આ પહાડી બટ્ટાંનો પાણી ઉપર આવવાનો સમય દિવસ અસ્ત થયા પછી છે. અને જ્યારે પાણી પીવા જાય ત્યારે 'પેકપેક–ચેક' એવો અવાજ કરતાં બીજાં તેનાં સગાં કરતાં ઘણાં નીચાં ઊડતાં જાય છે. સમય એવો કે તેની બોલી સાંભળવામાં આવે પણ નજરે ચઢે નહિ. અથવા તો બહુ મુશ્કેલીએ દેખાય છે.

એપ્રિલથી સપ્ટેમ્બર માસ તેની બચ્ચાં ઉછેરવાની ઋતુ છે. અને પોતાનો માળો જમીન ઉપર પથરાળ ભોંય ઉપર જાળા ઝાંખરાંવાળી કાંટમાં હોય છે. એથી ત્રણ ગુલાબી ભોંય ઉપર જાંબુડીયા રાતા રંગના ડાઘા અને કેટલાંક ભૂરા રંગના તલકાંવાળાં ઈંડાં મૂકે છે. બચ્ચાં ઈંડાંમાંથી નીકળ્યા પછી તરત જ ચાલવા લાગે છે. જ્યારે બચ્ચાં સાથે ચાલતાં હોય છે ત્યારે તેના માબાપ બહુ દબદબાથી ચાલે છે એટલે જોવાનો આનંદ આવે છે. જ્યારે સાથે બચ્ચાં હોય ત્યારે તેઓ એકદમ ઊડી જતાં નથી પણ ધીમે ધીમે બચ્ચાંને સાથે લેતાં સલામત જગ્યામાં તેઓ આવી જાય એટલે ઊડે છે. પણ લાંબે સુધી ઊડવાને બદલે થોડે દૂર જઈ પાછાં ઊતરી પડે છે. તેનાં બચ્ચાં શોધવા ઘણાં મુશ્કેલ પડે છે કારણ કે તે બચ્ચાંનો રંગ મટોડીયો કથ્થાઈ એટલે બહુ ધ્યાન રાખ્યું હોય તો જ વરતાય છે. ખોરાકમાં તે દાણા, ખડ ધાન્ય, અને ઘાસની લીલી ટશરો ખાય છે.

આ રંગીન બટાવડાંના કપાળ ઉપર સફેદ રંગમાં કાળી લીટીઓ અંકિત થયેલી હોય છે. તેના તાલકામાં રતાશપડતાં પીળાં ટપકાંની હાર આવેલી હોય છે. પાછલી ગરદન લીલી પીળી, પીઠથી પૂંછડી સુધીનો રંગ પીળા કથ્થાંઈમાં કાળી લીટીનાં ચીતરામણવાળો હોય છે. જે લીટીઓ પૂંછડી ઉપર અંગ્રેજી V ના આકારની માલુમ પડે છે. પૂંછડીને છેડે ખૂલતો પીળો રંગ આવેલો હોય છે. પાંખમાં કાળા અને પીળા પટ્ટાથી સુંદરતામાં વધારો થાય છે. માથાની બાજુ દાઢી અને ઉપલી છાતીનો રંગ મટોડીયો પીળો અને નીચે જતાં કથ્થાઈ પટ્ટો પડે છે. ત્યાર બાદ પીળો અને સફેદ પટ્ટો બીજો પડે છે. આંખો ઘેરી કથ્થાઈ, આંખ આસપાસની ચામડીનો રંગ પીળો લીલો, ચાંચ રાતી કથ્થાઈ, પગ અને આંગળાં મેલા પીળા અથવા કથ્થાઈ નારંગી રંગનાં હોય છે.





આવે છે અને તેમાંથી કોઈક વખત ભાલ પ્રદેશમાં પણ આવી ગયાના દાખલા છે. જો કે તે અહીં શિયાળા સિવાય દેખાતા નથી. એના ગળામાંથી નીકળતો અવાજ આપણને 'વાકુ વાકુ' કરતાં હોય એવો જણાય છે આ ઉપરથી તેનું નામ પડયું છે. દેશી બટાવડાં કરતાં તે કદમાં સહેજ મોટું હોય છે. તેનાં બચ્ચાં અલજીરીયા, ઉત્તર આફ્રિકા, ઇજીપ્ત, અરબસ્તાન, અફઘાનિસ્તાન, પાકિસ્તાન અને ઉત્તર પશ્ચિમ ભારતમાં અને કદાચ કચ્છના રણમાં થતાં હોય એમ જણાય છે.

તેઓ દાણા અને ખડધાન્ય ખાઈ લે છે. અને પાણી તથા દાણ ચણવા બહુ લાંબે સુધી ઊડી આવે છે.

નરનો રંગ તાલકા ઉપર અને નીચેના ભાગમાં આછો કથ્થાઈ રાખોડી, પૂંછડી અને કડ ઉપર તે આછો પીળો, માથાની બાજુમાં રાખોડી જે ડોક ઉપર કાંઠલા રૂપે જણાય છે. એક ગળા ઉપર આછી રાખોડી લકીર હોય છે. પેટનો મધ્ય ભાગ કાળો, પૂંછડીનાં પીછાં કથ્થાઈ અને છેડા સફેદ પણ આ છેડા વચલા પીછાંને હોતા નથી પણ તે અણીવાળાં અને કળાશ પડતાં કથ્થાઈ રંગના હોય છે. ઉપરનો રંગ આછો કથ્થાઈ અને મટોડીયો ગુલાબી દેખાય છે. માદાના રંગમાં માત્ર ફેર એટલો કે તે વધારે ઘેરા રંગની અને વરતાઈ આવે એવા કાળાશ પડતા કથ્થાઈ ડાઘાવાળો હોય છે. માથા ઉપર લકીરો અને છાતી ડાઘાવાળી હોય છે.

વાકુ વાકુને અંગ્રેજીમાં The spotted sand-grouse અને વિજ્ઞાનિક નામ Pterocles senegallus કહેવામાં આવે છે.



ઊર્મિ–નવરચનાના જુલાઈ માસના અંકમાં શ્રી ઈશ્વર પેટલીકરનો 'સેવાની તાલીમ' નામક લેખ છે તે ખરેખર વિચારણીય છે. એ પ્રમાણે કરવાથી તાલીમ પામેલા સારા સેવકો પણ સમાજને મળી શકશે અને જેઓમાં સાચે જ સેવાવૃત્તિ છે તે માત્ર પોતાના પોષણના પ્રશ્નને કારણે મુંઝવણભરી પરિસ્થિતિમાં અગર દીન અવસ્થામાં ન મૂકાય. કારણ યોગ્ય પગારનું ધોરણ રાખવાથી ભરણપોષણનો પ્રશ્ન મહદ્અંશે ઉકલી શકશે. સમાજસેવાની પ્રવૃત્તિ શિક્ષણની માફક રીતસર ધંધા તરીકે જ ચાલે તેમાં હરકત જેવું તો નથી જ. લાયકાત અને તાલીમ એ બંને ધ્યાનમાં રાખીને જ પસંદગી થાય.

નિષ્કામ સેવા એ અત્યંત મહાન વસ્તુ છે. પરંતુ સામુદાયિક ઉત્કર્ષ ખાતર આ રીતની સેવાની પ્રવૃત્તિ પણ આવકારણીય છે એટલું જ નહિ પરંતુ આવશ્યક પણ છે. સરકારનું આ બદલ ધ્યાન ખેંચાવું જરૂરી છે.

—**ઈશ્વરલાલ મોહનલાલ** [ જલગાંવ ] ૪–૭–૫૬



એક તરુણનો વિચાર આખો જન્મારો બ્રહ્મચારી રહી દેશસેવા કરવાનો હતો. તેણે આ બાબતમાં લોકમાન્ય ટિળકની સલાહ લેવાનું વિચાર્યું અને તેમની પાસે જઈ પૂછ્યું : 'જીવનભર બ્રહ્મચર્ય પાળવું શકય છે કે કેમ ? અને મારે દેશસેવામાં પડવું કે કેમ ?'

આ સાંભળીને લોકમાન્યે તરત જ કહ્યું : , ઘેર જઈ તાબડતોબ લગ્નનું નકકી કરો. જે વસ્તુ પોતાના આત્મવિશ્વાસ ઉપર જાતે જ કરવાની હોય છે, તેમાં પણ જે બીજાને પૂછવા જાય છે તેનો અર્થ જ એ કે તેનામાં એ કામની લાયકાત એટલી ઓછી છે. તમારી માફક ઘણા તરુણો મારી આગળ આવી મોટાં મોટાં પરાક્રમોની વાતો કરે છે અને સલાહ પૂછે છે. તે બધાને હું નાલાયક અને નિર્બળ કહીને કાઢું છું. ખરો પરાક્રમી પુરુષ કોઈને પૂછવા નથી જતો કે મારે આ પરાક્રમ કરવું કે નહિ. ફૂલે કદી ખીલવા પહેલા કોઇની સલાહ લીધી છે, કે હું ખીલું કે નહિ. ?'



લીલા ટી. ધારપુરે

# બટાકાનું શાક

બાળકોને હઠાગ્રહી બનાવવામાં મા-બાપો જ વધુ ભાગ ભજવે છે. બાળકોને નમતું આપવાનું ન બની શકે તો ય તેની જરૂરિયાતોનો વિરોધ તો ન જ કરવો જોઈએ. બાળમાનસ વિજ્ઞાનનાં અભ્યાસુ લેખિકાના એવા જ એક સીધા સાદા પ્રસંગમાં બાળમાનસ પરિવર્તનનો સાચો ખ્યાલ છે...

હું વાલ છોલતી હતી. એક બાજુ છોતરાની ઢગલી થતી હતી. થાળીમાં ધોળા ધોળા વાલની ઢગલી વધતી જતી હતી. વખત ખૂટતો હતો. ને સાંજનો રસોડાનો 'પ્લાન' મનમાં ઘોળાતો હતો...અનિલને ને આ વાલને બારમો ચંદ્રમા. હવે શું કરવું? ત્યાં તો દાદર પર ધબધબાટ થયો. અનિલે આવી ચોપડાં પછાડયાં ને વાલ સામે વક્રદષ્ટિ કરી પ્રશ્ન કર્યો, સાથે મને ઠપકો પણ આપ્યો: 'બા, તું જાણે છે કે અમને વાલ નથી ભાવતા. શા માટે વાલ કરે છે? હવે અમે શું ખાઈશું?'

'ભાઈ તને બધું જ ખાતાં શિખવાડવાનું છે. સમજ્યો! હજુ સાંજ તો પડવા દે. અત્યારથી શું કકળાટ કરવા માંડયો? પેલી બેબી ઊઠશે ને પછી બધું જ કામ રખડી જશે.'

'હા, પણ તેં વાલ પલાળ્યા જ કેમ?'

'તે કંઈ નહિ. આજે તારે ખાવા જ પડશે.' તેણે ગુસ્સામાં જોતાં કહ્યું 'અમે નહિ ખાઈએ જા.' ને બપોરનો નાસ્તો પણ તેણે ગુસ્સામાં જ કરી લીધો. ને જતાં જતાં બોલ્યો: 'ઓ બા ત્યારે અથાણું ખૂબ બધું કાઢી મૂકજે હોં કે!'

*

સ્ટવ પર બટાકા બફાવા લાગ્યા. એક બાજુ કણેક બાંધી મૂકી ને સગડી સળગાવી. ત્યાં તો ઘડિયાળે ઘંટા કરી ને નિશાળ છૂટયાની મને જાણ થઈ... ચા નાસ્તો પતાવી ઝટપટ સાંજનું ભોજન બનાવવા માંડ્યું. મોડું પરવડે તેમ ન હતું. કારણ નાની બેબીની તબિયત નરમ હતી. પુરી તળી, કઢાઈમાં બટાકાનું શાક વઘાર્યું. બીજી બાજુ સગડી પર વાલ થઈ ગયા હતા. તેની સુગંધ હું લઈ રહી હતી...જે અનિલને જરાયે ગમતી ન હતી!

અનિલ આવ્યો પેલી સુગંધથી, મેળવેલો રમતનો આનંદ પણ તે ખોઈ બેઠો. ધમપછાડા કરીને હાથપગ ધોતો હતો. 'બા અથાણું કાઢયું કે નહિ?' કોઈ વિચિત્ર રીતે તે સવાલ પૂછતો હતો ને રૂમાલ વતી હાથ મોં—મોં નીચું રાખીને જ—લૂછતો હતો. હું જવાબ આપતી ન હતી. પણ કઢાઈમાંના બટાકા હલાવતાં જાણે અનિલનું સોનેરી હાસ્ય જોતી હતી. એટલામાં અનિલની નજર કઢાઈ પર પડી......શું ચમત્કાર! તે ચમત્કાર તો મેં ઘણીયે વાર જોયો હતો. ને મારે ફરીથી જોવો હતો......અનિલે તો ભુસકા જ મારવા માંડયાં...ને 'હાશ બટાકાનું શાક, હા...શ બટાકાનું શાક' કહેતો રસોડા બહાર દોડી ગયો ચમેલીને ખબર આપવા. ને પોતાનો આનંદ બેવડો કરવા...

અનિલ બહાર તો ગયો પણ તરત જ પાછો ફર્યો ને તે પણ તેનું હાસ્ય કોઈએ છીનવી લીધું હોય તેવું મોં કરીને! તેની પાછળ તેના પિતા પણ અંદર આવ્યા......તેમણે બે 'કપ ચા' મૂકવાનું કહ્યું. ને તેઓ બહાર ચાલ્યા ગયા. હા પણ તેમાં અનિલને નારાજ થવા જેવું શું હતું? પણ હું આગળ વિચાર કરું તે પહેલાં જ અનિલ બોલ્યો: 'બા અમે મોટર પરથી પડી ગયા ને, ને અમારી સાથે પેલો રમેશ હતો ને તેના બાપુજી આવ્યા છે.' મામલો હું સમજી ગઈ. મેં કહ્યું: 'હં તેમાં જ ભાઈસાહેબ ઊભી પૂંછડીએ રસોડામાં આવ્યા. તારી ફરિયાદ લઈને આવ્યા હશે ખરું ને!' 'ના બા, તેમને એવું લાગ્યું કે બાપુજી જાણતા નહિ હોય તેથી વાત કરવા આવ્યા છે...'

'છોકરાઓ બચી ગયા, નશીબ સારું પણ આ મોટરવાળાયે ખરા કહેવાય.' વગેરે શબ્દો સંભળાતા હતા ત્યાર પછી બીજી વાતો ચાલી. ને આમ વાતો






આપણા મકાનની બારીમાંથી બહાર ખુલ્લામાં નજર કરીએ છીએ તો પક્ષીઓ આપણને દેખાય છે. સુંદર મઝાના કુદરતી રીતે જ ઊગેલા મોટા વૃક્ષ ઉપર આપણે દરેક વસંત ઋતુમાં તેમને માળો બાંધતા જોઈએ છીએ. એ જ ઝાડ ઉપર તે તેનાં નાનાં બાળને ઉછેરે છે. આપણને સહેજે પ્રશ્ન થાય છે કે આ બધાં પક્ષીઓ પરણેલાં હોય છે? ના, તેઓ જે કંઈ કરે છે—માળો બાંધવાની ક્રિયાથી માંડીને તેમનાં બચ્ચાંને સંભાળવા સુધી—તે તેમની આજન્મ કુદરતી પ્રેરણાને કારણે. તેમણે ક્યારેય માળો જોયો નથી હોતો છતાં તેમની એ ( inborn behaviour pattern ) આજન્મ કુદરતી પ્રેરણાને કારણે કેવો સુંદર માળો બાંધે છે!

આ તો પક્ષીઓની વાત થઈ. મનુષ્ય તો જ્યારે એનાં કરતાં વિશેષ છે. તેનામાં વિચારવાની ને તેને પ્રગટ કરવાની શક્તિ છે. મનુષ્યને તો લગ્ન નામની સંસ્થા સાથે જોડાવાનું હોય છે. લગ્ન એ આજન્મ કુદરતી પ્રેરણા નથી. પણ તે એક રિવાજ, સામાજિક વ્યાખ્યા અને કાયદાનું બંધન છે. 'જાતીય પ્રેરણા' તેનું એક અંગ છે. પરંતુ લગ્ન એ એટલું જ નથી, તેનાથી કંઈક વધુ છે.

મનુષ્ય માત્ર પરણે છે એક નહિ પણ અનેક કારણે: જેમકે પરસ્પર પ્રેમનું આકર્ષણ, આર્થિક રીતે સ્થિર થવા, લાગણીનું તત્ત્વ ચોક્કસ કરવા, માબાપને સંતોષવા, ઘર અને બાળકની ઈચ્છાથી એકલવાયાપણાથી નાસી છૂટવા, પૈસો, મિત્રતા, જાતીય આકર્ષણ, રક્ષણ, સામાજિક સ્થાન, કીર્તિ, દયા અને એક બીજામાંથી મળતી પ્રેરણાથી.

લગ્નમાં સામ્ય હોવું જોઈએ. એક જ વસ્તુમાં બંને ઊંડો રસ ધરાવતાં હોય એટલે બન્નેનો સરખો રસ જળવાઈ રહે છે, અને મૈત્રી વધુ ઘેરી બને છે. લગ્નજીવનની સફળતા માટે આ એક અગત્યનું છે છતાં એટલું જ પૂરતું નથી. બન્નેની વચ્ચે એવો કંઈક ભેદ તો હશે જ જેને ટાળી નહિ શકાય. ક્યારેક ભિન્ન સ્વભાવમાં, ટેવમાં, ઘરની બાબતમાં બહારથી સંભાળેલી વસ્તુને કારણે ઉભયનાં મન દુઃખ અનુભવે છે. આ બધા ભેદોનો ઉપયોગ સુરીલું સંવાદી જીવન પેદા કરવા માટે કરવો એ લગ્નપ્રથાનું કાર્ય છે. ઉભયનાં મનની ભિન્ન ભિન્ન વૃત્તિઓ અને વાસનાઓમાંથી પ્રયત્નપૂર્વક હૃદય-એકતા સાધવાની છે અને લગ્નને એક આદર્શની સિદ્ધિએ પહોંચાડવાનું છે. સંયમ અને સહનશીલતા વડે આપણે લગ્નજીવનને સફળતા પ્રાપ્ત કરાવી ઊંચે ચઢાવી શકીએ છીએ.

વર્ષ થયેલ. પણ એને એના શ્વસુરગૃહ કે ખુદ એના પતિ વિષે કંઈ જ માહિતી નહોતી. માત્ર લગ્ન થયાં એટલું જ. તેનો અભ્યાસ ચાલુ હતો અને તેમની જ્ઞાતિમાં લગ્ન પછી તરત સાસરે વળાવવાનો રિવાજ નહોતો એ કારણે પણ તેનો અભ્યાસ ચાલુ રહી શકેલ. તેના પતિ ગુજરી ગયા એટલે એ બહેન વિધવા થઈ. વિધવા થઈ એટલે એના શરીર ઉપરનો બધો જ શણગાર નાશ કર્યો. એટલેથી જ ન પત્યું અને એના વાળ કઢાવી નાખવા સુધી તેના પિતૃગૃહના સૌ કોઈ તૈયાર થયા. એ બહેન તો બિચારી આભી જ બની ગઈ. પણ એની વિચારશક્તિ—એનું મન એને એમ કરવા દે એમ નહોતું જ. ખૂબ મક્કમ બની અને ઘરની દરેક વ્યક્તિનો વિરોધ કરી એકલી જ પોતાની સામે ટક્કર ઝીલી રહી. થોડોક બીજો પણ સહારો મળી રહેતાં મહામુસીબતે તેમાંથી તે છૂટી.

તે ભણવામાં હોશિયાર હતી. આજે તો તે કૉલેજનું જ્ઞાન વટાવી ચૂકી છે અને પોતાની જાતને આર્થિક રીતે સદ્ધર બનાવી શકી છે. આવું તો મોટા મોટા ઘરોમાં શાસ્ત્રના ઓઠા નીચે થતું આવ્યું છે અને એ જ શાસ્ત્રના આધાર પર પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે કાયદો કરાવી વિધવાલગ્નને માન્ય કરાવ્યું. આજે સો વર્ષ થયાં ત્યારે ૧૨૦૦ જેટલાં વિધવાલગ્નો થયાં હોવાનું જાણવા મળે છે. અને તે પણ કેટલી હિંમતથી ડગ ભર્યાં હશે ત્યારે. સમાજ તો આજે પણ તેમને ધૃણાની દૃષ્ટિએ જુએ છે. જો કે હવે વિધવા-લગ્નનો વિરોધ ઓછો થયો છે પણ બીજાં લગ્નોની માફક સ્વાભાવિક અને સામાન્ય બન્યું નથી. હજુ તે હલકી કોટીનું ગણવામાં આવે છે.

કદાચ કોઈ વિધવા બહેન મોં ઉપર ઉલ્લાસ બતાવી પોતાના કાર્યમાં મશગૂલ રહેતી ફરતી હશે તો સમાજ તો તેની સામે આંગળી ચીંધીને જ વાત કરે છે: 'જુઓને આ પેલા......ભાઈની છોકરી વિધવા છે છતાં એનો વટ તો જુઓ. કેવું બધું પહેરીને ફરે છે!' માણસ ત્રાસી જાય એટલો એનો પીછો પકડે છે. આ વખતે એ ભૂલી જાય છે કે એ પણ એની જ કોટીની એક બહેન છે. એણે તમારો શો ગુનો કર્યો છે? વિધવા થાય ત્યારે જ પ્રભુભક્તિ અને મંદિર એ જ એનું સર્વસ્વ એમ કેમ? પછી તેમાં તેનું મન ચોંટતું હોય યા નહિ. બસ, ભગવાન એ જ એનું ધ્યેય હોવું જોઈએ. એ રીતે પરાણે ઠોકી બેસાડવાથી કોનું મન સ્થિર રહી શક્યું છે?

ગમે તેટલા કાયદાઓ ઘડાશે, હક્ક મળશે પણ સમાજમાં તો કાંઈ જ ફેર પડે તેમ લાગતું નથી. કારણ એનાં મૂળ ખૂબ ઊંડા પેઠેલાં છે. એની પાછળ પડયા સિવાય કંઈ જ સંભવી શકે તેમ નથી. એટલે સમાજમાં જ મૂળભૂત ક્રાંતિ કરવાની જરૂર છે અને તેને માટે તો બહેનોએ જ હિંમતથી પોતાના પ્રશ્નો હલ કરવા જોઈશે. જેને માટે એકતાની જરૂર છે. ત્યારે જ ચઢી બેઠેલી સમાજની રૂઢિચુસ્તતા દૂર થશે.

## બાળકને પ્રોત્સાહન

'હું ગણિતના દાખલા ખરા ગણતા નહિ શીખી શકું તો મને ક્યારેય કોઈપણ રકમ ગણતાં નહિ આવડે ખરું ને?' કમલે તેની શિક્ષિકાને પૂછયું.








ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ખંડ ૨ :

[ લે. રત્નમણિરાવ ભીમરાવ જોટે; પ્રકા. ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ; મૂલ્ય, પાંચ રૂપિયા ]

આપણા યુગના સમર્થ ઇતિહાસવિદ્ વિદ્વાન સ્વ. રત્નમણિરાવ જોટેએ ઇસ્લામયુગના ગૂજરાતનો જે સાંસ્કૃતિક ઇતિહાસ લખવો આરંભ્યો હતો તેનો પ્રથમ ખંડ કેટલાંક વરસ પર પ્રગટ થયો હતો. આ પુસ્તક તેનો બીજો ખંડ છે. અગિયાર પ્રકરણ અને બે પરિશિષ્ટમાં ડેમી કદનાં સવાત્રણસો પાનાં રોકતા આ ગ્રંથમાં અહમદશાહ પહેલાથી સુલતાન મહમૂદ બેગડા સુધીનાં સો વર્ષના સમયનો ઇતિહાસ આલેખવામાં આવ્યો છે. પુસ્તકમાં અહમદશાહ, તેના પુત્ર ગિયાસુદ્દીન મુહમ્મદશાહ અને પૌત્રો કુતુબુદ્દીન અહમદશાહ અને નાસીરુદ્દીન મહમૂદશાહ (મહમૂદ બેગડો) એ ચાર સુલતાનોમાંથી પહેલા ને છેલ્લાને નડેલી પણ એમણે દાબી દીધેલી અમીરોની ખટપટ, એમણે ખેડેલાં યુદ્ધો, એમનો રાજવહીવટ, એમનાં ચારિત્ર્ય, એમણે બંધાવેલા–વસાવેલા કિલ્લા ને શહેરો, એમણે તથા એમનાં સમયમાં બીજાઓએ કરાવેલાં બાંધકામ, એમના વખતના પ્રસિદ્ધ સંતો અને રાજદ્વારી પુરુષો—આ સર્વ વિશે વીગતસમૃદ્ધ માહિતી પીરસવામાં આવી છે. લેખકનો રસ રાજકીય ઇતિહાસમાં વિશેષ હોવાને કારણે ઘણી રસપ્રદ માહિતીનો ભંડાર બન્યું છે. કર્ણાવતી–આશાવલ, ગિરિનગર–જૂનાગઢ, દ્વારકા, પાલણપુર, ઇડર, ચાંપાનેર જેવાં જૂનાં નગરો વિષે તેમજ અહમદશાહે કરેલી અમદાવાદની તેમજ અહમદનગરની અને મહમૂદ બેગડાએ કરેલી મુહમ્મદાબાદની સ્થાપના વિશે એમાં સાધાર માહિતી મળે છે. અમદાવાદના વિકાસનો તો સારો ઇતિહાસ એમાં વાચકને મળે છે.

આવી બધી માહિતીની સંપ્રાપ્તિ માટે લેખકે કેટલો બધો શ્રમ લઈ મુસ્લિમ તવારીખો, પુરાણો વર્ણ્ય સમયની જૈન–જૈનેતર સાહિત્યકૃતિઓ, પરદેશી પ્રવાસીઓના હેવાલો, વગેરે પોતાની નબળી થતી જતી તબિયતે પણ વાંચી નાખ્યાં છે તેનો પુસ્તકમાં અપાયેલા સંખ્યાબંધ આધારો પરથી વાચકને ખ્યાલ આવશે. લેખક ઈધર ઉધરથી માહિતી એકઠી કરી આડતિયા પેઠે તે ધરી જ દેતા નથી. તેમને સત્યાસત્ય તારવવાની સ્વતંત્ર દૃષ્ટિ છે અને પોતાના મતભેદ તે અનેક સ્થળે દર્શાવતા જાય છે. પુસ્તકની પાદટીપોમાંની ઢગલાબંધ નોંધો આ બતાવે છે. શ્રી. રત્નમણિરાવે જેમ અમદાવાદ પર પુસ્તકનું આખું પહેલું પ્રકરણ લખ્યું છે તેમ બે પ્રકરણો સુલતાનોના સમયનાં સ્થાપત્ય અને બાંધકામો માટે રોકર્યાં છે. એ સ્થાપત્યવિષયક પ્રકરણોમાં ગુજરાતના મુસલમાન સ્થાપત્ય વિષેના આપણું ગુજરાત માટેનું અભિમાન પોષે તેવા પાશ્ચાત્ય કલા વિવેચકોના જે અભિપ્રાયો શ્રી. રત્નમણિરાવે વીગતે ઉતાર્યા છે તેમાં તેમજ જુદી જુદી મસ્જીદો, રોજાઓ, મિનારાઓ, દરવાજા, વાવો વગેરેના સ્થાપત્યની તેમણે જે પરિચયદર્શી કલાચર્ચા કરી છે તેમાં તેમનો એ વિષયનો રસ અને અભ્યાસ સ્પષ્ટ મૂર્ત થાય છે. એ જ રીતે એમની ધર્મશ્રદ્ધા, ચમત્કારોમાં શ્રદ્ધા અને એમનો ફલજ્યોતિષનો રસ પણ અનુક્રમે શાહઆલમ જેવા ઓલિયાઓ વિશે તેમજ અમદાવાદની કુંડલી વિશે લખતાં વ્યક્ત થયા વિના રહ્યાં નથી.

પુસ્તકમાં જે વિશે લખવાનું પ્રાપ્ત થાય તેને વિશે





ગુજરાની સાહિત્ય તથા ભાષાના અભ્યાસીઓની સંપાદકે સારી સેવા બજાવી છે. શબ્દોની વ્યુત્પત્તિની બાબતમાં ક્યાંક મતફેરને અવકાશ રહેવાનો ખરો.

**કવિતા ૧૯૫૫ :**

[ સંપાદક, સુરેશ દલાલ; વિક્રેતા, એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ–૨; એક રૂપિયો. ]

સને ૧૯૫૩ થી દર વર્ષે સામયિકોમાં પ્રગટ થયેલાં કાવ્યોમાંથી વર્ષના કાવ્યસર્જનનો તેમજ તે દ્વારા ગૂજરાની કવિતાનાં વર્ષમાં થયેલી ગતિ–પ્રગતિનો ક્યાસ કરવાનું બની શકે તેવી ચૂંટણી કરીને પુસ્તિકારૂપે પ્રગટ કરવાની શ્રી. સુરેશ દલાલે શરૂ કરેલી સત્પ્રવૃત્તિ બીજે ને ત્રીજે વર્ષે પણ ચાલુ રાખી છે તેનું આ પુસ્તિકા સુંદર ફળ છે. શ્રી. દલાલ પાસે ઊંચી કાવ્યરુચિ અને કવિતાપારખ છે એનું એમાં દર્શન થાય છે. એમાં રજૂ થયેલાં પોણોસો જેટલાં કાવ્યોમાં સ્વ. રામનારાયણ પાઠક, સુંદરમ્, બેટાઈ, મનસુખલાલ ઝવેરી, પૂજાલાલ, ઉમાશંકર જોશી જેવા આજના નવકવિઓની મુરબ્બી પેઢીના હવે ગણાય તેવા કવિઓની કૃતિઓ પણ જોવા મળે છે, તે એ સહુએ કવિતાને વિસારે પાડી દીધી નથી એ બતાવે છે. રાજેન્દ્ર શાહ, બાલમુકુંદ દવે, ઉશનસ્, નિરંજન ભગત, પ્રિયકાન્ત મણિયાર, જયન્ત પાઠક, પિનાકિન ઠાકોર, વેણીભાઈ પુરોહિત, વિનોદ અધ્વર્યુની ચાલુ કાવ્યોપાસનાનોય પરિચય આ પુસ્તિકા કરાવી રહે છે. ગઝલ લેખન તેમજ નવતર જુવાન કાવ્યલેખકોના સર્જનની પણ વાનગી એમાં ચાખવા મળે છે. અત્યારે લખાતી કવિતા ગેયતાની દિશામાં આગળ વધી રહી છે તેની સાથે ચિંતનનો સ્પર્શ એણે સાવ ગુમાવ્યો નથી એવી છાપ અંદરની સામગ્રીથી પડે છે. ખંડકાવ્ય આમાં ક્યાંય જોવા મળતું નથી એ તે એ કાવ્ય પ્રકાર નહિવત્ ઉપાસાતો હોવાનું જાહેર કરે છે.

**મા ધરતીને ખોળે :**

[ લે. નારાયણ દેસાઈ; યજ્ઞ પ્રકાશન, ભૂમિપુત્ર કાર્યાલય, વડોદરા; બાર આના ]

શ્રી નારાયણ મહાદેવ દેસાઈએ પોતાની ૧૯૫૨ના જૂનથી નવદશ મહિના સુધીની ભૂદાનયાત્રા દરમિયાન જે જોયું, જાણ્યું અને સવેનું તેની પોતાની રોજનીશીને આધારે લખેલી નોંધનું આ પુસ્તકાકારી પ્રકાશન, એમાંની સામગ્રી વાંચી ગયા પછી કોઈને પણ લાગશે કે, ખૂબ જરૂરી હતું. ભૂદાનયાત્રા આરંભતાં પહેલાં લેખકના મનમાં ઉપજેલી શંકા તેઓએ કાર્યમાં પડ્યા પછી આગળ વધનાં નિર્મૂળ થઈ નવી શ્રદ્ધાનું સ્વરૂપ કેમ પકડે છે તેનું એમાં દર્શન થાય છે. એનું મહત્ત્વ વ્યક્તિગત નથી, આખી ભૂદાનયજ્ઞની પ્રવૃત્તિ ને તેની પાછળની ભાવનામાં સૌની શ્રદ્ધા સ્થાપે એવું હોવાથી સર્વગત કે સામાજિક છે. ભૂદાનયાત્રિક નારાયણ દેસાઈને તેમના કાર્ય દરમિયાન ને તેને અંગે થયેલા ભૂદાતાઓના, એ દાનના પ્રતિગ્રહિતાઓના, સરકારી નોકરોના, કોંગ્રેસ–સેવકોના અને જનસામાન્યના સુખદ તેમજ દુ:ખદ ઉભય પ્રકારના અનુભવોનું પુસ્તકમાં મળતું બ્યાન વાંચનારાઓને આપણી સમાજરચના, રૂઢિપ્રાબલ્ય, ઈ૰નો તેમજ માનવીના દંભ, હૃદયમાંદ્ય, સ્વાર્થપરતા ઈ૰ સાથે ભલાઈ, માનવતા, ત્યાગશૂરતા, ઈત્યાદિની તેના હૃદયમાં પડેલી અને કોઈના મંગલ સ્પર્શે કે આહ્વાને જાગી ઊઠતી ગુણસંપત્તિનો સાચો ખ્યાલ આપશે. પુસ્તક આથી વાંચનારાઓને સંવેદનપ્રેરક વિચારપ્રેરક ઉદ્‌બોધક સામગ્રી ઘણી આપે છે.

પોતાના અનુભવોને લેખકે યથાવકાશ અને યથારુચિ પ્રસંગાલેખન, સંવાદ, પ્રવાસ–હેવાલ, પત્ર ઈત્યાદિની શૈલીમાં રજૂ કરી તેમાં અનાયાસે સાહિત્યિક ગુણવત્તા અને રસાળતા આણી છે. કુશળ કલમબાજ સ્વ. મહાદેવભાઈના વારસને પિતાની કલમનો વારસો પણ મળ્યો હોવાનું એ બતાવે છે. પુસ્તકમાં કેટલાક પ્રસંગોનું વાર્તાકલાત્મક આલેખન તેમજ ઘણી વ્યક્તિઓનાં દોરાયેલાં રેખાચિત્રો કે પાત્રચિત્રો તેમજ સમગ્ર પુસ્તકની સરળ ને પ્રવાહી ભાષા વાચકોને શ્રી. નારાયણ દેસાઈની લેખનશક્તિનો સુખદ પરિચય





## વ્રત સંગ્રહ :

[ લે. કૃષ્ણપ્રસાદ ભટ્ટ; પ્રકા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, અમદાવાદ; ચાર રૂપિયા ]

મોટા ભાગનાં કન્યાઓ અને સ્ત્રીઓનાં અને તે સિવાય એકાદશી ને ગ્રહોનાં આપણે ત્યાં કરાતા વ્રતોની વિધિ પર નહિ તેટલો તેને અંગેની કથા પર ભાર મૂકતા આ વિપુલ વ્રતસંગ્રહમાં લેખક સંગ્રાહક જ રહ્યા હોય એ સમજી શકાય તેમ છે. બેસતા વર્ષથી ને ભાઈબીજથી વાત શરૂ થાય છે એટલે બેસતા વર્ષથી દિવાળી સુધીમાં સમયાનુક્રમ પ્રમાણે કરવાના વ્રતો વિશે ક્રમપુરસ્સર માહિતી એમાં આપવામાં આવી હશે એવી છાપ પ્રથમ પડે, પણ તે તરત ખોટી પડતી વાચક અનુભવશે. એવો ક્રમ, કે પ્રથમ કન્યાઓનાં પછી સ્ત્રીઓનાં, પછી એકાદશી, ગ્રહો ઈ. અંગેના એ વ્રત પ્રકારોનો પણ ક્રમ બરાબર જળવાયો નથી. આગળ કહ્યું છે તેમ વ્રતો અંગેની વાર્તાઓ શક્ય હોય ત્યાં એની કહેણીની જૂની લઢણ જાળવીને પુસ્તકમાં રજૂ કરી દેવામાં આવી છે. વ્રતો ઝડપથી અદૃશ્ય થતાં જાય છે એવે સમયે એ વિશેનું કુતૂહલ સંતોષે અને વ્રત કરનારાંને ઉપયોગી નીવડે એવું પુસ્તક આથી મળે છે તે ઓછું આવકારદાયક નથી. પણ પુસ્તકમાં વ્યવસ્થિત સંયોજનનો અભાવ અને ઊતરતા કાગળ પરનું જોડણી–અનુસ્વારની ઘણી ભૂલોવાળું મુદ્રણ ખૂંચે તેમ છે.

પુસ્તકની વ્રતકથાસામગ્રી આપણી જૂની લોક સંસ્કૃતિનો ખ્યાલ આપશે. ધર્મ શુદ્ધ બુદ્ધિપૂત જ્ઞાનદૃષ્ટિ અને તત્પરિણામી આચારને બદલે કેવી ભોળી સકામ શ્રદ્ધાળુતા અને ભય તથા તેમાંથી નીપજતા લોકાચારનું રૂપ જનતાના સામાન્ય થરોમાં ને ખાસ સ્ત્રી વર્ગમાં પકડી બેઠો હતો આપણા દેશમાં, એ આ સંગ્રહ બતાવશે.

## લીલુડાં લોહી :

[ લે. પુષ્કર ચંદરવાકર; પ્ર. પ્રકાશ સાહિત્ય ભંડાર, અમદાવાદ–1; ચાર રૂપિયા. ]

બેંતાળીસની સ્વાતંત્ર્ય–લડત ગામડાં સુધી કેમ પહોંચી હતી તે નિરુપવા શ્રી. પુષ્કર ચંદરવાકરે આ લખેલી સવાબસો પાનાંની લઘુ નવલમાંનાં કલ્યાણ, બીમુ, શિવા પટેલ અને મહંત જેવાં પાત્રો તથા ગામ કર્તાની 'નંદવાયેલાં હૈયાં' ને 'માનવીનો માળો' જેવી આગલી નવલકથાનાં જ છે. મહંતના પાત્રને કર્તાએ અહીં ખીલવવાનો પ્રયાસ કર્યો છે. મહંત બેંતાલીસની લડતના ત્રણ શહેરી સૈનિકોને આશ્રય આપે છે, મુખીને તેમ ભીમશંકર માસ્તરને અને કલ્યાણનેય લડતમાં જોતરે છે, અને આખા ગામને લડતમાં સાથ આપતું કરે છે. શિવા પટેલ પણ એમાં સંમતિ પુરાવે છે. ભોજો બહારવટિયો પણ અમદાવાદી જુવાન અને મહંતની પ્રેરણાથી લડતમાં ભળી રેલ્વેના પાટા ને તાર ઉખેડે છે. બધું બહુ સહેલાઈથી બને છે એમ વાચકને લાગશે. મહંતને જૂનો ક્રાન્તિકાર અને કથાટાણે ગાંધીવાદી બનાવી એનાં પાત્ર ને કર્મને સ્વાભાવિક દેખાડવાનું કર્તાએ કર્યું છે, પણ અત્યાર સુધી એણે કેમ ગામમાં દેશના સ્વાતંત્ર્ય ખાતર કશું જ કરેલું નહિ એવો પ્રશ્ન વાંચકોને ઊઠશે. લડતમાં પત્રિકાઓનો ગામડાંમાં પ્રચાર અને પાટા ઉખેડવાનું કાર્ય એ બે જ કાર્યક્રમોનું ચિત્ર કથામાં મળે છે. મેળાનો લડતમાં થયેલો ઉપયોગ દેખાડવાને મિષે મેળાનું વર્ણન કથામાં સારું થયું છે. લડતની કથામાં પોલીસના દમન ને ત્રાસની વાત ન આવે એમ બને નહિ, એમાં જમાદાર જેવા સારા પોલીસનું પણ ચિત્રણ થયું છે. કથાનો અંત અસંતોષકર છે. પોલીસના પહેલા જ દમનમાં લડત સંકેલી દેવામાં કયું પરાક્રમ, કઈ મુત્સદ્દીગીરી ગણાય? કથામાં જોડણી અને અનુસ્વારની કાળજી રખાવી જોઈતી હતી.







ડૉ. ભૂપતરાય મો. દવે : ડૉ. શંકરલાલ મો. દવેનાં નિસર્ગોપચારનાં છ પુસ્તકો

## તંદુરસ્ત રહો

**મૂલ્ય : પોણાચાર રૂપિયા**

[રજિ. પો. એક રૂપિયો]

દવાઓથી ધરાઈ ગયેલા અને કંટાળી ગયેલાં માટેનું આ નવું પુસ્તક દરેકને ખૂબ ઉપયોગી થઈ પડે તેવું છે. કુદરતી ઉપચારો તરફ આજે લોકોની દૃષ્ટિએ લીધેલા નવા વલણને સંતોષે તેવું આ પુસ્તક છે.

## આરોગ્ય કેમ સાચવશો ?

**મૂલ્ય : ત્રણ રૂપિયા**

[રજિ. પો. ચૌદ આના]

આ પુસ્તકમાં આપેલા લેખો, દર્દીઓની સત્ય પ્રયોગકથાઓ, ફળો, શાકો આપણી આદતો અને જે જે માહિતી આપવામાં આવી છે તે વાંચીને આપણે જીવનમાં ઉતારીએ તો માંદાં પડવાનો સમય ન આવે. અને દવામાં ખરચાતા પૈસા બચે.

## રોગ અને આસનો

**મૂલ્ય : ત્રણ રૂપિયા**

[રજિ. પો. ચૌદ આના]

આસનોથી શરીર નિરોગી કેમ રાખી શકાય તે આ પુસ્તકમાં આસનોના ફોટાઓ સાથે સમજાવ્યુ છે. એમાં આપેલું લેખકોએ વરસોના પ્રયોગોથી સિદ્ધ કરેલું છે આ સચિત્ર આવૃત્તિ આપના સ.થી જેટલી ગરજ સારે છે.

## ક્ષય અને દમમાં નૈસર્ગિક ઉપચાર

**મૂલ્ય : ત્રણ રૂપિયા**

[રજિ. પો. ચૌદ આના]

ક્ષય અને દમ એવા જીવલેણ રોગો છે કે કાળજીપૂર્વકની સારવાર ન લેવાય તો દર્દી અને તેનું કુટુંબ દરેક રીતે ઘસાય છે. આ પુસ્તક એવા દરેક રોગીને ખૂબ જ ઉપયોગી નીવડ્યું છે. આપ પણ એક નકલ જરૂર વસાવો.

## દવાનો છેલ્લો ઘૂંટડો અને કુદરતી સારવાર

**મૂલ્ય : અઢી રૂપિયા**

[રજિ. પો. બાર આના]

આ પુસ્તકમાં જે પ્રશ્નો ચર્ચાયા છે, લેખોમાં જે છણાવટ કરી છે તે કેવળ લખવા માટે નથી લખ્યા. પણ દર્દીઓની શંકાઓનું, એમની મંઝવણો પૂછાવતા જે પત્રો આવેલા તેના ઉત્તર રૂપે અહીં મૂક્યુ છે

## હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર

**મૂલ્ય : બે રૂપિયા**

[રજિ. પો. બાર આના]

શાસ્ત્રીય કસરત અને કુદરતી ઉપચારો દ્વારા નવજીવન મેળવી શકાય છે એ વાત જો આપને ગળે ઊતરતી હોય અને અસાધ્ય દર્દોની દવા કરી કંટાળી ગયા હો તો આ પુસ્તક જરૂર વસાવજો દરેક રોગ માટે કાયમી ઉપયોગી નીવડશે.

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ ફર્નાન્ડીઝ બ્રીજ • ગાંધીરોડ પો. બૉ. નં. ૧૭૩ અમદાવાદ. ૧

# કોલેજ યુવતીનું સૌંદર્ય દીપે છે

કાળાભટ્ટ

કેશકલાપથી



પણ એવો આકર્ષક કેશકલાપ પ્રાપ્ત કરવા માટે સિદ્ધહસ્ત રામતીર્થ બ્રાહ્મી તેલનું જ સેવન જરૂરી છે. તે કેશને કહમો બનાવે છે એટલું જ નહિ પણ જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુને બળવત્તર બનાવે છે.

## રામતીર્થ બ્રાહ્મી તેલ

આ તેલ ખાસ નિષ્ણાતોએ આયુર્વેદિક પદ્ધતિએ બનાવેલ છે એટલે કે રૂપ અને ગુણ બન્ને દ્રષ્ટિએ બધાંને અનુકૂળ આવ્યું છે.




**રામતીર્થ** બ્રાહ્મીતેલ રજી. નં. ૧ (રજીસ્ટર્ડ) આયુર્વેદિક ઔષધ

મોટી બાટલી રૂા. ૩ાા નાની બાટલી રૂા. ૨

ટપાલથી મંગાવનારે (પોસ્ટેજ પેકીંગ ખર્ચ સાથે)

મોટી બાટલીના રૂા. ૫-૧૫ નાની બાટલીના રૂા. ૩-૧૫

મ. ઓ. થી મોકલવા. વી. પી. થી મોકલતા નથી.

શ્રી રામતીર્થ યોગાશ્રમ, મુંબઇ-૧૪.

ટેલીગ્રામ: 'PRANAYAM' BOMBAY-DADAR ટે. નં. ૬૨૮૯૯

COTY : SRY 4

# યોગાસનો

ના અભ્યાસથી

# નિરોગી

અને સશક્ત બનો

★ ★ ★ ★

રોગરહિત સશક્ત તેમજ હમેશાં તંદુરસ્ત રહેવા માટે સારા આર્ટ ગ્લેઝ પેપર ઉપર છપાયેલ ઘેર સહેલાઈથી કરી શકાય તેવાં અનેક આસનોનો યોગાસન ચાર્ટ તુરત મંગાવો.

કીમત રૂા. ૧-૧૪-૦ (પોસ્ટેજ સાથે) મનીઑર્ડરથી મોકલો. વી. પી. કરતા નથી.

★ ★ ★ ★

તા. ક. દરરોજ (રવિવારે બંધ) સવારના ૭ાા થી ૯ાા અને સાંજના ૬ થી ૭ાા શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગો ચાલુ છે. રવિવારે સવારના ૧૦ વાગે વ્યાખ્યાન હોય છે.

★ ★ ★ ★

શ્રી

**રામતીર્થ યોગાશ્રમ**

દાદર (સેન્ટ્રલ રેલ્વે)

મુંબઇ-૧૪

COTY : YOG

અંક ૯ : સપ્ટે. '૫૬
સળંગ અંક : ૩૧૮

સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૭
'નવરચના' : વર્ષ ૨૧

સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧.

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.




### સ્વપ્નું રોળાયું

ગુજરાતનાં સ્વપ્નાંનો છલોછલ કટોરો હોઠ લગી આવેલો, તે કોણ છીનવી ગયું! પ્રાંતીય અસ્મિતાની ક્ષિતિજો ઉપર પ્રકાશ ઊઘડી રહ્યો હતો ત્યાં જાણે અચાનક પડદા પડી ગયા. કોઈ સમર્થ ગુજરાતી વીર—ગુજરાતના ઉજ્જવલ ભાવિનો સફળ સુકાની શો આગળ આવે ત્યાં લગી આજના વેંતીઆઓનો વિધાતાએ વિશ્વાસ ના કર્યો. ધરા ધ્રૂજી, મેહ તૂઠ્યા, લોહી છંટાયાં ને કાળ પાછો ફરી ગયો. એણે ગુજરાતનો ધડવૈયો શોધ્યો પણ દીઠો નહિ. ને પૂર્વજોના પ્રતાપે ગુજરાત પર ઊતરી આવેલાં દેવનાં દાન અદ્ધરથી અલોપ થઈ ગયાં!

એ ઘડીએ ગુજરાતે પ્રલંબ વિલાપ કર્યો. શિસ્ત અને શાંતિના બડબડાટ વચ્ચે એ રુદન રૂંધાઈ ગયું ને આંસુ લૂછનારાઓ પણ કૌરવસભાના ભીષ્મ જેમ શેહ ખાઈ ગયા.

પણ કોઈનાયે વિલોપન મિથ્યા ગયાં નથી, લોહી છંટાય છે ત્યાં અવનવું ઊગી નીકળે છે. '૫૬ નું આપણું મંથન એળે જવાનું નથી. લૂંટાયલા સીમાડા, પડદા પાછળની સંતલસો, અણઘડ હૂંકાર એવાં લાંછનોમાંથી સાવધ થઈને ગુજરાત જ્યારે ફરી બેઠું થશે ત્યારે એની શોભા ઓર હશે.

### દાઝ્યા ઉપર ડામ

દુઃખની વાત છે કે ગુજરાત જ્યારે વેદના અનુભવતું હતું ત્યારે એના જ પુત્રોએ એની નિંદા કરી. એનામાં હિંસા આરોપી એનો આત્મા ચરવા ગયો હોય એમ એને શોધવાની ને જગાડવાની તરકીબો ચાલી. ગુજરાત માર્ગ ભૂલ્યું હોય એમ દેશભરમાં એનું વગોણું થયું. અટપટો ભોગ આપી ગુજરાતને વશ કરવા તરકીબો થઈ. સત્તાપક્ષે પ્રચાર અને દબાણવડે ગુજરાતને ફરીથી નાથવા યત્નો થયા.

'ઇસ્લામ ખતરેમેં હૈ' એવો શોર મચાવી લીગવાળા એકવાર ફાવી ગયા હતા. 'ગુજરાત હિંસાને માર્ગે ચઢ્યું' એવો પ્રચાર કરી એને શરમિંદું કરી ગુજરાતની પીઠ ઉપરથી ઊતરી ગયેલા ફરીથી સવાર થવા મથ્યા છે. અને પોતાની ભૂલો જોવાને બદલે કે પ્રજાની નજર ચૂકાવવા માટે 'અગ્નિ પરીક્ષા' ગોઠવવી પડી છે.

કહે છે કે ગુજરાત રચવાની વાત ક્યારેય થઈ જ નથી! આપણી ઇચ્છાઓમાં પણ રખે ગુનો પેસી જાય એ કેવી ધાસ્તી! કહે છે કે ગુજરાતનું રાજ્ય સંભવિત જ નથી કારણકે દરવર્ષે એ ખોટનો સોદો બને! જાણે આપણે દ્વિભાષીમાં બીજાને બોજારૂપ થઈને જતા હોઈએ ને!

જેમનાથી નીપજ્યું નથી અને પેંતરા ખાલી ગયા છે તેઓ પોતાની લાચારી કબુલતા નથી, ગુજરાતની લાગણીઓ ઝીલતા નથી, ને ઉપરથી નિંદા કરે છે. આ હુમલામાં આખું તંત્ર સામેલ થયું ત્યારે ગુજરાતની વેદના એના રોમેરોમ વ્યાપી રહે એ જ સ્વાભાવિક છે.

### ગુજરાતનો આત્મા સાબુત છે

ગુજરાતનો આત્મા ખોવાયો નથી, ઘવાયો છે.

દયાનંદ અને સહજાનંદના સંપ્રદાયોએ જેને સ્થાપ્યો, કવિ કલાપી અને ન્હાનાલાલે જેને હરખશોકની લાગણીઓ આપી, સાહિત્યકાર મુનશી ને મેઘાણીએ જેને પોષ્યો, ગાંધીજી જેવા ક્રાંતિકારે જેને ગંભીર બનાવ્યો, સાહસિક વેપારીઓએ જેનામાં આકાંક્ષા પ્રગટાવી, ગીમી દિવાન દાવર મોતીભાઈ જેવા કેળ-





તેમ છતાં એને અંતે તો બંને તો બંને પક્ષે એ ભૂલવા જ મથવું જોઈએ. જે પ્રજા હસી ખુશીથી ભાઈચારાની સમાનતાથી ને પરસ્પરની કલ્યાણ વાંચ્છનાઓથી સંઘર્ષની શરમ વહેલી મિટાવી શકે તેને આપણે સંસ્કૃત ગણીશું. માનવ વિકાસમાં લાધેલું એ એક નવું પગથિયું છે.

### વિદ્યાની આરાધનાની પ્રાણપ્રતિષ્ઠા

વિદ્યાર્થીઓ અભ્યાસ છોડી રાજકીય સવાલોમાં ઝૂકાવે તે વાત ઉપર અગાઉ ગૌરવ લેવાતું, હવે આપણે એ અભિપ્રાય બદલવા નીકળ્યા છીએ.

રશિયન નેતાઓ આવ્યા ત્યારે બાળકોને સુદ્ધાં એમનાં 'દર્શને' કોણ લઈ ગયું અને કાલે ચીની નેતા આવશે ત્યારે કેમ જાણ્યું વિદ્યાર્થીઓને નહિ કહેવામાં આવે? રેંટિયાનો આગ્રહ બાળકો સુધી શાથી ખેંચી જવામાં આવ્યો? અને વિકાસ યોજનાઓમાં વિદ્યાર્થીઓ પાસેથી શ્રમયજ્ઞની અપેક્ષા કેમ રાખવામાં આવી? આપણે એ જ રીતે આવતી પેઢીને જાગૃત કરવા માગીએ, પછી એનો બળાપો ક્યાંથી! શું કરીએ શિક્ષણનું મૂલ્ય આજે સંખ્યા ઉપર રાખીને સરકાર ઊંધા પાટા બંધાવે છે. વધારે ખર્ચ વધારે શાળાઓ ને વધારે વિદ્યાર્થીઓ—એ ભલે ખુશ કરાવે એવી વિગતો હોય પણ એ બધું હોવા છતાં શિક્ષણનું મૂલ્ય બીજે ક્યાંક છે.

'વિદ્યાર્થીઓ માયકાંગલા બન્યા છે અને અમારા વખતમાં હતા એવા હવે નથી'—આવી ફરિયાદો કોણે કરી નથી? ઈન્દોર, લખનૌ, કલકત્તા, અમદાવાદ એમ ઠેર ઠેર વિદ્યાર્થીઓને રોષનાં કારણો મળ્યાં ત્યારે પણ જો કાંઈ ઉપાય રૂપે નીકળ્યું હોય તો એમનો દોષ. કેમ જાણે દોષારોપણ વડે વિદ્યાર્થીઓની જમાત સમજી જવાની હોય!

વિદ્યાર્થીઓમાં અભ્યાની વૃત્તિ સ્થિર કરવી હોય તો ઠપકાથી કે માર્ગ રૂંધવાથી નહિ બને. ચીલા ઉપરથી ઊતરીને વિદ્યાપીઠોએ, સરકારે, અધ્યાપકોએ વિદ્યાર્થીને એનો રસ લગાડવા, એના વડે ગૌરવાન્વિત થતાં શીખવવું પડશે, વિદ્યાની આરાધનામાં પ્રાણપ્રતિષ્ઠા કરવી પડશે.

### હિંદી—એક માત્ર રાષ્ટ્રીય નથી

રાષ્ટ્રભાષા વિષે વારંવાર જુદાં જુદાં મંતવ્યો બહાર પડે છે. નેહરુ કહે છે કે બંધારણમાં સ્વીકારેલી ચૌદેચૌદ ભાષાઓ રાષ્ટ્રીય છે. બીજા ભાઈ કહે છે પ્રાંતની ભાષાઓનો હરીફ હિન્દી નથી, અંગ્રેજી છે. અને આમ છતાં હિંદીનો મહિમા વધારવા જે ભાઈઓ ઉત્સુક છે તે એકપણ તક જતી કરતા નથી, પ્રાંતની ભાષા દબાવીને પણ હિંદીનું ચઢી વાગશે એ દહેશત લગભગ દરેક પ્રાંતમાં છે, દક્ષિણમાં સૌથી વિશેષ હશે.

હિંદીનો આગ્રહ કરનારા એમાંથી ફારસી ઉર્દુનો ઉપયોગ ઘટાડવા મથે છે. નવા પારિભાષિક શબ્દો હિંદી કરતાંયે સંસ્કૃતની અસર હેઠળ વધારે રહે છે. વખત વીતતાં હિંદીમાં સંસ્કૃતની અસર પ્રતિષ્ઠિત થવાની અને લોકભાષા તથા ઉપલા વર્ગની ભાષામાં ફેર પડવાનો.

કેટલાકને એવી દહેશત છે કે પ્રાંતોની ભાષાને વહેલે મોડે હિંદીમાં ભળ્યે જ છૂટકો છે. જે વિભાગ ઢીલ કરશે તે રાજકાજમાં પાછળ રહેશે, વેપાર વણજમાંય સ્થાનિક મહત્વના રહેશે. એવું કર્યા સિવાય દેશનું તંત્ર જ ંપવાનું નથી.

આ દહેશત વહેલી દૂર નહિ થાય તો જે જુસ્સો પ્રાંતિક ભાષાઓ દ્વારા ઊગે એમ છે તે જોખમાશે. તંત્રના દબાણથી હિંદી ફેલાશે ખરું પણ એમાં કૌવત નહિ હોય એટલે પ્રાંતોને તો બંને તરફનું કથળશે. બીજી દિશાઓમાં જેમ જીદ થાય છે તેમ ભાષામાં પણ કરવી હોય તો ઉત્તર હિંદના લોકો જેઓની બોલી હિંદી છે તેમણે આવતાં વીસ વર્ષ સુધી મોટા હોદ્દાઓ પરથી સ્વેચ્છાએ ખસી જઈને બિન હિંદી પ્રાંતવાળાઓને આકર્ષવા જોઈએ. પણ એવું શેનું બને?

### વિદેશમાં હિંદીઓ હિંદીઓ જ રહે

પરદેશમાં વસતા હિંદીજનો તરફ આપણે અકારણ બેદરકાર રહ્યા છીએ. એમણે દેશની બહાર જઈ ધન એકઠું કર્યું છે તો એનો વિશેષ લાભ દેશવાસીઓને મળે તેવી ઇચ્છા પણ રાખી છે. ધન રળતાં એમણે બીજા લોકો કરતાં ઓછાં કુડકપટ કર્યાં હશે. એમના





ડૉ. સુમન્ત મહેતા

# ગુજરાતમાં હવાફેરનાં સ્થળો

માણસના શરીર-મનને પ્રફુલ્લિત કરે તેવાં હવાફેર કરવા માટેનાં સ્થળો ગુજરાતમાં કેટલાં બધાં છે તેનો વિચાર કર્યા વિના આપણે ધૂમ પૈસો ખરચીને દૂર દૂર જઈએ છીએ. આપણા એક પીઢ ગુજરાતી અહીં તે વિષે ઉપયોગી વાતો કહે છે……

દરેક મનુષ્યને ખુદ પોતાના, અગર જો તેને કુટુંબ હોય તો તેના નિર્વાહને માટે કામ ધંધો કરવો પડે છે. મનુષ્યનો ઉછેર એ પ્રકારનો છે અને તેને છેક નાનપણથી એવા સંસ્કાર આપવામાં આવે છે કે દરેક મનુષ્ય રાજીખુશીથી અગર વિરોધ કર્યા વિના પોતાના નિર્વાહની પ્રવૃત્તિમાં સતત રોકાયલો રહે છે.

આ જાતનું વર્તન નિયમરૂપ છે અને એકંદરે તેમાં અપવાદ ઘણા જૂજ હોય છે.

કામ ધંધો કરવા માટે મનુષ્યને શારીરિક અથવા માનસિક, અથવા તે બંને પ્રકારની શક્તિનો અખૂટ ભંડાર હોતો નથી તેથી તેને પૌષ્ટિક ખોરાક ઉપરાંત 'આરામ' લેવાની પણ જરૂર પડે છે. આરામ બે પ્રકારના હોય છે. દરરોજનું કામ ન કરતાં જો માણસ પડી જ રહે તો તેમ કરવાથી એને આરામ મળે છે, પણ જો તે માણસ મેદાનની કે ઘરની અંદર રમી શકાય એવી રમતગમતોમાં ભાગ લે તો તેમ કરવાથી પણ તેનું શરીર તથા મન તાજાં થઈ જાય છે.

જ્યારે આપણે એક જ ગામડામાં કે ગામમાં પોતાનાં સગા સંબંધીઓની સાથે સાદું સરળ જીવન ગાળતાં હતાં ત્યારે જીવન-વ્યવહાર કરવાનો ઘસારો શરીર તથા મનને ઓછો લાગતો હતો. પણ આજનું જીવન નથી સાદું કે નથી સરળ. વિદ્યાભ્યાસની તાલીમ લેવામાં તથા વારંવાર પરીક્ષાઓ આપવામાં અનેક છોકરાઓનાં શરીર નબળાં પડી જાય છે. અને એ તાલીમ ૧૨ થી ૧૫ વર્ષ સુધી લંબાય છે. ત્યાર પછી પોતાના ધંધા કે નોકરીને માટે ઘણા માણસોને પોતાના કુટુંબની ગોદમાંથી નીકળી જઈને અજાણ્યા ગામ ગામડાંમાં સ્વતંત્ર (વડીલોથી અલગ) જીવન ગાળવું પડે છે આજના ગામ ગામડાંમાં એને સ્વચ્છ હવા, સ્વચ્છ ખોરાક અને સ્વચ્છ પાણી મળતાં નથી. દૂધ, દહીં, ઘી, તેલ અને લોટમાં સેળભેળ થાય છે. પોતાની તેમજ એનાં કુટુંબીજનોની માંદગી વખતે એને ઘરગથુ ઇલાજોનું જ્ઞાન ન હોવાના કારણે, વખતે ઠીક ઠીક ખર્ચ કરવો પડે છે. સમાજની અંદર અનેક જાતની પ્રતિકૂળતાઓ એને સહન કરવી પડે છે, અને તેથી એનું સાંસારિક જીવન સાદું અને સીધું નીવડતું નથી. આવાં અનેક અસંખ્ય કારણોને લઈને જીવનકલહ વધી જાય છે. અને તેના શરીર તથા મનને પુષ્કળ ઘસારો વધી પડે છે. સામાન્ય રીતે એટલે નિયમિત જીવન ગાળતા માણસને જો રાતના આઠ કલાકની સારી ઊંઘ મળે છે તો તે બીજા દિવસની જીવન પ્રવૃત્તિઓ માટે તાજો સાજો થઈ જાય છે; પણ આજના ક્લેશમય તથા કૃત્રિમ જીવનની અંદર એ તાજો થઈ શકતો નથી તેથી તેને લાગે કે ટૂંકે ગાળે વિશેષ આરામ લેવાની જરૂર પડે છે. સમજુ માણસો આ હકીકત જાણે છે અને તેથી દરેક મનુષ્યે દર વર્ષે ત્રણ ચાર અઠવાડિયાં સુધી 'હવાફેર કરવા' માટે કોઈ વાધારે અનુકૂળ સ્થળમાં જઈને આરામ લેવો જોઈએ એ હકીકત સમજાઈ ગઈ છે. આવી રીતે સ્થળાંતર કરીને હવાફેર માટે જવું એ વિષયની ચર્ચા આ લેખમાં કરવામાં આવે છે.

'હવાફેર' કરવી એ શબ્દ વાપરવાને બદલે 'વાતાવરણ' બદલવું એ શબ્દ વધારે યોગ્ય છે. સ્થળાંતર કરવાથી તાજગી આવે છે એ વાત સાચી પણ તાજગી મેળવવા માટે સ્થળ બદલવું જ જોઈએ એમ નથી. જે માણસને હમેશાં ટેબલ પાસે બેસીને બેઠાડુ કામ કરવાનું હોય છે તેને જો રખડવાનું કામ મળે તો તેનું શરીર તાજું થઈ શકે છે. વળી સાધારણ રીતે શહેરમાં રહેનારા માણસો ગામડે જઈને રહે તો તે સાજો તાજો થઈ જાય છે. અને સતત ગામડે રહેનારા માણસને શહેરના વાતાવરણથી તાજગી આવે છે.





વસાત છે.

(૨) દમણગંગાની ઉત્તરેઃ—પારડી, વલસાડ, વાપી, બગવાડા, ઉદવાડા, તીથળ, ડુંગરી અને બીલીમોરા. અંબિકા નદીના મુખની ઉપર ગણદેવી ગડત અને સોનવાડી.

(૩) અંબિકા અને પૂર્ણાની વચ્ચે :-
અમલસાડ, ધમડછા, અબ્રામા અને ખડસાલ, દાંડી, કરાડી, મટવાડ, જલાલપુર અને નવસારી.

(૪) પૂર્ણા અને મીંઢોળાની વચ્ચે ઉમરાઠ (ઉભરાટ), તલંગપોર અને મરોલી.

(૫) મીંઢોળા ને તાપીની વચ્ચે,
ભીમપોર, ડુમસ, સૂરત, ખોલવડ.

(૬) તાપી અને કીમની વચ્ચે,
રાંદેર, વરીઆવ, કઠોર, ભગવાદાંડી અને ઓલપાડ.

(૭) કીમ અને નર્મદા વચ્ચે,
ઈલાવ, હાંસોટ.

(૮) નર્મદા અને ઢાઢરની વચ્ચે,
ભાડભૂત, દહેજ, અને ગંધાર.

(૯) ઢાઢર અને મહીની વચ્ચે,
ટંકારીઆ, જવાણ અને કાવી.

(૧૦) નર્મદાના મુખથી પૂર્વ દિશામાં,
ભરૂચ, મોટી કોરલ, માલસર, શિનોર, વ્યારા ચાણોદ કરનાળી.

સૌરાષ્ટ્રના કાંઠાના હવા ખાવાનાં સ્થળોઃ-
બેડીબંદર, ઓખા, શંખોદ્ધાર બેટ, દ્વારકા અને વરવાળા.

પોરબંદર, છાયા, નવીબંદર, માધવપુર, માંગરોળ, શારદાગ્રામ, ચોરવાડ, વેરાવળ, પ્રભાસપાટણ, ઉના, દેલવાડા, જાફરાબાદ, ચાંચ, મહુવા, તળાજા, ઝાંઝમેર, કચ્છમાં માંડવીનું ઠીક મોટું બંદર છે તે સિવાયનાં સ્થળોની માહિતી મેળવી નથી.

આવી રીતે લગભગ ૮૦ સ્થળો એવાં છે કે જ્યાં જવાની સારી સડકો થાય, થોડાં મકાનો બંધાય અને ઠીક સારું બજાર થઈ જાય તો લોકો સુખેથી હવાફેર માટે ઓછા ખર્ચે જઈ શકે.

આજે આપણા આખા દેશના મનુષ્યો હિમાલયની ઉપર વસેલાં સ્થળોમાં હવાફેર માટે જાય છે તેવી રીતે ભવિષ્યમાં ઉત્તર પ્રદેશ, મધ્ય પ્રદેશ, રાજસ્થાન વગેરે પ્રદેશોમાંથી ગુજરાતના સમુદ્રકાંઠા પર વસેલાં આવાં સ્થળોમાં હવાફેર કરવા માટે હજારો માણસો જશે એ નિશંક છે.

એ લક્ષમાં રાખવા જેવું છે કે અમુક રોગોથી પીડાતા માણસો પહાડી પ્રદેશમાં જઈ શકતા નથી અને તેમને સમુદ્ર પાસેની ભેજાળ હવાથી જ લાભ થાય છે.

આવી રીતે આપણા નવા ગુજરાત રાષ્ટ્રમાં ઉપર જણાવેલા ત્રણ પ્રકારનાં સ્થળો (૧) પહાડી વસવાટ (૨) કુદરતી ગરમ યા ઠંડા પાણીનાં ક્ષારવાળા ઝરણાંના સ્થળો, તથા (૩) સમુદ્રકાંઠાપર અગર તેની પાસે વસેલાં સ્થળો—એ બધાંનો વિકાસ કરીને ત્યાં સુખચેનથી માંદા કે સાજા માણસો રહી શકે એવી ગોઠવણ કરવાની આવશ્યકતા છે. એવાં સ્થળોમાં રહેવાથી અગર ઓછા ખર્ચે પહોંચી શકાય, ત્યાં સોંઘાં અને સગવડોવાળાં ઘર મળી શકે, ધર્મશાળા અગર સેનેટોરીઅમ હોય, ત્યાં બજાર અને સ્ટોર હોય, ફરવા માટે રસ્તા હોય, રમવા ખેલવા માટે સ્થળ હોય અને ભેગાં મળીને બેસવા આનંદ કરવા માટે નાનો હોલ હોય એવી વ્યવસ્થા આપણી સરકારે કરવી કે કરાવવી પડશે.







પૂરી પાડનાર કાર્બોહાઇડ્રેટ છે ધાવણમાં કાર્બો-હાઈડ્રેટનું પ્રમાણ ૭.૮ ટકા છે જ્યારે દૂધમાં ફક્ત ૪.૭૫ ટકા. આમ ધાવણ વાટે પૂરતા પ્રમાણમાં કાર્બો-હાઈડ્રેટ મળી રહે છે. બાળકની ઉમ્મર જેમ જેમ વધે છે તેમ તેમ ધાવણમાં પ્રોટિનનું પ્રમાણ ઘટી ખાંડનું અને ચરબીનું પ્રમાણ વધે છે. આ વધારા મુજબ બાળકનું વજન પણ વધવા પામે છે.

બાળકની જરૂરિયાતોને પહોંચી વળે એવા પ્રમાણમાં લોહ સિવા-યના બીજા ખનિજ ક્ષારો ધાવણમાં છે. ત્રણ મહિનાની ઉમ્મર સુધી તો બાળકના કલેજામાં સંઘરાયેલું લોહ પૂરતું નીવડે છે. કારણકે સગર્ભાવસ્થામાં રક્તક્ષયથી પીડાતી માતાને પૂરતા પ્રમા-ણમાં લોહ ના મળતાં એના જ લોહીમાં લોહની કમીના હોય ત્યારે ધાવણમાં પૂરતા પ્રમાણમા લોહ ક્યાંથી સંભવી શકે?

માતાના આહાર ઉપર ધાવણમાં વિટામિનોની છત રહે છે. જો આહાર સપ્રમાણ હોય તો ધાવણમાં વિટામિન–બી જુથ અને વિટામિન–સી હોય છે. પણ બાળકની જરૂરિયાતોને આવશ્યક એટલું વિટામિન–ડી ધાવણ કે ગાયના દૂધમાં નથી હોતું. વિટામિન–ડીના ઉણપને લીધે બાળકને સૂકતાન (Rickets) નો રોગ થઈ આવે છે માટે જન્મના બે અઠવાડિયાં બાદ બાળકને વિટામિ-ન–ડી બહારથી આપવું જોઈએ.

બાળકના ખોરાક માટે માતાનું દૂધ સર્વશ્રેષ્ઠ છે. જ્યારે જોઈએ ત્યારે ધાવણ તાજું મળે છે. એનું ઉષ્ણ-તામાન સદા સરખું રહે છે અને એની ચોખ્ખાઈની તોલે બીજું કોઈ દૂધ આવી શકે એમ નથી. બાળકની નાજુક અને વણટેવાયલી હોજરી માટે ધાવણ જરૂરિયાત મુજબ સંપૂર્ણ મેળ-વણીવાળું, બિન-ખર્ચાળ, તૈયાર કર-વામાં હીકમત વાપરવી ના પડે એવો અને જલ્દી સરળતાથી પચે એવો સંપૂર્ણ આહાર છે.

**સ્તનપાન**



નવજાત શિશુને કુદરતની પ્રથમ મહાન બક્ષિસ માતાનું ધાવણ છે. આયુર્વેદાચાર્ય પંડિત ભાવમિશ્ર કહે છે: 'અપત્ય સ્નેહથી નીતરતી માતાને બાળકના સ્પર્શ, દર્શન અને સ્મરણ માત્રથી યા બાળકના સ્તનસ્પર્શથી ધાવણની ધારા છૂટે છે.' બાળક એ અમૃતપાન પી આરોગ્ય અને શક્તિવનુ વાર્ધક્ય પામે છે. સ્તન્યપાન એ પ્રજનનક્રિયા સાથે સંકળાયેલી છેવટની વિધિ છે; માતૃત્વની પૂર્ણતાની પારાશીશી છે. સ્તન્યપાન સાથે માતાના ભાવો, સંકલ્પો અને લાગણીઓ ગાઢ રીતે સંકળાયેલા છે. આંગ્લ કવિ વર્ડ્ઝવર્થ એને યથાર્થ રીતે આલેખતાં કાવ્યમાં ઉતારે છે: 'ધાવ, નાના બાળ ફરીથી ધાવ. એથી મારું લોહી ઠંડું પડે છે, મારું મગજ શાંત થાય છે. તારા હોઠનો સ્પર્શ મારા હૃદયનું દુ:ખ હટાવી દે છે.'

દરમ્યાન દર ૭ કલાકે ને ત્રીજા દિવસે દર ચાર કલાકે અને ત્યાર બાદ ત્રણ કલાકે બાળકને ધવડાવવું. જો કે શરૂઆતના ત્રણચાર દિવસો દરમ્યાન ધાવણ બરાબર આવતું નહીં હોવાથી બાળકને ગળથૂથી પાવાનો પ્રચલિત રિવાજ તો પાળવો જોઈએ. ત્રીજા દિવસ સુધી દર વખતે છ–સાત મિનિટ ધવડાવવું અને ત્યાર બાદ આ સમય ધીમે ધીમે વધારી આઠમા દિવસે વીસ મિનિટ સુધીનો કરવો.

સ્તન ચૂસાવાથી ધાવણને સ્રવવાની ઉત્તેજના મળે છે. તંદુરસ્ત બાળકના ધાવવાથી સ્તન ખાલી થતાં તે ફરીથી દૂધથી ભરાય છે. પણ બાળકના મંદ ચૂસવાથી અડધાં ખાલી થયેલાં સ્તનોમાં દૂધ ભરાતું નથી. બાળકના ધાવવા પ્રમાણે સ્તનોમાં દૂધ ભરાય છે. સ્તનમાંથી પૂરેપૂરું દૂધ ધવાઈ જાય તો તેમાં પુષ્કળ દૂધ ભરાય છે. માન્યામાં ના આવતું હોય તો જોડિયાં બાળકોને માતા ધાવણ શી રીતે આપી શકતી હશે? ધાવ પોતાના બાળક ઉપરાંત બીજાં બાળકોને ધાવણ શી રીતે આપી શકતી હશે? ધાવી રહ્યા પછી સ્તનમાંનું દૂધ હાથ વતી કાઢી નાખવાથી તે પણ પાછું પૂરેપૂરું ભરાય છે.

જાણવા જેવું છે કે સ્તનમાંથી આવતી પહેલી ધાવણની ધાર પાણી જેવી હોય છે. પછીની ધાર પ્રોટિન સમૃદ્ધ હોય છે જ્યારે છેલ્લી ધાર ચરબીવાળી હોય છે. માટે ધાવણના બધા ઘટકો બાળકને મળે તે માટે તેને સ્તનમાંનું બધું દૂધ મળવું જોઈએ. જો ધાવણ પુષ્કળ આવતું હોય તો દર વખતે એને એક સ્તનમાંથી પૂરતું દૂધ લેવા દેવું. જો એક સ્તનમાંથી પૂરતું દૂધ ના આવતું હોય તો એને બેય સ્તન ધરવાં. અગાઉ પહેલું આપેલું સ્તન બીજીવાર ધવડાવતી વખતે પછી આપવું. ધાવણ ઓછું કરનારાં ઘણાં કારણો છે. ચિંતાતુર, વધારે પડતું કામ કરનાર અને ચિડીયલ માતાને ધાવણ ઓછું ઊતરે છે.

સગર્ભાવસ્થામાં ગર્ભનું જીવન પરોપજીવી છે. એના શરીરની બધી આવશ્યક ક્રિયાઓ માતા ઉપાડે છે. જન્મ પછી પણ માતા અને બાળક શારીરિક અને માનસિક રીતે જોડાયેલાં છે. પ્રસૂતિ પહેલાં અને પછી પણ માતાના પોષણ ઉપર બાળકના આરોગ્યનો આધાર છે. માતાના પોષણ ઉપર ધાવણની જાત અને પ્રમાણ નક્કી થાય છે. માટે માતાએ સમતોલ અને પૌષ્ટિક ખોરાક ખાવો જોઈએ. જો ધાવણ માટે જોઈતાં તત્ત્વો એને ખોરાકમાંથી મળી નહીં રહે તો એના દેહના અણુઅણુમાંથી તે શોષાય છે. આની અસર તાત્કાલિક તો દેખાતી નથી પણ લાંબા ગાળે માતાનું આરોગ્ય કથળે છે.

બાળકને નિયમિત આંતરે ધવડાવવું જોઈએ. બાળકે બાળકે આ અંતરનો તફાવત રહેવા સંભવ છે પણ દરેક બાળક માટે તો તે સરખો જ હોવો જોઈએ. બાળકની ભરાયલી હોજરીને ખાલી થતાં અઢીથી ત્રણ કલાકનો સમય વીતે છે. આ ગાળામાં ખાલી થયેલા સ્તનમાં ધાવણ પણ ભરાય છે. માટે તંદુરસ્ત બાળકને ધાવેલા દૂધને પચાવવા માટે અને માતાને બીજા સ્તનપાન વખતે પૂરતું ધાવણ આપવા તૈયાર થવા માટે બે સ્તન્યપાન વચ્ચે આટલો સમય રાખવો જરૂરી છે. અનિયમિત રીતે ધવડાવવાથી બાળક અને એની હોજરી બન્ને બગડે છે. ધવડાવવામાં લાંબો ગાળો પડવાથી ભૂખને અંગે અગર તો ટૂંકા ગાળામાં વારંવાર ધવડાવવાથી અપચો થવાથી બાળક રડે છે. નિયમિત ધાવણથી સંતોષ પામેલું બાળક સંતોષી અને આનંદી સ્વભાવનું નીવડે છે.

વખતસર ધવડાવવાની હકીકતને બહુ વળગી રહેવાની જરૂર નથી. આ તો ઉપરા ઉપરી ધવડાવવાથી ઓકટતા ચૂંકાતા કે માંદા પડતા બાળકને લક્ષ્યમાં રાખી લખાયેલું છે. ઘડીઆળના વખત કરતાં બાળક ભૂખ્યું થાય ત્યારે ધવડાવવું. આ હકીકત સ્વીકારતાં માતાએ બાળકનું ભૂખ કે દુઃખનું રૂદન પારખતાં આવડવું જોઈએ. જ્યારે જ્યારે બાળક રડે ત્યારે ત્યારે એને છાતીએ વળગાડવાની રીત માતા અને બાળક બન્ને માટે દુઃખદ પરિણામ આણનારી છે. વારંવાર ધવડાવવાથી સ્તન પૂરાં ખાલી થતાં નથી અને અધૂરાં ભરાયેલાં સ્તન ફરીથી દૂધથી ભરાતાં નથી એ આપણે





પણ અનુભવોના આધારે દાક્તરો નર્સો અને માનસશાસ્ત્રીઓને સમજાયું કે સ્તનપાનનો અસંતોષ માતા અને બાળકો માટે ખરાબ પરિણામો આણનારો છે. ન્યૂઝીલૅન્ડના ડૉ. ટર્બીકિન્ગે સૌ પ્રથમ માતાના સ્વાસ્થ્ય ખાતર ધાવણ આપવાની હિમાયત કરી. આ પછી વિટામિનોની શોધ થઈ, અને વિટામિન–ડીની ઊણપના કારણે સુકતાન રોગ થવાનું સમજાયું. એ જમાનામાં શીશીના દૂધ ઉપર નભતાં ઘણાં બાળકો સુકતાનથી પીડાવા લાગ્યાં, જ્યારે ધાવણથી ઉછરતાં બાળકોમાં એનું પ્રમાણ ઓછું હતું. આ સમજવાથી ધાવણ આપવા તરફ પશ્ચિમના લોકોનાં મન વળ્યાં અને હવે તો એ બાબત સ્વીકાર પામતી થઈ છે કે ઘડિયાળના ટકોરા પ્રમાણે ધવડાવવા કરતાં વારંવાર થોડું થોડું ધાવણ આપવાથી ધાવણ વધારે ઉત્પન્ન થાય છે.

નવજાત શિશુ વૃદ્ધિ અને વિકાસના ક્રમમાંથી પસાર થયા બાદ સ્વતંત્ર જીવન ગુજારી શકે છે ત્યાં સુધી એનું જીવન પરાધીન છે. આરોગ્ય અને શક્તિપૂર્ણ શરીરની વૃદ્ધિ માટે બીજી બાબતો સાથે ખોરાક મુખ્ય બાબત છે. એનો ખોરાક સમતોલ હોવા સાથે સુપાચ્ય અને જલ્દીથી શોષાય એવો હોવો જોઈએ. ગર્ભાવસ્થામાં તો બાળકની હોજરીને કંઈ કામ કરવું પડતું નથી. માતાની હોજરી બધું કામ ઉપાડી લઈ તૈયાર થયેલાં પોષક દ્રવ્યોમાં માતાના લોહી વાટે ગર્ભના લોહીમાં જાય છે. જન્મબાદ બાળકની હોજરીનું કામ શરૂ થાય છે પણ તેની હોજરી અને આંતરડાંની ક્રિયા મર્યાદિત હોવાથી ખોરાક સુપાચ્ય અને સત્વશીલ હોવો જોઈએ. આ જરૂરિયાત પૂરી પાડનાર કોઈ પણ ખોરાક દુનિયાભરમાં હોય તો તે માતાનું—માનવ કે પ્રાણીજગતની માતાનું દૂધ છે.

★

જયન્ત પરમાર

## જાગૃતિ

યૌવન જાગે,
ઊર્મિ જાગે,
યૌવનને આરે ઊભેલા જગનાં ક્ષુબ્ધ નરોયે જાગે!
પૃથ્વી વાટે,
અમિત ઘાટે,
અંતરનાં ઊંડેરાં આજે જીવનમાં ઝૂઝવાને જાગે!
અમિત રાગે,
અતૂટ ધાગે,
જીવનમાં જઈ જીવનના સૌ જીવિતના પડકારો જાગે!
જીવન કાજે,
મૃત્યુ સાજે
જીવન મૃત્યુથી અંકિત આ માનવ જાત જાગે!
પદ્મપરાગે,
પુણ્યો માગે,
યાચકની સૌ પરાગ આજે પૃથ્વી પરને છાતી જાગે!
મૃત્યુ સાટે,
માનવ માટે,
માનવ મૃત્યુથી જ્યારે માનવની અવનિ આ જાગે!

બાળક ગાલે,
ખૂઝર્ગ ભાલે,
ગુલભર્યાં તે ખંજનનાં દૃષ્ટચે માનવજાત જાગે!
ભિખ્ખુ જાગે,
દાતા જાગે,
જગભિખ્ખુને ધરાવતા એ માનવના શ્રેષ્ઠીઓ જાગે!
પુનિત માગે,
પથિક તાગે,
ભવરણમાં ભટકંતા કૈં વિશ્વતણા ઘેલાઓ જાગે!
વિષણ્ણ આંખે,
પ્રકાશ ઝાંખે,
ધીર રહી આ માનવ વિશ્વે પુંજ થકી દોરવવા જાગે
વિરાટ બાગે,
વિરાટ જાગે,
વિરાટ સાથે વિરાટનાં સૌ ભૂલકડાં ચેતનથી જાગે!
નવીન રાગે,
ચેતન જાગે,
નવચેતનનાં અર્ઘ્યો સાથે નારીનાં સહુ જૂથ જાગે!

★



'અમસ્તો...હસવું આવે તેવો પ્રશ્ન પૂછ્યો એટલે હસી પડાયું.'

'એમ વાત ઉડાવશો નહિ...મારે જાણવું છે કે આમાં તમારા પોતાના અનુભવનું કેટલું ?'

'ભલે જવાબ આપીશ...' થોડીવાર વિચાર કરીને હું બોલ્યો, 'પણ તમે આવો પ્રશ્ન કર્યો તે પહેલાં મારે તમને એક પ્રશ્ન પૂછવો હતો, કેટલી ક્ષણો સુધી પૂછું કે ન પૂછું એવા વિચારમાં પડ્યો હતો. તમે સાચો જવાબ આપવાના હો તો એક એ વાત પૂછવી છે. પૂછું ?'

'અરે પૂછોને બાપલા, એમાં આટલા ગંભીર શા માટે થઈ જાવ છો ?' ઉમેશે તરત જવાબ આપ્યો એટલે મેં પૂછ્યું.

'હમણાં આકાશ સામે તમે મીટ માંડીને બેઠા હતા ત્યારે લાગ્યું કે તમારું મન અહીં કલકત્તાના ઢાકુરીઆ તળાવની ધારેથી ઊડીને ૧૫૦૦ માઈલ દૂર અમદાવાદના એલિસબ્રીજ વિસ્તારમાં, કોઈની આજુબાજુ ભમી રહ્યું છે...કેમ સાચી વાત ને ?'

'ઓહો ! એમાં તે તમે શું પૂછી નાખ્યું ? મને હજી અઠ્ઠાવીસ થયાં, અને આવું સ્વપ્નમય વાતાવરણ હોય, દખણાદો વાયરો હળુહળુ વાતો હોય, આકાશમાં ચંદ્ર પ્રકાશતો હોય ત્યારે મીના યાદ ન આવે તો પછી ક્યાં તો મીનામાં નહિતર એના સ્વામી ઉમેશમાં ખામી—' ઉમેશ ખૂબ મોજમાં આવીને બોલે જતો હતો. મેં ટાપસી પૂરી.

'સાચી જ વાત. તમને બેઉને જોઉં છું ત્યારે તમારી પ્રસન્નતાના, તમારા પ્રસન્ન દામ્પત્યના પડઘા મારા અંતરમાં પણ ઊઠે છે હોં, અને એટલે જ આજે પૂછવાનું મન થયું છે—'

'જે પૂછવું હોય તે બેધડક પૂછી શકો છો, મીનાની યાદની સાક્ષીએ ખાત્રી આપું છું કે મારી સમજ અને આવડત મુજબ સાચો જ જવાબ આપીશ.' ઉમેશે મારો હાથ પકડી લઈને વચન આપ્યું. એટલે મેં વાત આગળ ચલાવી.

'મારે જાણવું હતું, મીનાબેનને તમે સૌ પ્રથમ ચુંબન ક્યારે કરેલું, લગ્ન પહેલાં કે લગ્ન પછી ? અને કેવા વાતાવરણમાં અને...'

'અરે યાર આવું તે પૂછાતું હશે ?' ઉમેશે વિરોધ ઉઠાવ્યો ખરો, પણ તે પાછળ જરાયે બળ ન હતું, એમનું મલકી ઊઠેલું મુખ એ વાતની ચાડી ખાતું હતું. એમનો રહ્યોસહ્યો વિરોધ પણ તોડી પાડવાના ઈરાદાથી મેં પૂછ્યું, 'કેમ યાદ નથી આવતું ?'

'અરે એ વાત તે કંઈ ભૂલાતી હશે ?'

'તો પછી ?'

'તો પછી વળી શું ?'

'મને કહેતાં પહેલાં મીનાબેનની મંજૂરી લેવી પડે તેમ હોય તો—'

'ના રે ના, She is a sport. અને હવે આટલે વર્ષે એ વાત થોડા અંતરંગ મિત્રો પાસે જાહેર થાય તો વાંધો પણ શો ?' ઉમેશ પોતે જ હવે તો પોતાની વાત કહેવા આતુર બન્યો હતો એટલે મેં આકાશ સામે જોઈને હતી એટલી મીઠાશ ભેગી કરીને કહ્યું :

'તે દિવસે પણ આવી ચાંદની હશે, નહિ ?'

પણ ઉમેશે તુરત જવાબ આપ્યો, પછી જાણે મનોમન મણકા ગોઠવતો હોય તેમ થોડીવાર વિચાર કરીને બોલ્યો :

'વાત માંડીને જ કરૂં ને ?'

'તો જ મજા આવે ને !' ચંદ્રના અજવાળામાં મધુર સ્મરણના સ્વભાવથી અંકાયેલું એનું મુખ જોતાં હું બોલ્યો.

'અમારી સગાઈ થઈ ત્યારે હું જુનીઅરમાં હતો, અને મીના ફર્સ્ટ ઈયરમાં. અમારી પરસ્પર ઇચ્છાથી આ સંબંધ નક્કી થયેલો. જુનીઅરનું વર્ષ એટલે તો જાણો છો ને ?' ઉમેશે સૂચક પ્રશ્ન પૂછ્યો.

'મોસ્ટ રોમેન્ટીક, કેમ એમ જ ને ? પણ હું ધારું છું ત્યાં સુધી તમે તો ઈકોનોમીક્સ લીધેલું ને ?'

'એનું શું છે ?'

હાથ પસારીએ તો માત્ર હવા જ હાથમાં આવે એટલા અંતરે અમે ચાલતાં. ઘણીયે વાર મીના શું બોલે છે તે પણ મારાથી સંભળાતું નહિ, છતાં સાંભળતો નથી એમ કળવા દેતો નહિ.'

'કહેવાય છે કે પુરુષોની આ હોશિયારી તો જન્મ-સિધ્ધ હોય છે, તમે એમાં નિપુણ હો તો કાંઈ નવાઈ ન લાગે.'

'નવાઈ તો મારી બીજી નિપુણતાની ખબર પડી ત્યારે મને જ લાગેલી.' ઉમેશ સહેજ ગૌરવપૂર્ણ અવાજે બોલ્યો.

'હા આ...તે કઈ નિપુણતા?'

'એ વાત ઉપર જ આવું છું. ચાલતાં ચાલતાં અમે કૃષ્ણ સોસાયટી વટાવી આગળ ચાલ્યાં. પંચ-વટીવાળા ચાર રસ્તા આવ્યા અને મીના કહે: 'હવે રીસેસ પૂરી થવા આવી હશે, પાછા ફરીશું?' પણ મારા પગલાં તો આગળ જ ધપે જતાં હતાં. જમણી તરફ વળતાં મેં મીનાને કહ્યું, 'બાપાજીએ આ તરફ નવી જમીન લીધી છે, જતે દિવસે ત્યાં નવો બંગલો બંધાવવા વિચાર છે, તમારે જોવી નથી?'

'તમે તે વખતે મીનાબેનને 'તમે તમે' કહીને સંબોધતા, એમ ત્યારે! તમેમાંથી તું કયારથી—?' મેં ધીરે રહીને એક, ઉપપ્રશ્ન પણ પૂછી લીધો.

'ધીરજ ધરો ભાઈસા'બ ધીરજ ધરો, મારી વાત તમે મને મારી રીતે નહિ કહેવા દો?' રસક્ષતિ સહન ન થતી હોય—પિયામિલનમાં જાણે હું બાધા-રૂપ નીવડતો હોઉં તેવી અસહિષ્ણુતા—કૃત્રિમ અસ-હિષ્ણુતાથી ઉમેશ બોલ્યો. મેં ફરીથી વચમાં ન બોલવાની ખાતરી આપી એટલે ઉમેશે આગળ વાત ચલાવી:

'મીનાએ જમીન જોવાની સંમતિ આપી. એટલે પંચવટીની ઉત્તર દિશાનો ઢાળ અમે ચઢવા માંડ્યો...'

'પંચવટીની ઉત્તર દિશાનો ઢાળ એટલે તો ગુલ-બાઈનો ટેકરો—કેમ સાચું ને?' અમદાવાદની મારી ભૂગોળના જ્ઞાનનું મેં પ્રદર્શન કર્યું.

'હા એ જ, એ જ ગુલબાઈનો ટેકરો...બપોરના બે થવા આવ્યા હતા. સૂરજ માથે બરાબર તપતો હતો...' અવાજ ઘેરો કરી નજર સહેજ ઊંચે આકાશ તરફ ઊંચકી ઉમેશ બોલ્યે જતો હતો...

'અમારી નવી લીધેલી જમીનની થોરીઆની વાડની બાજુમાં એક નાનું લીમડાનું ઝાડ હતું. ગુલબાઈના એ વેરાન ટેકરે તે મધ્યાહ્ને માત્ર એ લીમડાની આછી પાતળી ડાળીઓની છાયામાં હું મીનાને દોરી ગયો...મીના જમીનના ટુકડા તરફ કાંઈક કંટાળાથી જોઈ રહી હતી, એની દૃષ્ટિમાં મને નાખુશ ન કરવાની એક માત્ર વૃત્તિ દેખાતી હતી...' વાત અટકાવી ઉમેશે છાતીમાં ઊંડો દમ ભર્યો તે દરમ્યાન મેં માત્ર હંકારો જ ભણ્યો: 'હુમ્ પછી?'

'જમીન તરફથી દૃષ્ટિ ખેંચીને મારી તરફ જોવા મેં મીનાને કહ્યું, એણે જોયું. મેં એકવાર ગુલ-બાઈના ટેકરાના વિસ્તાર તરફ નજર નાખી, બધું જ સાવ નિર્જન હતું, દૂર દૂર એક કૂતરું થોરી-આની વાડની છાયામાં વિશ્રાન્તિ લેતું હતું. હતી તેટલી હિંમત એકઠી કરી મારા બે ધ્રૂજતા હાથમાં મેં મીનાનું મુખ પકડી લીધું, મીના પણ થરથર કાંપવા માંડી પણ તે જોવા રહીશ તો માંડ ભેગી કરેલી હિંમત સરી જશે એમ માનીને ઝડપથી—ક્ષણના સોમા ભાગમાં મેં આરોપી લીધું. એ પ્રથમ ચુંબન...પણ મીના તો આંખ મીંચેલી રાખીને પૂતળાની જેમ સ્થિર જ ઊભી રહેલી. એટલું જ નહિ પણ—'

'એટલું જ નહિ પણ—?' ઉમેશ અટકી ગયો. એટલે મારી આતૂરતા છુપાવી ન રાખતાં મેં પૂછ્યું.

'એ તો તુરત ધ્રૂસકે ધ્રૂસકે બે હાથમાં મુખ સંતા-ડીને રોવા માંડી.'

'બાપ રે! એમ?! પછી?'

'હું તો સાવ છોભીલો પડી ગયો. અરેરે મને તે આ શું કુમતિ સૂઝી, આવી તે શી ઉતાવળ હતી?

સવિતા પટવારી -

# સ્વ० લીલાવતીબેન દેસાઈ

ગુજરાતની નારીશક્તિના પ્રતીકસમાં તાજા જ ગત થયેલાં સન્નારીનો પરિચય-લેખ તેમની નિકટતા પામેલાં શ્રી સવિતાબેન પ્ર. પટવારી આપે છે ત્યારે તેમની લેખિની સન્માનની લાગણીથી ભરપૂર બની જાય છે. આપણી ઉછરતી પેઢીને માર્ગદર્શક થઇ પડે તેવો પ્રેરક આ લેખ થયો છે...

'હું ગમે તે જોખમ ખેડવા તૈયાર છું, ભલે કારાવાસ વેઠવો પડે.'

૧૯૩૦ ના અસહકારના આંદોલનમાં વિદેશી કાપડના બહિષ્કારની લડતે ઉગ્ર સ્વરૂપ પકડેલું. બ્રિટિશ સરકારને પણ હથિયારે ભયભીત બનાવેલ. સરકારે વિદેશી કાપડ બહિષ્કાર સમિતિને ગેરકાયદેસર ઠરાવેલ. અગાઉ આ કાર્યમાં અનેક બહેનો ભાગ લેતી હતી. પરંતુ કારાવાસ જવાની સ્થિતિ ઉપસ્થિત થઈ ત્યારે સંજોગવશાત્ ઘણી બહેનો તેમાંથી ખસી ગઈ. બહુ જ થોડી બહેનોએ તે કાર્યમાં ગમે તે સંજોગોમાં રહેવા હિંમત બતાવી. તે વખતે એક બહેને ખડે પગે તૈયાર થઇ, નીડરતાથી ઉપર મુજબ જણાવેલું. આ બહેન તે આપણાં સ્વ० લીલાવતીબહેન દેસાઈ.


શ્રી લીલાવતીબહેન દેસાઈ

તેમનો જન્મ ૧૮૮૬માં મુંબઈમાં બળેવની પવિત્ર પૂર્ણિમાએ થયો હતો. એ જમાનામાં એટલે કે આજથી સાઠ વર્ષ ઉપર તેમને માતા પિતાએ અંગ્રેજી શિક્ષણ લેવા એલેક્ઝાન્ડ્રા હાઇસ્કૂલમાં મોકલેલાં ત્યારે ફ્રોક પહેરી નિશાળે જનાર ગુજરાતી બહેન જવલ્લે જ હોઈ તેમને જોવા ઘણીવાર લોકો ઊભાં રહી જતાં. તેઓએ શાળાની દરેક પરીક્ષામાં પહેલે નંબરે પાસ થઈ અનેક ઇનામો મેળવ્યાં હતાં.

તેમના પિતા શ્રી સાકરલાલ દુર્ગારામ દેસાઈ ડેપ્યુટી ઓરીએન્ટલ ગવર્મેન્ટ ટ્રાન્સલેટર હતા. તેઓ સાત્વિક અને સરળ સ્વભાવના હતા. માતા શ્રી શિવલક્ષ્મીબહેન સાદાઈથી ભરેલાં, ઠરેલ અને માયાળુ હતાં. ઉચ્ચ સંસ્કારી માતા પિતાના ગુણ લીલાવતીબહેનમાં પાંગર્યા હતા. તેઓ નાનપણથી જ આનંદી અને ગુણગ્રાહી હતાં. પરંતુ સાથે સાથે એટલાં જ દૃઢ, સાચાબોલાં અને પ્રમાણિક હતાં.

તેઓ નાની વયનાં હતાં તે સમયે જ તેમનાં માતા અને બે બહેનોનું અવસાન થયેલ. લાડકવાયા ભાઈ પણ ઇંગ્લેંડમાં અભ્યાસકાળ દરમિયાન અવસાન પામેલા. આવા કારમા ઘાએ તેમની સહનશક્તિ ખૂબ ઘડી હતી. તેમના સ્વભાવમાં પોતાની આપવીતીઓ કે મુસ્કેલીઓ કોઈને કહેવાની ટેવ ન હતી. હમેશાં આનંદમાં રહેતાં. સૌને તેમનું સ્મિતવેરતું મુખારવિંદ સદાય જોવા મળતું.

વિદેશી કાપડ બહિષ્કાર સમિતિમાં ૧૯૩૦માં જોડાયાં. અને પછી પીકેટીંગ મંડળનાં મંત્રી તરીકે બે વર્ષ સુધી કામ કરેલું.

૧૯૩૨ની સત્યાગ્રહની લડત વખતે ગુજરાત પ્રાંતિક સમિતિનાં એક વખત સરમુખત્યાર પણ બનેલાં અને બીજે દિવસે જ તેમની ધરપકડ થતાં છ માસની જેલયાત્રા પામેલાં.

સને ૧૯૪૨ની 'ક્વીટ ઇન્ડિયા'ની લડત વખતે નવમી ઑગસ્ટે પકડાઈ એક વર્ષ માટે સરકારના મહેમાન બનેલાં. ગુજરાત પ્રાંતિક સમિતિની કાર્યવાહક





ગુફાઓ જોવા વિકટ ચઢાણવાળા પહાડ ઉપર પણ પગ દુઃખતો હોવા છતાંય આવેલાં. તેમનો ઉત્સાહ યુવાનને શરમાવે તેવો હતો. તેમને વૃદ્ધ કહેવાને બદલે યુવાન–વૃદ્ધ કહેવા મારું દિલ લલચાઈ જતું.

૧૯૩૩ની સાલથી જીવનના અંત સુધી અમદાવાદ પીપલ્સ કો–ઑપરેટીવ બેન્કના ડિરેક્ટર તરીકે હતાં અને ૧૯૩૮–૩૯માં આ બેન્કનાં પ્રમુખ તરીકે ચૂંટાયાં હતાં. શ્રી વૈકુંઠભાઈ મહેતાએ હમણાં જ ધ્યાન ખેંચ્યું હતું કે શ્રી લીલાવતીબહેન ભારતમાં સ્ત્રી પુરુષોના મિશ્ર કારભારવાળી બેન્કના પ્રથમ સ્ત્રી પ્રમુખ કહી શકાય.

શ્રી લીલાવતીબહેને છ મહિના સુધી ઇંગ્લેંડ અને યુરોપના બીજા દેશોમાં પ્રવાસ કરેલો. તેમ ભારતમાં પણ અનેક સ્થળોએ ફરેલાં હતાં.

તેમને નાનપણથી વાંચનનો ઘણો જ શોખ હતો. અનેક વિષયો અંગેનાં પુસ્તકો વાંચતાં. સ્ત્રી–લેખિકાઓ 'મીસીસ હેનરી વૂડ' અને 'મેરી કોરેલી' તેમના ખાસ માનીતાં હતાં. આ બન્નેના ઘણા ખરાં પુસ્તકો તેમણે વાંચ્યાં હતાં. માંદગી બહુ વધી ગઈ ત્યાં સુધી સાહિત્ય, કામના કાગળો ઉપરાંત અખબારો નિયમિત વાંચ્યા વગર ગમે જ નહિ. તેમના પિતાએ ટેવ પાડવેલી તે મુજબ રોજ વહેલી સવારે ચાર વાગે ઊઠી ગીતાપાઠ કરી બહુ જ વહેલાં કામ માટે તૈયાર થઈ જતાં.

તેઓ સ્વભાવે કોમળ, અને નિખાલસ હતાં. શ્રીમંત હોવા છતાંય બિલકુલ નિરભિમાની, સાદા અને સરળ હતાં. તેમનામાં ઘણું ઘણું જાણવા જોવાની જિજ્ઞાસુ વૃત્તિ હતી.

આધુનિક સમયમાં કાર્યકરોમાં કાર્ય કરવા કરતાં સ્પર્ધા, અને પાછળથી ટીકા કરવાની વૃત્તિ વિશેષ જોવા મળે છે તેનાથી તે પર હતાં. દરેક ભાઈ કે બહેન જેના પરિચયમાં આવે તેને કંઈ પણ કાર્ય કરવા હમેશાં પ્રેરતાં અને જેની જેવી શક્તિ તે પ્રમાણે શક્તિનો સદુપયોગ કરવામાં તેઓ માનતાં. તેમના હૃદયમાં દુઃખી અને પીડિત બહેનો માટે અનુકંપા હતી. સૌ નાના મોટામાં તેઓ પોતાનાં સ્નેહાળ સ્વભાવની સુવાસ ફેલાવ્યા કરતાં અને કદી નાનાં મોટાંનો ભેદભાવ રાખતાં નહિ. તેમની દૃષ્ટિમાં સૌ સરખાં.

કોંગ્રેસનાં ફંડફાળા માટે કે જ્યોતિસંઘનાં સામાન્ય ફંડ અને મકાન ફંડ અંગે ફરવા માટે તેઓને કદી થાકેલાં જોયાં નથી. ઘણીવાર પૈસા માગવામાં માન અપમાન સહેવાં પડતાં પરંતુ હસતે મુખડે બધું જ સહી લેતાં અને કહેતાં કે ક્યાં આપણે આપણા અંગત લાભ માટે નીકળ્યા છીએ!

છેલ્લે છેલ્લે તેમણે 'અંધ કન્યા પ્રકાશગૃહ'ની સ્થાપના કરવા પાછળ અથાગ પરિશ્રમ લીધો હતો. ત્યાં પણ દર અઠવાડીએ જતાં અને દરેક અંધ બહેનો સાથે રસપૂર્વક વાતો કરી તેમને નિજનાં બનાવી દેતાં.

ગૃહિણી તરીકે પણ તેઓ ખૂબ વ્યવહારકુશળ અને પ્રેમાળ હતાં. અનેક નાના મોટા કાર્યકરોને પોતાને ત્યાં અવાર નવાર આગ્રહપૂર્વક બોલાવતાં. કુટુંબ જીવનમાં પણ તેમની સુવાસ સદાય ખૂબ ફેલાયેલી રહેતી. તેમના પતિ ડૉ. હરિભાઈ માટે તેઓ ખૂબ કાળજી રાખતા. પુત્ર ડૉ. નરેન્દ્રભાઈને માતૃભાવથી ભીંજવી દેતાં.

કળાકાર પુત્રવધૂ શ્રી. શકુંતલાબહેન અને નાનાં બે બાળકો સાથે કિલ્લોલ કરવા બેસી જાય ત્યારે નાના બાળક જેવાં બની જતાં.

છેલ્લે કેન્સરની ભયંકર માંદગીમાં હતાં ત્યારે પણ જ્યારે જ્યારે હોસ્પિટલમાં કે ઘેર કોઈ મળવા આવે તો તેને દર્દની વાત નહિ કરતાં કામકાજ અને પ્રવૃત્તિઓ વિશે જ પૂછ્યા કરે.

શ્રી લીલાવતીબહેને જે શુદ્ધ નિષ્ઠાથી, અતિ શ્રમથી અને નીડરતાથી દેશ અને સમાજની સેવા કરી છે તે સદાય સ્મરણીય અને પ્રેરણાદાયી રહેશે.

*





શ્રુતિ છે. એમાંથી શ્રોતવ્યાદિ ત્રણ દ્રષ્ટવ્યના સાધન માનવામાં આવે છે. પરન્તુ દ્રષ્ટવ્યાદિ ત્રણેને નિદિધ્યાસિતવ્યના સાધન પણ માની શકાય તેમ છે.

*

'આમ્નાયસ્ય ક્રિયાર્થત્વાત્ આનર્થક્યં અતદર્થાનામ્' જૈમિનિના આ સૂત્રમાં 'ક્રિયાર્થત્વાત્'ની જગ્યાએ 'દર્શનાર્થત્વામ્' એટલો ફેરફાર કરી હું વાંચું છું.

*

ઈશ્વર સાથે સાધર્મ્ય પામેલ પુરુષ પર વિશ્વના કોઈ પણ આંદોલનના સર્ગ–પ્રલયની અસર થતી નથી.

*

ગાયત્રી આદિ મંત્રોનો 'ઉપાંશુ'–જપ ઉચિત છે. અર્થાત્ એ મંત્ર ધીમા સ્વરે મનમાં ને મનમાં, જાણે પોતાની જાતને એ કહી રહ્યા હો તેમ જપવા જોઈએ. અર્ધોન્મીલિત દૃષ્ટિનો જે ઉદ્દેશ્ય છે, એ જ આ ઉપાંશુ–જપનો ઉદ્દેશ્ય છે.

*

કૃષ્ણને વ્યભિચારી સમજીને તું એની નિંદા કરે છે. કૃષ્ણ પ્રેમમૂર્તિ છે, એટલા માટે હું એની પૂજા કરું છું. વ્યભિચારની નિંદા અને પ્રેમની પૂજા વચ્ચે વિરોધ નથી. વ્યક્તિશઃ કૃષ્ણ કેવા હતા, એ પ્રશ્ન કેવળ ઐતિહાસિક છે. એકવાક્યતાની આ યુક્તિ સર્વત્ર અવિરોધસાધક હોવી જોઈએ.

*

અહંકાર પર્વતમાંથી ન નીકળનાર અને ફળના સમુદ્રમાં પ્રવેશ ન કરનાર અનાસક્તનાં કર્મ મૃગજળની લહરો પેઠે અત્યંત ઉત્સાહથી થતાં રહે છે.

*

આકાશ અવરોધ નથી કરતું એટલે કોઈ આકાશને અભાવરૂપ માને છે. પરંતુ આકાશ યદ્યપિ અવરોધ નથી કરતું, એ અવકાશ આપે છે. એટલે એને ભાવરૂપ જ માનવું જોઈએ. એ અવરોધ નથી કરતું એનું કારણ એનું અભાવરૂપત્વ નહિ, કિન્તુ અપરિચ્છિન્નત્વ છે.

*

'સતત શ્વાસોચ્છ્વાસ લે' એ વિધિ અને 'મસ્તકનાં બળે ન ચાલ' એ નિષેધ જેમ મને લાગુ પડતા નથી, તેમ જ્ઞાની પુરુષને નૈતિક વિધિનિષેધ લાગુ પડતાં નથી. નૈતિક વિધેય જ્ઞાની પુરુષ પાસે સહજ રીતે જ હોય છે, નૈતિક નિષેધ્ય સહજ રીતે જ નથી હોતા.

*

ધ્યાન વિશ્વના આપણા પર થનાર પ્રહારથી બચવાની તાત્કાલિક યુક્તિ છે. જ્ઞાન વડે આપણે વિશ્વ પર પ્રહાર કરીને એને સદાને માટે ઘાયલ કરીએ છીએ. વિશ્વ નષ્ટ કરવું એ ધ્યાનનું રૂપ છે. વિશ્વને જ બ્રહ્મરૂપ જોવું એ જ્ઞાનનું રૂપ છે.

*

શ્વાસ બહાર કાઢતે સમયે એન્જિનમાંથી બહાર નીકળનાર બાષ્પના અવાજ સમાન 'सो' નો ધ્વનિ નીકળે છે; અને શ્વાસ અંદર લેતે સમયે ગુંબજમાં થતા અવાજ સમાન 'हम्' નો ધ્વનિ નીકળે છે. આટલા ધ્વનિસામ્ય પરથી જ 'सोहऽम्' ની રચના શ્વસન–ક્રિયા પરથી નથી થઈ. આ તો બાહ્ય ચિહ્ન છે. શ્વસન–ક્રિયામાં છુપાયેલો આધ્યાત્મિક ઉદ્દેશ્ય તો બ્રહ્માંડમાંની વ્યાપક ભાવના વડે પિંડમાંની સંકુચિત ભાવના ધોઈ નાખવાનો છે. આ ઉદ્દેશ્ય 'सोऽहम्'થી સૂચિત થાય છે; એટલા માટે શ્વસન–ક્રિયા પરથી 'सोऽहम्'ની રચના થયેલ છે.

*

અર્થ, સમાજ આદિ સામાજિક શાસ્ત્ર નિયામક નહિ, નિયમિત છે. હું એના જે નિયમ રચીશ, એને સ્વીકારવા એ બંધાયેલા છે.

*

દેહમાં મોક્ષની શક્યતા છે, પરન્તુ સંભવ નથી.

*

અધર્મ, પરધર્મ, ઉપધર્મ આ ત્રણ અપથથી દૂર રહી સાધકે સ્વધર્મનું આચરણ કરવું જોઈએ.

*

આશ્રમમાં એક કૂતરો હતો. પ્રાર્થનાનો ઘંટ બજતાં





જ્ઞાની પુરુષના 'આભાસિક' કર્મના હેતુ:

(૧) લોકસંગ્રહ

(૨) પ્રારબ્ધ-ક્ષય

(૩) સાધના-દાઢર્ય

(૪) સહજાનન્દ

*

એક પક્ષ—સંસાર સાધુઓ માટે નથી, એટલાં માટે સાધુ અલગ રહે.

બીજો પક્ષ—સંસાર સાધુઓ માટેજ છે, એટલા માટે સાધુ ધીરજ રાખે.

[ભાવાર્થ: સંસાર ભલે સાધુઓ માટે હોય કે ન હોય, સાધુઓએ સાધુત્વ કદી ન છોડવું જોઈએ.]

*

જે અદ્વૈત નિત્યકર્મ પણ નથી સહી શકતું એ નિષિદ્ધ પણ ગળી જવા તૈયાર હોય છે.

*

વૈદિક શબ્દ સૂક્ષ્મ અર્થવાળા છે. એમાંથી આગળ જતાં લૌકિક અર્થ નીકળ્યા. સૂક્ષ્મમાંથી સ્થૂળ, અવ્યક્તમાંથી વ્યક્ત, આ સૃષ્ટિ-નિયમ છે.

*

દેહ-બુદ્ધિ છોડ. વ્યાપન-બુદ્ધિ છોડ. રચના-બુદ્ધિ છોડ.

*

'यथेच्छसि तथा कुरु' કહ્યા પછી ફરી 'मामेकं शरणं व्रज' છે જ. સ્વતંત્રતા સંયમની વરણી કરે, એમાં સરસતા છે.

*

'भक्त एसे जाणा जे देहीं उदास' (ભક્ત એને જાણો જે દેહ પ્રતિ ઉદાસ છે—તુકારામ) પ્રત્યેક પ્રશ્નને એક દેહ હોય છે અને એક આત્મા. ભક્ત દેહ પ્રતિ સ્વાભાવિકરૂપે જ ઉદાસીન રહે છે.

*

ગોપીઓ માટે પ્રેમમૂર્તિ
દ્રૌપદી માટે કારુણ્યમૂર્તિ
અર્જુન માટે જ્ઞાનમૂર્તિ
પારધી માટે ક્ષમામૂર્તિ

*

ઉન્મની—આધ્યાત્મિક નિદ્રા.
પ્રબુદ્ધ—આધ્યાત્મિક જાગૃતિ.
ઉભય પારસ્પરિક પરિશોધની અવસ્થાઓ છે.

*

સામર્થ્ય છે સત્યનિષ્ઠાનું,
હશે જેની પાસ તેનું.
આનું જ નામ 'ભગવાનનું
અધિષ્ઠાન.'

[સમર્થ રામદાસ સ્વામીની નીચેની ઉક્તિને લક્ષ્યમાં રાખીને આ વિચાર દર્શાવામાં આવેલ છે:

सामर्थ्य आहे चलवलेचें ।
जो जो करील तयाचें ।
परंतु तेथें भगवंताचें ।
अधिष्ठान पाहिजे ॥]

*

'તમે રજ્જુ-સર્પ સમાન 'વિવર્ત' માનો છો કે 'સુવર્ણ-કંકણ' સમાન 'પરિણામ' માનો છો?'
'હું 'સુવર્ણ-કંકણ' સમાન 'વિવર્ત' માનું છું.'

*

(૧) એકાગ્ર અદ્વૈત—

જે એક સાધનનિષ્ઠ હોવાને કારણે અન્ય સાધનની કલ્પના નથી કરી શકતો.

(૨) સમંજસ અદ્વૈત—

જે એક સાધનનિષ્ઠ હોવા છતાં અન્ય સાધનોને માને છે.

(૩) સારગ્રાહી અદ્વૈત—

જે સાધન સમુચ્ચયનિષ્ઠ હોય છે.

(૪) આત્યન્તિક અદ્વૈત—

જે સાધનમાત્રમાં અદ્વૈત અનુભવે છે.







દુકાનમાં ભરાઈ રહેતાં તને ગોઠવાતું નથી. પણ એ તો કહે કે તેં નાગને મૂકી ગોરખો કેમ સંભાળ્યો ? જોઈ એ એટલા જુવાન તારી પાછળ—અરે, તારું નામ શું ! આટલા દિવસથી તને જોઉં છું પણ તારું નામેય નથી જાણતો.'

'દાશિનિ,' એ સામું જોઈ ને બોલી, 'દાશિનિ સાથી.'

'અહીં ક્યાંથી આવી ચઢી ? કોઈ સગાં હોય એમ તો જણાતું નથી.'

દૂરના પહાડો ને ઝાડીઓ અને એનીય પેલીપાર જોતી હોય એમ એણે થોડીવાર જોયા કર્યું. અને પછી જડયું હોય એમ હરખથી બોલી, 'સેલ, એ મારું ગામ. ત્યાંથી છપરમુખ ગઈ. હોજાઈ ગઈ, દામચેરા ગઈ ને પછી અહીં આવી ફળ વેચવા માંડયાં. આઘે આઘેના બગીચાઓમાંથી નારંગીઓ મંગાવું છું તે મારા જાતભાઈઓ ઊંચકી લાવે છે. એમાં આ ગોરખો મળી ગયો. એ પણ બીજી ગમથી નારંગીઓ લાવે છે. મારી નારંગી તો બાબુજી એવી સરસ કે ખાય તે ભૂલે નહિ, તમે જ કહોને !'

'એની કોણે ના કહી. પણ નાગલોકો તને ફળ લાવી આપે, એમને અહીં દુકાન કરવાની ના ગમે ?'

એણે ડોકું ધુણાવ્યું, 'એને બેસી રહેવું ના ગમે, ઘર માંડીને રહેવાતુયે ના ગમે. આવાં મકાન જોઈને અચંબામાં આંખો ચઢાવે, આનંદથી હસે પણ ખરા. પણ અહીં રહેવાતું કહો તો એને ના ગોઠે. એને તો જંગલની વાટ દેખાતી બંધ થઈ એટલે જીવ ઝાલ્યો ના રહે. કહેશે કે વસતી વચ્ચે રહ્યા એટલે જાદુ થઈ જાય કે પાછા જંગલમાં જતાં ડર લાગે.'

'એમ છે ત્યારે; એથી તેં નાગ—!'

અને મલિકબાબુએ એની આખી ટોપલી ખરીદી લીધી. પૈસા ભેગાં સરનામાં પણ આપી દીધાં. ત્યાં જઈને મલિકબાબુ તરફથી એ ફળ પહોંચાડશે. અને એકવાર જરૂર પોતે દુકાને પણ આવશે. એવી ગોઠવણ કરી એને વિદાય કરી.

*

દાશિનિ સાથે પરણીને બિજયસિંઘ ગોરખો એને ઘેર આવ્યો. એ કહે 'લાવ ગાગર પાણી ભરી લાવું. ચાલ; રસોઈ કરવા લાગું. ઊભી રહે, દુકાન ગોઠવી દઉં.' પણ દાશિની એને હાથ લગાડવા ના દે. ઘણું કહે તો બિજયને એ બે કામ કરવા દે, સવારમાં લાકડા ચીરવાનું ને સાંજે નારંગીઓની પેટીઓ લઈ મોટરલારીમાં રવાના કરવાનું. બાકીનો વખત બિજય કાં તો દુકાનની નીચે ખોખા ઉપર બેસતો કે ગોળ ટોપી વાંકી રાખી ફરવા નીકળી પડતો. 'બહાર જાય છે તો લે ચાર આના. ચા પીશે કે ની ?' એમ કહી દાશિનિ એને વાપરવા નાણાં આપતી, એની કાળજી રાખતી, એની સેવા કરતી. પોતે વહેલી ઊઠી ઘરનું કામ પતાવતી. દુકાન સાફ કરી ગોઠવી લેતી. અને ઘરાકો જોડે રકઝક કરતી. કરંડિયા લઈને નાગ આવતા એમનો માલ તપાસી દામ ચૂકવતી. ને સાંજ પડયે ઘર માટે ચીજ વસ્તુ બજારમાંથી ખરીદી લાવતી.

લુમડીંગના બગીચામાંથી એક દિવસ એક નાગ આવ્યો. એનો માલ હલકો નીકળ્યો અને દામ ઓછા મળ્યા એટલે એ બગડયો. એણે દાશિનિને સંભળાવવા માંડી. પણ દાશિનિએ દાદ ના દીધી એટલે એ મારવા ધસ્યો. બિજયસિંઘ ક્યારનો આ જોતો હતો પણ દાશિનિને નહિ ગમે ગમે એમ ધારી આગળ આવતો ન હતો, તે હવે દોડયો.

ધક્કામુક્કીમાંથી લાગલી છરીઓ નીકળી. બન્ને જણ દાવ ઉપર દાવ ખેલ્યા. અને બંનેને ઘા થયા, લોહી વહેવા માંડયું. ચાકીને દાશિનિ આગમાં ઝંપલાવે એમ આ લડાઈમાં વચ્ચે પડી ને નાગને ઠંડો પાડયો. 'જા ભાઈ, જા. તારા વિના જંગલ સૂનાં પડયાં રહેશે. ત્યાં જા. લડવાનું તે સાબર ને ગેંડા જોડે કે અહીં સરકારી કાયદાની હદમાં ?' એમ ફોસલાવીને વિદાય કર્યો ને ગોરખાને દુકાને બેસાડયો. જતાં જતાં નાગ પાછું ફરીને કૈંક બબડયો. એમાં વેરની ઝનૂની ભાષા હતી. પછી એ અલોપ થઈ ગયો.

ત્રીજે દિવસે એ દુકાને બેઠી હતી ત્યાં મલિકબાબુ



કહી દઉં. દાશિનિ હવે શીલોંગમાં નહિ રહી શકે.' ગળગળી થતાં એ ઊભી થઈ. ને ઝડપથી પહાડ ઊતરી ગઈ. નીચેની કેડીઓ ઉપરથી એને જતાં મલિકબાબુ બારીએથી જોઈ રહ્યા. શી છોકરી છે!

તે રાતે બિજયને ભાણું પીરસી એણે ખાટલો ઢાળ્યો. પાન બનાવતી એ વિચારને ગોટે ચઢી. 'અરેરે દાશિનિ સાથી, તારા નસીબમાં સુખ જ નથી. કયા દુઃખે તું અહીંથી તહીં ભટકતી શીલોંગ આવી ને શીદને આ વેપાર લઈ બેઠી! જંગલમાં બીજાં જેમ જીવતાં હતાં તેમ તુયે મોજ કરી લેત તો શું ખોટું હતું!'

એની નજરે ઘીચ ઝાડીઓ આવી, પહાડ ઉપરથી ઠેકતાં ઝરણાં ને એને પાર કરતાં વનપશુઓ દેખાયાં, જમીન સાથે ખેંચીને છાપરાં તાણ્યાં હોય એવાં નાનાં ઝૂંપડાં આવ્યાં, લંગોટીભેર ફરતાં નિર્ભય બાળકો જોયાં, ને કોડભર્યાં યુગલો ઢોલ વગાડતાં વાંસળીઓ બજાવતાં ઝૂમતાં ને પીછાં ઉડાડતાં નાચતાં ને ગાતાં જોયાં. ત્યાં એનું હૈયું ડોલી ઊઠ્યું.

આ ભૂમિ, આ લોકો, આ નાચગાન, આ ઘનઘોર ઘટા, આ વેણુનાદ એને મૂકીને એ કયું સુખ લેવા આવી? અહીં આવીને એણે જીગર વડે વેપાર કર્યો. ક્યાંયે આયેના બગીચાઓની પેદાશ એ ઠેઠ કલકત્તે મોકલતી થઈ, બદલામાં કેટલીય અવનવી ચીજો જંગલની અંદર જવા પામી. એ ખૂબ જાણીતી થઈ, લોકાદર પામી, મનપસંદ સ્વામી મેળવ્યો. ત્યારે શું આ ખરું કે એ? હડપચીએ આંગળી મૂકી દાશિનિ કોઈને સવાલ કરતી હતી.

પેલો શેનો સંદેશ લાવ્યો હતો? 'આવ, અમારામાં ભળી જા. અમારું કામ કર.' એમનું શું કામ હતું? અને એ શી રીતે ખપ લાગી શકે? એને કાંઈ સમજાયું નહિ. જમીને બિજય નજદીક આવ્યો એટલે એણે યંત્રવત પાન આપ્યું.

'ગભરાવાની કંઈ જરૂર નથી. મારા હાથમાં કુકરી હોય ત્યાં લગી એ બધા છોને પાન ચાવતા.' એ બોલ્યો. ને પછી પીઠ પર હાથ ફેરવતાં એ પાસે બેઠો. 'સાહેબને મળી આવી એ સારું કર્યું. કોઈ મોટા માણસની ઓથ તો જોઈએ.' પણ દાશિનિ કાંઈ ના બોલી. એ વિચારમાં ઊંડી ઊતરી ગઈ હતી. બિજય ગોરખાએ એનો હાથ ખેંચ્યો, 'લે હવે સૂઈ જા. આપણે વળી બહુ વિચાર કરવા ના પોષાય.' એણે ટમટમતા દીવાને ફૂંક મારી ને પશુપતિને પગે લાગી પોઢી ગયો. પણ દાશિનિ બેસી રહી. આજે એની ઊંઘ કોઈ ચોરી ગયું હતું. ને રાતના અંધારામાં સમય ગુમ થતો ગયો.

બીજે દિવસે સવારે મલિકબાબુ પહાડો સંગાથે વાદળીઓની ગોઠડી જોઈ રહ્યા હતા ત્યાં પગથી પર ધસ્યો આવતો બિજયસિંઘ ગોરખો દેખાયો. 'કોઈ દિવસ નહિ ને વળી આને શું કામ અહીં મોકલ્યો હશે! કે પછી વહેમાયલો પહાડી સાટું વાળવા તો નથી આવતો ને? આ લોકનું ભલું પૂછવું!' એમ વિચારી બાબુ જરા સાવધ બન્યા.

'સાહેબ, ગજબ થઈ ગયો' ગોરખો આવેશમાં કંપતો હતો, રડું રડું હતો. એનો શ્વાસ માતો ન હતો. 'પેલા લોકો એને ઊઠાવી ગયા. મને જરાકે ખબર ના પડી. મને બેભાન કરી દાશિનિને એ લોકો જંગલમાં લઈ ગયા. બાબુજી, એ લોકો માણસ નથી, માણસખાઉ વાઘ જેવા છે. હવે એને મારી નાખશે. સાહેબ, એને બચાવો, કોઈ પણ હિસાબે પાછી લાવી આપો.' એમ કહેતાં કહેતાં એ ધ્રૂસકે ધ્રૂસકે રોઈ પડ્યો.

શું દાશિનિ ગઈ? કે પછી એને પેલા ઊઠાવી ગયા? ઝાડની ઘટામાં ભરાઈને પવન ગેલ કરતો ડોલાવતો હતો. બગીચામાં ફૂલ ડાળી ઉપર પંખીઓ પાંખો ફફડાવતાં તોફાને ચઢ્યાં હતાં. સવારનો તડકો એક ડુંગરેથી સરકતો બીજે ડુંગરે જઈ હસતો હતો. આયેની પગથી પરથી લોકગીતોને હિલોળે મસ્તીભર્યાં યુગલો જતાં હતાં. બધેય જાણે દાશિનિ હસી રહી હતી.

મલિકબાબુને થયું કે ગોરખાને તગડી મૂકું, કહી





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# સારસ કુટુંબ

આપણા કવિઓ અને આપણી કહેવતો જે પક્ષી આસપાસ વારી ગયેલ છે તે સારસ પંખી વિશે ગુજરાતના જાણીતા પક્ષી-વિશારદ આ લેખમાં વર્ણવે છે. તે ઉપરાંત સારસ-કુટુંબનાં બીજાં પંખીઓ પણ આ લેખમાં આવે છે જે દરેક વાચકોને રસપૂર્વક વાંચવું ગમે અને આવાં સર્વસામાન્ય પંખી વિષે આપણું અજ્ઞાન પણ દૂર થાય......

ઊંચાઈમાં માણસ જેટલું આ સારસ પક્ષી ભારતની પક્ષીસૃષ્ટિમાં સૌથી મોટું પક્ષી છે. આ પંખીનો વસવાટ લગભગ આખા ભારતમાં છે એટલે આપણો સૌરાષ્ટ્ર ગુજરાત તેની વસ્તીથી વંચિત્ નથી. વળી તેઓ આપણે ત્યાં જ વસવાટ કરે છે. અને આ કારણને લઈ તે આપણી સીમનું સામાન્ય પંખી છે. એટલે તળાવ કે નદીકાઠે તેઓની એકાદ જોડી જરૂર જોવા મળે છે. સારસની ખાસ પિછાન તેનું રાતું માથું છે. અને તેનું કદ છે. તેના દેહનો સામાન્ય રંગ રાખોડી છે અને પગો ગુલાબી રાતા છે. આ નિશાની તેને યાયાવર સગાંઓથી જુદો પાડે છે. આપણે તેને દૂરથી જોઈએ તો જરૂર માથું રાતું વરતાય છે પણ નજીકથી જોવામાં આવે તો તેનું તાલકું મટોડીયા રંગનું દેખાય છે. તેનું ગળું પણ રાતું હોય છે. તેમાં રાતી આંખો લીલાશ પડતા રાખોડી રંગની લગભગ ચાર છ ઈંચની ચાંચ આવેલી છે. નર માદાનાં રંગમાં કશોય ફેર માલુમ પડતો નથી પણ નરનું કદ માદાના કદ કરતાં મોટું છે.

સારસ પંખી હમેશાં જોડીમાં જ રહેવાનું પસંદ કરે છે એટલે તેનાં વસવાટમાં કે આસપાસના ખેતરમાં ચરતાં ફરતાં જોવામાં આવે છે. સારસની જોડી વિશે આપણે ત્યાં ઘણી દંતકથાઓ છે. જેમાં ખાસ કરીને તેના એક બીજા પ્રત્યેના પ્રેમ માટે ઘણું કહેવામાં આવ્યું છે. આ કારણને લઈ તેની પવિત્ર પંખીમાં ગણતરી કરવામાં આવી છે. અને આ જ કારણને લઈ તે બંદૂકનો ભોગ થતાં બચી ગયાં છે. એક વાત એવી છે કે સારસની જોડીમાંનું એક કોઈ વખત મરી જાય તો જીવતું પંખી તેની આગળ ખાધાપીધા વગર બેસી રહે છે અને અન્તે પોતાના જીવનું બળિદાન આપે છે. જો કે પ્રચલિત વાતમાં કેટલું સાચું છે તે અનુભવમાં આવ્યું નથી પણ એક વાતમાં શંકા નથી કે તેઓની જોડી જ બધે જોવામાં આવે છે.

ઉનાળામાં આ પંખી સાઠ એંશીની ટોળીમાં ભેળાં થાય છે પણ ગુજરાત સિવાય સૌરાષ્ટ્રમાં આટલું મોટું ટોળું ભાગ્યે જ જોવામાં આવે છે.

સારસની ઉડાન ઘણી સુંદર માલુમ પડે છે. તેની પાંખોનું ધમવું આપણને બહુ તાલબદ્ધ લાગે છે છતાં તેનાં યાયાવર સગાં કરતાં જોવામાં ધીરૂં જણાય છે. સારસની ખાસીયત બનતાં સુધી બહુ ઊંચે ઊડવાની નથી. છતાં જ્યારે તેઓને તડકામાં પોતાના દેહને તપાવવો હોય છે ત્યારે બપોરને સમયે તેઓ સારી એવી ઊંચાઈએ ઊડતાં માલુમ પડે છે. આમ જ્યારે બહુ ઊંચે હોય ત્યારે તેઓ થોડે થોડે વખતે પોતાનો બીંગલ જેવો કર્કશ અવાજ કાઢતાં રહે છે.

સામાન્ય રીતે કોઈ તેને પજવતું નથી આથી કેટલેક ઠેકાણે તળાવને પાણી શેરડે કે ગામ નજીકના પાણીના ખાડા પાસે તેઓની જોડી આપણાથી અથવા તો વસ્તીથી જરાય બીતી નથી અને ઘણા નજીક જવા દે છે. છતાં ઈંડાં મૂકી બચ્ચાં ઉછેરવાની જુલાઈથી સપ્ટેમ્બર માસમાં ઋતુ આવે છે ત્યારે તેની જોડી બહુ આકર્ષક સંવનન નૃત્યમાં મસ્ત બની જાય છે. જે નૃત્યમાં ભોંય ઉપરથી પાંખો પસારી બે ચાર ફૂટના કૂદકા, તેની સાથે બન્ને પંખીઓ પોતાની ગરદનની કમાન કરી ચાંચને પીઠ ઉપર નાખી ગગન તરફ રાખે છે અને પછી ખૂબ જ મસ્ત બની પાંખો પહોળી રાખી તાલબદ્ધ પગલાં ભરી થોડે દૂર જાય અને ત્યાંથી એ જ રીતે પાછાં ફરે. વચ્ચે એક બીજાં સામાં મળે અથવા તો આગળ પાછળ રહી દોડાદોડ કરે છે. સારસનું સંવનન જોનારને હેરત કરી નાખે



આ અરસામાં ક્યારેક રાતના તેનું ટોળું બોલતું બોલતું ઊડતું સાંભળવામાં આવે છે. જ્યારે મુસાફરી કરીને આવે છે ત્યારે તો તેઓ દરીઆકાંઠાના બીડકાં અને કાદવવાળા કાંઠા ઉપર ઊતરી પડે છે. જે સમયે તેઓ તીડડાં અને ખેતીને નુકશાન કરવાવાળી જીવાતનો બહુ મોટા પ્રમાણમાં ઉપયોગ કરી તેને અંકુશમાં લાવી મૂકે છે. આ પંખીના ટોળાં ચરતાં હોય ત્યારે એક પ્રકારનો અવાજ કરી બધી વ્યક્તિનો સંપર્ક સાધતાં રહે છે. અને તેની ઊડાન અંગ્રેજી v ના આકારમાં જોવામાં આવે છે. આ અવાજ 'કરકર' જેવો જણાવાથી તેનું નામ કરકરા પડ્યું હોય તો તેમ માનવામાં જરાય હરકત નથી. આ 'કરકર' અવાજ તેઓ જ્યારે વ્યોમવિહાર કરતાં હોય છે ત્યારે પણ ચાલુ જ રાખે છે.

કરકરાને ભોંયશીંગ અથવા મગફળીનો બહુ પ્રેમ છે આથી તેના ખેતર ઉપર ઊતરવાનું તેઓ રોકી શકતાં નથી. વળી દશ વાગ્યા પછી ઘણું ખરું તે પાણી ઉપર જાય છે. જે વખતે તળાજા પાસે આવેલી શેત્રુંજી નદીના મુખ આગળ અથવા તો કોઈ તળાવના કાંઠે કે પાણીના ખાડે તેઓની મોટી સંખ્યા જમા થાય છે. અને આખી બપોર ત્યાં જ આરામમાં ગાળે છે. જ્યાં આ પ્રમાણે કરકરા ભેળા થતા હોય છે ત્યાં આપણને તેનો અવાજ અને આંખે સુંદર રાખોડી રંગની શેતરંજી બીછાવી દીધી હોય તેવું જણાય છે. અને વચ્ચે તે રાખોડી એક સરખા રંગમાં કાળી ભાત બહુ રળીયામણી જણાય છે. સામાન્ય રીતે કરકરાનો સ્વભાવ બહુ બીકણ નથી પણ શિકારીની બંદૂકનો એક બે વખત માર ખાધા પછી તો તે બહુ ખબરદાર બની જાય છે. જો બળદગાડીમાં બેસી આપણે તેના ટોળામાંથી પસાર થઈએ તો બહુ સહેલાઈથી તેનું અવલોકન કરી શકીએ છીએ. કરકરાનો શિકાર કરવામાં એક પ્રકારની મજા આવે છે વળી તેની સંખ્યામાં થોડો ઘટાડો થાય તો બહુ ચિંતા કરવા જેવું નથી. કારણ કે ભોંયશીંગની ખેતીને તે સારા પ્રમાણમાં નુકસાન કરે છે.

કરકરા આપણે ત્યાં બચ્ચાં આપતા નથી. પણ તેની સાથે આવેલાં તેનાં ટોળામાંથી તેના રંગથી જુદાં તારવી શકાય છે. તેઓ ઉત્તર આફ્રિકા, મધ્ય એશિયા, ઈરાન, દક્ષિણ યુરોપ અને ચીનમાં બચ્ચાં આપે છે. અને શિયાળામાં ભારતના લગભગ તમામ ભાગોમાં પહોંચી જાય છે.

કરકરાની ખાસ વિશિષ્ટતા એ છે કે જ્યારે તેઓ ચારો કરતાં આખું ટોળું ફરતું હોય છે ત્યારે એક સાથે ચાલે છે. અને તીડડાં, ખપેડી, દાણા મગફળી અને લીલોતરી શોધી ખાય છે. મગફળી તેઓ છોડા શીખે આખી ગળી જાય છે. એથી તેના પાકને કંઈક અંશે નુકસાનકારક હોય તો બનવાજોગ છે.

આથી એક વાત ચોક્કસ છે કે જ્યારે તેઓ મુસાફરી કરીને આવે છે ત્યારે તેની પછીના બે માસ તેઓ ધાન્યના પાકને નુકસાનકારક જીવાતનો મોટા પ્રમાણમા નાશ કરે છે. અને પછીના બે ત્રણ માસ પાક ઉપર આવેલા ધાન્ય અને મગફળીને સારું એવું નુકસાન કરે છે.

કરકરાનું અંગ્રેજી નામ The Demoiselle અને Anthropoides Virgo એ એનું વિજ્ઞાનિક નામછે.

## કુંજ

કુંજ પણ કરકરાની માફક આપણે ત્યાં શિયાળો ગાળવા આવે છે. અને કદમાં તે આગળ જોઈ ગયા તે સારસ અને કરકરાની વચ્ચે રહે છે. કુંજની ગરદન અને માથા ઉપર એક ધોળો અને બે રાખોડી કાળા રંગના પટ્ટા પડે છે. તેના પગ અને આંગળાં પણ કાળા રંગનાં છે. અને પૂંછડી ઉપર તેના પાંખનીશાંનાં પરની અણીઓ આવે છે. કપાળ રાતા રંગનું હોય પણ એ તો આપણે નજીકથી તેનું અવલોકન કરીએ તો જ ખબર પડે એવું છે. ચાંચ લીલી રાખોડી અને દેહ આખો રાખોડી રંગનો હોય છે. અને આંખો ચણોઠી જેવી રાતી હોય છે. નર માદાના રંગમાં કશો ફેર માલુમ પડતો નથી પણ સાથે આવેલાં બચ્ચાંનાં માથાં કથ્થાઈ રંગનાં હોય

સેવકરામ

# ગામડાનું લોકમાનસ

શહેરોની બદબોઈ ઢાંકવા માટે વિશાળ ક્ષેત્ર અને અનેક સાધનો હોય છે. પણ ગામડાંમાં કોઈનો–તેમાંય સ્ત્રીનો પગ લપસ્યો કે તેના કેવા હાલ હવાલ થાય છે તે આ પ્રસંગમાં તાદૃશ રીતે વર્ણવાયું છે. લોકમાનસ જ જાણે સાવ છેલ્લે પાટલે બેસી ગયું છે...

હું વાંકાદેખો છું ને ગામડાની સારપ, ભલાઈ, શીલ જોતો નથી એવું કોઈ ન માને. વર્ષોથી ગામડામાં રહું છું તેમ એક ગામનો નહિ અનેક ગામોનો પરિચય છે. ગ્રામજનતાનું માનસ પણ બરાબર પિછાનું છું. તેમ તેની ઉજળી બાજુ પણ જોવા મળી છે. યથા સમયે તેની પણ વાત કરવાનો છું. પણ ભોળી ભલી જણાતી ગ્રામપ્રજામાં જ એક દાખલો એવો બન્યો છે કે ગામડાની ખંધાઈ, ઠાઠ ક્રૂરતા અને લુચ્ચાઈ માટે હૃદયમાં પારાવાર દુઃખ થયું છે. આ લોકો વચ્ચે જો કામ ન કરતો હોત તો તો તેમને માટે તિરસ્કાર અને નફરતની જ લાગણી પેદા થાત.

એવું બન્યું કે એ ભાઈ રાતના વખતે મને મળવા આવ્યા. આમ તો મારો 'આશ્રમ' સૌને માટે ચોવીસે કલાક ખુલ્લો રહે છે. સામાન્ય રીતે રાતના બહુ ઓછા આવે છે. હા, આવે તે બે ઘડી બેસવા, વાતો કરવા. કામ માટે તો મોટે ભાગે જે તે દિવસે આવે છે. મેં એવો નિયમ રાખ્યો છે કે કોઈ કામ માટે મળવા આવે ત્યારે રેંટિયો લઈને બેસી જવું. જેથી કાંતવાનું પણ ચાલે અને આવનારની વાત પણ સંભળાય. તેની ચર્ચા વિચારણા ચાલે અને કોઈનો પણ સમય ન બગડે. રાતના હું સામાન્ય રીતે રોજનીશી લખીને વાંચવાનું રાખું છું. આ ભાઈ આવ્યા ત્યારે વિનોબાજીનું ભૂદાન પરનું તાજેતરનું પ્રવચન વાંચી રહ્યો હતો. જાણે વિનોબાજીને સાંભળી રહ્યો હોઉં એવું લાગતું હતું. એવી તેમની વાણીનો પ્રભાવ હતો અને સચ્ચાઈનું તેજ હતું. હું વાંચતો હતો ત્યાં પેલા ભાઈએ બારણામાં ઊભા રહીને કહ્યું :

'હું આવું કે ?'

અને મેં જોયું. એક ખેડૂત ભાઈ સસંકોચ ઊભા હતા.

'આવોને ભાઈ, ઊભા કેમ રહ્યા છો ?'

અને એ ભાઈ અંદર આવ્યા. તેમના ચહેરા પરથી લાગતું હતું કે તે મૂંઝાએલા હતા. મનમાં કોઈ વાત ઘોળાઈ રહી હોય તેમ લાગતું હતું. એટલે મેં તેમને પૂછ્યું :

'બોલો ભાઈ, શું કામ હતું ?'

'સેવકરામ ! શું વાત કહું ! ચોમેરથી ઘેરાઈ ગયો છું. ક્યાંયનો આરો રહ્યો નથી એટલે તમારી પાસે આવ્યો છું.' કહી એ ભાઈએ રડમસ અવાજે જે વાત હૈયામાં વલોવાઈ રહી હતી તે કહી. સાચે જ તે કરુણ વાત હતી.

વાત આવી હતી. તેમની દીકરી હમણાંથી પિયેરમાં રહેતી હતી. સાસુ વહુના અંટસમાં સાસરિયાં તેડાવતાં નહોતાં અને આ લોકો પણ મોકલવાની વાત કરતા નહોતાં. થોડોક કામનો પણ સ્વાર્થ હતો. આમ તો સ્થિતિ સામાન્ય હતી. એટલે તેમના વાસના એક ખાધે પીધે સુખી અને જમીનવાળાને ત્યાં આ લોકો મજૂરીનું કામ કરતાં હતાં. તેમની દીકરી એ ઘરમાં જમવા જતી. ક્યારેક પાણી ભરી આવતી. કરજ પેટે એ લોકોના પૈસા લીધેલા એટલે જે બતાવે તે કામ કરવું પડતું. વાસમાં રહેવાના કારણે બીજું પરચુરણ કામ પણ કરવું પડતું.

પણ એમાંથી ન બનવાનું બની ગયું. દીકરીનો પગ લપસ્યો. તેની પરિસ્થિતિનો લાભ લેવાયો હોય કે તેની નિર્બળતાનો તે ભોગ બની હોય, ગમે તે કારણે તેને દા'ડા રહ્યા. મુશ્કેલીનો પાર ન રહ્યો.

શરૂમાં તો વાત દબાવવા ખૂબ કોશીશ કરી. મૂંઝાએલી એ બાઈએ કોઈને કંઈ કહ્યું પણ નહિ !





ચઢયો. લોકો કેટલી હદે લુચ્ચા થઈ શકે છે! ગિરધર ડોસા જુઓને દાઝ્યા પર ડામ દે છે! તેમના પર કોઈ દોષારોપણ ના કરે એટલા માટે પાણી પહેલા પાળ બાંધે છે. મને થયું કે આ ઠીક થતું નથી. બીજું આવી કરુણ ઘટના કોઈનાયે ઘરમાં બની હોય તો તેનો ઉકેલ શોધવો જોઈએ. સહાનુભૂતિથી તેના વિશે વિચાર કરવો જોઈએ. મૂંઝાયેલાને માર્ગદર્શન શોધવા સહાય કરવી જાઈએ. આ રીતે તે કંઈ તિરસ્કાર કરાય! આ તો છાશ પાણી બંધ કરીને ઉલટી એ ગરીબની આબરૂના ધજાગરા ચડાવે છે! પોતે પૈસાદાર છે, મોભાદાર છે એનો કેવો ફાયદો ઉઠાવે છે!

બીજું આવા કિસ્સામાં સ્ત્રીએ મરવું જ જોઈએ? તેને માટે બીજો કોઈ ઉપાય નથી? ભૂલ થઈ, પાપ થયું છે. થયું તે થયું. પણ તેને સુધારવાનો કોઈ માર્ગ જ નથી? શા માટે આવા કિસ્સા માનવતાની દૃષ્ટિએ નહિ જોવામાં આવતા હોય! કોઈ સમાજ સુધારક હોય તે તો આવી ઘટનાના અનેક ઉકેલ દેખાડી શકે હું તો એક રીતે સંસારી છું ને નથી. એટલે જેટલી આસાનીથી સમાજસેવક આ પ્રશ્ન હલ કરી શકે તેટલો મારા જેવો ગ્રામસેવક ન પણ કરી શકે. પણ આવા પ્રસંગ પછી એમ લાગે છે કે ગ્રામસેવક જેમ ગામડાના આર્થિક પ્રશ્નોનો વિચાર કરે છે તેમ સામાજિક સવાલોના મૂળમાં પણ તેણે ઊતરવું જોઈએ. અને એ પ્રશ્નો તો આર્થિક સવાલો કરતાં વિશેષ વિકટ અને વધુ ગુંચવાયેલા છે. તેની વાત તો ક્યારેક કરીશ. આજે તો આ સામે આવી પડેલી સમસ્યાની જ વાત કરું. એમાં ગામડાનું માનસ પણ પ્રતિબિંબિત થયેલું માલુમ પડશે.

હું ગિરધર ડોસાને મળ્યો. આવા કિસ્સામાં શું થઈ શકે તેવો સીધો સવાલ તેમને પૂછ્યો. શરૂઆતમાં તો ગિરધર ડોસાએ મને સલાહ આપી:

'સેવકરામ! આવામાં તો તમે પડશો જ નહિ! અમારા ગામડીઆઓના લોચામાં પડશો તો બહાર નીકળાશે જ નહિ. એ તો કરશે એ ભરશે. એનુંયે ફૂટી ગયું છે ને! આવો સાપનો ભારો ઘરમાં શીદને રાખતો હશે! હવે આખા ગામને ફજેત-કરવા બેઠો છે.' અને કંટાળ્યા હોય તેમ તેમણે તો છેવટનો ચુકાદો સંભળાવી દીધો.

'મરવા દો સાળાને એમના મોને મરશે, એમાં આપણે શું કરીએ!'

ગિરધર ડોસા તો છૂટી પડે, મારાથી કેમ છૂટી શકાય. ગ્રામસેવક તરીકે મારી તો એ નૈતિક જવાબદારી પણ હતી. એટલે મને થયું ગિરધર ડોસા જેવા જમાનાના ખાધેલા માણસ નાક દબાવ્યા સિવાય મોં ખોલે તેવા નથી. એટલે ગામડાની રીતે જ તેમની સાથે કામ માગવું જોઈએ. મેં તેમને સાફ શબ્દોમાં કહી દીધું: 'કાકા! તમે તો ગામના આગેવાન છો. તમારી ફરજ તો આવી બાબતમાં સહાય કરવાની હોય. પેલા સામા સગાને સમજાવી બાઈને તેના ઘરમાં બેસાડી દેવી જોઈએ. વાત આ રીતે ઉપણાય એમાં તમારી પણ શી શોભા વધી!' અને તેમને બોલતા બંધ કરવા મારે કહેવું પડ્યું, 'આમાં પણ એ છોડીની નહિ, પણ તમારા દીકરાની પણ ફજેતી થઈ રહી છે. એ વાત લંબાશે તો તમારા દીકરાને સંડોવાવું પડશે. તમે એ જવાબદારીમાંથી છટકી શકો તેમ નથી. ઉપરથી તમે તો પડ્યા પર પાટુ મારો છો.'

તેમના દીકરાનું નામ આવ્યું એટલે ડોસા જરા ઢીલા થયા. ગલ્લાં તલ્લાં કરવા લાગ્યા. મારી મક્કમતા જોઈને તેમનો અવાજ દબાયો. તે અંદરથી સમજી ગયા હશે કે સેવકરામના હાથમાં પ્રશ્ન ગયો છે એટલે તે હવે નહિ છોડે. એમાં તો તેમનું ખરાબ દેખાય એવું હતું એટલે વાતને સુધારવા માગતા હોય તેમ સૂર બદલીને બોલ્યા:

'પણ સેવકરામ આનું શું થઈ શકે?' અને તેમની ખંધી રીતે બોલ્યા, 'એ મૂર્ખીએ મને પહેલી વાત કરી હોત તો ક્યારનુંયે પતાવી દીધું હોત. નાહકની આટલી કાળી ટીલી લીધી.'

જયમલ્લ પરમાર

# ઇરાની નકશીનો કાશ્મીરી કલાકાર જાફરઅલી

દાલ સરોવરનાં બિલોરી પાણી ઉપર અમારી નાવ–શિકારો સરકતો જતો હતો. સંધ્યા ઢળવાને હજી વાર હતી. હરમુખ પર્વતની સંધ્યા આરતીમાં ભક્તિભાવે ઢળતા સૂરજનાં ત્રાંસાં કિરણો બિલોરી પાણીનાં પ્રતિબિંબથી આંખોને આંજી નાખી પૂર્વાભિમુખ શંકરાચાર્યના ઉત્તુંગ પહાડ ઉપર આવેલા પૌરાણિક શિવાલયનાં દર્શન કરવાની ફરજ પાડતાં હતાં. સરોવરના ઉત્તર પૂર્વે આવેલા મહાદેવ પર્વતનાં હિમાચ્છાદિત શિખરોની પ્રલંબ પ્રતિછાયા સરોવરનાં પારદર્શક પાણીમાં દૃશ્યોની હારમાળાઓ રચતી હતી.

શિકારો સરકતો જતો હતો. નાવગૃહો (હાઉસબોટ)થી રચાતા જળમાર્ગોમાંથી પસાર થતો શિકારો ફરી સરોવરના ખુલ્લા પટમાં વહેવા લાગ્યો. એક બાજુ સરોવરના પશ્ચિમ ભાગે પાઘડીપને પથરાતા આવતા છૂટા છૂટા બગીચાઓનાં ઉર્ધ્વરેખી વૃક્ષોની લીલી ઘેરી છાયા સરોવરના પાણી સાથે લહેરીયાં લેતી આવતી હતી ત્યારે ત્રણ બાજુની પર્વતમાળનાં હિમાચ્છાદિત કાંસાવર્ણાં શિખરો નીચે ગિરિકંદરાઓ અને સઘન વૃક્ષરાજી માથેથી લાલ ગુલાબી અને નારંગી રંગના પટ્ટા ઢળી રહ્યા હતા. શિકારો જળગલીઓના બંને કાંઠે ચાલ્યા આવતા બગીચાઓ વચ્ચેથી સરકવા લાગ્યો. સંધ્યા ઢળવા લાગી, હિમાચ્છાદિત શિખરો આછાં નીલવર્ણાં બની રહ્યાં અને ગિરિકંદરાઓ માથે લાલ–કીરમજી રંગનો સાયો ઢળી રહ્યો.

અદ્ભુત હતાં એ દૃશ્યો. કોઈ પરિસૃષ્ટિમાંથી પસાર થઈ રહ્યા હોઈએ એવા દાલ સરોવરને હૈયે ઝૂલતાં રૂપાળાં નાવ–ગૃહો અને નાજુક નાવડીઓને છોડીને અમારી નાવ–શિકારો બગીચાઓની શાકભાજીની માદક સુગંધો ભરતો ઝડપથી સરકી રહ્યો હતો. ક્ષણે ક્ષણે રૂપ અને રંગ વૈવિધ્ય બદલતી કાશ્મીરની કુદરતના અનુપમ સૌંદર્યનું અતૃપ્ત નયને પાન કરી રહ્યાં હતાં, ત્યાં કોઈ કોઈ સહેલાણીનો રડ્યો ખડ્યો શિકારો અને તાજા લીલા ઘાસ અને શાકભાજીથી ભરેલા ડૂંગાનાવ, ખાચુ અને બારટ નામની નાની મોટી નાવ–નાવડીઓ સામે મળવા લાગી.

નજર ફેરવીને જોતાં સફેદ પાતળા સોટા જેવાં વૃક્ષોની હારમાળાથી રક્ષાયેલા સાંકડા લાંબા બગીચાઓની જળગલીઓ એકમેકને ભેટતી ને વળાંકે અદૃશ્ય થતી જોઈ. ખેડૂતો પોતાનાં નાવડાં ભરીને માલ વહી જતા હતાં. કોઈ કોઈ બગીચામાં શાકભાજી ભરતા માણસો કળાતા હતા . ઠંડો, મીઠો ને માદક પવન વૃક્ષરાજીમાંથી ગળાતો ને સરોવરને હૈયે ગેલ કરતો જીવનને પ્રમત્ત પ્રસન્નતાથી ભરી દેતો હતો. પણ નીરવ શાંતિ. આ શાંતિ વચ્ચે એકધારું કર્ણમધુર સંગીત વહાવતો અવાજ આવતો હતો માત્ર પાણી કાપતાં નાનકડાં હલેસાંઓનો. આ દૃશ્યોને આંખમાં ભરી લઈએ ત્યાં તો બગીચાઓને બદલે જળગલીઓને બંને કાંઠે નાનાં ઝાંખા લાકડાઓનાં મકાનોની હારમાળા કળાવા લાગી

સામસામા માર્ગોને કાપતી આ જળગલીઓને કાંઠે નાગોડિયાં ભૂલકાં રમતાં દીઠાં, કેટલાંક કાંઠે ને કેટલાંક ધુબાધૂબ પાણીમાં ડુબકીઓ મારતાં અને ખોરાક મેળવતાં સફેદ ને ભુરાં નાજુક બતકાં પાણી માથે સરકતાં જતાં હતાં. અમારો શિકારો નજીક આવતાં નાનકડાં બચ્ચાં ચેં ભેં કરી મૂકતાં ને બતકડી દોડી આવી બચ્ચાંને સલામત માર્ગે ખેંચી જતી. દુકાનો દેવળો ને નાના ઉદ્યોગોથી ધમધમતાં તકલાદી ઘરોની! જળશેરીઓ વટાવીને અમારો શિકારો થોડા વિશાળ પટમાં આવી લાગ્યો.

જળમાર્ગો બે બાજુ ફંટાઈને ઝાડો ઝુંડ વચ્ચે



રેખાલાલિત્ય ઠીક ઠીક માણ્યું છે પણ આટલું બારીક અને આટલું ઝીણવટભર્યું સફાઇબંધ લાવણ્ય તો પહેલ વહેલું જ નિહાળ્યું.

કાશ્મીરી બનાવટની લગભગ દરેક ચીજોમાં એક મોગલ પેટર્ન જોવા મળે છે. ભરતકામમાં ધાતુ કે ચાંદીના કંડારણ અને નકશીમાં અને 'પેપર મેશી'ની બનાવટોમાં પણ. એ મુગલ પેટર્નની આસપાસ જ પેપર મેશીનું રેખાંકન વિકસ્યું છે. પંડિતજી એ 'મુઘલ પેટર્ન'નો ઈતિહાસ વર્ણવતા ગયા અને 'વૉલડીશ'ને તેજની જુદી જુદી છાયા માટે ફેરવતા ગયા. ધીરે ધીરે ડીશ નીચેથી ઉપર અને ઉપરથી નીચે ફેરવતા જાય તેમ તેમ રેખાંકનનું વિવિધ સૌંદર્ય ઉપસતું આવે. એ સિવાય અતિ સૂક્ષ્મ અને મૃદુ એવી રેખા પુરણી કળાય પણ નહિ.

'જનાબ! યહ વો ચીઝ હય જો કશ્મીરકી શાન બઢાતી હય, યહ પુરાને ઢંગકી ચીઝ બનાનેવાલા સીર્ફ એક હી આર્ટીસ્ટ કશ્મીરમેં રહા હે, વો જાફરઅલી.' પંડિતજીએ પોતાનું બયાન પૂરું કરતાં કહ્યું. અમનેય ગોળી લાગી. અને એ આર્ટીસ્ટ જાફરઅલીને જોવાની ઝંખના જાગી.

અમારા નાવગૃહનો ભોમિયો હબીબા આગળ અને અમે પાછળ. એ સંધ્યાટાણે અમે જઈ રહ્યા હતા હસનાબાદ પરામાં આર્ટીસ્ટ જાફરઅલીને જોવા. ઢોળાવ ચડી, પુરાણી મસ્જીદ પાસે થઈને આપણાં ગામડાં જેવી શેરીઓ વળોટતા અમે આગળ વધ્યા. અસલ સૌરાષ્ટ્રના ગામડાં જેવી શેરીઓ, મકાનના ભીંતડાં પણ એવાં જ, ભીંતડાં માથે ગારને બદલે ગોરમટી લીંપેલાં પણ માથે વળાણુ નરદમ લાકડાનું જ. શાંત શેરીમાં રીંછ જેવાં થોડાં કૂતરાં પડ્યાં પડ્યાં ઘોરતાં હતાં. બેચાર ભૂલકાં કૌતુકથી અમારી સામે રમતાં રમતાં જોઈ રહ્યાં, એક ફૂટલા નળમાંથી પાણીનો ફુવારો ઊડી રહ્યો હતો. બાકી સભી સાંજે નિરવ શાંતિ. આ પરૂં એટલે પેપરમેશીનું કલાધામ. એક ડેલી આગળ જઈ ઊભા. હબીબાએ કમાડ ખખડાવ્યું અને એક મેલાઘેલા આદમીએ કમાડ ખોલી અમને અંદર લીધા.

અમે ગયા હતા આલા દરજ્જાના એક કાશ્મીરી કલાકારની મુલાકાતે, પણ ડેલી, ઘર અને ફળિયું જોતાં ઉમંગ ઓસરતો ચાલ્યો. ગોરમટી લીંપેલા એક ઓરડામાં અમને લઈ ગયા ને જાફરઅલીને જોવા આંખો ચોતરફ ઘૂમવા લાગી. આઠ દસ માણસો માટીનાં કુંડા, કુંડિયું અને કટોરા લઈને જુદા જુદા સ્થળે બેઠા હતા. જમણા હાથની બારી પાસે કાળા રંગની એક ટ્રે જોઈ. એના ઉપર ધતુરા મિસાલનું એક ફૂલ અને લાંબી પત્તીઓ ઉપસેલી જોઈ. એ ખૂણામાં નજર કરતાં સૌથી જુદો તરી આવતો બેઠી દડીનો એક ભરાવદાર આદમી એક·ચિત્તે કાંઈક આલેખી રહ્યો હતો. હબીબાએ જઈને એને સલામ આલેકુમ કર્યા. અને આમન સામન ઓળખાણ આપીને અમે કાશ્મીરના એ મશહૂર કલાકાર જાફરઅલી સામે ઊભા હતા.

સીધો સાદો આદમી, પણ રૂપે રંગે સૌથી જુદો તરી આવતો, ૩૫–૪૦ વર્ષની ઉંમરના લાગતા 'જાફરસાહબ' નામે પ્રસિદ્ધ એ આદમીના લાલ ભરાઉદાર ચહેરા સામે ઘડીભર જોઈ રહ્યા. ચૂંટી ખણો ને લોહી ત્રબકી હાલે એવી ત્રબકતી લાલાશ. એના સુડોળ ગોળ ચહેરા ઉપર કાશ્મીરમાં ભાગ્યે જ જોવા મળે એવી ભરાવદાર ને બન્ને છેડે વળાંક લેતી મૂછો એનાં રૂપને ઓપ આપતી હતી. પેન્ટ, શર્ટ ભૂરૂં જાકીટ અને માથે ગુલાબી ફેંટો. ફેંટો પણ પટ્ટાદાર કાઠિયાવાડી. પણ બન્ને છેડા ખોસેલા. દેખાવ લાગે થોડો લશ્કરી અફસર જેવો એથી એના મુખ ઉપરનો વિનય અને સૌજન્ય એના દેખાવ સાથે વિરોધાભાસ રચતાં હતાં. ઢાળેલી મોટી આબદાર આંખોમાં આવકાર અને પ્રેમનાં અમી નીતરે.

અને જ્યારે બોલવાનું શરૂ કર્યું ત્યારે એની પર્શિયન મિશ્રીત ભાંગી તૂટી ઉર્દુમાંથી શું મધ ઝરે? અરે વાહ જાફરસાહબ વાહ! મકાન જોઈને ઓસરતો અમારો ઉમંગ અનેકગણો વધી ગયો. એનાં





વામાં આવે છે કે એને ઝાંખપ લાગતી નથી. ગમે તેટલા ગરમ પાણીથી ધોવા છતાં એનું તેજ ઓછું થતું નથી ને રંગો આબાદ જળવાઈ રહે છે. 'પેપર-મેશી'નું સાચું કામ તો આ સાચા સુવર્ણનું જ.

જાફરસાહેબે બન્ને ચીજો બતાવી. અસલી અને નકલી બન્ને ચીજો ઉપર પ્રયોગ પણ કરી બતાવ્યા. અને રેખાઓ ઉપર સોનાનાં પાનાં સહજ રીતે કેમ ચડાવાય છે તે પણ બતાવ્યું. એક વસ્તુ ધ્યાન ખેંચનારી જોઈ, કે પેપરમેશીનો સામાન્ય કારીગર પણ ઘણી ઝડપથી રંગના પૂટ ઉપર પૂટ આપીને માત્ર પીંછીથી અત્યંત સરળતાથી આખું ચિત્ર ઉપસાવતો હતો. એની સપ્રમાણતા કે સયોજનમાં અણુ માત્રનો ફરક નથી પડતો. એક નિમિત્ત માત્રમાં એક લઘરા જેવો અબુધ લાગતો સામાન્ય કારીગર પણ કુદરતનાં કોઈ પણ દૃશ્યને સહજ રીતે ઉઠાવ આપતો દીઠો. એ જ રંગ એ જ આકાર અને દૃશ્યમાંથી ઊઠતો પ્રસન્નતા કે પ્રફુલ્લતાનો એ જ ધ્વનિ. એને કોઈ માપ કે કોઈ આલેખનના આધારની જરૂર નથી પડતી.

પેપરમેશીના તૈયાર નમુના જોવા જાફર સાહેબે અમને આમંત્રણ આપ્યું. એમનો સુકલકડી યુવાન પુત્ર અમને બતાવવા આવ્યો. ગોરમટીથી લીંપેલી ઈંટોની વાંકી ચૂકી સીડી ચડાવીને અમને મેડીના કમરામાં લઈ ગયો. જાફર સાહેબને બીજાં ગ્રાહકો આવતાં થોડીવાર નીચે રોકાયા.

પેપરમેશીના નમૂનાનો કચરો જોયો. ખડખડ પાંચમ જેવા ઓરડામાં નમૂનાને નાની અભેરાઈ બનાવી ચોતરફ ગોઠવેલા. વચમાં ટેબલ ઉપર પણ ગોઠવેલા. દિલ ન માન્યું, પાછું પડ્યું. નમુના જોઈને નિરાશ થઈ જવાયું. ત્યાં જાફર સાહેબ આવ્યા. અને એ ઓરડામાં પડતું નાનકડું બારણું ઊઘાડીને અમને બીજા કમરામાં લઈ ગયા. અમારે તો અરેબિયન નાઈટ્સની વાર્તા જેવું થયું. કોઈ ગરીબના ઝૂંપડામાંથી જાણે તીલસ્માતી રીતે શ્રીમંતના મહેલમાં મૂકાઈ ગયા. આંખને આંજી નાખતો પેપરમેશીની બનાવટોનો વૈભવ ત્યાં પથરાયેલો જોયો. ઇંગ્લીશ ઢબની, ઇરાની ઢબની અને તિબેટ ઢબની અનેક નાની મોટી ચીજો જોતાં ન ધરાઈએ એટલું આકર્ષણ ઉપજાવતી ત્યાં ભરચક પણ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલી જોઇ. જોવા માટે જ કલાકો જોઈએ. જંગી સુરાહીઓ, મોટી નાંદ, જબ્બર ફ્લાવરવાઝ, નાના મોટાં વિવિધ આકારનાં રંગરંગીન ટેબલ, ડ્રેસીંગ સેટ, ટીસેટ, દાબડા, દાબડીઓ, બાઉલ્સ, અનેકવિધ આકારનાં નાના મોટાં લેમ્પ્સ, નાની ટ્રે ડીશ, વોલડીશ વગેરે અનેક ચીજો પોતાની કલા સમૃદ્ધિ સાથે અહીં મગરૂરપણે ગોઠવાયેલી જોઈ.

ત્યારે શા માટે આ કલા સમૃદ્ધિનો ખંડ છોડીને જાફર સાહેબ અમને પહેલા ખંડમાં લઈ ગયા હશે? એટલા માટે કે આજકાલ કાશ્મીરી કલામાં એટલી બધી વ્યાપારી વૃત્તિ દાખલ થઈ ગઈ છે કે દેખાવે ચમકદાર પણ નકલી માલ સસ્તામાં આપીને નાણાં પડાવનાર એક મોટો વેપારી વર્ગ કાશ્મીરમાં ઊભો થઈ ગયો છે. જેમ કાશ્મીરનો બરફ છેતરામણો છે એવા જ કાશ્મીરના વ્યવસાયો છેતરામણા છે. થોડાક અસાવધ રહ્યા કે મુંડાઈ જ જઈએ. પોતાના ગ્રાહકોને એ ભેદ બતાવવા અને સાવ સસ્તી ચીજો લેનાર છેવટ કોઈ નીકળી આવે તો ગ્રાહક પાછો ન જાય એ માટે અવશપણે એમને આ કલાભેદ–માલભેદ ને ખંડભેદ રાખવા પડ્યા છે. અમે પેપરમેશીની આ સુંદર અને બહુમૂલ્ય ચીજો જોતા જ રહ્યા. વિશાળ મહાલયને શણગારવાથી માંડીને ગૃહ ઉપયોગની આ સુશોભિત ચીજો ખરીદવાની અમારી શક્તિ અતિ મર્યાદિત હતી. પણ કલાની કદર મર્યાદિત ન હતી. અમારો કલાપ્રેમ જાફર સાહબ તરત જ પારખી ગયેલા. એનો દિલમાં ખુશી પણ એની જ હતી. અમે જોતા રહ્યા ને ગ્રાહકો વધવા માંડ્યા, મોટા શ્રીમંતો ને મોટા અફસરો આ ઓરડામાં ઠલવાવા માંડ્યા. ગોરી સન્નારીઓ પણ આવી પહોંચી અને ખરીદી ઝડપભેર થવા માંડી.

જાફરસાહેબ અમારી પાસે આવ્યા. અમે લગભગ ખંડ જોઈ વળેલા. ખુલજા સીસમની જેમ એક મોટી

થોડા દિવસ બાદની એવી જ એક રાત હતી. દાલ સરોવરને હૈયે ઝૂલતી અમારી હાઉસબોટના મુખ્ય કમરામાં જાફર સાહેબ અમારા મહેમાન બની એક મુગલાઈ હુક્કો ગગડાવી રહ્યા હતા. એ જ ગરવાઈ, એ જ પ્રસન્નતા અને એ જ મધઝરતી પરશિયન મીશ્રિત ઉર્દુ બાની. પણ બોલતાં ફાવે નહિ, અમને પર્શિયન ફાવે નહિ. અને એ જ અકળામણ વચ્ચે જાફર સાહેબ અમારા પ્રશ્નોના જવાબો વાળી રહ્યા હતા, એમની વાતોને અહીં સંકલિત કરીને જ મૂકેલ છે.

'એક વાત અમને નથી સમજાતી તે આ કે તમારા ચહેરાનો ઘાટ અને રંગ રૂપ કાશ્મીરથી જુદાં કેમ પડે છે?' મેં પ્રશ્ન પૂછ્યો.

જાફર સાહેબ હસી પડયા. હસતાં હસતાં કહે 'આપકો પતા નહિ? મેં કાશ્મીરી તો હું મગર મેરા ખૂન ઇરાની હે.'

એકદમ ફોડ પડી ગયો. પછી તો અમારા પ્રશ્નોની હારમાળા ચાલી અને જાફર સાહેબ ટૂંકામાં ભાંગી તૂટી ઉર્દુમાં જવાબ દેતા ગયા.

'સાલ યાદ નથી પણ વર્ષો પહેલાં અમારા બાપ-દાદા ઈરાનથી અહીં આવેલા. ચિત્રકલા તો અમારામાં વંશપરંપરાગત ચાલી આવે છે.'

'પણ કોઈ ખ્યાતનામ પૂર્વજનું નામ યાદ છે?'

'નામ તો યાદ નથી. પણ કામ યાદ છે, બહુ:પુરાણા જમાનાની વાત છે. એક કાળે ઇરાનમાં બહારનો કોઈ કલાકાર આવ્યો. અને શાહના ફરવાના માર્ગ ઉપર એક સુંદર ચિત્ર આલેખ્યું. જેમાં એક પ્રાણી ઉપર કૂતરો ઝડપ મારી રહ્યો. શિકાર હાથવેંતમાં હોય એવું આલેખન કરેલું. પણ એટલો સુંદર ઉઠાવ આપેલો કે શાહને ઘડીભર એમ જ થયું કે સાચે જ કૂતરો હમણાં જ શિકાર પકડી પાડશે. અને એ રમત જોવા થંભી ગયા, પણ શિકાર તથા કૂતરાને સ્થિર ભાળીને થયું કે આ તો ચિત્ર છે. શાહ ખુશ થઇ ગયા. અને મનમાં ગ્લાનિ પણ થઈ આવી કે મારા રાજ્યમાં કોઈ આવો ચિત્રકાર ન મળે. શાહની ગમીનો અમારા પૂર્વજ ચિત્રકારને ખ્યાલ આવ્યો. એ પણ હકુમતના જ ચિત્રકાર હતા.

એમણે એ જ સ્થળે કુશળ આલેખનથી એક નાનકડું સરોવર ઊભું કરી દીધું. અને એક શિકારી એ સરોવરને કાંઠેથી કૂતરા પર હથિયાર છોડતો બતાવ્યો, હમણાં જ જાણે કૂતરો ઘવાઇને હેઠો પડશે. હંમેશના રિવાજ મુજબ શાહ ફરવા નીકળ્યા. સરોવર એટલું સુંદર આલેખેલું કે પાણી શેલારા મારે અને અંદર કમળો ઝૂલે. કમળપત્ર ઉપરથી પાણી પડતાં એ નીલપત્રમાં મોતીના આબદાર દાણા ઝીલાયેલા લાગે. શાહ અને એના દરબારીઓએ રસ્તા વચ્ચે રચાઈ ગયેલું આ સુંદર સરોવર નિહાળી ભારે આશ્ચર્ય અનુભવ્યું અને પાણી ભાળી કપડાં સંકોરીને પાર કરવા ગયા ત્યાં કૂતરા ઉપર હથિયાર છોડતો શિકારી જોયો, ને શિકાર ઉપર ઝોટ કરતો કૂતરો જોયો એટલે એકદમ આગળ જોયેલું ચિત્ર યાદ આવી ગયું. શાહ ખુશ થઈ ગયા અને અમારા પૂર્વજને પહેરા-મણી આપી. આ કથા વારસે વારસે અમારામાં ઊતરતી આવે છે. એમાં કેટલું સાચું ને કેટલું ખોટું તે હું કહી ન શકું.

એક બીજી વાત પણ યાદ આવે છે. એ તો નજી-કના કાળની જ છે. ખુદ મારા દાદાની.

એ નામી ચિત્રકાર હતા. અહીં કાશ્મીરમાં જ એમણે એક પર્શીઅન રોઝ–ગુલાબ ચીતર્યું. એટલું સુંદર ઉપસાવીને રંગો પૂરેલા કે ભૂલથી કોઈ સાચું માનીને પાંદડી સોતું ગુલાબ ઉઠાવવાનું જ મન કરે. પોતાના આવા સુંદર આલેખનથી મારા દાદા પણ ખુશ થઈ ગયા. ચિત્રને અનિમેષ નજરે જોઈ જ રહ્યા. સૂતાં વિચાર આવ્યો કે ગુલાબ તો આબાદ ઊઠયું છે, પણ એમાં ખુશબો આવે તો કેવું સુંદર? ઊંઘ ઊડી ગઈ. ગુલાબની ખુશબો વાળો વારનીશ બનાવ્યો. રાતના બે વાગ્યે એ ચિત્રમાં ખુશ્બો મેલીને સૂઈ ગયા. વહેલી સવારે ઊઠીને સીધા ચિત્ર પાસે ગયા.





એક બાઈએ ભાવ ન સમજતાં ૧૪૦૦ રૂપિયાને બદલે ૧૪૦૦ ડૉલર મોકલી આપેલા. મેં તે પાછા વાળેલા.'

'ચિત્રોનો વિશેષ શોખ કે આ ડીઝાઈનોનો ?'

'ચિત્રોનો જ. પણ ધંધો આ ડીઝાઈનોમાં વિશેષ રહેલો છે. એકવાર આપણા પંડિત જવાહરલાલજી કાશ્મીર આવવાના હતા. શેખ અબ્દુલ્લાએ તે વખતે પંડિતજીનું ચિત્ર દોરવા કહ્યું. મેં ઘણી મહેનતે ચિત્ર તૈયાર કર્યું. જેમાં પંડિતજીએ એક હાથે શેરનો કાન પકડેલો ને બીજે હાથે બકરી પંપાળતા ઊભેલા. પંડિતજીના મોઢા ઉપર જિંદગીની સફળતાનો પરમ સંતોષ ને સ્મિત મૂકેલું એની જ મારે મન ઘણી કિમ્મત હતી. પણ કોણ જાણે કેમ શેખ અબ્દુલ્લાને તે ન ગમ્યું. અને પંડિતજીને ભેટ આપવાની ના પાડી. હું તો સાવ નિરાશ થઈ ગયો, પણ પંડિતજી ઉત્તમ કારીગરીનું પ્રદર્શન જોવા આવવાના હતા. મેં મારું ચિત્ર ત્યાં મૂકી જ રાખ્યું. ફરતાં ફરતાં પંડિતજી ત્યાં આવી પહોંચ્યા. ભેગાં લેડી માઉન્ટબેટન પણ હતાં. ચિત્ર જોતાં જ પંડિતજી અટકી ગયા. ખૂબ બારીકીથી ચિત્ર જોયું. જોતાં જોતાં ખુશ થઈ ગયા. ને એ જ વખતે મને પાંચસો રૂપિયા બક્ષિસ આપવા કહ્યું. મારી સાધના બર આવી.

લેડી માઉન્ટબેટન પણ એટલા ખુશ થઈ ગયેલાં કે પેપર મેશીના બનાવટનો રૂપિયા ૧૪ હજારનો ઑર્ડર આપ્યો. મને અને મારા પાંચ કારીગરોને લગાતાર આઠ મહિના એટલી ચીજો બનાવતાં થયાં. અને ખર્ચ રૂપિયા સાડા આઠ હજાર થયું. પણ એમ્પોરિયમવાળાઓએ મને ફક્ત રૂપિયા પાંચ હજાર જ આપ્યા. ઘણી લખાપટ્ટી કરી. પણ વ્યર્થ. તે દિવસથી એમ્પોરિયમનું કામ છોડી દીધું છે. નહિ તો સરકારી એમ્પોરિયમના પેપર મેશી વિભાગનું કામકાજ હું જ સંભાળતો.

'તમે કાશ્મીરની આ ખીણમાંથી હિંદનાં મેદાનોમાં કદી ઊતરી આવો કે નહિ ?'

'ના રે ના, એવા પ્રસંગ ભાગ્યે જ બને છે. પહેલો પ્રસંગ થોડા વર્ષ પહેલાં બનેલો. એક મહારાજા કે પછી એમના યુવરાજ આવેલા, વડોદરાના કે પછી ધરમપુરના હતા. નામ યાદ નથી કરી શકતો. મારા મિત્રોની પેપરમેશીની બનાવટો જોઈ પોતે ખૂબ ખુશ થયા. મને કહે મારી તસ્વીર બનાવી આપશો ? મેં હા પાડી. એટલે એક નાનકડી કૉપી મને આપતા ગયા. મેં તો એમાંથી મોટી સાઈઝની તસ્વીર બનાવી આપી. મહારાજા એટલા ખુશ થઈ ગયા કે મને વડોદરા આવવાનું આમંત્રણ આપ્યું. મેં ના પાડી. હું તો કોઈ દિવસ કાશ્મીર બહાર નીકળેલો નહિ એટલે હિંદનું નામ સાંભળીને બહુ મુંઝવણ થાય. મને બોલવું ફાવે નહિ. પછી મહારાજા તો ચાલ્યા ગયા અને પોતાના વતન જઈને ત્યાં આવીને એમની માતાની તસ્વીર બનાવી દેવા લખ્યું. મેં તો જવાની ના જ લખી. છેવટે એમણે લખ્યું કે: 'હવે નહિ આવ તો શેખ અબ્દુલ્લા દ્વારા ફરજ પાડીને બોલાવીશ.' સાથે વિમાનનું ભાડું ને ખરચી મોકલી આપેલ.

'કુટુંબની ઘણી ના, મારી એ મુંઝવણ, છતાં જવું પડ્યું. ભાઈ, મેં તો વિમાનની ટિકિટ કપાવી ને કુટુંબનાં સૌ રડી પડ્યાં, ને હુંયે રોઈ પડ્યો, ખોટું શું કહું ?'

આમ બોલતાંય હમણાં જાણે રડી પડશે એવી લાગણીઓ એમના ચહેરા ઉપર ઉભરાઈ આવી. આ જોઈને અમે હસી પડ્યા અને જાફર સાહેબ પણ હસી પડ્યા.

'એ રીતે પહેલ વહેલો કાશ્મીર બહાર નીકળ્યો. હવે તો ક્યારેક ક્યારેક દિલ થાય છે.'

'વાહ જાફરસાહેબ ! અવજ્ઞા માફ કરો તો એક પ્રશ્ન પૂછું.

'આપની શાદી ક્યારે થઈ ?'

આ પ્રશ્ન પૂછતાં જાફર સાહેબ એકદમ ગંભીર બની ગયા. થોડીવાર ચૂપ રહ્યા બાદ બોલ્યા 'શાદી ?





લડકીએ મારી ઓરત સાથે એટલી મહોબ્બત કેળવી લીધેલી કે જાણે બે ખોળિયામાં એક જ જાન. દિવસે પેલી લડકી પરેશાન કરે અને રાતે મારી ઓરત.

એક દિવસ તો આ ઝંઝટથી હું એટલો ગળે આવી ગયો કે મારી ઓરતને હું મારી બેઠો. છતાં મારી ઓરત એકની બે ન થઈ. હતાશ થઈને છેવટ મેં હા પાડી. એ દિવસે અમારા ગરીબ ઘરમાં અને મીરઝા શીરાઝીની મહેલાતમાં રોશની ઝળહળી ઊઠી. પણ મારું દિલ તો અંધારામાં જ આથડતું રહ્યું. શાદી થઈ ગઈ. દિલ્લગી અને દિલેરીના, મોજ અને મસ્તીના થોડા દિવસો વહી ગયા. ને બન્ને ઓરતો વચ્ચે વાતવાતમાં વાંધો પડવા લાગ્યો. અંતે તો બીજી ઓરતમાં અમીરાત અને શુદ્ધ ઇરાની ખુંદનો મીજાઝ હતો. વાતવાતમાં ઝઘડા વધવા માંડ્યા. વધીને વડ જેવા થયા. સાથે રહેવું મુશ્કેલ થઈ પડ્યું. મારે નવી ઓરત માટે જુદું મકાન લેવું પડ્યું. મારી જિંદગીમાં પણ જુદાઈ આવી ગઈ. જુદા મકાનથી એ જુદાઈ ન મટી. અમે સૌ તંગ આવી ગયાં.

સામે ચાલીને મહોબ્બત માગનારીએ સામે ચાલીને છેવટ તલ્લાકની માગણી કરી. મેં ખુદાનો અહેશાન માન્યો. ઉફ ! એ દિવસો હું કદી ભૂલી શકું તેમ નથી.'

અમે બધાં વાત સાંભળતાં સાંભળતાં ગમગીન બની ઊઠયાં. જાફર સાહેબના મુખ ઉપર ધવાયેલા દિલના અકથ્ય ભાવો ઉભરાઈ રહ્યા. એ ભાવોએ વાતાવરણને ગમગીનીથી ભરી દીધું.

ગમગીન શાંતિનો ભંગ કરતાં થોડીવારે મેં પૂછ્યું–
'એ ઓરતનું કોઈ ફરજંદ ખરું ?'

જમીન તરફ આંખો ઢાળીને જાફર સાહેબે હકારમાં માથું હલાવ્યું, થોડીવાર થોભીને કહે : 'ફરજંદ પણ અસલ એની માની જ ઓલાદ ઉફ ! ખોફનાક. પાંચ વરસનું બચ્ચું છે પણ કોઈ બુઝર્ગનુંયે માન રાખવામાં સમજતું નથી. અને કોઈ ઠપકો આપવા જાય તો વાતવાતમાં છરી લઈને સામે ધસે છે. શું એનું ખુન્નસ ! ઇરાનની અસલ ઓલાદનું જ ફરજંદ.'

સૌ વધુ ગમગીન બન્યા. ગમગીની ઉડાડવા જાફરસાહેબે હુક્કાની નાળ હાથમાં લીધી. થોડીવાર નાળ રમાડીને ધીરે ધીરે હુક્કો ગગડાવવો શરૂ કર્યો. કલાની દુનિયામાંથી કૈંકાઈને સંવેદન અનુભવી રહ્યા.

હુક્કો ગગડાવતાં જાફરસાહેબ મનનું સંવરણ કરી બોલી ઊઠ્યા : 'મારી જિંદગીમાં આવો તમારા જેવો રસ લેનાર અત્યાર સુધી એક જ આદમી મળ્યો છે.'
'કોણ એ ?' ઉત્સુકભાવે અમે પૂછ્યું.

'એ કોઈક મુખરજી કરીને હતા.'

અમે ભારતભરના ખ્યાતનામ મુખરજીઓમાંથી જેટલા યાદ આવ્યા એટલાનાં નામ ઉચ્ચારી ગયા. અને જાફરસાહેબ ડોકું જ ધુણાવતા રહ્યા.

અમારામાંથી એક જણ બોલી ઊઠ્યું :

'શ્યામપ્રસાદ મુખરજી તો નહિ ?'

'શ્યામપ્રસાદ મુખરજી ? એ તો ભારત સરકારના માજી પ્રધાન અને અને જન સંઘના પ્રમુખ ?'

'હાં, વોહી વોહી !' જાફરસાહેબ બોલી ઊઠ્યા.
'બહોત દિલચસ્પી લેતા થા.'

'એમનો દેહ તો અહીં કાશ્મીરમાં જ પડેલો અને એમને મુસલમાનો સામે થોડી ફરિયાદ પણ હતી ! અખંડ ભારતના તે પુરસ્કર્તા.' મેં કહ્યું.

'અગર ઝીંદાદિલ આદમી ન માલુમ થા, મગર મેં ભી મુસલમાન હું, ફીરભી બડે ભાઈકી તરહ મેરી સાથ નાતા રખતા થા.' જાફરસાહેબે મગરૂરીથી કહ્યું 'દેખીયે ! યે મેરી ફોટુ ભી ઉન્હોને ખીંચી થી. હનુમાનજીકી તસ્વીર મેરી પાસ ઉન્હોને બનાઈ થી. મૈંને ભી શોખસે બનાઇ ઓર મુખરજી સાહબ બહોત બહોત ખુશ હુવા.' બોલતાં પણ જાફરસાહેબ પણ ખુશમીજાજ બનતા ગયા.

'કલરની મીલાવટ કૈસે કરના, તસ્વીરકી લાઈનીંગ કૈસે દેના, કૈસા ફીનીશીંગ કરના વો મુઝે બતલાતા થા. આર્ટકા બહોત શોખીન થા.'

કલા હિંદુ મુસલમાનના પ્યાલો છોડાવીને બંધુતાની





વ્યવસાય અંગે વિશદ સમજણ પાડતાં કહ્યું.

'પણ આ ઇરાનની કલા કાશ્મીરમાં ક્યાંથી આવી?' અમે પૂછ્યું.

'એનો પણ રસિક ઇતિહાસ છે. પંદરમી સદીની શરૂઆતમાં કાશ્મીરમાં 'ઝઇનિ–ઉલ–આબીદીન' નામે એક મહાન બાદશાહ થઈ ગયો. જેવા તમારા રાજા ભોજ ને બાદશાહ અકબર એવો જ પ્રતાપી અને પ્રજાપ્રિય અમારો બાદશાહ ઝઇનિ–ઉલ–આબીદીન.' બાદશાહનું નામ લેતાં લેતાં જાફર સાહેબનું મોઢું ભરાઈ ગયું.

'ઝઇનિ–ઉલ–આબીદીન યુવાવસ્થામાં પ્રવેશતો હતો એ વખતે હિંદથી પાછા ફરતા તૈમુર લંગને ભેટ સોગાદ દેવા એના પિતા સિકંદરે ઝઇનિ–ઉલ–આબીદીનને સમરકંદ–બુખારા મોકલ્યો. એ વખતે એનું નામ શાહીખાન. શાહીખાનના ઉમદા તોખમ અને બુદ્ધિપ્રભાથી બાદશાહ તૈમુર લંગ ખુશ થઈ ગયો અને સાત વરસ સુધી સમરકંદમાં જ રોકી રાખ્યો.

બાહોશ શાહીખાને તે સાત વરસમાં એકેય પળ નકામી ન જવા દીધી. સમરકંદ બુખારા એ જમાનામાં સમૃદ્ધિ અને કલાકારીગરીનું મહાન ધામ ગણાતું. શાહી ખાનને રાજકારોબારનું ઉત્તમ શિક્ષણ તો ત્યાં મળ્યું જ, પણ કલા અને સાહિત્યનો પણ એણે ખંતથી અભ્યાસ કર્યો અને જ્યારે કાશ્મીરમાં હકુમત ઉપર આવ્યો ત્યારે સમરકંદ–બુખારાના કલા નિષ્ણાતોને બોલાવી બોલાવીને કાશ્મીરમાં કલાનો પ્રાણ પૂર્યો. આજે તમે જુઓ છો તે નમદાની ગૂંથણી, બેનમુન ગાલીચા, પથ્થરની બનાવટો ને ચાંદીનું નકશીકામ એ ઇરાનની અને બાદશાહ ઝઇન–ઉલ–આબીદીનની ભેટ છે.

એક વખત બાદશાહના દરબારમાં થોડા ઇરાની પ્રવાસીઓ આવ્યા. અને સાથે નકશીએ પર્શીઅનની ઉમદા બનાવટો બાદશાહને ભેટ ધરી. બાદશાહ ખુશ થઈ ગયો, કોઈ નવી કારીગીરી કોઈ નવી કલા ભાળે કે એને કાશ્મીરમાં ઊતાર્યે જ છૂટકો. બાદશાહે ઇરાનથી પેપર મેશીના નિષ્ણાતોને બોલાવ્યા.

ઇરાનના શાહે ફઝલ નામના ખ્યાતનામ કલાકારને કાશ્મીર મોકલ્યો. ફઝલે ઇરાનમાંથી આવી વસેલા ચાર હુશિયાર આદમીઓને આ કલા શીખવી. એમાંથી એક મીરઝા અલી નામે કલાકારનો વંશજ તે હું...'

'કલાકાર જાફરઅલી' અમે પૂરું કર્યું.

દિલભર વાતો બાદ જાફરસાહેબે રજા લીધી. હાઉસબોટનું બારણું ખોલતાં વાદળ ઘેરાં આકાશના અંધારા ઓળા દાલ સરોવર અને સામેના શંકરાચાર્યના પહાડ પર ઊતરી એકાકાર થઈ ગયેલા.

હૈયાના હેતથી હાથ મીલાવીને અમે છૂટા પડ્યા. હાઉસબોટમાંથી જાફરસાહેબ સામે કાંઠે પહોંચવા નાનકડી નાવમાં ઊતર્યા. નાવ પાણીમાં સરકતી ચાલી. છેવટે સામે કાંઠે પહોંચતાં પહેલાં જ અંધારામાં ભળી ગઈ. શંકરાચાર્યના પહાડ ઉપરના ઉત્તુંગ શિવાલય ઉપર વીજળીનો દીવો એક ભવ્ય કલાની આશાના પ્રાણ જેવો ઝગી રહ્યો હતો.

★

પુરુષોત્તમ મિસ્ત્રી

## હૈયા વિષે

હૈયા વિષે  
સાંનિધ્ય સાથે કોકનું હૈયું હવે;  
ને મને સમજાય ના,  
આ ભીતરથી જે કશો લય આવતો;  
(શૂન્ય આ સૃષ્ટિ વિષેના મલય શો)  
તે હશે ગીત–ગુંજન....  
કે કોલાહલોનું ક્રંદન....?  
(ગ્રીષ્મનો મીઠો અને વર્ષાતણો સુસવાટતો,  
તો યે પવન!)

★






માણુસ કંઈ એકલો નર નથી, નારી પણ નથી—એ બન્ને મળીને જ એક થાય છે. એ અર્ધા ભાગને બાતલ કરી પોતાને વિરાટ બનાવવા ઇચ્છે છે ત્યારે તે પોતાને તો પામતો નથી પણ બીજું બધું પણ ખોઈ બેસે છે.

એવું જ કંઈક છે આપણી અત્યારની ભરાઈ રહેલી વૃત્તિમાં. આપણે હાથે કરીને વૃત્તિઓને બહેકાવીએ છીએ. આપણે જ કંઈક છીએ તેવું વારંવાર બતાવવા પ્રયત્ન કરીએ છીએ. અને એ પ્રયત્ન કરતાં કરતાં સામી વ્યક્તિને એવી તો ઉતારી પાડીએ છીએ કે તે તો બિચારી મનમાં ને મનમાં જ સમસમી રહે છે. ક્યારેક પોતામાં કંઈક ઉણપ છે એવું તેને ભાન થાય છે, ક્યારેક સામી વ્યક્તિના પ્રભાવથી અંજાઈને કોઈ ભાવ પ્રગટ નથી કરી શકતી, ક્યારેક પોતાના સ્વમાનહાનિથી એવી તો ઘવાઈ ઊઠે છે કે કલ્પના બહારના પરિણામ તરફ ધીમે ધીમે ઘસડાતી જાય છે. કોઈપણ વ્યક્તિ એક વાર, બે વાર પોતાના રોજિંદા જીવનમાં એવા નુસખા સહી લે. પછી તો તેની હદ ઓળંગાતી જાય તેમ નુસખા તરીકે નહિ રહેતાં જીવનમાં વિપરીત સ્વરૂપ ધારણ કરે છે.

આજકાલ પતિ પત્નીને, મા દીકરીને, સાસુ વહુને, નણંદ ભોજાઈને તેના વર્તનને અને બોલને હલકો પાડી દેતાં વિચાર કરતાં નથી. એમાંય પતિ અને સાસુ તો જાણે પોતાનાં માલિકી હક્કના કારણે જરા વધુ જાગૃત હોય છે. નાનીશી વાતમાં પણ જો આવું વર્તન બનતું હોય તો તે કેટલું શરમજનક છે! આપણે માણુસ છીએ તેમ તે પણ છે તે કેમ ભૂલાઈ જાય છે!

ક્યારેક ઓછી સમજણ કે બુદ્ધિને અભાવે અસ્થાને શબ્દો વપરાઈ જાય છે, તેવે વખતે તેને ઉતારી પાડવા કરતાં કુનેહથી કામ લેવાય તો પરિણામ ચોક્કસ સરસ નીપજવાનું. ધીરજ અને કુનેહ જેટલા ડહાપણથી આવે છે, તેના કરતાંય વધારે ઉત્કટ પ્રેમને લીધે આવે છે. શુદ્ધ પ્રેમ આગળ ડહાપણનું કંઈ જ ચાલતું નથી. એવું ડહાપણ તો માનવીના મનમાં ક્યારેક તુમુલ યુદ્ધ જગાવે છે—પરસ્પરવિરોધી લાગણીઓનું સંઘર્ષણ ઉત્પન્ન કરે છે.

સમાજની ઉન્નતિ અર્થે, ઘરની શોભા વધારવા, જીવનનાવ સરળતાથી આગળ ધપાવવા માટે દરેક વ્યક્તિમાં સાચી વ્યક્તિનો વિચાર કરવાની થોડી પણ આવડતની જરૂર છે. કોઈને પણ તિરસ્કારો નહિ, સમજવા-સમજાવવા પ્રયત્ન કરો અને એમાં જ ઉભયની, આખા સમાજની ઉન્નતિ છે.



તમે એ ન ભૂલી જાવ કે વહુ પણ તમારા જેવી જ કોઈની તો દીકરી છે. તમે તમારી દીકરીમાં અને વહુમાં ભેદ ન જુઓ. કામકાજમાં પણ એક ઢસરડો કર્યા કરે અને બીજી બેસી રહે એવું શા માટે?

આ છે આપણી મનોવૃત્તિ. ભાવી પ્રજાની ઘડનારીની જ આ કરુણ દશા ક્યારે નીવારીશું?

## સંયુક્તમાંથી વિભક્ત

રમાબેન બોલે તો જાણે મોતી ઝરે એટલી મીઠાશ હતી વાત કરવામાં. વાત કઢાવવામાં તે એટલાં કુશળ હતાં કે તેમનો આશય પહેલી નજરે જોનાર તો કોઈ જ ન સમજી શકે.

તે જેવા મીઠાં હતાં તેવાં જ સંકુચિત હતાં, કામનાં ચોર હતાં. વાતો સાંભળવી, પટલાઈ કરવી ખૂબ ગમે. વ્યવસ્થિતતાનું નામ નિશાને નહોતું. કુટુંબ સંયુક્ત અને મોટું એટલે દોષ હમેશાં બીજાં ઉપર જ ઢોળી દે.

કુટુંબમાં સાથે રહેનાર બધી વ્યક્તિઓ કંઈ મૂર્ખી તો નથી જ હોતી. એમનો સ્વભાવ, વારંવાર જૂઠું બોલવું, ઊતારી પાડવા અને સાચાને પણ ખોટા પાડવાની હદ સુધી તેમની વાગ્ધારા ચલાવવી—આ બધું તો રોજનું થયું હતું. પાંચ પાંચ મિનિટે એમનું મંતવ્ય ફરતું હોય. ઘરની બધી જ વ્યક્તિઓ એક પછી એક તેને ન ગમતી હોય જ, જે વ્યક્તિ હાથમાં આવે તેનો છાલ ન છોડે. 'આજે તો આણે મને આમ કહ્યું, આણે આવું કર્યું, મારાથી સહન નથી થતું, હું તે એકલી કેટલું કરું'–પતિદેવ પાસે એમની ફરિયાદ ચાલુ જ હોય.

પતિ પત્નીને સારી રીતે ઓળખતાં હતાં, તેને સાંભળતાં હતાં પણ બહુ મન ઉપર ન લેતા. પત્ની હતી એટલે સાંભળ્યા વગર પણ છૂટકો નહિ જ અને હવે તો રોજનું થયું. રમાબેનને બે બાળકો હતાં. એમનું મનગમતું ન થાય, કોઈ કામમાં પોતાનો વિરોધ હોય, તો તે દર્શાવવા માટે તેમનું શસ્ત્ર બાળકો બનતાં. પોતાનો દાવ બાળકો ઉપર અજમાવે અને એ બાળક ખૂબ જોરશોરથી રડે એટલે ઘરનાં વડીલોથી આ સહન ન થાય. એના હાથમાંથી તેને ઝૂંટવી લે ત્યારે કંઈક શાંત થાય. પણ જો પાછું બાળક હાથમાં આવી જાય તો પાછી એની એ જ દશા ચાલુ થઈ જાય.

રમાબેનને સગાં સ્નેહીઓનું કુટુંબ તો ખરું. એમને મળવા જવાનો એમની પાસે સમય ન હોય. કોઈ પૂછે તો એમ જ કહે કે, 'મારા ઘરમાં એટલું બધું કામ રહે છે કે મને બીલકુલ નવરાશ નથી મળતી.'

આવું તો રોજનું થયું એટલે કોઈ રસ્તો કાઢ્યા વગર પણ છૂટકો ન હતો. ઘરનાં બધાં જ કંટાળે, કોઈ મહેમાન આવે તો પણ તેને ઘરમાં શાંતિ લાગે જ નહિ. બે દિવસ થાય એટલે થાય કે હવે તો અહીંથી ચાલ્યાં જઈએ. ભર્યા ભાદર્યા ઘરમાં આવો પેઠેલો કંકાસ જોઈને સૌ કોઈનાં મન બળે.

છેવટે એ નિર્ણય ઉપર આવ્યાં કે એમને જુદાં રાખે તો તે ફાવે તેમ કરી શકશે અને જવાબદારીનું ભાન થતાં થોડો ફરક પડશે.

....અને રમાબેન જુદાં રહ્યાં.





આપણે લખી–વાંચી નહોતાં શકતાં, પુસ્તકો પણ જે જમાનામાં નહોતાં ત્યારે જે આપણો સચવાઈ રહેલો વારસો વંશપરંપરાગત ઊતરી આવતો, સંસ્કારની જે સરવાણી ચાલુ રહેતી તેમાં આપણી ગઈ પેઢી મોટો ભાગ ભજવતી. આજે પણ આપણે ફક્ત મહાન વ્યક્તિઓનાં જીવનચરિત્રો પુસ્તકોમાંથી વાંચી શકીએ છીએ. પણ દેખીતી રીતે મહાન ન હોય છતાં જેમના જીવનમાંથી કેટલુંય આપણને શીખવાનું મળે તે બધું આપણે ક્યા પુસ્તકમાંથી વાંચી શકતાં હતાં ?

ગઈ પેઢીના સંસ્કારનો સઘન વારસો આપણાં એ વડીલો, આપણી માતાઓ અને ગામની આણજાણ વૃદ્ધાઓ પાસે સ્મરણમાં સચવાઈ ને પડ્યો છે તેને કાઢવાનું આપણી યુવતીઓને કેમ નથી સૂઝતું ? એ પેઢીનો મેળ નથી ખાતો તેનું એક કારણ આ પણ કેમ ન હોવું જોઈએ ? ગઈ પેઢીથી આપણે દૂર ને દૂર રહ્યાં છીએ. તેમની નિકટમાં જવાનું આપણે નાનમ ગણીએ છીએ. આપણે ભણી ગણીને સંસ્કારી કહેવડાવીએ છીએ એટલે આપણે તેમને અભણ ગણીને તેમનાથી દૂર રહીએ છીએ. આપણી જાણમાં ન હોય તેવો આપણી સંસ્કૃતિનો મહાન વારસો એ આખી પેઢી પાસે ભર્યો પડ્યો છે કે જેનો આપણે તેમના અવસાન પછી તેમની પાસેથી ન મેળવ્યાનો અફસોસ કરીએ છીએ.

આપણામાંથી એ દૂર થાય તો આપણી વડીલ પેઢીના સાચા અર્થમાં વારસ થઈને એ પેઢી વચ્ચેનું દિવસે ને દિવસે વધતું જતું એ અંતર પણ દૂર થાય અને એક નવા વારસાને આપણે ભાવી પ્રજા પાસે મૂકી શકીએ. આપણી બહેનો દંભ અને સજાવટ પાછળ વેડફી દે છે તે મોટા ભાગના વખતમાં આવાં વડીલો પાસેથી સંસ્કાર–પાનની ટેવ પાડે તો એ પેઢી વચ્ચેનું અંતરેય ઓછું થઈ જાય.



પ્રવાત

## વાલુકા જૂઠી

અંધારી ઘોર આજ રાતડી અમાસની,
નભને તે ચંદરવે ચમકી ઊઠી;
કાળી કાળી રાતડીની રૂપલડી તારલી,
વેરે રૂપેરી રજ ભરી મૂઠી !

રેણુને ઓઢાવાને પાથર્યાં પાનેતર;
પરણ્યાનું દિલ ઘડી ડારવા ઊઠી,
દેખી રૂપાભરી રેણુને બદલે;
વસ્ત્રે વીંટાયેલ વાલુકા જૂઠી !

વેળુને ચમકારે ચમક્યાં'તાં હૈડાં,
ઝાંઝવે ઝલાતાં કુદરત રૂઠી;
મજલ કેરાં માપણાં માંડ્યા રે ત્યાં તો
મેહુલો મંડ્યો મૂસળે વૂઠી !

જૂઠી વેકુરને કણકણ દેખાયા :
આભના તારલિયા ખૂંચી ખૂંચી;
ચોડ્યા પાનેતર, પરણ્યો ઝંખાયોઃ
દેખીને ગજ ગજ છાતી ઊંચી !







રમણભાઇના જીવન ને પ્રવૃત્તિઓને સુંદર ન્યાય આપતો આ ગ્રંથ એમના દાંપત્ય જીવન વિષે જરા અસંતોષ રહી જાય એટલી ઓછી માહિતી આપે છે. 'ગુજરાતનાં ઉછરતાં દંપતીઓને અનેક દાયકા સુધી દૃષ્ટાંતરૂપ' નીવડે એવાં દંપતી બે—એક રમણભાઈ ને વિદ્યાબહેન ને બીજાં ડૉ. સુમંત મહેતા ને શારદાબહેન. રમણભાઇની આવી વિશિષ્ટ સર્જનશક્તિનાં પ્રેરણામૂર્તિ વિદ્યાબહેન જ હશે. પરંતુ ગ્રંથમાં એમના દાંપત્યજીવન વિષે ખૂબ ઓછો ઉલ્લેખ છે. બાળકો સાથેના સંબંધની પણ આછીપાતળી લીટીઓ દોરીને જ લેખકે સંતોષ માણી લીધો છે. કોઈપણ સાહિત્યકારની સિદ્ધિ સમજવામાં એનું કૌટુમ્બિક જીવન પણ ખૂબ મહત્ત્વનું નીવડે છે એ હકીકત લેખકે કેમ અવગણી હશે? સ્ત્રીદાક્ષિણ્યવૃત્તિનો અભાવ આપણા ગુજરાતમાં આજે પણ સાલે એવો છે તો પછી આજથી ૪૦ વર્ષ પહેલાં પોતાનું સૌથી વધુ મહત્વાકાંક્ષી સર્જન રાઈનો પર્વત પત્નીને અર્પણ કરનાર લેખકની સ્ત્રીસન્માનવૃત્તિ વિષે કાંઈક વધુ વિસ્તારપૂર્વક ઉલ્લેખ નહોતો કરવો જોઈ તો? ગટુભાઈ ધ્રુ સાચું કહે છે કે લેખકે સમાજોન્નતિ ને સમાજ કલ્યાણના પ્રશ્નોની સમીક્ષા આધુનિક દૃષ્ટિથી કરી હોવાથી એ તત્કાલીન સામાજિક પરિસ્થિતિને સ્પષ્ટપણે પચાવી શકયા નથી. શારદાબહેનનું 'જીવન સંભારણાં' પણ એમને ભૂતકાળના રૂઢિવાદી ગુજરાતી સમાજનું સ્પષ્ટ ચિત્ર આપી શકયું હોત. ગાંધીજીએ (મહાદેવભાઈની ડાયરીમાં ઉલ્લેખ્યા મુજબ) રમણભાઈને આપેલી 'અનેક વિધવાઓનાં છાનાં આંસુ લૂછનાર' તરીકેની અંજલિ લેખકના ધ્યાન પર આવી લાગતી નથી. ગુજરાત આજે સામાજિક રીતે આગળ વધ્યું હોય તો તે રમણભાઈ જેવા અનેક સાચા સમાજ હિતૈષીઓના તર્પણ વડે. એમણે 'ભદ્રંભદ્ર' જેવું અમર કટાક્ષકથન આપીને પ્રગતિનો માર્ગ મોકળો કર્યો, 'રાઈનો પર્વત' આપીને નારી પ્રતિષ્ઠાની ભાવનાને વેગ આપ્યો, સાહિત્યપ્રેમી બાળકો ગુજરાતને આપીને સાહિત્યની પ્રગતિકૂચ ચાલુ રાખી. એમના વડે જ પ્રોત્સાહિત થયેલાં, જીવનના સંધ્યાકાળે પણ પોતાની સર્વશક્તિ સામાજિક પ્રવૃત્તિઓમાં ખર્ચનાર વિદ્યાબહેન આપ્યાં. આથી વધુ કેટલા ઉપકારની ગુજરાત રમણભાઈ પાસેથી અપેક્ષા રાખી શકે?

ડૉ. બિપિન ઝવેરીએ ગુજરાતી સાહિત્યના એક ચિરસ્મરણીય વિદ્વાનનું જીવન ગુજરાત સમક્ષ રજૂ કરીને સાહિત્યની રચનાત્મક સેવા કરી છે. પુસ્તકમાં ઉલ્લેખાયેલી વ્યક્તિઓ, વિષય ને ગ્રંથોની સૂચિ અંતે આપી હોત તો એની ઉપયોગિતા વધુ રહેત. મથાળું સાવ સાદું ન રાખ્યું હોત તો?

**A preparation for scieuce:**

[ By Richard Gregg, Published by Gujarat Vidyapith, Ahmedabad, price Rs 1-8-0. ]

વૈજ્ઞાનિક કેળવણી વિષે સાદી ભાષામાં પણ સરસ સમજ આપતું આ પુસ્તક વિજ્ઞાન વિષેની આપણા સમાજમાં પ્રવર્તતી ઘણી ગેરસમજ દૂર કરે છે. ગાંધીજીના એક નામાંકિત અનુયાયી ને સમર્થ ચિંતક શ્રી. રીચર્ડ ગ્રેગ વડે એ લખાયું છે. હિંદનાં બાળકો ગામડાંમાં જ ઉછરતાં હોવાથી આધુનિક વૈજ્ઞાનિક સાધનોથી એ ઘણાં અજ્ઞાત છે. આથી એમને વિજ્ઞાન શીખવવાની પદ્ધતિ અમેરિકાની પદ્ધતિ કરતા કાંઈક જુદી ભૂમિકા પર તૈયાર થયેલી હોવી જોઈએ. એ ભૂમિકા વિષેના પોતાના ખ્યાલ એ તાર્કિક રીતે રજૂ કરે છે. પોતાના કથનને એ અનેક આધાર ટાંકીને સાબિત કરે છે. પુસ્તક માત્ર ૧૧૦ પાનાનું હોવા છતાં એ અત્યંત મનનીય છે. હિંદનો શિક્ષક વર્ગ તો એમાંથી ઘણી દિશાસૂઝ મેળવી શકશે.

એની પ્રસ્તાવના કાકાસાહેબ કાલેલકરે હિંદીમાં લખી છે. નવાઈની હકીકત તો એ છે કે એ હિંદી પ્રસ્તાવનાનો અંગ્રેજી અનુવાદ આખા પુસ્તકમાં કયાંય નજરે નથી પડતો. વિજ્ઞાન વિષેના જ પુસ્તકમાં આટલું અવૈજ્ઞાનિક વલણ દાખવનાર પ્રસ્તાવના લેખક વિષે શું કહેવું! પુસ્તક જે ભાષામાં હોય એ ભાષામાં જ એની પ્રસ્તાવના હોવી જોઈએ. પ્રસ્તાવના

છે એટલે એમાં પ્રગતિ થયા જ કરશે એમ માનવું જ રહ્યું ને?

**ગોદાન :**

[ લે. પ્રેમચંદજી, સંક્ષિપ્તકાર: રમણલાલ સોની, પ્ર. વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ લિમિટેડ, મુંબાઈ, ૨, કિં. રૂ. ૧–૮–૦ ]

અંગ્રેજીમાં લખાઈ હોત તો વિશ્વ 'ક્લાસીક' ગણાઈ હોત એવી પ્રેમચંદજીની આ શ્રેષ્ઠ હિંદી નવલકથાનો સંક્ષિપ્ત અનુવાદ સરળ ને રોચક છે. ધમાલિયા યુગમાં ૫૦૦ પાનાં વાંચવાની ધીરજ ગૂમાવી બેઠેલા વાચકોને અનુકૂળ આવે એવી પ્રવૃત્તિ ઊપાડવા બદલ પ્રકાશક ધન્યવાદને પાત્ર ઠરે છે. બહુ મોટાં પુસ્તકોથી ગભરાઈ જતાં કિશોર–કિશોરીઓ માટે તો આવાં સંક્ષિપ્ત પુસ્તકો ખૂબ આશીર્વાદરૂપ છે.

ગોદાન કરવા માટે જીવનભર ઝંખના કરતો હોરી, ઉત્તર પ્રદેશના જ નહીં, પણ સમગ્ર દેશના ખેડૂત વર્ગની આકાંક્ષાઓના પ્રતિનિધિ સમો છે. આપત્તિની પળે સિદ્ધાંત સાથે સમાધાન કરતો ને નીતિના નિયમો સાથે બાંધછોડ કરતો એ માનવી વાચકની સહાનુભૂતિને પાત્ર બને છે કારણ કે એનામાં રહેલો માણસાઈનો અંશ કદીય મરી પરવારતો નથી.

સંક્ષિપ્તકારની એક ત્રુટિ નવલકથામાં ખૂંચે એવી છે. ગોબર જ્યારે ગામ છોડીને શહેરમાં જાય છે ત્યારે શહેરી જીવનની કૃત્રિમતા ઉપર પ્રકાશ ફેંકવા શ્રી. પ્રેમચંદજી મીસ માલતીને વાર્તામાં આણે છે. સંક્ષિપ્તકારે પણ મીસ માલતીને વાર્તામાં દાખલ થવા દીધી છે; પરંતુ પછી એને સાવ વીસારી દીધી છે. ઠેઠ છેવટના ભાગમાં માલતી ગોબરનાં બાળકોને રમકડાં ભેટ આપે છે એ પ્રસંગ પૂર્વાપર સંબંધને અભાવે અસંદિગ્ધ લાગે છે. આથી પા. ૧૪૦ પર સાતમી કંડિકા સમૂળગી કાઢી નાખી હોત તો વાચકનું ધ્યાન ખેંચાત નહીં. બીજી આવૃત્તિ વેળાએ આ ભૂલ સુધારી લેવાશે?

**રાસ નિકેતન :**

[ જનાર્દન પ્રભાસ્કર, મુખ્ય વિક્રેતા: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી માર્ગ, અમદાવાદ. કિં. રૂ. ૧–૦–૦ ]

રાસરચયિતા શ્રી. પ્રભાસ્કર રાસરસિક ગુજરાતણો સમક્ષ આ ચોથો સંગ્રહ રજૂ કરે છે.

રાસ ને ગરબા એ ગુજરાતનું એક વિશિષ્ટ કલાધન છે. હિંદભરમાં એ કલાની પ્રતિષ્ઠા સ્થપાઈ છે ને એમાં વિકાસને ખૂબ અવકાશ છે.

ન્હાનાલાલના પંથે ચાલી શ્રી. પ્રભાસ્કરે ગુજરાતને સરસ રાસ આપ્યા છે. ગુજરાતની સંસ્કાર પ્રવૃત્તિઓમાં રાસનું સ્થાન એટલું બધું મોભાવાળું બનતું જાય છે કે જેટલા વધુ રાસ રચાશે એટલા ઉપયોગી નીવડશે.

હકીકત ડંખે એવી હોય તો તે એક જ કે રાસરસિયાઓ પણ રાસનાં પુસ્તકો વસાવવામાં નથી માનતા—વ્યવહારુ ગુજરાતીઓ ખરા ને? કવિ ઘેર બેઠા માત્ર કાવ્યો જ રચ્યા કરે ને પ્રકાશકો પોતે જ એનું પ્રકાશન કરે એવા દિવસો ક્યારે આવશે? આજના કવિએ તો કલાકાર ને વેપારી બંને થવું પડે છે—એમાં એની કલા કરમાય છે ને વેપારમાં ખોટ આવે છે. ઇચ્છીએ કે સાહિત્યક્ષેત્રે ગુજરાતી સાહિત્યરસિકોની સુરતી ઝટ દૂર થાય; નહીં તો ઘણાં સાહિત્યરત્નો ઊગતાંવેંત કરમાઈ જશે—પ્રોત્સાહનને અભાવે.

**અશ્રુ :**

[ લે. વિ. સ. ખાંડેકર. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ. પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ. મૂલ્ય છ રૂપિયા. ]

પિતાના અવસાન પછી ઓરમાન માતા, એક નાનો ઓરમાન ભાઈ, એથી નાની બહેન, પત્ની અને પુત્રનું બહોળું કુટુંબ ધરાવતો શંકર એમ. એ. થઈ ને પણ લાગવગનો ખોટી રીતે ઉપયોગ કરવા કરતાં ધ્યેયને વળગી રહીને નીતિમત્તાથી જીવવા માગતા એક આદર્શ શિક્ષક તરીકે આ કથાનો નાયક બનીને





હમણાં હમણાં સંક્ષેપો પ્રગટ કરવાની ગુજરાતી પ્રકાશકોની દૃષ્ટિ ખીલી છે ત્યારે એક વાત રજૂ કરવી યોગ્ય લાગી છે. સંક્ષેપ કરેલી નવલકથા બહુજન-સમાજને ભોગ્ય થાય અને બધાનાં ખીસાને પરવડે તેવી સસ્તી કિંમત રખાય એ ખાસ જરૂરી છે. એ રીતે વિચારતાં રફ કાગળવાળી આ ચોપડીની કિંમત ઘણી વધારે ગણાય.

**હવા તુમ ધીરે બહો :**

[ લે. મોહનલાલ પટેલ પ્ર. રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ. મૂલ્ય : ત્રણ રૂપિયા. ]

નવા નવા લેખકોની વાર્તાઓના સંગ્રહો પ્રગટ થતા જાય છે તેમ તેમ લાગે છે કે ગુજરાતમાં વાર્તાકારો ઠીક ઠીક વધવા લાગ્યા છે. સામયિકોમાં જ જેમની વાર્તાઓ પ્રગટ થતી હોય તે લેખકો એકાદ પણ સંગ્રહરૂપે રજૂ ન થાય ત્યાં સુધી એ નામ બહુ જાણીતું નથી થતું એ હકીકત સમજીને પણ આપણા લેખકો અને પ્રકાશકો નવા લેખકોના સંગ્રહો તૈયાર કરીને વાચકો આગળ મૂકે છે તે ઉજ્જવળ ભાવિ બતાવે છે. શ્રી મોહનલાલ પટેલનો આ એકવીસ વાર્તાઓનો પ્રથમ વાર્તા-સંગ્રહ છે.

બધી વાર્તાઓમાંથી નિરાશાના સૂર એક યા બીજી રીતે નીકળતા દેખાય છે એટલે લેખકનું હૃદય દર્દને આલેખવામાં શૂરુ-પૂરું છે એમ પણ કહી શકાય. પણ જીવનમાં દર્દ અને નિરાશા જ હોય છે તેના કરતાં આશા અને ઉત્સાહ ઓછાં હોય છે એટલે આપણી વાચક જનતાને વધુ આશા અને ઉત્સાહ-પ્રેરક વાર્તાઓ, સાહિત્ય આપવા તરફ આપણા વાર્તાકારો વળે એ જરૂરનું નથી ? આ સંગ્રહના લેખક પાસે વાર્તાની કળા છે, વસ્તુનું વૈવિધ્ય છે, શબ્દને તોળી તોળીને મૂકવાની કુશળતા છે. અને છતાં કોઈક જ વાર્તામાં છેલ્લી વાર્તા 'ચક્રવત્ પરિવર્તન્તે' જેવું શુદ્ધ દર્દ મળે છે. દર્દની રીતે દર્દ મૂકાય તે ગમે, પણ ફક્ત રોતલવેડા, વેવલાશ અને નિરાશા જીવનને, અને સાથે સાથે સાહિત્યને પણ નબળું બનાવે છે. આ સંગ્રહના ઊગતા વાર્તાકાર આ વાતને ધ્યાનમાં રાખીને વાર્તાઓ આપશે તો તેમની કળા ઓર ખીલી ઊઠશે અને ગૂજરાતને સાંપડેલા આ નવા વાર્તાકાર માટે ગૂજરાતી સાહિત્યમાં ચોક્કસ સ્થાન થશે.

પહેલા વાર્તાસંગ્રહમાં રહેલી લેખકની કેટલીક કચાશ ભરેલી હથોટી અભ્યાસથી વધુ ને વધુ ઘડાતી જશે એમ ઇચ્છીને આ વાર્તાસંગ્રહને સત્કારવાનું મન થાય જ. સંગ્રહમાંના કેટલાક જોડણીદોષો અને પુસ્તકના કલેવરને વધુ નબળું બનાવતાં વપરાયેલા રફ કાગળ તેમ જ ઉપરણાનું આંખને કંઈક ન સંતોષતું ચિત્ર બતાવી આપે છે કે આ સંગ્રહના પ્રાગટ્ય પાછળ કોઈ અનુભવી માર્ગદર્શન નહિ મળ્યું હોય. અને છતાં આપણા ઊગતા વાર્તાકારોમાં શ્રી મોહનલાલ પટેલ પણ ગણાશે એટલું સ્થાન તો આ સંગ્રહથી લેખક મેળવી શક્યા છે.



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**સૌથી ઊંચી પ્રેમ સગાઈ** : રમણલાલ પાઠક. પાનાં ૨૪૩. ચાર રૂપિયા. **દીઠાં મે નવાં માનવી** : રવિશંકર મ. રાવળ. પાનાં ૨૫૯. સવાચાર રૂપિયા. **વિધિનાં વર્તુળ** : મોહનલાલ પટેલ. પાનાં ૨૨૮. સાડાત્રણ રૂપિયા.—ત્રણેયના પ્રકાશક ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. **આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ** : શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈ. પાનાં ૬૦૪. સાડા સત્તર રૂપિયા. **શ્રી અને સરસ્વતી** : ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૪૭. સવાબે રૂપિયા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, **અમર બાપુ** : સત્યમ્. પાનાં ૧૬. પાંચ આના. શૈલેશ પ્રકાશન, અમદાવાદ.



૧૪૨૭૯

★

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**'જીવન' અને 'વિકાસ'** ઇન્દુ શેખર અને શેઠ ગોવિન્દદાસ અનુ. પોપટલાલ બુ. શાહ. પાનાં ૭૯. એક રૂપિયો. દરિયાપુર રાષ્ટ્રભાષા પ્રચાર વર્ગ, અમદાવાદ. **હિંદુ વારસાહક ધારો :** સં. બાબુભાઈ અં. સોની. આઠ આના. પાનાં. ૧૮. ચંદ્રકાન્ત ચી. વોરા, અમદાવાદ.





સત્તાવીસ વર્ષથી દર પહેલી તારીખે નિયમિત પ્રગટ થતું

સમાજ અને સંસ્કારનું
ઘરઘરનું સામયિક



તંત્રી: ઈશ્વરલાલ મો. દવે
સંપાદક : જયન્ત પરમાર

તારનું સરનામું : NAVRACHNA

આ નવેમ્બરનો અંક સુંદર, ધ્યેયલક્ષી અને વૈવિધ્યવન્તો આકર્ષક

## દીપોત્સવી અંક

### તરીકે પ્રગટ કરવાની જાહેરાત કરતાં હર્ષ અનુભવે છે

★ હિંદમાં તો આ માસિકની પુષ્કળ નકલો જાય છે. પણ એ ઉપરાંત બર્મા, મલાયા, એડન, એડિસ-અબાબા, સુદાન, સોમાલીલેન્ડ, ફિજી, (યુગાન્ડા, કૅનિયા, ટાંગાનિકા, ઝાંઝીબાર) યુનાઇટેડ કિંગડમ, યુ. એસ. એ., દક્ષિણ આફ્રિકા અને ચીનમાં ઘણી જ મોટી સંખ્યામાં આ માસિકની નકલો જાય છે.

★ મનોહર ચિત્રો, સુંદર છાપકામ, વિશિષ્ટ પ્રકારનું નીડર સંપાદન અને ગુજરાતી સાહિત્યનાં અગ્રણી લેખક-લેખિકાઓની ધ્યેયલક્ષી લેખન સામગ્રીથી સભર બનવાનો હોવાથી દરેક ઘરમાં સાચવી રાખવા જેવો આકર્ષક અને ઉપયોગી આ દીપોત્સવી અંક બનશે.

વાર્ષિક લવાજમ : સાડાસાત રૂપિયા, વિદેશમાં શિ. પંદર.
૭ વર્ષનું સામટું લવાજમ : રૂા. ૩૭-૮-૦. વિદેશમાં શિ. પંચોતેર

★ આ ખાસ અંકમાં જાહેરખબરો લેવાનું મર્યાદિત રાખ્યું હોવાથી જાહેરખબર મોકલનારાઓએ પોતાની જગ્યા અગાઉથી નક્કી કરાવી લેવા અને આ અંકના ખાસ લાભ મેળવવા વહેલાસર જણાવો:—

**BHARATI SAHITYA SHANGH (PRIVATE) LTD.**

P. O. BOX NO 73 AHMEDABAD (INDIA)

પ્રે · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

